—ડિયો પુ૦ આગડ લઈ જનારો માણસ, વિશ્વાસુ નોકર

આંગડી (૦) સ્ત્રી૦ [સં. अंग] અંગરખી, ઝભલુ

આંગણુ(—ણું) (૦) ન૦ [સં अंगण] ઘરના મુખ્ય દ્વાર સામેની ખુલ્લી જગા [—ઊઠી જવું=ઉચ્છેદિયુ – નિર્વંશ જવુ (૨) પાયમાલ થવુ —ઘસી નાખવુ=ખૂબ વાર ઘેર જવા આવવાનું થવુ – જવુ આવવુ ]

આંગત (૦) વિ૦ (ફા ) જુઓ અંગત, પોતાનુ, સ્વતંત્ર માલિકીનુ (૨) અંગનુ, નજીકનું (સગું)

આંગમણુ (૦) સ્ત્રી૦ કૌવત, જોર (૨) જુઓ આગમણ [ઝૂઝવુ

આંગમવું (૦) સ૦ક્રિ૦ [સં अंग]—ની સામે થવુ,

આંગલુ (૦) ન૦ [સં अंग] ઝભલુ [આંગલાં ટોપી કરવાં=મોસાળમાથી ભાણેજ-બાળકને વસ્ત્ર આભૂષણ વગેરે આપવા ]

આંગળ(૦) ન૦[સં अंगुल] આગળી(૨)આગળી જેટલી લંબાઈ, તસુ; ઇંચ (૩) દસની સંજ્ઞા ૦તોડો પુ૦ આગળીએ ચોટી જાય એવો પાણીમા રહેનારો એક જીવડો ૦વા અ૦ આગળ જેટલુ

આંગળિયાત,આંગળિયું (૦) વિ૦ (૨) ન૦ [જુઓ આગળી] આગલા ધણીનું (બાળક)

આંગળી (૦) સ્ત્રી૦[સં अंगुलि] હાથપગના પંજા આગળના પાચ અવયવોમાંનો દરેક અવયવ [ —આપવી=મદદ કરવી, હાથ દેવો (૨) હનો આપવો, (સાન કરી) ઉશ્કેરવુ, પ્રેરવુ, ઊભુ કરવુ —ઊંચી કરવી=( સંમતિ દર્શાવવા) આગળી ઊંચી કરવી, સંમત થવુ (૨) ઊંચે એક પરમેશ્વર જ છે એમ બતાવવુ; એવી દેવાળા કે લાચારીની સ્થિતિ જણાવવી (૩) (જરા સરખુ ય) સામે થવુ, વિરોધ કરવો —આપતાં પહોંચો પકડવો, પહોંચે વળગવુ=થોડી મદદ કરવા આવે તેને આખો જ પોતાના સ્વાર્થમા કરવા તૈયાર થવુ, જરા હાથ દેનારનુ બધું જ પચાવી પાડવા મથવુ. —કરવી=સાન કરી ઉશ્કેરવુ, ચીડવવુ, છંછેડવુ (૨) ચીંધવુ, આગળી વડે બતાવવુ (૩) નિંદવુ, ફજેત કરવુ —ખૂંપવી = પહોંચ કે પ્રવેશ હોવો, ફાવવું કે સમજી શકવુ (સામે) —થવી = નિંદાવું, (ખરાબ કે નિંદ્ય) ચીંધાવુ, ફજેતી થવી —ના વેઢા પર, —ને ટેરવે હોવું= ફીટ હોવુ, બરોબર મોઢે હોવુ, જ્ઞાન કે માહિતી તૈયાર હોવા. —ને વેઢે ગણાય એટલું=સંખ્યામા અમુક થોડુ જ, વેઢે ગણી શકાય એટલુ, જુજ —ને ટેરવે નચાવવું,—પર નચાવવું=(કોઈને)કહ્યામા કે વશ રાખવુ, પૂરુ અનુકૂળ વર્તે એમ કરવુ. —પર રાખવું=જુઓ 'આગળી પર નચાવવુ' (૨) (સ્નેહથી) પાસે ને પાસે રાખવુ, આખથી વેગળું ન કરવુ, લાડ લડાવવા —બતાવવી= (આગળીની સંજ્ઞાથી) ધમકી કે વિરોધનો ઇશારો કરવો, ધમકાવવુ, મારની ધમકી બતાવવી (૨) (માર્ગદર્શન કરી) મદદ કરવી દા ત "આગળી બતાવ્યાનુ પણ પુણ્ય છે" આંગળીથી નખ વેગળા=(નખ આગળી જોડે હોવા છતા તે અલગ છે, તેવો ભેદભાવનો સંભવ બતાવે છે) નખ આગળીની જુદાઈ જેવી જુદાઈ]

આંગળી-દેખામણુ ન૦ ફજેતો,આગળી થવી તે

આંગળુ (૦) ન૦ જુઓ આગળી [—ળાં કરડવાં =(પસ્તાવો, આશ્ચર્ય, વિમાસણ, નિરાશાનો ભાવ બતાવે છે ) ચિંતામા પડવુ, આશ્ચર્યચકિત થવું, પસ્તાવુ આંગળાં ચાટી પેટ ભરવું = જરાતરા વડે આખો સંતોષ મેળવવા મથવુ, વ્યર્થ ફાંફા મારવા ]

આંગિક વિ૦ [સં ] અંગ – શરીર સંબંધી

આંગિરસ વિ૦ [સં ] અંગિરસ ઋષિને લગતુ (૨) પુ૦ (સં ) બૃહસ્પતિ

આંગી (૦) સ્ત્રી૦ [સં अंगिका] પરણનાર પુરુષને મોસાળ તરફથી મળતુ ઓટયા વિનાનુ કોરુ વસ્ત્ર (૨) માતાની મૂર્તિને બદલે મુકાતી રંગ-બેરંગી ધાતુઓના પતરાની તકતી (૩) હનુમાનની મૂર્તિ ઉપરનુ તેલસિંદૂરનુ પડ (૪) (જૈન) મૂર્તિના શણગાર (૫) આધીથી ચડતો ધૂળનો ગોટો [—ઉતારવી=હનુમાનજી ઉપરનુ પડ હઠાવવુ —ચડાવવી=બાધાને અંગે માતાનુ પ્રતીક તેની આગળ મૂકવું —પહેરા-વવી=આગી વસ્ત્ર આપવુ (જુઓ આગી ૧)

આગ્રમન્યુ પુ૦ (સ ) અહંકિમાન

આંગ્લ વિ૦[ઇ એન્ગ્લો પરથી સં રૂપ આપ્યુ છે] અંગ્રેજોને લગતુ ૦દેશ પુ૦,૦ ભૂમિ(-મી) સ્ત્રી૦ અંગ્રેજોનો દેશ, ઇંગ્લંડ ૦ભાષા સ્ત્રી૦ અંગ્રેજી ભાષા

આચ (૦) સ્ત્રી૦[સં अर्चिस्, प्रा अच्चि] ઝાળ, ભભૂકો, સખત તાપ(૨)દીપ્તિ, શેહ, રૂઆબ(૩) ધમકી, ત્રાસ(૪)ઈર્ષા [-આપવી=ગરમ કરવુ -આવવી,-લાગવી=ઈર્ષા થવી -લાગવી= ઝાળ અડવી, બળવુ -દેવી=ત્રાસ આપવો ]

આચકવું (૦) સ૦ક્રિ૦ જોરથી એકદમ ખેંચવુ

આચકી (૦) સ્ત્રી૦ તાણ, આકડી (૨) હેડકી [-આવવી = તાણ કે હેડકી ઊપડવી, થવી ] -કો પુ૦ જુઓ આંચકો

આચણી (૦) સ્ત્રી૦ બોલતા અચકાવુ તે (૨) વાતચીતમા વારે વારે બોલવાની ટેવ હોય એવા નિરર્થક શબ્દો તે (૩) જુઓ અરતાઈ

આચલુ (૦) વિ૦ દોઢડાહ્યું

આચળ (૦) પુ૦[સં अञ्चल] પશુમાદાના આઉનો અગ્રભાગ [-આવવો = આંચળમા એક રોગ થવો -ઊડી જવો = આચળમાથી દૂધ ન નીકળવુ - આવતુ અટકવુ -ઝરવો = આચળમાથી દૂધ ટપકવુ -ફૂઝવો = આચળના સડાથી દૂધની સાથે લોહી આવવુ ]

આચળી (૦) સ્ત્રી૦[સં अञ्चल] અંચળ, છેડો, પાલવ [આંખની છારી

આંછ (૦) સ્ત્રી૦ ઝાંખ, ઓછુ સૂઝવુ તે (૨)

આંજણ (૦) ન૦[જુઓ આંજવુ] અંજન, કાજળ (૨) છેતરપિંડી, છળ

આજણિયુ (૦) ન૦[દે अंजणिआ] એક ઝાડ

આજણી (૦) સ્ત્રી૦ [જુઓ આજવું] પાંપણના મૂળ આગળ થતી ફોલ્લી

આજણો (૦) પુ૦ એક જાતનો પાટીદાર

આજનેય પુ૦[સં ](સ )અંજનાનો પુત્ર-હનુમાન

આંજવું(૦) સ૦ક્રિ૦[સં अञ्ज्]આંખમા લગાડવુ (૨) અતિ પ્રકાશથી આંખનુ તેજ હરી લેવુ (૩)[લા ]શેહમા નાખવુ,ઝાંખા પાડી દેવુ, છક કરી દેવુ

આજિયુ (૦) ન૦ જુવારનો એક રોગ અંગિયુ

આંજો (૦) પુ૦ કૂવાથંભની બે બાજુના મંડ બાંધવાના મોટા દોરડાં

આંટ(૦)સ્ત્રી૦[મ अट, आट, हिं]આંટી, ગૂંચ(૨) કીનો, વેર (૩) શાખ, આબરૂ (લેવડદેવડ અંગે મુખ્યત્વે) (૪)હથોટી (૫)હાથકામમા કે બોલવા લખવામાં હોશિયારી, ઝડપ (૬) અંગૂઠા ને તર્જની વચ્ચેનો ભાગ કે જ્યા કલમ ટેકવીને લખીએ છીએ (૭) તાકોડિયાપણુ ચોટ [-છોડવી = કીનો કે મમત દૂર કરવા -જવી, -તૂટવી = શાખ જવી, બેઆબરૂ થવી -બેસવી=હથોટી આવવી(૨)આબરૂ જામવી ]

આંટણ (૦) ન૦ (ચામડી પર) ઘસારાનુ ચિહ્ન [-પડવુ=આટણનુ ચિહ્ન ચામડી ઉપર થવુ ]

આંટવુ સ૦ક્રિ૦ તાકવુ,નિશાન માંડવુ(૨)ટપી જવુ

આટિયાળુ (૦) વિ૦ આંટીવાળુ

આંટી(૦) સ્ત્રી૦ગંટ, ગાંઠ, ગૂંચ(૨)કાંતેલા દોરાની કરાતી ગડી(૩) [લા ] કીનો (૪) કાંટો પેચ, પ્રપંચ (૫) કોયડો (૬) શાખ આંટ આબરૂ [-આવવી=ગૂંચાવુ -ઉકેલવી, કાઢવી = મુશ્કેલી કે મૂઝવણ દૂર કરવી -નાખવી = ગૂંચવવુ,મૂઝવવુ -પડવી = ગંઠાઈ જવુ (૨) અણબનાવ થવો, વેર બંધાવુ -મા લેવું, નાખવુ, -ભરાવવી, મારવી = દાવમા આણવુ, સપડાવવુ -રાખવી = મનમા ગાંઠ રાખવી, અણબનાવ કે વેરનુ કારણ સેવવુ ] ૦ઘૂંટિયાળુ વિ૦ આટીઘૂંટીવાળુ ૦ઘૂંટી સ્ત્રી૦ દાવપેચ(૨)છળકપટ ૦ફાટી સ્ત્રી૦ એક બાલરમત [એક દાવ

આટે ટપ્પો (૦) પુ૦ લખોટીઓની રમતનો

આંટો (૦) પુ૦ [મ आटा, सं आवृत्त प्रा आवट्ट પરથી ?] વળ, ચકરાવો, ફેર (૨) ફેરો, ધક્કો (૩) અંટસ [-ખાવો = વળ પ્રમાણે કે ચકરાવામા ફરવુ (૨) (કામને ઇરાદે) જવુ, ફરી આવવુ (પ્રાય અફળ) -મારવો=આંટો ખાવો (૨) આમનેમ ખાલી ફરવુ -લેવો=આંટો ખાવો, વળ પ્રમાણે ફરવુ (જેમ કે સ્ક્રૂ) -રાખવો = જુઓ 'આંટી રાખવી'] ૦ફેરો પુ૦ આંટો અને ફેરો (૨) ફેરોફાંટો [-ફરવો = ફેરોફાંટો ખાવો, કાઈ કામકાજ માટે જવુ આવવુ]

**આડવા** (૦) પું૰બ૰વ૰ [સં अड] અડ, પેળ

**આંતઆર** (૦) પુ૰ આડખીલી, વિઘ્ન

**આંતર** વિ૰[સં.]અંદરનું,માહોમાહેનું,આંતરિક ૦ત્વ ન૰ ૦દર્શન ન૰ આંતર + દર્શન ૦પ્રતીતિ સ્ત્રી૰અંદર–મનમાં થતી પ્રતીતિ ૦પ્રાંતીય વિ૰ બધા પ્રાંતો કે તેમના પરસ્પર સંબંધને લગતું ૦રાષ્ટ્રિ(–ષ્ટ્રી)ય વિ૰ સર્વ રાષ્ટ્રોને કે તેમના પરસ્પર સંબંધને લગતું ૦વિગ્રહ પુ૰,૦યુદ્ધ ન૰એકસમૂહના લોકોમાં અંદર અંદર યુદ્ધ, 'સિવિલ વૉર'

**આંતરડું** (૦) ન૰[સં अन्त्र] પેટમાંના અન્નરસને પચાવી મળને બહાર કાઢનાર નળના આકારનો અવયવ, પેટનો નળ [**આંતરડાં ઊંચાં આવવાં, ગળે આવવાં** = ખૂબ મહેનત પડવી **આંતરડાની** (દાઝ, માયા) = ખરા મનની **આંતરડાની સગાઈ**=એક પેટનાં — સાચી સગાઈ **આંતરડાં રંગવાં** = ખૂબ મારવું, સતાવવું, દુઃખ દેવું]

**આંતરડી** (૦) સ્ત્રી૰[જુઓ 'આંતર'] દિલ, હૃદય

**આંતર–પ્રાંતીય, –રાષ્ટ્રીય, –વિગ્રહ** જુઓ 'આંતર' [સં]માં

**આંતરવું** (૦) સ૰ક્રિ૰ [સં अंतरि-अंतरय्, પ્રા अंतर] (વાડ કરી કે પડદો ભરીને) જુદું પાડવું, પડદો ભરવો (૨) ઘેરવું (૩) અટકાવવું, રસ્તો રોકવો

**આંતરસી(–સે)વો,આંતરસો**(૦)પુ૰અંદરનું સીવણ, સીવેલા કપડાને બંધબેસતું કરવા માટે અંદરથી ભરેલો દોરો

**આંતરિક** વિ૰ [સં] અંદરનું(૨)અંતરનું હૃદયનું

**આંતરી** (૦) સ્ત્રી૰ ધોતિયું, ખેસ વગેરે કાપડના વગર વણેલા છેડા તે (૨) કોર, છેડો, પાલવ (૩) કાપડ–ચોપડીઓમાં પડતી એક છાત (૪) વહાણની કિનાર (૫) ખાવાના પાનની નસ (સુ)(૬) કણસના ચાપાને વળગેલા રેસા (સુ)

**આંતરો** (૦) પુ૰[સં अंतराय] અંતર;ગાળો(૨) અંતરપટ,પડદો (૩) જુદાઈ, ભેદ (૪) ધ્રુપદનો બીજો ભાગ [**–ભરવો**=વચ્ચે પડદો કે પડભીંતિયું ઊભું કરવું – ચણી લેવું, જુદું પાડવું **–રાખવો** = ભેદભાવ રાખવો, મન ખોલીને વાત ન કરવી,પરાયું માનીને વર્તવું]

**આંતો** (૦) પું૰ ત્રણ સેરોનો દોર ભાગતા પહેલી બે સેરો ઉખેળવી તે

**આંત્ર** વિ૰ [સં.] આંતરડાને લગતું (૨) ન૰ આંતરડું ૦જ્વર પું૰ આંતરડાનો તાવ. ૦રસ પું૰ આંતરડાનો રસ

**આંદૂલમાન** વિ૰ [સં आदुल्]+ચલિત

**આંદોલ** પુ૰ [સં] આંદોલન, ડોલન (૨) વિ૰ કંપયુક્ત (સ્વર) ૦ન ન૰ હાલવું તે, ઝૂલવું તે (૨) હિલચાલ; ખળભળાટ (૩) ગતિમાન (પ્રેરક) તત્ત્વ –લિત વિ૰ આંદોલન પામેલું

**આંધણ** (૦) ન૰ [ફા] જુઓ આધણ

**આંધળું** (૦) વિ૰[સં अंध, પ્રા अंधल, अंधअ] અંધ, ન દેખતું (૨) વિચારહીન, જ્ઞાનહીન(૩) અંધારું [**આંધળા પાટા બાંધવા**=ભરમાવવું, આંખે પાટા બંધાવવા; છેતરવું. **આંધળી ગાય**=નિર્દોષ ગરીબ સ્વભાવનો માણસ. **આંધળું ગૂમડું** =છિદ્ર વગરનું — મોં ન પડેલું ગૂમડું **આંધળે બહેરું કુટાવું**= આંધળો ને બહેરો — સરખે સરખા અજ્ઞાન કે ગોટાળામાં અથડાવા, ગોટાળો વળી વધવો, ગૂંચમાં પડવું **આંધળો ધંધો** = નફાનુકસાનની સૂઝ ન પડે એવો કે ભળતર વગરનો વંધો **આંધળિયાં કરવાં** = આંખો મીંચીને સાહસમાં કૂદી પડવું, વગર જોયે વિચાર્યે ઝંપલાવવું] **–ળિયું** ન૰ સાહસ, અવિચારી કર્મ **–ળિયો પોટો** પુ૰ આંધળો પાટો **–ળી ખિસકોલી** સ્ત્રી૰ એક રમત **–ળી ચાકણ(–ળ,–ળણ)** સ્ત્રી૰ બે મુખવાળો એક સાપ ૦ધબ,૦ભીંત વિ૰ છેક આંધળું **–ળો પાટો (–ડો), –ળો પોટો** પુ૰ એક બાલરમત, હાઊનો ઘોડો **–ળો ભોટવો** પુ૰ એક બાલરમત

**આંધી** (૦) સ્ત્રી૰ [હિં] દિશાઓ ધૂળથી પુરાઈ જાય એવું સખત વાવાઝોડું (૨) અંધાપો [–આવવી,–ચડવી = વાવાઝોડું થવું]

**આંધ્ર** પુ૰ [સં] (સં) તેલુગુ પ્રદેશ, તેલંગણ

**આંબટ** વિ૰[સં] અંબટ, ખાટું (૨) સ્ત્રી૰ [સં आम्रातक] એક ઔષધિ

**આંબલિયો** (૦) પુ૰ (પ) જુઓ 'આંબો'માં

આંબલી (૦) સ્ત્રી૦ [सं अम्लिका, प्रा के दे अंबिलिया] આમલી (૨) [કા] આંબલીનો કચૂકો ૦પીપળી સ્ત્રી૦ એક રમત

આંબવુ (૦) સ૦ક્રિ૦ પહોંચવુ, પકડી પાડવુ (૨) [सं अम्ल, प्रा अंब] અ૦ક્રિ૦ અબાવુ, ખટાઈ જવુ

આંબળુ (૦) ન૦, -ળી સ્ત્રી૦ જુઓ 'આમળુ'મા

આંબળો (૦) પુ૦ જુઓ આમળો

આંબેલ ન૦ [प्रा अंबिल, आयंबिल, सं आचाम्ल] એક ટંક અલૂણુ જમવાનુ વ્રત (જૈન)

આંબો (૦) પુ૦ [सं आम्र, प्रा अंब] આમ્રવૃક્ષ, કેરીનું ઝાડ (૨) છોકરાંની એક રમત [આંબા ગોડી નાખવા = આંબા ખોદી નાખવા જેવુ - જે સામે કોઈ ઇલાજ પછી ન હોય એવુ અસહ્ય નુકસાન કરવુ, થઈ શકે એટલુ (કોઈનું) ખરાબ કરવુ. આંબે મોર (આશા બતાવવા માટે, સારા ફળની આશા તરીકે આનો પ્રયોગ આવી કહેવતોમાં મળે છે) 'આંબે મોર ને વાત કહીશુ પોર', 'આંબે મોર ને કલાલે લેખુ, જતે દહાડે કાંઈ ન દેખ્યુ' - આશા રાખો, ફળી તો ખરી, નહિ તો કાંઈ નહિ, એમ અર્થ બતાવે છે આંબો લેવો = ફરતા ભમરડાને હથેળીમા લેવો] -બલિયો પુ૦ આંબો (પ.) -બાગાળો પુ૦ કેરીની મોસમ -બામોર પુ૦ આંબાનો મોર (૨) ડાંગરની એક જાત -બાવાડિયુ ન૦, -બાવાડી સ્ત્રી૦ આંબાનું વન, અમરાઈ -બાશા(-સા)ખ સ્ત્રી૦ આંબા ઉપર કુદરતી રીતે પાકેલી કેરી -બાહુળદર સ્ત્રી૦ એક જાતની હળદર ૦ળિયુ ન૦ કાચી કેરીની સૂકવેલી ચીરી

આંબોઈ (૦) સ્ત્રી૦ ડૂંટીની નીચેની રગોની ગાંઠ [-કરાવવી, -ચોળવી, બેસાડવી = આંબોઈની જગાએ ચોળી કરીને તેને ઠેકાણે લાવવી -ખસવી, -ટળવી = આંબોઈની ગાંઠ તેને સ્થાનેથી હઠવાનું દરદ થવુ -બેસવી, ઠેકાણે આવવી = આંબોઈનુ દરદ મટવુ]

આંબોસુ (૦) ન૦ સૂકુ આલૂ (૨) સૂકી દ્રાક્ષ

આંબોળિયુ (૦) ન૦ જુઓ 'આંબો'મા

આંસ (૦) પુ૦ [सं अक्ष] ધરી

આંસુ (૦) ન૦ [सं अश्रु, प्रा अंसु] અશ્રુ, આંખોમાથી દુ ખ કે હર્ષ વખતે ટપકતા ટીપાં [-આવવાં, ખરવાં, પડવાં, વહેવાં = આંસુ નીકળવાં, રડવુ -લૂછવાં -લોહવાં = રડતાને શાંત પાડવુ (૨) સાંત્વન કે દિલાસો આપવો -ઢાળવાં = આંસુ પાડવાં, રડવુ] ૦ઢાળ વિ૦ આંખમાથી આંસુ પાડે એવુ (૨) સ્ત્રી૦ ઘોડાની એક જાત ૦પાત પુ૦ અશ્રુપાત [ઊંહું

આંહા (૦) અ૦ (રવ૦) નકાર બતાવતો ઉદ્ગાર,

આંહાવૂસ (૦) સ્ત્રી૦ હા ના, ઘડભાંગ (?)

આંહીં, ૦કણે (૦) અ૦ (કા) અહીંયાં

# ઇ

ઇ સ્ત્રી૦ [सं] સંસ્કૃત કુટુંબની વર્ણમાલાનો ત્રીજો અક્ષર, એક સ્વર (દીર્ઘ રૂપ ઈ) (૨) અ૦ (રવ૦) ક્રોધ, નિંદા, દયા, દુ ખ, દાઝ અને વિસ્મયસૂચક ચિત્કાર ૦કાર પુ૦ [सं] 'ઇ' અક્ષર કે ઉચ્ચાર ૦કારાંત વિ૦ અંતે ઇકારવાળુ [ભાગ્ય, આબાદી

ઇકબાલ ન૦ [अ] કિસ્મત, નસીબ (૨) સદ્

ઇકરાર પુ૦ [अ] હા પાડવી તે, કબૂલાત (૨) કેફિયત, પ્રતિજ્ઞાપૂર્વક કહેલો અથવા લખાયેલો મંજૂર, એકરાર (જુઓ એકરાર) ૦નામું ન૦ [फा] પ્રતિજ્ઞાપૂર્વક કબૂલાતનો લેખ, 'એફિડેવિટ'

ઇકોતરી સ્ત્રી૦ ગણિતના સોળ આંકમાંનો એક

ઇકોત(-તે)રો વિ૦ પુ૦ ૭૧નો, ૭૧મો (૨) પુ૦ (સં) વિ સં ૧૮૭૧નો દુકાળ

ઇકોતેર વિ૦ [सं एकसप्तति] ૭૧, એકોતેર [-કુળ તરવાં = બધા વડવાઓનો ઉદ્ધાર થવો] -રો જુઓ ઇકોતરો

ઇક્કડ સ્ત્રી૦ [सं इक्कट, प्रा] એક વનસ્પતિ (તે એક કોમળ ઘાસ છે, તેની સાદડી બનાવાય છે)

ઇક્ષુ સ્ત્રી૦ [સં] શેરડી ૦કાંડ પુ૦ શેરડીનો સાઠો (૨) તેની પેરાઈ ૦જ વિ૦ શેરડીમાથી નીપજતુ (ગોળ, ખાંડ ઇ૦) ૦દંડ પુ૦શેરડીનો સાઠો ૦પાક પુ૦ ગોળ ૦યંત્ર ન૦ શેરડી પીલવાનુ યંત્ર, કોલુ ૦રસ પુ૦ શેરડીનો રસ ૦શર્કરા સ્ત્રી૦ સાકર ૦સાર પું૦ ગોળ

ઇક્ષ્વાકુ પુ૦[સં.](સ ) સૂર્યવંશનો આદિ રાજા

ઇખલાક પુ૦ [अ] વિનય, સભ્યતા

ઇખલાસ પુ૦ [अ] સંપ, દોસ્તી, એખલાસ

ઇખ્તિલાત પુ૦ [अ] મૈત્રી, સ્નેહ

ઇખ્તિલાફ પુ૦ [अ] વિરોધ, જુદાઈ, દ્વેષ

ઇખ્તેસાર પુ૦[अ इख्तिसार] સંક્ષેપ, સાર

ઇચાવું અ૦ક્રિ૦, -વવું સ૦ ક્રિ૦ 'ઇચવુ'નુ અનુક્રમે કર્મણિ ને પ્રેરક

ઇચ્છવું સ૦ ક્રિ૦ [સં इष्-च्छ्] ઇચ્છા કરવી (૨) આશા રાખવી (૩) [સ इष्म्, प्रा इच्छ] મેળવવા આશા રાખવી, માગવુ

ઇચ્છનધારા સ્ત્રી૦[सं अविच्छिन्न-धारा] અતૂટ ધારા, ચાલુ પ્રવાહ (૨) અભિષેકપાત્ર

ઇચ્છા સ્ત્રી૦ [સં] મરજી, રુચિ, ખુશી (૨) ઉમેદ, આશા, અભિલાષા (૩) કામના, વાસના [-માં આવવું = ઇચ્છા થવી, ગમવુ, પસંદ પડવુ] ૦ચાર પુ૦ સ્વેચ્છાચાર ૦ચારી વિ૦ સ્વેચ્છાચારી ૦નુરૂપ વિ૦ મરજી પ્રમાણેનુ ૦નુસાર અ૦ મરજી મુજબ ૦નુસારી વિ૦ ઇચ્છા પ્રમાણેનુ ૦ન્યાય પુ૦ માગ્યો-મનપસંદ ન્યાય ૦પુરઃસર, ૦પૂર્વક અ૦ ઇચ્છા મુજબ (૨) જાણી જોઈને, ઇરાદાપૂર્વક ૦ફલ(-ળ) ન૦ ઇચ્છા પ્રમાણે મળવુ-થવુ તે(૨)[ગ.]ત્રિરાશિમા ઇચ્છિત ચોથુ પદ, હિસાબનો જવાબ ૦બલ (-ળ) ન૦ ઇચ્છાની શક્તિ, મનોબળ, સંકલ્પબળ ૦ભેદી સ્ત્રી૦ સખત જુલાબની એક ઔષધિ ૦ભોજન ન૦ ભાવતુ ભોજન ૦મરણી વિ૦ ઇચ્છાનુસાર મરવાની શક્તિવાળુ ૦વર પું૦ જાતે પસંદ કરેલો વર ૦વાચક વિ૦ ઇચ્છા દર્શાવનારુ ૦વ્યાપાર પુ૦ ઇચ્છાનો વ્યાપાર ઇચ્છાનું કાર્ય ૦શક્તિ સ્ત્રી૦ ઇચ્છાબલ, સંકલ્પબળ -ચ્છાંક પું૦ ઇષ્ટરાશિ, ત્રિરાશિનુ ત્રીજું પદ (ગ) -ચ્છિત વિ૦ ઇચ્છેલુ -ચ્છુ(૦ક) વિ૦ ઇચ્છાવાળો

ઇજન ન૦ [अ इज़्न] નોતરુ, આમંત્રણ

ઇજનેર પું૦[इ. ऐन्जिनियर]બાંધકામ ઇત્યાદિની યોજના કરનાર આદમી(૨)યંત્રવિદ્યા જાણનાર આદમી -રી વિ૦ ઇજનેરને-ઇજનેરના કામને લગતુ (૨) સ્ત્રી૦ ઇજનેરી કામ કે વિદ્યા

ઇજલાસ સ્ત્રી૦ [अ] જલસો, સભા, બેઠક ૦નિશાન પુ૦[फा]સભ્ય(૨)નવાબો તથા એ દરજ્જાના પુરુષોને માટે માનાર્થે વપરાતો શબ્દ

ઇજાજત સ્ત્રી૦ [अ] પરવાનગી, રજા

ઇજાફત સ્ત્રી૦[अ]વધારો, ઉમેરો (૨)સમાસ(૩) છઠ્ઠી વિભક્તિ(૪)જોડી દેવુ તે,ખાલસા કરવુ તે ૦ગામ ન૦ ઇનામી ગામ કે વતન ૦ખાતું ન૦ ભેટ નજરાણાંને લગતુ ખાતુ

ઇજાર સ્ત્રી૦ [अ] સુરવાળ, લેંઘી ૦બંધ પુ૦ ઇજારનુ નાડુ, કમરપટો

ઇજારદાર પુ૦,-રી સ્ત્રી૦[फा]જુઓ 'ઇજારો'મા

ઇજારવું અ૦ક્રિ૦ દુખ, સંતાપ કરવો,દુખી થવુ

ઇજારો પુ૦ [अ] ઠરાવેલી શરત પ્રમાણે કોઈ હકનો એકહથ્થુ ભોગવટો કે એવો પટો,કરાર કે ઠરાવ(૨)સનદી હક [-આપવો = એકહથ્થુ ભોગવટો નક્કી કરીને હક સોંપવો -રાખવો, લેવો = એવો હક મેળવવો, ખરીદવો, કરી લેવો] -રદાર વિ૦ ઇજારો ધરાવનાર -રદારી સ્ત્રી૦ ઇજારદારનુ કામ,ઇજારદારપણુ -રાપદ્ધતિ સ્ત્રી૦ ઇજારે આપવાની કે ઇજારો આપીને કાર્યવ્યવસ્થા કરવાની પદ્ધતિ

ઇજ્જત સ્ત્રી૦ [अ] આબરૂ (૨) સ્ત્રીનુ શિયળ [-આપવી, કરવી = માન આપવુ, આબરૂ વધારવી -જવી -ના કાંકરા થવા,-લેવી = જુઓ 'આબરૂ જવી, . . .' વગેરે ૦(-તે) આસાર, ૦દાર વિ૦ આબરૂદાર, પ્રતિષ્ઠિત

ઇજ્યા સ્ત્રી૦ [સં] યજ્ઞ(૨) પૂજા

ઇઝરાયલ વિ૦ [ हिब्रू ] યહૂદી લોકોને લગતુ (૨) પુ૦ (સ ) યહૂદી લોકોનો એક મૂળ પુરુષ

ઇઝહાર પુ૦ [अ] જાહેર રીતે રજૂ કરેલી હકીકત, જાહેરનામુ, 'ડેક્લેરેશન'(૨)જુબાની ૦નવીસ પુ૦ ઇઝહાર લખનાર

ઇટાલિયન સ્ત્રી૦ [इं] ઇટાલીની ભાષા (૨) પુ૦ તેનો વતની [જુઓ 'અક્કા'માં]
ઇટ્ટા(-ટ્ટી) સ્ત્રી૦ ટ્ટી, અક્કા (-કરવી,-થવી
ઇઠ્ઠોતેર વિ૦[सं अष्टसप्तति, प्रा अट्ठुत्तरि]૭૮, અઠ્ઠો(-ઠ્યો)તેર [अट्ठासीइ] ૮૮,અઠ્યાશી
ઇઠ્યાશી(-સી) વિ૦ [सं अष्टाशीति, प्रा
ઇડરિયો વિ૦પુ૦ ઈડરનો(૨)[લા]ઘણો મજબૂત -જીતવો મુશ્કેલ (ગઢ) [૦ગઢ જીતવો = ન થઈ શકે એવું પરાક્રમ કરવું (૨) (કટાક્ષમાં) મોટી ધાડ મારવી ]
ઇડા સ્ત્રી૦[सं]યોગ શાસ્ત્રઅનુસાર પ્રાણવાયુની ત્રણ નાડીઓમાંની શરીરની જમણી બાજુની નાડી (ઇડા, પિંગલા અને સુષુમ્ણા)
ઇતબાર પુ૦[अ]વિશ્વાસ [-કરવો,-રાખવો જુઓ 'વિશ્વાસ'માં]-રી વિ૦ ભરોસા લાયક, પ્રમાણિક [સરલતમ, ગ્સાલો
ઇતમામ વિ૦ [अ] તમામ, પૂરેપૂરુ (૨) પુ૦
ઇતર સ૦(૨) વિ૦[सं] અન્ય,બીજું (૩)ફાલતુ, ભિન્ન(૪)ક્ષુલ્લક ૦ત અ૦ બીજેથી,જુદી રીતે ૦ત્ર અ૦ અન્યત્ર, બીજે ઠેકાણે ૦વાચન ન૦ અભ્યાસક્રમ ઉપરાંતનું – બહારનું ફાલતુ કે પાઠ્યપુસ્તક ઉપરાંતનું – વાચન
ઇતરડી સ્ત્રી૦ ઢોરના શરીરે વળગતું એક જંતુ
ઇતરાઈ સ્ત્રી૦ [જુઓ ઇતરાવું] આછકલાઈ, મિથ્યા મોટાઈ
ઇતરાજ વિ૦ [अ इअतिराज] નાખુશ, ખફા. -જી સ્ત્રી૦ નાખુશી, અવકૃપા, ખોફ
ઇતરાવવું સ૦ ક્રિ૦ 'ઇતરાવું'નું પ્રેરક
ઇતરેતર વિ૦ (૨) સ૦ [सं] એકબીજાનું, પરસ્પરનું ૦દ્વન્દ્વ પુ૦ દ્વન્દ્વસમાસનો એક પ્રકાર ઉદા૦ 'હાથીઘોડા' -રાશ્રય પુ૦ અન્યોન્યાશ્રય
ઇતલાખ વિ૦ [अ इतलाक़] જુદુ, છૂટું (૨) સરકાર ખર્ચે સરદારો પાસે રહેતો (ફોજનો સિપાઈ) (૩) પુ૦ છૂટું -મુક્ત કરવું તે (૪) છૂટાછેડા આપવા તે
ઇતવાર પુ૦ જુઓ આતવાર, રવિવાર
ઇતસ્તત અ૦ [सं] અહીં તહીં, આમ તેમ
ઇત અ૦ [सं] અહીંથી ૦પર અ૦હવે પછી
ઇતિ અ૦[सं] આ પ્રમાણે(૨)સમાપ્ત,પૂરું થયું એમ બતાવે છે (૩)સ્ત્રી૦સમાપ્તિ ૦કર્ત(-ર્ત)-૦વ્ય વિ૦ વિધિ અનુસાર કરવા યોગ્ય(૨) ફરજ-કર્તવ્ય કરી ચૂકેલ, જેનું કર્તવ્ય સમાપ્ત થયું છે એવું,કૃતકૃત્ય(૩)ન૦ કરવા યોગ્ય કામ,ફરજ ૦કર્ત(-ર્ત)વ્યતા સ્ત્રી૦ અવશ્ય કરવા યોગ્ય કામ(૨)કૃતકૃત્યતા ૦કૃતમ્ અ૦ 'કર્યું ઈ ગોદ' (ગ) ૦માત્ર વિ૦ આટલું જ ૦વૃત્ત ન૦ બનેલી હકીકતનું બયાન,ઇતિહાસ ૦શ્રી સ્ત્રી૦ સમાપ્તિ ૦સિદ્ધમ્ અ૦ 'કર્યું ઈ ડી' (ગ) -ત્યલમ્ અ૦[सं]હવે બસ -ત્યાદિ(૦ક) વિ૦[सं] વગેરે
ઇતિમાદ પુ૦ [अ] વિશ્વાસ, ભરોસો
ઇતિહાસ પુ૦ [सं]તવારીખ ભૂતકાળનું વૃત્તાંત ૦ક,૦કાર પુ૦ ઇતિહાસ લખનાર પુરુષ ૦જ્ઞ,૦વિદ, ૦વેત્તા પુ૦ઇતિહાસનો જાણકાર-વિદ્વાન [બનાવ, સંજોગ
ઇત્તિફાક પુ૦ [अ] એકમતી (૨) મેળ (૩)
ઇત્થમ્ અ૦ [सं] આ પ્રકારે ૦ભૂત વિ૦ આ પ્રકારે બનેલું
ઇત્યલમ્, ઇત્યાદિ(૦ક) જુઓ 'ઇતિ'માં
ઇદમ્ સ૦ [सं] આ
ઇદંતા સ્ત્રી૦ [सं] નજીકપણું, તાદૃશતા
ઇદંતૃતીયમ્ વિ૦[सं] ધાર્યા કરતાં નવું જ-જુદું જ (૨) ન૦ ત્રીજું જ – આવનવું જ કંઈક
ઇધર અ૦ [हिं] અહીં ૦ઉધર, ૦તિધર અ૦ [हिं] અહીં તહીં
ઇનકાર પુ૦ [अ इन्कार] ઇન્કાર,નિષેધ, મના (૨) અસ્વીકાર, નામંજૂરી [-જવું = નામુકર જવું, ફરી જવું, ઇન્કારવું ] ૦વું સ૦ ક્રિ૦ ઇનકાર કરવો -રિયત સ્ત્રી૦ ઇનકારવું તે
ઇનસાફ,૦દાર,-ફિયો,-ફી જુઓ 'ઇન્સાફ'માં
ઇનામ ન૦ [अ] બક્ષિસ યોગ્યતાની કદરમાં મળતી ભેટ [-કાઢવું, -રાખવું = ઇનામ આપવાનું કાયમ કરવું, ઠરાવવું,ઇનામ આપવાનું સ્થાપવું ]૦અકરામ ન૦ બક્ષિસ (૨) બક્ષિસ અને માન ૦ઇજાફત ન૦ ઇનામમાં વધારો કરવો તે ૦ચિઠ્ઠી સ્ત્રી૦ ઇનામની સનદ ૦ચોથાઈ સ્ત્રી૦ ઇનામી જમીનના

ઉત્પન્નનો સરકારનો ચોથો હિસ્સો ૦દાર વિ૦ ઇનામ મેળવનાર (૨) ઇનામી જમીન કે ગામ-વાળુ (૩) પુ૦ એક અટક ૦દારી સ્ત્રી૦ ઇનામદારની પદવી ૦પટો(-ટ્ટો) પુ૦,૦પત્ર ન૦ ઇનામી જમીન કે ગામનો લેખ – સનદ ૦ફેરઝાબ્તી સ્ત્રી૦ ઇનામી જમીનનો સરકાર-ધારો ૦સલામી સ્ત્રી૦ સલામી દાખલ થોડુ મહેસૂલ ભરવુ પડતુ હોય એવી ઇનામી જમીન -મી વિ૦ ઇનામને લગતુ (૨) ઇનામમા મળેલુ (૩) જેમા ઇનામ મળે એવું

**ઇનાયત** સ્ત્રી૦ [अ] એનાયત, ભેટ, બક્ષિસ. [-કરવું = આપવુ (પદવી, ખિતાબ)]

**ઇનિંગ** સ્ત્રી૦ [इं] 'ક્રિકેટના કોઈ પક્ષનો રમવાનો દાવ

**ઇન્કમ ટેક્સ** પુ૦[इं]આવક પર લેવાતો વેરો — [આવક વેરો

**ઇન્કાર** [अ], ૦વું, -રિયત જુઓ 'ઇનકાર'મા

**ઇન્કિલાબ ઝિંદાબાદ** શ૦ પ્ર૦ [फा] ક્રાતિ ઘણુ જીવો

**ઇન્શાઅલ્લાહ** શ૦પ્ર૦ [अ] ઈશ્વરેચ્છા

**ઇન્સાન** પુ૦, ન૦ [अ] માણસ (૨) માણસ-જાત -નિયત સ્ત્રી૦ માણસાઈ, સજ્જનતા

**ઇન્સાફ** પુ૦[अ]ન્યાય(૨)ચુકાદો [-આપવો= ન્યાય કરવો, બરોબર તોળવુ -માગવો = ન્યાય કરવા કહેવુ-વિનતી કરવી] ૦દાર વિ૦ ઇન્સાફ રાખનાર (૨) પુ૦ જડજ, ન્યાયાધીશ -ફિયો પુ૦ ઇન્સાફ આપનાર (તુચ્છકારમા) -ફી વિ૦ ઇન્સાફને લગતુ (૨) ન્યાયી (૩) સ્ત્રી૦ ઇન્સાફની રીત (૪) અદાલત

**ઇન્સ્પેક્ટર** [इं] નિરીક્ષક, દેખરેખ રાખનાર

**ઇપાણ(-ન)** પુ૦ એક વનસ્પતિ

**ઇપ્પી** સ્ત્રી૦ [तिलुगु] એક વનસ્પતિ

**ઇબાદત** સ્ત્રી૦ [अ] ભક્તિ, ઉપાસના, સ્તુતિ. ૦ગાહ સ્ત્રી૦, ૦ખાના ન૦ ઉપાસનામદિર – મસ્જિદ, મદિર વગેરે

**ઇબારત** સ્ત્રી૦ [अ] (બોલવા લખવાની) ઢબ, શૈલી [-ગોઠવવી = (દસ્તાવેજ કે કોઈ કાગળનો) સાર કાઢવો (૨) ખરડો તૈયાર કરવો]

**ઇબ્લીસ** પુ૦[अ]શયતાન(૨)(સ )એ નામનુ દુષ્ટ ભૂત (મુસલમાનોમા મનાતુ) (૩) વિ૦ રાક્ષસી, નઠારુ

**ઇભ** પુ૦ [सं] હાથી

**ઇમલો** પુ૦[જુઓ અમલો]મજલો(૨) બાંધકામ

**ઇમામ** પુ૦ [अ] મુસલમાનોનો વડો ધર્મગુરુ, ધર્માધ્યક્ષ (૨) મસીદનો ઉપદેશક યા કુરાન વાચનારો, મુલ્લા, કાજી (૩) તાજિયાની આગળ રાખવામા આવતો ઝુંડો (૪) માળાનો મેર. ૦દાંડગો પુ૦ધર્મને નામે ધતિંગ ચલાવનારો ૦બારા પુ૦ મોહરમના દિવસોમા તાજિયો રાખવામા આવે કે ઉત્સવ ઊજવાય તે મસીદ ૦હુસેન પુ૦(સ )હજરત મહમદ સાહેબના દોહિત્ર, બાર ઇમામોમા ત્રીજા

**ઇમારત** સ્ત્રી૦ [अ] મોટુ મકાન, હવેલી (૨) [લા] યોજના ૦શાસ્ત્ર ન૦ બાધકામનુ શાસ્ત્ર, સ્થાપત્ય -તી વિ૦ ઇમારતને લગતુ (૨) ઇમારતમા ઉપયોગી

**ઇમ્તિહાન** પુ૦ [अ] પરીક્ષા, તપાસ

**ઇયત્તા** સ્ત્રી૦ [सं] આટલાપણુ (૨) પ્રમાણ, પરિમાણ (૩) સીમા

**ઇયળ** સ્ત્રી૦[सं इलिका, प्रा इलिया] એક કીડો

**-ઇયુ** નામ પરથી વિ૦ બનાવતો તદ્ધિત પ્રત્યય. 'વાળુ, -ને લગતુ, -ની ટેવવાળુ' એવા અર્થમા ઉદા૦ ભૂમિયુ, લોભિયુ

**ઇરાક** પુ૦,ન૦ [अ] (સ ) મેસોપોટેમિયા દેશ

**ઇરાદો** પુ૦ [अ] ઉદ્દેશ, આશય -દાપૂર્વક અ૦ જાણીજોઈને

**ઇલકાબ** પુ૦ [अ] ખિતાબ

**ઇલમ** પુ૦ [अ इल्म] વિદ્યા, શાસ્ત્ર, કળા (૨) જાદુ (૩) મેલી વિદ્યા (૪) ઉપાય, તજવીજ ૦બાજ,-મી વિ૦ ઇલમ જાણનારુ (૨) કાબેલ, હોશિયાર

**ઇલા** સ્ત્રી૦[सं]પૃથ્વી(૨)(સ ) પુરૂરવાની માતા. ૦વૃત્ત ન૦ (પ્રાચીન આર્ય ભૂગોળ પ્રમાણે) જબુદ્વીપના નવ ખડો પૈકીનો એક ખડ

**ઇલા** અ૦ [अ इलाही] યા ખુદા! ઇલા ઇલા પોકારાવવી = તોબા ત્રાહિ ત્રાહિ પોકરાવવુ, જુલમ કરવો

**ઇલાકો(-ખો)** પુ૦ [अ] પ્રાત (૨) હકૂમતનો પ્રદેશ (૩) હક, દાવો, લાગતુ વળગતુ તે -કેદાર વિ૦ ઇલાકા ઉપર હકૂમત ચલાવનાર

**ઇલાજ** પું૰ [अ] ઉપાય (૨) ઉપચાર, દવા [–લેવો = ઇલાજ અખતિયાર કરવો, ઉપાય કે દવા કરવી.] –જી વિ૰ ઇલાજ જાણનાર (૨) પું૰ વૈદ્ય, હકીમ

**ઇલાયચી** સ્ત્રી૰, ન૰ [सं इला, કાનડી–याल्क्की, તામિલ–एलाची] એક તેજાનો (૦નો) દાણો, ૦દોડો = ઇલાયચીનો (છોડા સાથેનો–જીડવા જેવો) કણ કે દાણો

**ઇલાયચો** પું૰ જુઓ અલાયચો

**ઇલાયદુ** વિ૰ [अ] જુઓ અલાયદુ

**ઇલાહી** વિ૰ [अ] ખુદા–ઈશ્વર સબધી (૨) વદનીય ૦સન સ્ત્રી૰ અકબર બાદશાહે શરૂ કરેલો એક સવત (શાહજહાએ તે બધ કરેલો)

**ઇલૂપી** સ્ત્રી૰ એક વનસ્પતિ, ઇપ્પી

**ઇલેક્ટ્રિક** વિ૰ [इं] વીજળીને લગતુ (૨) ઝડપી

**ઇલ્તિમાસ** સ્ત્રી૰ [अ] વિનતી, અરજ

**ઇલ્લા(–લ્લી)** સ્ત્રી૰ એક રમત

**ઇવ** અ૰ [सं] –ની પેઠે, જેમ

**ઇશક,૦દારી,૦બાજ, ૦બાજી,–કી** જુઓ ‘ઇશ્ક’મા –કિયુ વિ૰ ઇશ્કને લગતુ

**ઇશારત** સ્ત્રી૰ [अ] સાન, સકેત

**ઇશારો** પું૰[अ] ઇશારત(૨)સૂચન [ઇશારામા (કરવુ, કહેવુ, થવુ, સમજવુ) = ઇશારો થતાં-વેત, વિલબ કે વધુ તકલીફ વગર, તરત]

**ઇશ્ક** પું૰[अ] ઇશક, પ્રેમ, સ્નેહ(૨)કામવિકાર (૩)રાગ, આવેશ ૦દારી સ્ત્રી૰ પ્રેમીપણુ (૨) કામુકતા, કામીપણુ (૩) રડીબાજી ૦બાજ વિ૰ પ્રેમમાલીન, પ્રણયી ૦બાજી સ્ત્રી૰પ્રેમ મમતા,પ્રણયવ્યાપાર, ભોગવિલાસ ૦મિજાજી સ્ત્રી૰લહેરીપણુ, લાલાઈ –શ્કી વિ૰ પ્રેમી (૨) ફક્કડ, છેલ. –શ્કી ટટ્ટુ ન૰ ઇશ્કબાજ, વ્યભિચારી કે કામી માણસ –શ્કેમિજાજી પું૰ કેવળ કામવાસના –શ્કેહકીકી પું૰ ખરો–દૈવી પ્રેમ

**ઇશ્તેહાર** ન૰ [अ] જાહેરનામુ, ઘોષણા

**ઇશ્યુ** પું૰ [इं] (અદાલતમા કેસના) વાદનો મુદ્દો (૨) મુદ્દો, તક

**ઇષિ(–ષી)કા** સ્ત્રી૰ [सं] ઘાસનુ રાડુ (૨) તીર (૩) એક જાતની શેરડી (૪) સોનુ પીગળ્યુ કે નહિ તે જેવાની લાકડી અથવ સળિયો (૫) પીછી

**ઇષુ** પું૰ [सं] તીર (૨) પાંચની સખ્યા (૩) [ग] ઉત્ક્રમજ્યા, ‘વરર્ડ સાઈન’

**ઇષ્ટ** વિ૰ [सं] ઇચ્છેલુ (૨) પ્રિય, મનગમતુ (૩) [ग] કલ્પેલુ (૪) યોગ્ય (૫) હિતાવહ (૬) યજ્ઞ વડે પૂજેલુ (૭) ન૰ ઇચ્છા (૮) અગ્નિહોત્ર (૯) યજ્ઞ ઇત્યાદિનુ પુણ્ય ૦કર્મ ન૰ યોગ્ય – સારુ કામ(૨)[ग] કલ્પિત અક લઈને દાખલો ગણવો તે ૦જન પું૰, ન૰ પ્રિયજન ૦દેવ પું૰, ૦દેવતા પું૰બ૰વ૰ (૨) સ્ત્રી૰ પ્રિય–પોતાની આસ્થાનો દેવ (૨) કુળદેવ ૦મિત્ર પું૰ ઘણો પ્રિય મિત્ર ૦રાશિ સ્ત્રી૰ કલ્પેલી સખ્યા ઉપરથી ખરો ઉત્તર કાઢવાની રીત [ग] ૦સિદ્ધિ સ્ત્રી૰ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ –ષ્ટાપત્તિ સ્ત્રી૰ ઇચ્છિત બનવુ તે (૨) [न्या] વિરુદ્ધ પક્ષ તરફથી અનુકૂળ કાર્ય કે દલીલ –ષ્ટાર્થ પું૰ ઇચ્છેલી વસ્તુ (૨) મનપસદ અર્થ –ષ્ટાપૂર્ત ન૰ [सं] યજ્ઞયાગ અને વાવ, કૂવા ઇત્યાદિ કરાવવાનુ પુણ્યકર્મ

**ઇષ્ટ(–ષ્ટિ)કા** [सं] ઈંટ (૨) વેદી ચણવા માટે [વપરાતી ઈંટ

**ઇષ્ટાવો** પું૰ કટ્રાટ, બાંધણી, ઠરાવ

**ઇષ્ટિ** સ્ત્રી૰ [सं] ઇચ્છા (૨) યજ્ઞ (૩) અમાસને દિવસે કરાતુ શ્રાદ્ધ

**ઇષ્ટિકા** સ્ત્રી૰ જુઓ ઇષ્ટકા

**ઇષ્મ** પું૰ [सं] જુઓ ઈષ્મ

**ઇસપન** પું૰ [फा इस्पद] એક વનસ્પતિ, રાઈ

**ઇસપ(–બ)ગોળ** ન૰ [फा इस्पगू(–गो)ल] ઊટિયુ જીરુ

**ઇસમ** પું૰ [अ इस्म] માણસ, વ્યક્તિ

**ઇસેસ** પું૰ એક જાતનો ગુદર

**ઇસોટો** પું૰ [‘ઈસ’ પરથી] લાકડાની નિસરણીનું પડખાનું લાકડુ, જેમા પગથિયા ઘાલેલા હોય છે

**ઇસ્કામત** સ્ત્રી૰ [अ] માલમતા, મિલકત

**ઇસ્કોતરિયો, ઇસ્કોતરો** પું૰ [पो એસ્કિ-ટોરિયા] નાની પેટી

**ઇસ્કૂ** પું૰ [इ स्क्रू] ગોળ આંટાવાળો ખીલો, ‘સ્ક્રૂ’ [–મારવો,જડવો,ઠોકવો,બેસાડવો,

લગાવવો=સ્ફૂથી સાખવું -ઢીલો હોવો, લાગવો=મગજનું ઠેકાણું ન હોવું કે તેવું પ્રતીત થવું. -ફેરવવો, દાબવો=સળીસંચો કરવો;(પાછળ રહી ગુપ્ત) ચાલના આપવી,પ્રેરવું]
ઇસ્ટાપડી સ્ત્રી૦[इं स्टॉपर] બારીબારણાં ઇત્યાદિ બંધ કરવા માટે તેના ઉપર જડવામાં આવતી ચાપ-ઠેસી,'સ્ટોપર' [-ખોલવી=ઇસ્ટાપડીથી વાસેલું હોય તે ઉઘાડવું -પાડવી, મારવી, વાસવી=ઇસ્ટાપડીથી બારીબારણું બંધ કરવું]
ઇસ્તરી સ્ત્રી૦ [हिं. इस्तिरी, म, सं स्तर પરથી ?] ઇસ્ત્રી; સફાઈ અથવા કડકપણું લાવવા માટે વાપરેલા કપડા પર ફેરવવાનું અગ્નિ ભરેલું પાત્ર [-કરવી=કપડાને ઇસ્તરી વડે કડક, કરચલી વિનાનું સાફ કરવું -થવી=ઇસ્તરી કરાવી. ઇસ્તરીનું, -વાળું (કપડું)=ઇસ્તરી કરેલું]
ઇસ્તબૂલ ન૦ [तुर्की] (સ) યુરોપીય તુર્કસ્તાનનું મુખ્ય શહેર, 'કૉન્સ્ટટિનોપલ' -લી વિ૦ ઇસ્તબૂલનું [આદરસત્કાર
ઇસ્તિકબાલ પું૦ [अ] સામે લેવા જવું તે,
ઇસ્તિ(-સ્તી)ફા પું૦[अ]રાજીનામું [બોલવું તે
ઇસ્તિલાહ સ્ત્રી૦[अ] રૂઢિ પ્રમાણે વિવેકસર
ઇસ્ત્રી સ્ત્રી૦ જુઓ ઇસ્તરી
ઇસ્પિતાલ(-ળ) સ્ત્રી૦[इं हॉस्पिटल] (રોગીઓને રાખીને ઉપચાર કરવા માટેનું) દવાખાનું
ઇસ્રાયલ વિ૦ (૨) પું૦ [अ] (સં.) જુઓ ઇઝરાયલ
ઇસ્લામ પું૦[अ]મુસલમાની ધર્મ.-મી વિ૦ ઇસ્લામને લગતું (૨) ઇસ્લામનું અનુયાયી -મીયત્વ ન૦ ઇસ્લામીપણું [પૃથ્વી
ઇહ અ૦ [सं.] અહીં. ૦લોક પું૦ આ દુનિયા,
ઇહાં અ૦ + અહીંયાં
ઇંગલીઢિંગલી સ્ત્રી૦ એક રમત
ઇંગળા સ્ત્રી૦ [सं इडा, हिं इगला] ઇડા નાડી (યોગ) [અંગારો
ઇંગાર(-રો) પું૦ [सं अंगार, प्रा इगार,-ल]
ઇંગિત ન૦[सं]ઇશારો, સંકેત (૨) મનોવિકારનું બાહ્ય ચિહ્ન-ચેષ્ટા (૩) મનની વાત ૦જ્ઞ વિ૦ મનોગત જાણી-કળી શકનાર
ઇંગુદી સ્ત્રી૦ [सं] એક વનસ્પતિ, ઇંગોરી. ૦તેલ ન૦ ઇંગુદીનું તેલ
ઇંગોરી સ્ત્રી૦, -રિયો પું૦ [सं इगुदी, प्रा. इगुई] ઇંગુદી -રું ન૦ ઇંગુદીનું ફળ, હિંગોરું
ઇંગ્લિશ વિ૦ [इं] જુઓ અંગ્રેજી
ઇંગ્રેજ પું૦ [पो.] અંગ્રેજ. -જી વિ૦(૨) સ્ત્રી૦ જુઓ અંગ્રેજી [વિલાયત
ઇંગ્લંડ પું૦, ન૦ [इं] (સ) અંગ્રેજોનો દેશ -
ઇંચ પું૦[इ.] તસુ જેટલું અંગ્રેજી માપ, ફૂટનો ૧૨મો ભાગ.-ચિયું વિ૦ એક ઇંચના માપનું
ઇંજલ પું૦ [अ. अजल] બાઇબલ સમજનારો પાદરી
ઇંજિન ન૦ જુઓ એંજિન
ઇંજીલ ન૦ [अ.] ખ્રિસ્તીઓનો ધર્મગ્રંથ; બાઇબલનો નવો કરાર
ઇંતિ(-તે)ખાબ પું૦ [अ] ચૂંટણી, ચૂંટી ચૂંટીને કરેલો સંગ્રહ (૨) સાર, મતલબ
ઇંતેજામ પું૦ [अ.] બંદોબસ્ત
ઇંતેજાર વિ૦ [अ इंतिज़ार] આતુર, અધીરું -રી સ્ત્રી૦ આતુરતા
ઇંદિરા સ્ત્રી૦ [सं] લક્ષ્મી
ઇંદિ(-દી)વર ન૦[सं] વિષ્ણુ (૨) ભૂરું કમળ
ઇંદુ પું૦ [सं] ચંદ્ર. ૦કલા(-ળા) સ્ત્રી૦ચંદ્રની (સોળ) કળા. ૦કાંત પું૦ એક મણિ, ચંદ્રકાંત. ૦કાંતા સ્ત્રી૦ રાત (૨) રોહિણી (નક્ષત્ર). ૦જા સ્ત્રી૦ (સ) નર્મદા નદી. ૦પુત્ર પું૦ (સં) બુધ (જ્યો) ૦મતી સ્ત્રી૦ પૂર્ણિમા ૦મુખી વિ૦ સ્ત્રી૦ ચંદ્રમુખી. ૦મૌલી પું૦ (સ) શંકર, મહાદેવ ૦વાર પું૦ સોમવાર. ૦વ્રત ન૦ ચાંદ્રાયણ વ્રત ૦શેખર પું૦ (સ) ઇંદુમૌલી, મહાદેવ ૦સાર પું૦ અમૃત
ઇંદ્ર પું૦[सं](સ) દેવોનો રાજા. (૨) સમાસમાં નામને અંતે, તેમાં શ્રેષ્ઠ એવો અર્થ બતાવે છે જેમ કે માનવેન્દ્ર, ગજેન્દ્ર ૦ખીલ પું૦ હાથીના સીધા ધસારાથી નગરદ્વારને બચાવવા આડે રખાતો મજબૂત થાંભલો. ૦ગોપ પું૦ ચોમાસામાં થતું એક જીવડું ૦ચાપ ન૦મેઘધનુષ્ય. ૦જવ પું૦ કડુ નામના ઝાડનું બીજ ૦જાલ (-ળ) સ્ત્રી૦ જાદુ, નજરબંધી (૨) હાથચાલાકી

(૩) કાવતરુ, છળકપટ ૦જિત્ પુ૦ (સં) રાવણનો પુત્ર ૦ધનુ(૦ષ,૦ષ્ય) ન૦ મેઘધનુષ્ય ૦નીલ પુ૦ નીલમણિ, નીલમ (૨) સંગીતમાં એક અલંકાર ૦પુત્ર પુ૦ (સં) ઇંદ્રનો પુત્ર, જયંત (૨) અર્જુન ૦પુરી સ્ત્રી૦ (સં) અમરાવતી, ઇંદ્રની રાજધાની ૦પ્રસ્થ ન૦ (સં) પાંડવોનું પાટનગર, પ્રાચીન દિલ્હી ૦લોક પુ૦ સ્વર્ગ ૦વજ્રૂ સ્ત્રી૦ એક છંદ ૦વંશા સ્ત્રી૦ એક છંદ ૦વારણું ન૦ [सं इंद्रवारुणिका] દેખીતું જેટલું સુંદર તેટલું જ કડવું એવું એક ફળ (૨) [લા] ફૂટડું પણ દુર્ગુણી – કપટી માણસ ૦વિજય પુ૦ એક છંદ –દ્રાણી સ્ત્રી૦ ઇંદ્રની સ્ત્રી –દ્રાણું ન૦ [सं इंद्राणी] 'ઇંદ્રવારણું'નો વેલો, એક વેલો –દ્રાયુધ ન૦ વજ્ર, વીજળી –દ્રાસન ન૦ ઇંદ્રનું સિંહાસન – પદ

ઇંદ્રારણું ન૦+જુઓ ઇંદ્રવારણું

ઇંદ્રિય સ્ત્રી૦ [सं] જ્ઞાન તથા કર્મનું (બહારનું કે આંતર) સાધન (ત્વચા, ચક્ષુ, કાન, જીભ અને નાક તથા વાચા, હાથ, પગ, અપદ્વાર અને ઉપસ્થેંદ્રિય એ પાંચ અનુક્રમે જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો છે) (૨) જનનેંદ્રિય ૦કર્મ ન૦ ઇંદ્રિયોનું કર્મ–વ્યાપાર ૦ગમ્ય,૦ગોચર વિ૦ ઇંદ્રિયોથી જાણી – સમજી શકાય તેવું, પ્રત્યક્ષ ૦ગ્રામ પુ૦ ઇંદ્રિયોનો સમૂહ ૦ગ્રાહ્ય વિ૦ ઇંદ્રિયગમ્ય ૦જન્ય વિ૦ ઇંદ્રિયો વડે ઉત્પન્ન થતું ૦જિત્ વિ૦ ઇંદ્રિયોને જીતનાર ૦જ્ઞાન ન૦ ઇંદ્રિયો દ્વારા થતું – સ્થૂલ જ્ઞાન ૦જ્ઞાનવાદ પુ૦ ઇંદ્રિયજ્ઞાન એ જ ખરું જ્ઞાન એવો મત ૦દમન ન૦ ઇંદ્રિયોના રસને મારવા તે ૦નિગ્રહ પુ૦ ઇંદ્રિયોને વશ રાખવી તે સંયમ ૦નિરપેક્ષ વિ૦ ઇંદ્રિયોની અપેક્ષા રાખ્યા વિનાનું – તેમનાથી સ્વતંત્ર ૦બુદ્ધિ સ્ત્રી૦ ઇંદ્રિયો દ્વારા મળતું જ્ઞાન ૦બોધ સ્ત્રી૦ ઇંદ્રિયો મારફતે થતું જ્ઞાન ૦વિષય પુ૦ ઇંદ્રિયોનો વિષય ૦સુખ ન૦ ઇંદ્રિયો દ્વારા અનુભવાતું સુખ (૨) વિષયસુખ ૦સ્થાન ન૦ ઇંદ્રિયોનાં સ્થાનો –યાતીત વિ૦ ઇંદ્રિયોથી પર, અગોચર –યારામ વિ૦ વિષયાસક્ત –યાર્થ પુ૦ ઇંદ્રિયવિષય

ઇંદ્રી સ્ત્રી૦+જુઓ ઇંદ્રિય ૦જુલાબ પુ૦ વારંવાર પેશાબ કરાવે એવી ઔષધિ

ઇંધક ન૦ [सं] જુઓ ઇંધર

ઇંધન ન૦ [सं] ઈંધણ, બાળવાનું લાકડું, કાઠી

## ઈ

ઈ સ્ત્રી૦ [सं] સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો ચોથો અક્ષર – એક સ્વર (૨) પૈસો, સંપત્તિ (૩) અ૦ તિરસ્કાર કે ગુસ્સાનો એવો ઉદ્ગાર ૦કાર પુ૦ ઈ અક્ષર અથવા ઉચ્ચાર ૦કારાંત વિ૦ છેડે ઈકારવાળું

–ઈ [सं] સ્ત્રી૦નો પ્રત્યય ઉદા૦ 'ઓઝી, મહેતી' (૨) [सं इन्] નામને લાગતાં, 'ના સંબંધી', 'કરનાર', 'વાળું' એવો અર્થ બતાવતો પ્રત્યય ઉદા૦ 'કપટી' (આ પ્રત્યય બેવડા અર્થમાં ભૂલથી પણ વપરાતો મળે છે જેમ કે, નિર્વિકારી, સેશ્વરી, ધંધાદારી ઇ૦) (૩) વિશેષણ પરથી નામ બનાવતો ફારસી પ્રત્યય ઉદા૦ આપખુદ – આપખુદી

ઈ વિ૦ [प्रा ईअ]+આ અથવા એ (૨) (કા) એ (૩) સ૦ (કા.) એ

ઈકડ પુ૦ [જુઓ ઇક્કડ] એક વનસ્પતિ

ઈક્ષણ ન૦[सं] જોવું તે (૨) આંખ

ઈક્ષા સ્ત્રી૦ [सं] નજર (૨) જોવું – વિચારવું તે

ઈક્ષિત વિ૦[सं] જોયેલું – વિચારેલું (૨) ન૦ નજર

ઈકાર, –રાંત[सं] જુઓ 'ઈ'માં

ઈખ સ્ત્રી૦ [सं इक्षु] ઇક્ષુ, શેરડી ૦રસ પુ૦ [શેરડીનો રસ

ઈચકબાંડી સ્ત્રી૦ છોકરાંની એક રમત

ઈચવું (ઈ') સ૦ક્રિ૦ ઠાંસીને ખાવું (નિંદાથે)(૨) દંડાથી ગબીમાંની મોઈને ઉછાળી દૂર ફેંકવી

ઈજત સ્ત્રી૦, ૦(–તે) આસાર, ૦દાર વિ૦ જુઓ 'ઇજ્જત'માં

ઈજા સ્ત્રી૦[अ] પીડા, કષ્ટ (૨) [શારીરિક] નુકસાન – હાનિ [–પહોંચવી = ઈજા થવી]

ઈજાબકબૂલ ન૦[अ] મુસલમાનોમાં લગ્ન કબૂલ હોવાની વરકન્યાની લેવામાં આવતી પ્રતિજ્ઞા

ઈડલીપીડલી સ્ત્રી૦, ઈડિયું ન૦, ઈડીપીડી સ્ત્રી૦ વરકન્યાને નજર ન લાગે તે માટે તેમની પર ઉતારીને ફેંકી દેવાતી ભીની રાખોડીની ગોળીઓ, પોખવામા વપરાતી એક વસ્તુ
ઈતરાવું અ૦ક્રિ૦ [हिं इतराना]દેખાડો કરવો; ફૂલ મારવી [ઉપદ્રવ
ઈતિ સ્ત્રી૦[સં.]ધાન્ય વગેરેને નુકસાનપહોચાડનાર
ઈથર પુ૦ [इं] એક અતિ સૂક્ષ્મ તત્ત્વ જેમા થઈને પ્રકાશના મોજાનો સચાર થાય છે(૨) એક પ્રવાહી રૂસાયણ
ઈદ સ્ત્રી૦[अ.] મુસલમાનોનો એક તહેવાર(૨) ખુશાલીનો દિવસ ૦ગાહ સ્ત્રી૦ ઈદ ઊજવવાની જગા
ઈદડુ ન૦ [મદ્રાસી–ઈડલી] ઢોકળુ
ઈદશ વિ૦ [सं] આવુ, આ પ્રકારનું
ઈન મીન ને (૦સાડે)તીન શ૦ પ્ર૦[સર૦મ] જૂજ, સંખ્યામા થોડુ, હુ, તું ને તે જેટલા જ
ઈપ્સા સ્ત્રી૦ [सं] ઇચ્છા
ઈપ્સિત વિ૦ [સં.] ઇચ્છેલુ, (૨) ન૦ ઇચ્છા
ઈદ્દા અ૦ આ તરફ, અહીં (સુ ગ્રામ્ય)
ઈબક વિ૦ છ આગળીવાળુ (માણસ) [તુ](૨) સ્ત્રી૦ (સુ.) હબક, ડર
ઈમ અ૦ + એમ
ઈમાન પુ૦,ન૦ [अ] આસ્થા, શ્રદ્ધા (૨) ધમ, દીન (૩) અતકરણ (૪) પ્રમાણિકતા ૦દાર વિ૦ ઈમાનવાળુ, પ્રમાણિક ૦દારી સ્ત્રી૦ પ્રમાણિકતા –ની વિ૦ ઈમાનવાળું,પ્રમાણિક
ઈરખા, ઈર્ખા સ્ત્રી૦+ઈર્ષા
ઈરાન પુ૦ [फा] ઈરાન દેશ –ની વિ૦ (૨) પુ૦ ઈરાનનુ, ને લગતુ
ઈર્ષા(–ર્ષ્યા) સ્ત્રી૦ [सं] અદેખાઈ ૦ખોર વિ૦ ઈર્ષા કરવાની ટેવવાળુ ૦ળુ ઈર્ષાવાળુ, અદેખુ
ઈવ સ્ત્રી૦ [हिब्रू, इ](સ )(બાઇબલ પ્રમાણે) આદ્ય સ્ત્રી, આદમની જોડિયણ
ઈશ પુ૦ [सं] ધણી, માલેક (૨) પરમેશ્વર (૩) મહાદેવ, શિવ (૪) અગિયારની સજ્ઞા
ઈશાન સ્ત્રી૦ [सं] ઉત્તર અને પૂર્વ વચ્ચેની દિશા કે ખૂણો (૨) પુ૦ (સ ) મહાદેવ ૦કોણ પું૦ ઈશાન ખૂણો. –ની વિ૦ ઈશાન દિશાનુ(૨)સ્ત્રી૦(સ ) દુર્ગા. –ન્ય વિ૦ઈશાની
ઈશિતા સ્ત્રી૦.–ત્વ ન૦ [सं] એક મહાસિદ્ધિ (૨) સર્વોપરીપણુ [આદિ પુરુષ
ઈશુ(–સુ), ૦ખ્રિસ્ત પુ૦ (સ ) ખ્રિસ્તીધર્મનો
ઈશ્વર પુ૦ [सं] પ્રભુ, પરમેશ્વર (૨) સ્વામી, માલેક (૩) રાજા [–ઉપર ચિઠ્ઠી=કેવળ ઈશ્વરાધાર –કરે (ને)=ઈશ્વરની મરજી હોય, થાય કે બને તો સારું, એ ભાવ બતાવે છે. ઈશ્વરના ઘરની ચીઠ્ઠી, –ઘરનું તેડું= દેવાજ્ઞા થવી, મોત આવવુ –ના ઘરની દોરી=આવરદા –ના ઘરનું (માણસ)= ભોળુ, સરળ, ચોખ્ખા દિલનુ,ઓલિયુ માણસ –ના ઘરનો ચોર=ઈશ્વરી દરબારને હિસાબે ગુનેગાર, પાપી (અહીની માનવ અદાલતમા ભલે ચોર ન ગણાય છતા ચોર એ ભાવ બતાવે છે.) –નું નામ લો=રામનું નામ લો, એટલું જ, બાકી બિલકુલ નહિ, વ્યથ –એવો ભાવ બતાવે છે –ને ખોળે બેસવું=ઈશ્વરાધીન થવું, ઈશ્વરલેખે રહેવું –ને માથે કે વચમાં રાખીને=ઈશ્વર સાક્ષી છે એમ, ઈશ્વરનો ડર રાખીને –ને લેખે, –ના નામ પર, –ને ખાતર=ઈશ્વરના સોગનથી, ઈશ્વરને યાદ કરીને કે તેનો ડર રાખીને, ધર્મ કે દયા કે સત્યને ખાતર ઈશ્વરે સામું જોવું=ઈશ્વરે દયા કે કૃપા કરવી, મદદે આવવું ]૦કૃત વિ૦ ઈશ્વરનુ કરેલુ, કુદરતી. ૦કૃતિ સ્ત્રી૦ઈશ્વરની કૃતિ–રચના. ૦તત્ત્વ ન૦ ઈશ્વરરૂપી તત્ત્વ ૦કૃપા સ્ત્રી૦ ઈશ્વરની કૃપા. ૦દત્ત વિ૦ ઈશ્વર તરફથી મળેલુ, કુદરતી ૦પ્રણિધાન ન૦ ઈશ્વરનુ ધ્યાન ધરવુ તે (૨) કર્મફળનો ત્યાગ, પોતાના કર્મ ઈશ્વરને સમર્પણ કરવા તે ૦પ્રસાદ પુ૦ ઈશ્વરકૃપા ૦પ્રાપ્તિ સ્ત્રી૦ ઈશ્વરની પ્રાપ્તિ. ૦પ્રાર્થના સ્ત્રી૦ ઈશ્વરની પ્રાર્થના. ૦પ્રીત્યર્થ(–ર્થે) અ૦ઈશ્વરની પ્રીતિ માટે, પોતે ફળપ્રાપ્તિની ઇચ્છા રાખ્યા વિના. ૦પ્રેરણા સ્રી ઈશ્વરની પ્રેરણા, અતર્જ્ઞાન ૦ભક્તિ સ્ત્રી૦ ઈશ્વરની ભક્તિ ૦ભાવ પુ૦ ઐશ્વર્ય (૨) ઈશ્વરના અસ્તિત્વમા શ્રદ્ધા.

૦વાદ પું૦ ઈશ્વર છે એવો વાદ ૦સ્તુતિ સ્ત્રી૦ ઈશ્વરની સ્તુતિ. –રાધીન વિ ઈશ્વરને આધીન –રી વિ૦ ઈશ્વર સબંધી (૨) સ્ત્રી૦ દુર્ગા (૩) દેવી –રેચ્છા સ્ત્રી૦ ઈશ્વરની ઇચ્છા
ઈષણા સ્ત્રી૦ [સં एषणा] વાસના (૨) સ્ત્રી, પુત્રાદિ પ્રત્યેની આસક્તિ
ઈષત્ અ૦ [સં] જરા, થોડુ [વારિયો
ઈષા ન૦ [સં] ગાડી કે ગાડાની ઊધ (૨) હળનો
ઈષ્મ પું૦ [સં] કામદેવ (૨) વસત ઋતુ
ઈસ સ્ત્રી૦ [दे ईस(૦ओ)=ખીલો? કે સં ईषा?] ખાટલાના પાયાને જોડતા બે લાંબા લાકડામાનુ દરેક
ઈસવી વિ૦ [अ] ઈસુ ખ્રિસ્તનુ ૦સન પું૦, સ્ત્રી૦ ઈસુના જન્મથી ગણાતો સવત (ઈ સ)
ઈસાઈ વિ૦ [अ] ઈસુનુ અનુયાયી, ખ્રિસ્તી (૨) ઈસુને લગતુ [(સ) ઈશુ
ઈસા મસીહ [अ], ઈસુ (૦ખ્રિસ્ત) પું૦
ઈસુ વિ૦ + [સં ईदृश] આવુ
ઈસ્ટર ન૦ [इ] એક ખ્રિસ્તી ઉત્સવ–તહેવાર
ઈસ્વી વિ૦ [अ] જુઓ ઈસવી ૦સન પું૦ સ્ત્રી૦ ઈસવી સન
ઈહકો પું૦ અફસોસ (૨) ભય, ત્રાસ
ઈહા સ્ત્રી૦[સં] ઇચ્છા (૨) આશા, ઉમેદ (૩) ઉદ્યમ – ધધો [પ્રકાર
ઈહામૃગ ન૦ [સં] નાટકનો એક (ચાર અકી)
ઈંગલીઢીંગલી સ્ત્રી૦ છોકરાની એક રમત
ઈજવુ સ૦ક્રિ૦ [સં यज् કે ईज्या – प्रा ईज्जा પરથી?] અર્પણ કરવુ, આપી દેવુ (૨) અગિયારીમાં અગ્નિની સ્થાપના કરવી (૩) અભિષેક કરવો (૪) પ્રસન્ન કરવુ (૫) તેલ ઊજવુ ઈજાવું (કર્મણિ) ઈજાવવુ (પ્રેરક)
ઈંટ સ્ત્રી૦ [સં इष्टका, प्रा इट्टा] ઘર ઇત્યાદિ ચણવામાં વપરાતુ માટીનું ચોસલુ ૦બધી વિ૦ ઈંટોનું બાંધેલુ (૨) સ્ત્રી૦ ઈંટનું બાંધકામ ૦વાડો પું૦ ઈંટો પકવવાનો ભઠ્ઠો –ટાળ (–ળુ) વિ૦ ઈંટનુ બનેલું, ઈંટવાળુ –ટાળી સ્ત્રી૦ ઈંટો મારી માગીને દેવાતો દડ–મલ –ટાળો પું૦ [प्रा इट्टाल] ઈંટનો કકડો (૨) ઈંટો બનાવવાનુ ઓજાર –ટેરી(–લ) વિ૦ ઈંટબધી
ઈંટો રે ઈંટો સ્ત્રી૦ છોકરાની એક રમત
ઈંડુ ન૦ [सं अंड] બેદુ (૨) શિખર પરનો કળશ [–ચડાવવુ = મોટુ પરાક્રમ કે નામના કરવી, કોઈ બાબતમા કળશ ચડાવવો] –ડાદાવ પું૦, ૦ઈંડુ ન૦ છોકરાંની રમત. –ડાળ સ્ત્રી૦ ઈંડા લઈને જનારી કીડીઓની હાર (૨) ઝીણાં ઝીણાં ઈંડાંનો જથ્થો (૩) [લા] છોકરાંની ધાડ–ભૂજરવાડ [–ઊભરાવી = ઈંડાળ જમીનમાંથી બહાર નીકળવી (૨) (લાભની લાલચે) મોટુ ટોળુ ભેગુ થવુ]
ઈંઢાણી સ્ત્રી૦ જુઓ ઉઢાણી
ઈંતડી સ્ત્રી૦ એક જીવ, ઇતરડી
ઈંધણુ(–ણું) ન૦ [सं इंधन, प्रा इंधण] ઇંધન, બળતણ
ઈંધણુધોરી પું૦ બળદ (૨) ભાર વહેનારો આદમી (૩) વિ૦ બળદિયા જેવો, મૂર્ખ

# ઉ

ઉ પું૦ [સં] સસ્કૃત કુટુબની વર્ણમાળાનો પાંચમો અક્ષર–એક મુખ્ય સ્વર. ૦કાર પું૦ ઉ અક્ષર અથવા ઉચ્ચાર. ૦કારાત વિ૦ છેડે ઉકારવાળુ
–ઉ ક્રિયાપદને લાગતાં 'તે ક્રિયા કરનાર' એ અર્થમાં વિ૦ બનાવતો પ્રત્યય ઉદા૦ ઉતારુ, ફાડુ, ખાઉ [પ્રેરક
ઉકણાવવુ સ૦ક્રિ૦ (કા) ચોરવુ (૨) 'ઊકણવુ'નું
ઉકમાઈ સ્ત્રી૦ (કા) ઉત્સાહ, પોરસ
ઉકરડી સ્ત્રી૦[दे उक्करड, उक्कुरुड,–डी,–डिया] નાનો ઉકરડો (૨) વિવાહના સમયમાં કચરો પૂજને નાખવાની જગા(૩) એક મલિન દેવતા [–ઉઠાડવી=વિવાહ પ્રસંગે સ્થપાતી કચરા-પૂજાની મલિન દેવતાને વિદાય કરવી, તેનો વિધિ કરવો –નોતરવી = તે દેવતાની પ્રતિષ્ઠા કે સ્થાપન કરવુ ઉકરડીને(–ની જાતને) વધતા વાર શી? = છોકરી ઝટ મોટી — પરણાવવાની ઉંમરની થતાં વાર નહિ]

-ડો પુ૦ છાણ અને પૂંજાનો ઢગલો; ઉકેરો (૨) [લા] ગદું સ્થાન, ગદવાડો
ઉકરાંટો પુ૦ ઉકાંટો, આવેશ, ઉશ્કેરણી (૨) તાલાવેલી, વિહ્વળતા
ઉકલાવવું સ૦ ક્રિ૦ 'ઊકલવું'નું પ્રેરક
ઉકળાટ(-ટો) પુ૦ [જુઓ ઊકળવું] ઘામ, કઠારો (૨) ગુસ્સો (૩) સતાપ
ઉકળાવવું સ૦ક્રિ૦ 'ઊકળવું'નું પ્રેરક
ઉકાણવું સ૦ક્રિ૦ ચોરવુ, ઉકણાવવુ (સોનીઓ વાપરે છે)(પ્રેરક ઉકણાવવું, કર્મણિ ઉકાણાવું)
ઉકાણો પુ૦ ચોરી
ઉકાર, -રાન્ત [સં] જુઓ 'ઉ'મા
ઉકાળ પુ૦+સુકાળ, આબાદી-ચડતીનો કાળ
ઉકાળવું સ૦ક્રિ૦['ઊકળવું'નુ પ્રેરક] ઊકળે એમ કરવુ (૨) [લા] લાભ કરવો, સારુ કરવુ (૩) બગાડવુ (કટાક્ષમા) ઉકાળાવવું સ૦ ક્રિ૦ (પ્રેરક) ઉકાળાવું અ૦ ક્રિ૦ (કર્મણિ)
ઉકાળો પુ૦ [જુઓ ઉકાળવુ] ઉકાળવુ તે (૨) વનસ્પતિ, ઓસડિયા કે તેજાનાનો કાવો (૩)[દે. उक्कोल?] ઘામ, બાફ (૪) કઢાપો, સતાપ
ઉકાંચળી વિ૦સ્ત્રી૦[સં. उत्+કાચળી] કાંચળી પહેર્યા વિનાની।
ઉકાંટવું અ૦ક્રિ૦ કપવુ, મૂંજવુ
ઉકાંટો પુ૦ ઉકરાટો (૨) બકારી (૩) અભાવાની લાગણી (૪) અવાવરુ કિનારો
ઉકાંમણ(-ણુ) ન૦ ઉકાસવુ તે
ઉકાંસવું સ૦ક્રિ૦ [સં उत्कृष्, प्रा उक्कस] ખોદી કાઢવુ, બહાર કાઢવુ (૨) [લા] ધ્યાન પર લાવવુ, ભુલાયેલુ તાજુ કરવુ (૩) ઉશ્કેરવુ ઉકાસાવું અ૦ક્રિ૦, -વવું સ૦ક્રિ૦ અનુક્રમે કર્મણિ ને પ્રેરક
ઉકેરો પુ૦ [સં उत्कार, प्रा. उक्केर, उक्करड= [ઢગ] જુઓ ઉકરડો
ઉકેલ પુ૦, સ્ત્રી૦ સૂઝ, સમજ (૨) નિકાલ, રસ્તો. [-આપવો, -કાઢવો=તોડ કે ફેસલો કરવો, માર્ગ બતાવવો કે સુઝાડવો; ઉકેલવું -પડવો= સૂઝવુ, ઉકેલ દેખાવો કે મળવો, પતવુ, ઊકલવુ] ૦વું સ૦ક્રિ૦ [સં उत्कल? દે उक्केल्लाविय =ઉકેલાયેલુ] ગૂંચ કાઢવી, વળ કાઢવો, બાંધેલુ કે ભરેલું યા ગૂથેલુ કે વાળેલુ (જેમ કે, ખાટલો, ગાઠ, ગડી, ઇ૦) પાછુ છૂટું કરવું (૨) વાચવુ (૩) પૂરુ કરવુ-નિકાલ કરવો (૪) ઉઘાડવું, ખુલ્લુ કરવુ. ૦ણી સ્ત્રી૦ ઉકેલવુ-નિકાલ કરવો તે -લાવવું સ૦ક્રિ૦, -લાવું અ૦ક્રિ૦ 'ઉકેલવુ'નુ અનુક્રમે પ્રેરક અને કર્મણિ
ઉક્ત વિ૦ [સ] કહેલુ, બોલેલુ -ક્તિ સ્ત્રી૦ કથન (૨) શબ્દલાલિત્ય, વાક્ચાતુર્ય
ઉખડામણ ન૦ ઉખાડવાનુ-ખોદવાનું મહેનતાણુ
ઉખડાવવું સ૦ક્રિ૦ 'ઉખાડવુ'નુ પ્રેરક, ઉખેડાવવુ
ઉખરડુ (-ડું) વિ૦ ઉઘાડુ, ખુલ્લુ (૨) ન૦ બીજાની વાત ફોડી દેવી તે
ઉખરડો પુ૦ એક જાતનુ ઘાસ
ઉખરણુ વિ૦ (૨) ન૦ જુઓ ઉખરડુ
ઉખરાંડું વિ૦ ઉખરડુ, ઢાકયા વિનાનુ, ઉઘાડુ
ઉખરાંટો પુ૦ ધાતુના વાસણ પરનો ઓઘરાળો
ઉખળાવવું સ૦ ક્રિ૦ 'ઊખળવુ'નુ પ્રેરક
ઉખડિયો પુ૦ [જુઓ 'ઊખડવુ'] તવેથો
ઉખાડ પુ૦ ઉખાડેલુ હોય તે, પોપડો (૨) ખાડો
ઉખા(-ખે)ડવું સ૦ ક્રિ૦ [સં उत्खन्, प्रा उक्खण, उक्खिण] 'ઊખડવું'નુ પ્રેરક-ઊખડે એમ કરવું, ચોંટેલુ જુદુ કરવુ (૨) મૂળ ખેચી નાખવું (૩) [લા] પદચ્યુત કરવુ, ઉઠાડી મૂકવુ (૪) નાશ કરવો
ઉખા(-ખે)ડાવું અ૦ ક્રિ૦, -વવું સ૦ક્રિ૦ 'ઉખા(-ખે)ડવુ'નુ અનુક્રમે કર્મણિ અને પ્રેરક
ઉખાણુ ન૦, -ણો પુ૦ [સં उपाख्यान] સમસ્યા, કોયડો (૨) કહેવત, દૃષ્ટાંત
ઉખાલપખાલ સ્ત્રી૦ ઊલટી અને ઝાડો
ઉખા(-ખે)ળવું સ૦ ક્રિ૦ [સં उत्खन्, प्रा. उक्खाल=ઉખેડવુ] (કા) ઉખાડવુ (૨) ઉકેલવુ (૩) [લા.] ભુલાયેલું તાજુ કરવુ, ઉકાસવુ ઉખા(-ખે)ળાવું અ૦ક્રિ૦, -વવુ સ૦ક્રિ૦ તેનુ અનુક્રમે કર્મણિ અને પ્રેરક
ઉખેડ વિ૦ ખેડવાને અયોગ્ય (૨) અણખેડેલુ, વેરાન (૩) પુ૦, સ્ત્રી૦ ઉખાડ, પોપડો ૦વું સ૦ક્રિ૦ જુઓ ઉખાડવુ -ડાવું અ૦ક્રિ૦, -ડાવવું સ૦ક્રિ૦ જુઓ 'ઉખાડાવુ'મા
ઉખેળવું, ઉખેળાવું, ઉખેળાવવું જુઓ 'ઉખાળવુ'મા

ઉગટણુ ન૦ પીઠી, ઊગટ
ઉગમ પુ૦ [સં उद्गम, પ્રા. उग्गम] ઊગમ, મૂળ (૨) આરભ, જન્મ (૩) ઊગવુ તે, ઉદય
ઉગમણ સ્ત્રી૦ પૂર્વદિશા –ણુ વિ૦ પૂર્વદિશા તરફનું ['ઊગમદાસ્ત'મા
ઉગમદાસ્ત વિ૦, –સ્તી સ્ત્રી૦ જુઓ
ઉગાડવુ સ૦ક્રિ૦ 'ઊગવુ'નું પ્રેરક, ઊગે એમ કરવુ ઉગાડાવું અ૦ક્રિ૦, –વવું સ૦ક્રિ૦ 'ઉગાડવું'નું અનુક્રમે કર્મણિ ને પ્રેરક
ઉગામવુ સ૦ક્રિ૦ [સં उद्गम] મારવા ઉપાડવુ ઉગામાવુ અ૦ક્રિ૦, –વવુ સ૦ક્રિ૦ 'ઉગામવું'નુ અનુક્રમે કર્મણિ ને પ્રેરક
ઉગાર પુ૦ [ઉગારવુ] બચાવ, છૂટકો (૨) બચત, લાભ ૦વુ સ૦ક્રિ૦ 'ઊગરવુ'નુ પ્રેરક, ઊગરે એમ કરવુ, રક્ષણ કરવુ, બચાવી લેવુ (૨) બચત કરવી –રાવું અ૦ક્રિ૦, –રાવવુ સ૦ક્રિ૦ 'ઉગારવુ'નું અનુક્રમે કર્મણિ ને પ્રેરક –રો પુ૦ જુઓ ઉગાર (૨) [જુઓ ઊગવુ] ચોમાસામા થતા નાના છોડોનો સમૂહ, ઉગાવો [ઉગારે પડવુ = બચત થવી, ઉગારા ખાતે જવુ ] [ચોમાસાનો ઉગારો
ઉગાવો પુ૦ ઊગવુ તે, ફૂલવુ ફાલવુ તે (૨)
ઉગ્ર વિ૦ [સં ] આકરુ, જલદ (૨) ક્રોધી (૩) બિહામણુ (૪) જબરુ ૦ગધા સ્ત્રી૦ એક જાતની ઉગ્ર વાસવાળી વનસ્પતિ (૨) હિગ ૦તા સ્ત્રી૦ ૦રૂપ વિ૦ ઉગ્ર રૂપવાળુ ૦શાસન વિ૦ કડક આજ્ઞાઓ આપનારુ, કડક અમલવાળુ ૦સેન પુ૦ (સ ) કસના પિતાનુ નામ –ગ્રા વિ૦ સ્ત્રી૦ દીપ્તા શ્રુતિનો અવાતર ભેદ (સગીત)
ઉઘડાવવુ સ૦ક્રિ૦ 'ઊઘડવુ'નુ પ્રેરક
ઉઘરાઈ (–ત) સ્ત્રી૦ [જુઓ ઉઘરાવવુ] મહેસૂલ, કર, સાથ, લેવુ ઇ૦ની વસૂલાત કરવી તે
ઉઘરાણી સ્ત્રી૦ લેણાની વસૂલાત (૨) લેણાની માગણી, તકાદો [–ચડવી = ઉઘરાણી વસૂલ કરવાનું કામ ઘણુ એકઠુ થવુ, તે કામ કરવાનુ બાકી હોવુ ] –ણિયો પુ૦ ઉઘરાણી કરનાર ૦પા(–પુ) ઘરાણી સ્ત્રી૦ [દ્વિત્વ] ઉઘરાણીનુ કામકાજ –ણુ ન૦ લખણી, ફાળો, ફડ –ત સ્ત્રી૦ ઉઘરાઈ –તદાર વિ૦ ઉઘરાતનુ કામ કરનાર –વવુ સ૦ક્રિ૦ [સં उद्ग्रह्, પ્રા उग्गाहिय = હાથમા લીધેલુ] જુદે જુદે ઠેકાણેથી મેળવી એકઠુ કરવુ
ઉઘલાવવુ સ૦ક્રિ૦ 'ઊઘલવુ'નું પ્રેરક [વરઘોડો
ઉઘલાવો પુ૦ આનદનો ઉછાળો – ઊભરો (૨)
ઉઘાડ પુ૦ [સં उद्घाट, પ્રા उग्घाट] આકાશ વાદળા વિનાનું થઈ તડકો નીકળે તે (૨) [લા ] ઉદય, લાભ [–નીકળવો = (વાદળા ઇ૦નું ઢાંકણ ખસીને) તડકો પડવો ] ૦પગુ વિ૦ જોડા વિનાનુ ૦બારુ વિ૦ ચોરને ફાવે એવુ, ઉઘાડુ (૨) ન૦ નાઠાબારી, નાસી છૂટવાનો રસ્તો ૦વાસ સ્ત્રી૦ ઉઘાડવુ અને બધ કરવુ તે ૦વુ સ૦ક્રિ૦ [સં. उद्घाट्, પ્રા उग्घाड] ઊઘડે એમ કરવુ, ઉઘાડુ કરવુ ખોલવુ (જુઓ ઉઘાડુ) –ડાવવુ સ૦ક્રિ૦ 'ઉઘાડવું'નુ પ્રેરક –ડાવુ અ૦ક્રિ૦ 'ઉઘાડવુ'નું કર્મણિ
ઉઘાડુ વિ૦ [પ્રા उग्घाड, જુઓ ઉઘાડવુ] ખુલ્લુ, નહિ ઢાંકેલુ, નહિ વાસેલુ, નહિ બિડાયેલુ (૨) નહિ ઓઢેલુ પહેરેલુ કે શણગારેલુ – (ઓછુ કે પૂરુ) નાગુ (૩) ચોખ્ખુ, સ્પષ્ટ, સરળ, સૌને સમજાય તેવુ (૪) પ્રગટ, છચોક, જાહેર, સૌની નજર સામે પડેલુ, ખાનગી નહિ તેવુ (૫) [લા ] નિર્લજ્જ, નાગુ (જેમ કે ઉઘાડી ગાળ) (૬) અરક્ષિત [ઉઘાડા હાથમાં આપવા = છાનુ માનુ કે ઉઘાડુ કાંઈ આપવુ (પિરસણ ઇ૦) (૨) મનની બધી વાત કહેવી –કરવુ, પાડવુ = ખુલ્લુ જાહેર કરવું (૨) જાહેરમાં બદનામ થાય કે સૌ જાણે ને વગોવે તેમ કરવુ, ફજેત કરવુ –કહેવુ = ખુલ્લુ, શરમ રાખ્યા વિના, સ્પષ્ટ કહેવુ –થવું, પડવું = છતુ થવુ, બહાર આવવુ, જણાવુ (૨) ફજેત થવુ, વગોવાવુ –બોલવુ = સાફ સાફ, હોય તેવુ કહેવુ (૨) બેફામ–ફાટ્યુ બોલવુ ઉઘાડે ચોક, ઉઘાડે છોગે, ઉઘાડે બારણે અ૦ છચોક, ખુલ્લી રીતે, જાહેરમા ઉઘાડે બરડે = પોતા ઉપર ઝીલવાની તૈયારીથી, એકલે હાથે, મદદ વિના ઉઘાડે માથે = શરમ કે ડર વગર (સારા નરસા બેઉ ભાવમા) (જેમ કે, ઉઘાડુ માથુ કરીને બેસવુ =

શરમ વિના (અજાણ્યાને ત્યાં) જમવા બેસવું) ઉઘાડો હિસાબ=ખુલ્લો, ચોખ્ખો, કશી ઘાલ મેલ વગરનો હિસાબ,સૌ જોઈ કે સમજી શકે તેવો સ્પષ્ટ હિસાબ ]

ઉઘાડું પુગાડું વિ૰ ['ઉઘાડું'નું દ્વિત્વ] સાવ ઉઘાડું – નાગું, નાગું પૂગું

ઉચકામણ નં૰,–ણી સ્ત્રી૰ ઊચકવાનું મહેનતાણું

ઉચકાવવું સ૰ ક્રિ૰ 'ઊચકવું'નું પ્રેરક

ઉચણાવવું સ૰ક્રિ૰ 'ઊચણવું'નું પ્રેરક

ઉચરાવ વિ૰ [સં उच्च]ઊંચા પ્રકારનું,શ્રેષ્ઠ,શુદ્ધ

ઉચરાવવું સ૰ક્રિ૰ 'ઊચરવું'નું પ્રેરક

ઉચલબાંગડી સ્ત્રી૰ ટાગાટોળી [પ્રેરક

ઉચલા(–ળા)વવું સ૰ ક્રિ૰ 'ઊચલ(–ળ)વું'નું

ઉચાક(–ગ)ર વિ૰ બરતરફ

ઉચાટ પું૰ [दे उच्चाड=દિલગીર થવું ? म, हिं ] ચિંતા,ફિકર (૨)અધીરાઈ[–માં પડવું= ઉચાટ,ચિંતા કે અધીરાઈ થવી ]–ટિયું વિ૰ ઉચાટ કર્યા કરતું

ઉચાપત સ્ત્રી૰ [हिं , म =ઉધાર] ખોટી રીતે ઉપાડી–ઉઠાવી જવું તે, ઓળવવું તે

ઉચારવું સ૰ક્રિ૰ જુઓ ઉચ્ચારવું ઉચારાવું અ૰ક્રિ૰ (કર્મણિ), –વવું સ૰ક્રિ૰ (પ્રેરક)

ઉચાળવું સ૰ક્રિ૰[સં उत्+चाल् ,प्रा॰उच्चाल ?] ઊચલવું, તજવું, ખાલી કરવું ઉચાળાવું અ૰ક્રિ૰ (કર્મણિ), –વવું સ૰ ક્રિ૰ (પ્રેરક)

ઉચાળો પું૰ ઘરવાખરો [ઉચાળા ભરવા= ઘરબાર ખાલી કરીને નીકળી જવું કે ભાગવું (૨) જતા રહેવું, (નોકરીમાથી કે પદથી) ચલતી પકડવી.]

ઉચિત વિ૰[સં.] યોગ્ય, ઘટિત

ઉચે(–ખે)ડવું સ૰ક્રિ૰ [સં उच्चाटन, प्रा. उच्चाडन?] ઉતેડવું,ઉખાડવું,(છાલ)ઉતારવી ઉચે(–ખે)ડાવું અ૰ક્રિ૰ (કર્મણિ), –વવું સ૰ક્રિ૰ (પ્રેરક)

ઉચેલ પું૰ પાલવ (૨) કડીનો છેડો

ઉચેલવું સ૰ક્રિ૰ + જુઓ ઉલેચવું

ઉચ્ચ વિ૰[સં] જુઓ ઊંચું (૨) પું૰ ગ્રહના માર્ગનું ઊંચામાં ઊંચું બિંદુ ૦ક વિ૰ ઊઘડું, ઊચક ૦ગામિતા વિ૰ ઉચ્ચગામી હોવું તે ૦ગામી વિ૰ ઉન્નતિ તરફ જનારુ ૦ગ્રાહ પું૰ ઊંચો આદર્શ ૦ગ્રાહિણી વિ૰ સ્ત્રી૰ ઊંચા આદર્શવાળી ૦ગ્રાહી વિ૰ ઉચ્ચગ્રાહવાળું. ૦તમ વિ૰ સૌથી ઉચ્ચ, ઊંચામાં ઊંચું. ૦તર વિ૰ વધારે ઉચ્ચ ૦તા સ્ત્રી૰ ૦ત્વ નં૰ ૦વર્ણ પું૰ ઊંચી વર્ણ–નાત ૦વર્ણી, ૦વર્ણું વિ૰ ઊંચી વર્ણનું ૦વિહારિતા સ્ત્રી૰ ઉચ્ચ વિહાર કરવો તે,ઉચ્ચગામિતા

ઉચ્ચરવું સ૰ ક્રિ૰ [સં उच्चर्] આચરવું, બોલવું (૨) ઉચ્ચારવું, ઉચ્ચારણ કરવું

ઉચ્ચરિત વિ૰ [સં] ઉચ્ચારેલું

ઉચ્ચાટન નં૰ [સં] એક અભિચાર, (મંત્ર-તંત્રથી) ઉચાટ કરાવવો તે [ઉન્નત અભિલાષ

ઉચ્ચાભિલાષ પું૰,–ષા સ્ત્રી૰ [સં] ઉચ્ચ–

ઉચ્ચાર પું૰ [સં] મોમાંથી બોલ કાઢવો તે કે તેમ કરવાની ઢબ [–કાઢવો=ઉચ્ચારવું. –નીકળવો=ઉચ્ચાર થવો, ઉચ્ચાગવું ] ૦ણ નં૰ ઉચ્ચાર (૨) કથન ૦વું સ૰ ક્રિ૰ [સં. उच्चार् ]ઉચ્ચારણ કરવું (૨) બોલવું ૦શાસ્ત્ર નં૰ ઉચ્ચારનું શાસ્ત્ર

ઉચ્ચાલન નં૰ [સં] ઊંચું કરવું તે (૨) વજન ઊંચું કરવાની એક યોજના, 'લીવર' (૩) કંપ, ધ્રુજારો

ઉચ્ચાવચ વિ૰ [સં] ઊંચુંનીચું, અણસરખું (૨) નાનું મોટું (૩) જુદી જુદી જાતનું

ઉચ્ચીકરણ નં૰ [સં.] ઊંચું કરવું તે

ઉચ્ચોચ્ચ વિ૰ [સં] ઉચ્ચતમ

ઉચ્ચૈઃશ્રવા પું૰ [સં] (સં) ઇંદ્રનો ઘોડો (ચૌદ રત્નોમાનું એક) [લૂગડું, ઓઢણું

ઉચ્છણ નં૰ [दे अवअच्छ] (ક) ઓઢવાનું

ઉચ્છવ પું૰ [प्रा]+ઓચ્છવ, જુઓ ઉત્સવ

ઉચ્છ(–છં)ગ પું૰ [प्रा] જુઓ ઉત્સંગ, ખોળો –ગી વિ૰ ઉચ્છંગને લગતું

ઉચ્છિન્ન વિ૰[સં] તોડી નાખેલું, નિર્મૂળ કરેલું

ઉચ્છિષ્ટ વિ૰ [સં] એઠું, બોટેલું (૨) ખાતાં વધેલું (૩) નં૰ છાડણ

ઉચ્છ્રિત વિ૰ [સં] ઊંચું કરેલું –ચડેલું (૨) ઉચ્ચ (૩) આબાદાન (૪) મગરૂર [સ્ત્રી૰

ઉચ્છૃંખલ(–ળ) વિ૰[સં.]ઉછાંછળું; ઉદ્ધત ૦તા

**ઉચ્છેદ** પુ૦ [સં] જડમૂળથી ઉખાડી નાખવુ તે, સમૂળો નાશ ૦ક વિ૦ ઉચ્છેદ કરનાર ૦ન ઉચ્છેદ કરવો–થવો તે ૦વુ સ૦ ક્રિ૦ [સં उच्छिद्] ઉછેદવુ, ઉચ્છેદ કરવો. –દિયુ વિ૦ વંશ કે વારસ વિનાનુ (૨) ઉચ્છેદક (૩) ન૦ નિર્વંશની મિલકત [જવુ તે

**ઉચ્છોષણ** ન૦ [સં] શોષણ, સુકાવુ–એ ચાઈ

**ઉચ્છ્રાય** પુ૦ [સં] ઊંચુ જવુ (ગ્રહ ઇત્યાદિનુ) (૨) ઊભુ કરવુ–બાંધવુ તે (૩) ઊંચાઈ, ઉચ્ચતા (૪) મગરૂરી (૫) [ગ] ત્રિકોણની ઊંચી બાજુ

**ઉચ્છ્વસન** ન૦ [સં] શ્વાસ બહાર મૂકવો તે (૨) વરાળ બહાર કાઢવી તે (૩) ઊંડો શ્વાસ લેવો તે, હાંફવુ તે [લેવો

**ઉચ્છ્વસવુ** સ૦ક્રિ૦ [સં उच्छ्वस्] ઉચ્છ્વાસ

**ઉચ્છ્વસિત** વિ૦[સં] શ્વાસ લેતુ–મૂકતુ, હાંફતુ (૨) વરાળ બહાર કાઢતુ (૩) ઊપડેલુ, પૂર્ણ ખીલેલુ

**ઉચ્છ્વાસ** પુ૦ [સં] શ્વાસ લેવો મૂકવો તે (૨) આશા (૩) પ્રકરણ, કાંડ (૪) જાળિયુ

**ઉછરંગ** પુ૦ [પ્રા उच्छल પરથી ?] આનંદ, આનંદનો ઉછાળો –ગી વિ૦ આનંદી, ઉમંગી, હર્ષઘેલુ

**ઉછરાવવુ** સ૦ક્રિ૦ 'ઊછરવુ'નુ પ્રેરક રૂપ

**ઉછળામણી** સ્ત્રી૦ [જુઓ ઊછળવુ] હરીફાઈ (૨) લિલામ, હરાજી

**ઉછળાટ** પુ૦ ઊછળવુ તે, ઉછાળો

**ઉછળાવવુ** સ૦ક્રિ૦ 'ઊછળવું'નુ પ્રેરક

**ઉછ ક(–ખ)ળ(–ળિત)** વિ૦ [પ્રા उच्छलल]+ જુઓ ઉચ્છૃંખલ

**ઉછંગ** પુ૦ [સં उत्संग, પ્રા उच्छंग] જુઓ ઉત્છંગ –ગી વિ૦ ઉત્છંગી

**ઉછાનીક** ન૦+બાળક પાસું ફેરવતુ થાય ત્યારે કરાતી ઉત્સવક્રિયા

**ઉછામણી** સ્ત્રી૦ જુઓ ઉછળામણી

**ઉછાહ** પુ૦[સં उत्साह, પ્રા उच्छाह]+ઉત્સાહ, ઉમંગ, હર્ષ

**ઉછાળ** સ્ત્રી૦ [જુઓ ઉછાળવુ] ઉછાળો ૦ણી સ્ત્રી૦ ઉછાળવુ તે (૨) જુઓ ઉછળામણી ૦વું સ૦ ક્રિ૦ [સં उच्छाल्] ઊંચે ફેંકવું (૨) ઉપરતળે કરવુ (જેમ કે શાક ઇ૦) (૩) (ગમે તેમ) ખરચવુ, વાપરવુ –ળાબંધ અ૦ઉછાળા-ભેર, ઉછાળા સાથે. –ળાવુ અ૦ક્રિ૦, –ળાવવુ સ૦ક્રિ૦ 'ઉછાળવું'નું અનુક્રમે કર્મણિ ને પ્રેરક –ળિયુ વિ૦ગમે તેમ ખરચીને બગાડ કરનારુ, (૨) ન૦ બગાડ. ગેરઉપયોગ [ઉછાળિયા કરવા=વેડફી નાંખવુ, બરબાદ કરવુ] –ળો પુ૦ કૂદકો, ઠલંગ (૨) એકાએક વધારો (૩) આવેશ (૪) હુમલો (૫) ઊબકો, બકારી [–મારવો = જોરથી ઊછળવુ –આવવો = એકાએક ઊછળવુ, ઊંચે જવુ ]

**ઉછાછળુ** વિ૦[દે उच्छुच्छु? કે સં उच्छृंखल?] અવિચારી, ઉદ્ધત, તોફાની (૨) લાજ વિનાનું –ળાવેડા પુ૦ બ૦ વ૦ ઉછાંછળુ વર્તન–રીતભાત

**ઉછીતું(–નુ)** વિ૦ થોડા દિવસ પછી પાછુ આપવાની શરતે આપેલુ–લીધેલુ (વ્યાજ ઇત્યાદિ આપ્યા લીધા વિના)[–આપવુ=(વગર વ્યાજે) રકમ આપવી (૨) (પાછી વાળવાની શરતે) જણસ ભાવ કે ચીજ આપવી –કરવુ=ઉછીનુ લેવુ;દેવુ કરવુ –લેવુ=(પાછુ આપવાની શરતે) મેળવવુ ] [કાઢવુ

**ઉછેદવુ** સ૦ક્રિ૦ જુઓ ઉચ્છેદવુ, જડમૂળથી

**ઉછેદિયુ** વિ૦ (૨) ન૦ જુઓ ઉચ્છેદિયુ

**ઉછેર** પુ૦, સ્ત્રી૦ [જુઓ ઉછેરવુ] ઉછેરવુ તે (૨)તાલીમ,કેળવણી ૦કાળ પુ૦ઉછેરનો સમય

**ઉછેરવુ** સ૦ ક્રિ૦ [સં उत्+श्री, પ્રા उच्छेर] પાળીપોષી મોટુ કરવુ (ઝાડ, પશુ, બાળક વગેરે) (૨) સંસ્કારવાળુ કરવુ, કેળવવુ, તાલીમ આપવી ઉછેરાવવુ સ૦ ક્રિ૦ (પ્રેરક), ઉછેરાવુ અ૦ ક્રિ૦ (કર્મણિ)

**ઉજડાવવુ** સ૦ક્રિ૦ 'ઊજડાવુ'નુ પ્રેરક

**ઉજમ(–વ)ણી** સ્ત્રી૦ [સં उद्यापन, પ્રા उज्जम(–व)ण,उज्जावण] જુઓ ઉજવણી [ઉદ્યાપન

**ઉજમ(–વ)ણુ** ન૦ [જુઓ 'ઉજમણી'] વ્રતનું

**ઉજમાવવુ** સ૦ ક્રિ૦ 'ઊજમાવુ'નું પ્રેરક

**ઉજમાળું** વિ૦ [જુઓ ઊજમ] ઊજમવાળુ, ઉમંગી (૨) ઊજળુ, પ્રકાશમાન

ઉજર ન૦ [म. उज्र] બહાનું (૨) લાચારી
ઉજરડું ન૦ [જુઓ ઊજળુ, हिं उजरा, म. उजर्णे] ભરભાંખળું; અરુણોદય
ઉજ(-ઝ)રાવવું સ૦ ક્રિ૦ (કા) 'ઊજ(-ઝ)રવું'નું પ્રેરક [(૨) ઉજાણી; જાફત
ઉજવણી સ્ત્રી૦ [જુઓ ઉજમણી] ઊજવવું તે
ઉજવણું ન૦ જુઓ ઉજમણું, વ્રતનું ઉદ્યાપન
ઉજવાવવું સ૦ ક્રિ૦ 'ઊજવવું'નું પ્રેરક
ઉજળિયાત વિ૦[જુઓ ઊજળુ] ઉચ્ચ વર્ણનું ૦વર્ગ પું૦ ઉચ્ચવર્ણનો લોકસમૂહ
ઉજાગર વિ૦ [हिं] ઉજ્જ્વળ, ભપકાદાર
ઉજાગરો પું૦ [सं उज्जागर, दे उज्जग्गिर?] જાગરણ, નહિ ઊંઘવું તે (૨) ચિંતા, ફિકર -રું વિ૦+જાગતું
ઉજાડ સ્ત્રી૦[दे उज्जड] ઉજ્જડપણું, પાયમાલી ૦ણ વિ૦ ઉજ્જડ કરનારું (૨)અપશુકનિયું ૦વું સ૦ક્રિ૦[ઉજ્જડ પરથી ? दे उज्जाडिम= ઉજાડેલું] ઉજ્જડ કરવું, નાશ કરવું, વેરાન કે પાયમાલ કરવું -ડાવવું સ૦ ક્રિ૦,-ડાવું અ૦ ક્રિ૦ 'ઉજાડવું'નું અનુક્રમે પ્રેરક અને કર્મણિ. -ડિયું વિ૦ ઉજાડનારુ, ઉચ્છેદિયું
ઉજાણી સ્ત્રી૦[सं मौद्यानी ? प्रा उज्जाणी=गोष्ठी] વન, મંદિર ઇત્યાદિ સ્થળે ઊજવાતું જમણ, વનભોજન (૨) જાફત, મિજબાની
ઉજાર(-રું) વિ૦ [सं उज्ज्वल, प्रा उज्जल] ઉજાગર, ઊજળુ, સુંદર (૨) ઉમંગી
ઉજાવું અ૦ ક્રિ૦ [सं. उद्या?, दे उज्झमण=दोडी जवुं ते?] + દોડી જવું
ઉજાશ(-સ) પું૦ [हिं, सं उद्भास? प्रा उज्झास?] અજવાળું, પ્રકાશ (૨) ઉજ્જ્વળતા, તેજ -સવું અ૦ ક્રિ૦ ઉજાસ કરવો-પ્રકાશવું -સાવવું સ૦ ક્રિ૦ 'ઉજાસવું'નું પ્રેરક -સો પું૦ પ્રકાશ, પ્રકાશનો ઝબકારો
ઉજાળવું સ૦ક્રિ૦ [सं उज्ज्वाल्, प्रा उज्जाल] ઊજળું કરવું (૨) [લા] સારુ કરવું, શોભાવવું ઉજાળાવું અ૦ ક્રિ૦ કર્મણિ, -વવું સ૦ક્રિ૦ પ્રેરક
ઉજિયાર(-રું) વિ૦ જુઓ ઉજાર
ઉજેરવું સ૦ક્રિ૦ (કા) ઉછેરવું ઉજેરાવું અ૦ ક્રિ૦ (કર્મણિ) ઉજેરાવવું સ૦ક્રિ૦ (પ્રેરક)
ઉજેશ(-સ) પું૦ જુઓ ઉજાશ. ૦કાર વિ૦ ઉજેશ-ઉજાસ કરનારું, દેદીપ્યમાન (૨) પું૦ તેજ, ચળકાટ
ઉજ્જડ વિ૦ [दे] ઊજડ, વેરાન
ઉજ્જન ન૦, ઉજ્જય(-યિ)ની સ્ત્રી૦ [सं.] (સ) માળવામાં સિપ્રા નદીના કિનારા ઉપર આવેલું પ્રાચીન હિંદુ રાજનગર
ઉજ્જૃંભણ ન૦ [सं] બગાસું ખાવું તે (૨) વૃદ્ધિ (૩) ઉછાળો, આવેગ, ઉશ્કેરણી
ઉજ્જ્વલ(-ળ) વિ૦[सं.] ઊજળુ; દેદીપ્યમાન. ૦તા સ્ત્રી૦
ઉજ્જ્વલિત વિ૦[सं] ઉજ્જ્વળ કરેલું
ઉજ્જ્વળ વિ૦ જુઓ ઉજ્જ્વલ -ળાછંદ પું૦ એક છંદ ૦તા સ્ત્રી૦
ઉઝરડવું સ૦ ક્રિ૦ [सं उत्सृ?] નખથી કે ધારવાળા હથિયાર કે કશાથી ઘસરડીને ઉખાડવું ઉઝરડાવું અ૦ક્રિ૦કર્મણિ,-વવું સ૦ક્રિ૦પ્રેરક
ઉઝરડો પું૦ ઉઝરડાવાથી થતો કોઈ લિસોટો(૨) શરીર ઉપર નખ, કાંટા વગેરેનો લિસોટો
ઉઝરાવવું સ૦ક્રિ૦ જુઓ (કા) ઉજરાવવું
ઉઝેડવું સ૦ક્રિ૦ જુઓ ઉઝરડવું
ઉઝેડો પું૦ જુઓ ઉઝરડો
ઉઝેલો પું૦ સરળતા(૨) મદદ (સુ) [ઝૂંપડું
ઉટ ન૦ [सं] ઘાસ પાંદડું ૦જ ન૦ પર્ણકુટિ,
ઉટકટો પું૦ [सं उत्कटा] એક વનસ્પતિ
ઉટકાઈ સ્ત્રી૦ [ઊટકવું] (વાસણ ઇત્યાદિ) અજવાળવાની રીત (૨) ઊટકવાનું મહેનતાણું -મણ ન૦ (વાસણ) અજવાળવામાં વપરાતી વસ્તુ (૨) ઊટકવાનું મહેનતાણું [પ્રેરક
ઉટકાવવું સ૦ક્રિ૦ ઊટકે એમ કરવું, 'ઊટકવું'નું
ઉટજ ન૦ [सं.] જુઓ 'ઉટ'માં [જુઓ ઉટંગ
ઉટપટ(-ટાં)ગ વિ૦ (૨) ન૦ [हिं ऊटपटाग]
ઉટવાણું ન૦[सं उद्वर्तन, प्रा उव्वट्टण, म उटणें] શરીરે ચોળવાની ખુશબોદાર ચીજોનું મિશ્રણ, ઉટપણું; ઉવટણ
ઉટવાવવું સ૦ક્રિ૦ 'ઊટવાવું'નું પ્રેરક
ઉટં(-ટાં)ગ વિ૦ ઉટપટંગ, આધાર વગરનું, તરંગી (૨) ન૦ આધાર વગરની વાત, ગપ્પું (૩) તરંગ બુટ્ટો

ઉટગી વિ૦ ઉટગવાળું (૨) ગપ્પી
ઉટાંકવું સ૦ક્રિ૦[હિં ઉટકના=ઉટાંકો-અંદાજ કાઢવો સં ઉત્+ટક=એક માપ ઉપરથી ?] તોળવું, વજન કરવું(કા) ઉટાકાવવું સ૦ક્રિ૦ (પ્રેરક), ઉટાકાવું અ૦ક્રિ૦ (કર્મણિ)
ઉટાંકો પુ૦ [ઉટાંકવું] અડસટ્ટો
ઉટાગ વિ૦ જુઓ ઉટગ
ઉટાટિયું ન૦, -યો પુ૦ એક રોગ
ઉટીગણ પુ૦ એક વનસ્પતિ, ઓટીગણ
ઉઠમ(-વ)ણું ન૦ [ઊઠવું] બેસણું (મરણનું)
ઉઠંગવું અ૦ક્રિ૦+જુઓ અઢિંગવું
ઉઠાઉ,૦ગીર વિ૦ [ઉઠાવવું] નજર ચુકાવી પારકી વસ્તુ ઉઠાવનાર – ચોરનાર
ઉઠાડવું સ૦ક્રિ૦ 'ઊઠવું'નું પ્રેરક, ઊઠે એમ કરવું (૨) જગવવું (૩) ઊભું કરવું [ઉઠાડી લેવું =(નિશાળમાં) ભણતાને ત્યાંથી ખેંચી લેવું, નિશાળ જતું બંધ કરવું ઉઠાડી મેલવું, મૂકવું=કાઢી મૂકવું,સ્થાનેથી હઠાવવું, ઉઠાડી કાઢવું ] ઉઠાડાવું અ૦ક્રિ૦, -વવું સ૦ક્રિ૦'ઉઠાડવું'ના અનુક્રમે કર્મણિ અને પ્રેરક
ઉઠામ(-વ)ણું ન૦ જુઓ ઉઠમણું, બેસણું (મરણનું)
ઉઠાવ પુ૦ ઊઠવું — ઊપસવું તે (૨) ઊંચાઈ (૩) ઉપાડ, ખપત (૪) કલ્પના, ભુટ્ટો (૫) દેખાવ, ભભક ૦ણી સ્ત્રી૦ ઉઠાવવું તે (૨) ઉશ્કેરણી (૩) બળવો ૦દાર વિ૦ સારા ઉઠાવ–દેખાવ-વાળું (૨) અસરકારક ૦વું સ૦ક્રિ૦ [સં ઉત્+સ્થાપય્, પ્રા ઉટ્ઠાવ] ઊંચકવું, ઉપાડવું (૨) નજર ચુકાવવી, ધીમેથી ઉપાડી જવું–ચોરવું (૩) (ખૂબ) ખાવું (૪) ઉઠાડવું,જગાડવું (૫) ઊભું કરવું, અસ્તિત્વમાં આણવું,તૈયાર કરવું (૬) પાળવું, માનવું, બજાવવું (જેમ કે, હુકમ, ચાકરી, તાબેદારી, આજ્ઞા ઇ૦ સાથે) ૦ડા(-રા)વવું સ૦ક્રિ૦ 'ઉઠાવવું'નું પ્રેરક -વાવું અ૦ક્રિ૦ 'ઉઠાવવું'નું કર્મણિ
ઉઠાવું અ૦ક્રિ૦ 'ઊઠવું'નું ભાવેપ્રયોગનું રૂપ
ઉઠાવો પુ૦ ભુટ્ટો,બનાવટી વાત(૨)ઉપાડ,ખપત
ઉઠાવણું ન૦ જુઓ ઉઠામણું
ઉઠાંતરી સ્ત્રી૦ ચાલ્યા જવું તે [-કરવી, -ભણવી=ચાલ્યા જવું,અગિયારા ગણી જવું]
ઉડગણ પુ૦+જુઓ ઉડુગણ
ઉડતાળીસ વિ૦ જુઓ અડતાળીસ, ૪૮
ઉડદાબેગું વિ૦ ચપળ, ચંચળ (૨) અજંપાવાળું, રઘવાટિયું (૩) મૂર્ખ
ઉડાઉ વિ૦ [ઉડાવવું] ઉડાવનારું, ઉડાવે એવું (૨) અતિ ખર્ચાળ, અવિચારી ખર્ચ કરનાર ૦પણું ન૦
ઉડા(-રા)ડવું સ૦ક્રિ૦ જુઓ ઉડાવવું (૨) (પાંખવાળો જીવ) ઊડી જાય એમ કરવું(જેમ કે માખ ઉડાડવી 'ઉડાવવી' નથી બોલાતું)
ઉડા(-રા)ડાવવું સ૦ક્રિ૦ ઉડા(-રા)ડવું'નું પ્રેરક
ઉડાણ(-ન) વિ૦ [સં ઉડ્ડયન, પ્રા ઉડ્ડાણ] ઊડે એવું, પવનવેગી (૨) ન૦ ઊડવું તે ૦ઘોડો પુ૦ અધ્ધર ઊડે તેવો ઘોડો, પવનપાવડી (૨) પવનવેગી ઘોડો ૦શેહ સ્ત્રી૦ શેતરંજનો એક દાવ [તિ હાસી
ઉડામણી સ્ત્રી૦ [ઉડાવવું] મશ્કરીમાં ઉડાવવું
ઉડાવડા(-રા)વવું સ૦ક્રિ૦ 'ઉડાવવું'નું પ્રેરક
ઉડાવવું સ૦ક્રિ૦[સં ઉડ્ડાય્, પ્રા ઉડ્ડાવ]ઉડાવવું, ઊડે એમ કરવું ચગાવવું (જેમ કે પતંગ) (૨) વાપરી નાખવું, વેડફી નાખવું, બરબાદ કરવું (૩) (વાત, ગપ ઇ૦) ફેલાવવું (૪) જવાબમાં ચાલાકી કરવી,આડવાતમાં ચડાવવું (૫) મશ્કરી કરવી (૬) રદ–નપાસ કરવું (જેમ કે પરીક્ષામાં) [ઉડાવી દેવું =ગુમ કરી દેવું (૨) વેડફી કાઢવું, ખર્ચી નાખવું (૩) (માથું ઇ૦ અંગ) કાપી નાખવું, ઠાર કરવું ઉડાવી કાઢવું, નાખવું =જુઓ ઉડાવી દેવું (૨) (૩)]
ઉડાવું અ૦ક્રિ૦ 'ઊડવું'નું ભાવેપ્રયોગનું રૂપ, ઊડવાની ક્રિયા થવી
ઉડિયાલા પુ૦ એક છંદ
ઉડુ પુ૦ [સં] તારો (૨) ગ્રહ (૩) નક્ષત્ર. ૦ગણ પુ૦ તારાઓનો સમૂહ, તારાઓ ૦પતિ,રાજ પુ૦ ચંદ્ર
ઉડ્ડયન ન૦ [સં] ઊડવું – ઊંચે ઊડવું તે
ઉડ્ડીન ન૦ [સં] ઉડ્ડયન
ઉઢરણું ન૦ [જુઓ ઉઢાણું] ઊઢણ, ઉઢેણું
ઉઢાણિયું ન૦ [જુઓ ઉઢાણી] ઈંઢોણી

ઉઢા(-ઢે)ણી સ્ત્રી૦ નાનું ગૂંથેલું (તૈયાર બનાવટનું) ઉઢાણું
ઉઢા(-ઢે)ણું ન૦ [दे उडल? सं. उपधान?] માથા ઉપર વજન ઊંચકતી વખતે વચ્ચે મૂકવામાં આવતો લૂગડાં ઇત્યાદિનો વીંટો [-વાળવું=ઉઢાણા માટે કપડાંનો તેવો ઘાટ હાથ વડે વાળીને કરવો -મૂકવું=માથે ભાર લેવા માટે ઉઢેણું માથા ઉપર ગોઠવવું]
ઉણાદિ વિ૦ [સં.] (વ્યા) ઉ, ઉર, ઇર વગેરે (પ્રત્યય) ['ઊણવું'નું પ્રેરક
ઉણાવવું સ૦ ક્રિ૦ ઊણું - ઓછું કરવું,
ઉણાવું અ૦ક્રિ૦ 'ઊણવું'નું કર્મણિ, ઊણું થવું
ઉતડાવવું સ૦ ક્રિ૦ 'ઊતડવું'નું પ્રેરક
ઉતપત (ત,) સ્ત્રી૦+જુઓ ઉત્પત્તિ
ઉતરડ સ્ત્રી૦ [दे उत्तिरिविडि] વાસણ ઉપર વાસણ-ખાસ કરીને એક એકથી નાના - એવી ગોઠવણી
ઉતરડવું સ૦ ક્રિ૦ ઉતેડવું, સીવણ ઉકેલવું, ટાંકા તોડી જુદું કરવું (૨) (છાલ-ચામડી ઇત્યાદિ) ઉતારવી ઉતરડાવવું સ૦ ક્રિ૦ (પ્રેરક) ઉતરડાવું અ૦ ક્રિ૦ (કર્મણિ)
ઉતરડિયું ન૦ ઉતરડવાનું ઓજાર
ઉતરણ સ્ત્રી૦, ન૦ [ઊતરવું] ઢાળ, ઉતાર (૨) ઊતરાય એવું હોવું તે (૩) એવો નદીનો ભાગ -ણી સ્ત્રી૦ ઊતરવું - પાર જવું તે
ઉતરાણ સ્ત્રી૦ [જુઓ ઉત્તરાયણ] મકરસંક્રાંતિ (૨) એ દિવસે પળાતો તહેવાર (૩) ન૦ [ઊતરવું] ઉતાર, ઉતરણ
ઉતરાતું(-દું) વિ૦ [સં उत्तर] ઉત્તર તરફનું, ઓતરાતું [મહેનતાણું કે ખર્ચ
ઉતરામણ ન૦,-ણી સ્ત્રી૦ ઉતરાવવું તે કે તેનું
ઉતરાવવું સ૦ ક્રિ૦ ઉતારે એમ કરવું (૨) 'ઊતરવું'નું પ્રેરક (૩) (માથેથી) વજન નીચે ઉતારવામાં મદદ કરવી (બેડું, ટોપલો ઉતરાવવો)
ઉતરેવડ સ્ત્રી૦ જુઓ ઉતરડ
ઉતાપ(-પો) પું૦, ૦ણ ન૦ [સં उत्ताप,०न] તાપ, તડકો; બફારો (૨) ચિંતા, ફિકર (૩) સંતાપ, પીડા
ઉતાર પું૦ [ઉતારવું] ઊતરાય એવું હોવું તે કે તેવું (નદી ઇ૦ નું) સ્થાન; ઉતરણ (૨) પાણી ઊતરી જવું તે, ઓટ (૩) (ડંખ, ઝેર, ખરાબ અસર, કડક દવા વગેરેને) ઉતારવાનો - દૂર કરવાનો ઉપાય (૪) ભૂતપ્રેતની અસર કાઢવા માટે માથેથી ઉતારેલું હોય તે (૫) [લા] તદ્દન નકામું અથવા ભૂંડામાં ભૂંડું માણસ કે તેવાનું જૂથ. ('..નો ઉતાર' એવો પ્રયોગ થાય છે ઉદા૦ આખા ગામનો ઉતાર ત્યાં ભેગો થયો છે.) [-મૂકવો=ભૂત કાઢવા ઉતારેલો ઉતાર ચકલામાં મૂકવો, ભૂત ઉતારવાને એમ કરવું] ૦ણ ન૦ ઉતારવું તે (૨) એની મજૂરી ૦ણી સ્ત્રી૦ ઉતારવું તે, ઉતારવાની રીત
ઉતારત સ્ત્રી૦ ઉદાહરણરૂપ, અંગત નહિ એવું, સાધારણ (વાત)
ઉતારવું સ૦ક્રિ૦[સં अवतार, प्रा उत्तार] ઊતરે એમ કરવું (જુઓ 'ઊતરવું'), ઊતરવું'નું પ્રેરક (૨) ઉપરથી નીચે મૂકવું (૩) ઘાટ કાઢવો (જેમ કે, ભમરડો સંઘાડા પર ઉતારવો, કુંભાર ઘાટ ઉતારે) (૪) ધાર કાઢવી (૫) લખવું; નકલ કરવી (૬) ઝેરની અસરથી મુક્ત કરવું (૭) પાર લઈ જવું (૮) નજરગાટ કાઢવા માથે ફેરવવું [ઉતારાવવું સ૦ ક્રિ૦ (પ્રેરક) ઉતારાવું (કર્મણિ)] [ઉતારી પાડવું=બોલવું તોડી પાડવું, વાત કાપી નાખવી (૨) હલકી કે નીચેની ગણનામાં આણી મૂકવું, માનભંગ કરવું]
ઉતારુ પું૦ ઉતારવું [हिं, म.] પ્રવાસી, મુસાફર (૨) ઉતારો કરનાર (વીશી ધર્મશાળાના ઉતારુઓ)
ઉતારો પું૦ ઊતરવાનો મુકામ [दे उत्तार] (૨) કશામાંથી ઉતારેલું - લીધેલું લખાણ, અવતરણ, ટાંચણ, નકલ
ઉતાલ સ્ત્રી૦ (કા) ઘોડીની એક જાત
ઉતાવળ સ્ત્રી૦[दे उत्तावल] ત્વરા, તાકીદ, ઝડપ -ળિયું વિ૦ ઉતાવળ કરનારું - કરાવનારું (૨) ઉતાવળું, અધીરું -ળી સ્ત્રી૦ (ઝટ થતી) એક જાતની જુવાર કે ડાંગર -ળું વિ૦ ઉતાવળવાળું, વેગી, ઝડપી (૨) અધીરું
ઉતાવું અ૦ ક્રિ૦ ઊતવું'નું ભાવે
ઉતેડવું સ૦ ક્રિ૦ જુઓ ઉતરડવું ઉતેડાવવું સ૦ક્રિ૦(પ્રેરક) ઉતેડાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

**ઉતોલની** સ્ત્રી૦[સં उद्+तोल्]ઉચ્ચાલન (યંત્ર)
**ઉત્ક** વિ૦ [સં] આતુર
**ઉત્કટ** વિ૦ [સં] તીવ્ર, જલદ, પ્રબળ (૨) મસ્ત (૩)વિષમ(૪)મુશ્કેલ **૦તા** સ્ત્રી૦,**૦પણું** ન૦
**ઉત્કર્ષ** પુ૦ [સં] ઉપર ખેંચાવું તે, ઉન્નતિ (૨) અભિવૃદ્ધિ, આબાદાની (૩) વૃદ્ધિ, અધિકતા **૦ક** વિ૦ ઉત્કર્ષ કરનારું **૦વાચક** વિ૦ ઉત્કર્ષ બતાવનારું
**ઉત્કલ** પુ૦ [સં] (સં) એ નામનો એક દેશ (હાલનું ઓરિસ્સા). **–લી** સ્ત્રી૦ઉત્કલની ભાષા
**ઉત્કલન** ન૦ [સં उत्+कलन પરથી રચના] ઊકળવું તે **૦બિન્દુ** ન૦, **–નાંક** પુ૦ જ્યાં સુધી ગરમી પહોંચવાથી પદાર્થ ઊકળવા માંડે એ સીમા કે તેના માપનો અંક
**ઉત્કલિકા** સ્ત્રી૦[સં] ચિંતા (૨)ઉત્કંઠા(૩)હેલા, વિલાસની ચેષ્ટા (૪) કળી (૫) તરંગ, મોજું
**ઉત્કંઠ** વિ૦ [સં] કંઠ ઊંચો કરેલો હોય એવું (૨) અતિ ઉત્સુક, આતુર **૦ભાવ** પુ૦, **–ઠા** સ્ત્રી૦ તીવ્ર ઇચ્છા, આતુરતા (૨) આશા **–ઠિત** વિ૦ ઉત્કંઠ થયેલું, આતુર **–ઠિતા** વિ૦સ્ત્રી૦ (પતિને) મળવાને અત્યંત આતુર એવી **–ઠી** વિ૦ ઉત્કંઠ
**ઉત્કંપ** પુ૦ [સં] ધ્રુજારી, ક્ષોભ
**ઉત્કીર્ણ** વિ૦ [સં] આલેખેલું, કોતરેલું
**ઉત્કૃષ્ટ** વિ૦ [સં] શ્રેષ્ઠ, ઉત્તમ **૦તા** સ્ત્રી૦
**ઉત્કેંદ્ર** વિ૦ [સં]મધ્યબિંદુથી આઘું (૨) એક કેન્દ્રવાળું નહિ એવું (૩) વિલક્ષણ **૦કોણ** પુ૦ 'એક્સેન્ટ્રિક એંગલ' (ગ)
**ઉત્ક્રમ** પુ૦ [સં] ઊલટો ક્રમ (૨) ઉલ્લંઘન(૩) ક્રમિક વધારો, ઊંચો ક્રમ **૦જ્યા** સ્ત્રી૦'વર્સ્ડ સાઈન' (ગ) **૦ણ** ન૦ ઊલટું જવું –ઉલ્લંઘન કરવું તે (૨) ક્રમે ક્રમે ઊંચા જવું તે, ખિલવટ
**ઉત્ક્રાંત** વિ૦ [સં] ઓળંગી ગયેલું (૨)ઉત્ક્રાંતિ પામેલું (ઉત્ક્રાંતિવાદના નિયમાનુસાર) **-તિ** સ્ત્રી૦ વિકાસ, ખિલવણી **–તિવાદ** પુ૦ જાતિવિશેષો ('સ્પીશીસ')એકદમ નવા સર્જાયા નથી પણ અગાઉ પ્રચલિત એવા આકારો પરથી ધીમે ધીમે વિકાસ પામીને બન્યા છે એવો મત
**ઉત્ક્ષિપ્ત** વિ૦ [સં] ઉત્ક્ષેપ પામેલું
**ઉત્ક્ષેપ** પુ૦[સં] ઉપર ફેંકવું તે, ઊંચું કરવું તે (૨)ઊપણવું તે(૩)ફેંકી દેવું–અવમાન્ય કરવું તે(૪) મોકલવું–રવાના કરવું તે(૫)ઊલટી **૦ક** વિ૦ ઊંચે ફેંકનાર, ઊંચું કરનારું (૨) પુ૦ વસ્ત્રાદિનો ચોર **૦ણ** ન૦ ઊંચું કરવું–ઊંચે ફેંકવું તે (૨)ઊપણવું તે (૩)ઊપણવાનું સાધન (સૂપડું ઇત્યાદિ) (૪) ઊલટી કરવી તે
**ઉત્ખાત** વિ૦ [સં] ખોદી કાઢેલું (૨) ઉખાડેલું
**ઉત્તપ્ત** વિ૦[સં]ઘણું ગરમ થયેલું (૨)ક્રોધાયમાન
**ઉત્તમ** વિ૦ [સં] સૌથી સારું, શ્રેષ્ઠ **૦ત્વ** ન૦, **૦તા** સ્ત્રી૦, **૦પણું** ન૦ **૦પુરુષ** પુ૦ શ્રેષ્ઠ આદમી (૨)પરમેશ્વર (૩) [વ્યા] પહેલો પુરુષ **૦શ્લોક** પુ૦ સુવિખ્યાત, પુણ્યશ્લોક **–મા** વિ૦સ્ત્રી૦ ઉત્તમ(૨)સ્ત્રી૦ ઉત્તમ નાયિકા (કા શા) **–માંગ** ન૦ માથું (૨)મુખ **–માંશ** પુ૦ ઉત્તમ અંશ **–મોત્તમ** વિ૦ઉત્તમમાં ઉત્તમ
**ઉત્તમૌજા** પુ૦ [સં] (સં) પાંડવ પક્ષનો એક બળવાન યોદ્ધો
**ઉત્તર** વિ૦ [સં] પાછલું ,બાકીનું (૨) પછીનું (૩) વધતું, વધારે (૪) ડાબું (૫) પુ૦, ન૦ જવાબ, પૂછ્યા કે કહ્યા સામે કહેલું તે, રદિયો (૬) બચાવનું કથન [**–આપવો** = જવાબ આપવો, પૂછ્યા બાબતમાં કહેવું (૨) બચાવમાં કહેવું, રદિયો રજૂ કરવો] (૭) સ્ત્રી૦ ઉત્તરદિશા (૮) પુ૦ ગણિત–શ્રેઢીમાં બે સંખ્યાની,વચમાંનું અંતર (૯) પુ૦ [સં]વિરાટ રાજાનો પુત્ર(૧૦) અ૦ પછી **૦અક્ષાંશ** પુ૦ વિષુવવૃત્તની ઉત્તરનો અક્ષાંશ **૦કથા** સ્ત્રી૦ કથાનો પાછલો અથવા અંતનો ભાગ **૦ક્રિયા** સ્ત્રી૦ મરણ પછીની–અંતિમ ક્રિયા **૦કાલ(–ળ)** પુ૦ ઘડપણનો સમય **૦ખંડ** પુ૦ છેલ્લો વિભાગ યા ગ્રંથ (૨) જુઓ ઉત્તરાખંડ **૦ચર** વિ૦ પૂર્વચરની સાથે સાહચર્ય રાખનારું, અનુગામી **૦દિશા** સ્ત્રી૦ દક્ષિણ દિશા સામેની દિશા **૦ધ્રુવ** પુ૦ પૃથ્વીની ધરીનો ઉત્તર તરફનો છેડો (૨) ઉત્તર દિશામાં સ્થિર દેખાતો તારો **૦પક્ષ** પુ૦ બચાવપક્ષ, પ્રતિવાદી (૨) પ્રતિવાદીનો જવાબ (૩)અંધારિયું **૦પથ** પુ૦હિમાલય ઉપર ઊંચે ને ઊંચે જતો ઉત્તરદિશા તરફનો માર્ગ,દેવયાન

(૨) મૃત્યુની તૈયારી તરીકે કરવામા આવતા તપ અને જાત્રાઓ ૦પત્ર ન૦, પું૦પરીક્ષાના પ્રશ્નપત્રના ઉત્તરનો પત્ર ૦પૂજા સ્ત્રી૦ દેવાદિનું વિસર્જન કરતી વેળાની છેલ્લી પૂજા ૦પદ ન૦ (સમાસનુ) છેલ્લુ પદ (૨) [ગ] 'સેકન્ડ ટર્મ ઓફ એ રેશિયો' ૦મંદ્રા સ્ત્રી૦ ષડ્જ ગ્રામની મૂર્ચ્છના (સગીત) ૦મીમાંસા સ્ત્રી૦ મીમાસા દર્શનનો પાછલો ભાગ વેદાત ૦રાગણી સ્ત્રી૦ પાછલી રાત્રે ગાવાનો રાગ ૦લોક પુ૦ સ્વર્ગલોક ૦વાહિની વિ૦સ્ત્રી૦ ઉત્તર ભણી વહેતી (ગગા) ૦વય સ્ત્રી૦ ઉત્તરાવસ્થા ૦વયસ્ક વિ૦ઘરડુ ૦૦વ્યવસ્થા-પત્ર ન૦ વસિયતનામુ ૦શ્રેઢી સ્ત્રી૦ 'જ્યોમેટ્રિકલ પ્રોગ્રેશન' (ગ) ૦શ્રેણિ(-ણી) સ્ત્રી૦ 'જ્યોમેટ્રિકલ સીરીઝ' ૦સાધન ન૦ પરલોકમા કામ આવે એવુ ધર્મકર્મ કે પુણ્યદાન -રા સ્ત્રી૦ ઉત્તરદિશા (૨) [સ] અભિમન્યુની સ્ત્રી (૩) ઉત્તરાફાલ્ગુની -રાખંડ પું૦ (સ) હિમાલય પાસેનો ઉત્તર હિંદનો પ્રદેશ, ઉત્તરખડ -રાપથ પુ૦ વિંધ્ય પર્વતની ઉપરનો હિંદ -રા ફાલ્ગુની સ્ત્રી૦બારમુ નક્ષત્ર -રાગ્ર પુ૦, ન૦ પૃથ્વીની ધરીનો ઉત્તર તરફનો છેડો -રાધિકાર પુ૦ પાછળથી-ભવિષ્યમા મળનારો અધિકાર, વારસાનો અધિકાર -રાધિકારી વિ૦ ઉત્તરાધિકારવાળું, પછીથી અધિકાર પર આવનારુ -રાર્ધ ન૦ વસ્તુનો પાછલો અધ-ભાગ -રા ભાદ્રપદા સ્ત્રી૦છવ્વીસમુ નક્ષત્ર -રાભિમુખ વિ૦ ઉત્તર તરફ મુખ (બારણુ) હોય એવુ -રાયણ ન૦ સૂર્યનું ઉત્તર તરફના રાશિચક્રમા જવુ તે (૨)ઉતરાણ -રાર્ધ(-ર્દ્ધ) પુ૦ બાકીનો અર્ધો ભાગ -રાયતા સ્ત્રી૦ ષડ્જગ્રામની એક મૂર્ચ્છના -રાવસ્થા સ્ત્રી૦ ઘડપણ -રાશ્રમ પુ૦ વાનપ્રસ્થાશ્રમ (૨) સન્યસ્તાશ્રમ -રાષાઢા સ્ત્રી૦ એકવીસમુ નક્ષત્ર -રાંગ ન૦ વસ્તુનો પાછલો-છેડાનો ભાગ -રોત્તર અ૦ વધારે ને વધારે, દિવસે દિવસે, ક્રમશ

ઉત્તરીય ન૦ [સં] ઉપવસ્ત્ર

ઉત્તરોત્તર અ૦ [સં] જુઓ 'ઉત્તર'મા

ઉત્તંસ પુ૦ [સં] માથે પહેરવાનુ એક આભૂષણ (૨) કાનનુ એક આભૂષણ

ઉત્તાન વિ૦[સં] ચત્તુ (૨) પહોળુ પથરાયેલુ; છીછરું ૦પાદ પુ૦ (સ) ધ્રુવના પિતાનુ નામ

ઉત્તાપ પુ૦ [સં] સતાપ, ચિંતા

ઉત્તીર્ણ વિ૦[સં.] તરી પાર ઊતરેલુ (૨) પાસ થયેલુ (પરીક્ષામા)

ઉત્તુંગ વિ૦ [સં] ઊચુ ૦તા સ્ત્રી૦

ઉત્તેજક વિ૦ [સં] ઉત્તેજન આપે તેવુ (૨) ઉત્સાહ-હોશ પ્રેરે તેવુ (૩) જલદ, ઉદ્દીપક -ન ન૦ ઉત્સાહ આપવો-પુષ્ટિ આપવી તે (૨)[ખરાબ અર્થમાં] ઉશ્કેરણી [-આપવું, દેવુ =ઉત્તેજવુ, ઉશ્કેરવુ -મળવું =ઉત્તેજન દેવાવુ] -ના સ્ત્રી૦ ઉશ્કેરણી, આવેશ -વું સ૦ક્રિ૦ [સ उत्तिज्] ઉત્તેજન આપવુ

ઉત્તેજિત વિ૦[સં.] ઉત્તેજન કે ઉદ્દીપન પામેલું (૨) ઉશ્કેરાયેલું

ઉત્થ વિ૦[સં] (સમાસને અતે)-થી ઊપજતું ઉદા૦ સસ્કારોત્થ

ઉત્થાન ન૦[સ] ઊઠવુ-ઊભા થવુ તે(૨) ઊગવુ તે (૩)ઉદય, જાગૃતિ (૪) ઉત્સાહ, નિરાશા છોડી ફરી ફરી પ્રયત્ન કરવો તે (૫) ટેકો, મદદ -નિક વિ૦ઉત્થાનને લગતુ -નિકા સ્ત્રી૦ અવતરણિકા

ઉત્થાપક વિ૦[સં]ઉથલાવી નાખનારુ, ઉખાડનારુ (૨) ઉશ્કેરનારુ (૩) ઊભુ કરનારું -ન ન૦ ઉત્થાપવુ તે (૨) [મદિરમાં] દેવનુ સૂઈ ને ઊઠવુ તે (૩) [ગ] એકને ઉઠાવી એ જગાએ બીજું મૂકવુ તે,'સબ્સ્ટિટ્યૂશન'. -નમંત્ર પુ૦ 'ધી પ્રિન્સિપલ ઓફ સબ્સ્ટિટ્યૂશન'(ગ) -ના સ્ત્રી૦ ઉત્થાપવુ તે -વુ સ૦ક્રિ૦[સં उत्थाप्] સ્થાપ્યુ ન સ્થાપ્યુ કરવુ, ઉખાડી નાખવુ (૨) ઉથાપવુ,ન માનવુ(૩)ઉઠાડવુ,જાગ્રત કરવુ

ઉત્પત (ત,) સ્ત્રી૦+ઉત્પત્તિ, જુઓ ઉતપત

ઉત્પતવું અ૦ક્રિ૦+[સં उत्पत्]કૂદવુ, ઊડવુ; (૨) ઉત્પન્ન થવુ

ઉત્પત્તિ સ્ત્રી૦[સં.] પેદાશ (૨) જન્મ (૩) મૂળ

ઉત્પથ પુ૦ [સં] ખોટો માર્ગ

ઉત્પન્ન વિ૦[સં] જન્મેલું (૨) નીપજેલુ,બનેલુ

(૩) ઊગેલું (૪) ન૦ પેદાશ, નીપજ (૫) કમાઈ (૬) નફો [કમલાક્ષી

ઉત્પલ ન૦ [સં] કમળ -લાક્ષી વિ૦ સ્ત્રી૦

ઉત્પાત પું૦ [સં] કૂદવું તે (૨) તોફાન, ધાંધલ (૩) આપત્તિનું ચિહ્ન (૪) વિનાશકારક આપત્તિ -તિયું, -તી વિ૦ જંપીને ન બેસે એવું (૨) તોફાની, મસ્તીખોર (૩) ઉત્પાત કરે એવું

ઉત્પાદક વિ૦ [સં] ઉત્પન્ન - પેદા કરનારું

ઉત્પાદન ન૦ [સં] ઉત્પન્ન કરવું તે (૨) પેદાશ, ઉત્પત્તિ (૩) ફળ

ઉત્પાદિત વિ૦ [સં] ઉત્પન્ન કરેલું [એવું

ઉત્પાદ્ય વિ૦ [સં] ઉત્પન્ન કરવા યોગ્ય કે કરાય

ઉત્પીડન ન૦ [સં] એકબીજાને દબાવવું તે (૨) પીડા કરવી તે (૩) પીડા (૪) સ્પર્ધા

ઉત્પ્રેક્ષા સ્ત્રી૦ [સં] ધારણા, કલ્પના (૨) [કા શા] એક અલંકાર, જેમાં ઉપમેય અને ઉપમાન કેટલીક બાબતોમાં મળતાં આવતાં હોવાથી વસ્તુત એક જ છે એવી સંભાવના કરવામાં આવે છે -ક્ષિત વિ૦ ઉત્પ્રેક્ષા કરાયેલું

ઉત્પ્લવ પું૦ [સં] કૂદકો

ઉત્પ્લુતિ સ્ત્રી૦ [સં] આરોહ, ઉડ્ડયન

ઉત્ફુલ્લ વિ૦ [સં] ખીલેલું, પૂર્ણ ખીલેલું (૨) વિકસેલું, પહોળું થયેલું

ઉત્સર્ગ પું૦ [સં] તજી દેવું તે, ત્યાગ (૨) સમર્પણ (૩) શરીરમાંથી મળમૂત્રાદિ કાઢવાં તે (૪) [વ્યા] સામાન્ય લાગુ પડતો કાયદો કે નિયમ ('અપવાદ'-થી ઊલટું) ૦કાર્ય ન૦ મળમૂત્ર ત્યાગ કરવાનું કામ ૦તંત્ર ન૦ મળમૂત્રના ત્યાગને માટેનાં અંગોની શરીરની યોજના, તે બધાં અંગોના કામની વ્યવસ્થા -ર્જન ન૦ તજી દેવું તે (૨) ઉપવીત બદલવાની વાર્ષિક ક્રિયા (૩) વેદાધ્યયન મુલતવી રાખતી વખતે કરવાની ક્રિયા (૪) મળમત્રનો ત્યાગ કરવો તે

ઉત્સર્પણ ન૦ [સં] ઊંચે સરવું - જવું તે (૨) ફૂલવું, ઊંચાનીચા થવું (૩) ઉદય

ઉત્સર્પિણી વિ૦ સ્ત્રી૦ [સં] ઉત્સર્પણ કરનારી (૨) સ્ત્રી૦ (જૈન) અવસર્પિણીના જેટલો લાંબો પણ તેથી ઊલટો સમય

ઉત્સવ પું૦ [સં] આનંદનો દિવસ, તહેવાર (૨) આનંદનો મેળાવડો, ઓચ્છવ

ઉત્સંગ પું૦ [સં] ઉછંગ, ખોળો

ઉત્સાર પું૦ [સં] ઉત્કેન્દ્રતા, 'એક્સેન્ટ્રિસિટી' (ગ)

ઉત્સારક વિ૦ [સં] ખસેડનારું, દૂર કરનારું (૨) પું૦ પોલીસ, ચોકીદાર, દ્વારપાળ -ણ ન૦ ખસેડવું - દૂર કરવું તે (૨) મળમૂત્ર, પરસેવો ઇત્યાદિનો ત્યાગ કરવો તે -ણા સ્ત્રી૦ ઉત્સારણ (૨) 'ખસો, ખસો' એવો પોકાર (નાટ્યમાં)

ઉત્સાહ પું૦ [સં] હોંસ, ઉમંગ (૨) આનંદ, હર્ષ (૩) ખંત (૪) [કા શા] વીરરસનો એક સ્થાયી ભાવ - દૃઢતા [-આણવો, લાવવો = ઉત્સાહ પેદા કરવો -આવવો = ઉત્સાહ પેદા થવો -રેડવો = ઉત્સાહ ફેલાવવો, ઉત્સાહ પેદા કરવો] ૦ક વિ૦ ઉત્સાહી, ખંતીલું ૦ભંગ પું૦ ઉત્સાહનો ભંગ (૨) વિ૦ ભગ્નોત્સાહ, નાહિંમત -હિત વિ૦ ઉત્સાહવાળું -હિની વિ૦ સ્ત્રી૦, -હી વિ૦ ઉત્સાહવાળું

ઉત્સુક વિ૦ [સં] આતુર (૨) અધીરું ૦તા સ્ત્રી૦

ઉત્સેક પું૦ [સં] છાંટવું તે (૨) -નો વધારો થવો - ઊભરાવું તે -ચન ન૦ ઊભરાવું તે (૨) ફુવારાની પેઠે ઊંચે ઊડવું તે

ઉત્સેધ પું૦ [સં] ઊંચાઈ (૨) મહત્તા

ઉત્સ્ફુરણ ન૦ [સં] સ્ફુરણ

ઉત્સ્ફોટન ન૦ [સં] સ્ફોટન, સ્પષ્ટીકરણ

ઉથડક વિ૦ બંધબેસતું કે ચોંટતું ન હોય તેવું

ઉથડાવવું સ૦ક્રિ૦ 'ઊથડવું'નું પ્રેરક

ઉથલાવવું સ૦ક્રિ૦ 'ઊથલવું'નું પ્રેરક, ગબડાવી દેવું, ઊંધુંચત્તું કરી દેવું (૨) પદચ્યુત કરવું (૩) ફેરવવું ઉથલાવાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

ઉથાપ પું૦ [ઉથાપવું] ઉથાપવું-ઊલટાવવું તે (૨) સામી થાપ ૦ન ન૦, ૦ના સ્ત્રી૦[સં उत्थापन, -ना] ઉઠાડવું - જાગ્રત કરવું તે (૨) મંદિરમાં દેવનું સૂઈ ઊઠવું તે (૩) ઉથાપવું તે ૦વું સ૦ક્રિ૦ [જુઓ ઉત્થાપવું] બદલી કે કાઢી નાખવું, રદ કરવું (૨) ઊલટાવવું (૩) ન માનવું, અનાદર કરવો, સામા થવું [-પાવવું સ૦ક્રિ૦ (પ્રેરક) -પાવું અ૦ક્રિ (કર્મણિ)]

ઉથામવું સ૦ક્રિ૦ [ઉથાપવું, પ્રા उत्थामिय = ઉથાપેલું] આમથી તેમ ઊંચકવું ને મૂકવું,

ઉપાડાઉપાડ કરવુ (૨) ફીંદવુ, ઊંચુંનીચુ કે આમ તેમ કરી નાખવુ (૩) મિથ્યા મહેનત કરવી (૪) આમ તેમ ખોળવુ, ઉથામીને જોવુ, તપાસવુ ઉથામાવું અ૦ ક્રિ૦ (કર્મણિ), –માવવું સ૦ક્રિ૦ (પ્રેરક)
ઉથામો પુ૦ [ઉથામવુ] ઉથામવા–ઉપાડવાનો પ્રયાસ (૨) જુઓ ઉધામો [ચૂવો
ઉથેવો પુ૦ [દે થેવ=બિંદુ પરથી?] છાપરાનો
ઉદ ન૦ [સં] પાણી (પદ્ય કે સમાસમાં) ૦ધિ, ૦પાન તેમના ક્રમમા જુઓ
ઉદક ન૦ [સં] પાણી. ૦ક્રિયા સ્ત્રી૦ મૂએલાની પૂજા કરાતી જલના તર્પણની ક્રિયા ૦મેહ પુ૦ એક મૂત્રરોગ
ઉદકાવવું સ૦ ક્રિ૦ 'ઊદકવું'નુ પ્રેરક
ઉદકોદર ન૦ [સં] જળોદરનો રોગ
ઉદગ્ર વિ૦ [સં] ઊંચી ટોચવાળુ (૨) ઊંચું (૩) આગળ પડતું, પ્રસિદ્ધ (૪) મોટી ઉંમરનુ
ઉદધિ પુ૦ [સં] સમુદ્ર. ૦કન્યા, ૦તનયા સ્ત્રી૦ સમુદ્રની કન્યા, લક્ષ્મી (ચૌદ રત્નોમાનુ એક) ૦મેખલા(–ળા) સ્ત્રી૦ પૃથ્વી ૦સુતા સ્ત્રી૦ લક્ષ્મી
ઉદબત્તી સ્ત્રી૦ [અ ઊદ+वत्ती] અગરબત્તી, ઊદબત્તી
ઉદપાન ન૦ [સં] જળાશય(૨)હવાડો કે પરબ
ઉદબુદો પુ૦+જુઓ બુદ્બુદ, પરપોટો
ઉદ(–ધ)માત પુ૦ [મ उदमात વિ૦, हिं उदमाद, सं उन्माद?] તોફાન, મસ્તી, ઉત્પાત –તિયું, –તું વિ૦ ઉદમાત કરનારુ
ઉદય પું૦ [સં] ઊગવુ તે (૨) ઉન્નતિ (૩) પ્રાગટ્ય, ઉદ્ભવ (૪) (જૈન) કર્મોનુ ફળ દેવા તત્પર થવુ તે [–પામવું=ઉદય થવો, ઊગવુ (૨) ચડતી થવી (૩) કર્મે ફળ દેવા તત્પર થવુ] ૦કર્મ ન૦ પ્રારબ્ધકર્મ (જૈન) ૦કાલ(–ળ) પુ૦ (સૂર્યચંદ્રાદિના) ઉદયનો કાળ–સમય (૨) ઉન્નતિનો–ચડતીનો વખત ૦ગિરિ પુ૦ (સં) જેની પૂઠેથી સૂર્યચંદ્રાદિ ઊગે છે એવો કલ્પિત પર્વત, મેરુ ૦ન ન૦ ઉદય (૨) પુ૦ (સં) વત્સરાજ નામથી ઓળખાતો એક ચંદ્રવંશી રાજા (૨) ગુજરાતના કુમારપાલ રાજાનો એ નામનો મંત્રી. –યાચલ(–ળ) પું૦ (સં) ઉદયગિરિ; મેરુ –યાત વિ૦ જેમા સૂર્યોદય આવતો હોય તેવી (તિથિ) –યાધીન વિ૦ (જૈન) ઉદયને અધીન, પ્રારબ્ધવશ –યાસ્ત પુ૦ ઉદય અને અસ્ત (૨) ચડતી-પડતી –યી વિ૦ઉદયવાળુ, ઉદય થતુ કે પામતું
ઉદર ન૦ [સં] પેટ (૨) ગર્ભાશય (૩) બખોલ, પોલાણ (૪) [લા] આજીવિકા (૫) અંદરનો ભાગ. [–ભરવુ=પેટમા ખોરાક પૂરવો, ખાવુ (૨)ગુજારો કે નિર્વાહ કરવો ઉદરે આવવું=પેટે જનમવુ, અવતરવું] ૦ગ્રંથિ સ્ત્રી૦ એક રોગ, ગુલ્મ ૦છેદન ન૦ ઉદરની દીવાલનું છેદન, 'લેપરેટોમી' ૦ત્રાણ ન૦ પેટનુ બખ્તર (૨) કમરપટો ૦ધમનિ(–ની) સ્ત્રી૦ પેટની ધોરી નસ ૦નિર્વાહ પુ૦ આજીવિકા, ગુજરાન ૦પડલ ન૦ છાતી અને પેટની વચ્ચેનો પડદા-રૂપ એક અવયવ, 'ડાયેફ્રેમ' ૦પૂર્તિ(–ર્ત્તિ) સ્ત્રી૦ ઉદરનિર્વાહ, ગુજરાન ૦પૃષ્ઠ ન૦ પેટનો આગળનો ભાગ ૦પોષણ ન૦ આજીવિકા, ગુજરાન ૦ભરણ ન૦ પેટ ભરવુ તે ૦સ્થ વિ૦પેટમાં રહેલુ, પેટમાનુ –રંભરિ વિ૦[સં] પેટ ભરી જાણનારુ, સ્વાર્થી (૨) અકરાતિયુ –રંભરિતા સ્ત્રી૦
ઉદરણી વિ૦સ્ત્રી૦[સં उदरिणी] સગર્ભા, બેજીવી
ઉદરસ સ્ત્રી૦ (ચ) જુઓ ઉધરસ
ઉદરંભરિ, ૦તા [સં] જુઓ 'ઉદર'મા
ઉદ(–ધ)રાયો પુ૦ ચિંતા, ઉચાટ
ઉદર્ક પુ૦[સં] અંત, પરિણામ(૨)બદલો, ભાવિ ફળ (૩) ભવિષ્ય
ઉદ(–દ્)વસ(–સ્ત) વિ૦+જુઓ ઉદ્વસ્ત
ઉદવું અ૦ ક્રિ૦ [સં उदि?]+ ઊગવુ
ઉદંત પુ૦ [સં] સમાચાર, ખબર
ઉદંબર(–રો) પુ૦ [જુઓ ઉદુંબર] ઉમરડો (૨) ઊમરો (ઘરનો) (૩) હીજડો
ઉદાત્ત વિ૦[સં] ઉચ્ચ, ઉન્નત (૨) ઉદાર, સખી દિલનું, દાતાર (૩) ઊંચા સ્વરવાળુ (૪) પુ૦ સ્વરના ત્રણ ભેદોમાંનો પ્રથમ (ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત) ૦તા સ્ત્રી૦ ૦વર્ગ પુ૦ 'એરિસ્ટોક્રસી'

**ઉદાન** પુ૦ [સં] પંચ વાયુમાંનો એક, જે ગળા તરફ ઊંચે ચડીને માથામાં જાય છે

**ઉદામ** વિ૦ + જુઓ ઉદ્દામ

**ઉદાર** વિ૦ [સં] સખી દિલનું,દાનશીલ,ત્યાગશીલ (૨) ખુલ્લા મનનું, નિખાલસ, સરળ **૦ચરિત** વિ૦ ઉદાર ચરિત્રવાળું **૦ચિત્ત** વિ૦ ઉદાર–નિખાલસ ચિત્તવાળું **૦તા** સ્ત્રી૦ **૦ધી** વિ૦ ઉદાર બુદ્ધિવાળું **૦પણું** ન૦ **૦મતવાદ** પુ૦ સ્થિતિચુસ્ત ન રહેતાં નવા સુધારા માટે મન ખુલ્લું રાખવાનો વાદ, 'લિબરલિઝમ' **૦મતવાદી** વિ૦ (૨) પુ૦ ઉદારમતવાદમાં માનનાર **–રાત્મા** વિ૦ ઉદાર આત્માવાળું, ઉદારચરિત

**ઉદાસ્ય** ન૦ + ખટાટોપ, ખાલી ભપકો

**ઉદાવર્જ, –ર્ત** [સં] પુ૦ પેટનો એક રોગ, ગોળો

**ઉદાસ** વિ૦ [સં] નિરપેક્ષ, તટસ્થ, બેફિકર (૨) વૈરાગી, વિષય તરફ અપ્રીતિવાળું (૩) [દે ઉદ્ભાસ= દુઃખ,સંતાપ?]ગમગીન,ખિન્ન **–સી** વિ૦ ઉદાસ (૩) પુ૦ ઉદાસીપંથનો સાધુ (૩) સ્ત્રી૦ ઉદાસીનતા **–સીન** વિ૦ [સં] ઉદાસ, રસ ન ધરાવનારું, તટસ્થ **–સીનતા** સ્ત્રી૦, **–સીનપણું** ન૦ **–સીપંથ** પુ૦ શીખ ધર્મી સાધુઓનો એક પંથ

**ઉદાહરણ** ન૦[સં]દાખલો, દૃષ્ટાંત [–આપવું, દેવું,=દાખલો રજૂ કરવો, કહેવો કે ટાંકવો –લેવું=ધડો લેવો, દાખલા પરથી શીખવું, સમજવું (૨) દાખલા તરીકે ધરવું, કહેવું]

**ઉદાહૃત** વિ૦ [સં] કહેવાયેલું (૨) નામ દઈને બોલાયેલું (૩) દૃષ્ટાંતરૂપે અપાયેલું

**ઉદિત** વિ૦[સં] ઊગેલું (૨) ખીલેલું (૩) જાગ્રત (૪)ચળકતું,પ્રકાશવંતું(૫)બોલેલું(૬)જન્મેલું

**ઉદીક્ષણતાલ** પુ૦ [સં] વિલંબિત ત્રિતાલ

**ઉદીચી** સ્ત્રી૦[સં] ઉત્તરદિશા **૦ન** વિ૦ ઉત્તર તરફનું **–ચ્ય** વિ૦ ઉત્તર દિશામાં આવેલું (૨) પુ૦ (સં) ઉત્તર ગુજરાતમાં સરસ્વતી નદીની ઉત્તરે અને પશ્ચિમે આવેલો પ્રદેશ

**ઉદીયમાન** વિ૦ [સં] ઊગતું, ઉદિત થતું

**ઉદુંબર** પુ૦[સં] જુઓ ઉદંબર(૨)બ્રાહ્મણોની એક જાત (૩) એંશી રતીનું એક વજન

**ઉદે** પુ૦ + જુઓ ઉદય

**ઉદેતી** વિ૦સ્ત્રી૦ જે તિથિમાં સૂર્યનો ઉદય થતો હોય તેવી, ઉદયાત, ઉદયવાળી (તિથિ)

**ઉદેસાલમ** ન૦[અ ઉદુલ્મલીવ?]એક ઔષધિ

**ઉદો ઉદો** શ૦ પ્ર૦ [સં ઉદય ઉદ્ય, મ હિં] ઉદય હો, ઉદય હો, જય હો, જય હો

**ઉદ્** [સં] ઉત્સર્ગ સ્થાન, કક્ષા, મંત્ર ઇ૦માં 'ઊંચે કે ઉપર', અથવા અમુકમાંથી 'અલગ' કે 'બહાર', એવો અર્થ બતાવે છે ઉદા૦ ઉદ્ગમ ઉદ્ભવ, ઉદ્ગ્રીવ(૨)'નઠારું કે ખોટું' એવા અર્થમાં નામ પૂર્વે ઉદા૦ ઉન્માર્ગ

**ઉદ્ગત** વિ૦[સં] ઉપર ગયેલું, ચડેલું (૨) બહાર નીકળેલું (૩) ઊગેલું (૪) ઊંચું **–તિ** સ્ત્રી૦ ઊંચે જવું – ચડવું તે (૨) બહાર નીકળવું – ઊગવું તે

**ઉદ્ગમ** પુ૦[સં]ઊંચે જવું – ચડવું તે (૨) ઊગવું– બહાર નીકળવું તે, ઉત્પત્તિ (૩) ઉત્પત્તિસ્થાન, ઊગમ (૪) ફણગો, પીલો **૦ન** ન૦ ઉદ્ગમ થવો – ઊંચે જવું તે (૨) બહાર નીકળવું – દેખાય એવું થવું તે

**ઉદ્ગાતા** પુ૦ [સં] સામવેદની ઋચાઓ ગાનાર બ્રાહ્મણ **–ન** ન૦ સામવેદનું ગાન

**ઉદ્ગામી** વિ૦[સં]ઊંચે જતું(૨)બહાર નીકળતું

**ઉદ્ગાર** પુ૦[સં]ઉચ્ચાર,બોલ,શબ્દ [–કાઢવો= ઉચ્ચારવું, બોલવું (ભાવ કે લાગણી સાથે)] **૦ચિહ્ન** ન૦ લાગણીભર્યો ઉદ્ગાર સૂચવતું '!' આવું ચિહ્ન

**ઉદ્ગીત** વિ૦ [સં] મોટેથી ગાયેલું (૨) પુ૦ સંગીતમાં એક અલંકાર **–તિ** સ્ત્રી૦ મોટેથી ગાવું તે(૨)ઉદ્ગીથ, સામગાન (૩)આર્યા છંદનો એક પ્રકાર **–થ** પુ૦ સામવેદની ઋચાઓ ગાવી તે (૨) સામવેદનો બીજો ભાગ (૩) ઓમ્કાર

**ઉદ્ગ્રીવ** વિ૦ [સં] ઊંચી ડોકવાળું, ઉત્કંઠ

**ઉદ્ઘાટન** ન૦[સં] ખોલવું તે,કૂંચીથી ઉઘાડવું તે (૨) સ્પષ્ટ કરવું – સમજાવવું તે (૩) ઉઘાડવાનું સાધન (કૂંચી વગેરે) (૪) રેંટ **૦ક્રિયા** સ્ત્રી૦ પહેલપ્રથમ કાંઈ ઉઘાડવાની ક્રિયા – વિધિ **૦સમારંભ** પુ૦ તે વિધિને અંગેનો ઉત્સવ

**ઉદ્‌ઘાટિત** વિ૦[સં] ઉઘાડેલું, ખોલેલું (૨) સ્પષ્ટ કરેલું (૩) પું૦ સંગીતમાં એક અલંકાર
**ઉદ્‌ઘૃષ્ટ** વિ૦ [સં] નીરસ બૂમ પાડી ગાનાર
**ઉદ્‌ઘોષ** પું૦ [સં] ઘાંટો, પોકાર (૨) ઢંઢેરો (૩) શોરબકોર, ઘોંઘાટ (૪) લોકોમાં વાત ચાલવી તે ૦ણ ન૦, ૦ણા સ્ત્રી૦ ઉદ્‌ઘોષ થવો – કરવો તે
**ઉદ્દંડ** વિ૦ [સં] ઉગામેલા દંડવાળું (૨) ભયંકર
**ઉદ્દામ** વિ૦ [સં] અંકુશ કે બંધન વિનાનું (૨) સ્વચ્છંદી, ઉચ્છૃંખલ (૩) ઉગ્ર, જહાલ ૦પક્ષ પું૦ જહાલ પક્ષ
**ઉદ્દાલ** પું૦ [સં] રાતા ઘઉં (૨) કોદરા
**ઉદ્દાલક** પું૦ [સં] (સં) એક ઋષિનું નામ
**ઉદ્દાંત** વિ૦[સં.] નરમ, ગરીબ (૨) ઉત્સાહવાળું
**ઉદ્દિષ્ટ** વિ૦ [સં] બતાવેલું (૨) ઉદ્દેશાયેલું, સંબોધાયેલું (૩) ધારેલું, ઇચ્છેલું [કરનારું
**ઉદ્દીપક** વિ૦ [સં] ઉદ્દીપન કરનારું, ઉત્તેજિત
**ઉદ્દીપન** ન૦, –ના સ્ત્રી૦ [સં] સળગાવવું – પ્રજ્વલિત કરવું તે (૨) ઉશ્કેરણી (૩) ઉત્તેજના (૪) ઉદ્દીપન વિભાવ ૦વિભાવ પું૦ રસનું ઉદ્દીપન કરનાર વિભાવ (કા શા)
**ઉદ્દીપિત** વિ૦ [સં.] ઉદ્દીપ્ત કરેલું
**ઉદ્દીપ્ત** વિ૦ [સં] સળગાવેલું – પ્રજ્વલિત કરેલું (૨) ઉત્તેજિત થયેલું, ઉશ્કેરાયેલું
**ઉદ્દેશ** પું૦[સં.] હેતુ ધારણા, ઇરાદો (૨) ઉલ્લેખ, નામ દઈ બતાવવું – કહેવું તે (૩) ઉદાહરણ (૪) પ્રશ્ન–વિચાર, તપાસ શોધન (૫) [ન્યા] ચર્ચવા કે સમજાવવાના પક્ષ કે વાદનું સ્વરૂપ–કથન ૦ક વિ૦ ઉદ્દેશ બતાવતું; ઉદાહરણરૂપ (૨) પું૦ ઉદાહરણ (૩) ઉપદેશક (૪) [ગ] પ્રશ્ન ૦ન ન૦ ઉદ્દેશવું તે ૦વાદ પું૦ કુદરતમાં બધું હેતુપૂર્વક રચાયેલું છે એવો મત, 'ટેલિયોલૉજી' ૦વું સ૦ક્રિ૦[સં ઉદ્દિશ્] નામ દઈને – અનુલક્ષીને બોલવું – કહેવું –શ્ય વિ૦ ઉદ્દેશવા – વિચારવા યોગ્ય, લક્ષ્ય (૨) ન૦ (વ્યા) જેને ઉદ્દેશીને કંઈ કહેવાયું હોય તે, કર્તાપક્ષ (૩) હેતુ પ્રયોજન. –શ્યવર્ધક ન૦ ઉદ્દેશ્યના અર્થમાં વધારો કરનાર શબ્દ કે શબ્દસમૂહ (વ્યા)
**ઉદ્ધત** વિ૦ [સં] ઉચ્છૃંખલ (૨) ઊંચું – ઉન્નત (૩) ભવ્ય ૦પણું ન૦, ૦વેડા પું૦બ૦વ૦ ઉદ્ધત જેવું વર્તન –તાઈ સ્ત્રી૦ ઉદ્ધતપણું –તિ સ્ત્રી૦ ઉદ્‌ગતિ (૨) ઉન્નતિ (૩) ઠોકર
**ઉદ્ધરણ** ન૦[સં] ઉદ્ધાર – છુટકારો કરવો અથવા થવો તે (૨) મોક્ષ –વું અ૦ક્રિ૦ [સં ઉદ્‌ધૃ] ઊઠવું અથવા ઉપર જવું (૨) મુક્ત થવું, ઉદ્ધાર થવો (૩) સફળ થવું
**ઉદ્ધર્તા** વિ૦ [સં.] ઉદ્ધારક
**ઉદ્ધવ** પું૦ [સં] (સં.) કૃષ્ણના કાકા અને ભક્ત
**ઉદ્ધાર** પું૦[સં] મુક્તિ, મોક્ષ (૨) છુટકારો (૩) સારી સ્થિતિ થવી તે ૦ક વિ૦ ઉદ્ધાર કરનારું ૦ણ ન૦ ઉદ્ધારવું તે ૦ણહાર વિ૦ ઉદ્ધારક ૦વું સ૦ ક્રિ૦ [સં ઉદ્ધાર્] ઉદ્ધાર કરવો
**ઉદ્ધૃત** વિ૦ [સં] અવતરણ તરીકે લીધેલું (૨) ઉદ્ધારેલું; ઉગારેલું [ઉજ્જડ
**ઉદ્‌ધ્વસ્ત** વિ૦ [સં] જડમૂળથી નાશ પામેલું;
**ઉદ્‌બુદ્ધ** વિ૦ [સં] જાગ્રત, જગાડેલું (૨) ઉદ્દીપ્ત, સતેજ થયેલું (૩) સ્મૃતિમાં તાજું કરેલું
**ઉદ્‌બોધ** પું૦ [સં] જાગ્રત થવું તે (૨) યાદ આવવું તે. ૦ક વિ૦ ઉદ્‌બોધ કરાવનારું ૦ન ન૦ જુઓ ઉદ્‌બોધ ૦વું સ૦ક્રિ૦[સં ઉદ્‌બોધ્] જગાડવું (૨) યાદ દેવું
**ઉદ્‌ભવ** પું૦ [સં] જન્મ, ઉત્પત્તિ, પેદાશ (૨) મૂળ (૩) [સં] વિષ્ણુનું એક નામ ૦વું અ૦ ક્રિ૦ [સં ઉદ્‌ભૂ] ઉત્પન્ન થવું, જન્મવું
**ઉદ્‌ભાવ** પું૦ [સં] ઉત્પન્ન કરવું તે (૨) ઉદારતા ૦ક વિ૦ ઉદ્‌ભવ કરનારું, સર્જક ૦ન ન૦ કલ્પના કરવી તે (૨) ઉત્પાદન (૩) ચિંતન (૪) ઉત્પ્રેક્ષા કરવી તે ૦વું સ૦ ક્રિ૦ [સં. ઉદ્‌ભાવ્] ઉદ્‌ભવે એમ કરવું, ઉત્પન્ન કરવું. –વિત વિ૦ ઊભું કરેલું, બનાવટી, ઉત્પાદિત (૨) કાલ્પનિક
**ઉદ્‌ભિજ્જ** ન૦ [સં] વનસ્પતિ ૦વિદ્યા સ્ત્રી૦ વનસ્પતિશાસ્ત્ર ૦વેત્તા પું૦ વનસ્પતિવિદ્યાનો જાણકાર
**ઉદ્‌ભિદ** પું૦ [સં] ઉદ્‌ભિજ્જ (૨) ફુવારો (૩) ઝરો –જ્ઞ વિ૦ ઉત્પન્ન થયેલું, બનેલું (૨) અંકુરરૂપે નીકળેલું (૩) વિકસેલું, ખીલેલું (૪) ભેદીને બહાર આવેલું; દશ્યમાન બનેલું
**ઉદ્‌ભૂત** વિ૦ [સં] જન્મેલું, ઉત્પન્ન થયેલું (૨) દેખાય એવું થયેલું. –તિ સ્ત્રી૦ [સં] ઉત્પત્તિ, પેદાશ (૨) ઉદય, આબાદાની

ઉદ્‌ભેદ પુ૦ [સં] (ભેદીને) બહાર આવવું તે, ઊગવું તે (૨) વિકસિત થવું તે (૩) દેખાવું તે, આવિષ્કાર ૦ક વિ૦ ઉઠાવદાર, ખીલી નીકળતું
ઉદ્‌ભ્રાંત વિ૦ [સં] ગભરુ, વ્યાકુળ (૨) બીનેલું, છળેલું
ઉદ્‌મસ્ત,-સ્તીખોર વિ૦ [સં उदमन्न, सं उद्+मग्न] તોફાની, અતિ મસ્ત (૨) કામી -સ્તાઈ,-સ્તી સ્ત્રી૦ [તત્પર
ઉદ્યત વિ૦ [સં] ખંતીલું ઉદ્યમી (૨) નિશ્ચયવાળું
ઉદ્યમ પુ૦ [સં] યત્ન, મહેનત (૨) ઉદ્યોગ, ધંધો ૦વંત વિ૦ ઉદ્યમવાળું -મી વિ૦ મહેનતુ, ખંતીલું (૨) વગાદારી
ઉદ્યાન પુ૦ ન૦ [સં] બગીચો, વાડી
ઉદ્યાપન ન૦ [સં] ધર્મકર્મ-વ્રતાદિની સમાપ્તિની વિધિ, તેની ઉજવણી [(૨) તત્પર
ઉદ્યુક્ત વિ૦ [સં] કામમાં પરોવાયેલું, ઉદ્યમી
ઉદ્યોગ પુ૦ [સં] ધંધો, રોજગાર (૨) કામ (૩) મહેનત ૦ધંધો પુ૦ ધંધો-રોજગાર, પ્રવૃત્તિ ૦મંદિર ન૦ ઉદ્યોગશાળા ૦શાલા(-ળા) સ્ત્રી૦ જ્યાં ઉદ્યોગો શીખવાતા હોય તેવી શાળા, કલાભવન -ગી વિ૦ મહેનતુ, ખંતીલું (૨) ધંધાદારી -જક વિ૦ ઉદ્યમ થનાર કે કરનાર
ઉદ્યોત,૦કાર પુ૦ [સં उद्+द्योत] પ્રકાશ તેજ
ઉદ્રિક્ત પુ૦ [સં] અતિશય, અધિક (૨) દેખાય એવું, સ્પષ્ટ [(૨) ચડિયાતાપણું
ઉદ્રેક પુ૦ [સં] વધારો, પુષ્કળતા, અતિશયતા
ઉદ્દડ વિ૦ ઘેટા જેવું મો કરી ગાનાર
ઉદ્વર્તન ન૦ [સં] કૂદકો (૨) ખોટું વર્તન (૩) શરીરે તેલ, લેપ, સુગંધી વગેરે ચોળવું તે
ઉદ્વસ(-સ્ત) વિ૦ + જુઓ ઉદ્ધ્વસ્ત
ઉદ્વાહ પુ૦ [સં] વિવાહ, લગ્ન (૨) ઊંચે લઈ જવું તે (૩) એક જગાએથી બીજે લઈ જવું તે ૦ક ઉદ્વાહન કરનારું ૦ન ન૦ ઉદ્વાહ (૨) વિવાહ-લગ્નની ક્રિયા -હિત વિ૦ પરણેલું (૨) ઊંચું કરેલું (૩) પુ૦ સંગીતમાં એક અલંકાર
ઉદ્વાહની સ્ત્રી૦ [સં] ગાડી
ઉદ્વિગ્ન વિ૦ [સં] વ્યાકુળ, ખિન્ન, દુખી
ઉદ્વેગ પુ૦ [સં] વ્યાકુળતા, ગભરાટ (૨) ચિંતા (૩) દુખ ૦કર, -જક વિ૦ ઉદ્વેગ કરાવનારું
ઉદ્વેલ(-ળ) વિ૦ [સં] હદ બહારનું અતિશય (૨) છલકાતું, બહાર ઊછળી જતું
ઉદ્વેશ વિ૦ [સં] ઉઘાડું પુગાડું, નવગું
ઉધક(-ડ)કવું અ૦ક્રિ૦ (હૃદયનું) ધડકવું, ધડકવું, ધ્રૂજવું (૨) ગભરાવું, ચોંકવું (૩) બી જવું (૪) ધૂણવું (ભૂતના પ્રવેશથી)
ઉધડિયું વિ૦ [જુઓ ઊધડું] ઊધડું નાખેલું-આપેલું (કામ) (૨) ઊધડું કામ કરનાર (૩) [લા] બેપરવાઈથી કરેલું [' ઉદ્‌માત 'માં
ઉધમાત પુ૦, -તિયું, -તી વિ૦ જુઓ
ઉધરકવું અ૦ક્રિ૦ જુઓ ઉધડકવું
ઉધરસ સ્ત્રી૦ [સં उद्ग्रस ?] ઉધરસ, ઠાંસો કફ, ખાંસી [-આવવી = ખાનાનું ભૂખું થવું -ખાવી = ખાસવું, (કફ કાઢવા કે ગળું સાફ કરવા) ખું અવાજ કરવો -થવી = ઉધરસનું દરદ થવું]
ઉધરાવવું સ૦ક્રિ૦ 'ઊઘરવું'નું પ્રેરક
ઉધરાવો પુ૦ ઉઘરાવો ઉઘાર
ઉધાન ન૦ [સં उदान? સં उत्थान-न] ઊંચે ચડવું તે (૨) એક રોગ ? (૩) મોટી ભરતી (૪) પશુની કામભોગની ઇચ્છા (૫) ત્રણની સંખ્યાનો વેપારી સંકેત [-ચડવું = મોટી ભરતી આવવી (૨) દમના રોગનો હુમલો થવો] ૦ચક્કર વિ૦ વાયલ ગાંડું ૦પડી સ્ત્રી૦ ઉધાનરોગની પડી-ઔષધી (૨) ત્રણની સંખ્યાનો સંકેત ૦પાયું વિ૦ ત્રણ પાયાનું, અસ્થિર મનનું, ગાંડા જેવું
ઉધામો પુ૦ [સં उद्धावन ?] પ્રયત્ન (૨) વલખું, ધમપછાડો [-કરવા = ખૂબ ધમપછાડા કરવા જબરો પ્રયત્ન કરવો વલખાં મારવાં]
ઉધાયેલું વિ૦ (જુઓ ઊધઈ) ઊધઈથી ખવાયેલું
ઉધાર પુ૦ (સુ) ઉછેર જુઓ ઉધારનું (સુ)
ઉધાર(-રું) વિ૦ [પ્રા उद्धार] પૈસા આપ્યા વિના નામે લખાવીને, દેવા કરી લીધેલું કે આપેલું (૨) ભરપાઈ નહિ થયેલું એવું [-આપવું = રોકડા નાણાં લીધા વિના કિંમત લેવી બાકી રાખી આપવું વેચવું, મીલવું

–કરવું=ઉધાર રાખી ખરીદવું; દેવું કરવું –લેવું=પૈસા આપવા બાકી રાખી ખરીદવું –રાખવું=પૈસા ઉધાર માંડીને આપવું, માલ આપી પૈસા લેવા બાકી રાખવા ]૦નોંધ સ્ત્રી૦ વેચેલો માલ નોંધવાનો ચોપડો ૦પાસું ન૦ ચોપડમાં જ્યાં ઉધાર રકમો નોંધાય છે તે પાસું. ૦વહી સ્ત્રી૦ ઉધારનોંધ ૦વું સ૦ક્રિ૦ [प्रा उद्धार=ઉધાર આપવું] નામે લખવું (૨) + ઉદ્ધારવું (૩) (સુ) ઉછેરવું [–રાવવું સ૦ક્રિ૦ (પ્રેરક), –રાવું અ૦ક્રિ૦ (કર્મણિ)] –રિયું વિ૦ વારંવાર ઉધારે ખરીદ કરનારું –રિયો પું૦ ઉધારે લેનાર આદમી. –રે વિ૦ જુઓ ઉધાર –રો પું૦ ઉધાર હિસાબ (૨) વાયદો (૩) વિલંબ, ઢીલ (૪) સામા ખોટ

ઉધેઈ સ્ત્રી૦ [सं उद्देहिका ? के उद्देही] ઊધઈ, જમીનમાં અંધારામાં રહેતું એક જીવડું

ઉધેડવું સ૦ક્રિ૦ [त उद्धडण हि उधेड़ना] ઉચેડવું (છાલ) ઉતારવી ઉધેડાવવું સ૦ક્રિ૦ (પ્રેરક) ઉધેડાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

ઉધેરવું સ૦ક્રિ૦ ઘંટીમાંથી લોટ વાળવો–ઝાટવો ઉધેરાવવું સ૦ક્રિ૦ (પ્રેરક) ઉધેરાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

ઉધોર પું૦ મેદ ૭૬

ઉધ્ધડ વિ૦ [सं उद्धत, प्रा उद्धड] જુઓ ઊધડ ૦જોખી(–ણી) સ્ત્રી૦ ઠેકાણા વગરનું ગમે તેમ ગબડાવવું

ઉનચર પું૦ + અનુચર

ઉનવાવવું સ૦ક્રિ૦ 'ઊનવાવું'નું પ્રેરક

ઉનાબ ન૦ [अ उन्नाब] એક ફળ (ઔષધિ) ૦દાણા પું૦બ૦વ૦ તેના દાણા

ઉનામણું,–ણિયું (ના') ન૦[જુઓ ઊનું]નાહવાનું પાણી ઊનું મૂકવાનું વાસણ. અઘોળિયું –ણો(–ણિયો) પું૦ અઘોળિયો

ઉનારણ (ના') ન૦ ઉનારવાનું પાણી

ઉનારવું ન૦ એક વનસ્પતિ (૨) (ના')[સુ] અ૦ક્રિ૦ [જુઓ ઊનું] ગરમ પાણીથી (જુવારનો) લોટ બાફવો ઉનારાવવું સ૦ક્રિ૦ (પ્રેરક)

ઉનાડવું અ૦ક્રિ૦ [प्रा उन्न=ખિન્ન પરથી ?] હિજરાવું ઝૂરવું

ઉનાળુ (ના') વિ૦ [જુઓ ઉનાળો] ઉનાળામાં વવાતું-પાકતું (૨) ઉનાળાને લગતું

ઉનાળો (ના') પું૦ [सं उष्णकाल, अप उन्हाल] ફાગણથી જેઠ માસ સુધીનો ગરમીનો સમય [–બેસવો=ઉનાળાની ઋતુ શરૂ થવી]

ઉનેવાળ વિ૦ (૨) પું૦ [ઊના ગામના મૂળ તે પરથી ?] બ્રાહ્મણોની એક જ્ઞાતિ

ઉન્નત વિ૦[सं]ઊંચું (૨)ટટાર(૩)ઉન્નતિવાળું ૦કોણ પું૦'એન્ગલ ઑફ એલિવેશન'(ગ) ૦તા સ્ત્રી૦ –તાંશ પું૦ ઊંચાઈ (ગ, ખ) –તાંશકોણ પું૦ ઉન્નતકોણ –તિ સ્ત્રી૦ ચડતી, આબાદી (૨) મોટાઈ, મહત્તા. –તોદરકોણ પું૦ (ગ) બે કાટખૂણા કરતાં મોટો ખૂણો, 'કૉન્વેક્સ એન્ગલ'

ઉન્નયન ન૦ [सं] સીધું – સરખું કરવું તે (સીમંતોન્નયનમાં કરવામાં આવે છે એમ) (૨) અનુમાન

ઉન્નેય વિ૦ [सं] અનુમાન કરવા યોગ્ય

ઉન્મત્ત વિ૦ [सं] ગાંડું, ભાન વગરનું (૨) છકી, છાકટું (૩) ક્રોધી (૪) અહંકારી, ગર્વિષ્ઠ (૫) ઉદ્ધત ૦તા,–ત્તાઈ સ્ત્રી૦

ઉન્મન વિ૦ [सं] જુઓ ઉન્મત્ત (૨) ન૦ અભાવ અપ્રીતિ (૩) ખેદ –ની સ્ત્રી૦ યોગીના ચિત્તની અંતિમ અવસ્થા –નું વિ૦ અધીરું સક્ષુબ્ધ આતુર (૨) ખિન્ન દિલગીર

ઉન્માદ પું૦ [सं] ઘેલછા ગાંડપણ (૨) તોર; મદ (૩) એક રોગ, સનેપાતનો એક પ્રકાર (૪) તોફાન ૦ક વિ૦ ઉન્માદ કરાવનારું ૦ન પું૦મદનનાં પાંચ બાણો પૈકી એક ૦વાયુ પું૦ ઉન્માદ કરે એવો વાયુ –દી વિ૦ ઉન્માદવાળું

ઉન્માર્ગ પું૦ [सं] ખોટો કે ઊંધો રસ્તો (૨) કુમાર્ગ, અનીતિનો માર્ગ ૦ગામી, –ર્ગી વિ૦ ઉન્માર્ગે જનારું

ઉન્મિતિફલ ન૦ [सं] 'ડિટર્મિનન્ટ (ગ)

ઉન્મીલન ન૦[सं] આંખોનું ઊઘડવું તે, જાગ્રત થવું તે (૨) ખીલવું-વિકસવું તે (૩) મુક્ત થવું (ગ્રહણમાંથી)

ઉન્મીલિત વિ૦ [सं] ઊઘડેલું (૨) વિકસેલું

ઉન્મુખ [सं],–ખું વિ૦ ઊંચા મુખવાળું, ઊંચું

જોતું (૨) આડું જોવું, નારાજ (૩) તત્પર, તૈયાર (૪) આતુર, રાહ જોતું [નિકંદન
ઉન્મૂલન ન૦ [સં] જડમૂળથી કાઢી નાખવું તે
ઉન્મેષ પું૦, ૦ણ ન૦ [સં] પલકારો, આંખની ઉઘાડવાસ (૨) પ્રકટીકરણ, સ્ફુરણ (૩) વિકાસ ૦પદ્ધતિ સ્ત્રી૦ 'કૉન્સેન્ટ્રિક મેથડ' ૦યોજના સ્ત્રી૦ 'કૉન્સેન્ટ્રિક પ્લૅન'
ઉપ [સં] ઉપસર્ગ 'પાસે, નજીક' એવો અર્થ ('અપ'થી ઊલટો) બતાવે છે ઉદા૦ ઉપગમન (૨) નામની સાથે 'ગૌણ, ઊતરતું' એવા અર્થમાં ઉદા૦ ઉપકથા, ઉપનામ [ભાગ
ઉપ-આનો પું૦ પોણી પાઈ, આનાનો સોળમો
ઉપકથા સ્ત્રી૦ [સં] મુખ્ય કથામાં આવતી નાની કથા આડકથા [સાધનસામગ્રી
ઉપકરણ ન૦ [સં] મદદ કરવી તે (૨)
ઉપકરવું સ૦ ક્રિ૦ [સં ઉપકૃ] ઉપકાર કરવો
ઉપકલા(-ળા) સ્ત્રી૦ [સં] ગૌણ કળા
ઉપકંઠ વિ૦ [સં] નજીકનું, પડોશનું (૨) પું૦ પડોશ, નજીકનો ભાગ (૩) પરવાડ (૪) ગળાની નજીકનો ભાગ (૫) તળેટી
ઉપકાર પું૦ [સં] ભલું કરવું તે, કલ્યાણ (૨) મદદ, સહાય (૩) પાડ (૪) શણગાર (જેમ કે, હાર તોરણ વગેરેથી કરાતો) [—ચડવો = ઉપકાર કર્યાનો ભાર લાગવો કે હોવો, તેનું ભાન થવું, પાડ ચડવો —માનવો ઉપકાર કર્યા માટે કૃતજ્ઞતા બતાવવી] ૦ક વિ૦ ઉપકાર કરનારું (૨) સહાયક, ઉપયોગમાં આવે તેવું —રી વિ૦ ઉપકાર કરનારું —ર્ય વિ૦ ઉપકારને યોગ્ય
ઉપકારણ ન૦[સં] ગૌણ—ઓછા મહત્ત્વનું કારણ
ઉપકીચક પું૦[સં](સ ) કીચકનો ભાઈ અથવા અનુયાયી (૨) કીચકના હાથ નીચેનું લશ્કર
ઉપકૃત વિ૦ [સં] આભારી —તિ સ્ત્રી૦ આભાર, પાડ [ઍન્ગલ'
ઉપકોણ પું૦[સં] આસન્નકોણ, 'ઍડ્જેસન્ટ
ઉપકોશ(-ષ) પું૦ [સં] કળીનું બહારનું ઢાંકણ
ઉપક્રમ પું૦ [સં] આરંભ, શરૂઆત (૨) પાસે–આગળ આવવું તે (૩) યોજના (૪) ખત, ઉદ્યોગ ૦ણિકા સ્ત્રી૦ પ્રસ્તાવના (૨) અનુક્રમણિકા ૦ણીય વિ૦ ઉપક્રમ કરવા જેવું
ઉપક્રોશ પું૦ [સં] નિંદા (૨) ઠપકો
ઉપક્ષય પું૦ [સં] ક્ષીણ થવું તે, ઘટાડો
ઉપક્ષેપ પું૦ [સં] રજૂઆત, ઉલ્લેખ સૂચન (૨) ધમકી (૩) આરંભ
ઉપગતિ સ્ત્રી૦, —મન ન૦ [સં] પાસે જવું–મળવું તે (૨) જ્ઞાન (૩) અંગીકાર, સ્વીકાર
ઉપગા સ્ત્રી૦ [સં] આપેલા વાકની પાસે ને પાસે જતી હોવા છતાં, અમુક નિયત કરેલા અંતર સુધીમાં વાકને પહોંચે નહિ એવી લીટી 'ઍસિમ્પ્ટોટ' [ગ]
ઉપગામ ન૦ નાનું ગામ, ગામડું
ઉપગામી વિ૦ [સં] ઉપગમન કરનારું
ઉપગીતિ સ્ત્રી૦ [સં] એક છંદ
ઉપગુણ પું૦ [સં] મુખ્ય નહિ એવો ગુણ (૨) [ગ] 'કોઇફિશન્ટ'
ઉપગુરુ પું૦ [સં] મદદનીશ ગુરુ – શિક્ષક
ઉપગૂહન ન૦ [સં] આલિંગન
ઉપગ્રહ પું૦ [સં] મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો ચંદ્ર જેવો નાનો ગ્રહ (૨) આકાશમાં આવેલા નાના ગ્રહોમાંનો દરેક (ધૂમકેતુ, રાહુ કેતુ ઇત્યાદિ ઉપગ્રહો કહેવાય છે)
ઉપઘાત પું૦ [સં] ઈજા, હાનિ (૨) મારી નાખવું તે (૩) નાશ
ઉપચક્ર ન૦ [સં] મુખ્ય ચક્રને આધારે ફરતું–નાનું ચક્ર (૨) એક પક્ષી
ઉપચય પું૦[સં] સંચય, વધારો ઉમેરો (૨) જથો, ઢગલો (૩) આબાદી, ઉન્નતિ (૪) લગ્નકુંડળીમાંના ૩, ૬, ૧૦ ને ૧૧મા સ્થાનોમાંનું કોઈ પણ એક ૦શક્તિ સ્ત્રી૦ ઉપચયની શક્તિ [(૩) સેવા
ઉપચરણ ન૦[સં]નજીક આવવું તે (૨) ગૌણ પદ
ઉપચાયક વિ૦ [સં] ઉપચય કરનારું
ઉપચાર પું૦ [સં] સારું કરવા જે ઉપાય–સારવાર, ઓસડ-વેસડ ઇત્યાદિ કરવા તે (૨) શરીરે ચંદન ઇત્યાદિ ચોપડવું તે (૩) પૂજાવિધિ, ક્રિયાકર્મ, સંસ્કાર (૪) સાધન, સામગ્રી (૫) માનપાન, સેવાચાકરી (૬) બીજાને ખુશ કરવા કરેલું મિથ્યા કથન (૭) લક્ષણા દ્વારા અર્થબોધ થવો તે (કા શા) ૦ક

વિ૦ ઉપચાર કરનારું, ચિકિત્સક (૨) પુ૦ સેવક, દાસ -રિકા સ્ત્રી૦ ઉપચારક સ્ત્રી, સેવિકા, દાસી -રી વિ૦ ઉપચારક

ઉપચિત વિ૦ [સં] એકઠું કરેલું, સંચિત (૨) વધેલું, મોટું થયેલું (૩) મજબૂત થયેલું, શક્તિમાં વધેલું

ઉપચિત્ર પુ૦ [સં] એક છંદ

ઉપચીયમાન વિ૦ [સં] એકઠું થતું, ભેગું થતું, વધતું [ઓળો

ઉપચ્છાયા સ્ત્રી૦ [સં] ઓળાનો ઓળો, ઝાંખો

ઉપછટ(-ત) સ્ત્રી૦ સાધનોની છત-પુષ્કળતા

ઉપજન પુ૦ [સં] પરિવાર (૨) [વ્યા.] ઉમેરો

ઉપજાઉ વિ૦ [જુઓ ઊપજવું] ઊપજ કરનારું, ઉત્પાદક (૨) ફળદ્રુપ, રસાળ

ઉપજાતિ પુ૦, સ્ત્રી૦ [સં] એક છંદ

ઉપજાવવું સ૦ક્રિ૦ 'ઊપજવું'નું પ્રેરક, પેદા કરવું, જન્મ આપવો (૨) બનાવવું, ઊભું કરવું, કલ્પવું -ડા(-રા)વવું સ૦ક્રિ૦(પ્રેરક)

ઉપજિહ્વા સ્ત્રી૦ [સં] જીભના મૂળ પાસેની નાની જીભ

ઉપજીવ પુ૦ [સં] નાનું જીવડું

ઉપજીવક વિ૦ [સં] કોઈની ઉપર જેની આજીવિકા ચાલતી હોય એવું (૨) પુ૦ આશ્રિત માણસ, દાસ [જીવિકા, ગુજરાન

ઉપજીવન ન૦, ઉપજીવિકા સ્ત્રી૦ [સં.] આ-

ઉપજીવી વિ૦ (૨) પુ૦ [સં.] જુઓ ઉપજીવક

ઉપજ્ઞા સ્ત્રી૦ [સં] સ્વયં પ્રેરણાથી થતું જ્ઞાન

ઉપજ્ઞાન ન૦ [સં] ગૌણ જ્ઞાન, સંસારજ્ઞાન

ઉપઝૂલણા પુ૦ એક છંદ

ઉપટણ(-ણું) ન૦ [જુઓ ઉટવવું] નહાતા પહેલાં શરીરે ચોપડવાનું સુગંધી દ્રવ્ય, પીઠી, ઉવટણ

ઉપટામણી સ્ત્રી૦ વેવાઈની આગળ વાંચવામાં આવતી કન્યાના સગાઓની યાદી (૨) લગ્નનો દસ્તાવેજ, લગ્નખત

ઉપટાવવું સ૦ક્રિ૦ 'ઊપટવું'નું પ્રેરક, ઝાંખું કરવું (૨) દિલગીર કરવું [ઉપાડવાનું મહેનતાણું

ઉપડાઈ સ્ત્રી૦, -મણ ન૦, -મણી સ્ત્રી૦

ઉપડાવવું સ૦ ક્રિ૦ 'ઉપાડવું', 'ઊપડવું'નું પ્રેરક, ઊપડે-ઉપાડે એમ કરવું; ઉચકાવવું (૨) ઉપાડવામાં મદદ કરવી

ઉપણાવવું સ૦ક્રિ૦ 'ઊપણવું'નું પ્રેરક, ઊપણે એમ કરવું (૨) ઊપણવામાં મદદ કરવી

ઉપણિયું ન૦ ઊપણવાનું સાધન-ટોપલો, સૂપડું જે હોય તે

ઉપતટ પુ૦[સં]ભાઠું, ઓછા વપરાશવાળો કિનારો

ઉપતાપ પુ૦ [સં] ઉતાપો, દુઃખ, પીડા

ઉપતંત્રી પુ૦ [સં.] મદદનીશ તંત્રી

ઉપત્યકા સ્ત્રી૦[સં]તળેટીની-નીચાણની જમીન

ઉપદંશ પું૦[સં] કરડવું તે, ડંખ(૨)એક રોગ, ચાંદી [થયેલો હોય તેવું

ઉપદિષ્ટ વિ૦ [સં] ઉપદેશેલું (૨) જેને ઉપદેશ

ઉપદેવ પુ૦, ૦તા પું૦, સ્ત્રી૦[સં]ગૌણ-નાનો દેવ (યક્ષ, ગંધર્વો, અપ્સરા જેવા)

ઉપદેશ પુ૦ [સં] શિક્ષણ (૨) બોધ, શિખામણ, સલાહ (૩) પાસેનો દેશ ૦ક વિ૦ (૨) પુ૦ ઉપદેશ આપનાર ૦કવિતા સ્ત્રી૦ બોધપ્રધાન કવિતા ૦વું સ૦ક્રિ૦ [સં उपदिश्] ઉપદેશ આપવો-કરવો -શામૃત ન૦ અમૃત જેવો ઉત્તમ ઉપદેશ

ઉપદેષ્ટા પુ૦ [સં.] ઉપદેશક, ગુરુ, આચાર્ય

ઉપદ્રવ પુ૦ [સં] પજવણી (૨) ઈજા, પીડા (૩) ત્રાસ, ઉપાધિ (૪) સંકટ, આપદા ૦કર, ૦કારક વિ૦ ઉપદ્રવ કરનારું -વી વિ૦ ઉપદ્રવકારક

ઉપદ્વીપ પુ૦ [સં] નાનો બેટ [ધાતુ

ઉપધાતુ સ્ત્રી૦[સં] હલકી-ગૌણ ધાતુ(૨) મિશ્ર

ઉપધાન ન૦ [સં] ઓશીકું, તકિયો

ઉપધાન્ય ન૦[સં]ખડધાન, હલકી જાતનું અનાજ

ઉપધારણા સ્ત્રી૦ [સં] ચિત્તને એકાગ્ર કરવાનો એક પ્રકાર

ઉપધ્માનીય પુ૦ [સં] સંસ્કૃત વ્યાકરણ અને વર્ણમાળામાં प અને फ ની પૂર્વે આવતો મહાપ્રાણ વિસર્ગ

ઉપનક્ષત્ર ન૦ [સં.] સત્તાવીસ મુખ્ય નક્ષત્રો સિવાયનું કોઈ પણ ગૌણ નક્ષત્ર (એ કુલ ૭૨૯ કહેવાય છે.)

ઉપનગર ન૦ [સં.] મુખ્ય નગરનું પરું, 'સબબ'

ઉપનય પું૦[સં.] ઉપનયન(૨)ન્યાયના ૫ાંચ અવયવ

વાક્યોમાનુ ચોથુ – જેમા સાધ્યથી (વહ્નિ) વ્યાપેલુ સાધન(ધૂમ)પક્ષ(પર્વત)ઉપર છે એમ બતાવવામા આવે છે ૦ન ન૦જનોઈ દેવુ તે, તેનો સસ્કાર (૨) જનોઈ [મશ્કરી વગેરેનું)
ઉપનામ ન૦ [સં] બીજુ નામ (લાડ, અડક,
ઉપનાયક પુ૦[સં]વાર્તા,નાટકાદિમા મુખ્ય નાયક પછીનુ બીજુ પાત્ર (૨) ઉપપતિ, યાર
ઉપનાયિકા સ્ત્રી૦ [સં] મુખ્ય સ્ત્રીપાત્ર પછીનુ બીજુ પાત્ર
ઉપનાવવુ સ૦ક્રિ૦ 'ઊપનવુ'નુ પ્રેરક
ઉપનિધિ પુ૦ [સં] થાપણ, આડમા મૂકેલી વસ્તુ
ઉપનિયમ પુ૦ [સં] પેટાનિયમ
ઉપનિવેશ પુ૦[સં] સસ્થાન,વસાહત, 'કૉલોની'
ઉપનિષત્કાર પુ૦ [સં] ઉપનિષદનો કર્તા
ઉપનિષદ સ્ત્રી૦, ન૦ [સં] વેદનો અતગત ગણાતો અને તેના ગૂઢ અર્થોને સ્પષ્ટ કરતો, બ્રહ્મવિદ્યાનુ પ્રતિપાદન કરતો તાત્ત્વિક ગ્રથ (૨) વેદ રહસ્ય (૩) બ્રહ્મજ્ઞાન (૪) રહસ્ય ૦કાર પુ૦ જુઓ 'ઉપનિષત્કાર' [જવાયેલુ
ઉપનીત વિ૦[સં]ઉપનયન પામેલુ (૨) પાસે લઈ
ઉપનેત્ર ન૦ [સં] ચશ્મુ
ઉપન્યાસ પુ૦ [સં] પાસે – જોડાજોડ મૂકવું તે (૨) ઉપનિધિ (૩) લખાણ, સૂચના, દરખાસ્ત (૪) પ્રસ્તાવના, ઉપોદ્ઘાત(૫)ઉલ્લેખ (૬) બ્યાન, આખ્યાન (૭) નવલકથા
ઉપપતિ પુ૦ [સં] યાર (૨) દિયર
ઉપપત્તિ સ્ત્રી૦ [સં] સાબિતીમાં પ્રમાણો અને દાખલા બતાવવા તે (૨) સિદ્ધિ, યુક્તિ (૩) પુરાવો, પ્રમાણ (૪) ઉપાય, ઇલાજ સાધન
ઉપપત્ની સ્ત્રી૦ [સં] મુખ્ય નહિ એવી પત્ની (૨) રખાત
ઉપપદ ન૦ [સં] પૂર્વે બોલાયેલો અથવા આગળ મુકાયેલો શબ્દ (૨) સમાસનો પહેલો શબ્દ (૩) ઉપાધિ, અડક ૦સમાસ પુ૦ ધાતુસાધિત શબ્દ – કૃદતની સાથે થતો નામનો સમાસ ઉદા૦ કુભકાર, ઘરભેદુ
ઉપપન્ન વિ૦ [સં] મેળવેલુ, પ્રાપ્ત કરેલુ (૨) –ની સાથે આવેલુ (૩) યોગ્ય, સુસગત (૪) સાબિત — સિદ્ધ થયેલુ
ઉપપરિણામ ન૦ [સં] ગૌણ પરિણામ
ઉપપથ પુ૦ [ઉપ+પથ] સપ્રદાયનો ફાંટો (૨) નાનો ભાગ, ફેંટો
ઉપપાતક ન૦ [સં] ગૌણ પાપ
ઉપપાદક વિ૦ [સં] ઉત્પન્ન કરનાર ૦તા —ન ન૦ ઉત્પન્ન હોવુ કે કરવું તે
ઉપપુર ન૦ [સં] ઉપનગર, પરુ [પુરાણ
ઉપપુરાણ ન૦[સં] મુખ્ય નહિ એવુ – ગૌણ
ઉપપ્રમુખ પુ૦ [સં] મદદનીશ પ્રમુખ
ઉપપ્રશ્ન પુ૦, ન૦ [સં] પ્રશ્ન પરથી નીકળતો પ્રશ્ન (૨) ગૌણ પ્રશ્ન
ઉપપ્રદાન ન૦ [સં] ભેટ, નજરાણુ (૨) લાચ
ઉપપ્લવ પુ૦ [સં] સકટ, આફત, ઉત્પાત (૨) જુલમ, પીડા (૩) ગ્રહણ કરવુ તે (૪) [સ] રાહુ ૦કારક વિ૦ ઉપપ્લવ કરે એવું –વી વિ૦ ઉપપ્લવવાળુ [આલિંગન
ઉપબર્હણ ન૦ [સં] ઓશીકુ (૨) ભેટવુ તે
ઉપબાહુ પુ૦ [સં] કોણીથી નીચેનો હાથ
ઉપબૃહણ ન૦ [સં] વધારો, વધારવુ તે
ઉપભાષા સ્ત્રી૦ [સં] મુખ્ય ભાષાનો ગૌણ ભેદ, બોલી [માલિક (૩) વારસ
ઉપભોક્તા પુ૦ [સં] ઉપભોગ કરનાર (૨)
ઉપભોગ પુ૦ [સં] ભોગવટો (૨) અનુભવ, લહાવો (૩) માણવુ – મજા લેવી તે ૦વુ ન૦ ક્રિ૦ [ઉપભોગ પરથી] ઉપભોગ કરવો –ગી વિ૦ ઉપભોગ કરનારુ –ગ્ય(–જ્ય) વિ૦ ઉપભોગ કરવા યોગ્ય
ઉપમઠ પુ૦ [સં] મુખ્ય મઠની શાખા
ઉપમર્દ પુ૦ [સં] મર્દન કરવુ તે (૨) નાશ ૦ક વિ૦ ઉપમર્દ કરનાર
ઉપમત્રી પુ૦ [સં] મદદનીશ મત્રી
ઉપમા સ્ત્રી૦[સં]સરખામણી(૨)મળતાપણુ (૩) [કા શા] એક અર્થાલકાર – જેમાં ઉપમેય તથા ઉપમાનભેદ કાયમ રાખીને તેમનો સમાન ધર્મ બતાવવામાં આવે છે [–આપવી = સરખાવવુ (૨)ઉપમાઅલકાર સાધવો –લેવી = દાખલા તરીકે કહેવુ ] ૦ન ન૦ જેની સાથે સરખામણી હોય તે (૨) [ન્યા] ચાર પ્રમાણોમાંનું એક – પ્રસિદ્ધ વસ્તુના સાધર્મ્યથી સાધ્ય સિદ્ધ કરવુ તે

ઉપમાતા સ્ત્રી૦ [સં] ધાવ (૨) અપરમા
ઉપમિત વિ૦ [સં] સરખાવેલુ, ઉપમાવાળુ ૦સમાસ પુ૦ પૂર્વપદ ઉપમિત અને ઉત્તરપદ ઉપમાન હોય એવો સમાસ. ઉદા નરસિહ –તિ સ્ત્રી૦ ઉપમા, સરખામણી (૨) [ન્યા] ઉપમા અથવા સાદૃશ્યથી થતુ જ્ઞાન
ઉપમેય ન૦ [સં] જેને ઉપમા આપવામા આવી હોય તે –યોપમા સ્ત્રી૦ જેમા ઉપમેયની ઉપમા ઉપમાન હોય અને ઉપમાનની ઉપમા ઉપમેય હોય એવો અર્થાલકાર(કા.શા)
ઉપયુક્ત વિ૦ [સં] બરોબર, છાજતુ, યોગ્ય, બંધબેસતુ (૨) ઉપયોગી ૦તા સ્ત્રી૦. ૦તાવાદ પુ૦ ઉપયોગી તે જ સારુ એવો મત, જાહેર સેવાનો એકમાત્ર હેતુ, વધારેમા વધારે સંખ્યાનુ વધારેમા વધારે ભલુ કરવુ, એવો મત, 'યુટિલિટેરિયેનિઝમ'
ઉપયોગ પુ૦ [સં] કામ, વાપર, વપરાશ (૨) ખપ, જરૂરિયાત (૩) (જૈન) ધ્યાન, સાવચેતી [–લેવો = ઉપયોગ કરવો, વાપરવુ, ખપ કરવો] ૦વાદ, –ગિતાવાદ પુ૦ જુઓ ઉપયુક્તતાવાદ –ગિતા સ્ત્રી૦ ઉપયોગીપણુ. –ગી વિ૦ ઉપયોગમા આવે તેવુ, ખપતુ, કામનુ; સાર્થક
ઉપર ન૦ + ઉપરાણુ, વહાર
ઉપર અ૦ [સં ઉપરિ] પર, ઊંચે ઉદા૦ 'ઉપર આકાશ ને નીચે ધરતી'; (ક્રિ૦ વિ૦ તરીકે) (૨) સ્થાન કે ક્રમથી જોતા નીચે કે પાછળ નહિ પણ એથી ઊલટુ (નામયોગી અ૦ તરીકે) ઉદા૦ 'વર ઉપર' (૩) –ના કરતા વધારે, ઉપરાંત ઉદા૦ 'સો ઉપર ખર્ચ થશે' (૪) (–ના કરતા) ચઢિયાતુ કે આગળ આવે એમ ઉદા૦ 'વર્ગમા તે ઉપર રહે છે' 'ઘરમા એનો હાથ ઉપર છે.' 'તેનુ સ્થાન ઉપર છે' (૫) અગાઉ પૂર્વે. ઉદા૦ 'વેદો હજારો વર્ષ ઉપર લખાયા 'ઉપર લખ્યા પ્રમાણે' (૬) (કોઈ ભાવની સાથે શ પ્ર મા) –ની પ્રત્યે. ઉદા૦ 'પશુ ઉપર દયા, ક્રોધ, ક્રૂરતા' ઇ૦ 'મારી ઉપર રોફ ન માર, ક્રોધ ન કર' (૭) –ના આધારે, –ને લઈને, –ને કારણે ઉદા૦ 'શા ઉપર આ કૂદાકૂદ છે?' 'બાપના પૈસા ઉપર તાગડધિન્ના ના કરો' 'એના કહ્યા ઉપર આટલુ બધુ લાગી જાય?' (૮) –ની આડથી, –ને આધારે ઉદા૦ 'ઘર કે માલ ઉપર પૈસા ધીરે છે' (૯) કૃ૦ સાથે આવતાં, તે ક્રિયા થયે કે થાય ત્યારે કે ત્યાર પછી કે થાય એટલે ઉદા૦ 'ખબર આવ્યા ઉપર હુ જઈ આવીશ' 'નેતાઓ છૂટ્યા ઉપર કાઈ થાય' 'તેના આવવા ઉપર સભા મુલતવી રાખી'. (૧૦) વિષે, બાબતમા ઉદા૦ 'ગાય ઉપર નિબધ લખો' 'એના વ્યાખ્યાન ઉપર મારે કાઈ કહેવાનું નથી.' (૧૧) –ના કિનારા ઉપર, –ને કિનારે ઉદા૦ 'કાશી ગગા ઉપર છે' 'તે નદી ઉપર ફરવા ગયો' 'તે તળાવ ઉપર બેઠો છે' (૧૩) –ની લગોલગ ઉદા૦ તેઓ મારામારી ઉપર પહોચ્યા. હવે તે પૂરુ થવા ઉપર છે (૧૨) –સપાટી ઉપર (પ્રાય પ્રવાહી સાથે) ઉદા૦ 'મલાઈ ઉપર આવી' 'પડ્યો તેવો તો ઉપર આવ્યો, પછી ડૂબી ગયો.' 'છેવટે તે વાત ઉપર આવી (૧૪) (સાતમી વિભક્તિનો ભાવ બતાવે છે) તે જગાએ, સ્થાને ઉદા૦ 'દુકાન ઉપર કોણ બેસે છે?' 'ઘર ઉપર આવજો'. 'મન ઉપર અસર થઈ' 'કામ ઉપર હોઉં ત્યારે' [–કરવું = આગળ પડતુ – પહેલુ કરવુ, જાહેરાતમા આણવુ, જરા ગાવો (૨) ઉપરાણુ લેવુ –જવુ = જાત-સ્વભાવ કે ખાન દાનનુ પોત પ્રકાશવું. નીચે પ્રમાણે શ પ્ર મા આવે છે 'આબરૂ ઉપર ગયો', 'માબહેન ઉપર ના જા,' 'જાત ઉપર ગયા વગર રહે?' –થઈ ને = ઉપરવટ જઈને, ના કહ્યા છતા, અવગણીને –નીચે કરવું = તળેઉપર કરવુ; સેળભેળ કરવુ, ઉપરનુ નીચે ને નીચેનુ ઉપર કરવુ –નીચે થવું = આતુરતા કે અધીરાઈથી કે ઉત્કટતાથી વર્તવુ; (કાઈ ને કાઈ કરવા) અધીરુ થવુ, ઊચુનીચુ થવું. –બેસવું, –ને ઉપર બેસવું = દેખરેખ રાખવાનુ કામ લેવુ (કોઈ માણસ કે કામની), તેનું ધ્યાન રાખી સભાળવું. –ને ઉપર રાખવું = ઉપર કરવુ, નીચું ન પડવા દેવું

(૨) લાડ લડાવવા, ખૂબ સભાળવુ –પગ મૂકવો=ના માનવુ, અવગણવુ (૨) ફચડવુ –પડવુ=હરીફાઈમા ઊતરવુ, વચ્ચે આવવુ (૨) –ને આશરે જવુ, ઓળરૂપ થવુ (૩) રૂપ ગુણ ઇ૦માં મળતુ આવવુ ઉદા૦ 'એ એના બાપ ઉપર પડ્યો છે' –રહીને=જાત દેખરેખ તળે, જાણી-બૂજીને (–ઊભુ રહીને પણ કહેવાય છે.)] ૦ઉપરથી અ૦ ઊ ઠાણમા ઊતર્યા વિના (૨) માત્ર સપાટી ઉપરથી (૩) સહેજસાજ ૦ઉપરનું વિ૦ ઉપરચોટિયુ ૦ચોટિયુ, –છલુ (–લ્લુ) વિ૦ છીછરુ, ઉપલકિયુ ૦ટપકે અ૦ ઉપર ઉપરથી (૨) ચોપડામાં રીતસર લખ્યા વિના. ૦તળ ન૦ જમીનતળ પર કરેલુ બાધકામ ૦થી અ૦ ઉપલે સ્થાનેથી કે સપાટી પરથી (૨) બહારથી, બાહ્યત ('અ દરથી'થી ઊલટુ') ૦મતું વિ૦ ઉપરવટ કરતા મતવાળુ ૦વટ સ્ત્રી૦ અનધિકાર ઉપરીપણુ દાખવવુ તે (૨) ઉલ્લઘન, અવગણના (૩) વિ૦ વિરુદ્ધ, અવગણતુ (૪) ટપે એવુ, સરસાઈ કરતુ (–જવુ, થવુ=અવગણીને ચાલવુ) ૦વટણો પુ૦ બલનો બત્તો, વાટવાનો પત્થર ૦વાસ (–સો) પુ૦ મેડાનો વાસ ૦વાસિયો પુ૦ ભગી [ઉપર ઓઢવાનુ વસ્ત્ર

ઉપરણી સ્ત્રી૦ [सं प्रावरण, प्रा पाउरण] ઓઢણી, ઉપરણુ ન૦, –ણો પુ૦ [જુઓ 'ઉપરણી'] ખેસ, પિછોડી, અ ગવસ્ત્ર

ઉપરત વિ૦ [सं] વૈરાગી, સ સારમાથી જેનુ ચિત્ત ઊઠી ગયેલુ છે એવુ (૨) અટકી પડેલુ, શાત (૩) નિર્વેદયુક્ત, ક ટાળેલુ –તિ સ્ત્રી૦, –મ પુ૦ ઉપરત થવુ તે, ઉપરામ

ઉપરવટ, ઉપરવટણો જુઓ 'ઉપર'મા

ઉપરવાડ સ્ત્રી૦ [सं उपरि+वाट] ઘર, ફળિયુ કે ગામની નજીકનો ભાગ, પરવાડ (૨) ઘરની વાડ–સીમાત દીવાલની બે બાજુનો ભાગ –ડિયો પુ૦ ઉપરવાડે રહેનારો, આશ્રિત માણસ (૨) પાસેના ગામની ખેતી કરનાર ખેડૂત

ઉપરવાસ અ૦ પવન કે પાણીના વહનની વિરુદ્ધ દિશાએ, ઉપલે ભાગે

ઉપરવાસ(–સો), –સિયો જુઓ 'ઉપર'મા

ઉપરગ પુ૦ ગમ્મત [એક, લાગલાગટ

ઉપરાઉપર, ઉપરાઉ(–છા)પરી અ૦ એક પછી

ઉપરાજવુ સ૦ ક્રિ૦ [सं उपार्ज्] ઉપાર્જન કરવુ. કમાવુ ['ડુમીનિયન'

ઉપરાજ્ય ન૦ [सं] મુખ્ય નહિ એવુ રાજ્ય,

ઉપરાણુ (–ણુ) ન૦ [हिं उपराला, म उपराळा] પક્ષ લેવો તે, તરફદારી [–લેવુ=પક્ષમા જવુ તરફદારી કરવી]

ઉપરામ પુ૦ [सं] ઉપરમ, નિવૃત્તિ (૨) વિરામ, અટકવુ તે (૩) સન્યાસ (૪) મૃત્યુ

ઉપરામણી સ્ત્રી૦ ['ઉપર' પરથી] તફાવત, ઠરાવેલી કિંમતથી ઉપરનુ જે હોય તે

ઉપરાળુ ન૦ જુઓ ઉપરાણુ, તરફદારી

ઉપ(–રે)રાડુ (૦) વિ૦ પાસાભેર એવુ (૨) બાજુ ઉપરનુ, સામેનુ (૩) ઊભુ (૪) અવળુ, ઊંધુ

ઉપરાત અ૦ [हिं, म] વધારે, વિશેષમા (૨) સિવાય, વળી બીજુ (૩) પછી, ઉપરથી

ઉપરિતન વિ૦ [सं] ઉપરનુ, ઊચેનુ

ઉપરી પુ૦ ['ઉપર' પરથી] ઉપરનો અધિકારી (૨) વિ૦ ઉપરનુ ૦પણુ ન૦

ઉપ(–રે)રુ વિ૦ [सं उपरि, प्रा उप्परि] પાસાભેર (૨) ઊભુ (જેમ કે ખાટલો ઉપરો કરવો)

ઉપરો(–ર્યુ)ક્ત વિ૦ [सं उपरि+उक्त] ઉપર કહેલુ – જણાવેલુ

ઉપરૂપક ન૦ [सं] નાટકનો એક પ્રકાર

ઉપર્યુક્ત વિ૦ [सं] ઉપર કહેલુ – જણાવેલુ

ઉપરોધ પુ૦ [सं] રોકાણ, પ્રતિબ ધ, વિઘ્ન (૨) ઘેરવુ તે (૩) પીડા, દુખ ૦ક, ૦ધી વિ૦ ઉપરોધવાળુ કે કરે એવુ

ઉપલ પુ૦ [सं] પત્થર, શિલા, ખડક (૨) રત્ન

ઉપલક વિ૦ ઉપર ઉપરનુ ઉપરચોટિયુ (૨) ફાલતુ, વધારાનુ (૩) ચોપડામા (કોઈ ખાસ ખાતે) નહિ નોંધેલુ એવુ [–માંડવુ, –રાખવુ=ખાસ કોઈને ખાતે નોધ્યા કે પાડયા વગર ચોપડામા રકમ લખવી કે ટપકાવી રાખવુ ]–કિયુ વિ૦ ઉપર ઉપરનુ, ઉપરચોટિયુ, અસપૂર્ણ

ઉપલક્ષણ ન૦ [सं] ચિહ્ન, વિશેષ લક્ષણ (૨) ઇશારત સૂચન (૩) [કા શા] એક અર્થાલ કાર,

જેમા વસ્તુના એક ભાગ વડે આખી વસ્તુનો બોધ કરાવાય છે
ઉપલક્ષિત વિ૰ [સં.] ઉપલક્ષણથી સૂચવાયેલુ
ઉપલક્ષ્ય વિ૰ [સં] ઉપલક્ષણ કે અનુમાનથી સમજાય એવુ (૨) ન૰ ટેકો, આશ્રયસ્થાન (૩) અનુમાન
ઉપલબ્ધ વિ૰ [સં]મળેલુ,મેળવેલુ (૨)જાણેલુ. –બ્ધિ સ્ત્રી૰ પ્રાપ્તિ, લાભ (૨) બોધ, જ્ઞાન
ઉપલભ્ય વિ૰[સં] મેળવી–જાણી શકાય એવુ (૨) માનનીય; સ્તુતિપાત્ર ૦માન વિ૰ મળતુ, પ્રાપ્ત થતુ [એક ઔષધિ, અનતમૂલ
ઉપલસ(–સા)રી સ્ત્રી૰ [સં उत्पलसारिका]
ઉપલાણુ વિ૰ ઉપરનુ, ઉપરના ભાગનુ, ઊંચેનુ (૨)ન૰ ઉપલો ભાગ અથવા બાજુ –ણું ન૰, જુઓ ઉપલાણ
ઉપલિયુ ન૰ એક રોગ, ઉટાટિયુ
ઉપલી સ્ત્રી૰ [સં उपल પરથી] જમીનમા દાટેલી ખાડણી, ખાડણિયો
ઉપલું (લુ,) વિ૰ [हिं उपल्ला] ઉપરનુ (૨) આગળ આવેલુ કે જણાવેલુ
ઉપલેટ ન૰ એક વનસ્પતિ–ઔષધિ [લીપણ
ઉપલેપ પુ૰, ૦ન ન૰ [સં.] લેપ કરવો તે (૨)
ઉપવન ન૰ [સં] બગીચો, વાડી
ઉપવસ્ત્ર ન૰ [સં] અગવસ્ત્ર, ખેસ
ઉપવાત પુ૰ [સં] પવન, વાયુ
ઉપવાસ પુ૰ [સં] વ્રત કે નિયમ તરીકે ન ખાવુ – ઇંદ્રિયોના ભોગનો ત્યાગ કરવો તે(૨) ન ખાવુ તે. અનશન –સી વિ૰ ઉપવાસ કરનાર
ઉપવિદ્યા સ્ત્રી૰ [સં] ચૌદ મોટી વિદ્યાઓથી ગૌણ વિદ્યા
ઉપવિરોધ પુ૰ [સં] બે નિર્દેશોના અમુક અશ વચ્ચેનો વિરોધ, 'સબ–કોન્ટ્રરી ઑપોઝિશન ઉદા૰ 'કેટલાક માણસ ડાહ્યા છે, કેટલાક માણસો ડાહ્યા નથી' (ન્યા)
ઉપવિષ ન૰[સં]બનાવટી ઝેર (૨) ઘેનનું ઓસડ
ઉપવીત ન૰ [સં.] જનોઈ [–આપવું, દેવું = જનોઈ પહેરાવવી. તેનો વિધિ ઉત્સવ કરવો. –પહેરવું = જનોઈ ધારણ કરવી, તેનો સસ્કાર થવો કે ગ્રહણ કરવો]
ઉપવેદ પુ૰ [સં.] વેદોમાથી નીકળેલી ગૌણ વિદ્યાઓ, જેવી કે, આયુર્વેદ, ધનુર્વેદ, ગાધર્વવેદ અને સ્થાપત્ય શાસ્ત્ર
ઉપવેશન ન૰ [સં] બેસવુ તે, બેઠક
ઉપશમ પુ૰, ૦ન ન૰ [સં] શાત પડવુ – વિરામ લેવો તે, શમવુ તે (૨) શાતિ, નિવૃત્તિ (૩) સાત્વન ૦વું અ૰ક્રિ૰ [सं उपशम्] શાત – નિવૃત્ત થવુ, અટકવુ
ઉપશય પુ૰ [સં.] અમુક દવા કે ખોરાકની અસર પરથી કરાતુ નિદાન કે ઉપચાર
ઉપશાખા સ્ત્રી૰ [સં૰] મુખ્ય શાખાનો ફાંટો
ઉપશાસ્ત્ર ન૰[સં] મુખ્ય શાસ્ત્ર ઉપરથી બનેલુ ગૌણશાસ્ત્ર [(કામક્રોધાદિનુ)શાત પડવુ તે
ઉપશાંત વિ૰ [સં] શાત –તિ સ્ત્રી૰ શાંતિ,
ઉપશિક્ષક પુ૰ [સં] મદદનીશ શિક્ષક
ઉપશ્રુતિ સ્ત્રી૰ [સં.] સાભળવુ – કાન માડવા તે (૨) જ્યાં સુધી સભળાય તે અતર (૩) એક અલૌકિક વાણી – વનદેવતાની ભવિષ્યસૂચક વાણી (૪) વચન, સ્વીકારનુ વચન
ઉપસમિતિ સ્ત્રી૰ [સં] પેટા સમિતિ
ઉપસર્ગ પુ૰ [સં] રોગ, માદગી (૨) આફત, ઈજા (૩) અપશુકન, મરણચિહ્ન (૪) દેવ અને મનુષ્ય વગેરે તરફની કનડગત (જૈન) (૫) [વ્યા] ધાતુઓ કે ધાતુ ઉપરથી બનેલા નામોની આગળ જોડાતો તથા તેમના મૂળ અર્થમા વિશેષતા આણતો શબ્દ કે અવ્યય (પ્ર,પરા, અપ, સમ્, અનુ, અવ, નિસ્ અથવા નિર્, દુસ્ અથવા દુર્, વિ, આ, નિ, અધિ, અપિ, અતિ, સુ, ઉત્–દ્, અભિ, પ્રતિ, પરિ, ઉપ)
ઉપસંગ્રહ પુ૰ [સં] ખુશ રાખવુ–અનુમોદન આપવુ તે (૨) માન આપવુ તે (૩) લેવુ – સ્વીકારવુ — સઘરવુ તે [દીક્ષા
ઉપસંપદ(–દા) સ્ત્રી૰ [સં] બૌદ્ધ ભિક્ષુ થવાની
ઉપસંહાર પુ૰ [સં] એકત્ર કરવુ તે(૨)સારાશ (૩) ટૂકામા આટોપી લેવુ તે
ઉપસાગર પું૰ [સં] પહોળા મુખનો અખાત
ઉપસાટ પુ૰ [ઊપસવુ] ઊપસવુ તે (૨) સોજો (૩) ફુલાવો
ઉપસાવવુ સ૰ક્રિ૰ 'ઊપસવુ'નુ પ્રેરક

ઉપસિદ્ધાંત પુ૦[સં] મુખ્ય સિદ્ધાંતમાંથી સીધી રીતે ફલિત થતો સિદ્ધાંત, 'કોરોલરી'
ઉપસ્કર પુ૦[સં] સામગ્રી,સાહિત્ય(૨)વરખટલો (૩) સંભાર, મસાલો (૪) શણગાર, ઘરેણું (૫) ઠપકો (૬) મારવું – ઈજા કરવી તે ૦ણ નં૦ ભૂષણ – શણગાર સજવા તે (૨) મારવું – ઈજા કરવી તે (૩) સંગ્રહ (૪) વિકાર, ફેરફાર (૫) અધ્યાહાર (૬) ઠપકો
ઉપસ્કાર પુ૦[સં] પૂર્તિ, પુરવણી (૨) ઘરેણું (૩) જુઓ ઉપસ્કરણ અર્થ ૧,૩,૫
ઉપસ્ત્રી સ્ત્રી૦ [સં] રખાત
ઉપસ્તિત પુ૦ [સં] અનુચર, સેવક
ઉપસ્થ ન૦[સં]પુરુષ અથવા સ્ત્રીની ગુહ્યેન્દ્રિય ૦પાયુ પુ૦ ગુદા
ઉપસ્થાન ન૦ [સં] દેવની સન્મુખ પૂજા માટે મંત્ર કે સ્તુતિ બોલતા ઊભા રહેવું તે, ઉપાસના, સેવા (૨) અભિવંદન, નમસ્કાર (૩) રહેઠાણ
ઉપસ્થિત વિ૦[સં] નજીક ઊભેલું, હાજર, રજૂ (૨)આવી પડેલું (૩) બનેલું (૪) જ્ઞાત, પ્રાપ્ત –તિ સ્ત્રી૦ ઉપસ્થિત હોવું તે [સ્મૃતિ
ઉપસ્મૃતિ સ્ત્રી૦[સં] મુખ્ય નહિ એવી – ગૌણ
ઉપહત વિ૦[સં]ઈજા પામેલું,નષ્ટ(૨)ભ્રષ્ટ,અશુદ્ધ
ઉપહસનીય વિ૦ [સં] ઉપહાસને પાત્ર
ઉપહાર પુ૦[સં] ભેટ, બક્ષિસ (૨) પૂજાનો સામાન (૩) લવાજમ
ઉપહાસ પુ૦[સં] મશ્કરી, ઠેકડી ૦ચિત્ર ન૦ ઉપહાસ કરવા દોરાતું ચિત્ર, નર્મચિત્ર –સાસ્પદ વિ૦ (૨) ન૦ ઉપહાસ કરવા જેવું –સ્ય વિ૦ ઉપહસનીય
ઉપહિત વિ૦ [સં] ઉપાધિવાળું (વેદાન્ત)
ઉપાકર્મ ન૦[સં] ચોમાસામાં વેદોનું પારાયણ આરંભતાં પહેલાં કરવાની એક ક્રિયા
ઉપાખ્યાન ન૦[સં] નાનું આખ્યાન
ઉપાઘ્રાણ ન૦ [સં] સૂંઘવું કે ચૂમવું તે
ઉપાચાર્ય પુ૦ [સં] મદદનીશ આચાર્ય
ઉપાડ,–ડો પુ૦ [ઉપાડવું] ઉપસાટ, સોજો (૨) ભરાઉપણું (૩)જુસ્સો, આવેશ(૪)આરંભ (૫) કોશિશ,પ્રયત્ન(૬)મૂકેલા નાણાંમાંથી પાછું લેવું તે,પાછી લીધેલી રકમ (૭)ખપત,ઉઠાવ, માગ.
ઉપાડવું સ૦ક્રિ૦ [સં उत्पात,प्रा उप्पाड] 'ઊપડવું'નું પ્રેરક;ઊંચું કરવું – ઉઠાવવું,નીચેથી ઉપર લેવું (૨)માથે લેવું,વહોરવું (૩)મૂળમાંથી ખેંચી કાઢવું(૪)નાણાં મૂકેલાં હોય ત્યાંથી લેવાં (૫)ચોરીકરવી(૬)શરૂ કરવું,માંડવું ઉપાડાવવું સ૦ક્રિ૦(પ્રેરક) ઉપાડાવું અ૦ક્રિ૦(કર્મણિ)
ઉપાડો પુ૦ જુઓ ઉપાડ (૨) ઝગડા ઝાખરાનો વાઢીને કરેલો જથો
ઉપાત્ત વિ૦ [સં] પ્રાપ્ત (૨) ગૃહીત સ્વીકૃત
ઉપાદાન ન૦[સં] અંગીકાર સ્વીકાર(૨)કારણ, સમવાયી કારણ (૩) જેમાંથી કોઈ પણ વસ્તુ બનાવાઈ હોય તે દ્રવ્ય ૦કારણ ન૦ સમવાયી કારણ ૦લક્ષણા સ્ત્રી૦ એક અર્થાલંકાર, અજહલ્લક્ષણા (કા શા)
ઉપાદેય વિ૦[સં]લઈ શકાય એવું (૨) સ્વીકાર્ય (૩) પસંદ કરવાનું (૪) ઉત્તમ,વખાણવા જેવું
ઉપાધિ સ્ત્રી૦ [સં] પીડા, આપદા (૨) જંજાળ, પંચાત ચિંતા (૩) ચિહ્ન, સંજ્ઞા (૪) ખાસ લક્ષણ, ગુણધર્મ (૫) પદવી 'ડિગ્રી' (૬) ખિતાબ, ઇલકાબ (૭) અટક, ઉપનામ [–માં આવવું, આવી પડવું,=પીડા કે પંચાતની દશા થવી –માં પડવું=પીડા કે પંચાતમાં ફસાવું કે તે માથે વહોરવી –વળગવી= ઉપાધિમાં ફસાવું ]
ઉપાધ્યક્ષ વિ૦ [સં] ઉપપ્રમુખ
ઉપાધ્યાપક પુ૦ [સં] મદદનીશ અધ્યાપક
ઉપાધ્યાય [સં]. ઉપાધ્યો + પુ૦ શિક્ષક અધ્યાપક (૨) પુરોહિત, ગોર (૩) બ્રાહ્મણોની એક અટક
ઉપાન ન૦ [સં उपानह्] પગરખું, જોડો
ઉપાય પુ૦ [સં]ઇલાજ, યુક્તિ(૨)સાધન રસ્તો (૩) ચિકિત્સા, ઉપચાર, પ્રયોગ (૪) આરંભ, શરૂઆત [–ચાલવો=ઉપાય ફાવવો કે સફળ થવો –લેવો=ઉપાય કરવો – અખતિયાર કરવો] [(૨) કમાઈ
ઉપાર્જન ન૦,–ના સ્ત્રી૦ [સં] મેળવવું તે, પ્રાપ્તિ
ઉપાર્જિત વિ૦[સં]મેળવેલું (૨)વારસામાં મળેલું
ઉપાર્જવું સ૦ક્રિ૦[સં उपार्ज्] કમાવું (૨)મેળવવું
ઉપાલંભ પુ૦ [સં] ઠપકો

ઉપાવવું સ૦ ક્રિ૦ + ઉપજાવવુ ઉપાવુ અ૦ ક્રિ૦ [सं उत्पाद्, प्रा उप्पाय] + (કર્મણિ) ઊપજવુ
ઉપાશ્રય પુ૦ [सं] અપાસરો (૨) આશ્રયસ્થાન
ઉપાશ્રિત વિ૦ [सं] આશ્રિત [સેવક
ઉપાસક પુ૦ [सं] ભક્ત, સાધક (૨) અનુયાયી,
ઉપાસણ ન૦ (ભુલાયેલ કે શાંત પડેલ બાબતને) ફરી ઉખાડવી કે તાજી કે ઊભી કરવી તે, પ્રેરણા ઉશ્કેરણી, સળી કરવી તે
ઉપાસન ન૦, –ના સ્ત્રી૦ [सं] આરાધના, સેવા, ભક્તિ (૨) ધ્યાન ઇત્યાદિ દ્વારા ઇષ્ટદેવનું ચિંતન વગેરે (૩) તીર ફેંકવાનો અભ્યાસ કરવો તે
ઉપાસવું સ૦ ક્રિ૦ [सं उपास्] આરાધવુ, સેવા પૂજા કરવી
ઉપાસગ પુ૦ [सं] ભાથો
ઉપાસિકા સ્ત્રી૦ [सं] ઉપાસક સ્ત્રી
ઉપાસિત વિ૦ [सं] જેની ઉપાસના કરી હોય તેવુ
ઉપાસી વિ૦ [सं] આરાધક, ભક્ત, પૂજા કરનારુ (૨) ઉપવાસી [ –ત્વ ન૦
ઉપાસ્ય વિ૦ [सं] ઉપાસના કરવા યોગ્ય
ઉપાહાર પુ૦ [सं] નાસ્તો ૦ગૃહ ન૦ 'હોટેલ'
ઉપાંગ ન૦ [सं] અંગનુ અંગ, ગૌણ અંગ (૨) પરિશિષ્ટ, પુરવણી (૩) વેદાંગ જેવા ચાર શાસ્ત્રો – પુરાણ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર (૪) તિલક, ત્રિપુંડ (૫) ઢોલક જેવું એક વાજિંત્ર ૦લલિત ન૦ એક વ્રત ૦વિરોધ પુ૦ સર્વદેશવિધાન અને એકદેશવિધાન, તેમ જ સર્વદેશનિષેધ અને એકદેશનિષેધ વચ્ચેનો વિરોધ, 'સબૉલ્ટર્ન ઑપોઝિશન' (ન્યા)
ઉપાંત પુ૦ [सं] નજીકનો ભાગ — પ્રદેશ (૨) કોર, છેડો (૩) આંખનો ખૂણો –ત્ય વિ૦ છેલ્લાની પહેલુ
ઉપેક્ષક વિ૦ [सं] ઉપેક્ષા કરનારુ
ઉપેક્ષા સ્ત્રી૦ [सं.] અનાદર, તિરસ્કાર (૨) ત્યાગ (૩) અનપેક્ષા, ઉદાસીનતા (૪) બેદરકારી
ઉપેય વિ૦ [सं] ઉપાય થઈ શકે એવુ, સાધવા જોગ
ઉપેંદ્ર પુ૦ [सं] (સં) વિષ્ણુ
ઉપેંદ્રવજ્રા પુ૦, સ્ત્રી૦ [सं] એક છંદ
ઉપોઢ વિ૦ [सं.] પરણેલુ (૨) નિકટ
ઉપોતી (–દકી, –દિકા) સ્ત્રી૦ [सं] એક વનસ્પતિ – પોઈ (૨) પોથી (? ગની)
ઉપોદ્ઘાત પુ૦ [सं.] આરંભ (૨) પ્રસ્તાવના
ઉપોષણ ન૦ [सं] ઉપવાસ
ઉપોસથ પુ૦ [પાલી] ઉપવાસનુ વ્રત (બૌદ્ધ)
ઉફણાવવું સ૦ક્રિ૦ 'ઊફણવું'નું પ્રેરક
ઉફરાટ પુ૦ ગર્વ કરવો તે, હુંપદ
ઉફરાટસુફરાટ અ૦ [सं] આગળ અને પાછળ
ઉફરાંટવું અ૦ક્રિ૦ ['ઉફરુ' પરથી ?] ફેરવવુ (૨) પાસુ ફેરવવુ; મો બદલવુ ઉફરાટાવવું સ૦ક્રિ૦ (પ્રેરક), ઉફરાટાવું અ૦ક્રિ૦ (ભાવે)
ઉફરાંટિયું ન૦ લખેલા પાનાની કે કાગળની સામી બાજુ
ઉફરાંટિયો પુ૦ બીક, ભય (કા)
ઉફરાંટુ વિ૦ જુઓ ઉપરાટુ
ઉફરુ વિ૦ જુઓ ઉપરુ
ઉફટાઈ સ્ત્રી૦ ઉફરાટ, હુંપદ મગરૂરી
ઉફાણો પુ૦, –ન ન૦ [हिं उफान, म उफाणा, –ण જુઓ ઊફણવુ] ઊભરો, જોશ, આવેશ
ઉફાળો પુ૦ કૂદકો, ઉછાળો
ઉફાંત (–દ) સ્ત્રી૦ હુંપદ, ગર્વ (૨) મોટાઈનો – શ્રીમંતાઈનો આડંબર (૩) ઉદ્ધતપણું
ઉબટાણુ ન૦ [म, જુઓ ઉબાવુ] ઉબાઈ જવુ તે
ઉબડિયું ન૦ [ઊબડુ' પરથી] ઊંધિયુ
ઉબળ(–ળે)ક વિ૦ ઉપલક
ઉબાટ પુ૦ ઊબ, ઉબાવાથી વળતી દૂગ કે થતુ પરિણામ [–વળવો, –લાગવો=ઉબાવુ]
ઉબ(–બ)ળાવવુ સ૦ક્રિ૦ 'ઊબ(-બ)ળવુ'નુ પ્રેરક
ઉબાડિયુ ન૦ [हे उम्माडिय] (એક છેડેથી બળતુ ને હાથમાં લીધેલુ) બળતુ પાતળુ લાકડુ કે સાંઠી સળેખડુ, ખોરિયુ (૨) (સુ) જુઓ ઉબડિયુ [ઉબાડિયાં કરવા = ખોરિયાં કરવાં, નકામુ લાકડુ કે સળી હાથમાં લઈ લગાડવી (૨) [લા] (સુ) તોફાન કરવુ (૩) નકામુ ધૂળ કરવુ ]
ઉબાણુ અ૦ આડફેટે રસ્તે (સુ)
ઉબાન વિ૦ [सं उल्वण, प्रा उव्वण ?] છાતીચલુ, બહાદુર [ઉબાણતા] ફૂગવાળુ બનવું; કોવાવું
ઉબાવુ અ૦ક્રિ૦ [म उद्दर्णे, –दर्णे, કાનડી उव्वे =

ઉબાળુ ન૦ તાપોડિયુ, ગૂમડુ
ઉબાળો પુ૦ [મ उबाळा] બાફ (૨) ઊભરો (૩) ઉશ્કેરણી, રોષ (૪) હોહા, તોફાન (૫) બળ તણ, છાણાં (૬) કલ્લો (એકીસાથે બાળી ભડકો કરવા જેટલો) [–આવવો = ઊભરાવુ –ઊઠવો = તોફાન કે હોહા મચવી કે જાગવી ]
ઉબેતર ન૦ ઉનાળામા કૂવાના પાણીથી કરેલો પાક (૨) લગ્નમા નોતરે આવેલાઓને રજા આપવી તે
ઉબેર સ્ત્રી૦ હળમા દાંતાને બેસાડવા માટે માર વામા આવતી ફાચર [(૨) ચૂક
ઉબેલો પુ૦ ચૂક સાથે ઝાડાની હાજત થાય તે
ઉબે(–ભે)ળવુ સ૦ક્રિ૦ [મ उद्वल्, प्रा उव्वल= ઉબેડવુ ? हिं उमाड़ना, म उमारणें] વળ ઊકલે એવુ કરવુ (૨) વાવેલુ ઉખેડી નાખવુ (૩) ગઈગુજરી સભારવી ઉબે(–ભે)ળાવવુ સ૦ક્રિ૦ (પ્રેરક) ઉબે(–ભે)ળાવુ અ૦ક્રિ૦ (કર્મણિ) [ જઈ શકે એવુ
ઉભચર વિ૦[સં]ઉભયચર(૨) [સ્ત્રી પુરુષ] બેઉ
ઉભડ(–ડૂ)ક વિ૦ [‘ઊભુ’ પરથી ? प्रा उक्कुडुग ?] અર્ધું ઊભુ, ઊભુ (૨) નિરાંતે નહિ બેઠેલુ
ઉભડિયો પુ૦ મજૂર, દહાડિયો, ઉભેડુ
ઉભડૂક વિ૦ જુઓ ઉભડક
ઉભય વિ૦ [સં] બન્ને ૦ચર વિ૦ પાણી અને પૃથ્વી બન્ને પર ચાલે એવુ ૦ત અ૦ બન્ને રીતે ૦ત પાશ પુ૦ ઉભયત પાશમા પડાય–ફસાઈ જવાય એવી સ્થિતિ, ‘ડાઇલેમા’ ૦ત પાશરજ્જુન્યાય પુ૦ નદીવ્યાઘ્રન્યાય ૦તુ અ૦ ઉભયત ૦તોભદ્ર વિ૦ બન્ને રીતે ભદ્ર – સારુ અથવા શુકનિયાળ ૦ત્ર અ૦ બન્ને સ્થાને કે પક્ષે ૦થા અ૦ ઉભયત ૦વિધ વિ૦ બન્ને પ્રકારનુ ૦સભવ પુ૦ ધર્મસકટ, ધમસકટ જેવી સ્થિતિ –યાત્મક વિ૦ બનેવાળુ, બનેનુ બનેલુ –યાન્વયી વિ૦ ઉભય (પદ અથવા વાક્ય)ને જોડનાર (વ્યા) –યાન્વિત વિ૦ બે તરફથી જોડાયેલુ –યાર્થ વિ૦ દ્વિઅર્થી, અસ્પષ્ટ (૨) બેઉ રીતે કામ લાગે એવુ –યાલકાર પુ૦ શબ્દ અને અર્થ બનેના અલકારવાળો અલકાર

ઉભરડો પુ૦ (સુ) ઘરનો વચલો ખડ – ઓરડો
ઉભરણ ન૦[ઊભરવુ]ઊભરો(૨) આયો ચડવો તે
ઉભરણી સ્ત્રી૦ જુઓ ઊભણી
ઉભરાટ પુ૦ ઊભરાવુ તે
ઉભરામણ ન૦ ઉભરણ ઊભરો (૨) ઊભરાઈને જે બહાર નીકળી ગયુ હોય તે [પ્રેરક
ઉભરાવવુ સ૦ક્રિ૦ ‘ઊભર(–રા)વુ’ ‘ઉભારવુ’નુ
ઉભળાવવુ સ૦ ક્રિ૦ ‘ઊભળવુ’નુ પ્રેરક, ઉબળાવવુ, ઊભળે એમ કરવુ
ઉભારવુ સ૦ક્રિ૦ ઊભવુ નુ પ્રેરક, ઊભે એમ કરવુ, ઉભાવવુ
ઉભાણ ન૦ આયો ચડવો તે
ઉભાત વિ૦ [મં उद्+भात ?] ભાત જતી રહી હોય – ઝાખી પડી ગઈ હોય તેવુ
ઉભાર પુ૦ [જુઓ ઊભરવુ] ઉપરનુ મોટા પણુ કે દેખીતુ વજન કે ભાર (૨) ખાલી દમામ (૩) [જુઓ ઉભારવુ] રાખમાથી અગ્નિ બહાર કાઢવો તે ૦ણી સ્ત્રી૦ ઊચાઈ ૦વુ સ૦ક્રિ૦ રાખમાથી અગ્નિ બહાર કાઢવો, ભારેલો બહાર કાઢવો
ઉભારી સ્ત્રી૦ પોલી ઘૂઘરી
ઉભાવવુ સ૦ક્રિ૦ ‘ઊભવુ’નુ પ્રેરક ઉભાવુ અ૦ક્રિ૦ ‘ઊભવુ’નુ ભાવે [ચડાવ
ઉભાળ વિ૦ ઉભેડુ (૨) ઢાળ પડતુ (૩) સ્ત્રી૦
ઉભેડુ પુ૦ ઉભડિયો, દહાડિયો, ઊભડ
ઉભેડુ(–રુ) વિ૦ ઊભુ હોય એવુ, ઉભાળ
ઉભેથા અ૦ + ઉભયથા
ઉભેરુ વિ૦ જુઓ ઉભેડુ
ઉભેળવુ સ૦ક્રિ૦ જુઓ ઉબેળવુ (૨) ડાગરની કરડ કરવી ઉભેળાવવુ સ૦ક્રિ૦ (પ્રેરક) ઉભેળાવુ અ૦ક્રિ૦ (કર્મણિ)
ઉભેળો પુ૦ કરડ, અર્ધી ખડાયેલી ડાંગર
ઉમગાવવુ સ૦ક્રિ૦ ‘ઊમગવુ’નુ પ્રેરક
ઉમચાડો પુ૦ (કા) દબાણમાંથી છૂટવાનો – સત્તાધારી સામે માથુ ઊંચકવાનો પ્રયત્ન
ઉમટા(–ઠા)વવુ સ૦ક્રિ૦ ‘ઊમટ(–ઠ)વુ’નુ પ્રેરક
ઉમદા(–દુ) વિ૦ [अ] સારુ, શ્રેષ્ઠ (૨) ખાનદાન (૩) કીમતી
ઉમદાઈ સ્ત્રી૦ ઉમદા હોવુ તે

ઔષધ ન૦[सं] ઓસડ, દવા ૦શાલા(-ળા) સ્ત્રી૦, -ધાલય ન૦ દવાખાનું (૨) દવાઓનું કારખાનું,'ફાર્મસી' -ધોપચાર પુ૦ઓસડનો ઉપચાર, ઓસડ

ઔષધિ(-ધી) સ્ત્રી૦ [सं] વનસ્પતિ(૨)ઓસડ, દવા ૦પંચામૃત ન૦ સૂંઠ, કાળી મૂસળી, ગળોનું સત્ત્વ, શતાવરી અને ગોખરુ એ પાંચ ઔષધિઓનું મિશ્રણ

ઔષ્ટ્ય વિ૦ [सं] જુઓ ઓષ્ટ્ય

ઔષ્ણ્ય ન૦ [सं] ઉષ્ણતા, ગરમી

ઔંસ પુ૦, ન૦ [इं]એક અંગ્રેજી વજન[રતલનો સોળમો કે બારમો ભાગ એમ બે જાતનું છે]

## ક

ક પુ૦[सं] કંઠસ્થાની પહેલો વ્યંજન (૨) વિષ્ણુ (૩) પાણી (૪) અગ્નિ (૫) સૂર્ય (૬) (પ્રાય બહુવ્રીહિ સમાસને અંતે, અર્થવૃદ્ધિ કર્યા વગર આવે છે) દા ત હિંસાત્મક, ક્લેશ મૂલક, રાગપૂર્વક (૭) નામ કે વિ૦ ને લગતો તદ્ધિત પ્રત્યય – અલ્પતા, વહાલ બતાવે છે, નકામો પણ આવે છે દા ત બાલક, થોડુંક, જરાક, ઘડીક, કકડીક ૦કાર પુ૦ 'ક' અક્ષર કે ઉચ્ચાર ૦કારાંત વિ૦ છેડે કકારવાળું ૦વર્ગ પુ૦ ક, ખ, ગ, ઘ, ઙ એ પાંચ અક્ષરો

ક [सं कु]નઠારુ, અયોગ્ય ઇત્યાદિ અર્થસૂચક પૂર્વગ ઉદા૦ 'કપૂત', 'કજોડું'

ક (પ્રશ્નાર્થક પદ સાથે બહુધા લાગતો) તેના અર્થમા અનિશ્ચિતતા સૂચવનો પ્રત્યય ઉદા૦ કોક, ક્યાંક, ક્યારેક, કશુંક [સમય

કઅવસર પુ૦ કવખત, કટોકો–કઢંગો–પ્રતિકૂળ

કઈ સ૦ (૨) વિ૦ સ્ત્રી૦ 'કયું'નું સ્ત્રીલિંગ

કઋતુ સ્ત્રી૦ખરાબ–અયોગ્ય ઋતુ(૨)અસાધારણ કે મોસમ વગરનો સમય

ક(૦ક)કડતું વિ૦(રવ૦) ઘણું જ તપી ગયેલું, ઊકળતું (૨) ચોખ્ખું અને ઇસ્ત્રીવાળું (કપડું) (૩) આકરી – મૂંઝવે એવી (ટાઢ)

કકડધજ વિ૦ [જુઓ 'ખખડધજ'] મજબૂત (૨) અક્કડ, ટટાર (૩) મહાન, ભવ્ય

કકડભૂસ અ૦ (રવ૦) કડડડ એવા અવાજ સાથે (તૂટવું, પડવું ઇ૦)

ક(૦ક)કડવું અ૦ક્રિ૦(રવ૦)કડકડ એવો અવાજ કરવો (૨) દાંત કકડે એટલું ધ્રૂજવું (૩) કડકડ થાય એટલું ઊકળવું

ક(૦ક)કડાટ પુ૦(રવ૦) કડકડવું તે, કડકડ એવો અવાજ (૨) અ૦ ઝપાટાબંધ, વેગભેર (૩) એકસરખી રીતે, અટકયા વગર -ટી સ્ત્રી૦ કડકડ એવો અવાજ

કકડી સ્ત્રી૦[જુઓ 'કકડો']છેક નાનો કકડો ૦ક સ્ત્રી૦ કકડી જેટલું, બહુ જ થોડું

ક(૦ક)કડીને અ૦ સખત રીતે(૨) કડકડ થઈને

કકડો પુ૦ [सं खण्डक?] એક ભાગ, ટુકડો –ડે બચકે અ૦ થોડે થોડે કરીને ૦ક પુ૦ નાના કકડા જેટલું, થોડુંક ૦કોર ન૦ કોરના કકડા જેટલું, ઘણું થોડું

ક(૦ણ)કણવું, ક(૦ણ)કણાટ(-ટો) જુઓ 'કણકણવું'માં

ક(૦ણ)કણો પુ૦ થથરાટ, કંપ

ક(૦ર)કરાવવું સ૦ક્રિ૦[જુઓ'કકરુ', 'કાકર'] કાકર કઢાવવા

ક(૦ર)કરુ વિ૦ [सं कर्कर, प्रा कक्कर] લીસું નહિ — કાંકરા લાગે એવું (૨) [લા] આકરા સ્વભાવનું

ક(૦લ,૦ળ)કલા(-ળા)ણ ન૦ [सं कलकल] કળકળવું તે, કલ્પાત (૨) ઉભરાણ

ક(૦ળ)કળવું અ૦ક્રિ૦કલ્પાંત કરવું,જીવ બાળવો (૨) [सं कल्] બબડવું, ગણગણવું (૩) ઊકળવું [કકળી ઊઠવું = રડારોળ – ઉભરાણ કરી મૂકવું (૨)(દિલમાં)બળવું – દુખી થવું ]

ક(૦ળ)કળાટ પુ૦, -ણ,-મણ ન૦ કજિયો, કંસેરા, રડારોળ (૨) ઉભરાણ -ટિયું વિ૦ કકળાટ કરે–કરાવે એવું, કજિયાખોર

કકાડિયો પુ૦ ચકમકનો પથ્થર

કકુભ સ્ત્રી૦ [सं] દિશા (૨) શોભા (૩) એક રાગિણી(૪) પુ૦ તંબૂરાનું તૂંબડું (૫) વીણાને છેડે હોતો લાકડાનો વાંકો ભાગ -ભા સ્ત્રી૦ માલકોશની એક રાગિણી

કક્કો પુ૦ ક અક્ષર (૨) મૂળાક્ષરોની આખી યોજના (૩) કક્કાનો દરેક અક્ષર લઈ બનાવેલી કાવ્યની એક રચના (૪) [લા] પ્રાથમિક જ્ઞાન [-ખરો કરવો = પોતાનો મત કે જીદ બીજા પાસે સ્વીકારાવવા -ઘૂંટવો=મૂળાક્ષર શીખવા, લખેલા અક્ષર ઉપર લખ્યા કરવું (૨) ભણવાનું શરૂ કરવું (૩) કોઈ વાતમા પ્રાર ભિક દશામા હોવુ -ઘૂ ટયા કરવો = પોતાની જીદ વારે વારે આગળ કરવી -માંડવો = મૂળથી આરંભવું] -ક્કાવારી સ્ત્રી૦ કક્કાનો અનુક્રમ

કક્ષ પુ૦ [સં] બગલ, કાખ (૨) પાસુ, પડખુ (૩) [લા.] કંદોરો

કક્ષા સ્ત્રી૦ [સં] ગ્રહનો આકાશમા ફરવાનો માર્ગ (૨) સ્થિતિ, શ્રેણી (૩) કેડ, પડખું (૪) કાછડી (૫) ઓરડો, ખાનગી ખડ (૬) અત પુર ૦ધમનિ(-ની) સ્ત્રી૦ કક્ષામાની-પડખામાની મોટી નસ ૦પટ પુ૦,ન૦ લંગોટ. -ક્ષાંશ પુ૦ [+अंश] ગ્રહના આકાશમાર્ગનો અશ – ભાગ

કખ સ્ત્રી૦ [સં कक्ष] બગલનો એક રોગ (૨) તણખલુ; સળી ૦રા પુ૦ કૂખનો એક રોગ

કખડમા(-માં)કડી સ્ત્રી૦ [કુ+ખડ+માકડી] એક છોડ [બુરાઈ

કખા સ્ત્રી૦ [સં कु+ख्याति, प्रा खाई] નિંદા,

કખા,૦ય પુ૦ [સં कषाय] ઉકાળો, કાઢો (૨) ભગવો રગ (૩) અસ્વચ્છતા (૪) મનોવિકાર (૫) વિ૦ તૂરુ, કસાણુ (૬) કષાય, ભગવુ

ક(૦ર)ગરવું અ૦ક્રિ૦ અત્યંત દીનતાપૂર્વક આજીજી કરવી – કાલાવાલા કરવા

કગરસ સ્ત્રી૦ ધાતુને ઘોલતા પડેલી ઝીણી રજ, કગ્ગસ

કગ્ગો પુ૦ [સં काक] કાગડો (પ)

કઘા પુ૦ [કુ+ઘા] ખરાબ-અયોગ્ય ઘા

કચ પુ૦ [સં.] માથાનો કેશ; ચોટલો (૨) પું૦(સ.) બૃહસ્પતિનો પુત્ર, જે દેવો તરફથી રાક્ષસોની મૃતસંજીવની વિદ્યા શીખી લેવા ગયો હતો ૦ભાર પુ૦ કેશભાર, ચોટલો, અંબોડો

કચ સ્ત્રી૦ [સં कच्] જુઓ 'કચકચ'. -ચિયુ' વિ૦ [+ઇયુ] કચકચિયુ

કચકચ સ્ત્રી૦[કચ+કચ]ટકટક;નકામી માથાફોડ (૨) કજિયો, તકરાર ૦વું અ૦ક્રિ૦ કચકચ કરવી (૨) કચકચ એવો અવાજ થવો (ખાસ કરીને કાઈ ભાગવાનુ થવાથી અથવા સાલ ઢીલા થવાથી) -ચાટ પુ૦ કચકચ કરવી તે (૨) 'કચકચ' એવો અવાજ થવો તે -ચાવવું સ૦ક્રિ૦ 'કચકચવું'નું પ્રેરક (૨) [સં कच्= બાધવું] જોરથી ખેંચીને બાધવું (૩) હેરાન કરવુ -ચિયું વિ૦ તકરારી, કજિયાખોર (૨) માથાફોડિયુ, જિદ્દી (૩) કાદવ કરે એવુ, અટક્યા વગર અને થોડે થોડે પડતુ (પાણી, વરસાદ ઇત્યાદિ) -ચિયો પુ૦ [+ઇયો] એક પક્ષી

કચકડુ ન૦, -ડો પું૦ [कच्छप ઉપરથી] કાચબાની પીઠનું હાડકુ, કચબડુ [તેમ

કચડકચડ અ૦ (રવ૦) કચડકચડ અવાજ થાય

કચડ(-ર)વું સ૦ક્રિ૦ જુઓ કચરવુ

કચડા(-રા)કચડ(-ડી,-રી) સ્ત્રી૦ કચરાઈ જવાય એવી સખત ભીડ

કચડાટ પુ૦ કચડાકચડ, સખત ભીડ

કચડો વિ૦પુ૦ [જુઓ 'કાચુ'](કા) સુકુમાર, કુમળો

કચપચ સ્ત્રી૦જુઓ કલબલ(૨)કચકચ -ચિયુ' વિ૦ કચપચ કર્યા કરનારું

કચબડુ ન૦ કેરીનુ ગાબચુ – ચીરિયુ (૨) [જુઓ કચકડુ] કાચબાનુ હાડકુ

કચ(-ચ્ચ)રકૂટ સ્ત્રી૦ કચરવુ અને કૂટવુ તે (૨) મહેનત (૩) લડાલડી, મારામારી

કચરપચર વિ૦ કાચું કોરુ (૨) અપરિપક્વ(મળ)

કચરવું સ૦ ક્રિ૦ [हिं कचरना] ચગદવુ (૨) છૂદવુ (૩) ફૂરો કરવો [કચરી નાખવું = છૂદી નાખવું(૨)સખત દબાણ કે અ કુશ હેઠળ રાખી પાયમાલ કરવુ, દબાવી દેવુ]

કચરાકચર(-રી) સ્ત્રી૦ કચડાકચડી,સખત ભીડ

કચરાપટી(-ટ્ટી), કચરાપેટી, કચરાવાળો જુઓ 'કચરો'મા [ફૂટો

કચરિયુ ન૦ કચરેલુતે,તેલી બીજનો તેલભર્યો

કચરુ ન૦[સં कच्चरकं गंद्ध,हिं.कचरा,दे. कच्चवार] નકામો કચરો -રો પું૦ નકામુ ફેંકી દેવા જેવુ

તે (ધૂળ, તરણા, બિછામણ ઇ) [-કાઢવો, -વાળવો = સાવરણી વગેરે વડે કચરો દૂર કરવો] (૨) [दे कच्छर] કાદવ (૩) ચણતરની માટી (૪) [લા] ખરાબમાં ખરાબ માણસ, ઉતાર -રાપટી(-ટ્ટી) સ્ત્રી૦ કચરો, પૂંજો (૨) કચરા-પૂંજાનો ઢગલો -રાપેટી સ્ત્રી૦ કચરો નાખવાની - ભેગો કરવાની પેટી -રાવાળો પુ૦ ઝાડુવાળો, ભંગી [(અસંતોષથી)

કચવવુ સ૦ ક્રિ૦ [सं कच् ?] દિલ દુખવવુ

કચવાટ પુ૦ મનનું કચવાવુ તે, અસંતોષ (૨) અણબનાવ (૩) કચકચાટ, માથાકૂટ -ટિયુ વિ૦ કચવાટ કરનારુ -ણુ ન૦ ચૂંથાઈ જવુ તે, ભેળસેળ, ખરાબી (૨) ગભરાટ, અમૂઝણ (૩) મન કચવાવુ તે (૪) વણબોલાવ્યા વચમા બોલવુ તે -વવુ સ૦ક્રિ૦ કચવાય તેમ કરવુ -વું અ૦ક્રિ૦ દિલગીર થવું, મનમા મૂઝાવું [અસંતોષથી) [ગડબડિયુ

કચવું વિ૦ સફાઈ વિનાનુ, મેલુ (૨) સેળભેળ,

કચાકચ સ્ત્રી૦ જુઓ કચકચ (૨) [રવ૦] કોઈ વસ્તુ કપાયાનો એવો અવાજ (૩) અ૦ કચકચ-ઝપાટાબંધ કપાય એમ

કચાકચિ અ૦ [सं] સામસામા વાળ ખેંચીને (લડવામા) [તકરાર, લડાલડી

કચાકચી સ્ત્રી૦ [જુઓ 'કચાકચિ'] સખત

કચાટ વિ૦ [કચ + આટ ?] જિદ્દી (૨) પુ૦, સ્ત્રી૦ કચકચ (૩) જીદ (૪) [જુઓ કચવાટ] મૂઝવણ -ટિયુ વિ૦ કચાટ કરવાની આદતવાળુ

કચારો પુ૦ [कु + चर् ?] ઓથાર, ભયંકર સ્વપ્ન

કચાલ પુ૦ [કુ + ચાલ] ખોટો રિવાજ (૨) સ્ત્રી૦ ખરાબ વતણૂક (૩) કુટેવ -લો પુ૦ કુરિવાજ

કચાશ સ્ત્રી૦ [જુઓ 'કાચુ'] કાચાપણુ, અપક્વતા (૨) ન્યૂનતા, કસર [ભેળ (૩) ગંદુ

કચિત્રુ વિ૦ [कु+चित्र] ચૂંથાઈ ગયેલુ (૨) સેળ-

કચિયાણુ ન૦ ભીડ, ગરદી

કચિયારો પુ૦ [सं कच् ] કચકચાટ (૨) ['કાચુ' ઉપરથી] કાચી ઈંટોનો જથો

કચિયુ વિ૦ જુઓ 'કચ'મા, કચકચિયુ

કચુંબર સ્ત્રી૦, ન૦ [हिं कचूमर] ઝીણી કકડીઓ - કાતરીઓ, છૂંદો, કચૂમર

કચૂકો પુ૦ [જુઓ 'ચિચૂકો'] આંબલીનો ઠળિયો

કચૂડકચૂડ અ૦ (રવ૦) એવો અવાજ થાય તેમ

કચૂડો પુ૦ (રવ૦) હીંચકો, ઝૂલો

કચૂમર સ્ત્રી૦ [हिं] કચુંબર

કચૂ(-ચો)રો પુ૦ [सं कर्चूर] ઝેરકચોલુ

કચૂંદવુ સ૦ક્રિ૦ [કુ + ચૂંદવું(છૂંદવુ)] અંદર પાણી નાખીને ચોળવુ - ગૂંદવું

કચેરી સ્ત્રી૦ [સર૦ મ, हिं कचहरी] કોર્ટ (૨) ઑફિસ, કાર્યાલય (૩) દીવાનખાનું [કચેરીએ ચડ(ઢ)વુ, જવુ = કોરટમાં ન્યાય માગવા જવુ કચેરીએ બેસવુ = કચેરી પાસે બેસી દાવા અરજી વગેરે લખી આપવાનો ધંધો કરવો ]

કચોરી સ્ત્રી૦ [हिं कचौरी] ખાવાની એક બનાવટ

કચોરો પુ૦ [જુઓ કચૂરો] ઝેરકચોલુ

કચોલુ ન૦ [प्रा कच्चोल] ચલાણુ, નાનુ પ્યાલુ (૨) કંકાવટી

કચ્ચર વિ૦ [જુઓ 'કચરવુ'] કચરાઈ-છૂંદાઈ ગયુ હોય એવુ (૨) લોહી ન નીકળ્યુ હોય પણ અંદરથી સખત ઈજા થઈ હોય એવુ ૦કૂટ સ્ત્રી૦ જુઓ કચરકૂટ ૦ઘાણ પુ૦ પૂરેપૂરુ કચરાવુ - છૂંદાવુ તે, પૂર્ણ પાયમાલી [-નીકળવો, વળવો = પૂરી ખરાબી - પાયમાલી થવી]

કચ્ચર પુ૦ સ્ત્રી૦ એક વનસ્પતિ

કચ્ચુ વિ૦ [हिं म कच्चा, ब काचा] કાચુ, અનુભવ વિનાનુ (૨) ન૦ કાચકુ -ચ્ચાઈ સ્ત્રી૦ કાચાપણુ, કચ્ચાબાર પુ૦ બ૦ વ૦ પાસાની રમતમા હારના દાવ -ચ્ચાબચ્ચા ન૦ બ૦વ૦ છોકરાંછૈયાં

કચ્છ પુ૦ [सं] કછોટો, લંગોટ [-મારવો, વાળવો] (૨) કાચબો (૩) કિનારો, કિનારા પરનો પ્રદેશ (૪) હમેશ જ્યા પાણી રહે એ દેશ (૫) પુ૦, ન૦ (સં) કાઠિયાવાડની ઉત્તરનો એ નામનો દેશ ૦પ પુ૦ [सं] કાચબો ૦પી સ્ત્રી૦ કાચબી -ચ્છાવતાર પુ૦ ઈશ્વરના દશમાંનો એક અવતાર -ચ્છી વિ૦ કચ્છ દેશનું, -ને લગતુ (૨) પુ૦ કચ્છનો રહેવાસી (૩) સ્ત્રી૦ કચ્છની બોલી -ચ્છો પુ૦ લંગોટ, કછોટો

કચ્છપ પું૦ [સં.] અર્ક ગાળવાનું એક યંત્ર (૨) જુઓ 'કચ્છ'માં [(સં) સૂર્ય
કચ્છપ પું૦ (સં)+ કશ્યપ. ૦તન, ૦સુત પું૦
કચ્છુ(-ચ્છૂ) સ્ત્રી૦[સં]ખસ,ખૂજળી(૨)ભીંગડું
કચ્છો પું૦એક જાતની માછલી(૨)જુઓ'કચ્છ'માં
કછલું વિ૦[સં. कच्चर]+ક ખદાયક,ખરાબ(૨)નીચ
કછવું સ૦ક્રિ કચ્છ કે કાછડો મારવો
કછોટી સ્ત્રી૦ [दि कच्छोटी, सं कच्छ] લંગોટી (૨)એમાં બંધાતો અવયવ ૦બંધ વિ૦ લંગોટબંધ, બ્રહ્મચારી (૨) પુરુષવાર (નોતરા) -ટો પું૦ કચ્છો, કાછડો(૨)કચ્છમાં બંધાતો અવયવ
કછોરુ(-રુ) ન૦ [ક + છોરુ] નઠારુ છોકરુ
કજક સ્ત્રી૦ [फा] પરોણો, અંકુશ
કજલ સ્ત્રી૦ સોગટા રમવાની એક રીત(૨)કરામત
કજલી સ્ત્રી૦ જુઓ કજ્જલી
કજલો પું૦ [સં कज्जल] એક પંખી
કજળ(-ળા)વું અ૦ક્રિ૦ ['કાજળ' ઉપરથી] કદરવું, રાખથી ઢાકવું, ઠરી જવું, ઓલવાવું (અંગારાનું) [૦ગરુ વિ૦ યુક્તિબાજ
કજા સ્ત્રી૦ [જુઓ 'કળા'] યુક્તિ, તદબીર.
કજા સ્ત્રી૦ [अ] કિસ્મત (૨) આફત, હાણ (૩) મોત(૪)[લા] અશુભની આશંકા ૦ગરું વિ૦ નુકસાનકારક (૨) મૃત્યુ નિપજાવે એવું ૦રજા સ્ત્રી૦દૈવનો કોપ,આફત(૨)મોત [કજારજાએ પાળવું = મોત વખતે અમલમાં આણવું]
કજાક પું૦ [तुर्की] લૂટારો
કજાત વિ૦ [ક + જાત] હલકા કુળનું, નીચ
કજાવો પું૦ [फा] એક પ્રકારનું ઊંટનું પલાણ, જેની બંને તરફ બેસાય છે
કજિયો પું૦ [फा] કંકાસ, તકરાર, ટંટો [-ચૂકવવો, -પતવવો = કજિયાની માંડવાળ કરવી -મૂલવી લેવો, -વેચાતો લેવો = જાણી જોઈને તકરારમાં પડવું. -હોલવવો = થયેલો કે સળગેલો કજિયો પતવી દેવો કજિયાનું મોં કાળું કરવું = કજિયો હમેશ ખરાબ - કાળા મોંનો હોઈ તેનાથી વેગળા રહેવું - થવું, તે પતવવાની વલણ હોવી] -યાખોર વિ૦ કજિયો કરવાની ટેવવાળુ -યાખોરી સ્ત્રી૦ -યાદલાલ પું૦ કોર્ટમાં કજિયા લડવાની ગોઠવણ કરી આપનાર દલાલ (૨) [તિરસ્કારમાં] વકીલ (૩) કજિયા કરાવીને અથવા કરનારાઓનો મધ્યસ્થ બનીને કમાઈ ખાનાર આદમી. -યારજિયા પું૦ બ૦વ૦ કજિયાકંકાસ, લડાઈ ટંટો. -યાળું વિ૦ કજિયો કર્યા કરનારું
કજોડ વિ૦ [ક+જોડ] જોડી ન જામે એવું, અણસરખું (૨) સ્ત્રી૦ અયોગ્ય જોડી -ડું ન૦[ક+જોડું]સ્વભાવ,રૂપ કે ઉમ્મર ઇત્યાદિમાં અસમાન—અયોગ્ય જોડું (વરવહુનું)
કજોરું વિ૦ [ક+જોરુ] ખોટું જોર કરનારું.
કજ્જ ન૦ [प्रा] + કાર્ય
કજ્જલ ન૦ [સં] મેશ(૨) કાજળ -લી સ્ત્રી૦ ગંધક અને પારાનું એક મિશ્રણ
કટ સ્ત્રી૦ [સં] કટિ, કેડ (૨) ઘાસની સાદડી
કટ સ્ત્રી૦ [सं कष्ट, प्रा कट्ट, म] મહેનત, મજૂરી
કટ સ્ત્રી૦ જુઓ કટ્ટા, કટ્ટી
કટ સ્ત્રી૦ [सं कटक] કંકણ,(૨)પર્વતની ધાર - બાજુ
કટ અ૦ (રવ૦) [-દઈને, -લઈને = કટ અવાજની સાથે, તરત (ભાગી જવું)]
કટ પું૦ [इ] કાપ, વેતરવાની રીત (પોશાક)
કટક ન૦ [સં] સૈન્ય (૨) છાવણી (૩) હુમલો (૪) કટ, કડું, કંકણ(૫) કોટલું (૬) ઘર(૭) કટ, પર્વતની ધાર -કિયો પું૦ સૈનિક, લડવૈયો -કિયું વિ૦ સૈન્યને લગતું
કટકટ સ્ત્રી૦ (રવ૦) એક કટાળાભર્યો અવાજ (૨) ટકટક, ચીડ ચડે એવી ટોક, કજિયો(૩) અ૦ (રવ૦) કટકટ અવાજ થાય એમ (૪) અવ્યવસ્થિતપણે પણ વેગથી ૦વું અ૦ ક્રિ૦ કટકટ એવો અવાજ થવો (૨) કટકટ—ટકટક કરવી તે -ટાવવું સ૦ ક્રિ૦ (દાંત) કટકટ કરવા -ટાટ(-ટો) પું૦ કટકટ—ટકટક કરવી. તે -ટિયું વિ૦ ટકટકિયું (૨) કજિયાખોર
કટકટિયો પું૦ [જુઓ 'કટકટ'] એક પક્ષી (૨) [જુઓ કટકિયો] લડવૈયો
કટકણું વિ૦કટ દઈને—ઝટ ભાગી જાય એવું, બરડ
કટકબટક ન૦ [કટકો+બટકું] કટકોબચકું - થોડું ઘણું કાંઈક (ખાવું તે)

કટકિયું વિ૦ કટકણું, બરડ(૨)જુઓ 'કટક'માં (૩) [सं. कटक] ન૦ છાપરું (૪) માળ, મેડો
કટકિયો પુ૦ જુઓ 'કટક'માં
કટ(-ડ)કી સ્ત્રી૦ ['કટકો' ઉપરથી] નાનો ટુકડો
કટકુ ન૦['કટકો' ઉપરથી]નાનું ખેતર (૨)કટક, લશ્કર, છાવણી
કટ(-ડ)કો પુ૦ [सं कृत्तक, प्रा कट्टक] ટુકડો. ૦કોર ન૦ કડકોબટકો ૦બટકો પુ૦ ટુકડો, બટકુ ભરતાં મોમાં આવે એટલો ભાગ
કટકોલ પુ૦, સ્ત્રી૦, ન૦ [सं] પિકદાની
કટખોર ન૦ એક પક્ષી
કટર સ્ત્રી૦ તાડ કે ખજૂરીના થડની બનાવેલી હોડી
કટલું ન૦ [सं कटक?] નાનું ઝૂંપડું (૨) ઝૂંપડાનું બારણું (૩) કપાસની સાંઠીઓનો ગૂંથેલો આડપડદો, કડતલું
કટવું અ૦ક્રિ૦ [सं कटु ઉપરથી?] કટુ થવું(૨) દુશ્મનાવટ કરવી (૩) ક્રોધે ભરાવું
કટાકટ(-ટી) સ્ત્રી૦[सं कट ઉપરથી] મારામારી, ઝપાઝપી (૨) જીવલેણ દુશ્મનાવટ (૩) તીવ્ર હરીફાઈ (૪) જુઓ કટોકટી
કટાક્ષ પુ૦, ન૦ [सं] પ્રેમ, સંકેત કે ક્રોધભરી વક્રદૃષ્ટિ (૨) [લા] વક્રોક્તિ, કટાક્ષકથન ૦કથન ન૦કટાક્ષમાં-મર્મમાં કહેવું તે -ક્ષિત વિ૦ કટાક્ષ પામેલું
કટાટ વિ૦ [सं कट] કજિયાખોર, તકરારી (કા)
કટાણું વિ૦ [જુઓ કાટ] કટાયેલું (૨) કાટના જેવું બેસ્વાદ (૩) બગડેલું (મો), અણગમા-ભર્યું (૪) ન૦ [ક+ટાણું] કવેળા
કટામણું વિ૦ [જુઓ કાટ] કાટ ચડાવે એવું(૨) કટાઈ જાય એવું (૩) બગડેલું, કટાણું
કટાર સ્ત્રી૦ [अ किताब] વર્તમાનપત્રનું કોલમ
કટાર(-રી) સ્ત્રી૦ [सं कट्टार, अप दे कटार] એક બેધારુ શસ્ત્ર (૨)[લા] કટાક્ષભરી દૃષ્ટિ કે વચન [-કેડે ખોસવી=કેડે કટાર બાંધવી]
કટાવ પુ૦[सं कर्त, प्रा कट्ट, કાટવું પરથી] એક છંદ (૨) પત્તાંની રમતમાં અમુક પત્તા ન હોવા તે (૩) કોતરણી, કલમ કરવી તે (૪) પતંગોના પેચ થવા-કરવા તે ૦દાર વિ૦ કોતરણીવાળું, કલમી
કટાવવું સ૦ક્રિ૦ ['કાટવુ' ઉપરથી] કપાવવુ (૨) ['કાટ' ઉપરથી] કાટ ચડે એમ કરવું
કટાવુ અ૦ક્રિ૦ ['કાટ' ઉપરથી] કાટ ચડવો
કટાસણું ન૦[सं कटासन] ઊન કે ઘાસ-દર્ભનું આસન
કટાહ પુ૦ [सं] કાચબાની પીઠનું કોટલું, ઢાલ (૨) સ્ત્રી૦ પેણી
કટિ(-ટી) સ્ત્રી૦[सं]કેડ, શરીરનો મધ્યભાગ. ૦ત્રાણ ન૦ કમરબંધ (૨) કંદોરો ૦દેશ પુ૦ કેડનો ભાગ ૦બદ્ધ વિ૦ કેડ બાંધીને ઊભેલું, તૈયાર. ૦બંધ પુ૦ કમરપટો (૨) [ગરમી તથા ઠંડીનો ખ્યાલ આવવા] પૃથ્વીના ગોળાના બતાવાતા પાંચ ભાગમાંનો કોઈ પણ [ભૂ] (૩) એક છંદ, કટાવ ૦મેખલા(-ળા) સ્ત્રી૦ કંદોરો ૦શૂલ(-ળ) ન૦ કેડનું શૂળ-દુખાવો. ૦શૃંખલા સ્ત્રી૦ કમરબંધ, કંદોરો ૦સૂત્ર ન૦ કેડે બાંધેલો દોરો (૨) કસ્તી ૦સ્નાન ન૦ કેડ ને તેથી નીચેના ભાગનું સ્નાન, એક કુદરતી રોગોપચાર
કટુ,૦ક વિ૦ [सं] કડવું (૨) તીખું (૩) [લા] અપ્રિય ૦તા સ્ત્રી૦ ૦પત્ર ન૦ પિતપાપડો ૦ફલ(-ળ) ન૦ કડવું ફળ (૨) કારેલું (૩) ઇંદ્રવારણું (૪) ઝેરી નારિયેળ
કટેવ સ્ત્રી૦ જુઓ કુટેવ
કટેશ(-સ)રી ન૦ ગળાનું એક ઘરેણું
કટોકટી સ્ત્રી૦[सं कट પરથી] અણીનો-બારીક સમય, કટાકટી
કટોદાન ન૦ ડબો, દાબડો
કટોરી સ્ત્રી૦ [दे कट्टोरग, सं कटोरा] વાડકી (૨) કાપડાનો સ્તનભાગ ઉપર રહેતો કાપલો -રો પુ૦ વાડકો
કટ્ટર વિ૦ [हिं, प्रा कट्ट] ઘણું સખત (૨) ચુસ્ત, આગ્રહી (૩) જીવલેણ
કટ્ટા(-ટ્ટી) સ્ત્રી૦ [म कट्टा, प्रा कट्ट (सं कर्त)] અક્કા, દોસ્તીનો ભંગ
કટ્ટુ વિ૦ જુઓ કટ્ટર
કઠ સ્ત્રી૦ [सं कट] તાડછાની કોથળી-સાદડી
કઠ સ્ત્રી૦ [જુઓ 'કઠવુ'] કઠારો, બફારો (૨) આંતરિક પીડા, અમૂંઝણ (૩) કઠણાઈ

કઠ પુ૦ [સં] (સ) એક ઋષિ (૨) ન૦, સ્ત્રી૦ (સ૦) કઠોપનિષદ

કઠણ વિ૦ [સં. कठिन] ઝટ ભાગે કે પોચુ નહિ એવુ, સખત (૨) અઘરું, મુશ્કેલ (૩) મજબૂત (૪) દુ ખદાયક (૫) નિર્દય [–છાતીનું = દુ ખ કે સ કટ ખમી શકે તથા તેની સામે થઈ શકે તેવુ (છાતી, હૈયુ) કઠણ કરવું = દુ ખની અસર મન પર ન થવા દેતા તેને દૃઢ કરવુ ] ૦પણું ન૦, –ણાઈ(–શ) સ્ત્રી૦ કઠણ હોવુ તે

કઠપંજર ન૦ [काष्ठ + पजर] કાઠડો, હોડો

કઠરાઈ સ્ત્રી૦ ['કઠવુ' ઉપરથી] અકળામણ, મૂઝવણ

કઠલો પુ૦ જુઓ ખટલો ૧,૨

કઠવું અ૦ક્રિ૦ [સં. कष्ट, પ્રા कट्ठ] દુ ખ થવુ; મૂઝાવુ (૨) બફારો મારવો-લાગવો (૩) કઠણ લાગવુ, ખૂચવુ

કઠવો પુ૦ ઘી તેલ ભરવાનો ગાઠવો (૨)[સં काष्ठ ઉપરથી ?] કૂવામા બેસાડાતું લાકડાનુ ચોકઠુ

કઠામ ન૦ [ક + ઠામ] જુઓ કઠેકાણું

કઠારો પુ૦ ['કઠવુ' ઉપરથી] બફારો, ઘામ (૨) જુઓ કઠેડો

કઠિન વિ૦ [સં] કઠણ. ૦તા સ્ત્રી૦

કઠિયારી(–રણ) સ્ત્રી૦ [જુઓ કઠિયારો] કઠિયારાની સ્રી (૨) કઠિયારાનુ કામ કરતી સ્રી –રું ન૦ કઠિયારાનો ધધો –રો પુ૦ [સ काष्ठहार, પ્રા कट्ठहार] લાકડા કાપી વેચવાનો ધધો કરનારો

કઠિયો પુ૦ પૈસો, દોઢિયુ

કઠેકાણુ ન૦ [ક + ઠેકાણુ] કુમળી જગા, દેખાડતા શરમ આવે એવી જગા (શરીરની) (૨) ખરાબ – કઢોલી જગા, કઠામ

કઠેડો(–રો) પુ૦ [પ્રા कट्ठहर ? હિં कटहरा ? = कठाडा – कठडा] બારી; અગાસી, દાદરો ઇત્યાદિ સ્થાનોએ પડી ન જવાય તે માટે કરેલી આડ (૨) ગોખ, ઝરૂખો (૩) ખટારો, મોટુ ગાડુ –ડી સ્ત્રી૦ નાનો કઠેડો

કઠોડી સ્ત્રી૦, –ડિયું ન૦ નાનુ કઠોડું

કઠોડું ન૦[સં काष्ठभाण्डक]મસાલો રાખવાની ખાનાવાળી લાકડાની પેટી, લકડિયુ

કઠોડો પુ૦ [જુઓ કઠેરો] ગોખ (૨) વહાણનો પાછલો ભાગ [એક રોગ

કઠોદર ન૦ [કઠ (કઠણ, કઠવુ) + ઉદર] પેટનો

કઠોર વિ૦ [સં.] કકરા (૨) કઠણ(૩) નિર્દય ૦તા, –રાઈ સ્ત્રી૦, ૦પણું ન૦

કઠોળ ન૦ [સં कठोल] દાળ પડે એવું – દ્વિદલ અનાજ [કડ –ડિયું ન૦ કડિયુ.

કડ(ડ,) સ્ત્રી૦ [સં. कटि, પ્રા कडि] (કા.) કમર,

કડ સ્ત્રી૦ એક વાર ખાડેલી ડાગર, કરડ (૨)ગણીને અપાતી વસ્તુ ઉપર સેંકડે અપાતો વધારો, કરડ

કડ,૦કડ અ૦ (રવ૦) એવો અવાજ કરીને. ૦કડતું વિ૦ જુઓ કકડતુ ૦કડવું અ૦ ક્રિ૦ જુઓ કકડવુ ૦કડાટ પુ૦ (૨) અ૦ જુઓ કકડાટ ૦કડાટી સ્ત્રી૦ જુઓ કકડાટી (૨) અ૦ કકડાટ કરીને [–બોલાવવી = રૂઆબ બેસાડવો, સખતાઈ કરવી ] ૦કડાવવું સ૦ક્રિ૦ કકડાવવુ. ૦કડિત વિ૦ કકડેલુ, કડક (૨) સફાઈબધ, ઇસ્રીબધ ૦કડીને અ૦ જુઓ કકડીને (૨) ધસારાબધ, ઘણા જ જોશમા ૦કડવડી સ્ત્રી૦ખાતા કડકડે એવી વડી કૂલવડી

કડક વિ૦[રવ-]બડૂકો બોલે એવુ(૨)[સં कक्खट] કઠણ, આકરુ (૩) કાચુ, અપરિપક્વ (૪) કડાકાવાળુ, ભૂખ્યુ, ઉપવાસી(૫) [સં खडक] સ્ત્રી૦ કાનનું એક ઘરેણું(૫) તખતી (બારીની) ૦બંગાળી વિ૦ સાવ ખાલી – નિર્ધન –કાઈ, –કાશ સ્ત્રી૦ કડકતા (૨) નાણાની તાણ

કડકા-બાલૂસ વિ૦ જુઓ 'કડકો'મા

કડકાવવું સ૦ક્રિ૦[રવ૦]વગાડવુ(પડઘમ ઇત્યાદિ)

કડકિયું ન૦ [જુઓ 'કડક' ૪થો] પુરુષના કાનનુ ઘરેણુ

કડકી સ્ત્રી૦ [જુઓ કડકી–કો] કકડી. –કો પુ૦ કકડો –કાબાલૂસ વિ૦જુઓ કડકબ ગાળી

કડ(–ર) કોચલી સ્ત્રી૦ કરચલી, કરચોલી

કડખેદ પું૦ [હિં कडखैत]કડખો બોલનાર ભાટ

કડખો પુ૦[હિં ]દુહા જેવી એક વીરરસની રચના

કડછી સ્ત્રી૦ [દે कडच्छु] રસોઈ હલાવવા કે પીરસવાનુ છેડે વાડકી જેવુ લાબી દાડીનુ એક સાધન –છો પુ૦ મોટી કડછી [–હલાવવો = ઘાલમેલ કરવી, દખલ દેવી, માથુ મારવું.]

કડછીલ પુ૦ [म कडझील] સતાર બીન જેવા વાદ્યોમા પડખે હોતો તાર [અવાજ
કડડ, ૦કડડ અ૦ (રવ૦) તૂટવા કે કરડવાનો
કડડડ અ૦ (રવ૦) ૦ભૂસ જુઓ કકડભૂસ
કડ(–ઢ)ણ સ્રી૦ [सं कटक] કરાડ (૨) કોસની કાબી(૩)[मं क्रट=રૂઢિ ઉપરથી?]આદત,લઢણ
કડતલ સ્રી૦જુઓ કરતાલ(૨)[કા ]નકામી કૂથલી
કડતલુ' ન૦ [જુઓ 'કટલુ']કપાસની સાઠીઓનો ગૂંથેલો પડદો, કટલુ
કડદો પુ૦ ઓછુ આપવુ તે(૨)ભેગ(૩)કાટલુ [–કરવો=છૂટ મૂકીને ઓછામા આપી દેવુ (૨) વાંધો પતવી સોદો નક્કી કરવો ]
કડપ પુ૦ જુઓ કરપ (૨) સ્રી૦ જુઓ કડબ
કડપલુ ન૦ [કડપ+લુ] છોડને કાપી કાપીને ખેતરમાં થોડે થોડે અ તરે ઢગલા કરવા તે(૨) [?] રાંધેલાનો વાસણમાં ચોટેલો પોપડો,ખબડુ
કડબ સ્રી૦ [सं कडब]જારબાજરીના સૂકા સાંઠા
કડલી સ્રી૦[सं कटक]હાથનું એક ઘરેણુ, કલ્લી –લુ ન૦ પગનું એક ઘરેણુ, કલ્લુ
કડવુ વિ૦ [सं कटुक, प्रा कडुअ] કરિયાતાના સ્વાદ જેવુ, કટુ (૨) અપ્રિય (૩) ન૦ [सं कडवकम्] એક જ રાગના કાવ્યની કેટલીક કડીઓનો સમુદાય [કડવી આંખ=નાપસંદગી કે ઇર્ષાની નજર કડવી જીભ=અપ્રિય લાગે તેવુ બોલવુ તે ]૦ઝેર,૦વખ વિ૦ ઝેર જેવુ – ખૂબ કડવુ –વટિયુ ન૦ એક દવા –વાટ પુ૦,સ્રી૦ કડવો સ્વાદ(૨)[લા.]લાગણીઓની –સબધની કટુતા –વાટવુ સ૦ ક્રિ૦ કડવુ ઓસડ આપવુ –વાણી સ્રી૦ કડવી દવા –વાબોલુ વિ૦ કડવુ બોલતુ, મીઠાબોલુ નહિ એવુ –વાશ સ્રી૦[+આશ] કડવાપણુ –વી સ્રી૦ એક વેલ, ગળો [લોટો
કડવો પુ૦ [જુઓ 'કરવો']કરવડો,નાળચાવાળો
કડવો પુ૦ પાટીદારની એક જાતનો માણસ
કડમલો પુ૦ પડભીંતિયુ
કડા પુ૦ એક જાતની ડાંગર–ચોખા (૨) [सं कुटज]કડો ૦છાલ સ્રી૦ ઇંદ્રજવના ઝાડની છાલ
કડા(–ઢા) સ્રી૦ [मं कटाह, प्रा कडाह] તળવાનુ વાસણ,પેણી(૨)ચરુ ૦ઈ સ્રી૦ પેણી

કડાક અ૦(રવ૦) કડાક એવો અવાજ કરીને
કડાકડ અ૦(રવ૦) કડાકડ એવા અવાજ સાથે –ડી સ્રી૦ [જુઓ કટાકટી] હરીફાઈ, ચડમાચડસી (૨) સખત બોલાબોલી, તડાતડી (૩) ધડાધડી, મારામારી (૪) શત્રુવટ (૫) જુઓ કડાકો ૨ [માથાફોડિયુ કટાળાભરેલુ
કડાકૂટ સ્રી૦, –ટો પુ૦ માથાકૂટ –ટિયુ વિ૦
કડાકો પુ૦[રવ૦]કડાક એવો મોટો અવાજ(૨) નકોરડો ઉપવાસ,લાંઘણ [કડાકા ફોડવા= આગળી ખેંચી કે વાળીને કડાક અવાજ કરવો કડાકા પડવા, થવા=ખાવા ન મળવુ ઉપવાસ થવા ] [મઝાજક
કડાઝૂડ, કડાબીડ અ૦ અડાબીડ, વમધોકાર,
કડાનુ વિ૦ [मं कृत, प्रा कड+नु] (કોઈને માટે)અ કિત કરાયેલુ, –ને યોગ્ય, –ને માટેનુ ઉદા૦'આ અનાજ કૂતરાના કડાનું છે' 'કોઈના કડાનુ હોય તો મને ન ખપે' [તૂ કી અ ટુક
કડા(–રા)બીન સ્રી૦ [तु करावीन] એક નાની
કડા(–ઢા)યુ ન૦ [જુઓ કડા]મોટી કડાઈ,પેણો
કડાર વિ૦ [सं ] માંજરુ (૨) અહકારી
કડાસન ન૦ [मं. कटासन] દર્ભનું આસનિયુ, ઘાસની ચટાઈ
કડિયા(–યો)કોટ પુ૦ મોઈદડાની એક રમત
કડિયાળી વિ૦ સ્રી૦ કડીવાળી (ડાંગ)
કડિયુ ન૦ [જુઓ કડ=કેડ]જુઓ કેડિયુ(કા )
કડિયો પુ૦ [दे कडइअ] છોવા ચણવાનું કામ કરનાર કારીગર –યણ સ્રી૦ કડિયાની સ્રી –યાકામ ન૦ છોવા ચણવાનું કામ
કડિયોકોટ પુ૦ જુઓ કડિયાકોટ
કડિગધીન અ૦ (રવ૦) એવો અવાજ કરીને
કડી સ્રી૦ [सं कटक, द कडा] આંકડી, 'હૂક' (૨) ગોળ વાળેલો તાર કે સળિયો (૩) કાનનુ એક ઘરેણુ(૪)બેડી(૫)કવિતાનું પદ,ચરણ(૬) ઓળ, હાર (૭) બારણાની આકડી સાંકળ [–કરવી=બેડી પહેરાવવી –દેવી, મારવી =સાંકળ વાસવી ] ૦તોડ વિ૦ કડી અથવા સાંકળ તોડે એવુ (૨) મજબૂત ૦બદ્ધ,૦બ ધ વિ૦હારબધ(૨)સાંકળરૂપે ગોઠવેલુ [ઔષધિ
કડુ ન૦ [सं कटुक, प्रा कडु] એક વનસ્પતિ–

કડું ન૦ [सं कटक, प्रा कडक] ગોળ વાળેલો ધાતુનો સળિયો, મોટી કડી (૨) હાથનું એક ઘરેણું
કડૂખલો પુ૦ [સં. कूटक+લો] ખૂણો, કાલો
કડૂચું વિ૦ [सं कटु ઉપરથી] કડવાશપડતું, જરા કડવા જેવા સ્વાદનું
કડે અ૦ [म] કને, પાસે (૨) તરફ
કડેટાટ અ૦ [રવ૦] સપાટાબંધ
કડેધડે અ૦ (રવ૦) ધમધોકાર, બહુ સારી રીતે
કડો પુ૦ [જુઓ 'કડા'] એક વનસ્પતિ, ઇદ્રજવનું ઝાડ [એક ઓજાર
કડોકડે ન૦ ચકમક અને દોરીનું દેવતા પાડવાનું
કડોળ વિ૦ [ક+ડોળ] બેડોળ, કદરૂપું
કઢણ વિ૦ જુઓ કઢણિયું (૨) સ્ત્રી૦ જુઓ કડણ(૩)વાસી(સુ) (૪) ન૦['કઢવું' ઉપરથી] મસાલાવાળું ઓસામણ –ણિયું વિ૦ચીડિયું, કઢાપો કરવાના સ્વભાવવાળું –વું સ૦ક્રિ૦ [સં. क्वथ्, प्रा कढ] ખૂબ ઉકાળવું (૨)અ૦ક્રિ૦ કઢાપો કરવો, ઊકળવું
કઢંગ પુ૦ [ક+ઢંગ] કુચાલ, ગેરવર્તણૂક –ગું વિ૦ ઢંગ વગરનું, બેડોળ
કઢા,૦ઈ સ્ત્રી૦ જુઓ 'કડા'માં
કઢાણું (–યેલું) વિ૦ ['કઢવું' ઉપરથી] કઢિયલ (૨) કઢણિયું
કઢાપો પુ૦ ['કઢવું' ઉપરથી] કઠારો, ધામ (૨) કલેશ, પરિતાપ (૩) કઢી (તિરસ્કારમાં)
કઢામ ન૦ ઘોડા અને બળદને પલોટવાનું લાકડાનું ત્રિકોણ ચોકઠું
કઢાયું ન૦ [सं कटाह] મોટી કડાઈ
કઢાયેલું વિ૦ જુઓ કઢાણું
કઢારું ન૦ [જુઓ 'કોઢારું'] ઢોર બાધવાની પડાળી – ઘર, કોઢિયું
કઢારો પુ૦ ['કાઢવું' ઉપરથી] ઊચક વસ્તુ લેવી તે, ઊધડ ઇજારો
કઢાવવું સ૦ક્રિ૦ 'કઢવું', 'કાઢવું'નું પ્રેરક
કઢાવું અ૦ક્રિ૦ 'કઢવું', 'કાઢવું'નું કર્મણિ
કઢાળ વિ૦ [ક+ઢાળ] ખરાબ ઢાળવાળું (૨) પુ૦ છીંડું, બોડીબારું [ઉકાળેલું
કઢિયલ વિ૦ ['કઢવું' ઉપરથી] કઢેલું, ખૂબ

કઢી સ્ત્રી૦ [दे कढिअ, જુઓ કઢવું] ખાવાની એક વાની –ઢો પુ૦જુઓ કઢાપો ૨,૩(૨)કાઢો
કણ પું૦ [सं.] દાણો (૨) ઘણો નાનો ભાગ; પરમાણુ (૩) કાગરી (૪) [લા] બ્રાહ્મણ કે અભ્યાગતને આપેલું ભિક્ષાન્ન ૦દાર વિ૦ દાણાદાર(૨)કાગરીવાળું ૦પીઠ સ્ત્રી૦દાણાપીઠ
કણ(–ણું) પ્રત્યય ક્રિ૦ને લાગતા 'તે ક્રિયા કરનારું, તેની ટેવવાળું' એ અર્થનું વિ૦ બનાવે ઉદા૦ બીકણ, –ણું; લડકણું
કણક વિ૦કડક,જરા કાચું (૨)સ્ત્રી૦ [म कणीक] બાંધેલો લોટ (૩) [सं कणिकम्]કણ,ભિક્ષાન્ન [**–કરાવવી**=ભિક્ષાન્ન આપવું **–કેળવવી, ગૂંદવી, ટૂંપવી, બાંધવી**=(રોટલી પૂરી ઇ૦નો)લોટ પાણી નાખી, ગૂંદીને તૈયાર કરવો]
કણકણ સ્ત્રી૦ [હિ.] (રવ૦) કણકણાટ ૦વું અ૦ક્રિ૦ દુખ અથવા અસંતોષને લીધે ગળામાથી અસ્પષ્ટ અવાજ કાઢવો, ઝીણું રોવું –ણા(–ણી) સ્ત્રી૦ થથરાટ, કંપારી, કમકમાટ (૨) કટાળો –ણાટ પુ૦ કણકણવું તે –ણો પુ૦ થથરાટ, કંપ [(હિ ચકાનુ)
કણકવું અ૦ક્રિ૦ [सं कर्ण्] કચૂડ કચૂડ થવું
કણકી સ્ત્રી૦ [सं कणिक] ચોખાનો ભંગાર (૨) ઝીણો કણ ૦દાર વિ૦ [+દાર] કણકીવાળું, દાણાદાર
કણજી સ્ત્રી૦ [सं करञ्ज] એક ઝાડ –જું ન૦ કણજીનું બી –જિયું ન૦ કણજીના બીનું તેલ
કણજો પુ૦ જુઓ કણેજરો
કણ(–ણો,–ણાય)તું ન૦ ['કણ' ઉપરથી] દરમાયા તરીકે અપાતું અનાજ
કણદાર, કણપીઠ જુઓ 'કણ'માં
કણદિયો પુ૦[सं कण (ના આકારનું)+दीप?] સ્ત્રીઓના હાથનું એક ઘરેણું
કણબી વિ૦ [सं कुटुम्बिन् प्रा कुडुंबि] એ નામની એક જ્ઞાતિનું (૨) પુ૦ એ જ્ઞાતિનો માણસ (૩) [લા] તાબેદાર આદમી, ગુલામ –બણ સ્ત્રી૦ કણબીની સ્ત્રી
કણમણવું અ૦ક્રિ૦ જુઓ કણકણવું
કણમણાટ પુ૦ કણમણવું તે
કણુચરી સ્ત્રી૦ [सं कनक, प्रा कणय પરથી] +સોનાનું એક ઘરેણું

**કણવટ(-ટિયુ,-ત)** ન૦ [सं कण+वृत्ति] ભિક્ષાથી ભેગુ કરેલુ પરચૂરણ અનાજ –તિયું વિ૦ ભિક્ષા ઉપર જીવનારુ

**કણવીર** ન૦ [सं कर्णिकार, प्रा कणउर] એક ફૂલઝાડ, કરેણ

**કણવુ** અ૦ક્રિ૦ [सं कण्] કણકણવુ, કણસડવુ (૨) સ૦ક્રિ૦ [કણ' ઉપરથી] ચણવુ (૩) વીણવુ [જુઓ કણસલુ

**કણસ(-સુ)** ન૦ [सं कणिश, प्रा कणिस]

**કણસ(ડ)વું** અ૦ ક્રિ૦ [सं कण्?] દુખનાં જોરને લીધે ઊહકાર કરવો–થવો

**કણસલુ** ન૦ [કણસ+લુ] ડૂંડુ, કણસુ

**કણસાઈ** સ્ત્રી૦ ['કણ' ઉપરથી] એક મીઠાઈ મોતીચૂર

**કણસાટ** પુ૦ કણસવુ તે

**કણા** સ્ત્રી૦ [सं] લીંડીપીપર (૨) જીરુ (૩) બારીક ભાગ (૪) એક જાતની માખી

**કણાદ** પુ૦ [सं] (સ) વૈશેષિક દર્શનના પ્રણેતા ઋષિ

**કણાયતુ** ન૦ જુઓ કણતુ કણોતુ

**કણિક** પુ૦, સ્ત્રી૦ [सं] કણસલુ (૨) કણ, કરચ (૩) કણક

**કણિકા** સ્ત્રી૦ [सं] છેક ઝીણો કણ, ઝીણી કરચ (૨) આટણ, કપાશી

**કણિયુ** વિ૦ ['કણ' ઉપરથી] કણ ચણનારુ (૨) કણી અથવા કાંગરીવાળુ (૩) ન૦ ગોદડુ, ગાદલુ [કૂંડિયો

**કણિયો** પુ૦ ['કણ' ઉપરથી] અનાજ વેચનારો,

**કણિશ** પુ૦, ન૦ [सं] કણસલુ

**કણી** સ્ત્રી૦ [सं] જુઓ કણિકા (૨) તેલઘીમાં કોઈ વસ્તુ તળ્યા પછી જે ઝીણી ભૂકી રહે છે તે –ણુ ન૦ [सं कण] નાનો કણ–દાણો (૨) જુઓ કણિકા (૩) જુઓ કણ(-ણુ) [ઔષધિ

**કણેજરો** પુ૦ [सं कुणजर] એક વનસ્પતિ,

**કણેર** સ્ત્રી૦ [सं] કરેણ

**કણો** પુ૦ થોડા દિવસનુ જન્મેલુ સાપનુ બચ્ચુ (૨) ફેંટો (૩) [સર૦ म कणा] રેંટિયાની ધરી (૪) ચરખાની આકારવાળી લાટ

**કણોજી** ન૦ ['કણ' ઉપરથી] ડુંગળીનું બી

**કણોતું** ન૦ જુઓ કણતુ, કણાયતુ

**કત** સ્ત્રી૦ [अ कत्त] કલમનો કાપ [–મારવી= કલમનો કાપ કરવો]

**કતક** ન૦ [सं] એક જાતનું ઝાડ (૨) તેનુ ફળ, નિર્મળી [દસ્તો (૨) ફૂતકુ

**કતકુ** ન૦ [तु कुत्कह] ભાગ ખાંડવાનો લાકડાનો

**કતબા** પુ૦ [अ] લવાદનામુ પંચાતનામુ

**કતરઝોડ** વિ૦ [કટ્ટર+ઝોડ?] વળગ્યુ છૂટે નહિ એવુ, જિદ્દી (૨) અ૦ ઝોડની જેમ, છૂટે નહિ એવી રીતે [વાની કાતર

**કતરણી** સ્ત્રી૦ [सं कर्तनी] ધાતુના પતરા કાપ

**કતરવેનિયુ** વિ૦ પક્ષપાતી, વગીલુ

**કતરાતુ(-યુ)** વિ૦ ત્રાસુ, આડુ જતુ –વુ અ૦ક્રિ૦ [જુઓ 'કાતરવુ'] આડુ–ત્રાંસુ જવુ (૨) વિરુદ્ધ જવુ (૩) કપાવુ

**કતરાશ(૦)** પુ૦['કતરાવુ' ઉપરથી?]આડાપણું, ઠરડ (૨) દ્વેષ, કત્રાસ

**કતલ** સ્ત્રી૦ [अ कत्ल] કાપાકાપી, ખૂનરેજી ૦ખાનુ ન૦ કતલ થતી હોય તે જગા–મકાન. ૦ગાહ સ્ત્રી૦ કતલની જગા ૦ની રાત સ્ત્રી૦ મહોરમની આગલી રાત (૨) ખૂબ કટોકટી કે તડામારનો વખત, કોઈ કામ કે સંજોગને પહોંચી વળવા માટેની, તાકડા ઉપરની પૂર્વ તયારી કે તેની ધમાલ [કાપાકાપી

**કતાર** [अ क़िनार] હાર અલગાર (૨) લડાઈ,

**કતાલ** વિ૦ [अ कित्ताल] ખૂની, કતલ કરનાર

**કતાલ(–ળ)** પુ૦સ્ત્રી૦ [ક+તાલ] અણબનાવ, કજિયો (૨) રડારોળ, કલેશ

**કતિ,૦પય** વિ૦[सं] કેટલુ ક, અમુક, અનિશ્ચિત સંખ્યાવાળુ

**કતોદય** પુ૦ [सं कृत+उदय] કૃત કર્મનો ઉદય, કર્મફળ, નસીબ

**કતોહિયો** પુ૦ વાટપાડુ, લૂટારો (કા)

**કત્તા** સ્ત્રી૦ [हि कत्ता=કોડી?] ઠીકરાનો ગોળ કકડો, કૂકો

**કત્રાસ** પુ૦ (ગ્રા) દ્વેષ, અંટસ, કતરાશ

**કત્લેઆમ** સ્ત્રી૦ [अ] કત્લ અંકુશ કે વિવેક વિનાની કતલ, આમ કતલ, ખૂનરેજી

કથક વિ૦ [સં] કહેનારું, બોલનારું, વર્ણવનારુ (૨) પુ૦ વક્તા (૩) પુરાણી (૪) નટ અને ગાયક (૫) ન૦ કહેવત

કથણી સ્રી૦+જુઓ કથની

કથન ન૦ [સં] કહેવુ તે, બોલ (૨) વર્ણન (૩) વિવેચન (૪) કહેવત –નાવલિ(–લી, –ળિ, –ળી) સ્રી૦ કહેવતોનો સગ્રહ –ની સ્રી૦ કથા, વાત (૨) કહેવાની રીત, કહેણી (૩) કૂથલી –નીય વિ૦ કહેવા જેવુ –વુ સ૦ક્રિ૦ [સં કથ્] કહેવુ, બોલવુ (૨) કથા–વાત કરવી (૩) ટીકા કે વિવેચન કરવુ [મોટો થાળ

કથરોટ સ્રી૦ [સં काष्ठ+वाटी, મ કઠવટ–ટી]

કથવુ સ૦ક્રિ૦ જુઓ 'કથન'મા

કથળવું અ૦ક્રિ૦ [સં कु+स्थल्] સ્થાનભ્રષ્ટ થવુ ઊતરી જવુ (હાડકુ ઇત્યાદિ) (૨) બગડવુ, વણસવુ

કથા સ્રી૦ [સં] વાર્તા, કહાણી (૨) ઈશ્વર કે ધર્મ સબધી ભાષણ, કીર્તન કે વાર્તા કરવી તે (૩) વૃત્તાન્ત, ચરિત્ર ૦કાર પુ૦ કથા કહેનાર (૨) વાર્તા બનાવનાર ૦નક ન૦ કથાનો ભાગ–કિસ્સો (૨) આડકથા, ઉપકથા ૦નાયક પુ૦ કથાનુ મુખ્ય પાત્ર ૦નુસંધાન ન૦ કથાનુ અનુસધાન–સબધ કે પૂર્વાપર સબદ્ધતા કે પ્રવાહનું બધબેસતાપણુ ૦પીઠ સ્રી૦ કથાની પ્રસ્તાવના ૦પ્રબધ પુ૦ કથાની રચના ૦પ્રસગ પું૦ કથાને માટે અનુકૂળ પ્રસગ ૦ભટ(–દ્દ) પુ૦ પુરાણી, વ્યાસ ૦રભ પુ૦ કથાનો આરભ. ૦શરીર ન૦ કથાનુ શરીર તેનો મુખ્ય ભાગ ૦શેષ વિ૦ જેને વિષે માત્ર કથા કરવાનું જ રહે છે એવું; મૂએલુ. –થાતર ન૦ મુખ્ય કથા છોડીને આડા – વેગળા જતા રહેવુ તે, વાત બદલવી તે (૨) ઉપકથા, આડકથા (૩) મૂળ કથાનુ રૂપાતર

કથાનક ન૦ [સં कु+स्थानक] કઠેકાણુ (૨) [સં] જુઓ 'કથા'મા

કથિત વિ૦ [સં] કહેલુ, વર્ણવેલુ ૦પદત્વ ન૦ પુનરુક્તિ ૦પાઠ પુ૦ વસ્તુ દેખાડી તેના સબધી મોઢેથી શીખવવું તે

કથીર ન૦ [સં कस्तीरं] કલાઈ અને સીસાની મેળવણીથી બનેલી ધાતુ; જસત (૨) [લા] હલકી – તુચ્છ વસ્તુ

કથીરી સ્રી૦ એક જીવડુ –રો પું૦ મોટી કથીરી

કથોરું વિ૦ (કા) જુઓ કથોલુ

કથોલ સ્રી૦ [કુ+ચોલ] સારા લાગનો અભાવ (૨) કથળવુ તે –લ(–લુ) વિ૦ [कु+स्थल] કઠેકાણાનુ (૨) લાગ વિનાનુ, અગવડ ભરેલુ

કથ્થાઈ વિ૦ [હિ. कत्था ,–त्थई, જુઓ કાથો] કાથાના જેવા રગનુ

કથ્ય વિ૦ [સં] કથવા–કહેવા યોગ્ય

કદ [સં.] 'કુ'–ખરાબ, નિંદ્ય એ અર્થ બતાવનો (નામ પૂર્વે આવતો) પૂર્વગ ઉદા કદરૂપુ, કદશના

કદ ન૦ [અ कद्] શરીરની ઊંચાઈ (૨) પ્રમાણ; વિસ્તાર, આકાર (૩) વજન, ભાર, બોજ (૪) પદવી દરજ્જો [–ખસવું = કુળ, દરજ્જો કે વજન વકર જવુ, ઓછુ થવુ]

કદ ન૦ એક જાતનુ રેશમી વસ્ત્ર

કદખલા(–ળા)ઈ સ્રી૦ [કદ+સં खल ઉપરથી ?] લુચ્ચાઈ, ધૂર્તતા (કા) [લુચ્ચુ, ધૂર્ત

કદખલિ(–ળિ)યુ વિ૦ [જુઓ 'કદખલાઈ']

કદખોળ સ્રી૦ [કદ+'ખોળવુ' ઉપરથી ?] નિંદા

કદડો પુ૦ [કદ+દોરો ?] રેશમ કે સૂતરનો કદોરો (ભીલોમા)

કદન ન૦ [સં] મારવુ તે, વધ (૨) પાપ (૩) દુઃખ

કદનું વિ૦ [જુઓ કદન] કદન કરનારુ, વિનાશક

કદમ ન૦ [અ] પગ (૨) પગલુ; ડગલુ ૦જોશ = કવાયતનો એક હુકમ–પગ જોરથી ઉપાડો, ઝટ ચાલો એમ જણાવે છે. ૦નિવાજ વિ૦ મહેરબાન, કૃપાળુ ૦બાજ વિ૦ ઉતાવળે ચાલનારું. ૦બોસ વિ૦ ચરણ ચૂમનારું (૨) નમ્ર, આજ્ઞાંકિત ૦બોસી સ્રી૦ ચરણ ચૂમવા તે (૨) દડવત પ્રણામ, નમસ્કાર

કદમ ન૦ [સં. कदंब] કદબનુ ઝાડ

કદમી વિ૦ [અ. क़दीम] કદીમ, પ્રાચીન (૨) પહેલા આવનાર અને ગરીબ (પારસીના બે વિભાગ–કદમી ને શાહેનશાહી–માના એકનું)

કદર સ્રી૦ [અ क़द्र] ઘટતી કિમત કરવી તે, બૂજ ૦દાન વિ૦ કદર જાણે એવુ, ગુણજ્ઞ ૦દાની સ્રી૦ કદરદાન હોવુ તે, કદર જાણવી

તે ૦દાર વિ૦ કદરવાળુ ૦વુ સ૦ ક્રિ૦ ['કદર' પરથી]કદર કરવી [(૩) કરૂપ(?)

કદરજ વિ૦ [सं कदर्य] કંજૂસ (૨) પાજી, ક્ષુદ્ર

કદરદાર વિ૦, કદરવુ સ૦ક્રિ૦ જુઓ 'કદર'મા

કદર(-રા)વુ અ૦ક્રિ૦ ['કજળવુ' ઉપરથી]ઓલવાવુ, બુઝાવુ (દીવાનું કે દેવતાનું)

કદરી વિ૦ કદરજ, કૃપણ (૨) કદર જાણનારુ

કદરૂપુ વિ૦ [सं कद्रूप] કૂબડુ, બેડોળ

કદવા સ્ત્રી૦ [ક+દુવા] કદુવા, શાપ

કદવાન વિ૦ [કદ+વાન] કદવાળુ, કદાવર

કદવું સ૦ક્રિ૦ [सं कद्] મારવુ, ઈજા કરવી

કદશના [कद्+अशना] બેદરકારી, ધ્યાન ન આપવુ તે (૨) ચિંતા, કાળજી

કદલી(-ળી) સ્ત્રી૦ [सं] કેળ ૦નાલ(-ળ) સ્ત્રી૦ કેળના થડની અંદરનો સુંવાળો ભાગ. ૦પુષ્પ ન૦ કેળનું ફૂલ ૦ફલ(-ળ) ન૦ કેળું ૦વન ન૦ કેળોનુ વન, કેળો જ્યા ઘણી હોય એવી જગા ૦સ્તંભ પુ૦કેળનો થાભલો

કદહાડો પુ૦ [ક+દહાડો] કમોસમ (૨) દુઃખનો દહાડો [જુઓ 'કદલી'માં

કદળી, ૦નાળ, ૦પુષ્પ, ૦ફળ, ૦વન, ૦સ્તંભ

કદંબ ન૦ [सं] એક ફૂલઝાડ, કદમ

કદા અ૦ [सं] ક્યારે (૨) કોઈ સમયે, કદાચ ૦ચ અ૦ દૈવયોગે, ગમેને (૨) કોઈ વાર (સંભવ બતાવવા) ૦ચિત્ અ૦ [सं] કોઈ વખતે; ક્યારેક, કદી ૦પિ અ૦[सं]કદાચિત (૨) કોઈ દહાડો પણ, હરગિજ

કદાગરો પુ૦ કજિયો (૨) અદાવત; અંટસ

કદાવર વિ૦ [फा कद्दावर] મોટા કદ અથવા આકૃતિવાળુ (૨) મજબૂત

કદાસણ સ્ત્રી૦ વઢકારી સ્ત્રી

કદી અ૦ [કો+દી ?] કદાપિ, ક્યારેય પણ (૨) કોઈક વેળા ૦ક અ૦ જવલ્લે, કોઈક જ વાર ૦કદી અ૦ કોઈ કોઈ વાર

કદીમ(-મી) વિ૦ [अ] અસલી, પ્રાચીન, જૂના જમાનાનુ [ને કોઈ વાર

કદીમદી અ૦ [કદી+મદી (દ્વિ)] કદી નહિ

કદીમી વિ૦ જુઓ કદીમ

કદીર વિ૦ [अ] શક્તિમાન, સર્વશક્તિમાન

કદુવા સ્ત્રી૦ [ક+દુવા] કદવા, શાપ

કદૂરત સ્ત્રી૦ [अ] મલિનતા, ડહોળાપણુ (૨) અસ્વસ્થતા (૩) શંકા

કદૃષ્ટિ સ્ત્રી૦ જુઓ કુદૃષ્ટિ

કદ્દુ પુ૦ [फा कदू] દૂધી (૨)[લા] બત્તો, ટૂંકો જાડો ને મજબૂત લાકડાનો દંડો (૩) ઘોકણુ

કદ્રુ પુ૦ [सं] (સં) કશ્યપ ઋષિની સ્ત્રી– નાગલોકોની માતા ૦કુમાર, ૦સુત પુ૦ નાગ

કદ્રૂપ(-પુ) વિ૦ [सं] કૂબડુ, કદરૂપુ

કધાન ન૦ [कु+धान्य] હલકી જાતનુ અનાજ (કોદરા, બંટી ઇ૦) (૨) બગડેલુ અનાજ

કધોકુ,-ણુ વિ૦ [ક+ધોકુ, ધોણ] ન ધોયુ –ણી સ્ત્રી૦ લાંબો વખત ચીજ ન ધોવાથી થતી એની ગાઢ મેલભરી સ્થિતિ (ખાસ કરીને કપડાની) –ણુ, –તુ, –વણ વિ૦ ધોયુ ધોવાય નહિ એટલુ મેલુ

કનક ન૦ [सं] સોનુ (૨) ધન, દોલત (૩) ધતૂરો ૦પાટી સ્ત્રી૦ સોનાનો પટો ૦ફૂલ ન૦ સોનાનુ ફૂલ (૨) કાનનુ એક ઘરેણુ (૩) ધતૂરાનુ ફૂલ ૦મુદ્રા સ્ત્રી૦ સોનામહોર ૦વર્ણું વિ૦ સોનાના રંગનુ ૦સારિકા સ્ત્રી૦ એક પક્ષી –કાચલ(-ળ) પુ૦ (સં) સુમેરુ

કનકવી સ્ત્રી૦ [हिं कनकौवा] નાની પતંગ –વો પુ૦પતંગ [–અપાવવો,–મુકાવવો = પતંગને ઊડતો કરવા બીજાએ દૂર સુધી લઈ જઈ છોડવો, છૂટ અપાવવી –ચગાવવો પતંગ ઉડાડવો, ઊંચે ચડાવવો]

કનજર સ્ત્રી૦ [ક+નજર] કુદૃષ્ટિ

કનડવુ સ૦ક્રિ૦ દુઃખ દેવુ, પજવવુ –ગત સ્ત્રી૦ કનડવુ તે, હેરાનગતિ

કનડાટ પુ૦ કનડવું તે

કનફૂલ ન૦ [सं कर्णोत्पल, प्रा कण्णुप्पल ? के કણ + ફૂલ ?] કાનનુ એક ઘરેણુ, કનકફૂલ (?)

કનવા, ૦ર સ્ત્રી૦ દરકાર, ચિંતા

કન(-ના)સ્તર ન૦ [इ કૅનિસ્ટર, हिं] ઘાસ કે ઘાસની ચીપોની ટોપલી કે કંડિયો (૨) શીશી (પઢિયાની) (૩) ટીનના પતરાનો ડબ્બો

કનાઈ (ના') પુ૦ [हिं कन्हाई, सं कृष्ण] (સં) + કનૈયો, કહાન (પ)

કનાત સ્ત્રી૦ [અ] તબૂની કપડાની ભીંત (૨) જાડા કપડાનો પડદો
કનાસ્તર ન૦ જુઓ કનસ્તર
કનિષ્ઠ વિ૦ [સં] ઉમ્મરમા સૌથી નાનુ (૨) સૌથી નાનુ (૩) છેક ઊતરતું, હલકામા હલકુ ૦તા સ્ત્રી૦ ૦પક્ષ પુ૦ છેક ઊતરતો પક્ષ (૨) હલકી રીત −ષ્ઠિકા સ્ત્રી૦ ટચલી આગળી (૨) વિ૦ નાની (બહેન) [આવે છે
કની અ૦ 'કે નહિ?' એ અર્થમા વાક્યમા
કનીનિકા સ્ત્રી૦ [સં.] આખની કીકી
કને અ૦ [સં कर्णे] પાસે
કનેરા સ્ત્રી૦ [સ] વેસ્યા (૨) હાથણી
કનેરી સ્ત્રી૦ ['કણ' ઉપરથી] ચોખાની કાજી(૨) ['કિનારી' ઉપરથી] કિનારી,કોર (૩) કાંગરી(૪) બારી પૂરી (૫) [ઇ કેનેરી] એક પક્ષી
કનેરું ન૦ ['કિનારો' ઉપરથી] કિનારો, કોર(૨) અ૦ જુઓ કને, પાસે
કનેવાળિયો પુ૦ [કને + વાળિયો(વાળો)](કા) મકાનમા પેસેલા ચોરનો બહાર ઊભેલો સાથી
કનોજી સ્ત્રી૦[હિં कनौज, સં. कान्यकुब्ज, પ્રા कन्नउज्ज] મધ્ય ગંગાયમુના અને ઉત્તર પ્રદેશની એક હિંદીની બોલી
કનૈયો પુ૦[સં कृष्ण,પ્રા कण्ह−न्ह, હિં कन्हैया] (હશ્રુતિ બોલવામા લોપાઈ ગઈ છે) (મ) કૃષ્ણ કનાઈ
કનોચાં ન૦બ૦વ૦ [સ कर्ण, પ્રા कण्ण−न्न પરથી? દે कण्णाआस?] કાનની બૂટો
કનોછો ન૦ એક વનસ્પતિ
કન્ના સ્ત્રી૦[હિં, મ : સં. कर्ण, પ્રા कन्न પરથી?] કન્યા, (ઊડવા માટે) પતગના ઢઢ્ઢા અને કમાન સાથે બધાતી દોરીની યોજના [−ખાવી = પતગે એક બાજુ કન્નાનુ ઊડવુ −બાંધવી = કન્નાની યોજના કરવી, તે દોરી બાધવી] ૦વું અ૦ ક્રિ૦ એક બાજુ નમતુ રહેવુ, ગિન્નાવું (પતગનુ) −ન્ની સ્ત્રી૦ કન્નાતી ઓછી કરવા માટે પતગને છેડે ચોડાતી પૂંછડી (૨) [?] નાની પતગ
કન્યકા સ્ત્રી૦ [સં.] નાની કુંવારી છોકરી
કન્યા સ્ત્રી૦[સં] કુવારી છોકરી(૨)પુત્રી,દીકરી (૩)એક રાશિ(૪)મોટી ઇલાયચી(૫)[સં]દુર્ગા, પાર્વતી [−ઊતરવી = કન્યા જવી.લગ્નવહેવાર બધાવો,બેટીવહેવાર હોવો] ૦ઉતાર પું૦કન્યા ઊતરવી અપાવી તે કે તેનો વ્યવહાર,૦કેળવણી સ્ત્રી૦ કન્યાઓની કેળવણી, સ્ત્રીકેળવણી ૦કાળ પુ૦ કુવારાપણાનો સમય (૨) કન્યાને પરણાવી દેવાનો સમય ૦કુબ્જ પુ૦ (સં) એ નામનો કનોજની આજુબાજુનો એક પ્રાચીન દેશ ૦કુમારી સ્ત્રી૦(સ) હિંદુસ્તાનના દક્ષિણ છેડાની ભૂશિર(૨) દુર્ગા ૦ગત ન૦ સ્ત્રીધન,પલ્લુ (૨)કન્યા રાશિમા ગ્રહની સ્થિતિ ૦ગ્રહણ ન૦ કન્યાને પરણવુ તે, લગ્ન ૦ચૂડી સ્ત્રી૦ પરણતી વખતે કન્યાને પહેરાવવાની ચૂડી ૦દાન ન૦ કન્યાને વિધિપૂર્વક પરણાવવી તે(૨)તે વખતે અપાતી પહેરામણી ૦દાયો પુ૦ કન્યાને અપાતો દાયજો − પહેરામણી ૦ધન ન૦ કન્યારૂપી ધન ૦પુત્ર પુ૦ કુવારી કન્યાને થયેલો પુત્ર(૨)ભાણેજ ૦રાશિ વિ૦ સ્ત્રીના જેવા ગુણવાળું, બાયલુ (૨) સ્ત્રી૦ એક રાશિ ૦વય ન૦ કન્યા તરીકેની ઉમર ૦વસ્થા સ્ત્રી૦ કન્યા તરીકેની અવસ્થા. ૦વિક્રય પુ૦ કન્યા દેવા બદલ પૈસા લેવા તે ૦શાળા સ્ત્રી૦ છોકરીઓની નિશાળ
કન્યા સ્ત્રી૦ જુઓ કન્ના
કન્યાણું ન૦ વીરડો
કપ પુ૦ [મ, સ कार्पास પરથી?] લામગરી, કફ (૨) [ઇ] પ્યાલો
કપચી સ્ત્રી૦[મ कों. कपची, સં कवच ?] સડક પૂરવાનો પથ્થર (૨) પથ્થરનો ભૂકો
કપટ ન૦[સં] છળ,પ્રપંચ (−કરવું, −ખેલવું, −રમવું) ૦કોટ પુ૦ ઠગવા માટે ઊભો કરેલો બનાવટી કોટ (૨) ઢોંગનો પડદો ૦ખોર વિ૦ કપટી,ઠગ. ૦નિંદા સ્ત્રી૦ છેતરવા માટે કરેલી કોઈની નિંદા ૦પ્રબંધ પુ૦ કપટની યોજના ૦બાજ વિ૦ કપટખોર ૦બાજી સ્ત્રી૦ ઠગાઈ, ધૂર્તતા(૨) કપટની જાળ ૦ભાવ પુ૦ કપટની વૃત્તિ ૦યુદ્ધ ન૦ કપટભર્યું કે કપટથી લડાતુ યુદ્ધ ૦રૂપ વિ૦ કપટી રૂપવાળું,ઠગારું ૦વધ પુ૦ કપટ કરીને મારી નાખવુ તે. ૦વિદ્યા

ભોટ, ગામડિયુ (૨) ન૦ [सं कपाट] નાનુ તાકુ, ભંડારિયુ
કબડવુ સ૦ ક્રિ૦ હેરાન કરવુ
કબડાવું અ૦ક્રિ૦ માંદુ પડવુ, શરીરનું કથળવુ
કબર સ્ત્રી૦ [अ कब्र] કબ્ર, ઘોર(૨)તેમા મડદુ દાટી ઉપર કરેલું ચણતર [(હાથે)કબર ખોદવી =પોતાનુ મૃત્યુ થાય,કે પોતાને અતિ નુકસાન થાય તેવુ જાતે કરવુ ] ૦સ્તાન ન૦ [+(ફા) स्तान] મુસલમાનો યા ખ્રિસ્તીઓનું સ્મશાન
કબરી સ્ત્રી૦ [सं ] ચોટલો, વેણી
કબલ અ૦ [अ क़ब्ल] પહેલા
કબંધ પુ૦,ન૦[सं ]માથા વિનાનું શરીર(૨)[સં ] રાહુ(૩)એક રાક્ષસ (૪) [ક+બંધ] ખરાબ બંધ
કબા સ્ત્રી૦ [अ ] જભ્ભો (અમીરી) [કૃત્ય
કબાજી સ્ત્રી૦ [ક+બાજી] ઊંધો ધંધો, મૂર્ખાઈભર્યું
કબાટ પુ૦ન૦ [सं कपाट ? સર૦ म, ई कप्वोर्ड ?] વસ્તુઓ મૂકવાની ખાનાવાળી એક બનાવટ
કબાડ વિ૦ કદરૂપુ, ખરાબ, દુષ્ટ (૨) પુ૦ [સર૦ हिं , म ] ઘાસનો ભાર, ગંજી (૩) ન૦ ઇમારતી લાકડુ ૦કઠ સ્ત્રી૦ [+सं कष्ट, म कवाडकष्ट] ખૂબ સખત કે હલકી મજૂરી, ગધ્ધાવૈતરુ –ડિયુ વિ૦ જાડુ અને જોરવાળુ (૨) કબાડી –ડી વિ૦ કબાડા કરનારુ (૨) પુ૦ ઇમારતી લાકડાનો વેપારી (૩) કઠિયારો –ડુ વિ૦ બેડોળ, કઢંગુ, કદરૂપુ (૨) નઠારુ, દુષ્ટ, વ્યભિચારી (૩) ન૦ તેવુ કામ
કબાબ પુ૦ [फा] માંસનુ મૂઠિયુ–ભજિયુ ૦ચીની સ્ત્રી૦ એક ઓષધિ
કબાલો પુ૦ [अ ]સાટુ (૨) સાટાનો કરાર (૩) વાયદે નાણાં આપવાના કરારથી કરેલી ખરીદી
કબી અ૦ [हिं कमी] કબૂ, કદી
કબીર વિ૦ [अ ] મહાન, મોટુ (૨) પુ૦ ભાટ, કવિ (૩) [સં ] પ્રસિદ્ધ ભક્તકવિ અને જ્ઞાની ૦પંથ પુ૦કબીર પાછળ ચાલેલો પંથ ૦પંથી વિ૦ કબીરપંથનું (૨) પુ૦ તેનો અનુયાયી –રો પુ૦કબીરપંથીઓનું પહોળા મોંનું ભિક્ષાપાત્ર, કટોરો (૨) ઇસ્લામી શરેહ પ્રમાણેનો મહા અપરાધ [કબીલાવાળો
કબીલદાર વિ૦ [अ कवीलह्+दार (फा)]
કબીલો પુ૦[अ ] બૈરાંછોકરાં(૨)કુટુંબ પરિવાર.
કબીસો પુ૦ [अ ] પારસી વર્ષ પ્રમાણે છેલ્લા માસના પાંચ દિવસોનો સમૂહ (૨) ચાંદ્રવર્ષ કરતાં સૌરવર્ષમા આવતા વધારાના ૧૧ દિવસોનો સમૂહ
કબુલાવવુ સ૦ ક્રિ૦, કબુલાવુ અ૦ ક્રિ૦ 'કબૂલવું'નુ પ્રેરક ને કર્મણિ
કબુદ્ધિ સ્ત્રી૦ [ક+બુદ્ધિ] કુબુદ્ધિ
કબૂ અ૦ [हिं कभु] + કદી, કોઈ વાર
કબૂતર ન૦ [फा ] એક પખી ૦ખાનુ ન૦ કબૂતરો રાખવાનુ પીંજરુ (૨) [લા ] નાના નાના ઘણા ખાનાવાળુ એવું કબાટ (૩) ગંદી જગા –રી સ્ત્રી૦ કબૂતરની માદા
કબૂદ ન૦ [फा ] એક પક્ષી
કબૂધ સ્ત્રી૦ કુબુદ્ધિ –ધિયુ વિ૦ [+ઇયુ] કુબુદ્ધિવાળુ
કબૂલ વિ૦[अ ]મંજૂર, માન્ય [–થવું, –રાખવુ =કબૂલ કરવુ, માનવુ ] ૦ણી સ્ત્રી૦ કબૂલાત ૦(–લા)ત સ્ત્રી૦ કબૂલવુ તે [–આપવી, –કરવી = કબૂલવુ (૨) કબૂલાતપત્ર લખી આપવુ –માગવી = કબૂલ થવા કહેવુ, માન્ય કે મંજૂર છે કે કેમ તે પૂછવુ –લેવી = મંજૂરી કે સ્વીકાર મેળવવો ] ૦(–લા)તનામું ન૦, ૦(–લા)તપત્ર પુ૦ કબૂલાતનો લેખ, કરારનામુ ૦મંજૂર વિ૦ કબૂલેલુ, મંજૂર થયેલુ –કરેલુ ૦મંજૂરી સ્ત્રી૦ ૦વુ સ૦ક્રિ૦ હા પાડવી, સ્વીકારવુ (૨) કબૂલાત આપવી
કબૂલી સ્ત્રી૦ [अ ] ચણાની દાળની ખીચડી
કબેલુ ન૦[જુઓ 'કવલુ'] કાળુ મોટુ નળિયુ, મોભારિયુ (૨) ઘાટ વગરનુ ઠીકરુ (૩) મોટી બેડોળ ઠીબ
કબોલ પુ૦ [ક+બોલ] કુબોલ, કુવેણ
કબ્ર [अ ], ૦સ્તાન [फा ] જુઓ 'કબર'મા
કભા પુ૦ [अ कवा] જરીનો જામો, વાઘો ૦ય પુ૦ કભા (૨) ઓઢો (૩) સ્ત્રી૦ બાય
કભારજા સ્ત્રી૦ કુભારજા, કર્કશા સ્ત્રી
કભાવ(–વો) પુ૦ [ક+ભાવ] અપ્રીતિ, કંટાળો, તિરસ્કાર [મેલુ, કઘોણુ
કભોડું વિ૦[ક+ભોડુ] ધોયુ ધોવાય નહિ એવુ

**કમ** વિ૦ [फा] ઓછુ (૨) ખરાબ ૦**અક્કલ** વિ૦ ઓછી બુદ્ધિવાળુ, મૂર્ખ (૨) સ્ત્રી૦ ઓછી અક્કલ ૦**અસલ** વિ૦ કમજાત, રાંડનાં-રાખેલીના પેટનુ. ૦**આવડ(૦ત)** સ્ત્રી૦ ઓછી આવડત ૦**કદર** વિ૦ કદર વગરનુ (૨) સ્ત્રી૦ ઓછી કદર. ૦**કૌવત** વિ૦ કમતાકાત, દુર્બળ ૦**કૌવતી** સ્ત્રી૦ દુર્બળતા, અશક્તિ ૦**ખર્ચ (-રચ)** પુ૦ ઓછુ ખરચ ૦**ખર્ચાં(-રચા)ળ** વિ૦ ઓછુ ખરચાળ ૦**જબાં(-બાન)** વિ૦ ઓછાબોલુ (૨) બહાના કાઢયા વિના હુકમ માનનારુ, આજ્ઞાંકિત (૩) તોતડુ (૪) ભૂંડાબોલુ (૫) સ્ત્રી૦ ગાળ, અપશબ્દ ૦**જાત** વિ૦ કમઅસલ ૦**જાદે** વિ૦ ઓછુવત્તુ. ૦**જોર** વિ૦ કમતાકાત, દુર્બળ. ૦**જોરી** સ્ત્રી૦ અશક્તિ ૦**જોશ(-સ)** વિ૦ જોશ જુસ્સા વિનાનું (૨) નમાલુ ૦**તર** વિ૦ [+(फा)तर] વધારે ઓછુ -ઊતરતુ ૦**તરીન** વિ૦ [+(फा.)तरीन] સૌથી ઓછુ -ઊતરતુ ૦**તાકાત** વિ૦ કમજોર. ૦**તાકાતી** સ્ત્રી૦ કમજોરી ૦**તી** વિ૦ [+(फा) ई] ઓછુ ૦**તોલ** વિ૦ તોલમા તોલ કરતા ઓછુ (૨) જેનો ઝાઝો ભાર — વક્કર ન પડે એવુ. ૦**નજર** સ્ત્રી૦ મહેરબાનીની ઓછપ; અવકૃપા ૦**નસીબ** વિ૦ દુર્ભાગી (૨) ન૦ દુર્ભાગ્ય ૦**નસીબી** સ્ત્રી૦ દુર્ભાગ્ય ૦**ફુરસદ** વિ૦ ઓછી નવરાશવાળુ (૨) સ્ત્રી૦ કમફુરસદી ૦**ફુરસદી** સ્ત્રી૦ નવરાશની ઓછપ ૦**બખ્ત (-ખત)** વિ૦ કમનસીબ (૨) ધૂર્ત, બદમાશ. ૦**બખ્તી(-ખતી)** સ્ત્રી૦ કમનસીબી (૨) ધૂર્તતા, બદમાશી. ૦**બેશ** વિ૦ ઓછુવત્તુ. ૦**સમજ** વિ૦ ઓછી સમજવાળુ (૨) સ્ત્રી૦ ઓછી સમજ

**કમકમવું** અ૦ક્રિ૦ [सं कम्प्] ધ્રૂજવુ, કંપારી ખાવી કમકમાટ પું૦, -ટી સ્ત્રી૦ કમકમવુ તે, કમકમી (૨) ત્રાસ (૩) જુગુપ્સા

**કમકમાં** ન૦બ૦વ૦ ધ્રુજારી, કંપારી [-આવવાં, -ખાવાં, -છૂટવા] -મી સ્ત્રી૦ કંપારી (૨) સૂગ

**કમખો** પુ૦ [फा कमखाव પરથી] કાપડું, કાચળી -ખી સ્ત્રી૦ નાનો કમખો -ખાચોળી સ્ત્રી૦ કમખાઘાટની ચોળી

**કમચી** સ્ત્રી૦ [तु] ચાબુક; કોરડો (૨) ચાબુકની દોરી

**કમજરે** અ૦ [ક + મજરે] એળે, બરબાદ

**કમઠ** પુ૦ [सं] કાચબો (૨) વાસ -ઠી સ્ત્રી૦ કાચબી

**કમઠાડું** ન૦ [सं कमठ ઉપરથી] ખપાટિયુ (ખાસ કરીને વાસનુ)

**કમઠાણ** ન૦ [सं कर्मस्थान, प्रा. कम्मट्ठाण ?] મોટો ખટલો; રસાલો (૨) વાખરો, સરસામાન (૩) ઢંગધડા વગરની કે ખાલી મોટી રચના

**કમઠાયો** પુ૦ [स कर्मठ ? જુઓ કમઠાણ પણ] બાધકામનો સારો અનુભવી મિસ્ત્રી, શિલ્પી

**કમઠાળ** સ્ત્રી૦ ['કમઠ' ઉપરથી] ચિતાળ, ફાડેલું લાકડું

**કમણવું** અ૦ ક્રિ૦ [જુઓ કણવુ] કચવાવુ; કણકણવું

**કમત** સ્ત્રી૦ [જુઓ કુમતિ] કુબુદ્ધિ -તિયું વિ૦ કમતવાળુ

**કમતર, -રીન, કમતી** વિ૦ [फा.] જુઓ 'કમ'માં

**કમન** ન૦ [ક + મન] અપ્રીતિ, અભાવ

**કમનીય** વિ૦ [सं] ચાહવા-ઇચ્છવા યોગ્ય (૨) સુંદર, મજેનુ

**કમબખ્ત, -ખ્તી,** [फा] **-ખત, -ખતી** જુઓ 'કમ'મા

**કમબેશ** [फा] જુઓ 'કમ'મા

**કમર** સ્ત્રી૦ [फा] કમ્મર, કેડ [-કસવી, -બાંધવી = હિમત ભીડવી, તૈયાર થવુ -ભાગવી, -તૂટવી = હતાશ થવુ, ઢીલા થવુ. -તોડવી, -બેસવી = સખત મહેનત કરવી (૨) બીજાની હિમત તૂટી જાય તેમ કરવુ -પર કાંકરો મૂકીને (કામ કરવું) = જરાય ચસ્યા વિના.] ૦**કસ** વિ૦ (+કસવુ) કમર કસનારું, જોરનુ કામ કરનારું (૨) પુ૦ લડવૈયો, વીરપુરુષ (૩) ન૦ કેડને મજબૂતી આપનાર એક ઔષધિ ૦**તૂટ,** ૦**તોડ** વિ૦ કમર તોડી નાખે તેવુ અઘરુ (કામ) ૦**નું ઢીલું** વિ૦ ઢીલી-નબળી કેડનુ (૨) હિંમત વગરનુ; પોચું, કાયર ૦**મા જોર** પું૦ તાકાત, હિમત ૦**પટ્ટી(-ટ્ટી)** સ્ત્રી૦ કમર અથવા કોઈ પણ ચીજના મધ્યભાગમા બાધવાની પટ્ટી ૦**પટો (-ટ્ટો)** પુ૦ કેડે બાધવાનો પટો ૦**બધ** પુ૦ કમરપટો (૨) વિ૦ સુસજ્જ, સાવધ; તત્પર ૦**વા** પુ૦ કમરનો વા, એક રોગ

**કમરક(-ખ)** ન૦ [सं कर्मरंग] એક ખાટું ફળ **-ખી** સ્ત્રી૦ એનું ઝાડ

**કમરીક** ન૦ [इ केंब्रिक] એક જાતનું કાપડ

**કમલ** ન૦ [सं] એક ફૂલ, કમળ (૨) ગર્ભસ્થાન ૦જા સ્ત્રી૦ લક્ષ્મી ૦(-ળ)તંતુ પુ૦ કમળનો રેસો ૦દલ ન૦ કમળની પાંદડી ૦(-ળ)નાળ સ્ત્રી૦ કમળની દાંડી ૦પત્ર ન૦ કમલદલ ૦પત્રાક્ષ વિ૦ [+पत्र+अक्ष] કમળદલ જેવી આંખવાળું ૦ભૂ, ૦યોનિ પુ૦ બ્રહ્મા ૦મુદ્રા સ્ત્રી૦ આંગળાંને કમળના આકારે વાળવાં તે **-લા(-ળા)** સ્ત્રી૦ વિષ્ણુની પત્ની, લક્ષ્મી (૨) સુંદરી, સ્ત્રી **-લાકર** પુ૦ [+आकर] કમળોનો સમુદાય (૨) કમળનું તળાવ-સરોવર **-લાક્ષ** વિ૦, **-ક્ષી** વિ૦ સ્ત્રી૦ કમળ જેવી સુંદર આંખવાળું **-લા(-ળા)પતિ** પુ૦ વિષ્ણુ **-લા(-ળા)સન** પુ૦ [+आसन] બ્રહ્મા **-લિની** સ્ત્રી૦ કમળની વેલ કે તેથી ભરપૂર તળાવ **-લોદ્ભવ** વિ૦ [+उद्भव] કમળમાંથી ઉત્પન્ન થયેલું (૨) પુ૦ બ્રહ્મા

**કમળ** ન૦ જુઓ કમલ ૦કાકડી સ્ત્રી૦ કમળનું બીજ ૦કોશ(-ષ) કમળના ફૂલનો ડોડો ૦તંતુ, ૦નાળ જુઓ 'કમલ'માં ૦પૂજા સ્ત્રી૦ કમળ ચડાવીને પૂજા કરવી તે (૨) જેમાં દેવને મસ્તક ચડાવાય છે એવી પૂજા ૦પ્રબંધ, ૦બંધ પુ૦ એક ચિત્રકાવ્ય ૦ભૂ વિ૦ કમળમાંથી ઉત્પન્ન થયેલું (૨) પુ૦ બ્રહ્મા ૦મુદ્રા સ્ત્રી૦ કમલમુદ્રા ૦વેલ સ્ત્રી૦ એક વેલ **-ળા, ળાપતિ, -ળાસન** જુઓ 'કમલ'માં

**કમળી** સ્ત્રી૦ એક ફૂલ (૨) એક રોગ **-ળો** પુ૦ [म कमला] એક રોગ (૨) [લા] વિકૃત દૃષ્ટિ

**કમંડલુ(-ળુ)** ન૦ [सं] સંન્યાસીનું જલપાત્ર (૨) એક વાનુપાત્ર (પીરસવાના કામનું)

**કમંડળ** ન૦ જુઓ કમંડલુ [કમાવું

**કમાઈ** સ્ત્રી૦ ['કમાવું'] કમાણી **-ઉ** વિ૦ રળતું,

**કમાચણ** સ્ત્રી૦ [म कामाचारिणी] છિનાળ; વેશ્યા

**કમાડ** ન૦ [सं कपाट] બારણું [(-દેવું, -વાસવું = બારણું બંધ કરવું -ભાગવાં = વારવાર આવવું - જવું (ઉઘરાણી ઇ૦ માટે)]

**કમાડું** ન૦ ['કમાડ' પરથી] ક્યારામાં પાણી આવવા કે આવતું બંધ કરવા માટે નીકમાં કરાતી-તોડાતી નાની પાળ [વિ૦ કમાઉ

**કમાણી** સ્ત્રી૦ [કમાવું] રળતર, કમાઈ **-તલ**

**કમાન** સ્ત્રી૦ [फा] કામઠું, ધનુષ (૨) કામઠાના આકાર, એ આકારની કોઈ પણ રચના, મહેરાબ (૩) સ્થિતિસ્થાપક ગુણવાળું ગૂંચળું, 'સ્પ્રિંગ' [-કાઢવી = કમાનનો આકાર કરવો (બાંધકામમાં) -ચડાવવી - મનુષ્ય વાળીને પણછ ચડાવવી -છટકવી = (સ્પ્રિંગ) ઢીલી થઈ જવી (૨) મિજાજ જવો -નાખવી, -બેસારવી = છટકેલી કમાનને ફરી ગોઠવવી, કે ન હોય ત્યાં નવેસર મૂકવી] ૦કાંટો પુ૦ એક જાતનો તોળવાનો કાંટો ૦ગર પુ૦ કમાન ચણનારો કારીગર (૨) ચિતારો (૩) હાડવૈદ ૦દાર વિ૦ કમાનવાળું (૨) અર્ધગોળાકાર

**કમાલ** વિ૦ [अ] સંપૂર્ણ (૨) ઉત્કૃષ્ટ, ઘણું સારું (૩) સુંદર (૪) સ્ત્રી૦ હદ, પરાકાષ્ઠા [-કરવી = હદ કરવી, કાંઈક ભારે પરાક્રમ કરવું]

**કમાલિ(-ળિ)યો** પુ૦ [કમાલ' પરથી] હીજડો ફાતડો (૨) નપુંસક, વ્યંઢળ (૩) [લા] પુરુષના જેવી સ્ત્રી ઊંચી અને અસુંદર અથવા લજ્જા વિનાની સ્ત્રી

**કમારગ** પુ૦ [કુ + મારગ] જુઓ કુમાર્ગ

**કમાવતર** ન૦ બ૦ વ૦ [કુ + માવતર] માબાપના સ્વાભાવિક ગુણ વિનાનાં - છોકરાંનું ભૂંડું કરે એવાં માબાપ

**કમાવવું** સ૦ક્રિ૦ [हिं कमाना, म कामान, म कमा.णें] (ચામડું) કેળવવું, સાફ અને સુંવાળું કરવું (૨) 'કમાવું'નું પ્રેરક, કમાણી કરાવવી, રળાવવું કમાવાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

**કમાવીસદાર** પુ૦ [म] જુઓ કુમાવીસદાર

**કમાવું** સ૦ક્રિ૦ [हिं कमाना] પેદા કરવું, રળવું

**કમાળિયો** પુ૦ જુઓ કમાલિયો

**કમિટી** સ્ત્રી૦ [इं] સમિતિ

**કમિશન** ન૦ [इ] દલાલી, હકસાઈ (૨) નિયુક્ત જન, પંચ, તપાસપંચ (૩) અખત્યારનામું, સનદ (૪) અખત્યાર, અધિકાર ૦ર પુ૦ અંગ્રેજી

રાજ્યનો એક અમલદાર,સન્સૂબો (૨) ખાસ કામ માટે નિમાયેલો માણસ ૦એજન્ટ પુ૦ [इ] દલાલ

કમી વિ૦ [फा कम] કમ ઓછું (૨)ઊણું,અધૂરું (૩)સ્ત્રી૦ [फा] ઓછપ, ઊણપ [–કરવું = રદ કરવું (૨) બરતરફ કરવું] ૦જાસ્તી વિ૦ ઓછુંવત્તું

કમીન વિ૦ [फा] નીચ, હલકા મનનું (૨) મેલા મનનું,કપટી –ના સ્ત્રી૦[फा]ઓછપ,ખોટ –નું વિ૦[फा कमीनह] કંગાળ, પામર, હલકું

કમુરત ન૦ [ક + મુરત] અશુભ મુહૂર્ત, અયોગ્ય સમય –તાં ન૦બ૦વ૦ કમુરતવાળા દિવસો

કમૂળ વિ૦ [ક + મૂળ] ખરાબ મૂળવાળું (૨) કુળને એબ લગાડે એવું

કમોત ન૦ [ક + મોત] અસ્વાભાવિક મોત –તિયું વિ૦ કમોતે મરેલું (૨) કમોતે મરે તેવું (૩)[લા] સાહસિક

કમોદ સ્ત્રી૦ [सं कुमुदा?] એક જાતની ડાંગર [–આપવી = સાગી પેઠે માર મારવો] ૦ડો પુ૦ એનાથી ઊતરતા પ્રકારની ડાંગર –દિયું વિ૦ [+ ઇયું] જેમાં કમોદ પાકતી હોય એવું (૨) [લા] સુગંધીદાર.

કમોસમ સ્ત્રી૦ [ક + મોસમ] કઋતુ, કવખત

કમ્મર સ્ત્રી૦ જુઓ કમર

કયડો પુ૦પતંગનો ઢઢ્ઢો (૨) [सं कटक] કરડો, વીંટલો (૩) [જુઓ 'કરડું'] કવાથ, ઉકાળો

કયામત સ્ત્રી૦ [अ] જુઓ કયામત

કયાસ પુ૦ (પ) + જુઓ કયાસ

કયડું ન૦ [જુઓ કરડું] માદાને કે સુવાવડીને આપવાની એક રાબ

કયું સ૦ (૨) વિ૦ [सं कतर, प्रा कयर?] (સ્ત્રી૦ કઈ) કોણ, શું (પ્રશ્નવાચક) [કયે મોઢે = શી આબરૂથી કે હકદાવાથી?]

કર પુ૦ [सं] હાથ (૨) વેરો, મહેસૂલ, જકાત (૩) લાગો (૪) કિરણ (૫) સૂંઢ (૬) બેની સંજ્ઞા [–ઘાલવો –નાખવો, –બેસાડવો, –ઠોકવો = વેરો લાગુ કરવો –ભરવો = વેરો આપવો] ૦કંકણન્યાય પુ૦ કેડમાં છોકરું ને ગામ ઢૂંઢે એવો ન્યાય ૦કોશ(–ષ)પુ૦ખોબો, અંજલિ. ૦ગ્રહ પુ૦ પાણિગ્રહણ, લગ્ન (૨) આશ્રય આપવો તે ૦ગ્રાહી વિ૦ આશ્રય આપનારું (૨) પુ૦ હાથ ઝાલનાર – પતિ (૩) વેરો ઉઘરાવનાર અમલદાર ૦તલ(–ળિયું) ન૦ હથેળી ૦તલગત વિ૦ હથેળીમાં હોય એવું ૦તલભિક્ષા સ્ત્રી૦હથેળીમાં માય તેટલી જ ભિક્ષા લેવાનું વ્રત ૦તલાસ્થિ ન૦હથેળીનું હાડકું ૦તલી સ્ત્રી૦ હથેળી, ૦તાલ(–ળ) સ્ત્રી૦ હાથ વડે તાળી આપવી તે (૨) કાંસીજોડા,ઝાંઝ ૦ન્યાસ પું૦મંત્ર ભણીને કર આદિ વિભાગો ઉપર જુદા જુદા દેવનું સ્થાપન કરવું તે ૦પલ્લવ પુ૦ પંજો,પહોંચો (૨) હાથરૂપી પલ્લવ (૩) કોમળ હાથ(૪)આંગળી ૦પલ્લવી સ્ત્રી૦ હાથના – આંગળીઓના ચાળાથી વિચાર જણાવવા – સમજાવવાની વિદ્યા (૨) હાથનો ઇશારો – સંકેત ૦પીડન ન૦ જુઓ કરગ્રહ ૦પુટ પુ૦ નમસ્કાર માટે હાથ જોડવા તે (૨)ખોબો ૦પૃષ્ઠ ન૦ હાથનો પાછલો – અવળો ભાગ ૦બદર ન૦ હાથમાં રહેલું બોર. ૦બદરવત્ અ૦ કરબદર પેઠે બરોબર તપાસી – જાણી શકાય તેવું ૦ભાગ પુ૦ કર રૂપે આપવાનો રાજ્યનો ભાગ ૦ભાર પુ૦ કરવેરાનો ભાર – બોજો. ૦ભૂષણ ન૦ હાથનું ઘરેણું (૨) પતિ (૩) દાન ૦માળા સ્ત્રી૦ જપમાળા બેરખો (૨) હાથની આંગળીઓ રૂપી જપમાળા ૦લજામણું વિ૦ હાથ લજાવે એવું ૦સંપાત પુ૦ હાથનો ધબ્બો, ધોલ ૦સંપુટ પુ૦, ન૦ જુઓ કરપુટ (૨) વચ્ચે પોલાણ રહે એમ હાથ ઉપર હાથ રાખવો તે ૦સ્રુવ(–વા) પુ૦ નાનો સ્રુવ – ચાટવો

કરકટિયો વિ૦ [सं कर्कट = કઠિન, પરથી?] બખ્તરધારી

કરકટી સ્ત્રી૦ [दे करकटी = વધ્ય પુરુષને પહેરાવવાનું વસ્ત્ર] કાંડી [કઠોળ

કરકઠોળ ન૦ [કર(કિ)+કઠોળ પરથી?] પરચૂરણ

કરકડી સ્ત્રી૦ + કકડી –ડો પુ૦ + કકડો

કરકર સ્ત્રી૦ [सं कर्कर] ઝીણી કાંકરી (૨) દ્વેષ, ખાર –રાવવું સ૦ક્રિ૦કકરાવવું,કાંકરા કઢાવવા. –રું વિ૦ ઝીણી કાંકરી જેવું લાગતું, કકરું

**કરકરિયાવર** પુ૦[કર+કરિયાવર]કન્યાના લગ્ન પ્રસંગે કરેલો આપલેનો ઠરાવ,પહેરામણી, રીત
**કરકશા** વિ૦ સ્ત્રી૦ જુઓ કર્કશા
**કરકસર** સ્ત્રી૦[કર+કસર] જરૂરી ખર્ચ જ કરવુ-થવા દેવુ તે, ત્રેવડ **-રિયું** વિ૦ કરકસર કરનારુ
**કરકાટક** ન૦ [म कर्काटक, सं कर्कट] વર્તુલ દોરવાનું જોશીઓનું ઓજાર
**કરકાટિયુ** વિ૦ હાડપિંજર જેવુ, સુકલકડી
**કરકુ** ન૦ [सं कर्कर? करक?] હાડકું (?)
**કરકોચલી** સ્ત્રી૦[म करकोची]કરચોલી,કરચલી
**કરકોલવુ** સ૦ક્રિ૦ ધીમે ધીમે કોતરી ખાવુ
**કરકોસ(-સી)ર** સ્ત્રી૦ [કર+કોસર] કરકસર, ત્રેવડ
**કરખ** પુ૦ દુખ, શોક (૨) તાણ, મુશ્કેલી
**કરખી** પુ૦ [सं कर्षिन्]+ ખેડૂત, કર્ષી
**કરગરવુ** અ૦ક્રિ૦ જુઓ કગરવુ
**કરગરાટ** પુ૦, સ્ત્રી૦ કરગરવુ તે [કરચ
**કરગસ** સ્ત્રી૦ [જુઓ 'કગરસ'] રજ, કરકર (૨)
**કરચ** સ્ત્રી૦[हिं किरच] છેક નાની પાતળી કકડી **-ચાવુ** અ૦ક્રિ૦ કરચો પડે એમ થવું-કપાવુ, કરચ કરચ થઈ જવુ
**કરચલિયો** પુ૦ [ કરચલો' ઉપરથી] એક પક્ષી
**કરચ(-ચો)લી(-ળી)** સ્ત્રી૦[मं कूर्च ઉપરથી ?] કોઈ સુંવાળી સાફ વસ્તુ સંકોચાવાથી એમાં પડતી રેખા
**કરચલી** સ્ત્રી૦ કરચલાની માદા **-લુ** ન૦, **-લો** પુ૦ [दे कुरुचिल्ल] એક જળચર પ્રાણી
**કરચળી** સ્ત્રી૦ કરચલી, કરચોલી **-ળિયાળુ** વિ૦ કરચળીવાળુ ['કરચાવું'નુ પ્રેરક
**કરચાવવુ** સ૦ક્રિ૦ ચીડવવુ, ખીજવવુ (૨)
**કરચાવું** અ૦ક્રિ૦ જુઓ 'કરચ'માં
**કરચો** પુ૦ [જુઓ 'કરચ'] સારુ ન મૂડાયાથી આછા કેશ રહી જાય તે, ખૂપરો (૨) બેવકૂફ-અભણ ગામડિયો
**કરચોલી(-ળી)** સ્ત્રી૦ કરચલી
**કરજ** [अ कर्ज] દેવુ, ઋણ [**-કાઢવું**=કરજ કરવું, કરજે કાઢવું **-ચૂકવવુ**, **-પતવવું**= દેવુ ભરપાઈ કરવુ **કરજે આપવું, લેવું, કાઢવુ**=કરજ તરીકે આપવું, લેવુ કે કાઢવું ] ૦દાર,**-જી** વિ૦ દેવાદાર ૦દારી સ્ત્રી૦ કરજદારપણુ **-જાઉ** વિ૦ કરજે લીધેલુ, વ્યાજુકુ
**કરજળી** સ્ત્રી૦ [मं कज्जल ઉપરથી] મેશ પાડવાનું કોડિયુ (૨) ધુમાડિયું
**કરડ** સ્ત્રી૦ [म , का , सं कड्=કોતરી કાઢવાં] ડાંગરનું એકવાડિયુ - ભરડીને કાઢેલો દાણો તે ૦**પાંચમ** સ્ત્રી૦શ્રાવણ સુદ પાંચમ (સ્ત્રીઓ કરડની ખીચડી તે દિવસે જમે છે )
**કરડ** સ્ત્રી૦ [જુઓ કરડવુ] ડંખ, કરડેલુ તે(૨) કરડવુ તે,ચૂંટ, ખૂજલી
**કરડ** સ્ત્રી૦ ચૂલામાં બળેલી માટી (૨) કેળા કેરી ઇ૦ની ખરીદી પર સેંકડે અપાતો છૂટનો વધારો
**કરડ કરડ** અ૦ (રવ૦) (કરડવાનો અવાજ) [**-ખાવું**=તેવો અવાજ કરતાં કરતાં ખાવુ ]
**કરડકણુ** વિ૦ [કરડવુ] કરડવાની ટેવવાળુ. **-ણાપણુ** ન૦
**કરડવુ** સ૦ક્રિ૦ [सं कर्त्? कड्?] ડંખવુ,બચકુ ભરવું, દાંતથી કાપવું (૨) ખાવું (તુચ્છકારમાં) (૩) [લા.] તીવ્રપણે ખૂંચવુ [**કરડવા ધાવુ**= સામે તડવુ - છ છેડાવુ
**કરડવો** પુ૦+જુઓ કરવડો
**કરડાકી(-ગી)** સ્ત્રી૦ [જુઓ 'કરડુ'](વાણીની) વક્રતા,કટાક્ષ,માર્મિકતા(૨)છેલાઈ,અકડાઈ(૩) કડકાઈ, સખ્તાઈ ૦**ખોર** વિ૦ કરડાકીની આદત કે સ્વભાવવાળુ **-ટ** પુ૦, **-શ** સ્ત્રી૦ કરડાપણુ [સોનીનું એક ઓજાર
**કરડાપાટી** સ્ત્રી૦['કરડો'+પાટી म करडापट्टी]
**કરડું** વિ૦ [दे कुरुड, तै करडु, म करडा] આકરુ,સખત (૨)કઠોર, નિર્દય (૩) [सं कटु ઉપરથી] સહેજ કડવુ, બેસ્વાદ (૪) ન૦ [मं कटक? कुरंट?]સ્ત્રીઓના કાનનું એક ઘરેણુ
**કરડૂઓ** પુ૦+જુઓ કરવડો
**કરડો** પુ૦ [सं कटक] આગળીએ ઘાલવાનો સોનારૂપાનો આમળાવાળો વીંટલો (૨) [म करडा] સોનીનુ એક ઓજાર
**કરણ** ન૦+જુઓ કિરણ(૨)જુઓ કર્ણ,કાન(૫)
**કરણ** ન૦[सं] કારણ,હેતુ (૨) કોઈ પણ ક્રિયાનુ સાધન (૩)ઇંદ્રિય (૪)[વ્યા ] ત્રીજી વિભક્તિથી સૂચવાતો અર્થ (૫)[જ્યો ] ત્રીસ ઘડીનો કાળ

(૬) કરવું તે, કમ (૭) 'ઑપરેશન' (ગ). ૦હાર વિ૦ (પ.) કરનારુ -ણાર્થક વિ૦ [+ सं अर्थक] [વ્યા] કરણના અર્થવાળુ

કરણ પુ૦ (સ) ગુજરાતનો એક રજપૂત રાજા

કરણાટ ન૦ [सं कर्ण+वृत्ति ઉપરથી?] કાનના ઘાટનું એક વાજુ, મોટું તતૂડું

કરણી [सं करण] ક્રિયમાણ, કરતૂક (૨) આચરણ (૩) કડિયાનુ એક ઓજાર, થાપી (૪) [ન] ચમત્કાર, જાદુ -ણી (૦ગત) વિ૦ [सं] (ગ) બરાબર મૂળ ન નીકળી શકે એવી, 'સર્ડ' (રકમ) -ણ્યાત્મક વિ૦ મૂલભૂત, 'રેડિકલ' (ગ)

કરણીય વિ૦ [सं] કરવા જેવું

કરત સ્ત્રી૦ [ક+રત] કઋતુ [કર્તવ્ય(૨)જાદુ

કરતવ ન૦ [हिं करतव, स कर्तव्य] કાર્ય,

કરતાર પું૦ જુઓ કિરતાર; કર્તા

કરતાં અ૦ થી, થકી (તુલના સૂચવવાના અર્થમા)

કરતું ન૦ + કૃત્ય, કમ

કરતુંકારવતું વિ૦ [કરવુ-કારવવુ] કર્તાહર્તા, મુખ્ય આગેવાન; ચલણવાળુ, કારભારી

કરતૂક(-ત) ન૦ [सं कर्तृत्व] કૃત્ય કરણી (૨) વર્તણૂક, આચરણ (ખરાબ)

કરપ(-બ) પુ૦ કડપ, દાબ, ધાક, અંકુશ,વજન [-બેસાડવો=ધાક વર્તે એમ કરવુ -રાખવો = અંકુશમા કે કાબૂમા રાખવુ.વશ રહે એવી ધાક બેસાડવી [એનું ફળ

કરપટી સ્ત્રી૦ [सं कर्पटक] એક ઝાડ -ટું ન૦

કરપત્ર ન૦ [सं] કરવત (૨) જળક્રીડા

કરપલું ન૦ ઊંડળ (ભાલમાં)

કરપવું સ૦ક્રિ૦ [सं कृप्, प्रा कप्प] થોડુ થોડું કરડવું, કાપવું કે કોરવુ (૨) [જુઓ 'કલપવુ' સ૦ક્રિ૦]'મરનારના પુણ્યાર્થે પહેલી ઉતરાણ ને દરોઆઠમે દાન આપવુ

કરપી સ્ત્રી૦ [કરપવું] રાપડી

કરપી વિ૦ [सं. कृपण] કૃપણ, કંજૂસ

કરપીણ વિ૦ કમકમાટીભર્યું, નિર્દય

કરપીડન ન૦[सं]જુઓ 'કર'માં [કરેલે.માળો

કરપો પું૦ (કા) ખેતરમાં પખી ઉડાડવા માટે

કરબ પુ૦ [अ कर्ब] જુઓ કરપ

કરબડી સ્ત્રી૦ [જુઓ કરપી] રાપડી (૨) [सं करपत्रिन्?] પખીઓને ચણ નાખવા ટીગાવેલુ શીકુ

કરબદર,૦વત્ [सं] જુઓ 'કર'મા

કરબવું સ૦ક્રિ૦ કરબડી-રાપડી દેવી,કળબવુ(?)

કરબોરું ન૦ [કર+બરુ] એક જાતનુ બરુ

કરભ પુ૦ [सं] હાથીનુ બચ્ચુ; નાનો-જુવાન હાથી (૨) કોણીથી કાંડા સુધીનો હાથનો ભાગ (૩) હથેળીનો પાછલો ભાગ (૪) ઊંટ, ઊંટનુ બચ્ચુ (૫) હાથીની સૂંઢ (૬) [લા] ઊંટની જેમ ઊંચે ડોકે ગાનાર -ભોરુ(-રૂ) સ્ત્રી૦ [+सं. ऊरु(-रू)] સૂંઢના જેવી જ ઘાવાળી સ્ત્રી. -ભી સ્ત્રી૦ ઊંટડી (૨) નાની-જુવાન હાથણ

કરભીર પું૦ [सं.] સિંહ

કરમ ન૦ [सं कर्म] કર્મ; કૃત્ય (૨) કુકર્મ; ક્રૂર કર્મ (૩) નસીબ, વિધાતા [-ઊઘડવું= નસીબ ખૂલવું, સારા સંજોગો મળવા, -ફૂટવું કમનસીબી આવવી. કરમના કાળા હાથ= ભૂંડું નસીબ ૦ના ભોગ (પુ૦ બ૦ વ૦) પાછલા કર્મના ફળ, સર્જિત. ૦નું આગળ વિ૦ ભાગ્યશાળી (૨) [લા] કમનસીબ ૦નું બળિયું વિ૦ નસીબદાર ૦નું ફૂટલું વિ૦ અભાગિયુ -બાંધવાં=આગલા જન્મમા (માઠા) ફળ ભોગવવા પડે તેવા કામ કરવા. કરમ કઠણ ને કાયા સુંવાળી=પાછલા કર્મ (નસીબ) આરામ-સુખ આપે તેવા ન હોય, ને શરીર સુકુમાર હોય તેવી સ્થિતિ ('કરમ કહે કોઠીમા પેસુ, ને મન કહે માળવે જાઉં')] ૦કથા, ૦કહાણી સ્ત્રી૦ વીતક કથા ૦કૂટ સ્ત્રી૦ નકામી મહેનત,માથાફોડ(૨)એકની એક વાતનું પીંજણ. ૦વેરો પુ૦ માથાવેરો, જજિયાવેરો (૨) નસીબમા લખાયેલી વેઠ. -માધર્મી (-રમી) વિ૦ કર્મધર્મ અનુસારનુ; ભાગ્યને આધીન -માળું વિ૦ કર્મવાળુ -મી વિ૦ નસીબદાર (૨) ધનાઢ્ય

કરમ સ્ત્રી૦ [अ.] ઉદારતા (૨) કૃપા, મહેરબાની ૦બક્ષિસ સ્ત્રી૦ ભાગ્યશાળીપણું (૨) ક્ષમાશીલતા, રહેમિયત (૩) સખાવત, ઉદારતા. ૦બખ્શી સ્ત્રી૦ મહેરબાની કરવી તે

કેણી (કે), ૦ગમ, ૦પા, ૦મગ(-ગા) અ૦ [જુઓ કોણ] કઈ બાજુ ?
કેતક પુ૦ [સં] એક વનસ્પતિ, કેવડો (૨) અંબોડા પર ખોસવાનું એક ઘરેણું -કી સ્ત્રી૦ એક ફૂલઝાડ (૨) એ ઝાડનું પાન -કીપ્રબંધ પુ૦ એક ચિત્રકાવ્ય
કેતન ન૦ [સં] ચિહ્ન (૨) ધ્વજ (૩) ઘર, નિવાસસ્થાન
કેતુ પુ૦ [સં] એક ગ્રહ, ધૂમકેતુ (૨) ધજા, નિશાન ૦દંડ પુ૦ ધજાનો દાંડો ૦માળ પુ૦ (સં) નવ ખંડોમાંનો એક, જંબુદ્વીપનો પશ્ચિમ ભાગ (૨) એક વૃક્ષ ૦મુખ ન૦ ધૂમકેતુનું મોં [+કેટલું
કેતું(-તુ) વિ૦ [સં कियत्, પ્રા केत्त(०अ)]
કેથલિક વિ૦ (૨) પુ૦ [ઇ] એ નામના એક ખ્રિસ્તી સંપ્રદાયનું (માણસ)
કેથાં(-થે) અ૦ [સં कुत्र, અપ केत्थु] (સુ) ક્યાં (૨) કોઈ પણ જગ્યાએ (૩) કોક જગાએ
કેથે પુ૦ [ઇ] (સં) પૂર્વ ચીનનું પ્રાચીન નામ
કેદ (કે) વિ૦ [અ] બંધનયુક્ત (૨) સ્ત્રી૦ એવી સ્થિતિ (-કરવું, પકડવું, -મા ખોસવું, નાખવું) ૦ખાનું ન૦ જેલ, કારાગાર, તુરંગ -દી વિ૦ કેદમાં પડેલું (૨)કેદ કરેલું (૩) પુ૦ કેદ કરેલો માણસ, બંદીવાન
કેદાર પુ૦,ન૦, [સં] ખેતર(૨)પુ૦ હિમાલયનું એક શિખર ૦નાથ પુ૦ (સં) શિવ (૨) હિમાલયનું એક યાત્રાસ્થાન
કેદાર(-રો) પુ૦ [સં] એક રાગ [કેદારો કરવો = મોટું પરાક્રમ કરવું, મોટું જોર મારવું (૨) [લા] ભગાના ભાઈ જેવું કરવું, બાફવું]
કે દી અ૦ [કે = કયે, દી = દિવસે] (કા,સુ) કયે દહાડે? ક્યારે?
કેદી (કે) વિ૦ (૨) પુ૦ જુઓ 'કેદ'માં
કેનું વિ૦ કોનું?
કેન્વાસ [ઇ] ન૦ એક જાતનું જાડું કપડું
કેપ્ટન પુ૦ [ઇ] જુઓ કપ્તાન
કેફ (કે)પુ૦, સ્ત્રી૦[फा]નશો,ઘેન [-ઊતરવો = નશો દૂર થવો,નશામાંથી પાછું ઠેકાણે આવવું -કરવો = કેફી ચીજ ખાવી પીવી (તેની આદત હોવી) -ચડવો = નશાની અસર થવી કેફમાં પડવું = કેફી બનવું, તેના બંધાણી થવું]-ફી વિ૦કેફવાળું, કેફ ચડે એવું
કેફિયત (કે) સ્ત્રી૦ [અ] અધિકારી આગળ રજૂ કરાતી હકીકત
કેબાલા ન૦ [હિબ્રૂ] યહૂદી વિદ્વાનોમાં પ્રચલિત એવું ગુપ્તજ્ઞાન [આગબોટની)
કેબિન સ્ત્રી૦ [ઇ] નાની ઓરડી (જેમ કે,
કેમ (કે) અ૦ [સં किम्? कथम्? અપ केम] શા કારણે? શા માટે? (૨) કેવી રીતે? (૩) પ્રશ્નાર્થસૂચક અવ્યય 'તમે જશો કેમ?' [કેમે કરતાં, કેમે કરીને = કોઈ પણ ઉપાયે કેમ છે? = શી ખબર છે? (ખબર અંતર પૂછવાનો સામાન્ય કુશળપ્રશ્ન)
કેમ કે, કેમ જે અ૦ કારણ કે
કેમ રે અ૦ (ધમકાવવા માટે) કેમ અલ્યા?
કેમેરા પુ૦ [ઇ] ફોટો પાડવાનું યંત્ર
કેયૂર ન૦ [સં] બાજુબંધ, બેરખો
કેર (કે) પુ૦ [અ قهر] મહા નાશ - જુલમ, ગજબ [-વર્તવો = જુલમ થવો, બધે જુલમ ફેલાવો] [એની હાર
કેરખી સ્ત્રી૦ કાગરી (૨)સોનાની ગોળ ટીપકી
કેરડી (કે) સ્ત્રી૦, -ડો પુ૦ [સં करीर, પ્રા कयर] એક વનસ્પતિ -ડું ન૦ તેનું ફળ કેરું
કેરબો (કે) પુ૦ એક નાચ, કારવો (૨) એમાં ગવાતું ગાયન (૩) એનો રાગ (૪) [फा कहरुबा] સુગંધી ગુંદર જેવો એક પદાર્થ (તેના પારા ફકીરો રાખે છે)
કેરમ ન૦ [ઇ ?] (લખોટીદાવ જેવી) પાટિયા પર રમાતી એક રમત
કેરલ(-ળ) પુ૦ [સં] (સં) મલબાર પ્રાંત
કેરાર સ્ત્રી૦ ઘોડાની એક જાત (૨) ન૦ ફૂલ કે દવાના ઉપયોગમાં આવતી વનસ્પતિના તંતુની એક વસ્તુ (૩) પુષ્પની અંદરના તંતુ
કેરાબોરા (કે) ન૦ બ૦ વ૦[લા] કેરાંબોરાં જેવું નજીવું - માલ વગરનું, ભાજીમૂળા (ચ)
કેરી (કે) સ્ત્રી૦ [મ कैरी = કાચી કેરી પ્રા कयर = કેરું પરથી?] આંબાનું ફળ ૦ગાળો પુ૦ કેરીની મોસમ

કેરું (કે) ન૦ [જુઓ કેરડી] કેરડીનું ફળ
કેરું [દે. केर] (પ) નું (છઠ્ઠી વિભક્તિનો અર્થ બતાવે છે)
કેરૂલ ન૦ એક પક્ષી
કેરોસીન ન૦ [ઇં] ઘ્યાસતેલ
કેલ વિ૦ એક (વેપારીનો સંકેત) (૨) પું૦ [સં केल्=કેળવવું ઉપરથી] કેળવેલો ચૂનો, છોનો કોલ [-દેવો=ભીંતને ચૂનાનું પડ ચડાવવું કેલનો પાયો=મજબૂત પાયો]
કેલપડી વિ૦ અગિયાર (વેપારીનો સંકેત)
કેલિ (-લી) સ્ત્રી૦ [સં] ક્રીડા, રમત (૨) રતિક્રીડા, મૈથુન
કેવડું વિ૦ [સં कियत्, પ્રા केवड्य, અપ. केवड; મ केवढा] (માપ, કદ કે વયમાં) કેટલું મોટું? ૦ક વિ૦ આશરે કેવડું? ૦ય વિ૦ અનિશ્ચિત છતાં પ્રમાણમાં મોટું
કેવડો પું૦ [સં केतक] એક ઝાડ (૨) એનો ડોડો -ડિયું વિ૦ કેવડામાં રાખેલું, કેવડાની સુગંધીવાળું
કેવરી સ્ત્રી૦ એક પક્ષી
કેવલ(-ળ) વિ૦ [સં.] શુદ્ધ, નિર્મળ (૨) માત્ર; ફક્ત(૩)એકમાત્ર (૪) અ૦ સાવ, છેક ૦જ્ઞાન ન૦ ભ્રાંતિશૂન્ય, વિશુદ્ધ જ્ઞાન ૦ધામ ન૦ મુક્તિપદ ૦વ્યતિરેકી વિ૦માત્ર વ્યતિરેકવ્યાપ્તિવાળું (સાધન કે અનુમાન) [ન્યા] -લાદ્વૈત પું૦ [+अद्वैत] શંકરાચાર્યે સ્થાપેલો જીવ અને બ્રહ્મના અદ્વૈતનો સિદ્ધાંત -લાદ્વૈતવાદી વિ૦ (૨) પું૦ કેવલાદ્વૈતમાં માનનાર -લાન્વયી વિ૦ માત્ર અન્વયવ્યાપ્તિવાળું (સાધન કે અનુમાન) [ન્યા]. -લી(-ળી) વિ૦ કેવલાદ્વૈતમાં માનનાર (૨) [જૈન] કેવલજ્ઞાન જેને પ્રાપ્ત થયું હોય તે(૩) સ્ત્રી૦ ચેતન અને અચેતનની એકતાનો સિદ્ધાંત
કેવળ વિ૦ (૨)અ૦ જુઓ કેવલ. ૦પણું ન૦ કૈવલ્ય ૦પ્રયોગી વિ૦ (વ્યા) કેવળ ઉદ્ગાર દર્શાવતો (અવ્યય) -ળી વિ૦ જુઓ કેવલી
કે વારે અ૦ ક્યારે? (સુ)
કેવાળ સ્ત્રી૦ મકાનની મેડીનો નાનો રવેશ
કેવું વિ૦ [સં कीदृश्? અપ केह?] ક્યા પ્રકારનું?(પ્રશ્નાર્થક કે ઉદ્ગારવાચક) ૦ક વિ૦ કેવું?(પ્રશ્નાર્થક ને કાંઈક અનિશ્ચિતાર્થવાચક) ૦ય વિ૦ અજ્ઞાત અનિશ્ચિત પ્રકારનું
કેશ પું૦ બ૦વ૦ [સં] વાળ. [-ઉતરાવવા, કઢાવવા=વાળ કપાવી નાખવા; મૂંડાવવું -કાપી લેવા=[લા.] છેતરી જવું; નુકસાન કરવું -રાખવા=વાળ વધારવા (હજામત ન કરાવવી)] ૦કલાપ પું૦ કેશનો સમૂહ (૨) અંબોડો, વેણી ૦નલિકા સ્ત્રી૦ વાળ જેવી પાતળી રક્તવાહિની, 'કેપિલરી'. ૦પાશ પું૦ વેણી,ચોટલો ૦ભાર પું૦ કચભાર, અંબોડો, ચોટલો ૦રંધ્ર ન૦ વાળનું છિદ્ર ૦રાજ પું૦ એક પક્ષી ૦લુંચન ન૦ વાળ ખૂંટી કાઢવા તે ૦વાહિની સ્ત્રી૦ કેશનલિકા ૦સાધન ન૦ માથું ઓળવું-વેણી ગૂંથવી તે -શાકર્ષણ ન૦ [+આકર્ષણ] કેશવાહિનીમાંનું (પ્રવાહી પદાર્થનું)આકર્ષણ-ખેંચાણ -શાકેશિ અ૦ [સં] સામસામા વાળની ખેંચાખેંચી કરીને -શાળ વિ૦કેશવાળું -શિની સ્ત્રી૦[સં]એક વનસ્પતિ, જટામાસી (૨)સુંદર લાંબા કેશવાળી સ્ત્રી (૩)[સં]દુર્ગા -શી પું૦[સં] સિંહ(૨) ઘોડો (૩) [સં] કૃષ્ણે સંહારેલો એક રાક્ષસ
કેશ(-સ)ર ન૦ [સં] જુઓ કેસર -રી વિ૦ (૨) પું૦ જુઓ કેસરી
કેશવ પું૦ [સં] શ્રીકૃષ્ણ
કેશવાહિની સ્ત્રી૦ [સં] જુઓ 'કેશ'માં
કેશવાળી સ્ત્રી૦સિંહ કે ઘોડાની ગરદન ઉપરના કેશ
કેશાકર્ષણ ન૦ [સં] જુઓ 'કેશ'માં
કેશાકેશિ અ૦ [સં] જુઓ 'કેશ'માં
કેશાળ, કેશિની, કેશી જુઓ 'કેશ'માં
કેસ પું૦[ઇં]મુકદ્દમો,કામ(૨)દરદી કે તેને વિષેની હકીકતનો દવાખાનામાં કરાતો કાગળ (૩)કોઈ અમુક બાબત કે કિસ્સો યા તે સંબંધમાં આવતી વ્યક્તિ. [-ચાલવો=મુકદ્દમાનું કામ ચાલવું. -માંડવો=કેસ કરવો,કામ ચલાવવું, ફરિયાદ અદાલતમાં દાખલ કરવી]
કેસર ન૦[સં.] એક વનસ્પતિ (૨) તેના ફૂલની અંદર વચ્ચે ઊગતો સુગંધીદાર રેસો-તંતુ(૩) હરકોઈ ફૂલની અંદર થતો તંતુ(૪) સ્ત્રી૦ યાળ.

૦વર્ણું વિ૦ કેસરી –રિયા ન૦બ૦વ૦ કેસરી વાઘા પહેરીને યા તો કેસરિયો કસૂંબો પીને મરણિયા થઈને લડવું તે [–કરવા = તે પ્રમાણે કરીને મરણવશ થવું] –રિયું વિ૦ કેસરી રંગનું, પીળું (૨) રંગીલું, ઉમંગી, આનંદી (૩) ન૦ સ્ત્રીઓને પહેરવાનું કેસરી રંગનું વસ્ત્ર –રી વિ૦ કેસરના રંગનું, પીળું (૨) પુ૦ સિંહ, કેશરી

કેમરપચ્ચુ વિ૦ સહેજમાં વચકાઈ–રિસાઈ જાય એવું (૨) ચેતા વિનાનું, ગાંડિયું (૩) ભટકતું (૪) પુ૦ રિસાળ માણસ (૫) મદ્રાસ તરફનો ચાળા કરી ભીખ માગતો બ્રાહ્મણ

કેસરિયા, –યું, કેસરી જુઓ 'કેસર'માં

કેસુવાઈ ન૦બ૦વ૦ જુઓ કેસૂડાં

કેસૂ, ૦ડાં ન૦બ૦વ૦ [सं किंशुक, प्रा केसुअ] કેસરી રંગનાં એક જાતનાં ફૂલ, ખાખરાનાં ફૂલ ૦ડી સ્ત્રી૦, ૦ડો પુ૦ ખાખરો

કેહ(–હિક) વિ૦(૨)સ૦(૫)[हिं केहि] કોણ?

કેળ સ્ત્રી૦ [सं कदल, प्रा कयल, केल] જેને કેળાં બેસે છે તે ઝાડ [કેળના ગર્ભ જેવું = અતિ નાજુક, કોમળ] ૦ડો(–દો)ડો પુ૦ કેળના ફૂલનો ડોડો

કેળવણી સ્ત્રી૦ [કેળવવું] કેળવવું તે (૨) વ્યવસ્થિત ઉછેર, ખિલવણી અને શિક્ષણ (૩) શિક્ષણ, તાલીમ (૪) ભણતર, વિદ્યા ૦કાર પુ૦ કેળવણીના સિદ્ધાંતોનો–તેના શાસ્ત્રનો જાણકાર અથવા તેનો અમલ કરનાર પુરુષ

કેળવવું સ૦ક્રિ૦ [सं केल्?] વ્યવસ્થિત રીતે ખીલવવું, ઉછેરવું–સુધારવું–તાલીમ આપવી (૨) (કણક–લોટ) ગૂંદીને તૈયાર કરવું, (૩) (કાચા ચામડાને) પકવી નરમ ને સફાઈદાર બનાવવું (૪) પલોટવું [સોપારી

કેળસોપારી ન૦, સ્ત્રી૦ ઊંચી જાતની એક

કેળિયું ન૦ ['કેલ' ઉપરથી] કેલ–કેળવેલો ચૂનો ભરવાનું–ઊંચકી જવાનું લોઢાનું વાસણ, તગારું (૨) કાનનું એક ઘરેણું (કા)

કેળું ન૦ [જુઓ કેળ] એક ફળ

કેંચી (કેં૦) સ્ત્રી૦ [तु, हिं, म] કાતર (૨) છાપરાના આધાર માટે મુકાતું ત્રિકોણાકાર ચોકઠું

કેંદ્ર ન૦ [सं] મધ્યબિંદુ (૨) મધ્ય–મુખ્ય સ્થાન (૩) [જ્યો] ઇષ્ટ લગ્નથી ગ્રહનું પહેલું, ચોથું અને દશમું સ્થાન ૦ગામી વિ૦ કેંદ્ર તરફ જતું, 'સેન્ટ્રિપેટલ' ૦ત્યાગી વિ૦ કેંદ્રમાંથી વિખેરાતું, 'સેન્ટ્રિફ્યૂગલ' ૦ભ્રષ્ટ વિ૦ કેંદ્રમાંથી ભ્રષ્ટ થયેલું ૦વર્તી વિ૦ કેંદ્રમાં રહેતું–રહેલું ૦સ્ખલિત વિ૦ કેંદ્રભ્રષ્ટ ૦સ્થ વિ૦ કેંદ્રવર્તી ૦સ્થાન ન૦ કેંદ્રરૂપ સ્થાન મધ્ય–મુખ્ય સ્થાન –દ્રાનુસારી વિ૦ [+અનુસારી] કેંદ્રને અનુસરનારું કેંદ્રગામી –દ્રાપગામી વિ૦ [+અપગામી] જુઓ કેંદ્રત્યાગી –દ્રાભિમુખ વિ૦ [+અભિમુખ] કેંદ્ર તરફ મુખ છે જેનું એવું –દ્રિત વિ૦ કેંદ્રમાં સ્થિત કરેલું –દ્રીકરણ ન૦ કેંદ્રિત કરવું તે [પત્ની, ભરતની મા

કૈક(–કે)યી સ્ત્રી૦ [सं] (સં) દશરથની એક

કૈકસ પુ૦ [सं] રાક્ષસ –સી સ્ત્રી૦ રાક્ષસણી

કૈટભ પુ૦ [सं] (સં) વિષ્ણુએ મારેલો એક દૈત્ય

કૈતવ ન૦ [सं] શરતમાં મૂકેલી વસ્તુ (૨) જુગાર (૩) જૂઠાણું (૪) છળકપટ, ઠગાઈ (૫) પુ૦ જુગારી (૬) ધુતારો, ઠગ (૭) એક વનસ્પતિ, ધતૂરો

કૈથી સ્ત્રી૦ [हिं, सं कपित्थ, प्रा कइत्थ] કોઠીનું ઝાડ (૨) [हिं, सं कायस्थ प्रा कायत्थ પરથી] એક લિપિ

કૈરવ ન૦ [सं] ધોળું કમળ, કુમુદ –વિણી સ્ત્રી૦ કુમુદિની –વી પુ૦ ચંદ્રમા

કૈલાસ પુ૦ [सं] (સં) હિમાલયનું એક શિખર (૨) શિવનું નિવાસસ્થાન [–પધારવું = મરણ પામવું, સ્વર્ગે જવું] ૦નાથ, ૦પતિ પુ૦ (સં) શિવ ૦વાસ પુ૦ કૈલાસમાં રહેવું તે (૨) મૃત્યુ [–કરવો = મરી જવું] ૦વાસી વિ૦ કૈલાસમાં વસનારું (૨) સદ્‌ગત, મૃત્યુ પામેલું. [–થવું = મરી જવું]

કૈવર્ત પુ૦ [सं] માછી

કૈવલ્ય ન૦ [सं] કેવળસ્વરૂપ–બ્રહ્મસ્વરૂપ થવું તે (૨) નિર્લેપપણું, મોક્ષ

કૈશિક વિ૦ [सं] કેશ જેવું, વાળ જેવું ઝીણું. ૦ભેદ પુ૦ છેક નાનો–નજીવો ભેદ –કીવૃત્તિ સ્ત્રી૦ જુઓ કૈશિકી

કૈશોર ન૦ [સં ] કિશોરપણુ
કૈસરેહિંદ પુ૦ [अ ] એક ઇલકાબ
કો સ૦ (૨) વિ૦ (૫ ) જુઓ કોઈ (૩) કોણ (૪) પુ૦ [રવ૦] હોલાના બોલવાનો શબ્દ ૦ક, ૦નું સ૦ અર્થ માટે જુઓ તેના ક્રમમા
કોઈ સ૦ (૨) વિ૦ [सं कोऽपि, प्रा कोई] ગમે તે (જણ કે વસ્તુ માટે, અનિશ્ચિતાર્થવાચક) ] ૦(૦એ)ક વિ૦ (૨) સ૦ ગમે તે એક
કોઈતુ ન૦ સરપણના લાકડા ચીરવાનુ શસ્ત્ર –તો પુ૦ નાળિયેરની છાલ ઉખેડવાનો મોટો છરો
કોક વિ૦ (૨) સ૦ જુઓ કોઈક
કોક પું૦ [સં ] હોલો (૨) દેડકો (૩) વરુ (૪) ચક્રવાક, સારસ (૫) પુ૦ (સ ) વિષ્ણુ (૬) કોકશાસ્ત્ર બનાવનાર પડિત (૭) ન૦ કોકશાસ્ત્ર ૦લાલ પુ૦ ભડવો ૦લાલી સ્ત્રી૦ ભડવાઈ ૦શાસ્ત્ર ન૦ કોક પંડિતે રચેલુ કામશાસ્ત્ર
કોકટી વિ૦ [सं कुक्कुटी, हिं कुकटी] રૂની એક જાત (૨) એની બનેલી (ખાદી)
કોકડાવું અ૦ ક્રિ૦ [સર૦ हिं कुकडना] કોકડુ વળવુ, કોકડા જેવુ થવુ
કોકડિયો કુભાર પુ૦ એક પક્ષી
કોકડી સ્ત્રી૦ [हिं कुकड़ी] નાનુ કોકડુ (૨) [हिं कुकड़ना = કોકડુ વળવુ ] ચામડી વળી-ચડી જાય તે, કરચલી (૩) સુકવેલુ રાયણુ –ડું ન૦ શકુ આકારમા વીંટાળેલા સૂતરનો કે કોઈ દોરાનો દડો (૨) ચામડીનુ કે શરીરનું વળી – ચડી જવુ કે સકોચાવુ તે (૩) [લા ] ગૂચવણભર્યું કામકાજ કે મામલો.[–ઉકેલવું = ગૂંચાયેલા સૂતરનુ કોકડુ ઉકેલવુ (૨) કામની મુશ્કેલી કે આવેલી ગૂંચ દૂર કરવી –ઉતારવું = ત્રાક પરનુ કે કોકડાનુ સૂતર ફાળકા પર લપેટી લેવુ –ગૂંચવાવું, ગૂંચાવું = કામ ગૂચવણમા પડવું – ગૂચાવું, ઉકેલ ન થવો –વળવું = (શરીર કે ચામડી) ખેચાઈ કે સકોચાઈ જવું; અકડાવુ –વળીને સૂવું = શરીરના અંગો સકોચીને –ટૂટિયું વળીને સૂવુ.]
કોકણુ, ૦સ્થ, ૦પટ્ટી, –ણી જુઓ 'કોકણ'માં
કોકત્રી ન૦ [म कोकात्री ?] એક પક્ષી
કોકનદ ન૦ [સં ] કમળ (૨) પોયણુ (૩) સોનું
કોકમ ન૦ [म ] કોકબ, એક ખાટુ ફળ ૦નું તેલ, ઘી ન૦ કોકમના બીમાથી કઢાતું તેલ (શિયાળામા ચામડી ન ફાટે તે માટે વપરાય છે તે)
કોકરલી ન૦ એક પક્ષી
કોકરવરણું, કોકરવાયુ [सं कोष्ण (क + उष्ण) कदुष्ण प्रा कोसिण. कोउण्ह = થોડું ઊનુ + वर्ण] જરાતરા ઊનુ
કોકરવું સ૦ ક્રિ૦ છેતરવુ, ફોસલાવવુ (૨) ન૦ કાનનુ એક ઘરેણુ
કોકરું ન૦ [म. कोंकरु] બકરીનું બચ્ચુ
કોકરૂદો ન૦ એક વનસ્પતિ
કોકલાલ, –લી જુઓ 'કોક'મા
કોકશાસ્ત્ર ન૦ [સં ] 'કોક' [સં.]મા જુઓ
કોકંબ ન૦ + [न ] જુઓ કોકમ
કોકંબી ન૦ [न.] કોકમનુ ઝાડ
કોકા પુ૦ બ૦વ૦ સારા ને કીમતી કપડા–જામા (૨) સ્ત્રી૦ બોકી, ચુબન (૩) [इं ] એક વનસ્પતિ, જેમાંથી કોકેન બને છે
કોકિલ પુ૦ એ નામની લુટારુ જાતિનો પુરુષ
કોકિલ પુ૦ [સં ] કોયલનો નર (૨) સગીતમા એક અલકાર –લા સ્ત્રી૦ કોકિલની માદા, કોયલ –લાવ્રત ન૦ એક વ્રત
કોકી સ્ત્રી૦ [म को-कोंकी] દખણી પાઘડીની ટોચ (૨) [ ? ] ચક્લી (રમકડુ)
કોકીલુ વિ૦ જુઓ કોકરવાયુ
કોકીશું ન૦ કામઠાનો છેડો – ગાળો, જેમા પણછ ચડાવાય છે (૨) જુઓ કોસીસું ૧
કોકેન ન૦ [इं.] એક કેફી ઔષધિ
કોકો પુ૦ [इं ] નાળિયેરની જાતનુ એક ઝાડ (૨) તેનું બીજ (૩) પીણા માટે કરાતી તેની ભૂકી કે તે પીણુ
કોકો પું૦ ઝભલું (૨) ચુબન, કોકા
કોગળિયું (કૉ) ન૦ ['કોગળો' ઉપરથી] ઝાડા અને ઊલટીનો એક રોગ, કોલેરા
કોગળો (કૉ) પુ૦ [सं. कवल ?] મો ભરાય એટલુ પાણી – કોઈ પણ પ્રવાહી વસ્તુ [–કરવો = મોમા પ્રવાહી લઈ મો સાફ કરવુ (૨) પુરુષે મરનારને ત્યા જઈ લૌકિક કરવુ (૩) નાહી નાખવુ, સંબંધ તજવો ] –ળાછંટ

વિ૦ [કોગળો + છ ટ (છાંટવું ઉપરથી)] મોમાં પેમે તેટલું ઊંડું (પાણી) [કાણું

કોચ ન૦ ['કોચવું' ઉપરથી] કોચાઈને થયેલું તે,

કોચ પુ૦ [ફ્રે] સુખાસન, સોફા (૨) છત્રપલંગ (૩) સુખાસનવાળી ચાર પૈડાની ગાડી ૦મેન પુ૦ કોચ–ગાડી હાંકનારો

કોચરાની સાલ સ્ત્રી૦ [જુઓ કોચરી] ઘણા જૂના–જરીપુરાણા સમયની કોઈ સાલ–વર્ષ

કોચરી સ્ત્રી૦ [સં कुचर = વૃદ્ધ ઉપરથી ?] સ્ત્રી (તિરસ્કારમાં) –રું વિ૦ કોચાઈ ગયેલું, કાણાંવાળું, છિદ્રવાળું (૨) જરીપુરાણું, ઘણું જૂનું –રો પુ૦ (સ) ઇદ્ર (૨) વૃદ્ધ પુરુષ (તિરસ્કારમાં) [ઈંડાં વગેરે ઉપરનું)

કોચલું ન૦ [સં कवच] કોટલું, કઠણ છોડું (ફળ,

કોચવવું સ૦ક્રિ૦ ['કોચવું' ઉપરથી] દૂભવવું

કોચવું સ૦ક્રિ૦ [સં कुच् ?] કાણું પાડવું, શારવું (૨) [ઘરમાં] ખાતર પાડવું (૩) [લા] દિલ દુખવવું, સતાવવું

કોચુ વિ૦ [સં कुच् ?] સુકાઈ સં કોચાઈ ગયેલું (૨) સત્ત્વહીન (૩) સડી ગયેલું [(પૂનમ)

કોજાગરી સ્ત્રી૦ [સં कोजागर ઉપરથી] માણેકઠારી

કોટ પુ૦ [સં, દે कोट्ट] કિલ્લાની દીવાલ, રક્ષણ માટે કરેલી ભીંત (૨), શત્રુ ન ભેદી શકે એવી વ્યૂહરચના (૩) ગઢ (૪) કોટની અંદરનો ભાગ [કોટના કાંગરા ફૂદવા (–ફૂટી જવા) = મર્યાદા ઓળંગી જવી] ૦બંધી સ્ત્રી૦ કિલ્લેબંધી

કોટ પુ૦ + જુઓ કોટિ, કરોડ (૨) [ઈ] ડગલો

કોટ પુ૦ [સં कोष्ठ ?] એકદમ સાત હાથ કરી લેવા અને સામાને એક ન કરવા દેવો તે (પાનાની રમતમાં) [–આપવો, પહેરાવવો = સામા પક્ષને કોટથી હરાવવો – સાતે હાથ કરી લઈ પૂરો હરાવવો –પહેરવો, –લેવો = કોટથી હારવું]

કોટ સ્ત્રી૦ [દે कोट्टा] ડોક, ગળું [–કરવી = એકબીજાને ગળેવળગી રડવું (૨) કોટે વળગવું, આલિંગવું [કોટમાં ઘાલવું = કોટમાં પહેરવું (૨) પ્રેમથી પાસે લેવું કોટમાં માળા ને હૈયામાં લાળા = 'મુખમેં રામ ઔર બગલમેં છૂરી' જેવા અર્થમાં દંભ કોટે કોડિયું બાંધવું = ભીખ માગવી કોટે ઘાલવું = ગળે (ઘરેણું) પહેરવું (૨) જવાબદારી ઓઢવી કે ઓઢાડવી, વળગાડવું કોટે બાંધવું = ગળે વળગાડવું (જવાબદારી કે વ્યસન ઇ૦), સાથે લેવું કોટે વળગવું = ગળે બાઝવું (૨) બોલ-રૂપ થવું]

કોટકોટાન વિ૦ જુઓ કોટાનકોટ, કરોડો

કોટડી સ્ત્રી૦ [સં कोष्ठ પરથી] ઓરડી [કોટડીમાં પૂરવું = કેદ કરવું] –ડું ન૦ નાનું–પીંઢેરી ઘર (૨) દીવાલ

કોટર ન૦ [સં] ઝાડની બખોલ

કોટરી સ્ત્રી૦ એક પક્ષી

કોટલું ન૦ [સં कोष्ठ ઉપરથી] કઠણ છોડું, કોચલું (૨) [લા] જેની અંદર કંઈ સાર ન હોય તેવી ચીજ [કોઠલો

કોટ(–ઠ)લો પુ૦ [સં कोष्ठ, પ્રા कोट्ठ] જુઓ

કોટવાલ(–ળ) પુ૦ [દે कोट्ट + पाल – પ્રા वाल] કોટનો–શહેર કે ગામનો બંદોબસ્ત રાખનાર અમલદાર (૨) એક અટક –લી (–ળી) પુ૦, સ્ત્રી૦ કોટવાળનું કામ

કોટાકોટ વિ૦ કરોડો (૨) અ૦ કોટે કોટે, કોટની ધારે ધારે [कोटि] કરોડો

કોટાનકોટ(–ટિ, –ટી) વિ૦ [સં कोटि + अनु +

કોટિ(–ટી) સ્ત્રી૦ [સં] કરોડ, સો લાખની સંખ્યા (૨) કમાનનો છેડો (૩) તકરારના પ્રશ્નની એક બાજુ – પૂર્વ પક્ષ (૪) વર્ગ, પ્રકાર (૫) ઊંચામાં ઊંચું બિંદુ, અંતિમતા (૬) [ગ] કાટખૂણત્રિકોણની કર્ણ સિવાયની બાજુ (૭) 'ઍબ્સિસ્સા' ૦ક વિ૦ કરોડો, અગણિત ૦કોણ પુ૦ પૂરો કાટખૂણો બનાવનાર પૂર્તિરૂપ ખૂણો, 'કૉમ્પ્લિમેન્ટરી ઍન્ગલ' (ગ) ૦ચ્છેદક પુ૦ 'કૉસેકન્ટ' (ગ) ૦જ્યા સ્ત્રી૦ 'કૉસાઇન' (ગ) ૦ધા અ૦ કોટિ પ્રકારે ૦ધ્વજ પુ૦ કરોડપતિના ઘર પર ફરકતી ધજા (૨) કરોડાધિપતિ ૦પણું ન૦ ૦સ્પર્શક પુ૦ 'કોટેન્જન્ટ' (ગ)

કોટિયુ ન૦ હોડકું, મછવો (૨) [જુઓ કોટ = ગરદન] મોઈદંડાની રમતનો એક દાવ (૩) જાનવરના ગળામાં બંધાતું ગોળ લાકડું

**કોટી** સ્ત્રી૦ [સં ] જુઓ કોટિ (૨) [જુઓ કોટ સ્ત્રી૦] આલિંગન [**–કરવી**=કોટ કરવી, એકબીજાને ગળે વળગવું કે તેમ કરી રહવું ]

**કોટીલી** સ્ત્રી૦ કાળા રંગેલા કપડા પર ઠોકવાનું છીપાનું એક બીબું

**કોટીલો** પુ૦ પીંજવા માટે પીંજણની તાતને થડકાવવાનું ઓજાર, ગોટીલો

**કોડુ** (કો) વિ૦(સુ) આડું વાંકું **–ટાઈ** સ્ત્રી૦

**કોડુ** (–ડુ) ન૦ [સં कोष्ठ ?] પક્ષીનો માળો

**કોડું** (–ડુ) (કો) ન૦ સામો છેતરાય ને આપણને ફાયદો થાય એવો પેંતરો – બાજી (૨) તકરારી – ખટપટનું વચ્ચે ઊભું કરેલું કામ [**–ઉતારવું, કરવું**=યુક્તિથી કામ સાધવું **કોટાં કરવાં**= ખટપટના દાવપેચ રમવા ]

**કોટ્યક્ષ** પુ૦[સં ](સ ) કરોડ આંખવાળો – ઇંદ્ર

**કોટ્યવધિ** વિ૦ [સં ] કરોડોથી ગણાતું હોય એવું (૨) અપાર

**કોટ્યુત્ક્રમજ્યા** સ્ત્રી૦[સં.]'કોવરર્ડ સાઈન'(ગ )

**કોઠ** (કોઠ,) પુ૦ (ચ સ્ત્રી૦) એક જાતનો સાપ

**કોઠ** (કો) ન૦ [જુઓ કોઠું] એક ફળ, કોઠું

**કોઠેક** ન૦ એક વનસ્પતિ

**કોઠલી** સ્ત્રી૦ [સં कोष्ठ ઉપરથી] નાની કોઠી (૨) નાનો કોઠલો **–લો** પુ૦ માટીનો બનાવેલો પટારો (ખાવાની વસ્તુઓ મૂકવાનો)(૨)કોઠાર

**કોઠાદાવ** પુ૦['કોઠા'ઉપરથી]એક જાતની રમત

**કોઠાયુદ્ધ** ન૦ [કોઠો + યુદ્ધ] કોઠામાંનું – ચકરાવામાંનું –અટપટા દાવપેચવાળું યુદ્ધ

**કોઠાર** પુ૦ [સં कोष्ठागार, प्रा कोट्ठार] અનાજ ભરવાનો ઓરડો (૨) ભોંયરું કે ચાર ભીંતો વાળી ચણેલી ઊંચી કોઠી(૩)ભંડાર,વખાર (૪) ખજાનો **–રિયું** ન૦ નાનો કોઠાર **–રી** પુ૦ કોઠારનો ઉપરી (૨) એક અટક (વાણિયાની)

**કોઠાભિરામ** પુ૦ [સં कोष्ठ + अभिराम] જુદી જુદી પ્રકૃતિને જુદું જુદું ખાવાનું અનુકૂળ આવવું તે, શરીરની પ્રકૃતિની ભિન્નતા

**કોઠી** સ્ત્રી૦ [સં कोष्ठ ઉપરથી ] માટીનો ( કે ધાતુનો) ઊંચો નળો (૨) વખાર (૩) વેપારીની પેઢી – દુકાન (૪) થાણું (૫) કોઠીના આકારનું એક દારૂખાનું (૬) ટટ્ટણમાં ઉતારેલી કોઠી [**–ઉતારવી**=ટટ્ટણને માટે જમીન ખોદી ખાડામાં કોઠી ગોઠવવી **–ઘાલવી, નાખવી**= જમીનમાં નળ આગળ કોઠી ઉતારવી(૨)દુકાન –પેઢી નાખવી (૩) પડાવ નાખવો **–ધોઈને કાદવ કાઢવો**=નકામા કામમાં વ્યર્થ મહેનત કરવી – ખરાબ થવું.]

**કોઠી** [કો] સ્ત્રી૦ [સં कपित्थ, प्रा कविट्ठ] કોઠનું ઝાડ **–ઠું** ન૦ તેનું ફળ

**કોઠીમડી** સ્ત્રી૦એક વેલો **–ડું** ન૦કોઠીમડીનું ફળ

**કોઠીંબડી** સ્ત્રી૦ કોઠીમડી **–ડું** ન૦ કોઠીમડું

**કોઠું** ન૦ જુઓ કોઢું, પક્ષીનો માળો

**કોઠું** (કો) ન૦ જુઓ કોઢું, પ્રપંચ, પેંતરો (૨) જુઓ 'કોઠી'માં, એક ફળ (૩) ચહેરો, મો. [**–આપવું**=પત કરવી, સમભાવથી સરખી વાત કરવી, ગરજ કે દરકાર હોય એમ વર્તવું (સામા સાથે) (૨) [લા ] રજા આપવી, શ્રીફળ આપવું, બરતરફ કરવું (૩) નિષ્ફળ કે નિરાશ કરવું, કાંઈ ન આપવું **–મળવું**=રજા કે બરતરફી મળવી (૨) નિષ્ફળતા કે નિરાશા મળવી, (ફેરો કે કામમાં) અફળ નીવડવું.]

**કોઠશું** વિ૦ [म कोडगा] + જુઓ કોરશું

**કોઠો** પુ૦ [સં. कोष्ठ] પેટ (૨) શરીર, શરીરની અંદરનો કોઈ પણ કોઠરૂપ ભાગ (૩) મન, અંતઃકરણ (૪) ખાનું ઉદા૦ કોઠો પાડીને લખવું (૫) [સોગઠાં ઇત્યાદિ બાજીનું ] ઘર, ખાનું (૬) મોટી કોઠી, વખાર (૭) મોટો કૂવો (૮) કિલ્લાનો બુરજ (૯) સુધરાઈની મુખ્ય ઓફિસ, મહેસૂલ, વેરો ઇત્યાદિના નાણાં ભરવાની જગા (૧૦) રખડતા ઢોર પૂરવાનો ડબો (૧૧) વ્યૂહરચના (૧૨) કોષ્ટક, આંકનો પાડો (૧૩) અંગરખાનો ગળાની આસપાસનો ભાગ [**કોઠે પડવું, પડી જવું**=ખાસ અસર ન થવી, અસર કરતું મટવું. (જેમ કે શિખામણ, દવા ઇ૦) **કોઠો છૂટવો, –છૂટી જવો**=ઝાડા થવા(૨)અંતકાળના ઝાડા થવા, મરણ આવવું **–ચીકવો**=અંદર ચિંતાથી બળવું **–વટલાવવો**=નિષિદ્ધ ખાવું પીવું, દેહ ભ્રષ્ટ કરવો ]

**કોડ** પુ૦[दे कोड्ड ?] મનોભાવ,અંતરની ઉમેદ

[ગ૦ પ્ર૦ ૦પૂરવા, ૦પૂરા કરવા, ૦પૂરા પાડવા ]–ડામણુ વિ૦ કોડવાળુ, કોડીલુ (૨) વરણાગિયુ –ડીલુ વિ૦ કોડવાળુ

કોડાણુ ન૦ કરાડ

કોડિયુ ન૦[ દ કોડિઅ] માટીનુ નાનુ શકોરુ (૨) એ આકારનુ દીવો કરવાનુ પાત્ર [ કોડિયા જેવુ કપાળ = નાનુ કપાળ, દુર્ભાગ્ય ]

કોડી (કો) સ્ત્રી૦ [સં कपर्दिका, દ कवड्डिआ] એક જાતનુ દરિયાઈ જીવડાનુ ઘર, શખલી (૨) એક હલકુ ચલણ (૩) વીસની સજ્ઞા

કોડી વિ૦ [જુઓ કૂડ, સર૦ દ कोड्डिअ]+ કૂડ વાળુ, પાપી

કોઢુ (કો) વિ૦ ઓડુ, રીતભાત વગરનુ

કોઢુ (કો) ન૦ [જુઓ કોડી] શખલી –ઢો પુ૦ મોટી કોડી, શખલો

કોઢ પુ૦ [सं कुष्ठ, प्रा कोड्ड–ढ,] ચામડીનો એક રોગ –ઢિયુ (–યેલ) –ઢી(૦લુ) વિ૦ કોઢના રોગવાળુ

કોઢ (કોઢ) સ્ત્રી૦ [सं गोष्ठ] ગમાણ, ઢોરને બાધવાની જગા (૨)[ સર દે कव्वाल]કારીગર લોકોને કામ કરવા બેસવાની જગા –ઢારુ, –ઢિયુ ન૦ ઢોરની કોઢ, કઢારુ

કોઢી (કો) સ્ત્રી૦ (ચ ) જુઓ કુહાડી

કોટો (કો) પુ૦ (ચ ) જુઓ કુહાડો (૨) વિ૦ પુ૦ [લા ] કોવાડ, કોદાળ

કોણ (કો) સ૦ (૨) વિ૦ [सं क पुन ?, प्रा कवण, हिं कौन, म ] કયુ ?(પ્રશ્નાર્થક બહુધા માણસ માટે) કોણ જાણે = શી ખબર ? 'હુ નથી જાણતો' એ અર્થમા ૦માત્ર વિ૦ જેનો હિસાબ નહિ એવુ –ણે સ૦ (પ ) કોઈએ પણ (૨) કોઈથી પણ

કોણ પુ૦ [सं ] ખૂણો ૦માપક વિ૦ ખૂણો માપનારુ (૨) ન૦ એ માટેનુ એક ઓજાર –ણાકાર વિ૦[+ आकार] ખૂણાના આકારનુ (૨) પુ૦ કોણનો આકાર

કોણિયાટવું (કો') સ૦ ક્રિ૦ [કોણી પરથી] કોણીએ કોણીએ મારવુ

કોણી વિ૦ [सं कोण] ખૂણાવાળુ, ખૂણો પડે એવુ

કોણી (કો) સ્ત્રી૦ [दे कुहणी] ખભા નીચેનો હાથનો(પહુચો)સાધો(૨) એ સાધાનુ અણીદાર હાડકુ [ –મારીને માર્ગ કરવો = જોર કરીને આગળ આવવુ –વીંઝવી = ગામમા આગેવાની લેવી (૨) દેખાડો કરવો ]

કોતર ન૦ [सं कोटर, प्रा कोत्थर] જમીન કે પર્વતમા ઊડો પહોળો ખાડો કે બખોલ

કોતરકામ ન૦[ જુઓ કોતરવુ ] કોતરીને કરેલુ નકશીકામ

કોતરણી સ્ત્રી૦ [ કોતરવુ]કોતરવુ તે(૨)કોતરવાની ઢબ (૩) કોતરકામ, નકશી (૪) કોતરવાની મજૂરી (૫)કોતરવાનુ ઓજાર

કોતરણું ન૦ [જુઓ કોતરવુ] જુઓ ખોતરણ

કોતરલેખ પુ૦ [ કોતર ( કોતરવુ ) + લેખ] કોતરી કાઢેલો લેખ

કોતરવુ સ૦ ક્રિ૦ [सं कृत ઉપરથી ?] આછુ આછુ ખોદવુ, ખોતરવુ, કોરવુ

કોતલ પુ૦ [तुर्की कूतल हिं ] અમીર લોકોની સવારીનો ખાસ ઘોડો(૨)સવાર વિનાનો શણગારેલો ઘોડો [સ્ત્રી૦

કોતા વિ૦[फा ] સક્ષિપ્ત, ટૂકુ (૨)અપૂર્ણ ૦ઈ

કોતારે પુ૦ મહાવ્રત (કા )

કોથ ન૦[सं ] જીવતા પ્રાણીના માંસનુ કોહવાણ

કોથમી,૦ર સ્ત્રી૦[सं कुस्तुम्बरी, प्रा कुत्थुमरी] ધાણાની ભાજી

કોથળી સ્ત્રી૦[दे कोत्थल] થેલી (૨) અડકોષ (૩)હજારની સજ્ઞા [–છૂટી મૂકવી, ૦નુ મો ખોલવુ = છૂટે હાથે પૈસા ખરચવા કોથળીમાથી સાપ નીકળવો,બિલાડુ નીકળવુ = નહી ધારેલુ નીકળવુ, અણધાર્યું બનવુ છેતરાવુ –રૂપિયા = હજાર રૂપિયા ] ૦છોડામણ ન૦ કરજે રૂપિયા આપતા પહેલા સાહુકાર જે વધારાના રૂપિયા પ્રથમથી કાપી લે છે તે ૦સાથ સ્ત્રી૦ જમીનદારના, ગરાસિયાના અથવા સરકારના ભરણામાથી અપાતો વટાવ –ળો પુ૦થેલો [કોથળા જેવું = ઢીલુ –ળામા પાચશેરી ઘાલીને મારવી = બહારથી માર મારેલુ જણાય નહી તેમ છૂપો માર મારવો કોથળે ઘાલવુ = દબાવી–છુપાવી રાખવુ (૨)[ચર્ચા]બધ કરવી કોથળે જવું

કોથળો કરવો=કોથળામા માલ ભરી ફેરી કરવી કોથળો ચાંદલો=કન્યાપક્ષ તરફથી વેવાઈને લગ્નમાના પોતાના સગાઓને વહેચવા માટે આપેલી ઊચક રકમ.]
કોદરા પુ૦બ૦વ૦[सं कोद्रवा॰] એક ધાન્ય -રી સ્ત્રી૦ તે ધાન્યના દાણા
કોદંડ ન૦ [सं] ધનુષ્ય, કામઠુ
કોદાળ (કો) વિ૦ કોદા જેવુ, જાડી બુદ્ધિનુ
કોદાળી (કો) સ્ત્રી૦ [सं कुद्दालक, प्रा कोद्दाल] ખોદવાનુ એક ઓજાર -ળો પુ૦ મોટી કોદાળી
કો દી અ૦(પ.) કોઈ દિવસ, ક્યારે કે દી (કા)
કોદુ (કો) ન૦ ધરડી કે થોડુ યા નહિ જેવું દૂધ દેતી ભેસ
કોદો (કો) પુ૦ કોદાળ આદમી
કોનફળ ન૦ [ना.] રતાળુ, સકરકંદ
કોનું (કો) સ૦ કેનુ ? કઈ વ્યક્તિનું ? ['કોણ'નું ષષ્ઠીનુ રૂપ] (૨) (પ) કોઈનુ
કોન્ફ્યૂશિયસ પુ૦ [इं.] (સં) ચીની ફિલસૂફ
કોન્સ્ટેબલ પુ૦ [इं] પોલીસનો સિપાઈ
કોપ પુ૦[सं.] ક્રોધ, રોષ(૨) નાશકારક આફત, ગજબ
કોપટી સ્ત્રી૦ પોપડી, કપોટી (કા)
કોપરબ્રાસ ન૦ [इ॰ कॉपरब्रास] તાબુ અને પિત્તળ મળીને બનતી એક ધાતુ
કોપરિયું વિ૦ [सं कूर्पर, प्रा.कोप्पर, म कोपर] ખૂણા પડતુ, કોણવાળુ (૨) ન૦ કોણી (સુ)
કોપરુ ન૦[सं. कर्पर ?हिं खोपरा, म खोबरा] નળિયેરની અંદરનો ગર, ટોપરુ -રાપાક પુ૦ કોપરાના ખમણની બનાવેલી એક મીઠાઈ (૨) [કટાક્ષમા] માર -રેલ ન૦ કોપરાનું તેલ
કોપવું અ૦ક્રિ૦ [सं कुप्] કોપ-ગુસ્સો કરવો
કોપાયમાન, કોપાવિષ્ટ, કોપિત વિ૦ [सं] કોપેલુ, રૂઠેલું [સંન્યાસીની)
કોપીન ન૦ [सं कौपीन]લંગોટી (ખાસ કરીને
કોપીરાઈટ પુ૦ [इं] લેખક પ્રકાશકાદિને પોતાની કૃતિ પર મળતો કાનૂની હક
કોફી સ્ત્રી૦ [इ] શેકેલા બુંદદાણાનો ભૂકો કે તેનુ પીણુ [ખીણ
કોબર ન૦ બે પહાડ વચ્ચેનો સાકડો માર્ગ (૨)
કોબાડ વિ૦ જુઓ કબડ [કૂઆવાળી
કોબો પુ૦, -બાવાળી સ્ત્રી૦ જુઓ કૂબો,
કોબી, ૦જ સ્ત્રી૦ [म, हिं. कोबी पो couve इं कॅबेज] એક શાકભાજી-કમ્મકલ્લો
કોમ સ્ત્રી૦ [अ कौम] એક જ નામથી ઓળખાતો લોકસમૂહ (જ્ઞાતિ વર્ગ કે જાતવારનો). ૦વાદ પુ૦ જુઓ કોમીવાદ -મી વિ૦ કોમનુ, કોમ સબધી -મીપણુ ન૦ -મીવાદ પુ૦ કેવળ કોમના જ સાકડા હિતાહિતની દૃષ્ટિનો મત
કોમલ(-ળ) વિ૦ [सं] કુમળું મુલાયમ (૨) સુકુમાર, નાજુક (૩) નરમ; મૃદુ (૪) મધુર (૫) દયાળુ ૦તા સ્ત્રી૦. -લાસ્થિ ન૦ [+ અસ્થિ] કુમળું હાડકુ, જેનુ વખત જતા હાડકુ બને છે તે પદાર્થ -લાંગી વિ૦ સ્ત્રી૦ [+અંગી] કોમળ શરીરની
કોય સ૦ (પ) [सं कोऽपि] કોઈ
કોયડો (કો) પુ૦ જુઓ કોરડો
કોયલ (કો) સ્ત્રી૦ [सं कोकिल, प्रा.कोइल] એક પક્ષી, કોકિલા (૨) એક રમકડુ
કોયલી (કો) સ્ત્રી૦ ગળાનો એક રોગ (૨) બળવુ, બળતરા થવી તે [પેટમાં કોયલી પડવી = અત્યંત ભૂખ લાગવી]
કોયલો (કો) પું૦ [दे कोइला] કોલસો (૨) ઠારેલો કોલસો(૩)અંગારો [કોયલા પાડવા =લાકડાના બાળવાના કે ઠારેલા કોલમા તૈયાર કરવા કોયલો કરવો, થવો = બાળીને કે બળીને કોયલા જેવુ કરવુ કે થવુ]
કોર સ્ત્રી૦ [ना , हिं] વસ્તુનો છેડો, કિનાર (૨) ત્યા મૂકવાની ભાત કે પટ્ટી (૩) બાજુ (૪) બાજુ પરનો કકડો, થોડોક ભાગ. [-ચોડવી, મૂકવી, લગાડવી = કપડાને કિનારે કોર સાંધવી -મરડવી =પક્ષ બદલવો -ભરવી = કિનારી પર ભરતકામ કરવુ કોરે બેસવું= સ્ત્રીએ વેગળું બેસવુ, અટકાવ આવવો]
કોર સ્ત્રી૦[ 'કુંવર' ઉપરથી] સ્ત્રીઓનાં નામને છેડે મુકાતો શબ્દ છે ઉદા૦ 'જેકોર' [નિષ્ઠુર
કોરગુ વિ૦ [म कोडगा] નિર્લજ્જ, નફ્ફટ (૨)
કોરટ (કો) સ્ત્રી૦[इ कोर्ट] અદાલત. [-ઊઠવી=

અદાલત બરખાસ્ત થવી,દિવસનું તેનું કામ પૂરું થવું કોરટે જવું,ચડવું =(ખાનગી ન પતતાં) મામલો અદાલતમાં દાખલ થવો કે કરવો ]
કોરડી સ્ત્રી૦ + જુઓ કોઠરી
કોરડી-કોરડી સ્ત્રી૦ (સુ ) લગ્ન બાદ દંપતી કે દિયરભાભી એકબીજાને કોરડા મારે છે એ ચાલ કે રમતનો વિધિ [ ગાગડુ
કોરડુ વિ૦ [જુઓ કોરુ] ભીનાશ વિનાનું (૨)
કોરડો પુ૦ [म कोरडा] ગૂંથેલો ચાબખો, સાટકો (૨)[લા ] દોર, સત્તા (૩) ત્રાસ, જુલમ, સખ્તાઈ (૪) [सं कूट?] ઝટ ન ઊકલી શકે એવો પ્રશ્ન
કોરદાદાવ પુ૦ છોકરાની એક રમત
કોરણિયો પુ૦ ['કોરવુ' ઉપરથી] કોરીને કરેલી ખોભણ – ખાંચો (૨) કોરવાનુ કામ કરનાર (૩) શરીર કોરી ખાય એવો તાવ, હાડજ્વર
કોરણુ સ્ત્રી૦ [કોર' ઉપરથી] બાજુ (૨) વસ્તુનો છેડા પરનો ભાગ, કાનો કે સીમા (૩) [?] ધૂળનુ વાવાઝોડુ, આંધી
કોરણી સ્ત્રી૦ ['કોરવુ' ઉપરથી] કોરવાનું ઓજાર (૨) કોરવાની રીત – કારીગરી
કોરમ ન૦ [इं ] સભા – સમિતિનુ કામ શરૂ કરવા કે ચલાવવા માટે જરૂરી આંકેલી કાનૂની સંખ્યા [–થવું = સભાને માટેની જરૂરી સંખ્યા હાજર થવી ] [ ભૂકો – ચૂરો
કોરમું ન૦[ 'કોરણ'– કોરવાથી પડેલુ ?] દાળનો
કોરવંકુ વિ૦ [કોર + વાંકુ ] એક બાજુએથી વાંકુ - ઢળતુ [ (કા )
કોરવાણુ વિ૦['કોરું' ઉપરથી] ભીનાશ વિનાનું
કોરવું સ૦ ક્રિ [प्रा कोरण = કોતરવું તે, प्रा कोरिल्लअ = કોરી ખાધેલુ ,કોતરેલુ] વીંધવુ, કાણુ પાડવુ(૨)અંદરથી કોતરવુ, આછુ ખોદવુ
કોરસણી સ્ત્રી૦ [ કોરવુ ] કોરવાનું ઓજાર
કોરંગ પુ૦ +, ૦ણી સ્ત્રી૦ + જુઓ કુરંગ,૦ણી
કોરા પુ૦ એક પક્ષી
કોરાટી(–રી) પું૦ એક જાતનો સાપ
કોરાડુ(–ણુ,–ણું ) વિ૦ સૂકું, કોરુ
કોરાખવુ અ૦ક્રિ૦ (કા) [કોર + આખવું ? ] કટાક્ષથી જોવુ, મર્મભરી ત્રાંસી નજર કરવી
કોરી સ્ત્રી૦ [' કુંવરી' પરથી ? સર૦ કોર ] આશરે ૪ રૂપિયાની કિંમતનુ એક કચ્છી રૂપાનાણું
કોરુ વિ૦ [हिं , म कोरा] ભીનું નહિ એવું, સૂકું (૨) લૂખુ (૩) વાપર્યા વિનાનુ તદ્દન નવું (કાપડ) (૪) લખ્યા વિનાનું (પત્તું, કાગળ ઇત્યાદિ ) (૫) રાંધેલું નહિ એવું (સીધુ, અનાજ) [ –કરવુ = પાણી કે ભેજ સુકાઈ જાય તેમ કરવું – કાઢવું = (ચોમાસામાં) ઉઘાડ નીકળવો –નીકળવુ = વરસાદ બંધ પડવો –પડવુ = કોરુ થવું (૨) વરસાદ બંધ પડવે (૩) અનાવૃષ્ટિ થવી –ભીનું કરવુ = ( પેશાબ વગેરેથી) ભીનું થતા લૂગડું કે સ્થળ બદલીને બાળકને સુવાડવું –લૂગડું = ધોયા - વાપર્યા વિનાનું તદ્દન નવું કપડુ કોરે કાગળે મતું = લખાણ થયા વિના નીચે સહી કરી સંમતિ આપી દેવી કોરે લૂગડે = કલંક લાગ્યા વિના કે હાનિ થયા વિના ] ૦કડકડતુ વિ૦ તદ્દન નવું (વસ્ત્ર) ૦કટ વિ૦ તદ્દન કોરુ ૦ધાકોર(–ર) વિ૦ તદ્દન કોરુ ૦મોરુ વિ૦ તદ્દન કોરુ – લૂખુ (૨) તદ્દન નવુ, વાપર્યા કે ઉકેલ્યા વિનાનું [કોરોમોરો કકડધજ = ધનમાલ વિનાનો, સંબંધ વિનાનો, ઇ૦]
કોરેકોરું ન૦ તદ્દન કોરુ
કોર્ટ (કો) સ્ત્રી૦ [इं ] ન્યાયમંદિર, ઇન્સાફની અદાલત,કોરટ [ –ઊઠવી, –બેસવી, કોર્ટે ચડવું = જુઓ 'કોરટ'માં ] કોર્ટ-ફી સ્ત્રી૦ કોર્ટના કેસના ખર્ચની સરકારને ભરવી પડતી રકમ – સ્ટૅમ્પખર્ચ
કોર્ડન ન૦ [इं ] જુઓ ચક્રવ્યૂહ
કોલ (કો) પુ૦ [अ ] વચન, કબૂલાત, ખાતરી [–આપવો = વચન આપવુ ( હાથમાં હાથ મૂકીને ) ( –તોડવો, –પાળવો, –લેવો ] ૦કરાર પુ૦ કોલ અને કરાર, પાળવાનુ વચન આપ્યુ હોય એવુ કબૂલાતપત્ર (૨) સંધિપત્ર; તહનામું
કોલ (કો) પુ૦ બંદરમાં આવતા જતા વહાણની જકાતખાતાની નોંધ
કોલ પુ૦ [જુઓ કેલ] ચૂનાની મેળવણીનો ગારો (૨) [જુઓ કોલુ] શેરડીનો રસ કાઢવાનો

સચો (૪) [જુઓ કોલુ] શિયાળ (૫) ન૦ રમકડું [ચૂંચો, ડામર

**કોલટા(-તા)ર** પું૦ [ઇં] ખનીજ કોલસાનો

**કોલર્ન-વોટર** ન૦ [ઇં] એક પ્રવાહી દવા

**કોલમ** પું૦ સ્ત્રી૦ [સં कलम] ડાંગરની એક જાત

**કોલમ** ન૦ [ઇં] વર્તમાનપત્ર, ગ્રંથ ઇત્યાદિના પાનાના લખાણની ઊભી ઓળ, હાર (૨) વિભાગ, ખાનું; કોઠો

**કોલર** પું૦ [ઇં] કપડાનો ગળા માટેના સીવણનો ભાગ [-મૂકયો=કોલરનો ભાગ (અલગ તૈયાર કરેલો) કપડાને જોડવો-સીવવો] (૨) (અંગ્રેજી પહેરવેશમાં) ગળે પહેરાતી કાંઠલા જેવી એક બનાવટ

**કોલસો** (કો) પું૦ [દે कोल्ल, ન कोलसा, ઇં કોલ] એક જાતનું બળતણ [કોલસા પાડવા=બાળવાના કોલસા તૈયાર કરવા] -સી (કો) સ્ત્રી૦ કોલસાનો ભૂકો (ખાસ કરીને બળેલા ખનિજ કોલસાનો)

**કોલાઓ** પું૦ જુઓ કુવાઓ

**કોલાહલ** પું૦ [સં] શોરબકોર, ઘોંઘાટ -લી વિ૦ કોલાહલવાળું

**કોરેન્ટાઈન** ન૦ [ઇં] જુઓ ક્વૉરેન્ટીન

**કોલવું** સ૦ક્રિ૦ [સર૦ ન कोलणें] (સુ) (મોઈ-દંડાની રમતમાં) ઠોચવું

**કોલી** (કો) સ્ત્રી૦ [જુઓ કોલું વિ૦] ગાય

**કોલુ(લું)** ન૦ [દે कोल्हुक] શેરડી પીલવાનો મંચો

**કોલુ** (લું) ન૦ [દે. कुल्ह, कोल्हअ] શિયાળ

**કોલું** (કો) વિ૦ [સં कपिल, પ્રા कविल?] ઘઉંવર્ણું ગેરુ -લો પું૦ કોલા રંગનો આદમી

**કૉલેજ** સ્ત્રી૦ [ઇં] મહાવિદ્યાલય, ઉચ્ચ શિક્ષણ માટેનું વિદ્યાલય -જિયન પું૦ તેનો વિદ્યાર્થી

**કૉલેરા** (કો) પું૦ [ઇં] ઝાડા અને ઊલટીનો એક ચેપી રોગ, કોગળિયું

**કોલો** (કો) પું૦ ખૂણો, કોણ (૨) જુઓ 'કોલું' વિ૦ માં [વસ્તુ, સડો

**કોવડામણ** (કો') સ્ત્રી૦ [કોવડાવવું] કોવડાવેલી

**કોવડા(-રા)વવું** (કો') સ૦ક્રિ૦ 'કોહવું'નું પ્રેરક

**કોવાડ** (કો) પું૦ [કૂવો+આડું] જેના આધારે કોસનું પૈડું રહે છે તે લાકડું

**કોવાડ** (કો') વિ૦ ['કુહાડો' પરથી?] કુહાડીની વાર જેવી (જીભ, વાણી) (૩) કોઢાળ, જાડી બુદ્ધિનું-ઝટ મારફાડ કરી બેસે એવું (માણસ)

**કોવાડી**(કો') સ્ત્રી૦,-ડો પું૦ જુઓ કુહાડી,-ડો

**કોવાવું** (કો') અ૦ક્રિ૦ સડવું ('કોહવું'નું કર્મણિ)

**કોવિદ** વિ૦ [સં] જાણકાર, પ્રવીણ (૨) વિદ્વાન. પંડિત ૦તા સ્ત્રી૦

**કોવિદાર** પું૦, ન૦ [સં] એક વૃક્ષ

**કોશ(-ષ)** પું૦ [સં] કોઈ પણ વસ્તુ મૂકવા-સાચવવાનું પાત્ર, ખાનું, આવરણ અથવા ઘર (૨) ભંડાર, ખજાનો (૩) શબ્દકોશ (૪) મ્યાન (૫) કૂવામાંથી પાણી કાઢવાનું ચામડાનું પાત્ર; કોસ (૬) જીવતા પ્રાણીના શરીરનો અણુ જેવો મૂળ ઘટક, જેના પેશી, માંસ ઇ૦ બને છે ૦કાર પું૦ શબ્દકોશ બનાવનાર આદમી. ૦મંત્રી પું૦ ખજાનાનો મંત્રી, ખજાનચી -શા(-ષા)ધ્યક્ષ પું૦ [+અધ્યક્ષ] કોશનો અધ્યક્ષ-ખજાનચી, ભંડારી -શિ(-સિ)યો પું૦ કોસ ચલાવનાર-હાંકનાર કે તે વડે પાણી કાઢનાર, કુવેતી -શિયો વિ૦ પું૦ કોસની જેમ પાણીમાં તદ્દન ઊભો મારેલો (ભૂસકો)

**કોશ** (કોશ.) સ્ત્રી૦ [સં. कुशी ઉપરથી] ખોદવાનું એક ઓજાર, નરાજ (૨) હળપૂણી

**કોશ(-રી,-સ)ર** સ્ત્રી૦ કસર, કરકસર, -રિયું વિ૦ જુઓ કોશીરિયું

**કોશિયાળો** (કો) પું૦ કોશ બરાબર બેસાડવા માટે હળના લાકડામાં વપરાતી ફાચર

**કોશિયો** પું૦ એક પખી (૨) જુઓ 'કોશ' [સં] માં

**કોશિશ** સ્ત્રી૦ [फा.] પ્રયત્ન

**કોશી(-સ)ર** સ્ત્રી૦ કોશર, કસર -રિયું વિ૦ + કરકસરિયું (૨) કંજૂસ [કોકડું

**કોશેટો** પું૦ [સં कोश] રેશમના કીડાનું ઘર-

**કોષ**, ૦કાર, ૦મંત્રી, -ષાગાર, -ષાધ્યક્ષ જુઓ 'કોશ' [સં] માં

**કોષ્ટક** (કો) ન૦ [हिं, म., સં कोष्ठक પરથી?] આડી અને ઊભી સમાંતર લીટીઓ દોરવાથી જે ચોખૂણી આકૃતિ પડે તે, કોઠો (૨) તોલ, માપ, નાણાં વગેરેના હિસાબો સહેલાઈથી કરી

શકાય એ માટે તૈયાર કરેલો એમના પરિમાણનો કોઠો

કોષ્ઠ પુ૦ [સં] પેટ, કોઠો (૨) પેટનો નીચલો ભાગ, મળાશય (૩) કોઠાર –ષ્ઠાગાર પુ૦ [+ आगार] કોઠાર (ધાનનો)

કોસ પુ૦ [સં क्रोश, પ્રા] ગાઉ અથવા દોઢ માઈલનું અંતર ૦ત્રા અ૦ ગાઉ જેટલે

કોસ [સં कोश, પ્રા] કૂવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો [–કાઢવો = જુઓ કોસ તાણવો –ચાલવો = કોસ વડે પાણી ખેંચવાનું શરૂ થવું –જોડવો = કૂવામાંથી પાણી ખેંચવા બળદ જોડીને કામ શરૂ કરવું –ખેંચવો, તાણવો = કોસ વડે પાણી કાઢવું] ૦કૂવો પુ૦ કોસ ચલાવવા જોગ કૂવો

કોસણ સ્ત્રી૦ [સં कोश ઉપરથી?] કૂખ

કોસમ પુ૦ [સં कुसुम्भ] કોસબીનું ફૂલ (?)

કોસર સ્ત્રી૦ જુઓ કોશર, કોશીર –રિયું વિ૦ જુઓ કોશરિયું [હળપૂણી

કોસલું, ન૦ –લી સ્ત્રી૦ [સં कुशी ઉપરથી]

કોસવું સ૦ ક્રિ૦ + શાપવું, ડામવું

કોસંબી સ્ત્રી૦ [સં कोशाम्र, પ્રા कोसंब] એક વનસ્પતિ (૨) એક ઝાડ જેના બીજને કાબરી કહે છે (૩) [સં कौशाम्बी, પ્રા] એક પ્રાચીન નગરી (વત્સ દેશની રાજધાની) (૪) એક અટક

કોસિયા સ્ત્રી૦ [સં कोशा, પ્રા कोसा] વેશ્યા

કોસિયો પુ૦ જુઓ કોશિયો

કોસીસું ન૦ [સં कपिशीर्ष, પ્રા कविसीसय] કોટમાંથી બંદૂક, તીર ઇ૦ મારવાનું બાકું, કોશીશું (૨) કોટ ઉપરનું શોભાનું નાનકડું શિખર

કોસું ન૦ [સં कुश ઉપરથી] બાજરી, જુવાર ઇત્યાદિના ગાઠામાંથી છૂટેલો ફણગો (૨) બાણનો છેડો (૩) વિ૦ [સં कोण પરથી] કોકરવરણું, હૂંફાળું

કોહ, ૦વારો [કો] પુ૦ [જુઓ કોહવું] કોહવું તે, સડો (૨) ચામડીનો એક રોગ [–ઊઠવો = શરીરે કોહનો ચેપ ફેલાવો, શરીર પર જ્યાં ત્યાં કોહ થવો] ૦વ(–વા)ણ ન૦, ૦વાટ પુ૦ કોહવારો, સડો

કોહપણ ન૦ [સં क्रोध(०न), પ્રા कुहण, क्रोध પરથી] ચીડિયાપણું, ખણખોદ

કોહર ન૦ (?) [સં कुहर] કાળી જમીનમાં પાણી ભરાઈ ખાડો પડે છે તે (કા) [કોહ માં

કોહવ(–વા)ણ, કોહવાટ(–રો) (કો) જુઓ

કોહવું (કો) અ૦ક્રિ૦ [સં कुथ, પ્રા कुह, कोह] સડવું (૨) કોહ થવો

કોહામા ન૦ એક પક્ષી

કોહિનૂર પુ૦ [ફા] તેજનો પર્વત (૨) (મ) એક ઘણો તેજસ્વી હીરો

કોહિસ્તાની સ્ત્રી૦ [ફા] એક પૈશાચી ભાષા

કોહેલું વિ૦ સડેલું (૨) જેને કોહ થયો હોય એવું (૩) કોહપણ કરે એવું, ચીકણું

કોહ્યું વિ૦ સડેલું (૨) કોહપણભર્યું ૦કૂચ્યું વિ૦ કોહેલું ને કૂચા જેવું –હ્યાબોલું વિ૦ ચીડિયું (૨) ચીકણું, કચાટિયું –હ્યાપેટો પુ૦અ૦વ૦ કોહપણભર્યું વર્તન

કોળ પુ૦ [સં, પ્રા कोल] મોટો જાડો ઉંદર ૦વાઈ સ્ત્રી૦, –ળિયું ન૦ ઉંદરિયું

કોળણ સ્ત્રી૦ જુઓ 'કોળી' વિ૦માં

કોળવું (કો) અ૦ક્રિ૦ ખીલવું, ફૂલવું, પાગરવું (૨) ફેલાવું [ફુલાવું

કોળાવું (કો) અ૦ ક્રિ૦ હર્ષ કે અભિમાનથી

કોળિયું (કો) વિ૦ [સં कवल ઉપરથી] ઊંડળમાં માય એટલું, થોડુંક (૨) (કો) ન૦ જુઓ કોળ'માં

કોળિયો (કો) પુ૦ [સં कवल] મોમાં એક વાર લેવાય એટલો ખોરાક – ગ્રાસ [–કરી જવું = હડપ કરીને ખાઈ જવું, ગટાપ કરી જવું]

કોળી વિ૦ [સં कोल ઉપરથી] ઠાકરડાની જાતનું (૨) પુ૦ ઠાકરડો (૩) [સર૦ દે कोलिअ] [લા] કાળો અથવા દયાહીન આદમી –ળણ સ્ત્રી૦ કોળીની સ્ત્રી (૨) [લા] કાળી અથવા દયાહીન સ્ત્રી ૦નાળી વિ૦ કોળી અને એના જેવું અનાર્ય –શૂદ્ર જાતિનું (માણસ) [કોળાનો વેલો

કોળી (કો') સ્ત્રી૦ [સં कुष्माण्डी, પ્રા कोहली]

કોળીંદુ ન૦ (કા) બોરિયું (અંગરખાનું)

કોળું (કો') ન૦ [જુઓ કોળી સ્ત્રી૦] શાક તરીકે વપરાતું એક ફળ, કુષ્માંડ [(હસવું)

કોળેકોળ(–ળો) લઈને = ખૂબ ખડખડાટ

કોંકણ પું૦ [સં.](સં )સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમે આવેલો એક પ્રદેશ ૦પટ્ટી સ્ત્રી૦ કોંકણનો (કિનારાનો પટ્ટી જેવો) મુલક. ૦સ્થ વિ૦ કોંકણ પ્રદેશમા રહેનારુ (૨) મહારાષ્ટ્રી બ્રાહ્મણોની એક જાતિનું (૩) પુ૦ તે જાતિનો માણસ —ણી વિ૦ કોંકણનું (૨) સ્ત્રી૦ મરાઠીની એક બોલી

કોંગ્રેસ સ્ત્રી૦ [ઇં.] (સં ) અખિલ ભારતીય રાષ્ટ્રીય મહાસભા —સી વિ૦ કોંગ્રેસનું કે તેને લગતુ (૨) પુ૦ મહાસભાવાદી

કોંટ (કો૦) સ્ત્રી૦(કા.)[સં स्काप = ખાવ ?] ખૂપ (આખલા કે ઊંટની)

કોંટાઈ (કો૦) સ્ત્રી૦ [કોંટ' ઉપરથી] મગરૂરી

કોંટિયું (કે૦) વિ૦ ઠૂંઠું —યાપણું ન૦

કોંઠી (કો૦) સ્ત્રી૦ તરવારને મ્યાન સાથે બાંધી રાખવાની દોરી અથવા સાંકળી

કોંડુ (કો૦) ન૦ કોડું, પેતરો [ —બેસવુ = પેતરો સફળ થવો, યુક્તિ લાગવી ]

કોંટો (કો૦) પું૦ [સં कटक] ફણગો

કૌટિલ્ય પુ૦ [સં] (સં ) કુટિલ રાજનીતિજ્ઞ ચાણક્ય (૨) ન૦ કુટિલતા

કૌટુંબિક વિ૦ [સં] કુટુંબનુ, કુટુંબને લગતું

કૌતક ન૦ + જુઓ કૌતુક

કૌતુક ન૦[સં.] કુતૂહલ (૨) કુતૂહલ જાગ્રત કરે એવુ ગમે તે (૩) નવાઈ; અજાયબી (૪) ટીખળ. ૦પ્રિય વિ૦ કૌતુકના શોખવાળું. ૦પ્રેમ પુ૦ કૌતુક વિષેનો પ્રેમ —કાચાર પુ૦[+ આચાર] વિવાહવિધિનો એક ભાગ, જે દરમિયાન કેટલીક રમતો તેમ જ મીંઢળ બાંધવાનુ વગેરે કરાય છે

કૌતૂહલ ન [સં] કુતૂહલ, કૌતુક, ઇંતેજારી

કૌપીન ન૦ [સં] લંગોટી, કોપીન

કૌભાંડ ન૦ [જુઓ કુભાંડ] કાવતરુ; તરકટ

કૌમાર,—ર્ય ન૦ [સં] કુમારપણું. ૦વ્રત ન૦ કુમાર દશામાં કરવાનુ વ્રત (૨) કુંવારા રહેવાનું વ્રત

કૌમુદી સ્ત્રી૦ [સં] ચાંદની (૨) વ્યાકરણનો એક સંસ્કૃત ગ્રંથ

કૌરવ પુ૦ [સં] કુરુનો વંશજ (૨) [સં ] [ધૃતરાષ્ટ્રનો પુત્ર

કૌલ વિ૦ [સં.] તાંત્રિક મતનુ, વામમાર્ગી, શાક્ત ૦મત પુ૦, ન૦ તે મત. ૦માર્ગ પુ૦ તે માગ

કૌવચ સ્ત્રી૦, ન૦ [હિં. कौंच, જુઓ કવચ] એક વનસ્પતિ (૨) એનો ખજૂરીવાળો ફાફડો

કૌવત ન૦ [અ. कुव्वत] તાકાત

કૌવો પુ૦ [સં. काक, હિં. कौवा] કાગડો

કૌશલ(—લ્ય) ન૦ [સં ] કુશલપણુ, પ્રવીણતા

કૌશ(—સ)લ્યા સ્ત્રી૦[સં ](સં ) રામચંદ્રની માતા

કૌશિક પુ૦ [સં ] (સં ) વિશ્વામિત્ર (૨) ઇંદ્ર

કૌશિકી, ૦વૃત્તિ સ્ત્રી૦ [સં ]નાટકની લખાવટની (કૌશિકી, આરભટી, સાત્વતી અને ભારતી) ચારમાની એક શૈલી, જેમા શૃંગાર, કરુણ અને હાસ્ય ત્રણે રસની જમાવટ હોય છે

કૌસ્તુભ પુ૦ [સં.] એક જાતનો મણિ, સમુદ્રમંથનથી નીકળેલા ચૌદ રત્નોમાનું એક

કૌંસ પુ૦ [અ कौस] કંસ, લખાણમા વપરાતુ ( ) [ ], { } આવું ચિહ્ન

ક્યમ અ૦ + જુઓ કેમ ? (પ.)

ક્યહું અ૦ [किहां] + ક્યાંય પણ (પ )

ક્યાડી સ્ત્રી૦ ક્યાડા રંગની ઘોડીની એક જાત —ડું વિ૦ ઘેરા રાતા કથ્થાઈ રંગનુ —ડો પુ૦ એ જાતનો ઘોડો

ક્યામત સ્ત્રી૦ [અ. कियामत] મરણ બાદ ખુદા આગળ ઊભા થઈને જવાબ આપવાનો દિવસ, ઈશ્વર આગળનો ઇન્સાફનો દિવસ

ક્યારડી સ્ત્રી૦ [જુઓ ક્યારી] નાનો ક્યારડો —ડો પું૦ જેમા પાણી ભરાઈ રહે એવુ પાળ બાંધેલુ ખેતર (ડાંગર વગેરેનુ)

ક્યારી સ્ત્રી૦ ['ક્યારો' પરથી] નાનો ક્યારો (૨) પાણી પાવું પડે તેવી જમીન (૩) પાણી ભરાઈ રહે એવી જમીન (૪) ખેડાણ જમીન —રો પું૦ [સં. केदार, પ્રા केआर] ક્યારડો (૨) ઝાડ, છોડ વગેરેની આજુબાજુ પાણી ભરવા માટે કરેલો ખાડો

ક્યારે અ૦ [પ્રા किवारइ] કયે વખતે ? ૦ક અ૦ કોઈક વખતે ૦ય અ૦ ગમે ત્યારે, કદી પણ

ક્યાસ પુ૦ [અ. कियास] અટક, ધારણા (૨) કિંમતની આકણી, અંદાજ [ —કરવો, —કાઢવો, —બાંધવો]

**ક્યાં** અ૦ કઈ જગાએ ? **૦ક** અ૦ કોઈ જગાએ **૦ય** અ૦ કોઈ પણ જગાએ

**ક્યૌં** અ૦ [हिं क्यों]+ કહી, ક્યહુ

**ક્રતુ** પુ૦ [सं] યજ્ઞ

**ક્રમ** પુ૦ [सं] એક પછી એક આવે એવી વસ્તુસંકલના (૨) શ્રેણી, હારમાળા(૩) ડગલુ, પગલુ (૪) ધારો, રિવાજ (૫) આક્રમણ, હુમલો (૬) સંગીતમા એક અલંકાર **૦ણ** ન૦ ડગલુ (૨) જવુ તે (૩) આગળ વધવું તે (૪) ઉલ્લંઘન કરવુ તે **૦બદ્ધ** વિ૦ નિયત ક્રમવાળુ **૦ભંગ** પુ૦ ક્રમ–નિયમનો ભંગ **૦વાર** અ૦ હારબંધ અનુક્રમ પ્રમાણે **૦શઃ** અ૦ નિયત ક્રમ પ્રમાણે, એક પછી એક (૨) ક્રમે ક્રમે, હપતેથી **–માગત** વિ૦[+આગત] વંશપરંપરા પ્રમાણે ઊતરી આવેલુ અથવા મળેલુ **–માનુસાર** અ૦[+અનુસાર]ક્રમવાર **–માંક** પુ૦ [+અંક] અનુક્રમ પ્રમાણેનો નંબર **–મિક** વિ૦ [सं] એક પછી એક –ક્રમ પ્રમાણે આવે એવુ (૨) વંશપરંપરાગત

**ક્રય** પુ૦ [सं] ખરીદવુ તે, ખરીદી

**ક્રંદન** ન૦ [सं] રડવુ તે, રુદન

**ક્રાઉન** વિ૦[इं](છાપવાના)કાગળના એક માપનુ (૨)પુ૦ એક અંગ્રેજી નાણુ – રાા શિલિંગ

**ક્રાંત** વિ૦[सं]અતીત,વીતેલુ(૨)આક્રાંત **૦દર્શી** વિ૦ અતીત, અનાગત તથા સૂક્ષ્મ પદાર્થ જોઈ શકનાર(૨)વસ્તુનું રહસ્ય જોઈ શકનાર(૩)સર્વજ્ઞ

**ક્રાંતિ** સ્ત્રી૦[सं]એક સ્થાનેથી બીજે સ્થાને જવુ તે ગતિ (૨) (ધરમૂળથી) ફેરફાર, પરિવર્તન, ઊથલપાથલ. **૦કર** વિ૦ ક્રાંતિ–પરિવર્તન કરનારુ **૦કારક,૦કારી** વિ૦ ક્રાંતિકર **૦વૃત્ત** ન૦ સૂર્યની ગતિથી જે ગોળાકાર રેખા ખગોળમા થતી કલ્પાય છે તે, સૂર્યમાર્ગ

**ક્રિકેટ** સ્ત્રી૦[इं]એક અંગ્રેજી રમત, બૉલબૅટની રમત **૦ર** પુ૦ [इं] ક્રિકેટ રમી જાણનાર, ક્રિકેટનો ખેલાડી

**ક્રિયમાણ** વિ૦[सं]કરાતુ,થતુ,બનતુ (૨)ન૦ ક્રિયાકર્મ, ધર્મ–સંસ્કારવિધિ

**ક્રિયા** સ્ત્રી૦[सं] કાર્ય, કર્મ (૨) સંસ્કારવિધિ, ક્રિયમાણ (૩) કામ કરવાની રીત,કૃતિ,અમલ **૦કાંડ** પુ૦ ક્રિયા–ધર્મવિધિને લગતો વેદશાસ્ત્રનો ભાગ(જુઓ કર્મકાંડ) **૦તિપત્ત્યર્થ** પુ૦ ક્રિયાપદનુ સાંકેતિક ભવિષ્યકાળનુ રૂપ ઉદા૦ 'જો વૃષ્ટિ થઈ હોત તો સુકાળ થાત' (૨) [કા શા] એક કાવ્યાલંકાર જેમાં પ્રકૃતિથી ભિન્ન કલ્પના કરીને વિષયનુ વર્ણન કરવામા આવે છે **૦ત્મક** વિ૦ અમલી(૨)પ્રયોગાત્મક **૦નાથ** પુ૦ ક્રિયાપદના લિંગ, વચન વગેરે જેના પર આધાર રાખે છે તે પદ(વ્યા) **૦પદ** ન૦ ક્રિયા બતાવનારુ પદ (વ્યા) **૦પૂરક** વિ૦ ક્રિયાનો અર્થ પૂરો કરનાર(પદ કે પદો)[વ્યા] **૦ફલ(–ળ)** ન૦ ક્રિયાનુ – કર્મનુ પરિણામ **૦યોગ** પુ૦ ક્રિયાપદ સાથેનો સંબંધ [વ્યા] (૨) ઉપાયો યોજવા તે(૩) દેવતાનુ આરાધન, દેવમંદિર બનાવવા ઇત્યાદિ પુણ્યકર્મ (૪) યોગનો અભ્યાસ થઈ શકે તે માટે કરવાના સાધનરૂપ કર્મ **૦વાચક** વિ૦ જેનાથી ક્રિયાનો બોધ થાય એવુ **૦વાન** વિ૦ કોઈ પણ વસ્તુને અમલમાં મૂકનારુ (૨)યજ્ઞયાગાદિ વિધિપૂર્વક ક્રિયા કરનારુ,કર્મનિષ્ઠ **૦વિશેષણ(૦અવ્યય)** ન૦ ક્રિયાપદના વિશેષણ તરીકે વપરાતો શબ્દ (વ્યા) **૦વિશેષણ વાક્ય** ન૦ ક્રિયા વિશેષણનુ કામ કરતુ ઉપવાક્ય **૦શક્તિ** સ્ત્રી૦ ક્રિયા–કામ કરવાનુ બળ (૨) ઈશ્વરની એ શક્તિ, જેથી બ્રહ્માંડની ઉત્પત્તિ થયેલી મનાય છે **૦શીલ** વિ૦ કાંઈ ક્રિયા કરવાના સ્વભાવવાળુ **૦શ્રય** પુ૦ [+आश्रय] કર્તા (વ્યા)

**ક્રીડન** ન૦ [सं] ખેલવુ તે

**ક્રીડવુ** અ૦ક્રિ૦ [सं क्रीड्] ક્રીડા કરવી, ખેલવુ

**ક્રીડા** સ્ત્રી૦ [सं] ખેલ, રમતગમત **૦તાલ** પુ૦ દાદરાતાલ **૦ભૂમિ(–મી)**સ્ત્રી૦,**–ડાંગણ** ન૦ ક્રીડા કરવાનુ ક્ષેત્ર–સ્થળ,રમતગમતની જગા કે મેદાન

**કુપિત, ક્રુદ્ધ** વિ૦ [सं] ક્રોધે ભરાયેલુ

**ક્રુસેડ** સ્ત્રી૦ [इं] ક્રૉસ ખાતરનુ ધર્મયુદ્ધ (૨) ધર્મયુદ્ધ, જેહાદ

**ક્રૂર** વિ૦ [सं] નિર્દય **૦તા** સ્ત્રી૦, **૦પણુ** ન૦

**ક્રૂસ** પુ૦[हिं]જુઓ ક્રૉસ

**ક્રોડપત્ર** ન૦ [सं] પૂર્તિ, વધારો (ગ્રંથ કે વર્તમાન- [પત્રનો)

**ક્રોડ વસા** અ૦ + લક્ષ વસા, જરૂર

**ક્રોધ** પું૦[સં.]ગુસ્સો (–આવવો,ચડવો,થવો.) [–કરવો = ગુસ્સે થવું. –મારવો = ગુસ્સાને દબાવવો ક્રોધમાં આવવું, આવી જવું= ગુસ્સે થઈ જવું ક્રોધે ભરાવું=ગુસ્સે થવું ] ૦વું અ૦ક્રિ૦ ગુસ્સે થવું. –ધા સ્ત્રી૦ આયતા શ્રુતિનો એક પ્રકાર (સંગીત). –ધાગાર પું૦ ન૦[+ આગાર] ક્રોધી માણસને ભરાઈ બેસવાનો ઓરડો –ધાયમાન વિ૦ [સં ક્રુધ્યમાન] ક્રોધે ભરાયેલું, ખફા –ધાવેશ પું૦[+ આવેશ] ક્રોધનો આવેશ. –ધાળ [સં ક્રોધાલુ], –ધી વિ૦ [સં.] ક્રોધવાળું. –ધિષ્ઠ વિ૦ [સં] ભારે ક્રોધી, તામસી

**ક્રોમ** ન૦ [ઇં] ચામડું કેળવવાનો એક પ્રકાર (તે રંગવાળું બને છે), કે તેવી રીતે કેળવાયેલ ચામડું કે તેની જાત [–કરવું, –બનાવવું= ચામડાને ક્રોમપદ્ધતિથી કેળવવું–રંગવું ]

**ક્રોશ** પું૦ [સં] દોઢ માઈલનું અંતર; કોસ, ગાઉ

**ક્રોસ** પું૦ [ઇં] ચોકડી-ઘાટનો વધસ્તંભ (૨) ખ્રિસ્તી ધર્મચિહ્ન [–પર ચડવું = ફાંસી કે ક્રોસથી મરણ આવવું (૨) (ઈસુ ખ્રિસ્ત પેઠે) શહીદ થવું ]

**ક્રોસિંગ** ન૦ [ઇં] પગરસ્તામાં વચ્ચે આવતા રેલમાર્ગને ઓળંગવા રખાતો રસ્તો (૨) બે રેલગાડીઓનું એક જગાએ સામસામેથી આવીને મળવું તે.

**ક્રૌંચ** પું૦ [સં] એક પક્ષી, બગલું (૨) પુરાણોમાં વર્ણવેલા સાત દ્વીપોમાંનો એક (૩) હિમાલયમાંનો એક પર્વત ૦રંધ્ર ન૦ હિમાલયની એક ઘાટી –ચી સ્ત્રી૦ ક્રૌંચની માદા

**ક્લબ** સ્ત્રી૦ [ઇં] મનોરંજન તથા મળવા કરવા માટે કઢાતું મંડળ (૨) સ્વતંત્ર વ્યવસ્થાથી એકરમોડે જમતું મંડળ કે તેનું રસોડું

**ક્લાંત** વિ૦ [સં] થાકેલું –તિ સ્ત્રી૦ થાક

**ક્લિષ્ટ** વિ૦ [સં] પીડિત (૨) [લા] સમજતા મહેનત પડે એવું, અર્થની ખેંચતાણ કરવી પડે તેવું, સ્પષ્ટ નહિ તેવું, કૃત્રિમ ૦તા સ્ત્રી૦. –ષ્ટાર્થ વિ૦ ક્લિષ્ટ અર્થવાળું

**ક્લીબ** વિ૦ [સં] નપુંસક, નામર્દ

**ક્લીમ્** ન૦ [સં.] કામદેવના મંત્રનું બીજ

**ક્લેદ** પું૦ [સં] ભેજ; વિનાશ (૨) દુઃખ. ૦ન ન૦ ભીનું કરવું તે (૨) પરસેવો આણવો તે

**ક્લેશ** પું૦ [સં] પીડા, દુઃખ (૨) કજિયો, કંકાસ. ૦કર વિ૦ ક્લેશ કરે એવું –શી ક્લેશ કરનારું; કંકાસિયું [નામર્દાઈ

**ક્લૈબ્ય** ન૦ [સં.] ક્લીબપણું; નપુંસકતા.

**ક્લોરોફોર્મ** ન૦ [ઇં] શસ્ત્રક્રિયા માટે દરદીને અચેત કરવા વપરાતી એક ઔષધિ [–આપવું, –સૂંઘાડવું = તે દવા સૂંઘાડીને અચેત કરવું –ઊતરવું = તે દવાની અસર મટવી –ચડવું, –લાગવું = તે દવાની અસર થવી ]

**ક્વચિત્** અ૦ [સં] કદાપિ, કદી, કોક વખત

**ક્વાથ** પું૦ [સં] ઉકાળો, કાઢો

**ક્વિનાઈન, ક્વિનીન** ન૦[ઇં.] સિંકોના નામના ઝાડની છાલનું સત્ત્વ, તાવની એક દવા

**ક્વૉરેન્ટીન** સ્ત્રી૦, ન૦ [ઇં] રોગચાળાને ફેલાતો રોકવા માટે રોગના શકમંદ વહાણ કે મુસાફરના કે રોગીના અવરજવર ઉપર મુકાતો અમુક વખતનો પ્રતિબંધ કે મનાઈ

**ક્ષ** પું૦ [સં.] રાક્ષસ (૨) ક્+ષ્નો જોડાક્ષર

**ક્ષણ** પું૦,સ્ત્રી૦[સં.]વખતનું એક માપ, સેકન્ડનો ⅘ ભાગ (૨) [લા] છેક જ જૂજ સમય ૦જીવી વિ૦ ક્ષણ સુધી જ જીવે કે ટકે એવું ૦દા સ્ત્રી૦ રાત (૨) હળદર ૦બુદ્ધિ વિ૦ ક્ષણે ક્ષણે જેની બુદ્ધિ ફરે એવું, ચલિત બુદ્ધિવાળું. ૦ભર અ૦ ક્ષણને માટે, ક્ષણવાર ૦ભંગુર વિ૦ ક્ષણમાં નાશ પામે એવું, નશ્વર ૦માત્ર અ૦ એક ક્ષણ સુધી, જરાક જ વાર ૦વાદ પું૦ ક્ષણે ક્ષણે વસ્તુ ફરે છે એવો બૌદ્ધવાદ. ૦વાદી પું૦ એમાં માનનાર. –ણિક વિ૦ ક્ષણનું, ક્ષણભંગુર

**ક્ષણુ** સ્ત્રી૦ + ક્ષણ

**ક્ષત** વિ૦ [સં] ઈજા પામેલું, જખમી (૨) ઓછું થયેલું (૩) ન૦ નાનો છેદ, ઘા –તિ સ્ત્રી૦ નુકસાન, હાનિ (૨) ઊણપ, ખોડ (૩) કલંક (૪) ક્ષત, ઘા. –તોદર પું૦ [સં] પેટનો એક રોગ.

**ક્ષત્ર** પું૦ [સં] ક્ષત્રિય ૦તા સ્ત્રી૦ ૦પ્રકોપ પું૦ વધારે પડતી ક્ષત્રિયતા, 'મિલિટેરિઝમ'.

૦(-ત્રી)વટ સ્ત્રી૦ જુઓ ક્ષત્રીવટ -ત્રાણી સ્ત્રી૦ ક્ષત્રિય જાતિની સ્ત્રી, રજપૂતાણી -ત્રિય વિ૦ (૨) પુ૦ [સં] જેનો ધર્મ પ્રજાનું સંરક્ષણ કરવાનો છે તે વર્ણનો (પુરુષ) -ત્રિયાણી સ્ત્રી૦ [સં] ક્ષત્રાણી -ત્રી પુ૦ [સં] ક્ષત્રિય -ત્રીવટ સ્ત્રી૦ [સં ક્ષત્રિય+વૃત્તિ] ક્ષત્રિય જાતિનું બિરુદ [યા જૈન સાધુ
ક્ષપણ પુ૦ [સં] ઉપવાસ (૨), ૦ક પુ૦ બૌદ્ધ
ક્ષપા સ્ત્રી૦ [સં] રાત્રિ ૦કર પુ૦ (સ) ચંદ્ર ૦ચર પુ૦ ચંદ્ર (૨) નિશાચર, રાક્ષસ (૩) ચોર ૦પતિ પુ૦ (સ) ચંદ્ર
ક્ષપિત વિ૦ [સં] નાશ પામેલું (૨) ક્ષીણ
ક્ષમ વિ૦ [સં] સહન કરી શકે એવું (૨) સાધી શકે એવું (૩) સમર્થ, શક્તિમાન (૪) યથાર્થ, યોગ્ય (૫) ધીરજવાળું ૦તા સ્ત્રી૦ ૦વું સ૦ ક્રિ૦ [સં ક્ષમ્] ક્ષમા આપવી, ખમી લેવું
ક્ષમા સ્ત્રી૦ [સં] ખામોશી, દરગુજર કરવું તે, માફી [-આપવી, -કરવી, -માગવી, -યાચવી](૨) પૃથ્વી ૦ક્ષમણ નં૦ ક્ષમાવંત એવો સાધુ (જૈન) ૦ધર વિ૦ ક્ષમા ધારણ કરે એવું (૨) પુ૦ પર્વત (૩) (સ) પૃથ્વી ધારણ કરે છે તે શેષનાગ ૦પન નં૦ ક્ષમા માગવી તે ૦પાત્ર નં૦ ક્ષમાને યોગ્ય ૦વવું સ૦ ક્રિ૦ 'ક્ષમવું'નું પ્રેરક, ખમાવવું ૦વંત, ૦વાન, ૦શીલ વિ૦ ક્ષમાવાળું
ક્ષમ્ય વિ૦[સં] ક્ષમા આપી શકાય એવું, ક્ષમાપાત્ર
ક્ષય પુ૦ [સં] ક્ષીણ થવું-ઘસાઈ જવું તે, ઘટાડો (૨) નાશ (૩) ક્ષય રોગ ૦ગ્રંથિ સ્ત્રી૦ ક્ષયને લીધે થયેલી ગાંઠ ૦તિથિ સ્ત્રી૦ જેનો લોપ થતો હોય તે તિથિ ૦રોગ પુ૦ એક રોગ, ધાસણી ૦રોગી વિ૦ (૨) પુ૦ ક્ષયરોગવાળું -યી વિ૦ ક્ષયવાળું
ક્ષર વિ૦ [સં] નાશ પામે એવું ૦વું અ૦ક્રિ૦ [સં ક્ષર્] નાશ પામવું
ક્ષંતવ્ય વિ૦ [સં] ક્ષમ્ય, ક્ષમા યોગ્ય
ક્ષા સ્ત્રી૦ + ક્ષમા, પૃથ્વી
ક્ષાત્ર વિ૦ [સં] ક્ષત્રિયનું -ને લગતું (૨) નં૦ ક્ષત્રિયનું કર્મ (૩) ક્ષત્રિયપણું (૪) ક્ષત્રિયોનો સમૂહ, ક્ષત્રિય જાતિ. ૦કર્મ નં૦ ક્ષત્રિયે કરવાનું કર્મ ૦તેજ નં૦ ક્ષત્રિયનું તેજ-પરાક્રમ ૦ધર્મ પુ૦ ક્ષત્રિયોનો ધર્મ ૦વટ સ્ત્રી૦ જુઓ 'ક્ષત્ર'માં ક્ષત્રીવટ ૦વિદ્યા સ્ત્રી૦ ક્ષત્રિયને ઉપયોગી વિદ્યા [ક્ષત્રપ્રકોપ
ક્ષાત્રોદ્રેક પુ૦ [સં] ક્ષત્રિયપણાનો ઉદ્રેક, જુઓ
ક્ષાર વિ૦ [સં] ખારું (૨) પુ૦ ખારાશવાળું તત્ત્વ ૦ગુણી વિ૦ ક્ષારના ગુણવાળું ૦ભૂમિ(-મી) સ્ત્રી૦ ખારાટવાળી જમીન ૦માપક વિ૦ ક્ષાર માપનારું (૨) નં૦ ક્ષાર માપવાનું યંત્ર. ૦મિતિ સ્ત્રી૦ ક્ષારને માપવું તે કે તેની વિદ્યા
ક્ષાલન નં૦ [સં] પખાળવું-ધોવું તે
ક્ષાંત વિ૦ [સં] ક્ષમાવાળું, સહનશીલ -તિ સ્ત્રી૦ ક્ષમા, સહિષ્ણુતા
ક્ષિતિ સ્ત્રી૦[સં] પૃથ્વી ૦ધર પુ૦ શેષનાગ.૦નાથ, ૦પાલ(ળ), -તીશ પુ૦ [+ ઈશ] રાજા
ક્ષિતિજ સ્ત્રી૦ [સં] આંખને પૃથ્વી આકાશ સાથે મળતી જણાય છે એ કલ્પિત રેખા, દૃષ્ટિમર્યાદા ૦ક્ષેત્ર નં૦ ક્ષિતિજને સમાંતર ક્ષેત્ર ૦સમાંતર વિ૦ સપાટ, 'હૉરિઝૉન્ટલ' (ગ)
ક્ષિપ્ત વિ૦ [સં] નાખી દીધેલું તજેલું
ક્ષિપ્ર અ૦ [સં] તરત, જલદી
ક્ષિપ્રા સ્ત્રી૦ [જુઓ ક્ષિપ્ર] ખીચડી (?)
ક્ષીણ વિ૦ [સં] ઘસાઈ ગયેલું, સુકાયેલું, નબળું ૦વીર્ય વિ૦ જેનું વીર્ય પરાક્રમ ક્ષીણ થયેલું છે એવું, નમાલું -ણાસ્રવ વિ૦ (બૌદ્ધ) જેના આસ્રવ — તૃષ્ણારૂપી વિપત્તિઓ ક્ષીણ થઈ છે તેવું
ક્ષીર નં૦ [સં] દૂધ (૨) પાણી (૩) ખીર (૪) ઝાડનું દૂધ-રસ ૦સાગર પુ૦ દૂધનો સમુદ્ર -રોદક નં૦ [+ઉદક] દૂધ જેવું સફેદ પાણી (૨) ક્ષીરસાગર (૩) એક જાતનું ધોળું રેશમી વસ્ત્ર, ખીરોદક
ક્ષુણ્ણ વિ૦ [સં] ખાંડેલું, દળેલું (૨) પગતળે ચટાયેલું (૩) અભ્યસ્ત, બરોબર વિચારેલું
ક્ષુદ્ર વિ૦ [સં] નજીવું, તુચ્છ, પામર ૦ઘંટાળી, ૦ઘંટિકા સ્ત્રી૦ ઝીણી ઘૂઘરીઓવાળી મેખલા -કંદોરો
ક્ષુધા સ્ત્રી૦ [સં] ભૂખ -ધાતુર વિ૦ [+આતુર] ભૂખ્યું, ખાવાને તલપી રહેલું -ધાર્ત(-ર્ત્ત)

વિ૦ ભૂખે પીડાતુ –ધિત વિ૦ [સં] ભૂખ્યુ

ક્ષુબ્ધ વિ૦ [સં.] ડહોળાયેલું; અસ્થિર (૨) ક્ષોભ પામેલુ, ખળભળેલું (૩) આકુળવ્યાકુળ (૪) ડરેલુ

ક્ષુભિત વિ૦ [સં.] ક્ષોભ પામેલું (૨) ડહોળુ

ક્ષુર પુ૦ [સં] અસ્રો (૨) જાનવરના પગની ખરી –રી પુ૦ હજામ

ક્ષુલ્લક વિ૦ [સં.] થોડું, અલ્પ(૨)તુચ્છ, નજીવુ

ક્ષેત્ર ન૦ [સં.] જમીન, ખેતર (૨) સ્થાન, જગા (૩) કાર્ય કે ધંધાનો અવકાશ, મોકળાશ (૪) શરીર; દેહ (૫) જાત્રાનું ઠેકાણું, તીર્થ (૬) રણાંગણ (૭) સ્ત્રી ૦જ પુ૦ રીતસર નીમેલા પુરુષ દ્વારા પોતાના પતિ માટે ઉત્પન્ન કરેલુ બાલક (ધર્મશાસ્ત્રવિહિત બાર્ગમાનો એક પુત્ર). ૦જ્ઞ વિ૦ ક્ષેત્રને જાણનારુ, જ્ઞાની (૨) ડાહ્યુ, ચતુર (૩) પું૦ આત્મા (૪) પરમાત્મા (૫) સ્વચ્છંદી – કાછડીછૂટો પુરુષ (૬) ખેડૂત ૦ત્રિકોણમિતિ સ્ત્રી૦ સમતલત્રિકોણમિતિ, 'ટ્રિગોનોમેટ્રી' (ગ.). ૦પાલ(–ળ)પુ૦ખેતરનો રખેવાળ, ખેડૂત (૨) ખેતરનુ રક્ષણ કરનાર દેવ (૩) સ્વામી રાજા (૪) 'ફિલ્ડર' (ક્રિકેટ ઇ૦ રમતમા) ૦ફલ(–ળ) ન૦ક્ષેત્રનો વિસ્તાર(૨) જમીનની લંબાઈપહોળાઈનુ માપ, 'એરિયા' [ગ] ૦ભૂમિતિ સ્ત્રી૦ સમતલભૂમિતિ, 'પ્લેઈન જ્યોમેટ્રી.' ૦માપન ન૦, ૦મિતિ સ્ત્રી૦ક્ષેત્રને માપવુ તે કે તેની વિદ્યા ૦સંન્યાસ પુ૦ બીજાં બધા ક્ષેત્રોને છોડી એક જ ક્ષેત્રને – સ્થાન નેવળગી બેસવું તે. ૦સ્થ વિ૦ શરીરમા રહેલું (૨) પુણ્યક્ષેત્રમા રહેનાર (૩) પુ૦ શરીરમા રહેલો આત્મા [પતિ

ક્ષેત્રિય, ક્ષેત્રી પુ૦ [સં.] ખેડૂત (૨) આત્મા (૩)

ક્ષેપ પું૦[સં] ફેંકવુ – નાખી દેવુ તે(૨)ગાળવું – ગુમાવવું તે (સમયનુ) ૦ક વિ૦ ઘુસાડેલું, પાછળથી ઉમેરેલુ (૨) પુ૦ નાખનાર પુરુષ (૩) ઉમેરો,પાછળથી ઉમેરેલી વસ્તુ ૦ણુ ન૦ ક્ષેપ કરવો તે (૨) નિંદા, અપવાદ

ક્ષેપણી સ્ત્રી૦ [સં.] હલેસુ (૨)માછલા પકડવાની જાળ (૩) કુસ્તીનો એક દાવ (૪) એક અસ્ત્ર

ક્ષેમ વિ૦ [સં.] સુખશાંતિ આપનારુ (૨) સુખ શાંતિવાળું, આબાદ (૩) ન૦ સુખશાંતિ (૪) કલ્યાણ, શ્રેય (૫) આરોગ્ય. ૦(–મં)કર વિ૦ કલ્યાણકારક. ૦કુશલ(–ળ) વિ૦ સુખશાંતિ અને આરોગ્યવાળું (૨) ન૦ તેવી સ્થિતિ કે તેના સમાચાર. ૦વૃત્તિ સ્ત્રી૦ વસ્તુનું ક્ષેમ સાચવવા તરફ ઢળતી વૃત્તિ, 'કૉન્ઝરવેટિઝમ'. –મી વિ૦ [સં] ક્ષેમવાળું, કુશળ

ક્ષોણિ(–ણી) સ્ત્રી૦[સં]પૃથ્વી(૨)એકની સખ્યા

ક્ષોભ પું૦ [સં.] મનનો ગભરાટ, વ્યગ્રતા (૨) ઓસાણો ખાવો–શરમાવું તે(૩)ખળભળાટ ૦ક વિ૦ ક્ષોભ કરે એવુ. –ભિત વિ૦ [સં] ક્ષોભ પામેલું –ભિની સ્ત્રી૦ [સં] મધ્યા શ્રુતિનો એક અવાતર ભેદ(સંગીત.) –ભ્ય વિ૦[સં] ક્ષોભિત થાય કે કરી શકાય એવુ

ક્ષૌર, ૦કર્મ ન૦[સં]હજામત,મુંડન –રિક પુ૦ [સં] હજામ. –રી પું૦ [સં] અસ્રો

ક્ષ્મા સ્ત્રી૦ [સં.] પૃથ્વી (૨) એકની સંજ્ઞા, ૦નાથ, ૦પતિ પુ૦ ક્ષ્માનો પતિ–રાજા

# ખ

ખ પુ૦ [સં] કંઠસ્થાની બીજો વ્યંજન (૨) સૂર્ય (૩) ન૦ પોલાણ, આકાશ (૪) શૂન્ય, મીંડુ (૫) મીંડાનો સંકેત (પદ્યમાં) (૬) હરકોઈ નક્ષત્રથી દસમું નક્ષત્ર ૦કારાંત વિ૦ છેડે ખકારવાળું ૦ખ્ખું ન૦ + ખકાર ૦ખ્ખો પુ૦ ખકાર (૨) (તોછડાઈમાં) બ્રહ્મક્ષત્રિય કોમનો માણસ ૦ગુણ પુ૦ 'ઝીરો કૅકટર' [ગ] ૦પુષ્પ ન૦ આકાશકુસુમ, મિથ્યા કલ્પના ૦મધ્ય ન૦ આકાશનું માથા ઉપરનું બિંદુ ૦સ્વસ્તિક પુ૦ ક્ષિતિજ [ખાઈ

ખઈ પુ૦ + [સં क्षय, प्रा खय] ક્ષયરોગ (૨) જુઓ

ખખ વિ૦ ખખળી ગયેલું, જીર્ણ

ખખડધજ વિ૦ [સં खक्खड + ધજ] (ખાસ કરીને વૃદ્ધ છતાં) મજબૂત બાંધાનું (૨) દમામ દાર, ભવ્ય [અવાજ થવો

ખ(૦ડ)ખડવું અ૦ક્રિ૦ (રવ૦) ખડખડ એવો

ખ(૦ડ)ખડાટ પુ૦ (રવ૦) ખખડવાથી થતો અવાજ —વવું સ૦ક્રિ૦ ખડખડ અવાજ કરવો (૨) [લા.] ધમકાવવું (૩) મારવું (જેમ કે ધોલ)

ખખરવખર અ૦ [ખખર (ખખળવું) + વખર (સં विकिर् = વેરવું)] ફોદળું હોય એમ, આમ તેમ પડ્યું હોય એમ

ખ(૦ર)ખરવું અ૦ક્રિ૦ લાગવું, બળાપો — શોક થવો, સાલવું (૨) ખૂંચવું (આંખમાં) (૩) ખખળવું ૩ જુઓ (૪) ખરખર એવો અવાજ થવો (૫) સ૦ક્રિ૦ દુ:ખ દેવું

ખ(૦ર)ખરી સ્ત્રી૦ [રવ૦] ગળામાં બાઝેલો કફ કે ખાધેલી વસ્તુનો ભાગ (જેનાથી અવાજ ખોખરો થાય છે) (૨) ગાતી વખતે સૂર કંપાવવો તે (૩) સૂર, અવાજ (૪) ચિંતા ચટપટી [—બાઝવી = ગળામાં કફ ભરાવો]

ખ(૦ર)ખરો પુ૦ [રવ૦] શોક, સંતાપ (૨) પસ્તાવો, પશ્ચાત્તાપ (૩) શક, અંદેશો [—કરવો = શોક કરવો (૨) લૈકિંટે જવું —કાઢી નાખવો = સંદેહ દૂર કરવો —થવો = પસ્તાવો થવો ખખરે જવું = ખરખરા કરવા જવું, લૈકિંટે જવું ]

ખ(૦ળ)ખળતું વિ૦ ['ખખળવું'નું વ૦કૃ૦] ખૂબ ઊનું, ઊકળતું (૨) ખળ ખળ કરતું વહેતું

ખ(૦ળ)ખળવું અ૦ક્રિ૦ (રવ૦) ખૂબ ઊનું થવું, ઊકળવું (૨) વહેતાં ખળખળ અવાજ કરવો (૩) [સં स्खल्, प्रा खल ?] બાંધાનું હાલી ઊઠવું ખખ — જીર્ણ — અશક્ત થવું

ખખળાવવું સ૦ક્રિ૦ 'ખખળવું'નું પ્રેરક (૨) (રવ૦) ઘણા પાણીથી ધોવું (૩) (નાયું) કઢાવવું, પટાવી લેવું

ખખ્ખું ન૦, —ખ્ખો પુ૦ જુઓ 'ખ'માં

ખગ પુ૦ [સં] પક્ષી (૨) ગ્રહ (૩) તારો (૪) સૂર્ય (૫) દેવ (૬) નવની સંજ્ઞા ૦પતિ પુ૦ પક્ષીઓનો રાજા — ગરુડ (૨) હંસ ૦વાહન પુ૦ (સં) વિષ્ણુ —ગાકાર વિ૦ [+ આકાર] આભું, ચકિત (૨) સુંદર —ગાધિપ, —ગેશ, —ગેન્દ્ર પુ૦ (સં) [+ અધિપ ઈશ, ઇન્દ્ર] ગરુડ —ગાસન પુ૦ [+ આસન] (સં) ઉદયાચલ (૨) વિષ્ણુ

ખગુણ પુ૦ [સં] જુઓ 'ખ'માં

ખગોલ(—ળ) પુ૦ [સં] ગગનમંડળ ૦ગણિત ન૦ ખગોળના પદાર્થોની ગતિ વગેરેનું ગણિત ૦વિદ્યા સ્ત્રી૦ ગ્રહનક્ષત્ર ઇત્યાદિ સંબંધી શાસ્ત્ર ૦વેત્તા, ૦શાસ્ત્રી પુ૦ ખગોળવિદ્યાનો જાણકાર ૦શાસ્ત્ર ન૦ ખગોળવિદ્યા [તરવાર

ખગ્ગ ન૦, ૦રી સ્ત્રી૦ [સં खड्ग, प्रा खग्ग] + ખડ્ગ,

ખગ્ગા પુ૦ + [જુઓ ખગ] પક્ષી (પ) (૨) આકાશ [પૂર્ણ ગ્રહણ

ખગ્રાસ પુ૦ [સં] સૂર્ય, ચંદ્ર કે કોઈ પણ ગ્રહનું

ખચ(—ચ્ચ) અ૦ [સં खच् = ખેંચી બાંધવું] ખેંચીને, સખત રીતે (૨) [રવ૦] અંદર પેસી જવા કે ભોંકવાનો કે તેથી ઊલટી ક્રિયાનો રવ (ખચ દઈને અંગીન પેસી ગયું ખચ દઈને ખેંચી કાઢ્યું)

ખચકાવવું સ૦ક્રિ૦ [ખચ (૨વ૦) ઉપરથી] ખચ દઈને ખોસી દેવું
ખચકાવું અ૦ક્રિ૦ ['ખચકો' ઉપરથી] અચકાવું; અટકવું (૨) પાછા પડવું
ખચકો પુ૦ [ખચ (૨વ૦) ઉપરથી] સપાટી પર પડેલો ખાડો – ખાચો (૨) અટકાવ; અંતરાય
ખચખચવું અ૦ ક્રિ૦ [૨વ૦] ખચ ખચ એવો અવાજ થવો કે કરવો (૨) [જુઓ ખચ] ખીચોખીચ ભરાવું, ભિડાવું
ખચર ન૦ ખચ્ચર –રી સ્ત્રી૦ ખચ્ચરની માદા. –રું ન૦ નિર્માલ્ય – ખચ્ચર જેવું ઘોડું (૨) વિ૦ ઘરડું, નબળું [જુઓ 'ખચર'માં
ખચરું ન૦ જુવાનનું મરણ (૨) વિ૦ (૩) ન૦
ખચવું સ૦ ક્રિ૦ [સં ખચ્ ઉપરથી] જડવું; બેસાડવું (૨) ખીચોખીચ ભરવું – લાદવું
ખચાખચ અ૦[૨વ૦]ખચ ખચ(૨)ખીચોખીચ
ખચાખચી અ૦ ખચીત, અવશ્ય (૨) સ્ત્રી૦ ગિરદી, ભીડ
ખચિત વિ૦ [સં] જડેલું, બેસાડેલું
ખચીત અ૦ [મ૦ મ ખચિ(–ચી)ત] જરૂર, અવશ્ય –તાઈ સ્ત્રી૦ ખાતરી, ચોકસાઈ
ખચૂક ખચૂક અ૦ ખદુકખદુક, ઊછળતું અને ધીરુ ચાલતું હોય તેમ (ઘોડાની ચાલ માટે)
ખચોખચ અ૦ [જુઓ ખચ] ભચોભચ (૨) ખીચોખીચ
ખચ્ચ અ૦ જુઓ ખચ
ખચ્ચર ન૦[હિં]ઘોડો અને ગધેડું એ બંનેની મિશ્ર જાતિનું પ્રાણી [ખંજવાળવું
ખજવાળ સ્ત્રી૦ જુઓ ખંજવાળ ૦વું સ૦ક્રિ૦
ખજાનચી પુ૦[ફા] ખજાનાનો ઉપરી,કોશાધ્યક્ષ
ખજાનદાર વિ૦ ખજાનાવાળો
ખજા(–જી)નો પુ૦[અ] નાણું રાખવાની જગા, ભંડાર(૨)[લા]ધન,દોલત(૩)હથિયાર ભરવાની ખોલ કે ખાકાવાળો પટો (૪)બંદૂકમાંનું ગોળી ભરવાનું ખાનું (૫) ચલમમાં ગડાકુ મૂકવાનો ખાડો (૬) મીઠું પકવવાનો અગર [ખજાને પડવું =વખારે પડવું, કોઈ ભાવ પૂછે નહીં – ચિંતા કરે નહીં તેવી સ્થિતિમાં પડવું(૨)ઠેકાણે પડવું, જગાએ ગોઠવાઈ જવું.]

ખજૂર ન૦ [સં. खर्जूर, प्रा खज्जूर] એક ફળ, જે સુકાવાથી ખારેક બને છે.[–ટોપરાં કરવાં= (બાળકને)પીઠ પર લઈ ખજૂર ટોપરા વેચતા હોઈએ એમ રમત કે ખેલ કરવો] –રી સ્ત્રી૦ ખજૂરનું ઝાડ (૨) [સુ.] ખજૂરો. –રી ભાત સ્ત્રી૦ ખજૂરીના પાંદડાંની ભાત –રું ન૦ ખજૂરીની જાતનું ઝાડ, જેમાંથી તાડી નીકળે છે
ખજૂરી સ્ત્રી૦[સં. खर्जू, प्रा. खज्जू] ખંજવાળ લાગે એવા નાના નાના કાંટા(૨)ખંજવાળ(૩) ['ખજૂર' ઉપરથી] એક મીઠાઈ (૪) જુઓ 'ખજૂર'માં ખજૂરું ન૦ જુઓ 'ખજૂર'માં
ખજૂરો પુ૦[સં खर्जु खर्जूरक]+ કાનખજૂરો
ખટ વિ૦ [સં षट्] છ. ૦કરમ, ૦કર્મ ન૦બ૦ વ૦ બ્રાહ્મણે કરવાના છ ધર્મકાર્યો (યજન, યાજન, અધ્યયન, અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ) (૨) ધર્મ સંબંધી નિત્યકર્મ
ખટ પુ૦ [સં શઠ, મ]ઠગ,લબાડ આદમી (૨) [મ.] એક રાગ (૩) અ૦ [૨વ૦]
ખટક સ્ત્રી૦ [જુઓ ખટકવું] ખટકો (૨) ચાનક
ખટક ખટક અ૦[૨વ૦] ખટ ખટ અવાજ થાય એમ
ખટકવું અ૦ક્રિ૦[૨વ૦, प्रा.खटक्कय, हिं खटकना, म खटकणें] કાંકરીની પેઠે ખૂંચવું, ભોંકાવું, સાલવું (૨) અંદરથી લાગવું; પશ્ચાત્તાપ થવો
ખટકો પુ૦ [જુઓ ખટકવું] ખટકવું તે કે તેનો અવાજ યા પીડા (૨) હરકત, નડતર (૩) શક, અંદેશો(૪) ચાનક, કાળજી [–આવવો=નડવું, ખટકવું,ખટકો લાગવો કે થવો. –રાખવો = મનમાં અંદેશો કે કશું ખટકે એવું હોવું (૨) ચાનક કે ચિંતા રાખવી]
ખટખટ સ્ત્રી૦ [૨વ૦, સર૦ हि, म] ખટ ખટ એવો અવાજ (૨) હરકત,નડતર (૩) પંચાત, માથાકૂટ –ટારો પુ૦ કંટાળો આવે એવી માથાઝીક; કચકચાટ
ખટગુણ પું૦ બ૦ વ૦ [સં षट् + ગુણ] છ ગુણ (ઉદ્યોગ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ ને પરાક્રમ)
ખટચક્ર, ન૦બ૦વ૦ [સં षट्+ चक्र] [ યોગ ] શરીરની અંદરના છ ચક્રો (આધાર, લિંગ. નાભિ, અનાહત, કંઠ અને મૂર્ધ્ન)

ઢ તીખો ઓડકાર, ઘચરકુ [-આવવું, ખાવું] -કાવિકાર પુ૦ ગચરકુ ગળાઈ જવાથી થતો ચામડીનો એક રોગ

ગચાગચ વિ૦ ખીચોખીચ

ગચિ(-ચ્ચિ)યુ ન૦ ['ગચ્ચ' ઉપરથી] ઢેકુ, ચોસલુ (જેમ કે ઈંટ ચૂનો ઇ૦ નું) (૨) [લા ] આડ, નડતર

ગચ્ચો પુ૦ ['ગચ્ચ' ઉપરથી] ગઠ્ઠો

ગચ્ચ અ૦ [રવ૦] ગચ (૨) [फा गच ?] સજડ, તૂટે છૂટે નહિ એવુ -ચ્ચિયુ ન૦ જુઓ ગચિયુ

ગચ્ચી(-ચ્છી) સ્ત્રી૦ ['ગચ્ચ' ઉપરથી] માટી, ઈંટો, કાકરા અને ચૂનો વગેરેનું બાઝી જવું તે ઉદા૦ ચૂનાગચ્ચી (૨) અગાસી, ધાબુ (૩) છોબંધ જમીન (૪) [જુઓ ગચ્છ] વર્ગ

ગચ્ચુ ન૦ જુઓ ગચિયુ

ગચ્છ પુ૦ [સં ] સમુદાય, જથો (૨) [ગ ] એકીમા અમુક પદોનો સમુદાય

ગચ્છવુ અ૦ ક્રિ૦ [સં गम्, प्रा गच्छ] જવુ -ન્તી સ્ત્રી૦ નાસી જવું તે [-કરવી, પકડવી]

ગચ્છી સ્ત્રી૦ જુઓ ગચ્ચી

ગજ પુ૦ [सं ] હાથી (૨) [फा , सं ] લબાઈ ભરવાનું ચોવીસ તસુનું માપ (૩) બારણાની ભૂગળ (૪) ધાતુનો નક્કર સળિયો (૫) બદૂકની નાળમા દારૂ ઠાસવા માટે વપરાતો સળિયો (૬) તતુવાદ્ય વગાડવા વપરાતુ ધનુષ્ય જેવુ સાધન [-જેવુ = સગીન, નક્કર -ભરે પણ તસુ ન ફાડે = વાતો મોટી કરે, પણ તે પ્રમાણે અમલ કશો ન કરે -ખાવો, વાગવો = ફાવવું, અસરકારક નીવડવુ] ૦કણુ ન૦ એક જાતનું રેશમી કાપડ ૦કર્ણ(-રણુ) પુ૦ હાથીનો કાન (૨) દરાજ, દાદર (૩) [સ ] ગણપતિ. ૦કરણી સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) યોગીઓની એક ક્રિયા ૦ગતિ સ્ત્રી૦ હાથીની ચાલ (૨) તેના જેવી ડોલતી ને મગરૂર ચાલ ૦ગામ વિ૦ હાથી ઉપર સવારી કરનારુ ૦ગામા(-મિની) વિ૦સ્ત્રી૦ ગજગતિથી ચાલનારી ૦ગામી વિ૦ ગજગતિથી ચાલનારુ ૦ગાહ ન૦ હાથીની પીઠ પરનો ઓછાડ. ૦ગૌરી સ્ત્રી૦ હાથી પર બેસાડેલી ગૌરીની - પાર્વતીની મૂર્તિ ૦ગ્રાહ પુ૦ 'ટગ ઓફ વૉર', પક્ષ પાડીને દોરડુ ખેચવાની રસાકસીની રમત ૦ઘટ પુ૦, ૦ઘટા સ્ત્રી૦ હાથીને બાધેલો લટકતો ઘટ (એના આવવાની ખબર કરવા) ૦ચર્મ ન૦ હાથીનું ચામડુ ૦છાયા સ્ત્રી૦ શ્રાદ્ધ કરવાને સારો ગણાતો એક યોગ (જ્યો) ૦દળ ન૦ હાથીનુ લશ્કર ૦દત પુ૦ હાથીનો દાંત, દતૂશળ (૨) [સ ] ગણપતિ (૩) ખીંટી ૦ધર પુ૦ દરજી ૦પતિ પુ૦ હાથીઓનો માલિક (૨) ગજદળનો નાયક (૩) મોટો - ઉત્તમ હાથી ૦પાળ પુ૦ હાથીની માવજત કરનારો આદમી (૨) મહાવત ૦પીપર સ્ત્રી૦ જુઓ કુજરપીપર ૦પુટ પુ૦ ધાતુઓની ભસ્મ બનાવવા તેમને આચ આપવા માટેની એક પ્રકારની ભઠ્ઠી ૦વાડ, ૦શાલા (-ળા) સ્ત્રી૦ હાથીખાનું ૦વક્ત્ર, ૦વદન, -ાનન પુ૦ (સ ) ગણપતિ -જિયાણી સ્ત્રી૦ ગજી પનાનું એક રેશમી કાપડ -જિયુ વિ૦ એક ગજ માપનુ (૨) ન૦ જાડા સૂતરનુ (બહુધા ગજી) કપડું. -જિયો પુ૦ લોઢાનો સળિયો, ગજ -જી વિ૦ ગજિયુ (૨) સ્ત્રી૦ ગજિયાણી -જેન્દ્ર પુ૦ ઉત્તમ હાથી (૨) [સ ] ઐરાવત -જેન્દ્રમોક્ષ પુ૦ મગરના મોમાથી વિષ્ણુએ કરેલો ગજેન્દ્રનો છુટકારો (૨) તે નામનું એક સ્તોત્ર

ગજક ન૦ [फा ] નશો કર્યા પછી ખવાતી તીખી કે મીઠી ચીજ

ગજ(-ઝ)નવી વિ૦ જુઓ ગઝનવી

*ગજપાઉ ન૦ એક પક્ષી

ગજપીપર સ્ત્રી૦ જુઓ 'ગજ'માં

ગજપુટ પુ૦ [सं ] જુઓ 'ગજ'માં

ગજપુષ્પી સ્ત્રી૦ એક વેલ

ગજબ પુ૦ [अ ] કેર (૨) મોટુ દુ ખ (૩) આશ્ચર્ય. [-થવો, -કરવો, -વર્તાવો, -વર્તાવવો] ૦નાક વિ૦ [फा ] ગજબ કરનારુ, કેર વર્તાવનાર -બી વિ૦ ગજબવાળુ

ગજર પુ૦ [हिं , सं गर्ज्?] પહોર પહોરને આતરે ઘડિયાળાં વગાડવામા આવે છે તે, ગજ્જર (૨) ચોઘડિયાં

ગજરુ ન૦ [જુઓ ગજરો] કાઠે કે અબોડે

ઘાલવાનો ફૂલનો હાર (૨)કાંડે પહેરવાનું સ્ત્રીનું ઘરેણું, ગુજરી [જુઓ
ગજરો પુ૦ [ हिं. गजरा, सं गज?] ગજર૧
ગજલ સ્ત્રી૦, -લિસ્તાન ન૦ જુઓ 'ગઝલ'માં
ગજ(-જા)રવું સ૦ક્રિ૦ [જુઓ ગાજવું] ગાજે એમ કરવું
ગજવાકાતરુ પું [ગજવું + કાતરવું] ખીસાકાતરુ ખીસાચોર
ગજવું (જ') ન૦ [सं गुह्य] ગૂજું; ખીસું [ગજવાનો વર=ગજવું ભર્યાથી - મોટી પહેરામણી આપવાથી જ મળે તેવો - ઊંચા કુળનો વર ગજવામાં ઘાલવું કે મૂકવું = લાંચ આપવી (૨) નહિ ગણકારવું (૩) પોતાના અંકુશમાં લેવું (૪) -થી ચડિયાતું હોવું ગજવાં ભરવાં=લાંચ આપવી. ગજવું જોઈને વાત કરવી=ગજા પ્રમાણે ખર્ચ કરવું ] [જાતના ચોખા
ગજવેલ સ્ત્રી૦ ખરું લોઢું, પોલાદ (૨) એક
ગજાદાર, ગજાહીણું વિ૦ જુઓ 'ગજું'માં
ગજાનન પું૦ [सं] જુઓ 'ગજ'માં
ગજાર સ્ત્રી૦ [જુઓ ગોઝાર] (રસોડા કે ભંડાર તરીકે વપરાય એવો)મુખ્ય ઓરડાની બાજુનો ખંડ [પ્રેરક
ગજાવવું સ૦ ક્રિ૦ જુઓ ગજવવું; 'ગાજવું'નું
ગજિયાણી સ્ત્રી૦, ગજિયું વિ૦, ગજિયો પુ૦, ગજી વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ 'ગજ'માં
ગજું ન૦ ગુંજાશ, શક્તિ -જાદાર વિ૦ ગજાવાળું. -જાહીણું વિ૦ ગજા વગરનું
ગજેન્દ્ર પુ૦, ૦મોક્ષ પુ૦ [सं] જુઓ 'ગજ'માં
ગજ્જર પું૦ ['ગજધર' ઉપરથી] વડો સુતાર, મિસ્ત્રી (૨)વડો મુકાદમ (૩) [જુઓ ગજર] અમુક વખત થયો એવું દર્શાવનારો ટકોરો; ગજર (૪) સમય, કાળ
ગઝનવી વિ૦[फा] ગિઝની નામના શહેરનું, -ને લગતું (૨) પુ૦ એક મુસલમાન અટક
ગઝલ સ્ત્રી૦[अ] એક ફારસી રાગ, રેખતો (૨) એ રાગનું કાવ્ય. ૦ગોષ્ટિ સ્ત્રી૦ ગપ્પા, ટાઢા પહોરના ગપ્પા.-લિસ્તાન ન૦ ગઝલોનો સંગ્રહ
ગટ, ૦ગટ અ૦ [રવ૦] ગટગટ અવાજ થાય એમ
ગટગટાવવું સ૦ક્રિ૦ ગટગટ કરતા-ઝટ પી જવું
ગટક, ૦ગટક અ૦[રવ૦] ગટગટ [-ઊતરવું, -ઊતરી જવું, -પી જવું, ગટક લઈને ઊતરવું=ઝપાટાબંધ ગળે ઊતરી કે પી જવું.-કરી જવું=કપટથી ઓળવવું, ઓહિયાં કરી જવું ] -કાવવું સ૦ક્રિ૦ ગટગટ પીવું કે ખાઈ જવું, ગળી જવું, ઓહિયા કરવું
ગટપટ સ્ત્રી૦ [રવ૦] ધીમી - છાનીમાની વાત
ગટમટ સ્ત્રી૦ ગતિમતિ, સાનસૂધ [ખાળ
ગટર સ્ત્રી૦ [इं] ગંદું પાણી જવાની નીક - મોરી;
ગટરપટર અ૦ [રવ૦] ગમે તેમ આડું અવળું
ગટાપરચા ન૦ [मलाया] એક વનસ્પતિ
ગટિયું વિ૦ જુઓ ગટ્ટું
ગટ્ટ(-ટૂ)ચી સ્ત્રી૦[सं गुडूची, प्रा गलोई] એક વનસ્પતિ, ગળો
ગટ્ટ અ૦ (રવ૦) ગટ, ગટક
ગટ્ટી(-ટ્ટું) વિ૦ [स. ग्रथित=ગઠાઈ ગયેલું, दे. गिट्ठो] ઠીંગણું (૨) બટકું અને જાડું
ગઠડી સ્ત્રી૦ [हिं] પોટલી, બચકી [કરવું
ગઠન ન૦[सं ग्रथन] ગાઠવું - બાંધવું તે, એકત્રિત
ગઠિયું પુ૦ [सं. ग्रथिन, प्रा गठिय] લુચ્ચું, પાકું -યણ વિ૦ સ્ત્રી૦ લુચ્ચી, પાકી
ગઠ્ઠો પુ૦ [सं ग्रथि, प्रा. गठि ઉપરથી] ગાગડો, ગચિયું, બાઝી ગયેલો જથ્થો
ગડ ન૦ [सं गडु=ગાંઠ કે दे गड = મોટો પથ્થર] ગાંઠ (૨) ગૂમડું, ગોટ (૩) સ્ત્રી૦ જુઓ ગડી (લૂગડાની) ૦ગરચો પું૦ ગડબડગોટો. ૦ગૂમડ ન૦ નાના મોટા ગૂમડા (૨) તે થઈને થતો ચામડીનો રોગ. ૦ગૂંદી સ્ત્રી૦, ૦ગૂંદો પુ૦ ગડગૂંદાનું ઝાડ ૦ગૂંદું ન૦ એક ફળ, મોટું ગૂંદું
ગડગડ, ૦વું, -ડાટ, -ડાવવું જુઓ 'ગગડવું'માં
ગડગડિયું ન૦ [રવ૦] ખડખડિયું, પાણીચું
ગડદગડ અ૦ [રવ૦] ગરડગડ, ઝટ, જોતજોતામા
ગડદો પું૦ [ સર૦ दे गुडदालिअ=(મારીને) પિંડો કરી નાખેલું]ઠોંસો, ધીબકો. [-ખાવો; -મારવો] -દાગડદી સ્ત્રી૦ ગડદાથી મારામારી (૨) ભીડાભીડ -દાપાટું ન૦બ૦વ૦ ગડદા ને પાટું (૨) હાથપગથી મારામાર

પહોંચતા નથી " (૫) [સમાસને અંતે] '–માં આવેલુ', '–નુ', '–ને અંગેનુ કે લગતુ' એ અર્થમા ઉદા૦ વ્યક્તિગત, અંતર્ગત ૦ભર્તૃકા સ્ત્રી૦ વિધવા –તાગત વિ૦[+આગત] ગયેલુ અને આવેલુ (૨) ન૦ અવરજવર, જન્મ ને મરણ –તાગતભેદ પુ૦ ઊલટ–સૂલટ બંને રીતે વાચવાથી એક જ વ ચાય એવો રચનાભેદ (કવિતા) –તાગત સ્વસ્તિક પ્રબંધ પુ૦ એક ચિત્રકાવ્ય –તાનુગતિક વિ૦ ચીલે ચાલનારુ, ગાડરિયુ –તાસુ વિ૦ [+असु] પ્રાણરહિત, મૃત –તાંક પુ૦ [+अंक] ગયો અંક

ગત (ત,) સ્ત્રી૦ [सं गति] જુઓ ગતિ (૨) વાદ્ય પર વગાડવાની (કોઈ રાગના) સ્વરોની રચના [–જાણવી =દશા (સમભાવપૂર્વક) સમજવી –રમી જવુ =ચાલાકી કે રમત યા યુક્તિ કરી જવુ ગતે ઘાલવુ =(શ્રાદ્ધ કરી) સદ્ગતિએ પહોંચાડવુ (૨) કામ કે ઉપયોગમા લેવુ, ઠીક ભોગવવુ, ઠેકાણે પાડવુ ગતે જવુ =સદ્ગતિ થવી ] [–ખાવી =હારવુ.]

ગત(–દ) સ્ત્રી૦, ન૦ (?) (કા )હાર('ખાવુ' સાથે)

ગતકડુ ન૦ [સર૦ म गतक] નવાઈનો બનાવ (૨)ટોળ, મશ્કરી [ગતકડાં કાઢવાં =હસવુ આવે એવી વાતો કરવી, ટીખળ કરવાં ]

ગતાગત વિ૦ [सं] જુઓ 'ગત' [मं]મા

ગતાગમ સ્ત્રી૦ [ગત–ગતિ+ગમ (સમજ)] સમજણ, જ્ઞાન

ગતાસુ, ગતાંક [सं] જુઓ 'ગત'માં

ગતિ સ્ત્રી૦ [सं] ચાલ(૨)ઝડપ(૩)પ્રવેશ, પ્રવેશ કરવાની બુદ્ધિ–શક્તિ (૪) સમજ, મતિ (૫) શક્તિ બળ (૬)સ્થિતિ, દશા(૭)મૂઆ પછીની હાલત (૮) રસ્તો, માર્ગ [–આપવી =ચાલતુ કરવુ;વેગ આપવો –થવી =સદ્ગતિ થવી (૨) દશા થવી ગતિમા મૂકવુ=ગતિ આપવી ૦ચક્ર વિ૦ વેગ આપનારુ,વેગનું બળ સંગૃહીત કરનારુ અથવા વેગનું નિયમન કરનારુ પૈડું ૦તંતુ પુ૦ 'એફેરન્ટ નર્વ'(શરીરશાસ્ત્ર) ૦ભંગ વિ૦ ભગ્ન ગતિવાળુ;નિશ્ચેષ્ટ(૨) પુ૦ ગતિનો ભંગ. ૦મંત વિ૦ ગતિવાળુ, ચાલતુ ૦માન વિ૦ ગતિમંત (૨) ન૦ ગતિ–વેગનુ માન–પ્રમાણ ૦માર્ગ પુ૦ ગમન કરવાનો રસ્તો ૦શાસ્ત્ર ન૦ ગતિની ગણિતવિદ્યા, 'ડાઇનેમિક્સ' (ગ.)

ગતિયુ વિ૦ ['ગતિ' ઉપરથી]મરણ પામેલું,ગતે ગયેલુ (૨) યુક્તિથી કામ કાઢી લે એવુ

ગતીલુ વિ૦ ['ગતિ' ઉપરથી] ચાલાક, પહોંચેલુ

ગતેગતુ ન૦ [ગત+આગત] ખરચ થયુ હોય તેટલુ પાછુ મેળવવુ તે [–થવુ =જાય તેટલુ મળી રહેવુ, સરભર થઈ રહેવુ, ખોટ ભરપાઈ થવી ]

ગત્યર્થક વિ૦[सं ](વ્યા ) ગતિના અર્થ વાળુ

ગદ સ્ત્રી૦, ન૦ (?) (કા ) રમતમા હારવુ તે (૨) પુ૦ ['ગદા' ઉપરથી ?] છડીદાર, ચોબદાર

ગદ પુ૦ [सं ] રોગ, માંદગી

ગદકુ ન૦ [સર૦ म गतक] બહાનુ, મિષ

ગદગદ વિ૦ (૨) અ૦ જુઓ ગદ્ગદ

ગદગ(–બ)દિયા ન૦બ૦વ૦ [રવ૦] ખાનપાન, નાણા, કે આનંદની રેલછેલ, ખદબદિયા, (૨) ગલીપચી થવી તે

ગદગદુ વિ૦ [જુઓ ગદ્ગદ] પાણીપોચુ (૨) કોહી ગયેલુ [હેરાન કરવુ

ગદડવુ સ૦ક્રિ૦ (પગ વતી) દબાવવુ (૨) [લા ]

ગદબ સ્ત્રી૦ એક વનસ્પતિ

ગદબદ વિ૦ [રવ૦] ખદબદ

ગદબદિયા ન૦બ૦વ૦ જુઓ ગદગદિયા

ગદલ સ્ત્રી૦ [हिं गद्दर] રુયેલ બડી

ગદલુ વિ૦ [हिं गदला, म गदळ] ગોલાયેલુ, મેલુ, ગંદુ

ગદવુ અ૦ક્રિ૦ [सं खद् ?] ટટાર–દઢ ઊભ રહેવુ [કા ] (૨) [જુઓ ખદવુ] દોડવુ (૩) [ચ ] ચાલવુ, જવુ (૪) સ૦ ક્રિ૦ [જુઓ ગદલુ] ગદલુ –ધૂળવાળુ કરવુ

ગદરવુ સ ક્રિ૦ (કા ) ગદડવુ

ગદા સ્ત્રી૦ [सं ] લડાઈનું એક હથિયાર. ૦ધર પુ૦ ગદા ધારણ કરનાર (૨) [સ ] વિષ્ણુ ૦યુદ્ધ ન૦ ગદા વડે થતુ યુદ્ધ

ગદાઈ સ્ત્રી૦ [फ़ा ] ગરીબી, ફકીરી

ગદારવુ સ૦ક્રિ૦['ગદવુ' ઉપરથી] ઊભુ રાખવુ, ટેકા દેવા (કા ) [દોડાવવુ, થકવવુ

ગદાવવુ સ૦ક્રિ૦['ગદવુ' ઉપરથી] દડ કે રેતીમા

ગદિયાણી સ્ત્રી૦ એક વનસ્પતિ, કાસણી
ગદિયાણો પુ૦[સં ग्द्याणक] અર્ધા તોલાનું વજન
ગદૂક ન૦ હાડકામાંનો નરમ માવો, મજ્જા
ગદેલું ન૦ [હિં गदेला] ગાદલું (૨) જાડી ગાદી
ગદ્ગદ વિ૦ [સં.] ગળગળું (૨) અ૦ ગળગળા કંઠે. –દિત વિ૦ ગદ્‌ગદ થયેલું
ગદ્ય ન૦ [સં.] ગવાય નહિ એવું, પદ્યથી ઊલટું–સાદું લખાણ ૦કાર પુ૦ ગદ્ય લખનારો ૦કાવ્ય ન૦ કાવ્યની શૈલીમા લખેલું ગદ્ય ૦તા સ્ત્રી૦ ગદ્યનો ગુણ (૨) [લા] અરસિકતા ૦પદ્ય ન૦ ગદ્ય અને પદ્ય. ૦પદ્યાત્મક વિ૦ જેમા ગદ્યપદ્ય બંને હોય તેવું ૦બધ વિ૦ ગદ્યમા લખેલું –રચેલું (૨) પુ૦ ગદ્યમા લખેલી સાહિત્યકૃતિ –દ્યાત્મક વિ૦ ગદ્યવાળું
ગધા(–ધે)ડિયું ન૦ જે ચપટા અને મોટા લાકડામા ગાડીના પૈડાના લઠ્ઠા વલાય છે તે (૨) વિ૦ જાડું, ગધૈયા જેવું (જેમ કે કપડું)
ગધા(–ધે)ડું ન૦ [સં गर्दभ, प्रा. गद्दह] એક પશુ [ગધેડા પર અંબાડી = ખોટો ખર્ચ, ન શોભે એવી હલકી વસ્તુ ઉપર મોટી શોભા કરવી ગધેડાનો પાછલો પગ = લાતણિયો, વાંકો, મૂરખ એવી ઉપમા માટે વપરાય છે. ગધેડા બનવું = બેવકૂફ બનવું. ગધેડા વૈતરું કરવું = ગધ્ધાવૈતરું કરવું, નજીવા લાભ માટે કાળી મજૂરી કરવી ગધેડાનું પૂછડું પકડવું, પકડી રાખવું = જક ઝાલવી, હઠ ન છોડવી ગધેડાને તાવ ચડે તેવું = છેક જ મૂર્ખ, છેક જ અણગમતું. ગધેડાને વળી અગાઈ = ગોટાળામા વધુ ગોટાળો. ગધેડે ચડવું = જાહેરમા મૂરખ બનવું, ફજેત થવું ગધેડે ગવાવું = ખૂબ સસ્તું હોવું (૨) ફજેત થવું ગધેડે બેસવું = ફજેત કે બદનામ થવું, આબરૂ કાઢવી ] –ડિયું વિ૦ મૂર્ખ –ડી સ્ત્રી૦ ગધાડાની માદા [ગધાડી ફૂલેકે ચડી = મૂરખે મુગટ પહેર્યો, ખોટી મોટાઈથી ફુલાવું ] –ડો પુ૦ નર ગધેડું (૨) [લા ] મૂરખ
ગધૈયો પુ૦ એક પ્રાચીન સિક્કો, ગધ્ધૈયું
ગધ્ધો પુ૦ [જુઓ ગધેડું] ગધેડો (૨) [લા.] મૂર્ખ –ધ્ધાઈ સ્ત્રી૦ ગધ્ધાપણું, મૂખતા –ધ્ધાપચીશી(–સી) સ્ત્રી૦ ૧૬ થી ૨૫ વર્ષ સુધીનો સમય, જ્યારે માણસમા ગધ્ધાઈનું જોર હોય છે –ધ્ધાપાટુ સ્ત્રી૦, ન૦ ગધ્ધા મસ્તી –ધ્ધામજૂરી સ્ત્રી૦ ગધ્ધાવૈતરું. –ધ્ધામસ્તી સ્ત્રી૦ મૂર્ખાઈભર્યું અતિશય તોફાન, લાતંલાતા[–કરવી] –ધ્ધાવૈતરું ન૦ સખત વૈતરું (૨) લાભ વગરની–નકામી મહેનત –ધ્ધી સ્ત્રી૦ ગધેડી –ધ્ધેવાન પુ૦ ગધેડાવાળો, કુંભાર (૨) [લા ] ગમાર આદમી
ગધ્ધૈયું ન૦ જાડી બેડોળ વસ્તુ (૨) એક પ્રાચીન સિક્કો, ગધૈયો (૩) [સં गर्दभक, प्रा गद्दहय] (દાણામા પડતુ) એક જીવડું
ગનસન સ્ત્રી૦ [રવ૦] ખૂબ ધીમે અવાજે થતી વાત. –ને અ૦ ગણસારાથી, કાનોકાન
ગનીમ પુ૦[અ ] દુશ્મન(૨)મુસલમાન, મોગલ –મી વિ૦ ગનીમને લગતું
ગનીમત સ્ત્રી૦ [અ.] ઈશ્વરકૃપા, સદ્‌ભાગ્ય
ગનેમને અ૦ ગનસને; જુઓ 'ગનસન'મા
ગપ સ્ત્રી૦[फा ] ઊડતી વાત, અફવા (૨) ખોટી વાત, ડિંગ [–ઉડાવવી = અફવા ફેલાવવી કે ચલાવવી. –ઠોકવી, –મારવી, –હાંકવી = અફવા કે ઊડતી વાત કહેવી –ચાલવી = ઊડતી કે ખોટી વાત ફેલાવી ગપેગપ ચુંવાળસો = ગપેગપ ચલાવવી તે, સાવ ગપ ઠોકવી તે ] ૦ગોળો પુ૦ ગપાટો
ગપ(–બ) [સર૦ હિં., म , રવ૦]ગબ;ઝટ (ગપં દઈને). ૦(–બ)કાવવું સ૦ક્રિ૦ ગપ દઈને લઈ લેવું કે ખાઈ જવું
ગપગપ અ૦ [રવ૦]ઉપરાઉપરી,એક પછી એક, ડબ ડબ
ગપગોળો પુ. [ગપ + ગોળો] જુઓ 'ગપ'માં
ગપતાળિયું ન૦ [જુઓ ગપતાળું] ચોરી (૨) આખામાથી કાપીને કરેલો કકડો
ગપતાળીસ વિ૦ ('અધ્ધર અનિશ્ચિત સંખ્યા' એમ સૂચવે છે ) ઉદા૦ સાઠી ગપતાળીસ
ગપતાળું ન૦ કાપીને કરેલો કકડો
ગપસપ સ્ત્રી૦ ['ગપ' ઉપરથી] ગપ્પા, આડી અવળી નવરાશની વાત
ગપાગપ અ૦[રવ૦]ગપગપ –પી સ્ત્રી૦ ઉપરા-

ઉપરી પડતો મુક્કીનો માર(૨)['ગપ' ઉપરથી] ગપની પરંપરા [ગપ્પી

ગપાટો પુ૦ ગપ -ટી વિ૦ ગપાટા હાંકનારુ,

ગપાવું અ૦ક્રિ૦ [સં गुप्] ચુપચાપ કે છાનામાના ઘૂસવુ. -વવુ સ૦ક્રિ૦ પ્રેરક [ગપ

ગપાષ્ટક ન૦ [ગપ+સં अष्टक] ખોટા તડાકા,

ગપોડશંખ પુ૦ ગપ્પીદાસ

ગપોડુ ન૦, -ડો પુ૦ ['ગપ' ઉપરથી] ગપ્પુ

ગપોલિયુ ન૦ [સં गुप् ઉપરથી] કશામાંથી છટકી જઈને ભરાઈ બેસવુ તે (ખાસ કરીને નિશાળમાથી) (૨) વ્યભિચાર -કરવુ = (નિશાળમાથી) છટકી જઈ ક્યાંક લપાઈ રહેવુ કે સરી જવુ

ગપ્પુ ન૦ જુઓ ગપ -પ્પી વિ૦ ગપ્પા મારે એવુ -પ્પીદાસ પુ૦ ગપ મારવાની આદતવાળો માણસ

ગફલત સ્ત્રી૦ [अ] બેદરકારી, અસાવધતા (૨) ભૂલ [ગફલતમાં રહેવુ = બેદરકાર રહેવુ, અજાણમાં ભૂલ થવી - ભૂલ ખાવી]

ગફલતિયુ, -તી વિ૦ ગફલત કરનારુ

ગફલુ વિ૦ [જુઓ ગભરુ] સુદર અને હૃષ્ટપુષ્ટ

ગફા સ્ત્રી૦ + ગુફા

ગફૂર વિ૦ [अ] દયાળુ

ગફ્ફો પુ૦[રવ૦]ઉતાવળમા - ગપ દઈને ભરેલો મોટો કોળિયો - બૂકડો

ગબ અ૦ [જુઓ ગપ અ૦] ઝટ,ચટ ૦કાવવું સ૦ક્રિ૦ જુઓ ગપકાવવુ ૦ગબ અ૦ ટપોટપ (૨) સ્ત્રી૦ બીજાની વાતચીતમા વચ્ચે બોલવુ તે

ગબડગંદ(-ડુ) વિ૦ [ગરબડિયુ + ગાંડુ] દાધારંગુ, મૂર્ખ [અવ્યવસ્થિત

ગબડગડુ વિ૦ [ગરબડિયુ + ગડુ] ગડુ અને

ગબડવુ અ૦ક્રિ૦ [જુઓ ગડબડવુ] તળે ઉપર થતા સરવુ(૨)આળોટવુ(૩)[લા](વગર વાંધે કે વિઘ્ને) ચાલી કે નભી જવુ, આગળ વધવુ

ગબડી(-રડી) સ્ત્રી૦ ['ગબડવુ' ઉપરથી]એકદમ દોડી જવુ તે [-મારવી]

ગબ(-ભ)રુ વિ૦ [સર૦ हिं म गबरू, फा खूबरू પરથી ?] જુઓ ગભરુ

ગબાગબ અ૦ [રવ૦]ગબગબ,ટપોટપ(૨)સ્ત્રી૦ ધોળાધોળ -બી સ્ત્રી૦ મુક્કામુક્કી(૨)બોલાબોલી

ગબાર સ્ત્રી૦ [सं गह्वर, प्रा गब्भर?] ખાડો (૨) બખોલ

ગબારો પુ૦ [अ गुब्बारह्] નાનું બલૂન (૨) હવાઈ, હવામા ઊંચે જઈ ફૂટે એવુ એક જાતનુ દારૂખાનું

ગબી સ્ત્રી૦ [सं गर्भ, प्रा गब्भ?] લખોટી કે મોઈદંડાની રમતમા કરાતો નાનો ખાડો

ગબો(-બ્બો) પુ૦[अ ग़बी = મૂરખ ।] મૂરખો, ગધો

ગબોગબ અ૦ [રવ૦] ગબગબ, ઉપરાઉપરી

ગબોળો પુ૦ જુઓ ગપગોળો (૨) ભવાડો

ગબ્બર વિ૦ [સર૦ हिं म] સંગીન (૨) પૈસાદાર (૩) જબરુ

ગબ્બર પુ૦ [सं गह्वर, प्रा गब्भर = ગહન વિષમ જગા] (સં ) અબાજી પાસેનો એક (ચડવામા કઠણ) ડુંગરો

ગબ્બો પુ૦ મોટી ગબી (૨) [?] શેરડીની ગાંઠ (૩) [રવ૦] ધપ્પો (૪) જુઓ ગબો

ગભરાટ પુ૦ ['ગભરાવુ' ઉપરથી] ગભરામણ ૦વુ અ૦ક્રિ૦ + ગભરાવુ -ટિયુ વિ૦ ગભરાટવાળુ, ગભરાટના સ્વભાવનું -મણ સ્ત્રી૦ અકળામણ, મૂંઝવણ (૨) ભય [-થવી] -વુ અ૦ક્રિ૦ [हिं घबराना, म घाबरणें] ગૂંચાવુ મૂંઝાવુ, કષ્ટાવુ (૨) બીવુ

ગભરુ વિ૦ [જુઓ ગબરુ] ગાભલા જેવુ, ગોરુ અને માંસલ (૨) નિર્દોષ, ભોળુ

ગભસ્તિ પુ૦, સ્ત્રી૦ [सं] કિરણ

ગભા પુ૦બ૦વ૦ [सं गर्भ, प्रा गब्भ] ગળફા

ગભા(-મા)ણ સ્ત્રી૦ [सं गवादनी] ઢોરના નીરણ માટે આડુ લાકડુ રાખી કરેલી જગા

ગભાણ ન૦ [सं गवादनी] ગામના પાદર પરની ગોચર જમીન, ચરો

ગભાર(-રો) પુ૦ [सं गर्भागार] મંદિરની અંદરનો ભાગ [ગભીર ૦તા સ્ત્રી૦

ગભીર વિ૦ [सं] ઊંડુ (૨) ઘાડુ (૩) જુઓ

ગમ સ્ત્રી૦ [सं गम् ઉપરથી] બાજુ (૨) મનનુ વલણ (૩) ગતિ, પ્રવેશ (૪) સૂઝ [-પડવી = સૂઝ-સમજ પડવી -હોવી = સૂઝ-સમજ

~ હોવી] (૫) પું૦ જુઓ ગમા (–ભાગવા)

ગમ સ્ત્રી૦ [अ] શોક, દુખ (૨) ગમખારી [–ખાવી = ખામોશી રાખવી,એકદમ ઊછળી ન જતા રોકાવુ – મનને રોકવુ.] ૦ખાર વિ૦ [फा.] ગમ ખાય એવુ, ખામોશ, સહનશીલ. ૦ખારી સ્ત્રી૦ ખામોશી, ગમ ખાઈ જવી તે ૦ગીન વિ૦ ખિન્ન,ઉદાસ ૦ગીની સ્ત્રી૦ [फा] ગમગીનપણુ ૦ગુસાર વિ૦ [फा.] દુખ દૂર કરનારું, દિલાસો આપનારુ (૨) પુ૦ મિત્ર

ગમક પુ૦[सं]સ્વરને કપાવીને ગાવું તે (સગીત) (૨) એક છદ [ગતાગમ

ગમગત સ્ત્રી૦ [ગમ+ગત (ગતિ)] જુઓ

ગમચાં ન૦બ૦વ૦[ર૦વ૦]બોલતા બોલતા અચકાવુ તે (લાગણી વિચાર કે નામરજીથી) [–ખાવાં = બોલતા અચકાયા કરવુ]

ગમત સ્ત્રી૦ ['ગમવું' ઉપરથી] વિનોદ, મજા, આનદ –તી વિ૦ વિનોદી (૨) આનદી

ગમન ન૦ [सं] જવુ – ચાલવુ તે (૨) ચાલ, ગતિ (૩) સ્ત્રીસગ ૦શીલ વિ૦ 'કાઇનેટિક'– ગતિવાળુ (ગ)

ગમવું અ૦ક્રિ૦ [सं.गम्,म गमणें] મનને સારુ લાગવુ, ગોઠવુ (૨) પસદ પડવુ [ગમતું ઘડાવવું = ગમતુ (જેમકે ઘરેણું) કરવું–કરાવવું (૨)[કટાક્ષમાં]ગમાડયા સિવાય છૂટકો ન હોવો]

ગમા પુ૦બ૦વ૦ શક્તિ (૨) શરીરના સાધા [–ભાંગવા = પગ ભાગવા, ચાલવાની શક્તિ જતી રહેવી]

ગમાણ સ્ત્રી૦ [सं गवादनिका] જુઓ ગભાણ સ્ત્રી૦ –ણિયુ ન૦ આડુ લાકડુ

ગમાનક ન૦ [જુઓ ગવાનિક] ગોગ્રાસ

ગમાર વિ૦ [दे] અણસમજુ, મૂર્ખ (૨) રોચુ, ગામડિયુ

ગમાવવું સ૦ક્રિ૦ [सं निर्गमय्] ગાળી નાખવું, ખર્ચી નાખવુ (૨) ગુમાવવુ, ખોવુ

ગમી સ્ત્રી૦ [अ गम ઉપરથી] દિલગીરી (૨) અ૦ [सं. नम् ઉપરથી] (સુ) તરફ ભણી

ગમે તે સ૦ (૨) વિ૦ કોઈ કે કશુ પણ (૩) રુચિ કે ઇચ્છા મુજબનુ

ગમે તેમ અ૦ રુચિ મુજબ, ઇચ્છા પ્રમાણે (૨) કાઈ બંધન કે મર્યાદા વગર; નિરકુશ, ઉચ્છૃખલ રીતે (૩) અવ્યવસ્થિત રીતે [–કરીને = કોઈ પણ ઉપાયે કે રીતે]

ગમો પુ૦ ['ગમવુ' ઉપરથી] ગમવુ તે, રુચિ

ગમ્મત સ્ત્રી૦ જુઓ ગમત, ગમત

ગમ્ય વિ૦ [सं] જવાય – પહોંચાય એવુ કે જવા ધારેલુ તેવુ (૨) સમજાય એવુ (૩) ઔષધિ ઇત્યાદિથી મટાડી શકાય તેવું, સાધ્ય (૪) સ્ત્રીસગ – ગમનને યોગ્ય ૦માન વિ૦ જણાતુ, સમજાતું

ગયવર પુ૦ [प्रा, सं गजवर] + મોટો હાથી

ગયંદ પુ૦ [प्रा, सं गजेन्द्र] + હાથી

ગયાવ(–વા)ળ પું૦ [हिं गयावाल] ગયાનો પડો

ગયું [सं गत, प्रा गय दे गय = भूत] 'જવું'નું ભૂતકાળનું રૂપ (૨) વિ૦ ગયેલું, વીતેલુ, ભૂતકાળનુ (૨) મરી ગયેલુ. (જેમ કે, ગયુ તે ગયુ, ના ગયું થનાર છે?) –યેલું વિ૦ 'જવુ'નું ભૂ૦ કૃ૦

ગર પુ૦ [सं गर्भ] ફળની કે ઝાડના થડની અદરનો ગર્ભ (૨) [ला] મનનો ભેદ, મર્મ

ગર પુ૦ [सं] ઝેરી અધાર, ગલ

–ગર [फा] 'કરનાર' એવો અર્થ સૂચવતો પ્રત્યય ઉદા૦ 'સોદાગર,' 'કારીગર' –રી સ્ત્રી૦

ગર પુ૦ જુઓ ગીર. ઉદા૦ કેશવગર

ગરક વિ૦[अ] ડૂબેલું (૨) મગ્ન, લીન. ૦બારી સ્ત્રી૦ છટકવાની બારી ૦વું અ૦ક્રિ૦ ડળી – ખૂપી જવું (૨)ડૂબી જવું (૩) મગ્ન – લીન થઈ જવું –કાવ વિ૦ ગરક, મશગૂલ

ગરગટ પુ૦ ગઠ્ઠો – ઠીંગણો આદમી

ગરગટિયું વિ૦ જૂનું ને જીર્ણ

ગરગડવું અ૦ ક્રિ૦ ['ગડગડ' ઉપરથી] ગડગડ અવાજ થવો (૨) ગબડવુ [રુખસત

ગરગડિયું ન૦ [ર૦વ૦] ખરખડિયુ, પાણીચું;

ગરગડી સ્ત્રી૦ ['ગડગડ' ઉપરથી] ફરે તેવું નાનું પૈડું (૨) દોરાની ગરગડી, 'રીલ'

ગરગર અ૦ [ર૦વ૦] ઝપાટાબધ,એક પછી એક ગરે એવી રીતે

ગરજ સ્ત્રી૦[अ]ખપ, જરૂર(૨)સ્વાર્થ [–પડવી

=જરૂર જણાવી,ખપ હોવો –સરવી =સ્વાર્થ પૂરો થવો ]૦મતલબી વિ૦ સ્વાર્થી ૦પ ત, ૦વાન, –બાઉ, –જિયુ, –છુ, –છુડું, –જુ વિ૦ ગરજવાળુ ૦સવાદી વિ૦ગરજમતલબી

ગરજણ સ્ત્રી૦ [સં. गर्जन] એક પખી

ગરજનતેલ ન૦ ગર્જન ઝાડમાથી મળતું તેલ

ગરજવુ અ૦ક્રિ૦ [સં गर्जू] ગર્જના કરવી, ગાજવું (૨) મોટેથી બરાડવું, તડૂકવુ

ગરજ-સવાદી, ગરજાઉ, ગરજિયુ, ગરજી (૦લુ), ગરજુ વિ૦ જુઓ 'ગરજ'માં

ગરજો પુ૦ ડ્ગો,અ કુર(૨)કાંટો, ઊભો ખીલો (૩) ખૂપરો (૪) એક અણિયાળુ હથિયાર

ગરડગપ(–ફ) અ૦ [રવ૦] ગડડગફ, ઝટ દઈને, અચાનક

ગરડવુ સ૦ ક્રિ૦ [જુઓ ઘસડવુ, સં घर्ष्] (અક્ષર)ઘૂટવા (૨) અ૦ક્રિ૦ ['ઘરર' ઉપરથી રવ૦] ગળામાં બોલવું (૩) અવાજ ખેચવો

ગરડો પુ૦ [જુઓ ગરડવું] ઘૂટવાના અક્ષરોનો કાગળ, ખરડો

ગરણુ ન૦ એક ઝાડ

ગરણી સ્ત્રી૦ [સં गिरिकर्णिका] એક ઔષધિ

ગરણી સ્ત્રી૦ [સં गुरु ઉપરથી] સ્ત્રી ગુરુ, (૨) ગરણીજી ૦જી સ્ત્રી૦ [જી માનાર્થે] જૈન સાધ્વી

ગરણુ ન૦ એક જાતની ધાર્મિક ક્રિયા

ગરથ પુ૦[મં ग्रथ=ધન ?]નાણુ, પૈસો. [–વેચી ઘેલા થવુ=ગાઠનું ખોઈને ગાંડા બનવુ પૂરી મૂર્ખાઈ કરવી ]

ગરદ સ્ત્રી૦ [फा. गर्द] ધૂળ,(૨)વિ૦ ભિડાયેલુ, સાકડમા આવેલુ, દટાયેલુ

ગરદન સ્ત્રી૦[फा ]ડોકી,ગળચી,બોચી [–કાંટા ઉપર ન હોવી=ઉદ્ધતાઈ ને મગરૂરીનો પાર ન હોવો –નમવી=નીચાજોણુ થવું, આબરૂ જવી (૨) નુકસાન થવુ (૩) મરણવેળા ડોક લચી જવી –નાખી દેવી = મરણવેળાએ ડોક લચી જવી–ડોકું લૂલુ પડી જવુ –મારવી(–વુ)=ડોકુ કાપી જુદુ કરી નાખવુ (૨) પાયમાલ કરવું ]

ગરદા સ્ત્રી૦ [फा गर्द] ધૂળ

ગરદી સ્ત્રી૦ ગિરદી, ભીડ

ગરદો પુ૦[फा गर्द]તમાકુના પાંદડાંનો ભૂકો,જરદો-

ગરનાળ સ્ત્રી૦ [पो गार्नेल, हिं म. गरनाल] છરાના ગોળા ભરવાની, ખાડણી જેવી તોપ

ગરનાળુ ન૦[ગર(ગળવું)+નાળુ ]પાણી આવવા જવા માટે બાંધેલો સાકડો માર્ગ, નાળુ

ગરબડ, ૦ગોટો, ૦ણુ, ૦સડ(–ર)બડ, –ડાટ, –ડિયુ જુઓ 'ગડબડ'માં

ગરબી સ્ત્રી૦ સ્ત્રીઓના ર ગમા ગાવાની એક જાતની કવિતા ૦બાટ પુ૦ ગરબીઓ ગાનારો, બૈરાંનો રાગ તાણનારો બ્રાહ્મણ (૨) [લા ]વિ૦ નાટકુ

ગરબો પુ૦ નોરતામાં અથવા માતા વાવે છે તે પ્રસંગની કાણાવાળી માટલી જેમાં ચાલુ ઘીનો દીવો રખાય છે તે (૨) દીવા કે માંડવીની આસપાસ ફરતા ફરતા તાળીઓ પાડીને ગાવું તે (૩) મોટી ગરબી, રાસડો [ગરબા ગાવા =રાસડા ગાવા (૨) ગરબે રમવુ (૩) નામર્દ નુ કામ કરવુ ગરબે રમવુ=ગરબો ગાતા, નૃત્ય કરતા ગોળ ફરવુ ગરબો કોરાવવો =માતાનો માનેલો ગરબો મુ ડાવવો –ખૂદવો, –રમવો = જુઓ ગરબે રમવુ ]

ગરભ પુ૦ [મં गरभ, गर्भ] જુઓ 'ગર્ભ'માં. ૦છાંટ સ્ત્રી૦ છરા ભરેલો દારૂનો ગોળો (૨) ગરનાળ ૦સુતરાઉ, ૦સૂતર વિ૦ તાણામા રેશમ અને વાણામાં સૂતરના વણાટવાળુ

ગરભાવુ અ૦ક્રિ૦ [સં गर्भ] ગર્ભાવુ,ગરભ રહેવો (૨) બગડવુ, બેસ્વાદ થવુ [ડોડો

ગરભોણુ ન૦ [સં गर्भ પરથી] મકાઈનો દૂધિયો

ગરમ વિ૦ [फा गर्म] ઊનું (૨) શરીરમા ઉષ્ણતા પેદા કરે–વધારે તેવુ (૩) [લા ] જોસમાં કે ક્રોધમાં આવેલું [–આગ, લાય=ઘણુ જ ગરમ (૨) બહુ જ તીખુ –કપડા=ઊનનાં કપડા –કરવું=ફટકારવુ (જેલભાષા) –પડવુ =ગરમીની અસર થવી, શરીરમા ગરમી દાખવવી (ઉદા૦ દવા ગરમ પડી) ] ૦મસાલો પુ૦ તજ, લવિગ ઇત્યાદિ ગરમ તેજાનાનો ભૂકો [સેવાચાકરી

ગરમઠર સ્ત્રી૦ [ગર (ગડ) + મઠારવું]બરદાસ,

ગરમર સ્ત્રી૦, ન૦ [સર મ ] એક વનસ્પતિ (તેના મૂળનું અથાણુ થાય છે)

**ગરમાગરમ** વિ૦ [જુઓ ગરમ] ગરમ ગરમ; ઊનું ઊનું **-મી** સ્ત્રી૦ ગરમાગરમ હોવું તે
**ગરમાટો(-વો)** પું૦ ગરમી, ઉષ્ણતા, તપારો
**ગરમાળો** પું૦ [સં कृतमालक] એક જાતનો છોડ **-ળાનો ગોળ** પું૦ તેની સીંગમાથી નીકળતો ગોળ જેવો રેચક પદાર્થ
**ગરમી** સ્ત્રી૦ [फा] ઉષ્ણતા, તાપ (૨) ગરમી-ચાંદી કે પરમિયાનો રોગ [**-આવવી**= ઉષ્ણતા કે જાગૃતિ આવવી **-થવી**=તાપ થવો (૨) તાપ લાગવો **-નીકળવી,-ફૂટી નીકળવી**=શરીરે તાપોડિયા નીકળવા.]
**ગરમી** સ્ત્રી૦ માપસર ચાક પાડવા માટેનુ સુતારનુ એક ઓજાર (**-મારવી, લગાવવી**)
**ગરમું** ન૦ તપેલી જેવો પડધી વિનાનો મોટો વાડકો [એક વનસ્પતિ
**ગરમેલ** સ્ત્રી૦ [જુઓ ગરમર, म गरमल]
**ગરવ** પું૦ [સં गर्व] ગર્વ, અહંકાર
**ગરલ** ન૦ [સં] વિષ, ઝેર
**ગરવું** વિ૦ [સં गुरुक, प्रा गरुअ] મોટું; મહાન, ગૌરવવાળું (૨) અ૦ ક્રિ૦ [સં गल्] ખરવુ, પડવુ (૩) [જુઓ ગડવુ] ધીરે રહીને અંદર પેસવુ
**ગરાડ** વિ૦ [સં गुरु ઉપરથી] મોટુ (૨) પું૦ [જુઓ ગરાડો] ખાડો
**ગરાડી** વિ૦ [હિં गराडी (ઘરેડી, ગરગડીનો ખાડાવાળો ભાગ જેના ઉપર દોરડુ રહે છે)= ઘરેડમા પડી ગયેલો ?] અધાણી; ભાગ, અફીણ કે ગાંજો વગેરેનો વ્યસની
**ગરા(-રે)ડો** પું૦ [સર૦ म गराडा=ચીલો] ઇમારતનો પાયો નાખવા માટે ખોદેલો ખાડો
**ગરાશિ(-સ)યો** પું૦ ['ગરાસ' ઉપરથી] ગરાસ ખાનારો (૨) ગરાસ ખાનારો રજપૂત, રાજવંશી ભાયાત (૩) કોઈ પણ રજપૂત – એક જાત. **-યણ (ણ,)** સ્ત્રી૦ ગરાશિયાની સ્ત્રી
**ગરાસ** પું૦ [સં ग्रास] ગામનુ રક્ષણ કરવાના બદલામા કાઢી આપેલી જમીન અથવા ઊચક રકમ (૨) ગુજરાન માટે આપેલી જમીન (રાજવંશીઓને) [**-જવો** = [લા] મોટુ નુકસાન થવુ **-બંધાવવો,-બંધાવી દેવો**= મોટો લાભ ખટાવવો કે કરી આપવો ]૦ણુ(ણ), ૦ણી સ્ત્રી૦ ગરાસિયાની સ્ત્રી (૨) ગરાસિયા જાતિની સ્ત્રી. ૦દાર વિ૦ ગરાસ ધરાવનાર. ૦દારી સ્ત્રી૦ ગરાસદારપણુ. **-સિયણ -સિયો** સ્ત્રી૦ જુઓ 'ગરાશિયો'મા
**ગરિમા** સ્ત્રી૦ [સં] મોટાઈ, પ્રૌઢતા (૨) ઇચ્છા પ્રમાણે ભારે થઈ જવાની યોગની એક સિદ્ધિ
**ગરિયો** પું૦ ['ગરવુ' ઉપરથી] ભમરડો (કા)
**ગરિષ્ઠ** વિ૦ [સં] ભારેમા ભારે (૨) સૌથી વધુ અગત્યનુ [છાણનો ગોળો
**ગરીડું** ન૦ ['ગરવુ' (ખરેલુ – છાણ) ઉપરથી ?]
**ગરીબ** વિ૦ [अ] નિર્ધન, કંગાલ (૨) બાપડું. દુખી (૩) [લા] નમ્ર, સાલસ; રાંક ૦ગ-(-ગુ)રબું ન૦[अ गरबा –ગરીબનુ બ૦વ૦] ગરીબ અને કંગાલ માણસ. ૦ન(-નિ)વાજ વિ૦ [+नवाज़ (फा)] ગરીબ પર રહેમ રાખે-ગરીબનુ પોષણ કરે એવુ. ૦પરવર વિ૦ [+ फा परवर] ગરીબને પાળનારું **-બાઈ, -બી** [फा] સ્ત્રી૦ નિર્ધનતા, કંગાલિયત (૨) નમ્રતા, સાલસાઈ
**ગરીયસી** વિ૦ સ્ત્રી૦ [સં.] ગૌરવશાળી, મહાન
**ગરુડ** પું૦; ન૦ [સં] એક પક્ષી (૨) [સ] કશ્યપનો વિનતાથી થયેલો પુત્ર, વિષ્ણુનુ વાહન. ૦ગામી પું૦ (સ) વિષ્ણુ ૦ધ્વજ પું૦ (સ) ધજા પર ગરુડના ચિહ્નવાળા વિષ્ણુ. ૦વ્યૂહ પું૦ એક જાતનો વ્યૂહ (યુદ્ધનો) **-ડારૂઢ** વિ૦ [+आरूढ] ગરુડ પર બેઠેલુ **-ડાસન** ન૦ [+आसन] ગરુડના જેવું એક યૌગિક આસન **-ડાસ્ત્ર** ન૦ [+अस्त्र] ગરુડનુ (એક દિવ્ય) અસ્ત્ર
**ગરુડપાચુ** ન૦ [म] એક જાતનુ લીલમ
**ગરુ(-રો)ડો** પું૦ [સં गुरु પરથી] જુઓ ગરોડો
**-ગરું** [સં कर ? फा गर ?] વિ૦બનાવતો પ્રત્યય. ઉદા કામગરુ, કહ્યાગરુ [સ્ત્રી૦ મગરૂરી
**ગરૂર** વિ૦ [अ. गुरूर=અભિમાન] મગરૂર **-રી**
**ગરૂવું** વિ૦ + ગરવુ
**ગરેડી** સ્ત્રી૦ [ગ્રા૦] ગરગડી [પડેલો ખાડો
**ગરો** પું૦ [જુઓ ગરાડ] ચોમાસાના પાણીથી
**ગરોડો** પું૦ [જુઓ ગરુડો] ઢેડનો ગોર

ગરોદર વિ૦ સ્ત્રી૦ [सं गर्भ+उदर] સગર્ભા, ગર્ભિણી [ઝેરી જનાવર
ગરોળી (રો') સ્ત્રી૦ [दि घरोली] ઘરોળી, એક
ગર્ગ,–ર્ગાચાર્ય પુ૦ [सं] (સં) એક પ્રાચીન ઋષિ (૨) યાદવોના પુરોહિત
ગર્જન ન૦,–ના સ્ત્રી૦[सं] ગર્જવુ તે (૨) એથી થતો અવાજ [ગરજન તેલ
ગર્જન ન૦[સર૦ हिं] એક ઝાડ ૦તેલ ન૦જુઓ
ગર્જવુ અ૦ ક્રિ૦ જુઓ ગરજવુ –ન્ત વિ૦ ગર્જતુ (૫)
ગર્ડર પુ૦ [इ] લોખંડનો પાટડો (નાનો કે મોટો)
ગર્ત પુ૦, ન૦ [सं] ખાડો, ખાણ
ગર્થ પુ૦ [सं ग्रथ?] + ગરથ
ગર્દ સ્ત્રી૦ [फा] ધૂળ, રજ
ગર્દભ પુ૦ [सं] ગધેડો –ભી સ્ત્રી૦ ગધેડી
ગર્ધવ પુ૦ જુઓ ગર્દભ
ગર્ભ પુ૦ [सं] માના પેટમાં રહેલુ જીવનું રૂપ (૨) ગર, અંદરનો માવો (૩) કોઈપણ વસ્તુનો અંદરનો ભાગ (૪) નાટકની એક સંધિ [–પડવો=ગર્ભપાત થવો, કસુવાવડ થવી –પાડવો = ગર્ભપાત કરાવવો –મૂકવો, –મેલવો = ગર્ભાધાન કરવું –રહેવો = સગર્ભા થવું –હોવો=સગર્ભા હોવુ ] ૦કાલ (–ળ) પુ૦ ગર્ભ ધારણ કરવાનો સમય (૨) ગર્ભ રહે ત્યારથી જન્મ થાય ત્યા સુધીનો સમય (૩) નાટકની પાચ સંધિમાની મધ્ય તે, જ્યારે કથાની ફલપ્રાપ્તિનો નિશ્ચય નથી થતો–ગર્ભમાં હોય છે ૦કોશ(–ષ) પુ૦ ગર્ભાશય ૦ગૃહ ન૦ મકાનની અંદરનો ભાગ (૨) ગભાર ૦ઘાતી વિ૦ ગર્ભનો ઘાત કરનારુ, ગભપાતી ૦ચોર પુ૦ ગર્ભમાંથી–જન્મથી ચોર ૦જલ (–ળ) ન૦ ગર્ભ અને ઓર વચ્ચેનું પાણી ૦જોગી પુ૦ (સ) શુકદેવ ૦દ્વાર ન૦ મંદિરનો છેક અંદરનો ભાગ, ગભાર ૦ધારણ ન૦ ગર્ભ ધારણ કરવો–રહેવો તે ૦નાડી સ્ત્રી૦ ગર્ભાશયની એક નાડી, જેનાથી ગર્ભ ધારણ થાય છે ૦પાત વિ૦ ગર્ભનું પાડવુ–પડવુ તે ૦પાતી વિ૦ ગર્ભપાત કરનારુ ૦મંદિર ન૦ ગભાર ૦યાતના સ્ત્રી૦ જીવને ગર્ભદશામા પડતુ દુઃખ. ૦વચન ન૦ ગર્ભયાતનામાંથી છૂટવા માટે જીવે ઈશ્વરને આપેલુ વચન(હુ તારી ભક્તિ કરીશ ઇ૦) ૦વ(–વ)તી વિ૦ સ્ત્રી૦ સગર્ભા (૨) સ્ત્રી૦ ગર્ભિણી ૦વાસ પુ૦ ગર્ભનો ઉદરમાં વાસ ૦વિદ્યા સ્ત્રી૦ ગર્ભ અંગેની વિદ્યા, 'એમ્બ્રિયોલોજી' ૦શ્રીમત્તા સ્ત્રી૦ ગર્ભશ્રીમતાઈ ૦શ્રીમંત વિ૦ ગર્ભથી–જન્મથી પૈસાદાર, શ્રીમંતને ઘેર જન્મેલુ ૦શ્રીમતાઈ સ્ત્રી૦ ગર્ભશ્રીમંત હોવુ તે ૦સ્થાન ન૦ ગર્ભાશય ૦સ્રાવ પુ૦ ગર્ભનું સ્રવી–ગળી જવુ તે, ગર્ભપાત
ગર્ભાગાર પુ૦, ન૦[सं] ગર્ભાશય (૨) અંદરનો ખાનગી–સૂવાનો ઓરડો(૩)મંદિરનો ગભાર –અંદરનો મૂર્તિવાળો ભાગ
ગર્ભાત્મા પુ૦[सं] ગર્ભમાંનો જીવ
ગર્ભાધાન ન૦[सं]ગર્ભ મૂકવો તે(૨)ગર્ભધારણ કરવુ તે(૩)એ નામનો એક સંસ્કાર ૦નિરોધ પુ૦ ગર્ભાધાન થતુ અટકાવવુ તે, 'કૉન્ટ્રાસેપ્શન'
ગર્ભાશય ન૦ [सं] સ્ત્રીશરીરમા ગર્ભ રહેવાની જગા–તે અવયવ ૦અર્બુદ ન૦ ગર્ભાશયની અંદર થતુ ગૂમડુ–ચાઠુ ૦ગ્રંથિ સ્ત્રી૦ ગર્ભાશયમા થતી ગાંઠ ૦ભ્રંશ પુ૦ ગર્ભાશયનું પડી જવુ–ઊંધુ થઈ જવુ તે. ૦વક્રતા સ્ત્રી૦ ગર્ભાશયનું વાંકા વળી જવુ તે–એક રોગ ૦વિવર્તન ન૦ ગર્ભાશયને ફેરવી નાખવુ તે
ગર્ભાવુ અ૦ક્રિ૦ જુઓ ગરભાવુ
ગર્ભિણી સ્ત્રી૦ [सं.] સગર્ભા સ્ત્રી
ગર્ભિત વિ૦[सं]જેના ગર્ભમા–ઊંડાણમા કઈ બીજી વસ્તુ, અર્થ કે ભાવ રહેલો હોય તેવુ, છૂપુ
ગર્વ પુ૦[सं] અભિમાન, ગુમાન [–આવવો, –ચડવો=ગર્વ થવો –ઊતરવો, ગળવો = ગર્વ દૂર થવો,અભિમાન ટળવુ ]–ર્વિત(–ષ્ઠ), –ર્વી,–ર્વીલુ વિ૦ ગર્વવાળુ, અભિમાની
ગર્હણ ન૦,–ણા સ્ત્રી૦[सं]નિંદા –ણીય વિ૦ નિંદ્ય, તિરસ્કરણીય [વિ૦ નિંદ્ય
ગર્હા સ્ત્રી૦[सं]નિંદા –ર્હિત વિ૦ નિંદિત –ર્હ્ય
ગલ પુ૦[सं गृ=ગળવુ ઉપરથી] માછલાં પકડવાનો આકડો(૨)લાચ,લાલચ(૩)[सं गर्भ] ગુપ્ત વાત, બાતમી(૪)ગર, માવો(૫) કૂવામા પડેલી

ચીજ કાઢવા માટેનો આકડીઓનો ઝૂમખો, બિલાડી(૬)[સં ગલ્=ખરવું]ગર,ઝેરી અધાર–લાળ(૭)બત્તીનો મોગરો(૮)[સર૦ हिं गुल] પિવાઈગયેલી –બળી ગયેલી ચલમમાની ગડાકુ (૯)[फा गुल] ગુલગ્રાસ [–આપવો=મનની વાત કહેવી (૨)લાલચ આપવી(ફસાવવામાટે)]

ગલકંબલ પુ૦[સં ]ગાય–બળદને ગળે લટકતી ગોદડી જેવી ચામડી [ન૦ ગલકીનુ ફળ

ગલકી સ્ત્રી૦[प्रा गलई ?]શાકનો એક વેલો –કું

ગલખોડ પુ૦ નિવેડો; ઉકેલ, અંત (૨) ગલખોડી

ગલખોડી સ્ત્રી૦[ગળે + ખોડવુ ?]અછોડેકે ઢોરને ગાળિયે ઘાલેલો મોઈના આકારનો લાકડાનો કકડો

ગલગલામણી સ્ત્રી૦ એક બાળરમત (કા)

ગલગલી સ્ત્રી૦, –લિયાં ન૦બ૦વ૦ [રવ૦ ? સર૦ प्रा गुलगुल] ગલીગલી ગલીપચી [–થવાં=ગલીપચી થવી (૨) મનમા આનંદના તરંગ ઊઠવા]

ગલગંડ ન૦ [સં गलगंड] ગળાનો એક રોગ

ગલઢું વિ૦ (કા) ઘરડું, વૃદ્ધ, મોટું

ગલગોટો પુ૦ [ગલ(ગુલ)+ગોટો]એક ફૂલનો છોડ (૨) તેનુ ફૂલ

ગલચશ્મ ન૦ [फा गुल+चश्म] એક પક્ષી

ગલ(–ળ)છીભી સ્ત્રી૦ [સં गोजिह्वा] એક વેલો

ગલઢેરો પુ૦ ['ગલઢુ'=મોટું, વૃદ્ધ ઉપરથી] કાઠી નગરસિયો (કા) [ચૂક

ગલત વિ૦[अ ]ભૂલભરેલું, જૂઠું –તી સ્ત્રી૦ભૂલ;

ગલતંડા ન૦ જુઓ ગલગંડુ

ગલ(–ળ)તકોઢ, ગલત્કુષ્ઠ [સં ] પુ૦ લોહી કે રસ ટપકયા કરે એવો કોઢનો રોગ

ગલ(–ળ)થૂથી સ્ત્રી૦ [ગલ (સં गुल = ગોળ) + થૂથી (થૂથો)=પૂમડું ] જુઓ ગળથૂથી

ગલધાણી સ્ત્રી૦ [ગલ (સં गुल=ગોળ) +ધાણી] ગોળ અને ધાણીની બનાવેલી એક વાની

ગલપાપડી સ્ત્રી૦ [સં गुल ગલ (ગોળ) + પાપડી] જુઓ ગોળપાપડી [વોટવાનો પટો,ગલૂબંધ

ગલપટો(–પટ્ટો) પુ૦ [સં गल + પટો] ગળે

ગલબા પું૦ બ૦ વ૦ [फा. गलबा ? के गुलबाग ? સર૦ म ] ફટકા, ટેટા

ગલબુ ન૦ [फा गुलबाग ?] ગુલબાન, બૂમ, શોરબકોર (૨) ગુલબુ, ગપાટો, ગલબો.

ગલબો પુ૦ [જુઓ ગલબુ] ગપાટો; ગપ (૨) [फा गुलबन] એક ફૂલઝાડ

ગલમેંદી સ્ત્રી૦ [ગુલ (ફા )+મેંદી] એક વનસ્પતિ, મોટી મેંદી

ગલવિદ્રધિ પું૦ [સં ] ગળાનો એક રોગ

ગલવેલ સ્ત્રી૦ [સર૦ म गुळवेल] જુઓ ગળો

ગલશુંડી(–ડિકા) સ્ત્રી૦ [સં ] જીભનો પાછલો ભાગ, ગળાનો કાકડો (૨) કાકડા ફૂલવાનો રોગ

ગલસ્તન પુ૦, ન૦ [સં ] (બકરીના) ગળાનો આંચળ (૨) [લા ] નકામી વસ્તુ –ની સ્ત્રી૦ ગલસ્તનવાળી બકરી

ગલસ્થલ ન૦ [સં ] ગળુ (૨) [સં. गलस्थळ] જુઓ ગજસ્થળ [ગળથૂથી

ગલ(–ળ)હૂતી સ્ત્રી૦ [સં गल+हुति] જુઓ

ગલિત વિ૦ [સં ] પડેલું,ટપકેલુ (૨)ગળી ગયેલું

ગલી સ્ત્રી. [સર૦ दे गजोल्लिअ]જુઓ ગલીપચી

ગલી સ્ત્રી૦[हिं ]સાકડી વાટ–શેરી ૦કૂ(–કૂ)ચી સ્ત્રી૦ [+फा. कूचह] ગલીઓમાનો આડોઅવળો અને સાકડો માર્ગ

ગલીગલી સ્ત્રી૦ [જુઓ ગલી] ગલીપચી

ગલીચ વિ૦ [अ गलीज] ગંદુ –અતિ ગંદુ. –ચી સ્ત્રી૦ ગલીચપણુ, ગંદવાડ

ગલીચો પુ૦ જુઓ ગાલીચો

ગલીપચી સ્ત્રી૦[જુઓ ગલી]શરીરના અમુક ભાગમા સ્પર્શથી થતા સળવળાટની મજેદાર અસર

ગલૂડગલૂડ અ૦ [રવ૦ ?] જાણે ગબડતુ હોય તેમ (ચાલવુ–બળદ ઇ૦નુ) [ઘણુ નાનુ બચ્ચું

ગલૂડિયું ન૦ [જુઓ ગલૂડ ગલૂડ] ભટોળિયુ,

ગલૂબંદ(–ધ) પુ૦ [फा गुलूबंद] ગલપટ્ટો

ગલેગંડ ન૦ [સં ] એક પક્ષી

ગલેફ પું૦[अ गिलाफ]ગાદીતકિયા વગેરેની ખોળ

ગલેફી સ્ત્રી૦ [ગલેફ ઉપરથી] એક જાતનુ ભજિયુ

ગલેલી સ્ત્રી૦ ['ગર' કે 'ગલ' ઉપરથી] તાડના ફળની અંદરનો ગર–ગર્ભ

ગલોટિયું ન૦ [જુઓ ગુલાટ] ગોટીમડું

ગલોડું(–ફું) ન૦ ['ગાલ' ઉપરથી ?] ગાલ નીચેનો મોની અંદરનો ભાગ

ગલોલ સ્ત્રી૦ [સર૦ મ गलु(–लो)ल, हिं. गुलेल જુઓ ગયોલો] ગોફણ જેવું ગલોલા ફેંકવાનું એક સાધન (૨) તેના વડે ફેંકાતો ગલોલો –લી સ્ત્રી૦ નાનો ગલોલો –લો પુ૦ [अ गलूलह, हिं गुलेला] ગલોલ વડે મારવાનો ગોળ કાંકરો કે પથરો

ગલ્લ પુ૦ [सं] ગાલ ૦સ્થલ(–ળ) ન૦ ગાલ, ગાલનો ભાગ

ગલ્લાતલ્લાં ન૦બ૦વ૦ [રવ૦] ગાંગાતલ્લાં, બહાનાં, આનાકાની [–કરવાં=સીધો જવાબ ન આપવો, છટકવા બહાનાં બતાવવા, આનાકાની કરવી]

ગલ્લો પુ૦[ गुल्क (तुर्की) અથવા फा गुल्लह दान] નાણું રાખવાનું ઠામ–ખજાનો (૨) પરચૂરણ વકરાનું નાણું નાખવાનું પાત્ર

ગવડા(–રા)વવું સ૦ ક્રિ૦ [જુઓ ગાવું] 'ગાવું'નું પ્રેરક

ગવન ન૦ [इ 'ગાઉન'] એક જાતનો સાલ્લો

ગવન ન [सं गमन] + ગતિ, ચાલ

ગવરાવવું સ ક્રિ જુઓ ગવડાવવું

ગવરી સ્ત્રી૦ ગાય (૨) વિ૦ સ્ત્રી૦ [सं गौरी] ગૌરી, ધોળી ને સહેજ લાલ ધાબાવાળી (ગાય)

ગવરીકંદ પુ૦ એક વનસ્પતિ

ગવર્નર પુ૦[इं] ઇલાકાનો વડો હાકેમ (૨) સાઇકલનો હાથો ૦જનરલ પુ૦ વડો ગવર્નર

ગવલી(–ળી) પુ૦ [म गवळी] ગોવાળિયો (૨) ઢોર રાખનાર અને દૂધ વેચનાર (મુંબઈમાં)

ગવંડર પુ૦ [पो] ગવર્નર – હાકેમ

ગવાક્ષ પુ૦ [सं] બાકું, જાળિયું

ગવાડવું સ૦ક્રિ૦ જુઓ ગવડાવવું

ગવાનિ(–ને)ક ન૦ [सं गवाह्निक] જમતાં પહેલા ગાયને માટે જુદું કાઢેલું અન્ન

ગવાર પુ૦ [दे गवार?] એક વનસ્પતિ, ગુવાર (૨) તેની શીંગ અને બીજ ૦ફળી, ૦શિ(–શીં,–સિ,–સીં)ગ સ્ત્રી૦ ગવારની સીંગ

ગવારા વિ૦ [फा] કબૂલ કરેલું, ફાવતું

ગવાવું અ૦ક્રિ૦ [જુઓ ગાવું] 'ગાવું'નું કર્મણિ (૨) [લા] નિંદાવું, ફજેત થવું

ગવાલભ પુ૦ [सं] ગાયનો વધ (યજ્ઞ ઇ૦માં)

ગવાહ પુ૦ [फा] સાક્ષી પૂરનાર, સાક્ષી –હી સ્ત્રી૦ સાક્ષી, પુરાવો [ગ્રામ્ય જનો

ગવાળાં ન૦બ૦વ૦ [दे गवार, જુઓ ગમાર]

ગવાળો પુ૦ [म गवाळें] સરસામાન વગેરેનો પરચૂરણ ઢગલો (૨) એ ભરવાનો દાબળો

ગવેન્દ્ર પુ૦ [सं] (સ ) વિષ્ણુ

ગવેષક વિ૦ [सं] અન્વેષક –ણ ન૦, –ણા સ્ત્રી૦ અન્વેષણ

ગવેહ સ્ત્રી૦ વેર, ખાર (કા)

ગવૈયો પુ૦ ['ગાવું' ઉપરથી] ગાનારો, ગાવામાં ઉસ્તાદ –યણ સ્ત્રી૦ સ્ત્રી ગવૈયો

ગવ્ય ન૦[सं] ગાયમાંથી નીપજતું દૂધ, દહીં, ઘી, છાણ, મૂત્ર વગેરે

ગશ્ત(–સ્ત) સ્ત્રી૦ [फा] રોન, ચોકી, પહેરો

ગહન વિ૦ [सं] ઊંડું, ગાઢ (૨) દુર્ગમ, દુર્ભેદ્ય (૩) અકળ, ગૂઢ

ગહિરગભીર વિ૦ [दे गुहिर=ઊંડું + ગભીર] ગહન અને ગભીર, ઊંડાણ અને ગભીરતાવાળું

ગહેકવું અ૦ક્રિ૦ મહેકવું

ગહ્વર ન૦ [सं] પહાડની અંદરની બખોલ, ગુફા

ગળ સ્ત્રી૦ જુઓ ગલ

ગળકબોળિયું વિ૦ [ગળક (ગળકા)+ બોળિયું ('બોળવું')] ગળા સુધી ઊંડું (પાણી)

ગળકા ન૦બ૦વ૦ [જુઓ ગળું] ડૂબકાં ડૂબતી વખતના ડસકા [–ખાવાં=ડૂબકાં ખાવાં]

ગળકેરી સ્ત્રી૦ [सं गुड–ગળ (ગોળ)+કેરી] ગોળકેરી, ગોળમાં આથેલી કેરી

ગળકો પુ૦ એક વાર ચાખેલી વસ્તુનો રહી ગયેલો સ્વાદ (૨) રુચિ, ભાવ, ચસકો

ગળગળવું અ૦ક્રિ૦ ['ગળગળું' ઉપરથી] ગળગળું થવું (૨) ['ગળવું' ઉપરથી] દદડવું

ગળગળું વિ૦ [सं गलत्–गल्त्] પાણીપોચું, ઢીલું (૨) [સર૦ प्रा गग्गर–सं गद्गद] દુખથી કે લાગણીથી હૈયું વા કંઠ ભરાઈ જવાથી થાય એવું –ળિયું વિ૦ ગળગળતું

ગળગોટો, –ટડો, –ટિયો વિ૦પુ૦ ગોળમટોળ

ગળચકું ન૦ જુઓ ગચકડું

ગળચટ્ટું વિ૦ [ગળ(ગળ્યું)+ચટ્ટું (ચાટવું)] જરા ગળપણના સ્વાદવાળું

**ગળચવાં** ન૦બ૦વ૦ ગૂંચવાઈને બોત જેવા ઊભા રહેવું કે બોલતા અચકાવું તે. [**-ખાવાં**= બોલતા અચકાવું (બોતની પેઠે) ]

**ગળચવું** સ૦ક્રિ૦ ['ગળું' ઉપરથી] ગળા સુધી ઇચિવું, ખૂબ ખાવું [એક ઘરેણું

**ગળચવો** પુ૦ ['ગળું' ઉપરથી] પુરુષનું ગળાનું

**ગળચિયું** વિ૦ ['ગળું' ઉપરથી] ગળા સુધી આવે એટલું (૨) ન૦ જુઓ ગળચી (૩) ડૂબતા માણસનું ઉપરનીચે આવવું તે, ડૂબકા ખાવા તે [**ગળચિયાં ખાવાં**=ડૂબકા ખાવા ]

**ગળચી** સ્ત્રી૦ [ગળ (સં गल)=ગળું + ચુ (फा चेह लघुत्ववाचक પ્રત્યય)] ગળું, બોચી **-ચું** ન૦ ગળું (તિરસ્કારમા)

**ગળજીભી** સ્ત્રી૦ જુઓ ગલજીભી, એક વનસ્પતિ

**ગળણી** સ્ત્રી૦ ['ગળવું' ઉપરથી] ગાળવાનું છિદ્રાળુ સાધન [ગાળવાનો કપડાનો કકડો

**ગળણું** ન૦ ['ગળવુ' ઉપરથી] પાણી ઇત્યાદિ

**ગળતકોઢ** પુ૦ જુઓ ગલતકોઢ

**ગળતી** સ્ત્રી૦ [સં गलती] જેમાથી ટીપે ટીપે પાણી ગળ્યા કરે એવુ વાસણ, શિવલિંગ પર લટકાવાતુ તેવું વાસણ

**ગળથૂથી** સ્ત્રી૦ [જુઓ 'ગલથૂથી'] તરત જન્મેલા બાળકને આપવાનું ગોળ, ઘી તથા પાણીનું મિશ્રણ [**ગળથૂથીમાં મળવું**=છેક બાળપણથી મૂળથી મળવુ. **ગળથૂથીમાંથી**= છેક બાળપણથી, મૂળથી ]

**ગળધરી, ગળધાઈ, ગળધી** સ્ત્રી૦ [સં गल (ગળું)+दाह] પિત્તવિકારથી ગળું બળવું તે, અન્નનળીની બળતરા

**ગળપણ** ન૦['ગળ્યું' પરથી] ગળ્યો સ્વાદ (૨) ગોળ ખાંડ જેવી ગળી વસ્તુ [ગળબંધ

**ગળબંધ** પુ૦ [फा गलूबंद] ગળાનુ એક ઘરેણુ,

**ગળફો** પુ૦ ['ગળું' ઉપરથી] જે કફ મોમા આવતા થૂંકીએ છીએ તે, બળખો [**-આવવો, કાઢવો, નીકળવો, પડવો**] [પિચ

**ગળમાણુ** ન૦ ['ગળ્યું' ઉપરથી] એક વાની-ગળ્યું

**ગળવાઈ** સ્ત્રી૦ [સં गुल-'ગોળ' ઉપરથી] તૈયાર થયેલા ગોળના માટલાં રાખવાનુ ખળાવાડ જેવુ સ્થાન

**ગળવું** સ૦ ક્રિ૦ [સં गिल्] ગળામા ઉતારી જવુ (૨) ગાળવું, શુદ્ધ કરવુ (૩) અ૦ ક્રિ૦ [સં गल्] ઝમવુ (૪) ઓગળવુ (૫) ઢીલુ થવુ, પાકવુ (૬) અંદર ઊતરી જવુ, કળવું [**ગળતી ગોદડીએ**=ધીલે મોઢે, ઢીલે તોરણે. **ગળી જવું**=ગળામા ઉતારી દેવુ (૨) ગમ ખાઈ જવી (૨) ઊતરી કે ઓગળી જવું ] [તે

**ગળસૂણું** ન૦[ગળુ + સૂણવું] ગળુ સૂજી આવવું

**ગળસ્થળ** ન૦ [સં. गलस्थल] ગાલ

**ગળહૂતી** સ્ત્રી૦ જુઓ ગલહૂતી-ગળથૂથી

**ગળાદૂંપો** પુ૦ [ગળુ + દૂંપો] ગળુ દબાવી મારી નાખવુ તે [**-દેવો**=ગળુ દબાવી દેવુ]

**ગળાફાંસો** પુ૦ [ગળું + ફાંસો] ગળે ફાંસો ખાવો-દેવો તે [એવુ, ગળચિયું

**ગળાબૂડ** વિ૦ [ગળુ + બૂડ (બૂડવુ)] ગળુ બૂડે

**ગળામણ** ['ગાળવુ' ઉપરથી] ગાળવાની રીત કે મહેનતાણુ (સોનું રૂપુ ઇ૦) (૨) ગાળતા નીકળેલો કચરો **-ણી** સ્ત્રી૦ ગાળવાનુ મહેનતાણું

**ગળાવવું** સ૦ ક્રિ૦ 'ગળવુ', 'ગાળવુ'નું પ્રેરક

**ગળિયાગોટી** સ્ત્રી૦ છોકરાઓની એક રમત

**ગળિયારો** પું૦ [ગળી + કાર (સં)] ગળીથી કપડા સૂતર વગેરે રંગનારો

**ગળિયું** વિ૦ [સં गल् ઉપરથી] બેઠુ ઊઠે નહીં એવું (૨) [લા ] નિર્માલ્ય કે જક્કી

**ગળિયેલ** વિ૦['ગળી'ઉપરથી] ગળીના રંગનું, નીલું

**ગળિયો** પુ૦ કાટાનો ભારો (૨)['ગોળો ઉપરથી] માટીનો પિંડો (૩) અફીણની ગોળી

**ગળી** સ્ત્રી૦ [સર૦ म गुळी] એક વનસ્પતિ (૨) એના પાંદડામાથી કઢાતો નીલો રંગ (૩)[म ] અવાજ, સૂર, ગળુ [**-ખાવી**=અફીણ વગેરેના સટ્ટામા તેજી-મંદી ઉપર અમુક રકમ લેવાની એક પ્રકારની શરત મારવી **-કરવી, -નાંખવી** =ધોઈને કપડાને ગળીના રંગવાળુ કરવું ]

**ગળું** ન૦ [સં. गल] શરીરનું એક અંગ (૨) અવાજ, સૂર [**-આવવું**=ચોળિયા ઊપડવા **-કરવું**=છેતરવુ (૨) નાના બાળકનુ ગળુ પડ્યું હોય તે મટાડવા તેના ગળા ને માથાની અમુક નસો પકડી, ઝોલા ખવડાવવા **-કાપવું**= વિશ્વાસઘાત કરવો, દગો રમવો **-પકડવું**=

ગળચુ પકડવું (૨) [અમુક ખાવાથી] ગળા પર માઠી અસર થવી – ગળુ બેસી જવુ –પડવુ=ગળુ બેસી જવુ(૨)બાળકને ગરમીથી કે ગળુ મચકોડાવાથી થતો એક રોગ –બધાવુ=ગળુ રૂંધાવુ(૨) મુસીબત થવી –બેસી જવુ = અવાજ મંદ થવો, ગળુ અંદરથી ફૂલી જતા અવાજ બેસી જવો. ૦–રહે સવુ, –રે સવુ = જુઓ 'ગળુ કાપવુ' ગળા ઉપર છરી ફેરવવી=[લા ] વિશ્વાસઘાત કરવો, દગો રમવો ગળાના સમ ખાવા= જીવનાસોગન ખાવા. ગળામા જીભ ઘાલવી= બોલવુ અટકવુ ગળામા જોતરુ ઘાલવું, વળગાડવું = જંજાળમા નાખવુ, પીડા વળગાડવી (૨) પરણાવીને દુનિયાદારીની માથાકૂટમા નાખવું ગળા લગી, ગળા સુધી= મનમાન્યુ, પૂરેપૂરુ ગળે આવવુ=જીવ ઉપર આવી જવુ (૨) બાવરુ થઈ જવુ (૩) મુસીબત પડવી ગળે ગળુ મળી જવુ= તરસથી ગળુ સુકાઈ જવુ ગળે ઘાલવું= [કટાક્ષમાં] પોતાના ઉપયોગમા લેવુ ઉદા૦ "મારે શુ ગળે ઘાલવું છે ?" (૨) ગળે વળગાડવુ, જવાબદારી ઓઢાડવી ગળે છરી ફેરવવી=જુઓ 'ગળા ઉપર છરી ફેરવવી' ગળે ઝલાવું, (–ઝલાઈ જવુ)=મુશ્કેલ સ્થિતિમા મુકાવુ ગળે ટાટિયા આવવા, ગળે ટાંટિયા ભરાવા=મુશ્કેલ સ્થિતિમા મુકાવુ ગળે દોરી આવવી=ગૂંગળાઈ જવુ (૨) મહામુશ્કેલીમા આવી પડવુ. ગળેથી દોરી કાઢી નાખવી=માથેથી જોખમ ઉતારી નાખવુ ગળે નખ દેવો, ગળે નખ મારવો=ગળે ટૂંપો દેવો, ગૂંગળાવીને મારી નાખવુ ગળે નાખવુ=માથે નાખવુ,જવાબદારી ઓઢાડવી ગળે પડવું=આળ ચઢાવવુ, માથે નાખવુ (૨) કાલાવાલાની જબરદસ્તી કરવી ગળે પવિત્રાં આવવાં=જુઓ 'ગળે ટાટિયા આવવા' ગળે પાણી ન પડવા દેવુ= ત્રાસ ગુજારવો ગળે બાઝવું, વળગવુ= ગળે પડવુ (૨) ગળે ન ઊતરવુ (શોક આદિથી અન્ન આદિનુ ) ગળે વળગાડવું=જુઓ 'ગળે નાખવુ' ગળે હાથ મૂકવો=ગળાના સોગન ખાવા ] –બૂધ પુ૦ ગળાનુ એક ઘરેણુ –ટૂંપો પુ૦ગળાટૂંપો –પડુ વિ૦ પારકી વસ્તુ અથાવી પડનાર (૨) ખોટો આરોપ મૂકનાર ગળેચી સ્ત્રી૦ ઢોરનો એક રોગ

ગળો સ્ત્રી૦ [मं गुडूची, प्रा गलोई] એક વેલ

ગળો પુ૦ ટેવ, લત

ગળ્યુ વિ૦ [सं गुल्य] ગોળ સાકરના જેવા સ્વાદવાળુ, મીઠુ ૦મધ, ૦સાકર વિ૦ મધુ, સાકર જેવુ — બહુ ગળ્યુ

ગંગ સ્ત્રી૦ [प्रा , मं गंगा] (સ ) ગંગા નદી(૨) પુ૦ (સ ) એક હિંદી કવિ

ગંગચીલ ન૦ [गंग + चिल्ली (સ )] એક પક્ષી

ગંગમેના સ્ત્રી૦ એક પક્ષી [એક સગડી

ગંગરી સ્ત્રી૦ કાશ્મીરમા ઠંડીમાં ગળામા રાખવાની

ગંગા સ્ત્રી૦ [सं ] (સ ) હિંદુઓની પવિત્ર નદી, ભાગીરથી (૨) [લા ] ગંગાજળ [–કરવી= નાહવુ (બાળભાષા) –નાહવી=છૂટવુ, મુક્ત થવુ ( પાપમાંથી, તેમ જ (લા ) લપમાંથી, જવાબદારીમાંથી) ગંગાનો પ્રવાહ =(પવિત્ર ને પાવન કરનારી વસ્તુ માટે વપરાય છે) (૨) નિર્મળ તથા અસ્ખલિત (વાણીનો) પ્રવાહ ] ૦ગોળી સ્ત્રી૦ ગંગા જેવી પવિત્ર ગોળી ( જે ગોળીમાથી બોટેલે વાસણે જ કાઢીને પાણી પિવાય છે તેને એમ મશ્કરીમા કહે છે ) ૦છાપ વિ૦ વચમા મૂળ અને તળે ઉપર ટીકા છાપી હોય તેવુ (મુદ્રણ ) ૦જમની વિ૦ બે બાજુ જુદા જુદા રંગવાળુ (૨) જુદી જુદી ધાતુઓનું બનેલુ ૦જળ ન૦ ગંગા નદીનું પાણી જળિયુ વિ૦ ગંગાજળ જેવુ ૦જળી સ્ત્રી૦ ગંગાજળ રાખવાનું વાસણ (૨) તાબા કૂંડી જળુ વિ૦ ઘોડાની એક જાતનું ૦ધર પુ૦ (સ ) શિવ ૦પૂજન ન૦ ગંગાયાત્રા કરી ઘેર ગંગા લાવે ત્યારે કરાતો પૂજનવિધિ– વરો ૦વતરણ ન૦ [+ અવતરણ] ગંગાનો પૃથ્વી પર અવતાર થયો તે ૦સ્નાન ન૦ ગંગા નદીનું (પવિત્ર) સ્નાન ૦સ્વરૂપ વિ૦ પવિત્ર (વિધવાના નામ આગળ માનાર્થે વપરાતુ ગં. સ્વ વિશેષણ) –ગોદક ન૦ ગંગાજળ

ગંગે(-જે)ટી સ્ત્રી૦ એક ઝાડ, ગંજેટી, નાગબલા
ગંગેટું નં૦ ગંગેટીનું ફળ
ગંગેડું નં૦ એક ઝાડ [ખાવાનું પાન
ગંગેરી પાન નં૦ ['ગંગા' ઉપરથી] એક જાતનું
ગંગોત્રી સ્ત્રી૦ (સં) ગંગા નદીનું મૂળ—એક તીર્થ (૨) એક વનસ્પતિ
ગંગોદક નં૦ [સં] ગંગાજળ
ગંજ પું૦ [फा, सं] ઢગલો (૨) એક જાતની એકબીજામાં બેસતી વસ્તુઓની ઉતરડ [-મારવો=મોટો ઢગલો કરવો કે ખડકવો]
ગંજન નં૦ [સં] જુલમ (૨) ચડિયાતાપણું (૩) વિ૦ જુલમી (૪) ચડિયાતું [કરવો
ગંજવું સં૦ક્રિ૦ [જુઓ ગંજન] પીડવું, જુલમ
ગંજાવર વિ૦ [फा] ઘણું મોટું [છાલિયું
ગંજિયું નં૦ [જુઓ ગંજ] ગંજમાંનું એક પાત્ર,
ગંજી સ્ત્રી૦ [જુઓ ગંજ] ઘાસનો ઢગલો; ઓઘો ૦નો કૂતરો પું૦ ખાય નહી ને ખાવા દે નહીં એવો અદેખો માણસ ૦નો સાપ પું૦ છૂપો દુશ્મન
ગંજીફરાક નં૦ [ઇં फ्रॉक ઉપરથી] શરીરે ચપટ આવી રહે એવું ગૂંથેલું બદન
ગંજીફો પું૦ [फा] રમવાના પાનાનો જથો
ગંજેટી(-રી) વિ૦ ['ગાંજા' ઉપરથી] ભાગ-ગાંજાનો વ્યસની (૨) જુઓ ગંગેટી
ગંઠણ નં૦ જુઓ ગાંઠણ
ગંઠાઈ સ્ત્રી૦, -મણ નં૦ ['ગાંઠવું' ઉપરથી] ગાંઠવાનું મહેનતાણું (૨) ગાંઠવાની રીત અથવા કળા -મણી સ્ત્રી૦ ગાંઠવાનું મહેનતાણું
ગંઠાવવું સં૦ક્રિ૦ 'ગાંઠવું'નું પ્રેરકરૂપ
ગંઠાવું અ૦ક્રિ૦ 'ગાંઠવું'નું કર્મણિરૂપ (૨) [લા] વધતું અટકવું (ગંઠાઈ જવું)
ગંઠિયું વિ૦ [सं ग्रंथ (प्रा गंठ)=દૃઢ હોવું કે सं ग्रंथि પરથી જુઓ ગઠિયું] ઠગ, ધુતારુ (૨) ખીસાકાતરુ
ગંઠીછોડ(-ડો) પું૦ [सं. ग्रंथि. प्रा गंठि+છોડ (છોડવું)] ગાંઠે બાંધેલું છોડી લેનારો, ગઠિયો
ગંઠેર નં૦ એક વનસ્પતિ
ગંઠો પું૦ [सं ग्रंथि प्रा. गंठि] કોટે પહેરવાનું એક ગાંઠેલું ઘરેણું કંઠો (૨) દાબીને બાંધેલી ગાંસડી (૩) આઠ ફૂટની લંબાઈનું માપ (૪) ગાંઠિયો
ગંઠોડો પું૦ ['ગાંઠવું' ઉપરથી] સ્ત્રીના પગનું એક ઘરેણું (૨) હાથનું સોનાનું સાંકળું (૩) [સં. ग्रंथि=ગાંઠ ઉપરથી] એક વનસ્પતિનું મૂળ, ઓષધિ
ગંડ પું૦[सं]લમણો(૨)ગાલ(૩)ગાલ ને લમણા સહિત ચહેરાની એક બાજુ ૦માળ સ્ત્રી૦ કંઠમાળ ૦સ્થલ(-ળ) નં૦ (હાથીનો) લમણાનો ભાગ, કુંભસ્થળ (૨) ગાલ
ગંડક વિ૦[જુઓ ગાંડું] ઘેલું (૨)પું૦[सं]ગેંડો
ગંડકી સ્ત્રી૦ [सं] (સં.) પટણા પાસે ગંગાને મળતી હિમાલયની એક નદી
ગંડવો પું૦ ગાંડો આદમી(૨) ['ગાડ' ઉપરથી] ભડવો [ગાંડું
ગંડિયું, ગંડું વિ૦ ['ગાંડું' ઉપરથી] ગાંડિયું,
ગંડૂષ પું૦ [सं] કોગળો
ગંડેરી સ્ત્રી૦ [हिं गंडीरी]છોલેલી શેરડીના કકડા
ગંદકી સ્ત્રી૦[फा गदगी], -વાડ પું૦, સ્ત્રી૦, -વાડો પું૦ વાસ મારતો કચરોપૂંજો અથવા મળમૂત્ર (૨) અસ્વચ્છતા
ગંદું વિ૦[फा गंद]ગંદકીવાળું, મેલું. ૦ગોબરું વિ૦ ગંદું -દાઈ સ્ત્રી૦
ગંધ પું૦,સ્ત્રી૦[सं]સોડ,વાસ(૨)દુર્ગંધ(૩)સુગંધી પદાર્થ, ચંદન(૪)તિલક,ચાલ્લો(૫)[લા]મિથ્યાભિમાન(૬)અણગમો(૭) (જરા પણ)સહવાસ, નિકટતા ઉદા૦ 'મારે એની ગંધ ન જોઈએ' [-આવવી=દુર્ગંધ માલૂમ પડવી, નાકે મોઢાનું -મારવી=ગંધાવું, દુર્ગંધ કાઢવી.] ૦ગજ પું૦ સારામાં સારી જાતનો હાથી ૦ઘાણ સ્ત્રી૦ નઠારી વાસનું ચોપાસ ફેલાવું તે ૦દ્રવ્ય નં૦ સુગંધી પદાર્થ ૦પતંગ નં૦ એક પખી ૦પુષ્પ નં૦અ૦વ૦ ચંદન અને ફૂલ ૦માદન-ગિરિ પું૦ (સં)મેરુની પૂર્વે આવેલો સુગંધીદાર જંગલોવાળો એક પર્વત ૦વતી વિ૦ ગંધવાળી (૨) સ્ત્રી૦ પૃથ્વી (૩) મદિરા (૪) નવમાલિકા (૫) [સં] મત્સ્યગંધા (૬) વાયુની નગરી ૦વ(-વા)હ પું૦ વાયુ ૦સાર પું૦ સુગંધીવાળી વસ્તુ, અત્તર (૨) સુખડ

ગંધક પું૦ [सं] એક ખનિજ પદાર્થ -કામ્લ પું૦[+અમ્લ]તેનો અમ્લ-તેજાબ -કાયિત વિ૦ 'સલ્ફાઇટ' -કિત વિ૦ 'સલ્ફેટ'
ગંધના સ્ત્રી૦ એક વનસ્પતિ
ગંધબરેડો પું૦ (કા) પત્તો, ખરખબર
ગંધબિરોઝો પું૦ એક વનસ્પતિ, બેરજો
ગંધર્વ પું૦ [सं] સ્વર્ગનો ગવૈયો ૦નગર ન૦ ગંધર્વોની કાલ્પનિક નગરી(૨)[લા] મૃગજળ ૦લગ્ન ન૦, ૦વિવાહ પું૦ વિવાહનો એક પ્રકાર, જેમાં વરકન્યા પોતાની મેળે છાની રીતે પરણે છે ૦વેદ પું૦ સંગીત વિષે ચર્ચા કરતો એક ઉપવેદ, સંગીતશાસ્ત્ર
ગંધવા પું૦ [ગંધ+વા] સહવાસ, સોબત
ગંધાક્ષત [सं] પું૦ બ૦વ૦ ચંદન અને ચોખા
ગંધાણ ન૦ ['ગંધાવું' ઉપરથી]ગંધાતું હોય તે
ગંધાર પું૦ [सं] (સં) હિંદુસ્તાન અને ઈરાન વચ્ચે આવેલા દેશનું પ્રાચીન નામ (હાલનું કંદહાર)(૨)[प्रा गंधार] ગાંધાર - 'ग' સ્વર
ગંધાવું અ૦ક્રિ૦ [सं गंध, दे गंधिअ=ખરાબ ગંધવાળું] ગંધ-બદબો મારવી (૨) સેવાવું
ગંધીલું વિ૦ ['ગંધ' ઉપરથી] વાસ મારતું(૨) [લા] અદેખું (૩) કંકાસિયું (૪) અતિશય ચીકણા સ્વભાવનું
ગંધેલી સ્ત્રી૦ [सं गंध ઉપરથી] એક ફૂલઝાડ
ગંભીર વિ૦[सं] ઊંડું (૨) અહોભાવ ને માન ઉપજાવે તેવું, પ્રૌઢ (૩) પુખ્ત, ઠરેલ, વજનદાર (માણસ, વિચાર વગેરે) (૪) ધીર, સહનશીલ (સ્વભાવ) ૦તા, -રાઈ સ્ત્રી૦
ગંમત સ્ત્રી૦ જુઓ ગમ્મત
ગા સ્ત્રી૦ જુઓ ગાય
ગાઉ પું૦ [सं गव्यूत, प्रा गाउ] અંતરનું એક પરિમાણ (દોઢેક માઈલ)
ગાગર (૨,)સ્ત્રી૦[सं गर्गरी, दे गग्गरी] સાંકડા મોંનું પાણી ભરવાનું વાસણ, અમુક ઘાટનો ઘડો (૨)હળનો વચ્ચેનો જાડો ભાગ(ચ) ૦બેડિયું ન૦ બેત્રણ ગાગરોની ઉતરડ ૦ની માનતા સ્ત્રી૦ માતાને વધામણું દેવાની એક રીત -રિયો ભટ પું૦ માણભટ
ગાજ(-ઝ) પું૦, ન૦ જુઓ ગાઝ
ગાજ પું૦ [इ गॉज़] બોરિયું ઘાલવાનું નાકું(૨) સ્ત્રી૦ [જુઓ ગાજવું] ગર્જના
ગાજર પું૦,ન૦ [सं, दे गज्जर] એક વનસ્પતિ તથા તેનું કંદ -રિયું ન૦, -રિયો પું૦[લા] મોટું ઊભું ટીલું [-ખેંચવું, તાણવું= મોટું ઊભું ટીલું કરવું]
ગાજવીજ સ્ત્રી૦ [ગાજ+વીજ] વાદળાંની ગર્જના અને વીજળી
ગાજવું અ૦ક્રિ૦[सं गर्ज्, प्रा गज्ज]ગરજવું (૨) [લા] જાહેર થવું, નામના થવી
ગાજી,-ઝી [अ] વિ૦ ધર્મને માટે લડનાર કે મરનાર વીર ૦(-ઝી)મર્દ(-ર્દ) પું૦બહાદુર લડવૈયો - પહેલવાન
ગાઝ ન૦ [इ गॉज़] રેશમ, સૂતર કે તારની એક જાળીદાર કે પાતળા પોતની બનાવટ
ગાઝી,૦મર્દ(-ર્દ) [अ] જુઓ 'ગાજી'માં
ગાઠવું અ૦ક્રિ૦ [ગાઠું' પરથી ?] ઠગાવું, છેતરાવું
ગાઠિઓ પું૦ + ગઠિયો [પડેલું (૨) હારેલું
ગાઠું વિ૦ [सं घृष्ट, प्रा घट्ट] ઘસાયેલું, નબળું
ગાડર(-રુ) ન૦ [सं गड्डर, सर० दे गड्डरी = ઘેટી જુઓ ગડેરિયો] ઘેટું, મેંઢું -રિયું વિ૦ ગાડરને લગતું(૨)[લા]ગાડરની જેમ-આંધળી રીતે અનુસરતું, ગતાનુગતિક [ગાલ્લું
ગાડલી સ્ત્રી૦['ગાડી' ઉપરથી]ગાલ્લી, -લું ન૦
ગાડવું સ૦ક્રિ૦ [सं गर्त, प्रा गड्ड ઉપરથી, हिं गाड़ना] ખાડો કરીને દાટવું
ગાડવો પું૦ ['ઘડો' ઉપરથી] ઘડા જેવું વાસણ (ઘી-તેલ ભરવાનું)
ગાડી સ્ત્રી૦[प्रा दे गड्डी]એક વાહન(રેલ-ગાડી મોટર-ગાડી, ઘોડા-ગાડી ઇ૦) [ગાડી, વાડી ને લાડી=વાહન, ખેતર, ને સ્ત્રી ત્રણે- અર્થાત્ સર્વ વૈભવ(હોવા) ગાડી ઘોડો લેવો, ગાડી ઘોડે ફરવું=સારા સાધનવાળા હોવું -ચૂકવી=મોડા પડવાથી રેલગાડીમાં બેસી ન શકાવું ગાડીમાં ઘાલવું=વાહનમાં ઊંચકીને બેસાડવું કે મૂકવું (જેમ કે માંદું) -કરવી=ભાડાની ગાડી રોકવી ] ૦ત(-વાન, -વાળો) પું૦ ગાડી હાંકનાર ૦ભાડું ન૦ ગાડીનું ભાડું, વાહનખર્ચ

ગાડું ન૦[प्रा.दे गड्डुय]એક વાહન [–ગબડાવવું, ચલાવવું=વ્યવહાર ધીરજથી નભાવવો. –છોડવું=ગાડે જોડેલા બળદને ધૂસરીએથી છોડવા (૨) મુસાફરીમાં વિસામો ખાવો –જોડવું=ગાડે બળદ જોતરવા –ધપાવવું, હાંકવું=જુઓ ગાડું ગબડાવવું ગાડાના પૈડા જેવો=મોટો,ગોળ(રૂપિયો) ગાડાના અહા જેવું=ઘણુ મોટું, આગળ તરી આવતું (નાક) ગાડે ઘાલવું=(ચાલવાને અશક્ત હોવાથી) ગાડામા બેસાડવું ગાડે ચડીને=જુલ્મી રીતે – ઉઘાડે છોગ(૨)એકાએક, જલદી (મોત આવવું) ગાડે ચડીને ગ્રહણ જોવું=(ગ્રહણઘેલા છોકરાની મા વિષે બોલતા) આતુરતાપૂર્વક સૌથી પહેલા ગ્રહણ જોવું ગાડે જોડાવું, જોતરાવું=સાંસારિક વ્યવહારમા–જ જાળમા પડવુ] –ડાચીલો પુ૰ ગાડાનો ચીલો –ડામાર્ગ,–ડાવ(–વા)ટ સ્ત્રી૰ ગડાનો માર્ગ –ડાખેડુ પુ૰ ગાડુ ચલાવનારો,ગાડાનો હાંકેડુ ૦ગરીડું ન૦ગાડું અને એવુ બીજુ, ગાડુ વગેરે

ગાઢ(–ઢુ) વિ૰[सं]ઘટ્ટ,ઘાડુ(૨)અત્યંત ઘણુ (અજ્ઞાન અંધારુ) (૩) ભારે, ઘોર (નિદ્રા)

ગાણપત્ય પું૰[सं]ગણપતિનો પૂજક (૨)ન૰ ગણેશપૂજા (૩) સરદારી

ગાણિતિક વિ૰[सं] ગણિતને લગતું

ગાણુ ન૦ [सं गायन, प्रा गाण] ગાવુ તે (૨) ગાયન, ગીત

ગાત ન૰+, ૦ર (પ) જુઓ ગાત્ર

ગાતડી સ્ત્રી૰ [सं गात्र] વગર સીવેલુ કપડુ ઓઢીને ગળે વાળેલી ગાઠ

ગાતર ન૦બ૦વ૦ [सं गात्र] શરીરના અવયવ, સાંધા [–ઢીલા થઈ જવાં=(ઘડપણ કે થાક કે તેવા કારણે) શક્તિ ચાલી જવી]

ગાત્ર ન૰[सं.]શરીર(૨)શરીરનો અવયવ–ભાગ ૦ભંગ પુ૦ ગાતર ઢીલા થઈ જવા તે ૦શોષણ ન૰ ગાત્રો શોષાઈ–સુકાઈ જવા તે ૦સૌષ્ઠવ ન૦ ગાત્રોની સુંદરતા. ૦વર્ણ પુ૰ સંગીતમા એક અલંકાર

ગાથા સ્ત્રી૦[सं]કથા(૨)છંદબદ્ધ વાર્તા(૩)શ્લોક (ઉદા૰ બૌદ્ધ ગાથા) (૪) એક પ્રાકૃત ભાષા

ગાદલુ ન૰ [हिं म गद्देला] ખૂબ રૂથી ભરેલું ગોદડું –લી સ્ત્રી૰ નાની(આસન જેવી) ગાદી

ગાદી સ્ત્રી૦ [સર૰ हिं गद्दी, म ] બેસવાના માપનુ નાનું ગાદલું (૨) શેઠ કે મોટા માણસ કે મહંત ઇ૰નું આસન કે પદ (૩) રાજાનું તખ્ત, સિંહાસન [ગાદીએ આવવું કે બેસવું=રાજગાદી મળવી, રાજા થવું] ૦તકિયો પુ૰ ગાદી અને તકિયો (૨) [લા] આરામ અને સુખની સ્થિતિ ૦નશીન વિ૰ ગાદીએ આવેલુ, ગાદી પર બેઠેલુ ૦પતિ પું૰ રાજા (૨) ગાદીનો વારસ

ગાધ વિ૰[सं] છીછરુ, ઊંડું નહિ તેવુ, પાર કરી શકાય એવુ

ગાધિ(–ધી) પુ૰ [सं] (સ) વિશ્વામિત્રના પિતા ૦સુત પુ૰ (સં) વિશ્વામિત્ર

ગાન ન૦[सं] ગાવુ તે, ગાયન, ગીત ૦તાન ન૰ ગાવુ બજાવવુ તે (૨) [લા] ચેનબાજી

ગાપ(–બ)ચી સ્ત્રી૦,–ચું ન૦[જુઓ 'ગાબચી'] યુક્તિભેર કાઢી કે નીકળી જવું તે [–મારવી, મારવું=(કામકાજમાથી કે મંડળીમાથી) યુક્તિભેર છાનામાના નીકળી જવુ, છટકી જવુ]

ગાપ(–બ)ચુ ન૰ ડગળુ; દળદાર ટુકડો. [–નીકળી જવુ=ડગળુ અલગ પડવુ]

ગાફ(–ફે)લ વિ૰ [अ गाफ़िल] અસાવધ ૦પણું ન૰,–લાઈ સ્ત્રી૰ જુઓ ગાફેલી

ગાફેલ, –લાઈ જુઓ 'ગાફલ'મા –લિયત, ગાફેલી સ્ત્રી૰ ગાફલપણું, અસાવધાની

ગાબચી સ્ત્રી૦, –ચુ ન૦ [गेव (फा)+ चेह (फा)?] જુઓ ગાપચી [–મારવી (–વું)]

ગાબડ-ગૂબડ ન૦બ૦વ૰ નાનામોટાં પરચૂરણ ગાબડાં

ગાબડી [सं] [सं गर्भ?] કાણું (૨) નાનો ખાડો (ઉદા૰ ગાબડીદાર રૂપિયો) [–મારવી = જુઓ ગાપચી મારવી] –ડુ ન૦ બાકું; કાણુ (૨) ખાડો (૩) [લા] નુકસાન, ખોટ

ગાભ પુ૦[सं गर्भ]ગર્ભ (પશુની માદાનો). ૦ણ ન૦ જુઓ ચિરોડી (૨) વિ૰સ્ત્રી૰ ગાભણી. ૦ણી વિ૰સ્ત્રી૰ [सं गर्भिणी] ગર્ભવાળી

(પશુની માદા) [-ઘલોડી જેવી = ખૂબ સુસ્ત અને ભારેવાન (સ્ત્રી)]

**ગાભરુ** વિ૦ [સર૦ મ ઘાવરા] ગભરાયેલું

**ગાભલી** સ્ત્રી૦ સોનીનું એક ઓજાર

**ગાભલું** વિ૦ [મં गर्भ ઉપરથી] નરમ, પોચું (૨) ન૦ પીંજેલા રૂનો પોલ (૩) વાદળનો જથો

**ગાભાચૂથા** પુ૦બ૦વ૦[ગાભો + ચૂથા (ચૂથવું)] રદ્દી કાગળ કે કપડાંના ડૂચા – ગાભા

**ગાભો** પુ૦ [મં गर्भ, प्रा गब्भ] જેનાથી વસ્તુની અંદરનું પોલાણ પૂરવામાં આવે તે (૨) પાઘડીનું બોતાનું (૩) ઘરેણાની અંદરનો તાંબાપિત્તળનો સળિયો (૪) અંદરનો ગર-ગરભ (૫) રદ્દી કપડું – ડૂચો [**ગાભેગાભા કાઢી નાખવા** = સખત માર મારવો (૨) આટો કાઢી નાખવો **ગાભા નીકળી જવા** = સખત માર પડવો (૨) આટો નીકળી જવો]

**ગામ** ન૦ [સં ग्राम, प्रा] માણસના વસવાટનું સ્થળ (બહુધા શહેરથી નાના પાયા પરનું) (૨) વતન, રહેઠાણ [**-આડું કે ઘેલું કરવું** = રૂપ-ગુણથી ગામને વશ કરવું – મોહિત કરવું **ગામનું પાપ, ગામનો ઉતાર** = ગામનું સૌથી ખરાબ માણસ **ગામ માથે કરવું** = આખા ગામમાં શોધાશોધ કરવી **-રીતે દિવાળી** = સ્થળના રીતરિવાજ મુજબ ચાલવું **-હલાવી નાખવું કે મારવું** = આખા ગામને તળે ઉપર કરી દેવું – ઉશ્કેરવું **ગામે ગામના પાણી પીવા** = ખૂબ મુસાફરી કરી અનુભવી થવું **ગામમાં ઘર નહીં ને સીમમાં ખેતર નહીં** = કંઈ પણ સ્થાવર મિલકત વિનાનું – બેજવાબદાર માણસ **ગામ વચ્ચે રહેવું** = સૌની સાથે આબરૂભેર – લોકવ્યવહાર જાળવીને રહેવું] **૦ઈ** વિ૦ આખા ગામનું, –ને લગતું **૦ગરાસ** પુ૦ રાજાએ બક્ષિસ આપેલી જમીન (૨) ગામ કે જમીનની આવકરૂપી આજીવિકા (૩) ગામ કે ગરાસ, માલમિલકત **૦ગરાશિ(-સિ)યો** પુ૦ ગામગરાસવાળો **૦ઠાણું** ન૦ [+સ્થાન] જેની પર ગામ વસ્યું હોય તે જમીન કે સ્થળ **૦ઠી** વિ૦ [+સં स्थ] ગામડાનું, –ને લગતું (૨) [લા] ગ્રામ્ય, ગામડિયું **૦ડિયણ** સ્ત્રી૦ ગામડિયા સ્ત્રી **૦ડિયું** વિ૦ ગામડાનું, –ને લગતું (૨) [લા] તેવી રીતભાતનું, રોંચા જેવું, પ્રાકૃત **૦ડિયો** પુ૦ ગામડાનો પ્રાકૃત માણસ **૦ડું** ન૦ [प्रा गामड] નાનું ગામ **૦(-મો)તરુ** ન૦ [મં ग्रामान्तर] એક ગામ છોડી બીજે ગામ જવું – ગ્રામાંતર કરવું તે **૦દેવી, ૦દેવતા** સ્ત્રી૦ જુઓ ગ્રામદેવતા **૦લોક** પુ૦ બ૦વ૦ ગામની બધી વસ્તી – સમાજ **૦વખો** પુ૦ [+વખો (વિખૂટા પડવું)] ગામનો વિયોગ (૨) તેનું દુખ (૩) આખા ગામ સાથે લઢાઈટંટો **૦સ(-સા)રણી** સ્ત્રી૦ આખા ગામને જમાડવું તે ગામેરુ

**ગામાત** વિ ['ગામ' ઉપરથી] જુઓ ગામઈ

**ગામી** પુ૦ [સં ग्रामिक, प्रा गामिअ] ગામનો માલિક (૨) મુખી (૩) [दे कम्हिअ] માળી

**ગામી** વિ૦ [મં] (સમાસને અંતે) 'જતું, પહોંચતું' એવા અર્થમાં ઉદા૦ ક્ષેત્રગામી

**ગામેતી** પુ૦ [સં ग्रामपति] ગામનો મુખ્ય માણસ, મુખી (૨) [કા] ગામનો રખવાળ

**ગામેરુ** ન૦(ચ) આખા ગામને જમાડવું તે – મોટો વરો (૨) ગામ (અમદાવાદ જિલ્લામાં)

**ગામોટ** વિ૦ ['ગામ' ઉપરથી] ગામનું (૨) ગામડિયું (૩) પુ૦ ગામનો ગોર **-ટી** પુ૦ ગામોટ **-ટું** ન૦ ગામનું ગોરપદું

**ગામોતર** પુ૦ [સં ग्राम + उत्तर] ગામનો બહારવટિયો

**ગામોતરુ** ન૦ જુઓ ગામતરુ

**ગાય** સ્ત્રી૦ [સં गो, प्रा गाई] દૂધ દેતું એક ચોપગું [**-(ઘેર) બાંધવી** = ગાય પાળવી **-ના ભાઈ જેવું** = મૂર્ખ, આખલા જેવું **-પછવાડે વાછડું** = બાળકનું માની પછવાડે પછવાડે જ ચાલવું **-વહેલી વિયાવી** બીજા કરતાં પહેલું જમી લેવું **-વિનાનું વાછરડું** = અનાથ મા વિનાનું] **૦વ્રત** ન૦ ગાય પૂજવાનું કુમારિકાઓનું એક વ્રત

**ગાયક** પુ૦ [મં] ગાનારો, ગવૈયો **-કા** સ્ત્રી૦ [સં] ગાનારી, ગાયક સ્ત્રી

**ગાયકવાડ** પુ૦ (સં) વડોદરાના રાજાની અટક

કે તે રાજ -ડી વિ૦ ગાયકવાડને લગતુ કે તેના જેવુ
ગાયત્રી સ્ત્રી૦ [સં] એક વૈદિક છંદ (૨) એક વૈદિક મંત્ર ૦પુરશ્ચરણ નo [સં.] સવા લાખ ગાયત્રીનો વિધિપૂર્વક જપ
ગાયન નo [સં] ગાવુ તે (૨) ગાવાની ચીજ ૦વાદન નo ગાવુ બજાવવુ તે ૦શાસ્ત્ર નo સંગીતશાસ્ત્ર
ગાયબ વિ૦ [अ ग़ाइब] ગેબ, અલોપ
ગાયબગલું નo [हिं गायबगला] એક પક્ષી (પ્રાય ઢોર પાસે રહી તેના જીવડા ખાય છે)
ગાયમ પુ૦વહાણના પાછલા ભાગનો એક થાભલો
ગાયિકા સ્ત્રી૦ [સં] ગવૈયણ
ગાર (ર,) સ્ત્રી૦ લીંપવા માટે બનાવેલો છાણ-માટીનો ગારો [(ઠડુગાર)
ગાર વિ૦ [म] (પ્રાય 'ઠડુ' સાથે) ઘણુ ઠડું
-ગાર વિ૦ [फ़ा, સર૦ प्रा गार, सं कार] 'કરનાર' એવા અર્થનો તદ્ધિત - નામને લાગતો પ્રત્યય (ઉદા૦ મદદગાર)
ગારત(-દ) વિ૦ [अ.] જેર, મૃત્યુવશ
ગારદી પુ૦ [इ गार्ड, સર૦ म, हिं गारद] ગાર્ડ, પહેરેગીર ચોકીદાર
ગારવો પુ૦ [सं गौरव, प्रा गारव = અભિમાન, મહત્તા] + ગર્વ
ગારા પુ૦ એક રાગ
ગારાળુ વિ૦ ['ગારો' ઉપરથી] ગારાવાળુ
ગારિયું નo ['ગાર' ઉપરથી] ગૂદીને ગાર કરવા છાણમાટીનો કરેલો ગોળો (૨) રાંધેલુ અન્ન ઢાકવાનુ ટોપલા જેવુ માટીનું ઠામ
ગારિયો પુ૦ [ગારો પરથી] ગારો વહેનારો મજૂર
ગારુડતંત્ર નo [સં] મદારીની તંત્રવિદ્યા
ગારુડી પુ૦ [सं गारुडिक] મદારી (૨) સાપનો મંત્ર જાણનાર (૩) જાદુગર ૦વિદ્યા સ્ત્રી૦ ગારુડીની વિદ્યા
ગારો પુ૦ [हिं गारा] કાદવ, કીચડ (૨) ચણતરમા વાપરવા કરેલી તૈયાર માટી (૩) કેલ
ગાર્ગી સ્ત્રી૦ [સં] (સ) ઉપનિષદોમા પ્રસિદ્ધ એવી બ્રહ્મવાદિની સ્ત્રી [પટી
ગાર્ટર નo [ઇં] મોજા પર બાધવાની (રબ્બરની)
ગાર્ડ પુ૦ [ઇં] (લશ્કરી) પહેરેગીર, રક્ષક (૨) આગગાડીને સભાળીને હંકાવી જનાર
ગાર્ડી પુ૦ [पो.] જુઓ ગારદી (૨) એક પારસી અટક
ગાર્હપત્ય પુ૦ [સં] (સ) હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગૃહસ્થે રાખવાના ત્રણ અગ્નિમાનો એક (૨) નo જુઓ ગૃહસ્થી
ગાર્હમેધ પુ૦ [સં] ગૃહસ્થે રોજ કરવાના પાચ મહાયજ્ઞો [ગાર્હમેધ
ગાર્હસ્થ્ય નo [સં] ગૃહસ્થાશ્રમ (૨) જુઓ
ગાલ પુ૦ માણસના મોની બે બાજુનો ભાગ [-ઉપર ગાલ ચઢવા = ગાલ બહુ જાડા થવા] ૦પચોરિ(-ળિ)યાં નo બ૦ વ૦ કાકડા કે ચોરિયા ફૂલવા તે ૦ફાડિયુ નo એક જાતની દળદાર પૂરી ૦મશૂ(-સૂ)રિયુ નo [+ सं. मसूरक = ઓસીકુ] ગાલ તળે રાખવાનુ મશરૂનુ કે કોઈપણ નાનુ ગોળ ઓશીકુ ૦માર વિ૦ બડાઈખોર, ગપાટા હાકનારુ
ગાલાવેલું વિ૦ (કા) અર્ધું ગાડુ, દાધારંગુ
ગાલિ સ્ત્રી૦ [સં] ગાળ ૦પ્રદાન નo ગાળ આપવી - ભાડવી તે
ગાલીચો પુ૦[फ़ा] ઊનનુ એક જાતનુ પાથરણુ
ગાલોઠું નo ['ગાલ' ઉપરથી] ગલોઠુ, ગાલનો અદરનો ભાગ, ગલોફુ
ગાલ્લી સ્ત્રી૦ [જુઓ ગાડલી] નાનુ ગાલ્લુ (ભારનુ કે વાહનનુ) (૨) એક પરિમાણ, ત્રીસ મણનું માપ -લ્લુ નo ગાડુ
ગાવડકું નo થૂવરનુ પાદડુ
ગાવડી સ્ત્રી૦[सं गो, प्रा गावी, સર૦ फ़ा गाव; म. गावडी] ગાય ['ટૉપ માસ્ટ'
ગાવડોલ પુ૦ ['ડોલ' ઉપરથી]મુખ્ય કૂવાસ્થંભ;
ગાવદી વિ૦ [સર૦ म, हिं] ગોળુ, ગડુ (૨) અણસમજુ, મૂર્ખ (૩) જગલી
ગાવલી સ્ત્રી૦[हिं]દલાલી કમિશન [-કાઢવી = દલાલી કાઢવી -કાઢી જવું = ગાળિયુ કાઢી જવુ કામ કે જોખમમાથી છટકી જવુ]
ગાવલુ (કાદવુ) નo ગાવલી કાઢી જવુ, માથે આવેલા કામમાથી છટકવુ તે
ગાવી પુ૦[हिं, म]ગાવડોલ ઉપર ચડાવેલો સઢ

ગાવુ સ૦ક્રિ૦ [सं गै, प्रा गा] સુરેલ અવાજ કાઢવો,સગીતમા બોલવુ(ગીત વગેરે)(૨)[લા ] વખાણ કરવા (૩) એકની એક વાત વારવાર કહેવી [ગાયા કરવુ = (એકની એક વાત) વારવાર કહ્યા કરવી ગાયુ ગાવુ = ગાયા પ્રમાણે ગાવું (૨) આધળુ અનુકરણ કરવુ, હાજી હા કરવી]

ગાશા, –શિયો [अ] પુ૦ ઘોડાની પીઠ ઉપર નાખવાની ડળી, ઘાસિયો, ગાશિયો

•ગુ હાળવો [म गुडाळणॆं] = ઉચાળા ભરવા, ભાણાં પોટલા બાધવા, નાસવુ

ગાસ(–હ) પુ૦ ['ઘાસવુ' ઉપરથી ?] ઘાણીની આસપાસનો બળદ નીચે વટાયેલો કચરો(૨) તુવેર, મગ ઇત્યાદિનાં ઝીણા છોડા

ગાળ પુ૦ ['ગાળવુ' ઉપરથી] ગાળતાં નીકળેલો કચરો (૨) સ્રી૦ [सं गालि] અપશબ્દ [–ખાવી = ગાળ સાભળવી –આપવી, ચોપડવી, ચોપડાવવી, દેવી, ભાંડવી, બોલવી, સભળાવવી = અપશબ્દ કહેવા -ગાળે ચડવું = ગાળ ભાંડયા કરવી ]–ળ ગાળા (–ળી), –ળાગાળી સ્રી૦ પરસ્પર ગાળો દેવી તે [–ઉપર આવવુ કે ચડવું = સામસામી ગાળો દેવા માડવી ]

ગાળવુ સ૦ક્રિ૦ [सं गालय्, प्रा गाल] કચરો કાઢી શુદ્ધ કરવુ (કૂવો, પાણી ઇ૦) (૨) આચ દઈ ઓગાળવુ(ધાતુ ઇ૦)(૩)શોધવુ,ઓછુ કરવું (૪) વિતાવવુ, પસાર કરવુ

ગાળિયુ' ન૦ [જુઓ ગાળો] ઢોરને બાધવાનું ગાળાવાળુ' દોરડુ (૨) [લા ] કામનો બોજો, જવાબદારી (૩) ગળણી (૪) જુઓ ગાળ ૧

ગાળી સ્રી૦ [જુઓ ગાલિ] ગાળ (૨) [ગાળો પરથી] પર્વતો વચ્ચેનો સાંકડો માર્ગ, ખીણ

ગાળો પુ૦ [જુઓ ગળુ] સરકાવી જવાય એવુ નાકુ, ફાસો (૨) અમુક સમય (૩) મોસમ ઉદા૦ દેરીગાળો (૪) ઘરનો વિભાગ, ખડ (૫) બે સ્થળ કે કાળ વચ્ચેનું અતર (૬) પહોળાઈ, પનો(૭) અમુક જગા,પ્રદેશ,(૮)ઢળણુ ઓરવાનુ વટીનું મો (૯) બગડીનો ખ્યાસ (૧૦) શરીરનો બાંધો (૧૧)[સર૦ म गाळा]મોટી ગાળી,ખીણ(૧૨) ['ગાળવુ' ઉપરથી] ફેર, વટાવ (૧૩) પેટમા ગળાઈને જામેલો મળ(૧૪)[સર૦ म गाळॊ] સ્રીને પહેરવાનું એક જાતનું વસ્ત્ર (ગળણા જેવુ બારીક ?) [ગાળા નરમ થઈ જવા = હાજા ગગડી જવા ગાળો ગળી જવો = શરીર ઊતરી જવુ, પાતળુ થઈ જવુ –કરવો = દોરડાનો ફાસો કરવો –કાઢવો = ઘટીના ગાળામા છેવટે રહેલા વગર દળાયેલા દાણા ટળી કાઢવા –કાઢી નાખવો = ભાવફેર મટાડી દેવો –કાઢી લેવો = વટાવ કાઢવો –થવો = પેટમાં મળનો ભરાવો થવો –પડવો =(વચમાં) સમયનું અતર પડવુ –પાડવો = સમયનો વખલ્લો પાડવો (૨) દોરડાનો ફાંસો કરવો –રાખવો = વટાવ રાખવો (૨) વચ્ચે અતર રાખવુ –વાળવો = દોરડાનો ફાસો કરવો ]

ગાગડી (૦) સ્રી૦ જુઓ 'ગાંગડો'મા

ગાગડુ (૦) વિ૦ [सं काक्कुडुक प्रा ककडुअ] ન પલળે અને ન બફાય એવુ (૨)પુ૦ પલાળવા કે બાફવા છતા નરમ ન થાય એવો દાણો [–રહેવુ = બફાતા મૂકેલા દાણાનું કાચુ રહેવુ (૨)નહિ સુધરવુ(૩)બેઉ પક્ષમા અપ્રિય થવુ]

ગાગડો (૦)પુ૦ [જુઓ કાકરો] વસ્તુનો બાઝી ગયેલો નક્કર કકડો – કાકરો (૨) નહિ ફાટેલુ કપાસનુ છોડવુ –ડી સ્રી૦ નાનો ગાગડો

ગાગરવુ (૦) સ૦ક્રિ૦ [રવ૦, સર૦ म गारणॆं] બરાડવુ (ઊ ટનુ)

ગાંગલુ (૦) વિ૦ [રવ૦] કાગલુ, નકામુ(૨)ન૦ ગણગણાટ (૩) આનાકાની (૪) બડબડવુ – ફરિયાદ કરવી તે

ગાગાંતલ્લાં (૦) ન૦ બ૦ વ૦ [રવ૦] જુઓ ગલ્લાતલ્લાં [રાક

ગાંગુ (૦) વિ૦ [જુઓ ગાગલુ] કાગુ, નમાલુ,

ગાગેય પુ૦ [सं] (સ ) ગગાના પુત્ર – ભીષ્મ

ગાંગેરિયુ ન૦ એક પક્ષી [આમલીનુ બીજ

ગાગેરૂક ન૦ [સર૦ हिं गागेरुक] ગોરખ

ગાગો (૦) પુ૦ [गगडाम ?] ઘેરઘેર ફરીને તેલ દિવેલ ઇ૦ વેચનારો (૨) ગરીબ – રાંક માણસ

ગાગ્ય વિ૦ [सं] ગગાને લગતુ

ગાંછો (૦) પુ૦ [સર૦ हिं गाँछना = ગૂથવુ]

વાસફોડો, વાસની ચીપટોનાં ટોપલા-ટોપલી ગૂથનારો

**ગાંજવું** (૦) સ૦ક્રિ૦ [सं गंजित, प्रा. गजिअ = ગાજ્યો સર૦ म गाजणें] છેતરવુ, ફોસલાવવુ (૨) હરાવવુ [ગાંજ્યું જવુ = છેતરાવુ (૨) શેહમા દબાવુ ] ['ગાજો'મા

**ગાંજા-કસુ**, ૦ખોર(-રિયુ) (૦) જુઓ

**ગાંજિ(-જી,-ડિ,-ડી)વધન્વા**, **ગાંજિ(-જી,-ડિ,-ડી)વપાણિ** પુ૦ [सं गाडीव धन्वा, -पाणि] (સ) અર્જુન

**ગાંજો** (૦) પુ૦ [सं प्रा गज्ज] એક છોડ અથવા તેની કળી (તેને ચલમમા પીવાથી નશો ચડે છે) -જાકસુ, -જાખોર(-રિયુ) વિ૦ ગજેરી ['એનો ગાજો નાનો છે'

**ગાંજો** (૦) પુ૦ [મર૦ म] બાધો, કદ ઉદા૦

**ગાંઠ** (૦ઠ,) સ્ત્રી૦ [सं ग्रथि, प्रा गठि] આટીવાળો બધ, ગ્રથિ (૨) ઝાડને જ્યાથી ડાળા ફૂટે છે તે ભગ (૩) લાકડામાનો ભમરાવાળો ગઠાઈ ગયેલો ભાગ (૪) મૂળનો ગઠ્ઠા જેવો ભાગ (જેને વાવવાથી ફણગો ફૂટે છે) (૫) શરીરમા લોહી ગઠાઈ જઈ બાઝેલી ગોળી (૬) એક રોગ, પ્લેગની ગાઠ (૭) [લા] અટસ, કીનો (૮) સપ [-ઓગળી જવી = ગાઠ શરીરમા ને શરીરમા સમાઈ જવી -કરવી = છાના પૈસા સઘરવા (૨) સપ કરવો (૩) અદાવત ઊભી કરવી -થવી = ગાઠ નીકળવી, પ્લેગ થવો (૨) દોસ્તી થવી (૩) સપ થવો. -ઘાલવી = લોહી બધાઈ જવુ (૨) વેળ ઘાલવી (૩) કોઈ ભાગ સૂજી આવવો -નીકળવી = પ્લેગ થવો ગાંઠનુ ઉમેરવું = મીઠુ મરચુ ભભરાવીને-પોતા તરફથી વધારીને વાત કહેવી ગાંઠનું ગોપીચદન કરવું કે ઘસવું = પોતાનુ નાણું ખચી પોતાના જ ગેરફાયદાનુ કામ કરવુ -પડવી = આટીવાળો બધ પડવો (દોર-દોરીમા) (૨) ગંઠાઈ જવુ (૩) મૈત્રી બધાવી (૪) વેર બધાવુ -પાડવી = ગાઠ મારવી -બાંધવી = ગાઠ મારવી (૨) નિશ્ચય કરવો (૩) સ્મરણમા રાખવુ (૪) અટસ રાખવો (૫) છાનુમાનુ ધન સઘરવું -બેસી જવી = ગાઠ ઓગળી-બેસી જવી -વાળવી = ગાઠ બાધવી ગાંઠે કરવું = જુઓ ગાઠ -કરવી ગાંઠે બાંધવું = પોતાની પાસે કબજામા લેવુ, પોતાનુ કરવુ.] ૦(-ઠો)ગળફો પું૦ ગાઠ કે રૂનો ફોદો (સૂતરના તારમાનો) (૨) ખટકો, સંશય ૦ડી સ્ત્રી૦ ગાસડી (૨) ધન, સંપત્તિ ૦ડો પુ૦ મોટી ગાઠડી. ગાસડો ૦ણુ ન૦ સાંધો (૨) બે તારને જોડતી ગાઠ (૩) ગાઠવાના દોરા (૪) ગાઠવાની ઢબ-કળા ૦દાર,-ઠાળું, -ઠિયું વિ૦ ગાઠવાળુ ૦નું વિ૦ ખાસ પોતાનુ, પદરનુ -ઠે (ઠે,) અ૦ પાસે, કબજામા

**ગાંઠવું** (૦) સ૦ક્રિ૦ [सं ग्रथ्, प्रा गठ] મણકા કે એવી વેહવાળી વસ્તુને દોરામા પરોવી ગાઠ વાળી એકબીજા સાથે ગૂથવુ (૨) દોરી, તાર વગેરેને એકબીજા સાથે ગાઠ વાળીને બાધવું (૩) તાબે રહી હુકમ માનવો, બદવુ (૪) ગાઠે કરવુ, મેળવવુ

**ગાંઠાળુ**, **ગાઠિયું** વિ૦ જુઓ 'ગાઠ'મા

**ગાઠિયો** (૦) પુ૦ ['ગાઠ' ઉપરથી] સૂકવેલી હળદરનો કાકરો (૨) ચણાના લોટની એક તળેલી વાની (૩) મોટી ગાઠ (૪) વિ૦ ગાઠ સાથે સબધવાળું જેમ કે ગાઠિયો તાવ પુ૦ ગાઠ નીકળીને આવતો તાવ ૦વા પુ૦ જેમા શરીરમા ગાઠો બાઝી જાય છે એવો વા-એક રોગ

**ગાંઠી** (૦) સ્ત્રી૦ [सं कण्ठिका] એક ઘરેણુ

**ગાંઠે** (૦ઠે,) અ૦ જુઓ ગાઠ'મા

**ગાઠો** (૦) પુ૦ ['ગાઠ' પરથી] મોટી ગાઠ, પેરાઈ આગળનો ભાગ ૦ગળફો પુ૦ જુઓ 'ગાઠ'મા

**ગાંડ** (૦ડ,) સ્ત્રી૦ [दे खडी = નાનુ અપદ્વાર म, हिं] (અશિષ્ટ પ્રયોગ) ગુદા (૨) કશાયની બેસણી-બૂધુ [-ગોઠવવી = આરામથી બેસવુ -તળે રેલો હોવો = પોતાની જાત સડોવાયેલી હોવી, પોતાને પણ લાગુ પડતુ હોવુ -ના ત્રેહ લગી = ઉપરથી નીચે સુધી, પૂરેપૂરુ. -બળવી = માઠુ લાગવુ -માં પેસવું કે ભરાવું = (તિરસ્કારમા) બીજાની ખુશામત કરવી -માં છાણુ હોવું = તાકાત હોવી, સામર્થ્ય હોવુ -વગરનું ઢોળવું,

-વિનાનો ગોળો=કશા નક્કી નિર્ણય વગરનું માણસ, ઝટ ઝટ વિચાર કે પક્ષ બદલે તેવુ -વધારવી=આળસુ પડી રહી જાત વધાર્યા કરવી ગાંડે મરચા લાગવા=ખોટુ લાગવુ ગાંડે ભમરો હોવો=ઠરીને એક ઠેકાણે સ્થિર ન રહે એવો સ્વભાવ હોવો ] ૦ગમચા ન૦ બ૦વ૦ [+अ गम्जह्] ચામોદિયાં, મરડાટ, આનાકાની ૦ગુલામી સ્ત્રી૦ હલકા પ્રકારની ખુશામત

ગાંડછા (૦) સ્ત્રી૦, -પણુ ન૦, ગાંડાઈ સ્ત્રી૦ ['ગાડુ' ઉપરથી] ગાડાપણુ [ગાંડપણુ કાઢવુ=ઘેલછા કરવી, મૂરખાઈ બતાવવી ]

ગાંડિયુ (૦) વિ૦ ગાડુ; ગાંડા જેવુ

ગાંડિ(-ડી)વ ન૦ [સં] (સ ) અર્જુનનું ધનુષ્ય (૨)[લા ]કોઈ પણ ધનુષ્ય ૦ધન્વા,૦પાણિ પુ૦ (સ ) અર્જુન

ગાંડી (૦) સ્ત્રી૦['ગાડુ'નું સ્ત્રી૦]બાજીમા અવળી ચાલે ચાલતી કૂટી [-કાઢવી]

ગાંડુ (૦) વિ૦ [हिं गड्ड, गाड्ड] ઘેલુ, અણસમજુ, નાદાન, મગજનુ ચસકેલુ (૨) ન૦ ગાંડુ કામ કે વર્તન (૩) બાજીમા અવળી ચાલે કૂટી ચારવાનુ રમવુ તે ૦ઘેલુ વિ૦ ગાંડુ ૦તૂર [+आतुर (સં )] છેક ગાંડુ [ગાંડાં કાઢવાં=ગાંડાની માફક વર્તવુ ગાંડુ ગાંડુ થઈ જવુ=ખુબ ખુશાલીમા આવી જવુ ગાંડુ કાઢવુ=ગાડુ વર્તન કરવુ (૨) બાજીમા અવળી ચાલે કૂટી ચારવાનુ રમવુ ]

ગાદરુ (૦) ન૦, -રો પુ૦ [સં ग्रामद्वार? ग्रामोत्तर=ગામનો બાહ્ય ભાગ] ગોદરુ, ગામના ઢોર ઊભા રહેવાની ભાગોળ પાસેની જગા (૨) ગામની ભાગોળ

ગાદળુ (૦) ન૦(કા )ડગળુ (૨) કોઈ વસ્તુનો વચ્ચે સરખો ને જાડો ભાગ (૩) છૂટુ પડેલુ ડગળુ (ખડક કે ભેખડનું)

ગાંધર્વ વિ૦ [સં ] ગન્ધર્વોને લગતું (૨) પુ૦, ૦નગર ન૦,૦લગ્ન ન૦,૦વિવાહ પુ૦ જુઓ 'ગન્ધર્વ'માં. -ર્વી સ્ત્રી૦ ગાંધર્વ સ્ત્રી (૨) વિ૦ ગંધર્વનું,-ને લગતુ

ગાંધાર પુ૦[સં ]સગીતના સાત સ્વરમાંનો એક -'ગ' (૨)(સ ) જુઓ ગધાર -રી સ્ત્રી૦(મ ) ગાંધાર દેશના રાજાની પુત્રી – ધૃતરાષ્ટ્રની પત્ની

ગાંધી (૦) પુ૦ [सं गान्धिक] કરિયાણુ વગેરે વેચનારો વેપારી (૨) એક અટક [ગાંધીનો ગાંધી ને પોદીનો પોદી=ગોઠનો શેઠ ને નોકરનો નોકર, એક પથ દો કાજ ] -ધિયાટુ (-ણુ ) ન૦જુઓ ગાંધીવટુ (૨)[લા ]મેળમેળ, ગૂચવાડો ૦ટોપી સ્ત્રી૦ ખાદીની સફેદ લાંબી ટોપી ૦વટુ ન૦,૦વટો પુ૦ ગાંધીનો ધધો (૨) [લા ] બધી બાબતોનું થોડુ થોડુ જ્ઞાન હોવુ તે

ગાંધીવાદ પુ૦ સત્ય અને અહિંસાના પાયા પર આખી સમાજવ્યવસ્થા તથા માનવજીવનની ગાંધીજીએ બતાવેલી દૃષ્ટિ કે ફિલસૂફી -દી વિ૦ (૨) પુ૦

ગાંનુ (૦) ન૦(ચ )(ગોગવી) ગઠાઈ ગયેલો તુવેરનો [દાણો

ગાંભીર્ય ન૦ [સં ] ગભીરતા

ગાયજો (ગા'૦) પુ૦ [दे गञ्झओ] વાળદ (૨) [લા ]ઠચાક માણસ -જણ,-જી સ્ત્રી૦વાળદણ

ગાંસડી (૦) સ્ત્રી૦ [ જુઓ ગાંઠડી ] અનેક વસ્તુ એકઠી બાંધી કરેલો બોજો, પોટલી -ડો પુ૦ મોટી ગાસડી, પોટલો [ગાંસડા પોટલા બાધવાં=ઉચાળા ભરવા, ઘરવખરી લઈકરીને ચાલી જવુ ]

ગિગલાવવુ સ૦ ક્રિ૦ 'ગીગલાવુ'નું પ્રેરક

ગિટકીડી સ્ત્રી૦ [રવ૦ ? हिं गिटकिरी, म गिटकडी] સ્વરોને જલદી જલદી ઉચ્ચારાતાં ઊપજતો અલકાર [ઘિટાનુ બચ્ચુ

ગિદરડુ ન૦[दे गड्डुरी, मं गड्डुर પરથી ?] (કા )

ગિદ્ધ વિ૦ [सं गृद्ध, प्रा गिद्ध=લુબ્ધ] સુસ્ત, ભારે (ઘણુ ખાધાથી) (૨) ન૦ [हिं गीदड] શિયાળ [હાજરી લેવી તે

ગિનતી સ્ત્રી૦ [हिं , प्रा गिण=ગણવુ] ગણતરી,

ગિની સ્ત્રી૦ [ઇં ] જુઓ ગીની

ગિન્નાવુ અ૦ ક્રિ૦ ['ગિન્ની' ઉપરથી] (પત ગનું) એક બાજુ નમતુ – કતગતુ રહેવુ(૨) રિસાવુ

ગિન્ની સ્ત્રી૦ [हिं ] ચક્કર ખાવુ – ખવરાવવુ તે

ગિબાવવુ સ૦ ક્રિ૦ 'ગીબવુ'નુ પ્રેરક

ગિબાવુ અ૦ક્રિ૦ 'ગીબવુ'નુ કર્મણિ

ગિર(-રિ)જા સ્ત્રી૦ (સ ) પાર્વતી

ગિરજા, ૦ઘર ન૦ [पो. इंग्रिजिया] ખ્રિસ્તી દેવળ, 'ચર્ચ'

ગિરદી સ્ત્રી૦ [फा.] ભીડ [બલિહારી

ગિરદેશી સ્ત્રી૦ [फा गर्दिश] ફેરફાર, ક્રાંતિ (૨)

ગિરદો પુ૦[फा गर्द]નીચે ઠરેલો કે ગ્હેલો કચરો

ગિર(-રિ)ધર, ગિર(-રિ)ધારી [સ ગિરિ + ધર, ધારી] (સ ) શ્રીકૃષ્ણ

ગિરનાર પુ૦ (સં ) કાઠિયાવાડનો એક પર્વત. -રો પુ૦ ગિરનાર પાસે મૂળ રહેતી બ્રાહ્મણની એક જાતનો આદમી

ગિરફતાર વિ૦ [फा. गिरिफ्तार] પકડાયેલું (૨) તલ્લીન -રી સ્ત્રી૦ કેદ પકડાવું તે, બંધન(૨) તલ્લીનતા

ગિરમીટ સ્ત્રી૦ [इं एग्रीमेन्ट] હિંદ બહાર સંસ્થાનોમાં મજૂરી માટે લઈ જવાતા મજૂરો પાસે કરાવી લેવાતું કરારપત્ર. -ટિયું વિ૦ ગિરમીટનું-ને લગતું -ટિયો પુ૦ ગિરમીટથી બંધાયેલો મજૂર [ઓજાર, સારડી

ગિરમીટ ન૦ [इं गिम्लेट] છેદ પાડવાનું એક

ગિરવાવવું સ૦ક્રિ૦ 'ગીરવવું'નું પ્રેરક

ગિરવી, ૦દાર [फा.] જુઓ 'ગીરવી'

ગિરા સ્ત્રી૦ [सं] વાણી (૨) ભાષા

ગિરિ પુ૦ [सं.] પર્વત. ૦કંદર(-રા) સ્ત્રી૦ પર્વતની ગુફા ૦જા સ્ત્રી૦ (સ ) પાર્વતી. ૦જાપતિ, ૦જાવર પું૦(સ.)મહાદેવ ૦જાસુત પુ૦ (સ ) ગણેશ ૦તનયા સ્ત્રી૦ (સ ) પાર્વતી ૦દુર્ગ પુ૦ પહાડ ઉપરનો કિલ્લો. ૦ધર, ૦ધારી પુ૦ (સ )ગિરધર કૃષ્ણ ૦વ્રજ ન૦ (સં ) મગધદેશનું રાજનગર. -રીશ પુ૦ (સ ) [+ ઈશ] મહાદેવ (૨) હિમાલય

ગિરેબાજ ન૦ [फा] એક જાતનું કબૂતર

ગિરેબાન પું૦ [फा] ગલપટો

ગિરો અ૦ (૨) પું૦ [फा] જુઓ ગીરો

ગિલતાન પુ૦ મોભ વગેરેને ત્રિશૂલાકાર ટેકો મૂકવામાં આવે છે તે (૨) ફડેતાલ જડતા માદળીમાં પાટડી ઉપર મુકાતી બીજી બે ચીતરેલી પાટડીઓમાની પહેલી

ગિલા(-લ્લા)ખોર વિ૦[फा ]ચાડિયું નિંદાખોર

ગિલ્લી સ્ત્રી૦ [સર૦ हिं , म] મોઈ(૨)ગડગૂમડ કે બીજા દરદને લીધે આવતો સોજો, વેળ ૦દંડા પું૦ મોઈ ને દંડો કે તેની રમત

ગિલ્લેમાર ન૦ એક પક્ષી

ગિલ્લો પું૦ [फा गिलह] આળ, આક્ષેપ; નિંદા [ગિલ્લા ઉડાવવા, -કરવા, -ગણવા = ખોટી વાત ઉડાવવી, નિંદા કરવી ]-લ્લાખોર વિ૦ જુઓ ગિલાખોર

ગિસ્ત વિ૦ [फा जिश्त ?] નિષ્ફળ, ફોગટ(૨) સ્ત્રી૦ [જુઓ ઘીસ] ફોજ

-ગી એક ફારસી તદ્‌ભવ તદ્ધિત પ્રત્યય. વિ૦ પરથી ભાવવાચક નામ બને છે. ઉદા૦ માંદગી, પસંદગી [('ક્રિ ગલાવું'] ખુશ થવું

ગીગલાવું અ૦ક્રિ૦ અકળાવું, ગભરાવું(૨)[જુઓ

ગીગો પુ૦ [જુઓ ગગો] નાનો છોકરો, કીકો. -ગી સ્ત્રી૦ નાની છોકરી, કીકી

ગીચ વિ૦ [सं खच् ?] પાસે પાસે સંકડાઈને આવી રહેલું -ચોગીચ અ૦ ખીચોખીચ; ભીડ-ગરદી થાય તેમ (૨) વિ૦ ખૂબ ગીચ

ગીત ન૦[सं ]ગાયન(૨)અવસર પર ગવાતું ગાણું. [(-નું ગીત)ગા ગા કરવું = વારંવાર કહે કહે કરવું (૨) વારંવાર કહી બતાવવું.] ૦ક ન૦ ગીત, નાનું ગીત ૦કાવ્ય ન૦ કાવ્યના ગુણવાળું ગીત, 'લિરિક'

ગીતા સ્ત્રી૦ [सं] કેટલાક ધાર્મિક પદ્યગ્રંથોને આપવામાં આવેલું નામ. ઉદા૦ 'શિવગીતા' 'રામગીતા' 'ભગવદ્‌ગીતા' પરંતુ ખાસ કરીને તે નામથી ભગવદ્‌ગીતા જ ઓળખાય છે. ૦કાર પું૦ ગીતા રચનાર, કૃષ્ણ ૦જયંતી સ્ત્રી૦ ભગવદ્‌ગીતા કહેવાયાના દિવસનો ઉત્સવ (એક મતે, માગશર સુદ અગિયારશ) ૦જી સ્ત્રી૦ (સ ) ભગવદ્‌ગીતા ૦જીવન ન૦ ગીતામાં ઉપદેશેલું આદર્શ જીવન

ગીતિ સ્ત્રી૦ [सं.] એક છંદ [પક્ષી

ગીધ ન૦[सं गृध्र, प्रा गिद्ध]એક મોટું માંસાહારી

ગીની સ્ત્રી૦ ગિની, સોનાનો એક બ્રિટિશ સિક્કો

ગીબત સ્ત્રી૦ [अ ] બદબોઈ, નિંદા (૨)આળ; તહોમત (૩) ચાડી. ૦ખોર વિ૦ ગીબત કરવાની ટેવવાળું

ગીબવું અ૦ક્રિ૦[રવ૦]ગડદા મારવા, ધીબવું

ગીબોગીબ અ૦[રવ૦] ધીબોધીબ, ઉપરાઉપરી
ગીમ સ્ત્રી૦[ઇં ગેમ] ગંજીફાનાં પત્તાંની એક રમત
ગીર પુ૦ [સં ગિરિ] (ગોસાંઈની એક જાતના નામને અંતે વપરાય છે)(૨)(સ )ગિરનારનો ગિરિપ્રદેશ
–ગીર [फा]એક પ્રત્યય 'વાળું','ઝાલનાર'એવા અર્થમાં નામને અંતે ઉદા૦જહાંગીર,દસ્તગીર –રી [ગીર + ઈ] સ્ત્રી૦ નામ બનાવતો પ્રત્યય ઉદા૦ જહાંગીરી; ગુમાસ્તાગીરી, ગુંડાગીરી
ગીરચોટિયા ન૦ એક પક્ષી
ગીરજા ન૦ એક પક્ષી
ગીરણી સ્ત્રી૦[મ ]યંત્રથી ચાલતું કારખાનું,મિલ
ગીરદ સ્ત્રી૦ [फा गर्द] ધૂળ, રજકણ, રજોટી
ગીરવવું સ૦ક્રિ૦ [જુઓ ગીરો] ગીરો–ઘરેણે મૂકવું ગીરવાવું અ૦ક્રિ૦ (કર્મણિ)
ગીરવી અ૦ [फा गिर्वी] ગીરવેલું, ઘરેણે ૦દાર વિ૦ ગીરો રાખનાર
–ગીરી [फा] એક પ્રત્યય જુઓ 'ગીર'માં
ગીરો અ૦ [फा गिरो] ગીરવી (૨) પુ૦ ગીરવવું તે, દેવા પેટે આડમાં કાંઈ મૂકવું તે [–મૂકવું = ગીરવી મૂકવું, ઘરેણે મૂકવું –રાખવું = ગીરામાં લેવું] ૦ખત ન૦ ગીરો મૂક્યાનું ખત–લખાણ
ગીર્વાણ પુ૦[સં] દેવ, સુર ૦ભાષા સ્ત્રી૦ [સંસ્કૃત
ગીલી સ્ત્રી૦, ૦દંડો પુ૦ જુઓ 'ગિલ્લી'માં
ગીસ સ્ત્રી૦ [अ गीश = નઠારાપણું] ચોરી [–પડવી = ખોટ જવી (૨) ચોરાવું (૩) હારવું, પાછા પડવું –મારવી = ચોરવું]
ગીસલું ન૦ [જુઓ ઘીસલું] જેસલો (કા) [ગીસલે ઘલાવું = જેસલે જોડાવું, સંસારની રગડપટ્ટીમાં પડવું]
ગુચપુચ(–છ) અ૦[રવ૦]ગુસપુસ, છાની રીતે, કોઈ સાંભળી ન જાય એમ (૨) એકમેકમાં ગૂંચવાતું ગયેલું હોય તેમ, અસ્પષ્ટ (લખાણ) (૩) સ્ત્રી૦ એમ કરેલી વાત
ગુચપુચિયું વિ૦ અસ્પષ્ટ, ગુચપુચ હોય એવું
ગુચ્છ(–ચ્છો) પુ૦ [सं] ગોટો, કલગી (૨) વાળનો જથો–જુલફું –ચ્છા (–ચ્છે) દાર વિ૦ ગુચ્છાવાળું
ગુજર સ્ત્રી૦ [फा] ગતિ, પ્રવેશ
ગુજરડું ન૦ ગણપતિ આગળ મૂકવાનું માટીનું વાસણ (૨) ગારાની ગાજર જેવી આકૃતિ, જે માંગલિક પ્રસંગે વેદી ઉપર મૂકવામાં આવે છે –ડાગોરમટી સ્ત્રી૦ ગુજરડું ને ગોરમટી, તે લાવવાનો લગ્નનો એક વિધિ
ગુજરવું અ૦ક્રિ૦ [फा गुज़र ઉપરથી] જવું, વહી જવું (૨) વીતવું માથે આવી પડવું (૩) સ૦ક્રિ૦ જતું કરવું, દરગુજર કરવું [ગુજરી જવું = મરી જવું]
ગુજરાત પુ૦, સ્ત્રી૦, ન૦ [सं गुर्जरत्रा, प्रा गुज्जरत्ता] (સ ) ગૂજરાત ૦ણ સ્ત્રી૦ ગુજરાતની રહેવાસી સ્ત્રી –તી વિ૦ ગુજરાતનું, –ને લગતું (૨) સ્ત્રી૦ ગુજરાતી ભાષા (૩) પુ૦ ગુજરાતનો રહેવાસી
ગુજરાન ન૦ [फा] નિર્વાહ, ગુજારો
ગુજરી સ્ત્રી૦ સ્ત્રીના હાથનું એક ઘરેણું (૨) ભૈરવ રાગની એક રાગણી (૩) [फा गुज़र] શહેર–કસબામાં ભરાતું બજાર [–ભરાવી]
ગુજરુ ન૦ જુઓ ગુજરડું
ગુજારટોલ્લો પુ૦ મોઈદંડાની એક રમત
ગુજારત સ્ત્રી૦ ['ગુજારવું' ઉપરથી] દરખાસ્ત કરવી–રૂબરૂ કરવું તે, સાક્ષી
ગુજારવું સ૦ક્રિ૦ [फा गुज़ार्दन] નિગમન કરવું, ગાળવું (૨) રજૂ કરવું, દાદ માગવી (૩) માથે નાખવું, વિતાડવું
ગુજારો પુ૦ [फा गुज़ारह] નિભાવ, નિર્વાહ, ગુજરાન [–કાઢવો = ભરણપોષણ જોગ મેળવવું –ચાલવો = નિર્વાહ થવો ]
ગુજ્જર વિ૦ [सं गुर्जर, प्रा ] સુતાર, વાણિયા, આહીરો ને ક્ષત્રિયોનો એક ભેદ (૨) પુ૦ એક જાતનો ગુંદર (૩) એક જાતનો બાવળ
ગુટકો પુ૦ [सं गुटिका, हिं , म गुटका] ઘણી ઓછી લંબાઈપહોળાઈની જાડી ચોપડી
ગુટપુ(–સુ)ટ અ૦ બરોબર ઓઢી કરીને (સૂવા માટે), ગોટપોટ
ગુટિકા, ગુટી સ્ત્રી૦ [सं] ગોળી (દવાની)
ગુટી સ્ત્રી૦ માટીનો ગોળો બાંધીને (છોડની કે ઝાડની) કલમ કરવાની રીત, અથવા એવી

રચના [–બાંધવી=તે રીતે કલમ કરવી]

**ગુટીમાર** ન૦ એક પક્ષી

**ગુડ** પુ૦ [સં] ગોળ

**ગુડગુડ** અ૦ (રવ૦) એવો અવાજ કરીને (૨) ધીરે ધીરે, ગબડતું હોય એમ (ભોટીલા કે બાળક ચાલે એમ)

**ગુડાકેશ** પુ૦ [સં] (સ) અર્જુન (૨) શિવ

**ગુડાવું** અ૦ક્રિ૦, –વવું સ૦ ક્રિ૦ 'ગૂડવું'નું અનુક્રમે કર્મણિ અને પ્રેરક

**ગુણ** પુ૦ [સં] જાતિસ્વભાવ, મૂળ લક્ષણ, ધર્મ (૨) સદ્‌ગુણ [ઉદા૦ **ગુણ ઊતરી આવવા**=વારસામાં તેવા જ ગુણ આવવા] (૩) પ્રકૃતિના ત્રણ ધર્મ – સત્ત્વ, રજ, તમ – તે (૪) [તે પરથી] ત્રણની સંખ્યા (૫) અસર, ફાયદો [ઉદા૦ **ગુણ કરવો**=ફાયદો કરવો (દવાએ) –**થવો**, –**પડવો**=સારી અસર થવી, ફાયદો થવો] (૬) ઉપકાર [ઉદા૦ 'અવગુણ ઉપર ગુણ કરવો'] (૭) પણછ (૮) દોરી, દોરો, દોરડું (૯) ટાંકડો, 'માર્ક' (૧૦) [વ્યા.] સ્વરોના બે ફેરફાર – ગુણ, વૃદ્ધિ – માંનો પ્રથમ (૧૧) [કા શા.] કૃતિનું રસપ્રદ લક્ષણ (શૈલી, લાલિત્ય વગેરે) (૧૨) વિ૦ [સંખ્યાને અંતે તે સમાસમાં] ગણું ૦**ક** પુ૦ ગુણનાર અંક – સંખ્યા – રકમ [ગ] ૦**ક પ્રમાણ** ન૦ 'જ્યોમેટ્રિકલ રેશિયો' [ગ] ૦**કર**, ૦**કારક**, ૦**કારી** વિ૦ ફાયદો કરે એવું ૦**ગાન** ન૦ ગુણ ગાવા તે, વખાણ (૨) કથા, આખ્યાન ૦**ગ્રાહક** વિ૦ ગુણજ્ઞ (૨) સ્ત્રી૦ ખ્યાતિ ૦**ગ્રહણ** ન૦ ગુણની બૂજ – કદર કરવી તે ૦**ગ્રામ** ન૦ ગુણોનો સમૂહ ૦**ગ્રાહક**, ૦**ગ્રાહી** વિ૦ ગુણજ્ઞ. ૦**ચિહ્ન** ન૦ ગુણવાનું આવું (×) ચિહ્ન (ગ) ૦**ચોર** પુ૦ ગુણ જોયા છતાં તેની પિછાન નહિ કરનાર, ખળ. ૦**જ્ઞ** વિ૦ ગુણ જાણનારું, કદરદાન ૦**જ્ઞતા** સ્ત્રી૦, ૦**જ્ઞપણું** ન૦ ૦**ત્રય** ન૦ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણનો સમૂહ ૦**દોષ** પુ૦ ગુણ અને દોષ, સારાસાર ૦**ન** ન૦ ગુણવું તે (ગ) ૦**ધર્મ** પુ૦ અમુક ગુણો ધરાવવાની સાથે પ્રાપ્ત થતો સ્વભાવ કે ધર્મ ૦**નિધિ** પુ૦ ગુણોનો નિધિ – ભંડાર ૦**નિંદક** વિ૦ ગુણીને દોષ દેનાર ૦**પાડ** પુ૦ આભાર, ઉપકાર, સપાડું. ૦**પૃથક્કરણ** ન૦ 'ફેક્ટરાઇઝેશન' (ગ.) ૦**ફલ** (–ળ) ન૦ ગુણાકારથી આવતી રકમ, 'પ્રૉડક્ટ' (ગ) ૦**વ** (–વં) તી વિ૦ સ્ત્રી૦ ગુણવાળી. ૦**વત્તા** સ્ત્રી૦ ગુણવાળા હોવું તે (૨) ઉત્તમતા; શ્રેષ્ઠતા. ૦**વંત** (–તું) ગુણવાળું, સદ્‌ગુણી. ૦**વાચક** વિ૦ [વ્યા] ગુણ બતાવનાર (વિશેષણ) ૦**વાન** વિ૦ ગુણવાળું ૦**વિગ્રહ** પુ૦ ગુણ-પૃથક્કરણ; 'ફેક્ટરાઇઝેશન' (ગ) ૦**વિશેષણ** ન૦ ગુણવાચક શબ્દ ૦**વિશ્લેષ** પુ૦ 'ફેક્ટ-રાઇઝેશન' (ગ) ૦**વૃદ્ધિવિધાન** ન૦ સ્વરોના ગુણ કે વૃદ્ધિ કરવાની વિધિ – રીત (વ્યા). ૦**સ્થાન** ન૦ (જૈન મતે) જ્ઞાનની – આત્માના વિકાસની ચૌદ ભૂમિકાઓમાંની દરેક

**ગુણકા** સ્ત્રી૦ [જુઓ ગણિકા] વેશ્યા

**ગુણગુણ** અ૦ (રવ૦) ગણગણ

**ગુણવું** સ૦ક્રિ૦ [સં ગુણ્] એક સંખ્યાને બીજી સંખ્યા જેટલી વાર વધારવી

**ગુણાકાર** પુ૦ [જુઓ ગુણવું; प्रा गुणकार; સર૦ મ; हिं. गुणा] ગુણવું તે (૨) એથી આવતી રકમ

**ગુણાઢ્ય** વિ૦ [સં] ગુણથી ભરપૂર

**ગુણાતીત** વિ૦ [સં] સત્ત્વ વગેરે ત્રણ ગુણોને – તેમના કાર્યોને ઓળંગી ગયેલું, પરમજ્ઞાની

**ગુણાત્મ**, ૦**ક** વિ૦ [સં.] પ્રકૃતિના ગુણવાળું

**ગુણાનુરાગ** પુ૦ [સં] બીજાના ગુણો પ્રત્યે આસક્તિ કે આદર –ગી વિ૦ ગુણાનુરાગવાળું

**ગુણાનુવાદ** પુ૦ [સં] ગુણગાન, સ્તુતિ

**ગુણાન્વિત** વિ૦ [સં] ગુણવાળું, ગુણી

**ગુણાવયવ** પુ૦ [સં] 'ફેક્ટર' (ગ)

**ગુણાળુ** વિ૦ ['ગુણ' ઉપરથી] ગુણવાળું, સદ્‌ગુણી

**ગુણાંક** પુ૦ [સં] ગુણાકાર કરવાથી આવેલી રકમ

**ગુણિત** વિ૦ [સં] ગુણેલું

**ગુણિયલ** વિ૦ ['ગુણ' ઉપરથી] સદ્‌ગુણી

**ગુણી** વિ૦ [સં] સદ્‌ગુણી (૨) પું૦ ગુણવાન પુરુષ (૩) કલાકોવિદ (૪) જંતરમંતર જાણનાર ૦**જન** પુ૦, ન૦ કદરદાન, ચતુર માણસ (૨) સજ્જન, ગુણિયલ માણસ

**ગુણીભૂત** વિ૦ [સં] ગૌણ બનેલું (૨) ગુણરૂપ – ભૂષણરૂપ બનેલું – કરેલું

ગુણોત્તર પુ૦,ન૦ [सं] બે રકમ વચ્ચેનું પ્રમાણ, 'રેશિયો' (ગ)
ગુણોપેત વિ૦ [सं] ગુણવાળું
ગુણ્ણુ ન૦ ગુલ્લુ, પાપડની કણકનો લૂઓ
ગુણ્ય વિ૦ [सं] ગુણવાળું (૨) [ગ] જેને ગુણવાનું હોય તે (રકમ), 'મલ્ટિપ્લિકન્ડ' -ણ્યાંક પુ૦ ગુણ્ય આંકડો (ગ)
ગુત્તો પુ૦ [हिं गुत्ता, सं गुप्त, प्रा गुत्त પરથી ?] એકહથ્થુ વેપાર, ઇજારો
ગુદરવું અ૦ક્રિ૦+[સર૦ हिं गुदरना, म गुदरणें, फा गुज़र પરથી] ગૂદરવું, ગુજરવું [સાલ)
ગુદસ્ત વિ૦ [फा गुज़श्तह्] ગત, પાછલું (વરસ,
ગુદા સ્ત્રી૦ [सं] શરીરમાંથી વિષ્ટા નીકળવાનું દ્વાર ૦વર્ત [+ आवर्त] પુ૦ ગુદાનો એક રોગ ૦સ્થિ [+ अस्थि] ન૦ માણસના શરીરમાં કરોડને છેડે આવેલું ત્રિકોણ હાડકું, 'કોક્સિક્સ' [રાગણી
ગુનકલી સ્ત્રી૦ [सं गुणकली] માલકોશની એક
ગુનો (નો') પુ૦ [फा] અપરાધ, વાંક, તકસીર [ગુનામાં આવવું = અપરાધી થવું; વાંક કરેલો હોવો] -નેગાર વિ૦ ગુનો કરનારું, અપરાધી -નેગારી સ્ત્રી૦ ગુનેગારપણું [-કરવી = ગુનો કરવો, વાંકમાં આવવું]
ગુપ વિ૦+ગુપ્ત (૫)
ગુપચુપ અ૦ [ગુપ+ચુપ] ચુપચાપ, છાનુંમાનું
ગુપ્ત વિ૦ [सं] છુપાવેલું, સંતાડેલું (ધન વગેરે) (૨) છાનું, ગૂઢ (વાત વગેરે) [-ગંગા સ્ત્રી૦ જેનું મન કળી ન શકાય તેવી ઊંડી સ્ત્રી] ૦તા, -પ્તાઈ સ્ત્રી૦ ગુપ્તપણું ૦ચર પુ૦ જાસૂસ ૦ચર્યા સ્ત્રી૦ જુઓ અજ્ઞાતચર્યા ૦દાન ન૦ છૂપું દાન -પ્તા સ્ત્રી૦ એક પરકીયા નાયિકાનો ભેદ (પ્રેમીના પ્રેમ, આલિંગન વગેરે ગુપ્ત રાખે તે) -પ્તિ સ્ત્રી૦ [सं] રક્ષણ
ગુપ્તી સ્ત્રી૦ [सं गुप्त] લાકડીની અંદર ગુપ્ત-છૂપું રહે એવું એક અણીદાર સળિયા જેવું હથિયાર
ગુફા સ્ત્રી૦ [सं गुहा] પહાડની બખોલ - ઊંડું કોતર, ગુહા [ગૂજ
ગુફત(-તે)ગો સ્ત્રી૦ [फा] વાતચીત, મસલત,
ગુફતાર સ્ત્રી૦ [फा] વાણી
ગુફતેગો સ્ત્રી૦ જુઓ ગુફતગો
ગુબારો પુ૦ જુઓ ગબારો
ગુમ વિ૦ [फा] ખોવાયેલું [-કરવું = છૂપાવવું, ઉપાડી જવું -થવું = ખોવાવું] ૦રાહ વિ૦ રસ્તો ભૂલેલું [ગુપચુપ
ગુમસૂમ અ૦ [ગુમ+સૂમ (सं शून्य)] સૂમસામ,
ગુમાન ન૦ [फा] અભિમાન, ગર્વ [-ધરવું, -રાખવું = અહંકાર કરવો -ઊતરવું = અહંકાર દૂર થવો -ઉતારવું = અહંકાર દૂર કરાવવો, નમાવવું] -ની વિ૦ અભિમાની
ગુમાવડા(-રા)વવું સ૦ક્રિ૦ [જુઓ ગુમાવવું] ખોવડાવવું
ગુમાવવું સ૦ ક્રિ૦ [फा गुम ઉપરથી, हिं गुमाना] ખોવું (૨) ધૂળધાણી કરવું, ઉડાવી દેવું
ગુમાસ્તો પુ૦ [फा गुमाश्तह्] કારકુન, મહેતો -સ્તાગીરી સ્ત્રી૦ ગુમાસ્તાનું કામ, મહેતાગીરી -સ્તી સ્ત્રી૦ ગુમાસ્તાગીરી
ગુમ્મો પુ૦ [રવ૦] મુક્કી [વતની
ગુરખો પુ૦ [સર૦ हिं गोरखा] નેપાળદેશનો
ગુરગુરવું અ૦ક્રિ૦ [રવ૦] ગુરગુર એવો અવાજ કરવો ગુરગુરાવવું સ૦ ક્રિ૦ પ્રેરક
ગુરજ સ્ત્રી૦ [फा गुर्ज़] ગદા, મુદ્ગર
ગુરથમાની વિ૦ મરહૂમ, સ્વર્ગવાસી
ગુરદો પુ૦ [फा गुर्ज़] ગુરજ, લોઢાનો મગદળ (૨) [फा] મૂત્રપિંડ, 'કિડની'
ગુરાબ ન૦ [સર૦ हिं, म, फा गुराब, इ ग्रैब] એક જાતનું વહાણ
ગુરુ વિ૦ [सं] મોટું (૨) ભારે (૩) દીર્ઘ (૪) પુ૦ શિક્ષક (૫) પુરોહિત, ગોર (૬) [સ] એ નામનો ગ્રહ, બૃહસ્પતિ (૭) ગુરુવાર ૦ક્રૉસ પુ૦ [] આવો મોટો ક્રૉસ ૦કિલ્લી સ્ત્રી૦ ગુરુકૂચી ૦કુલ(-ળ) ન૦ ગુરુને રહેવાનું ઠેકાણું, જ્યાં વિદ્યાર્થીઓને રાખીને તે શિક્ષણ આપે છે (૨) તે પદ્ધતિને અનુસરતી શિક્ષણસંસ્થા ૦કૂચી સ્ત્રી૦ અનેક તાળાંને લાગુ પડે એવી કૂચી, 'માસ્ટર-કી' (૨) [લા] ગમે તેવા સંજોગોમાંય કામ દે એવી યુક્તિ, ઉપાય, સાધન ઇ૦ ૦કોણ પુ૦ કાટખૂણાથી મોટો ખૂણો, 'ઑબ્ટયૂસ ઍંગલ'

[ગ] ૦ગમ સ્ત્રી૦ ગુરુ પાસેથી મેળવેલું જ્ઞાન ૦ગમ્ય વિ૦ ગુરુ દ્વારા જ સમજાય એવું. ૦ચર્યા સ્ત્રી૦ ગુરુની સેવા. ૦જન પુ૦; ન૦ બ૦વ૦ વડીલવર્ગ (માબાપ, શિક્ષક ઇત્યાદિ). ૦તલ્પગ(-ગામી) વિ૦ગુરુપત્ની સાથે સંભોગ કરનાર. ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦ ગુરુપણું (૨) મોટાઈ, ગૌરવ (૩) ભારેપણું ૦ત્વકેંદ્ર ન૦ બિંદુથી વજનનું સમતોલપણું થતું હોય તે, 'સેન્ટર ઑફ ગ્રૅવિટી' ૦ત્વમધ્યબિંદુ ન૦ જુઓ ગુરુત્વકેન્દ્ર ૦ત્વરેખા(-ષા) સ્ત્રી૦ ગુરુત્વકેન્દ્રના આકર્ષણની લીટી યા દિશારેખા. ૦ત્વાકર્ષણ ન૦ ભારનું પૃથ્વીના કેન્દ્ર તરફ ખેંચાવું તે, 'ગ્રૅવિટેશન' ૦દક્ષિણા સ્ત્રી૦ અભ્યાસ પૂરો કર્યા પછી ગુરુને આપવાની દક્ષિણા ૦દાસ વિ૦ પુ૦ ભલો, બાઘો (કટાક્ષમાં) ૦દ્રોહ પુ૦ ગુરુનો દ્રોહ ૦દ્રોહી વિ૦ ગુરુનો દ્રોહ કરનારું ૦પત્ની સ્ત્રી૦ ગુરુની પત્ની ૦પદ ન૦ ગુરુનું પદ – પદવી ૦પૂજા સ્ત્રી૦ ગુરુની પૂજા – આદરમાન ૦બંધુ પુ૦ એક ગુરુનો શિષ્ય, સહાધ્યાયી ૦ભક્તિ સ્ત્રી૦ ગુરુ પ્રત્યે ભક્તિ ૦ભાઈ પુ૦ ગુરુબંધુ ૦ભાર પુ૦ ગુરુ તરીકેની જવાબદારી. ૦મંત્ર પુ૦ ગુરુએ આપેલો મંત્ર (૨) [લા] છૂપી સલાહ, શિખવણી [-આપવો, -મૂકવો = છૂપી શિખવણી આપવી -લેવો = કોઈની શીખ સ્વીકારવી, બીજાની શિખવણીમાં રહેવું] ૦માન ન૦ વડીલ પ્રત્યેની અદબ (૨) રૂસણું, રૂસણાનું કટાક્ષ ૦મુખ વિ૦ ગુરુના મોએથી મળેલું (૨) મનસ્વી નહિ પણ દીક્ષિત – ગુરુના બોધને અનુસરનારું (૩) ન૦ ગુરુનું મુખ ૦મુખી વિ૦ ગુરુના મુખનું (૨) સ્ત્રી૦ શીખોમાં શરૂ થયેલી પંજાબની એક લિપિ ૦રેખા સ્ત્રી૦ મહારેખા, (—) આવું વિરામચિહ્ન ૦વાર પુ૦ અઠવાડિયાનો એક દિવસ ૦વારુ વિ૦ ગુરુવારે આવતું – શરૂ થતું -રૂપસદન ન૦ [+उपसदन] ગુરુ પાસે જવું તે (૨) ગુરુનાં ચરણોમાં પડવું – શિષ્ય બનવું તે

ગુર્જર વિ૦ [सं] ગુજરાતનું (૨) પુ૦ ગુજ્જર જાત (૩) ગુજરાત (૪) ગુજરાતનો વતની. -રી સ્ત્રી૦ ગુજરાતણ (૨) રબારણ, ગોવાળણી (૩) એક જૂનો ગુજરાતી રાસ (૪) રાગની એક ઢબ (૫) ગુજરાતી ભાષા કે ગુજરાતરૂપી દેવી (૬) વિ૦ ગુર્જર – ગુજરાત દેશને લગતું

ગુલ ન૦ [फा] ફૂલ (૨) ગુલાબનું ફૂલ (૩) [લા] બત્તી ઉપરનો બળેલો ભાગ, મોગરો [-કરવું = હોલવી નાખવું, -થવું = હોલવાવું] ૦કંદ પુ૦ [फा] ગુલાબની પાખડીઓ ને સાકરનો મુરબ્બો ૦બાર પુ૦ [फा गुलखैरू] આસમાની લાલ રંગ ૦બેરી (બે) વિ૦ [फा. गुलखैरू] ગુલબાર રંગનું ૦ચશ્મ ન૦ [फा] એક પક્ષી ૦છડી સ્ત્રી૦ એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ (૩) ગુલાબનો ગોટો અથવા તોરો (૪) એક ઘરેણું ૦છબું પુ૦, ન૦ [फा गुलशब्बू] એક ફૂલઝાડ ૦જાન વિ૦ ગુલાબના આત્મા જેવું, સુંદર, મોહક ૦જા(-ઝા)ર પુ૦ [फा] ગુલાબની વાડી; ફૂલવાડી (૨) વિ૦ મનોહર, સુંદર ૦તરાશ સ્ત્રી૦ [फा] બત્તીનો મોગરો કાપવાની કાતર ૦તોર પુ૦ [+ (अ) तुर्रह] એક ફૂલઝાડ ૦તોરો પું૦ ગુલાબનો ગોટો – ગજરો (૨) એક ફૂલઝાડ ૦દસ્ત પુ૦ [फा] ફૂલનો ગોટો – તોરો ૦દાન ન૦ [फा] ફૂલદાની ૦દાવદી (-રી) સ્ત્રી૦ [फा गुलि(-ले) दावूदी] એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ ૦નાર ન૦ દાડમ ૦બાસ ન૦ [+अ अब्बास] એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ ૦મોર (મો,) સ્ત્રી૦ [फा गुलेमुह] એક ફૂલઝાડ (૨) એનું ફૂલ ૦શન ન૦ [फा] ગુલિસ્તાન

ગુલગુલાટ પુ૦ [રવ૦]

ગુલગુલાટિયો પું૦ છોકરાની એક રમત

ગુલચશ્મ, ગુલછડી, ગુલછબુ, જુઓ 'ગુલ'માં

ગુલછાય ન૦ એક વનસ્પતિ ['ગુલ'માં

ગુલજાન, ગુલજા(-ઝા)ર, ગુલતરાશ જુઓ

ગુલતાન વિ૦ [फा] મશગૂલ, તલ્લીન

ગુલતોર, -રો, ગુલદસ્ત, ગુલદાન, ગુલદાવદી(-રી) જુઓ 'ગુલ'માં

ગુલબકી પુ૦ એક છંદ

ગુલબાન ન૦ [फा गुलबाग] શોરબકોર (૨) આનંદની – ઠઠ્ઠામશ્કરીની વાત (૩) ગામગપાટો, તડાકો

**ગુલબાસ, ગુલમોર** જુઓ 'ગુલ'માં
**ગુલબુ** ન૦ [फा गुलबाग] ગપાટો, ગપગોટો
**ગુલમહેરી** સ્ત્રી૦ એક જળચર પક્ષી
**ગુલશન** ન૦ [फा] જુઓ 'ગુલ'માં
**ગુલશામ** ન૦ એક વનસ્પતિ
**ગુલબી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**ગુલાબ** ન૦ [फा] એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ ૦જળ ન૦ ગુલાબની ખુશબોવાળું પાણી ૦જાબુ ન૦[ हिं गुलावजामुन]એક મીઠાઈ ૦દાન ન૦[फा],૦દાની સ્ત્રી૦[फा]ગુલાબ-જળ છાંટવાની શિરોઈના આકારની ઝારી **-બી** વિ૦[फा] ગુલાબના રંગનું(૨)મીઠું, મજેદાર (ઉદા૦ ઊંઘ, સ્વભાવ) (૩) સ્ત્રી૦ ગુલાબના જેવો રાતો રંગ **-બી તૂરી** સ્ત્રી૦ એક પક્ષી **-બી મેના** સ્ત્રી૦ એક પક્ષી
**ગુલામ** પુ૦ [अ] ખરીદ કરેલો ચાકર, લૂંડો (૨) [લા] પરવશ-પરતંત્ર માણસ ૦ખત ન૦ ગુલામ તરીકેના વેચાણનું લખત(૨)પરતંત્ર બનાવે એવું લખાણ-કરાર ૦ગીરી સ્ત્રી૦ [फा]જુઓ ગુલામી ૦ડી સ્ત્રી૦ ખરીદ કરેલી દાસી-લૂડી ૦દાર પુ૦ ગુલામનો ધણિ-યામો **-મી** સ્ત્રી૦[फा]ગુલામપણું (૨)ઘણી હલકી તાબેદારી (૩) પરાધીનતા
**ગુલાલ** પુ૦,ન૦ [ हिं, જુઓ ગુલાલા] એક રાતા રંગનો સહેજ સુગંધીદાર ભૂકો (આનંદોત્સવ, ખાસ કરીને હોળીના દિવસોમાં, એ ખૂબ વપરાય છે)
**ગુલા(-લ્લા)લા** પુ૦,ન૦ [फा गुलेलालह्, સર૦ हिं, म] એક ફૂલ
**ગુલાટ** સ્ત્રી૦ [दे गुलुत्थ (च्छ)] ગોટીમડું (૨) [લા] ઊલટું ફરી જવું તે. [-ખાવી -મારવી,-લગાવવી=ઊલટું ફરી જવું]
**ગુલિસ્તાન** ન૦ [फा] ગુલશન, ફૂલવાડી, બાગ
**ગુલ્ફ** પુ૦, સ્ત્રી૦ [सं] ઘૂંટી, ઘૂંટણ (૨) ઢીંચણ
**ગુલ્મ** ન૦ [सं] ગોળાનો રોગ (૨) ગાંઠ (૩) ઝુંડ, ઝાડી **-લ્મોદર** ન૦ [सं +उदर] બરોળનો એક રોગ
**ગુલ્લર** ન૦ [ हिं, જુઓ ગૂલર] ઉમરડો
**ગુલ્લાલા** પુ૦ એક ફૂલ, જુઓ 'ગુલાલા'માં
**ગુલ્લુ** ન૦ [જુઓ ગૂડલું] પાપડની કણકનો લૂઓ, ગૂવરું [-પાડવું=તે લૂઓ બનાવવો]
**ગુવરહારી** સ્ત્રી૦ ગાવાની એક બાની
**ગુવાર, ૦ફળી, ૦શિ(-શી, -સિં, -સી)ંગ** જુઓ 'ગવાર'માં [-મસલત
**ગુસપુસ** સ્ત્રી૦ [રવ૦] ગુચપુચ,છાની વાતચીત
**ગુસલ** ન૦, ૦ખાનું ન૦ જુઓ 'ગુસ્લ'માં
**ગુસ્તાખાના** વિ૦[फा] અસભ્ય,બેઅદબીભર્યું
**ગુસ્તાખી** સ્ત્રી૦ [फा] બેશરમી, અસભ્યતા, બેઅદબી [નાહવાની ઓરડી
**ગુસ્લ(-સલ)** ન૦ [अ] સ્નાન ૦ખાનું ન૦
**ગુસ્સો** પુ૦[अ]ક્રોધ [-આવવો,-ચડવો= ગુસ્સે થવું. ગુસ્સે કરવું=ક્રોધે ભરાય એમ કરવું કે વર્તવું, ચીડવવું. ગુસ્સે થવું, ગુસ્સામાં આવવું, ગુસ્સે ભરાવું=ક્રોધ કરવો, કોપવું]
**ગુહા** સ્ત્રી૦ [सं] ગુફા
**ગુહ્ય** વિ૦ [सं] છૂપું, છુપાવવા યોગ્ય (૨) ન૦ રહસ્ય, મર્મ (૩) છૂપી વાત
**ગુહ્યક** પુ૦[सं]દેવોનો એક વર્ગ,કુબેરનો અનુચર
**ગુંગ(-ગું)** વિ૦ [फा,सं] જુઓ 'ગૂંગું' વિ૦માં
**ગુંજ** પુ૦, ૦ન ન૦[सं] ગણગણાટ ૦કર પુ૦ ગુંજન કરનાર, ભ્રમર
**ગુંજવું** અ૦ક્રિ૦[सं गुंज्] ગણગણવું,ગુંજાર કરવો
**ગુંજ** ન૦ [सं गुह्य] છૂપી વાત, ભેદ (૨) સ્ત્રી૦ જુઓ ગુંજા(૩)ગાંઠ, ગૂંચ, આંટી ૦વટ સ્ત્રી૦ છાની છાની વાત
**ગુંજા** સ્ત્રી૦ [सं] ચણોઠી કે તેનું ઝાડ (૨)ચણોઠી જેટલું વજન, રતી ૦ફલ(-ળ) ન૦ ચણોઠી ૦રવ પુ૦ [सं] જુઓ ગુંજાર
**ગુંજાગુંજ** સ્ત્રી૦ [જુઓ ગુંજવું]ભારે ગુંજારવ
**ગુંજાર(૦વ)** પુ૦[સર૦ हिं]ગુંજવાનો અવાજ (૨) [લા] અવ્યક્ત મધુર અવાજ
**ગુંજાશ** સ્ત્રી૦ [फा गुंजाइश] ગજું, તાકાત
**ગુંજયત્વ** ન૦,-તા સ્ત્રી૦[सं] ગુંજન થઈ શકે એવું હોવું તે [લગાડવું તે
**ગુંઠન** ન૦[सं]ઢાંકવું-છુપાવવું તે(૨)ચોપડવું-
**ગુંઠો** પુ૦ [इं Gunter-એક જણનું નામ તેની સાંકળ માપમાં લેવાતી તે પરથી, સર૦

મ गुठा] જમીનનું એક માપ (એકરનો ૪૦ મો ભાગ, ૧૧×૧૧ ચોરસ વાર)

ગુંડ,-ડો [સર૦ हिं. गुंडा] વિ૦ જબરદસ્તીના કામ કરનારુ, બદમાશ, દાડ (૨) પુ૦ એવો આદમી -ડાશાહી સ્ત્રી૦ ગુંડાઓનો અમલ -ડાગીરી સ્ત્રી૦ ગુંડાપણું, ગુંડા જેવું વર્તન

ગુંદ,૦ર પુ૦ [हिं गोंद] કેટલાક ઝાડમાથી ઝરતો ચીકણો રસ (૨) ચોટાડવાના કામમા આવતો તેવો બાવળનો રસ ૦રપાક પુ૦ ગુંદર ભેળવીને બનાવેલુ વસાણું (૨) એક મીઠાઈ (૩) [લા] માર ૦રિયુ ન૦ પલાળેલો ગુંદર રાખવાનું પાત્ર(૨)લફરુ,કંટાળો આવે તોય ન ખસે એવું - ચોટણ વૃત્તિનું માણસ [-ચોટવું =લપ વળગવી; લફરુ વળગવુ] -દિયુ ન૦ ગુંદરનું પાત્ર, ગુંદરિયુ [ગૂંથણી

ગુંફ પુ૦ [सं] ગૂંથણ (૨) ગૂંમખું. ૦ના સ્ત્રી૦

ગુંફિત વિ૦ [सं] ગૂંથેલુ

ગુંબજ પુ૦ [फा गुंबद] ઘૂમટ

ગૂ ન૦ [सं] વિષ્ટા, મળ ૦ખાઉ(-ડી,-ણુ) સ્ત્રી૦ અઘણખાઉ

ગૂઈ સ્ત્રી૦ ગળી, બદી (૨) [કા] અણચી

ગૂખાઉ,-ડી,-ણુ જુઓ 'ગૂ'મા

ગૂગળ પુ૦[सं गुग्गुल]એક ડુંગરી ઝાડનો ગુંદર (તે દવાના તેમ જ ધૂપ કરવાના કામમા આવે છે) -ળિયું વિ૦ ગૂગળને લગતુ, ગૂગળવાળુ (૨) ન૦ ગૂગળ રાખવાનું પાત્ર

ગૂગળી વિ૦(૨)પુ૦ ઓખામંડળના બ્રાહ્મણોની એક જાતનુ(૨)[લા]ઝીણુ,કંજૂસ [-જેવું = ગોઝું, ગંદું]

ગૂજ(-ઝ) સ્ત્રી૦[सं गुह्य, प्रा गुज्झ]ગુપ્ત વાત, રહસ્ય (૨) બે બાજુ અણીવાળો (પાટિયા જોડવાનો) ખીલો (૩) વિ૦ ગુહ્ય, ગુપ્ત

ગૂજરાત,૦ણ,-તી [सं गूर्जरत्रा] જુઓ 'ગુજરાત'મા

ગૂઝ સ્ત્રી૦ જુઓ ગુજ [સૂંથણી; લેંઘી

ગૂડકી સ્ત્રી૦ ['ગૂડો'=પગનો નળો પરથી ?]

ગૂડલું ન૦ [सं गूढ=દડો] ગુલ્લુ

ગૂડવું સ૦ક્રિ૦ [सं, प्रा खुड् ઉપરથી ?] કાપવું; વાઢવુ (૨) [જુઓ ગોડવું] ખોદવું

ગૂડાલાકડી સ્ત્રી૦ ગોળ લાકડી, એક પ્રકારની જૂની સજા - રિબામણી [વચલો ભાગ

ગૂડિયા પુ૦ (કા) ગાડાના પૈડાનો આરાવાળો

ગૂડી સ્ત્રી૦ [म. गुढी (કાનડી 'ગુડિ=ધ્વજ) हि. गुडी=પતંગ] ઉત્સવને દિવસે ઊભો કરેલો ઝંડો,માણેકથંભ ૦પડવો પું૦ ચૈત્ર સુદ પડવો

ગૂડુ વિ૦ [સર૦ म गुडा] પાકુ; લુચ્ચુ, શઠ

ગૂડો પું૦ [સર૦ म गुढी=મૃત્યુના સમાચાર] મરનારને રોવા જવું તે, કાણ

ગૂડો પું૦[સર૦ दे. गोह=પગ, हिं गुड्डी, म गुढघा=ઢાકણી, सिंधी गुड] (ચ) પગનો નળો (૨) [લા] બળ, શક્તિ, હોંશ [ગૂડા ભાંગવા=(અ૦ ક્રિ૦) પગ ભાગી જવા, શક્તિ ન રહેવી (૨) સ૦ક્રિ૦ પગ ભાગી નાંખવા, શક્તિ ખતમ કરી દેવી]

ગૂઢ વિ૦[सं]ગુહ્ય,છાનું(૨)ન સમજાય એવુ,ગહન (૩) ઇંદ્રિયાતીત, 'મિસ્ટિક' ૦જત્રુ વિ૦ [सं] હાંસડી ન દેખાય તેવું માસલ, હૃષ્ટપુષ્ટ. ૦તા સ્ત્રી૦, ૦પણુ ન૦ ૦મણિ પુ૦ સંતાડેલી કાકરી ખોળવાને મળતી એક પ્રાચીન રમત. ૦વાદ પુ૦ વસ્તુ ગૂઢ હોઈ સ્વાનુભવનો જ વિષય છે એવો તત્ત્વજ્ઞાનનો વાદ, 'મિસ્ટિસિઝમ' ૦વાદી વિ૦ (૨) પું૦ ગૂઢવાદમા માનનાર -ઢાક્ષર પુ૦ ગૂઢ અક્ષર

ગૂણ (ણ,) સ્ત્રી૦ [सं गोणी] થેલો, કોથળો (૨) છાલકુ (ગધેડા વગેરે ઉપરનું) (૩) ચાર મણનુ માપ.૦પાટ ન૦ શણ કે સૂતળીનું વણેલું તાપડું, ટાટિયું(૨)ન૦બ૦વ૦ તેના વસ્ત્ર કે તે પહેરવાની જેલશિક્ષા. -ણિયું ન૦ ગૂણપાટનો બનાવેલો થેલો. -ણિયો પુ૦ તાબાનો ઘડો(૨)થેલો,ગૂણ (૩)અમુક વજનનુ માપ(૪)[સર૦ हिं गु(-गो) निया, म. गुण्या] પુ૦ કાટખૂણો (કારીગરનો)

ગૂણસું વિ૦ [જુઓ ગૂણ] જાડુ અને ઠીંગણું

ગૂણિયુ,-યો જુઓ 'ગૂણ'મા

ગૂધ વિ૦[सं गुध्=રમવુ ઉપરથી] રમતિયાળ (૨)[सं गृध्=કામવુ ઉપરથી] કામી (૩) સ્ત્રી૦ [જુઓ 'ગૂથ'; प्रा गुंथ] (ચ) (ધ,) ગૂમડુ મટયે રહેતું ચિહ્ન - ખાડો

ગૂમડ(-ડું) ન૦ [सं गुल्म, प्रा. गुम्म(૦ड) ?]

શરીરે ઊઠતો ફોલ્લો – ટેટા જેવો ગઠ્ઠો [ગૂમડે ઘસીને ચોપડવા જેવુ = નકામું, જરૂરને વખતે કામ ન આવે તેવું]

**ગૂમૂતર** ન૦[ગૂ+મૂતર] મળમૂત્ર [–ઉથામવાં, –કરવાં = મળમૂત્ર સાફ કરવાં (૨) માવજત કરવી (બાળક કે માંદાની)]

**ગૂર** સ્ત્રી૦ ['ગર', 'ગર્ભ' ઉપરથી] લાકડાંની અંદરનો ગર 'મેરો'

**ગૂરજી** પુ૦ [સર૦ મ गुरजी]એક જાતનુ પુષ્કળ વાળવાળુ ઠીંગણુ કૂતરુ

**ગૂરા** પુ૦ બ૦ વ૦ [જુઓ ગૂડા] પગ

**ગૂર્જર** વિ૦(૨)પુ૦,–રી સ્ત્રી૦ જુઓ 'ગુર્જર'માં

**ગૂલર** ન૦[हिं ] ગુલ્લર,ઉમરડો (૨)ઉમરડુ(૩) કાનનું એક ઘરેણુ –રુ ન૦ [જુઓ ગૂડલુ] પાપડનો લૂઓ (૨) જુઓ ગૂલર (૩) ઘોડિયે લટકાવવાનુ એક લાકડાનુ રમકડુ –રો પુ૦ ઉમરડો [કાબરુ ઘર

**ગૂલી** સ્ત્રી૦ ગળી(૨)જીવડાએ બનાવેલુ ઘોળુ કે

**ગૂલુ** ન૦ એક પક્ષી

**ગૂવાળણુ, ગૂસેણું** ન૦ [ગૂ+વાળણુ (વાળવું), +સેણુ –(ઉસરડવુ)] ગૂ ઉસરડવાનું સાધન (ઠીકરુ, પતરુ)

**ગૂગણું** વિ૦ [सं गुंग] નાકમાથી બોલતું

**ગૂગળાવુ** અ૦ક્રિ૦ ['ગૂગૂ' અવાજ ઉપરથી રવ૦]હવાની ખોટ કે અટકાયતને લીધે અમૂ-ઝાવુ,શ્વાસ રૂંધાવો –મણુ ન૦,સ્ત્રી૦ ગૂગળાવુ તે, –વવુ સ૦ક્રિ૦ 'ગૂંગળાવું'નું પ્રેરક

**ગૂગું** વિ૦ [सं गुंग]નાકમાથી બોલતુ, ગૂગણુ (૨) મૂગુ(૩)ન૦ નાકના મળનો બધાઈ ગયેલો પોપડો –ગાવેડા પુ૦ બ૦ વ૦ ગૂગાના જેવુ વર્તન–ચાળા, ગૂગાપણુ (૨) કોઈ કામમા ચીકાશ કર્યા કરવી તે (૩) વગર આવડયે કામમાં ચૂથણા કરવા તે –ગો પુ૦(નાકમાંનુ) ગૂગુ (૨) એક જાતનો જીવડો

**ગૂચ** સ્ત્રી૦ [सं गुच्छ, प्रा गुछ?] (દોરા વગેરેનું) ગઠાઈ જવુ તે (૨) [લા] આંટીઘૂટી, મુશ્કેલી.[–આવવી = ગૂચ પડવી –ઉકેલવી = આંટી ઉકેલવી (૨) મુશ્કેલીનો તોડ કરવો –પડવી = આંટી પડવી (૨) ગૂચવાવુ (૩) મૂઝાવુ, મુશ્કેલી પડવી] ૦વણુ(–ણી) સ્ત્રી૦ ગૂચાઈ જવું તે(૨)જેમાથી ઉકેલ કાઢવો મુશ્કેલ થઈ પડે એવી પરિસ્થિતિ ૦વણિયું વિ૦ ગૂચવણવાળુ ૦વવુ સ૦ ક્રિ૦ ગૂચવણમાં નાખવુ ૦વાડિયું વિ૦ ગૂચવાડાવાળુ .૦વાડો પુ૦ જુઓ ગૂચવણ ૦વાવું અ૦ક્રિ૦ ગઠાવુ (દોરા વગેરેનુ)(૨)[લા]સપડાવુ,ઉકેલ ન સૂઝવો (૩)[લા] મૂઝાવું, ગભરાવુ ૦(–છ)ળિયાળું વિ૦ ગૂછળીવાળુ ૦(–છ)ળી સ્ત્રી૦ દોરાની અટેરીને કરેલી આટી કે ગોળો ૦(–છ)ળુ ન૦ ગોળ આકારમા વળેલુ કે વીટેલું હોય તે

**ગૂચાવું** અ૦ક્રિ૦ જુઓ ગૂચવાવુ

**ગૂછળી, –ળિયાળું, –ળું** જુઓ 'ગૂચ'માં

**ગૂજિયુ** ન૦ [જુઓ ગૂજુ] ગજવુ (૨) [?] ધુમાતો દેવતા

**ગૂજુ (–જૂ)** ન૦ [सं गुह्य, प्रा गुज्झ] ગજવુ

**ગૂતો** પુ૦ [સર૦ મ गुंत]ગૂચ(૨)વાંધો,શંકા(૩) કલંક [–પડવો = વાંધો પડવો –પાડવો = વાંધો પાડવો (૨) શક લાવવો (૩) જુદા પડવુ, જુદો મત ધરાવવો]

**ગૂથ (થ,)** સ્ત્રી૦ [જુઓ ગૂથવુ] (કા) ગૂમડા વગેરે રુઝાતાં ત્યાં ગાઠ જેવુ રહે તે, ગૂધ

**ગૂથણુ** ન૦['ગૂથવુ' ઉપરથી]ગૂથવુ તે(૨)ગૂથવાનુ કામ (૩) ગૂથવાની કળા –ણિયાળુ વિ૦ ગૂથણવાળુ,ગૂંથેલુ –ણી સ્ત્રી૦ ગૂથણનું કામ (૨)ગૂથવાની કળા કે આવડત (૩) ગૂથામણી

**ગૂથવુ** સ૦ક્રિ૦ [सं ग्रथ्, प्रा गुथ, गुंत्थ પરથી] દોરો કે સેરને આંટી પાડી પાડીને સાંકળવું–જાળીદાર રચના કરવી ગૂથાવવુ (પ્રેરક) ગૂથાવું (કર્મણિ) [ગૂથવાનું મહેનતાણુ

**ગૂથામણ** ન૦, –ણી સ્ત્રી૦ ['ગૂથવુ' ઉપરથી]

**ગૂદડો** પુ૦ [दे गुड?] એક ઘાસ

**ગૂદરવુ** સ૦ ક્રિ૦ [જુઓ ગુદરવું]+જુઓ ગુજરવું સ૦ક્રિ૦ [ગુલાબજાંબુ

**ગૂદવડ** ન૦ [दे गुदवडय] એક મીઠાઈ,

**ગૂદવુ** સ૦ક્રિ૦[જુઓ ખૂદવુ]પગ તળે કચરવુ, ખૂદવુ (૨) દાબી મસળીને નરમ કરવુ (૩) [લા] મારવુ, ઠોકવુ

**ગૂદા(–દી)પાક** પુ૦ એક મીઠાઈ (૨)[લા]માર

**ગૂંદાવું** અ૦ ક્રિ૦, **-વવું** સ૦ ક્રિ૦ 'ગૂંદવું'ના અનુક્રમે ભાવે અને પ્રેરક રૂપ

**ગૂંદી** સ્ત્રી૦ [सं गुन्द्र, प्रा गुंद] એક ઝાડ.

**ગૂંદીપાક** પુ૦ જુઓ ગૂંદાપાક

**ગૂંદું** ન૦ [જુઓ ગૂંદી] ગૂંદીનું ફળ

**ગૂધ** ન૦ એક પક્ષી

**ગૃધ્ર** ન૦ [सं] ગીધ **-ધ્રી** સ્ત્રી૦ ગીધડી

**ગૃધ્રસી** સ્ત્રી૦ [सं] કમર અને તેની નીચેના ભાગમાં લાગુ પડતું વાનું દર્દ

**ગૃહ** ન૦[सं]ઘર(૨) છાત્રાલય (૩)જગા;આલય, મકાન કે ઓરડો (અંતે સમાસમાં. જેમ કે શયનગૃહ, ભોજનગૃહ) **૦ઉદ્યોગ** પું૦ ફાલતુ સમયમાં ઘેર બેઠાં થઈ શકે તેવો ઉદ્યોગ(ઉદા૦ રેંટિયાનો ઉદ્યોગ) **૦કર્મ**, **૦કાર્ય** ન૦ ઘરનું કામકાજ. **૦ગોધા** સ્ત્રી૦[सं]ગરોળી **૦દેવતા** સ્ત્રી૦ ઘરની દેવી (૨) પું૦ બ૦વ૦ ઘરના દેવો (કુલ ૪૫ છે) **૦પતિ** પું૦ ગૃહસ્થ (૨)છાત્રો પર દેખરેખ રાખનાર શિક્ષક **૦પતિત્વ** ન૦ **૦પત્ની** સ્ત્રી૦ ગૃહિણી **૦પ્રવેશ** પું૦ ઘરમાં વિધિપૂર્વક પ્રવેશ કરવો તે (૨)બીજાના ઘરમાં કે હદમાં રજા વિના પેસવું તે, 'ટ્રેસપાસ' **૦બલિ** પું૦ વૈશ્વદેવ **૦મેધી** પું૦ ગૃહસ્થ **૦લક્ષ્મી** સ્ત્રી૦ સુશીલ,સચ્ચરિત સ્ત્રી **૦રાજ્ય** ન૦ ગૃહ અને ગૃહની બાબતોમાંની હકૂમત **૦વ્યવસ્થા** સ્ત્રી૦ ઘરની વ્યવસ્થા, ઘરનું કામકાજ **૦સચિવ** પું૦ દેશની આંતરવ્યવસ્થા સંભાળનાર પ્રધાન, 'હોમ-મેમ્બર'. **૦સંસાર** પું૦ ઘરસંસાર, ઘરખટલો **૦સંસ્કાર** પું૦ ઘરમાંથી મળતો કે પડતો સંસ્કાર **૦સ્થ** પું૦ બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરી ગૃહસ્થાશ્રમમાં દાખલ થયેલો માણસ (૨) સારો ખાનદાન માણસ, સજ્જન **૦સ્થતા** સ્ત્રી૦. **૦સ્થાણી** સ્ત્રી૦ ગૃહસ્થની સ્ત્રી;ગૃહિણી(નર્મદ) **૦સ્થાઈ** સ્ત્રી૦ ગૃહસ્થપણું **૦સ્થાવટ** પું૦,સ્ત્રી૦ ગૃહસ્થાઈ. **૦સ્થાશ્રમ** પું૦ બ્રહ્મચર્યાશ્રમ પછીનો બીજો આશ્રમ. **૦સ્થાશ્રમી** વિ૦ ગૃહસ્થાશ્રમમાં આવેલું -રહેલું **૦સ્થી** વિ૦ ગૃહસ્થને લગતું (૨)સ્ત્રી૦ [हिं]ગૃહસ્થાઈ, ગૃહસ્થાશ્રમનું કામ-કાજ વગેરે. **-હાંગણું** ન૦ [+આંગણ] ઘરનું આંગણું **-હિણી** સ્ત્રી૦ [सं] ગૃહસ્થની સ્ત્રી, ઘરધણિયાણી **-હી** પું૦ [सं] ગૃહસ્થાશ્રમી (૨) ઘરધણી

**ગૃહીત** વિ૦[सं]ગ્રહણ કરેલું(૨)માની લીધેલું. [ગ્રહીતા પું૦ ('ગૃહીતા' ખોટું છે.) જુઓ તેના ક્રમમાં] **-તાગમા** સ્ત્રી૦ [गृहीत + आगम] કર્વે યુનિવર્સિટીની બી એ ને મળતી પદવી કે તે ધરાવતી સ્ત્રી

**ગૃહ્ય** વિ૦[सं]ગૃહનું, ગૃહ સંબંધી. **૦સૂત્ર** ન૦ ગૃહધર્મ સંબંધી સૂત્રોનો સંસ્કૃત ગ્રંથ

**ગે** સ્ત્રી૦ ઘરના છાપરામાં ને છતમાં આવતું એક લાકડું, લગ [એક ફળ

**ગેગડું** ન૦ લખોટીઓને બદલે રમતમાં વપરાતું

**ગેડ** (ગેડ,) સ્ત્રી૦ [सं घट्ट?] ગડ, પડ, ગડી (કપડાની) (૨) સળ (કાગળનો) (૩) [સર૦ सं गड=विघ्न] [કા.] બંધન (૪) [લા] મેળ બેસવો તે, સયુક્તિકતા [-બેસવી=સમજાવું (૨) મેળ કે અનુબંધ બરોબર સ્પષ્ટ થવો -સમજાવો]

**ગેડાં** ન૦ બ૦ વ૦ તાડછાં

**ગેડી** સ્ત્રી૦ [दे गेड्डी] ગેડીદડાની રમતમાં વપરાતી છેડેથી વાંકી લાકડી **૦દડો** પું૦ ગેડી અને દડો કે તે વડે રમાતી રમત **૦બાજ** વિ૦ ગેડીદડામાં કુશળ (ખેલાડી) **-ડો** પું૦ ગેડી જેવી વળેલી મોટી લાકડી

**ગેણિયું**, **ગેણું** (ગે) ન૦[સર૦ दे गोण=બળદ] ઠીંગણો પણ વેગથી ચાલનાર એક જાતનો બળદ

**ગેદળ** (ગે) ન૦[प्रा गय-ગજ+દળ]+જુઓ ગજદળ [એક ઘરેણું

**ગેન** (ગે) ન૦[સર૦ म गेणा] પગની આંગળીનું

**ગેબ** (ગે) વિ૦ [अ] ન દેખાય એવું, અદૃશ્ય (૨) ન૦ ગેબ હોય તે,અદૃષ્ટ

**ગેબી** (ગે) વિ૦ [જુઓ ગેબ] ગુપ્ત, અદૃશ્ય; ગૂઢ. [-અવાજ=(અંતરનો) ગૂઢ અવાજ (૨) આકાશવાણી -ગજબ=આસમાની આફત -ગોળો (ગબડાવવો)=ગપ, અફવા -માર=મૂઢ માર, બહારથી ચિહ્ન દેખાય નહીં તેવો માર] [પ્રકારે અનુકૂળ

**ગેમે** (ગેમે) અ૦ (કા.) સમૃદ્ધિથી ભરપૂર, સર્વ

**ગેય** વિ૦[સં] ગવાય એવું કે ગાવા જેવું ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦
**ગેર(-રો)** પુ૦ ['ગરવું' ઉપરથી] ગરેલો ભૂકો
**ગેર** (ગે) [ફા] 'નિષેધ,અભાવ,ખોટું'એવો અર્થ દર્શાવનાર પૂર્વગ **૦આબરૂ** સ્ત્રી૦ અપકીર્તિ, બદનામી **૦ઇન્સાફ(-નસાફ)** પુ૦ અન્યાય **૦ઉપયોગ** પુ૦ દુરુપયોગ **૦કાયદે** વિ૦ (૨) અ૦ [ફા] કાયદા વિના, કાયદા વિરુદ્ધ **૦કાયદેપણું** ન૦કાયદા વગર કે સામે હોવું તે **૦કાયદેસર** અ૦ ગેરકાયદે, કાયદા પ્રમાણે નહિ **૦ખુશી** સ્ત્રી૦નારાજી **૦ફાયદો** પુ૦ગેરલાભ **૦બંદોબસ્ત** પુ૦અવ્યવસ્થા **૦મરજી** સ્ત્રી૦ નારાજી **૦મહેરબાની** સ્ત્રી૦ અવકૃપા **૦માહિત(૦ગાર)** વિ૦ અજાણ, બિનવાકેફ **૦માહિતી(-તગારી)** સ્ત્રી૦ અજાણપણું **૦મુનાસ(-સિ)બ** વિ૦ ગેરવાજબી **૦રસ્તે** અ૦ ખોટી રીતે, બેકાયદે **૦રીત** સ્ત્રી૦ ખોટી રીત **૦લાભ** પુ૦ ખોટ, નુકસાન (૨) ખોટો લાભ **૦વર્તણૂક** સ્ત્રી૦ ખરાબ રીતભાત-વતન **૦વલ્લે** અ૦ [અ વલા પરથી] જ્યાંથી ન જડે એવી જગાએ, ખોટી જગાએ [-જવું, -પડવું = યોગ્ય ઠેકાણે ન પહોંચવું(૨)ખોવાવું] **૦વહીવટ** પુ૦ અવ્યવસ્થા,અંધેર **૦વાજબી** વિ૦ અયોગ્ય, અઘટિત **૦વાટે,૦શિરસ્તે** અ૦ આડે-અનીતિને માર્ગે **૦વ્યવસ્થા** સ્ત્રી૦ ગેરવહીવટ, ગોટાળો **૦શિરસ્તો** પુ૦ ખોટી રીત **૦સમજ(-જૂત,-જૂતી)** સ્ત્રી૦ ખોટી સમજ **૦સાવધ** વિ૦ અસાવધ,ગાફેલ **૦સોઈ** સ્ત્રી૦ અગવડ, સોઈનો અભાવ **૦હાજર** વિ૦ હાજર નહિ તેવું **૦હાજરી** સ્ત્રી૦
**ગેરત** (ગે) સ્ત્રી૦ [અ] માન-આબરૂનું ભાન, લાજશરમ
**ગેરવવું** સ૦ક્રિ૦['ગરવું' ઉપરથી]પાડવું,ખખેરવું
**ગેરવો** પુ૦ [જુઓ 'ગેરુ' સર૦ મ ગેરવા, હિં ગેરુઆ] ઘઉંના ખેતરમાં થતો એક રોગ [-આવવો = એ રોગ લાગુ પડવો]
**ગેરિયત** સ્ત્રી૦ [અ ગૈરત] જુઓ ગેરત
**ગેરુ** પુ૦,ન૦ [સં ગૈરિક, પ્રા ગેરુઅ]એક જાતની લાલ મટોડી (૨) જુઓ ગેરવો
**ગેરુઓ(-વો)** પુ૦ ['ગેરુ' જુઓ] ગેરુનો-ભગવો રંગ
**ગેરો** પુ૦ ['ગરવું' ઉપરથી] ગરેલો ભૂકો, ગેર
**ગેલ** (ગે) ન૦[સં કેલિ?] લાડ (૨) લાડભર્યો ખેલ, રમત(૩)સ્ત્રી૦ [સર૦ હિં ગૈલ] ગલી, વાટ;રસ્તો (૪) [?] શુવરનું પાકું પાન જે સ્લેટ ઉપર ઘસાય છે (૫) (પ) અ૦ કેડે, પાછળ
**ગૅલન** પુ૦ [ઇં] પ્રવાહીનું વિલાયતી માપ (આશરે દશ શેર)
**ગૅલરી** સ્ત્રી૦[ઇં]એક પછી એક હાર ઊંચી ઊંચી ગોઠવી હોય એવી બેઠક (નાટકશાળામાં હોય છે તેની) (૨) છજું
**ગેલવું** (ગે) અ૦ક્રિ૦ ગેલ કરવું, લાડથી ખેલવું
**ગૅલી** સ્ત્રી૦[ઇં](છાપખાનામાં)ગોઠવેલા બીબાંના ચોકઠાને મૂકવાનું લંબચોરસ પતરું કે પાટિયું (૨) [લા] ગૅલીપ્રૂફ [-કાઢવી = ગૅલીપ્રૂફ છાપીને તૈયાર કરવું] **૦પ્રૂફ** ન૦ ગૅલીનાં બીબાં પરથી કઢાતું પ્રૂફ [-કાઢવું = ગૅલી છાપી પ્રૂફ તૈયાર કરવું]
**ગૅસ** પુ૦[ઇં] વાયુરૂપી પદાર્થ (૨) કોલસામાંથી કઢાતો બળે એવો વાયુ
**ગેસાળી** સ્ત્રી૦ [જુઓ ગેસુ] ધૂળ
**ગેસુ** પુ૦ [ફા ગેસૂ] વાળની લટ, જુલફું (૨) [?] ગેસુડી **૦ડી** સ્ત્રી૦ ધૂળ, જેહુ (કા ચ)
**ગેહ** ન૦ [સં] ઘર **૦ગોધા** સ્ત્રી૦ ગૃહગોધા, ગરોળી **૦પતિ** પુ૦ ગૃહપતિ **૦લક્ષ્મી** પુ૦ ગૃહલક્ષ્મી
**ગેહવાલ** ન૦ એક પક્ષી
**ગેહિની** સ્ત્રી૦ [સં] ગૃહિણી
**ગેંગું** (ગેં૦) વિ૦[રવ૦] સહેજમાં રડી પડે એવું, ગાંગુ
**ગેંગાટ** (ગેં૦) પુ૦ [રવ૦] ભારે શોક
**ગેંઘટ** (ગેં૦) વિ૦ ચકચૂર, મસ્ત
**ગેંડી** (ગેં૦) સ્ત્રી૦ [જુઓ ગેંડો]ગેંડાની માદા **-ડો** પુ૦ [સં ગણ્ડક, પ્રા ગંડય] એક જંગલી જાનવર [ગેંડા જેવું = જાડું અને મજબૂત]
**ગેંદ** (ગેં૦) સ્ત્રી૦ [સં ગેંદુક, પ્રા ગેંદુઅ, હિં] દડી (ખાસ કરીને ફૂલ કે રેશમની)
**ગેંદલ** (ગેં૦) વિ૦ [જુઓ ગેંડલ] (કા) મોટું, સમૃદ્ધ
**ગેંદાલ** (ગેં૦) વિ૦ (ચ.) જાડું ભારે બાંધાનું (માણસ) (નામ પણ આ હોય છે)

ગો સ્ત્રી૦ [સં] ગાય (૨) ઇંદ્રિય (૩) વાણી (૪) પૃથ્વી(૫)આકાશ ૦કર્ણ પું૦ગાયનો કાન(૨) ખચ્ચર (૩) સાપ (૪) અંગૂઠાથી અનામિકા સુધીના વિસ્તારનું પ્રમાણ(૫)એક જાતનો મૃગ (૬) ગાયના કાનના આકારમાં વાળેલો હાથ (૭)ન૦ એક ધોળું ફૂલ (૮) [સ ] દક્ષિણમાં આવેલું શિવનું એક પ્રસિદ્ધ તીર્થ ૦કર્ણાસ્થિ ન૦ ગાયના કાનના આકારનું હાડકું,'સ્કેફૉઇડ બોન' ૦કર્ણી સ્ત્રી૦ એક વનસ્પતિ,દુર્વા ૦કશી સ્ત્રી૦ ગોવવ. ૦કળઆઠમ સ્ત્રી૦ શ્રાવણ વદ આઠમ કૃષ્ણની જન્મતિથિ ૦કળગાય સ્ત્રી૦ ચોમાસામાં થતું એક લાલ અને સુંવાળું જીવડું, ઇંદ્રગોપ (૨) શિંગડાંવાળું એક જીવડું (તેને પરમેશ્વરની ગાય પણ કહે છે ) ૦કળિયું ન૦ ગોકુળ(લાલિત્યવાચક) (૨)વિ૦ ગોકુળનું. -ને અંગેનું ૦કળગાંડું વિ૦ ગોકુળની ગોપી જેવું ગાંડું, સાવ ભાન વગરનું ૦કળી પું૦ ગાયોનો ગોવાળ,રબારી(કા ) ૦કિ(-કી)લ ન૦ જુઓ ગોકીલ

ગોકીરો પું૦ શોરબકોર, ઘોંઘાટ [મુસળ

ગોકીલ ન૦[સં ] હળ(૨)ખેતરમાં ઢેફાં ભાગવાનું

ગોકુલ(-ળ) ન૦[સં ] ગાયોનું ટોળું (૨)[સ ] મથુરા પાસેનું, કૃષ્ણ જ્યાં ઊછર્યા હતા તે ગામ. ૦ચંદ, ૦નાથ પું૦(સ ) કૃષ્ણ ૦પુરી સ્ત્રી૦ (સ )ગોકુળ ગામ(૨) [લા ] બધી બાબતોમાં સુખી એવું કુટુંબ કે ગામ (૩)અતિ આનંદ -ળિયો રોગ પું૦ વિરહને લીધે થતો રોગ

ગોખ (ગૉ) પું૦[सं गवाक्ष, प्रा गवक्ख]છજું, ઝરૂખો (૨) ગોખલો

ગોખણ ન૦ ['ગોખવું' પરથી] ગોખવું તે ૦પટ્ટી સ્ત્રી૦ ગોખી પાડવું તે -ણિયું વિ૦ ગોખી પાડનારું કે ગોખણપટ્ટીનું

ગોખર પું૦ [સં ] ગાયોમાં ઊછરેલો ગધેડો

ગોખરવા પું૦ બ૦ વ૦ ['ગોખરુ' પરથી ?] (ચ ) બહુ પાકી ગયેલા ઈંટોના કકડા (ઈંટવાડામાં નીચે હોય છે તેવા)

ગોખરુ પું૦,ન૦[सं गोक्षुर, प्रा गोक्खुरय] એક વનસ્પતિ (૨)એનું કાંટાવાળું બીજ (૩) એક તરેહની કીત

ગોખલો (ગૉ) પું૦ [જુઓ ગોખ] ગોખ, તાકું. -લિયું ન૦ મધપૂડાનું ખાનું -લી સ્ત્રી૦ નાનો ગોખલો

ગોખવું સ૦ક્રિ૦[स घुष्, सर० हिं घोखना, म. घोकणें, गोखणे] (મોઢે કરવા) વાર વાર બોલવું. [ગોખી કાઢવું, નાખવું, પાડવું, મારવું = મોઢે કરી દેવું ગોખી રાખવું = મોઢે કરી રાખવું (૨) પાકું યાદ રાખવું ] [કરવું

ગોખાટવું સ૦ક્રિ૦['ગોખવું' પરથી] ગોખ ગોખ

ગોખો (ગૉ?) પું૦ પક્ષીનો માળો

ગોગડું વિ૦ [ગૂગળું ?] (કા )અસ્પષ્ટ ઉચ્ચારવાળું, તોતળું

ગોગળો પું૦ [ગળું' પરથી] (કા ) હડપચીની નીચેનો ગળા તરફ લચી પડતો ભાગ (૨) ઊંટ મસ્તીમાં આવે ત્યારે મોમાંથી જીભની પાછળથી તાળવાનો ભાગ બહાર કાઢે છે તે

ગોગું વિ૦ માલ વગરનું (૨) આવડ વગરનું

ગોગ્રાસ પું૦[સં ] જમતા પહેલાં ગાયને માટે જુદું કાઢેલું અન્ન, ગવાહ્નિક

ગોચર વિ૦[સં.]ઇંદ્રિયગમ્ય(૨)ન૦ ગૌચર,ચરો ૦તા સ્ત્રી૦ -રી સ્ત્રી૦ ભિક્ષા

ગોચળું ન૦ [ગૂંછળું' પરથી] વર્તુલાકારમાં એકઠાં થવું તે, ટોળું [ગોચળાં ગણવાં = વાંમાટામાં કરવા, ખચકાવું, (કશાનો) પાર ન મૂકવો–ગૂંચવાયા કરવું ]

ગોઘ્ન વિ૦ [સં] ગોહત્યારું, ગાય મારનાર

ગોજું વિ૦ [फा गोज = વાછૂટ પરથી ?] ગંદું

ગોઝાર સ્ત્રી૦ [सं गुह्यागार] જુઓ ગજાર

ગોઝારુ વિ૦ (सं गो + હત્યારું(सं हत्या)] ગાયની હત્યા કરનાર,પાપી(૨)જ્યાં હત્યા થઈ હોય એવું,અપવિત્ર -રો પું૦ ગોઘ્ન(૨)હત્યારો

ગોટ પું૦ [प्रा घोट्ट?]ઘૂંટડો(૨)[જુઓ ગોટો] ગોટો (ધુમાડાનો) (૩) [સર૦ न ] બૈરાં તથા છોકરાંને હાથે પહેરવાનું એક ઘરેણું (૪) [हिं ] બીજા રંગના કપડાને ઓટીને મૂકેલી કિનાર (જેમ કે, બનૂસ, સીના કબજાને)

ગોટપીટ ન૦ [રવ૦] અંગ્રેજી કે તે બોલવું તે (કટાક્ષમાં) [-કરવું = અંગ્રેજી (જરા રોફથી કે ભાંગ્યુંતૂટ્યું) બોલવું ]

**ગોદાટવું** સ૦ક્રિ૦ ['ગોદો' ઉપરથી]ગોદા મારવા (૨) [લા.] વારવાર કહ્યા કરવું, ટોકવું
**ગોદાન** ન૦[સં] ગાયનું દાન(૨)કેશ કપાવવાનો સસ્કાર–વિધિ
**ગોદામ** સ્ત્રી૦,ન૦ [હિં, સર૦ ઇં गोडाउन] ગોદી
**ગોદાવરી** સ્ત્રી૦ [સં](સ )દક્ષિણની એક નદી (૨) વિ૦ બાર (સંકેતમાં)
**ગોદાવવું** સ૦ ક્રિ૦ 'ગોદવું'નું પ્રેરક (૨) ગોદા મારવો(૩)[લા ]ટોકીને જાગ્રત કે સતેજ કરવું
**ગોદી** સ્ત્રી૦ [હિં, મ ]અ દર પાણી કઢાય ઘલાય એવી સવડવાળુ, વહાણો બાંધવાનું અને ઊભા રાખવાનુ બ દર (૨) ગોડાઉન
**ગોદો** પુ૦ ગોદાવે–ખૂચે યા ભોંકાય એવુ ઊપસેલુ તે (૨) મુક્કો, ઠાસો (૩)[લા ] ખોટ, નુકસાન [–આવવો –લાગવો,–વાગવો= ખોટ આવવી, નુકસાન થવુ –ઘાલવો= જવાબદારી – ખર્ચ કે લપ વળગાડવાં –મારવો=ઠાંસો મારવો(૨)નુકસાન કરવું]
**ગોધણ** ન૦ [જુઓ ગોધન] ગાયોનુ ટોળુ
**ગોધન** ન૦[સં ]ગાયોરૂપી ધન–દોલત(૨)ગોધણ
**ગોધરિયુ** વિ૦ [મં गोध्र धर=પર્વત] ગોધરા તરફનુ(લાકડુ) [–તેલ=ગોધરા તરફનું હલકી જાતનું તેલ –વાળુ =મૂર્ખાઓનું ટોળુ]
**ગોધલિયુ** ન૦ ['ગોધો' ઉપરથી] નાનો બળદ, વાછરડો
**ગોધાઈ** સ્ત્રી૦ એક જાતની ભૂતડી
**ગોધુલગન** ન૦[જુઓ 'ગોધૂલિક'(લગ્ન)] ગોરજ –સમીસાંજનુ લગ્ન
**ગોધુ(–ધૂ)મ** પુ૦બ૦વ૦ [સં] ઘઉં
**ગોધુ** ન૦ જુઓ ગોધલિયુ
**ગોધૂમ** પુ૦બ૦વ૦[સં] ગોધુમ, ઘઉં [(લગ્ન)
**ગોધૂલિ(–ળિ)ક** વિ૦[સં ]ગોરજ–સમીસાંજનું
**ગોધૂળિયુ** ન૦જુઓ ગોધુલગન [કરેલો બળદ
**ગોધો** પુ૦ [સં गो+धव]આખલો,ખસ્સી નહિ
**ગોપ** પુ૦ [જુઓ ગોફ] (પુરુષનુ) કાટનું એક ઘરેણુ ૦હાર પુ૦ (સ્ત્રીનું) તેવું ઘરેણુ
**ગોપ** પુ૦[સં] ગોવાળિયો ૦કાવ્ય ન૦ ગ્રામ જીવન વર્ણવતું કાવ્ય, 'પેસ્ટોરલ' ૦જા સ્ત્રી૦ ગોપકન્યા, ગોપી
**ગોપદ** ન૦ [સં] ગાયનું પગલુ, ગોષ્પદ
**ગોપન** ન૦, –ના સ્ત્રી૦ [સં] સરક્ષણ(૨)ગુપ્ત રાખવું તે
**ગોપનીય** વિ૦ [સં] ગોપ્ય,ગુપ્ત રાખવા યોગ્ય
**ગોપવવુ, ગોપવુ** સ૦ ક્રિ૦ [સં गुप् ઉપરથી] સતાડવું, છુપાવવુ
**ગોપાલ(–ળ),૦ક** પુ૦[સં ]ગોવાળિયો(૨)રાજા (૩) [સ ] કૃષ્ણ –લિકા, –લી સ્ત્રી૦ ગોપી (૨) એક વનસ્પતિ
**ગોપાષ્ટમી** સ્ત્રી૦ [સં] કારતક સુદ ૮
**ગોપી,–પિકા** સ્ત્રી૦[સં ]ગોવાળણ(૨)વૃંદાવનની કૃષ્ણભક્ત ગોપી ૦જન સ્ત્રી૦બ૦વ૦ ગોપીલોક
**ગોપીચદન** ન૦ ટીલુ કરવામાં વપરાતી એક પીળી માટી [(ગાઠનુ) ગોપીચદન કરવુ= (ગાઠના) પૈસા બગાડવા, (જાતે) નુકસાનમા ઊતરવુ] [(૨) મુખ્ય દ્વાર
**ગોપુર** ન૦ [સં] શહેરનો કે મદિરનો દરવાજો
**ગોપ્તા** પુ૦ [સં] રક્ષક, વાલી
**ગોપ્ય** વિ૦ [સં] ગુપ્ત રાખવા યોગ્ય, ગોપનીય
**ગોફ** પુ૦ [સં गुम्फ] કોટનું એક ઘરેણુ (૨) હાથનું એક ઘરેણુ (૩) રાસ રમતાંની સાથે હાથમાંના રગબેરગી દોરડા ગૂંથાતા જાય છે તે રમત [મ સર૦]
**ગોફણ** સ્ત્રી૦ [દે गुफण, दे गोफणा, सं गो+फणा]ગોળા–પથરા ફેંકવાનું ઓતર જેવું સાધન –ણિયુ વિ૦ ગોફણના કામનું, કઠણ (પથ્થર) (૨) થોડા ઘીના કઠણ (નાના લાડુ) –ણિયો પુ૦ ગોફણમાં ફેંકવાનો ગોળો(૨) [લા ] લાડુ (વ્યગમા)
**ગોફણડો** પુ૦, **ગોફણી** સ્ત્રી૦ [સં गुफ् કે गोफणा પરથી?] અબોડે લટકાવવાનું સ્ત્રીઓનું એક ઘરેણુ
**ગોફણો** પુ૦ જુઓ ગોફણી(૨)ત્રુગા પર જડેલો લાકડાનો એક ભાગ [ભૂકો
**ગોબર** ન૦[દે गोवर](ગાયનું) છાણ(૨)છાણાનો
**ગોબરુ** પુ૦[જુઓ ગોવરુ ]ઓરી,એક જાતની શીતળા, ગોદડિયુ
**ગોબરુ** વિ૦['ગોબર' ઉપરથી]ગદુ(૨)ન૦ગોબર
**ગોબરો** પુ૦ ધૂસરી બાધવાની હળની દાંડી

**ગોબાવું** અ૦ક્રિ૦ 'ગોબો'માં જુઓ
**ગોબો** પુ૦ પછડાયાથી ધાતુની બનેલી વસ્તુની સપાટીમાં પડેલો ખાડો [-ઉપાડવો=ગોબાને બરાબર કરવો -પડવો=ગોબાનો ખાડો થવો] -બાવું અ૦ક્રિ૦ ગોબો પડવો
**ગોબ્રાહ્મણપ્રતિપાલ(-ળ)** વિ૦(૨) પુ૦[સં] ગાય ને બ્રાહ્મણનો રક્ષક (રાજા)
**ગોમ** સ્ત્રી૦ [સર૦ હિં ,મ]ખોડ (ખાસ કરીને ઘોડાની) (૨) આનાકાની
**ગોમટો** પુ૦ [સર૦ म. गोमटा] વણાટમાં જોગ પાડવા કરાતી રચના, રાચ
**ગોમય(-ળ)** ન૦ [સં] ગાયનું છાણ
**ગોમંડલ(-ળ)** ન૦[સં.]પૃથ્વીનો ગોળાકાર-ચક્ર
**ગોમાયુ** ન૦ [સં] શિયાળ
**ગોમાંસ** ન૦ [સં] ગાયનું માંસ
**ગોમુખ** ન૦ [સં] ગાયનું મોઢું (ખાસ કરીને પથ્થર વગેરેમાંથી બનાવેલું) (૨) એક જાતનું નગારું -ખી સ્ત્રી૦ માળા જપવાની ગાયના મુખના આકારની કોથળી
**ગોમૂત્ર** ન૦[સં] ગાયનું મૂતર, ગૌમૂત્ર -ત્રિકા સ્ત્રી૦ ગાયના મૂતરની ધાર જેવી આકૃતિ (૨) એક પ્રકારનું ચિત્રકાવ્ય
**ગોમેદ** પુ૦ [સં] એક જાતનો હીરો, પોખરાજ
**ગોમેધ** પુ૦[સં.]જેમાં ગાયનો ભોગ આપવાનો હોય તેવો યજ્ઞ
**ગોયણી** (ગૉ) સ્ત્રી૦ ['ગોર'નું સ્ત્રીલિંગ] ગોરાણી (૨) [સં गौरी ઉપરથી]સૌભાગ્યવતી સ્ત્રી(૩) વ્રત નિમિત્તે જમવા બોલાવેલી સૌભાગ્યવતી સ્ત્રી [-કરવી, -જમાડવી=(બાધા અંગે) સોહાગણને જમવા બોલાવવી -માનવી સોહાગણને જમાડવાની બાધા રાખવી -વાળવી=ગોયણી જમાડવી.]
**ગોયરો** (ગૉ) સ્ત્રી૦ [સં. गौरी] ગોરમાનું વ્રત
**ગોર** (ગૉ) પુ૦ [फा] વિચાર, મનન
**ગોર** પુ૦ ['ગરવું' ઉપરથી ?] (છાણાંનો) ભૂકો, ગેરો (૨) [જુઓ 'ધોરી'] ઢોરનો સમૂહ
**ગોર** (ગૉ) પુ૦ [સં गुरु] પુરોહિત (૨) પંડો (૩)સ્ત્રી૦['ર'માં યશ્રુતિ]જુઓ ગોરમા ૦પદું ન૦ યજમાનવૃત્તિ, ગોરનું કામ
**ગોરક્ષ** વિ૦ [સં] ગાયોનું રક્ષણ કરનાર (૨) ઇંદ્રિયોને કબજે રાખનારું. ૦ક પુ૦ ગાયોનું રક્ષણ કરનાર,ગોવાળ. ૦ણ ન૦, -ક્ષા સ્ત્રી૦ ગાયોનું રક્ષણ ૦ણી વિ૦ ગૌરક્ષણને લગતું
**ગોરખ** વિ૦ [સં गोरक्ष] ઇંદ્રિયોને સ્વાધીન રાખનારું, સંયમી (૨) પુ૦ શિવમાર્ગી સાધુઓનો એક પ્રકાર (૩) પું૦ (સં) મત્સ્યેન્દ્રનો પ્રસિદ્ધ શિષ્ય ગોરખનાથ [આગે આગે ગોરખ જાગે=આગળની વાત આગળ જોવાશે, 'સૌ થશે'-વખત આવ્યે કાંઈક જડશે-એવો ભાવ] ૦આમલી, ૦આંબલી સ્ત્રી૦ એક ઝાડ (૨) એનું ફળ ૦ધંધો પુ૦ ગોરખપંથી રાખે છે એવું એક યંત્ર (૨) [લા]એકના એક કામનું નિરર્થક પુનરાવર્તન ૦પંથ પુ૦ ગોરખ સાધુઓનો પંથ ૦પંથી વિ૦ ગોરખપંથનો અનુયાયી ૦ગાંજો,૦બુટ્ટી પુ૦ એક વનસ્પતિ ૦મૂંડી સ્ત્રી૦ એક વનસ્પતિ
**ગોરજ** સ્ત્રી૦ [સં] ગાયોના ચાલવાથી ઊડતી રજ-ધૂળ(૨)[લા] સમીસાંજ ૦લગ્ન ન૦ સમીસાંજનું લગ્ન
**ગોરજી** (ગૉ) પુ૦ [સં गुरु+જી] જૈન સાધુ-ધર્મોપદેશક
**ગોરટ,-ટિયું,-ડું** વિ૦ [સં गौर, प्रा गोर] ગોરું, ગોરાટ
**ગોરડ,-ડિયો બાવળ** પુ૦ એક વનસ્પતિ
**ગોરણી** (ગૉ) સ્ત્રી૦ જુઓ ગોયણી
**ગોરતો** (ગૉર,) પું૦ [સં गौरी ઉપરથી] સૌભાગ્યવતી સ્ત્રીઓને જમાડવાનું એક વ્રત
**ગોરધન** પુ૦ (સં) જુઓ ગોવર્ધન
**ગોરપદું** (ગૉ) ન૦ [સં गुरु+पद] જુઓ 'ગોર [ગૉ]'માં
**ગોરબસરા** ન૦ એક પક્ષી
**ગોરમટી** સ્ત્રી૦ [સં गौरमृत्तिका]લાલ-પીળી માટી, મરોડી
**ગોરમા** (ગૉર,) સ્ત્રી૦[સં. गौरी+माता] ગૌરી, પાર્વતી (૨) કુમારિકાઓનું ગૌરીપૂજનનું વ્રત
**ગોરલ** વિ૦ વહાલું, પ્રિય
**ગોરવ** પુ૦ [સં गौरव, प्रा गोरव=બહુમાન, આદર] વર અને એનાં સગાંનું ગૌરવ-માન

વધારવા કન્યાપક્ષ તરફથી કરાતુ જમણ [-દેવા, નોતરવા=ગોરવનું જમણ આપવું]

**ગોરસ** ન૦ [सं] દૂધ, દહીં વગેરે (૨) તે રાખવાનું પાત્ર,ગોરસી ૦ડુ ન૦ જુઓ ગોરસુ ૦શાસ્ત્ર ન૦ ગોરસ અંગેની વિદ્યા,'ડેરીઇંગ' ૦શાસ્ત્રી પુ૦ ગોરસશાસ્ત્રનો વિદ્વાન -સિયુ વિ૦ ગોરસ વાળુ (૨) ન૦ જુઓ ગોરસ -સી સ્ત્રી૦,-સું ન૦ દહીં દૂધ રાખવાનું માટીનું વાસણ,દોણી

**ગોરભ(-ભા)વુ** અ૦ક્રિ૦ [सं घोर+भाव] ઘનઘોર થવુ (વાદળાથી આકાશનું) (૨)ઘુમાવુ (૩)સૂઝ ન પડવાથી ગૂંચવાવુ

**ગોરંભો** પુ૦'ગોરભાવુ તે, ગૂંચવણ(૨)ઘેરો(૩) વાદળા ચડી આવવાં તે [-ઘાલવો=વાદળ ચડી આવવાં (૨) ધૂંધવાતું-ચડેલુ મો કરવુ (૩) મુશ્કેલીમાં મૂકવુ ]

**ગોરાટ** વિ૦ જુઓ ગોરટ [જમીન)

**ગોરાટ(-ડુ)** વિ૦[सं गौर ઉપરથી]પોચી,રેતાળ અને લાલાશ વા પીળાશ મારતી (માટી વા

**ગોરાણી** (ગો) સ્ત્રી૦ [જુઓ 'ગોર' તેનું સ્ત્રી૦] ગોરની સ્ત્રી (૨) ગુરુપત્ની કે સ્ત્રીગુરુ

**ગોરાદે, ગોરી** સ્ત્રી૦ [सं गौरदेहिनी, गौरी] ગોરા દેહવાળી સ્ત્રી

**ગોરિયો** પુ૦ [सं गौर, प्रा गोर ઉપરથી] વાછડો (બહુધા ગોરો)

**ગોરી** સ્ત્રી૦ [सं गौरी, प्रा] જુઓ ગોરાદે

**ગોરીલો** પુ૦ [इ] એક જાતનો મોટો વાંદરો

**ગોરુચદન** ન૦ જુઓ ગોરોચન

**ગોરુ** વિ૦ [सं गौर, प्रा गोर] સફેદ-ઊજળા રંગનુ -રાશ સ્ત્રી૦ ગોરતા ૦ગફ, ૦ગફાક એકદમ ગોરુ -રો પુ૦ ગોરી ચામડીનો પરદેશી(યુરોપ અમેરિકા વગેરે દેશોનો)માણસ

**ગોરોચન** ન૦, -ના [सं] સ્ત્રી૦ ગાયના માથામાંથી મળતી કે તેના પિત્ત યા મૂત્રમાથી બનાવાતી એક ઔષધિ

**ગોલ** પુ૦ [इ](ફૂટબૉલ વગેરે રમતોમા) પોયુ [-કરવો=તે રમત જીતવી,પોયુ કરવું]

**ગોલ(-ળ)** વિ૦[सं]વર્તુલના-દડાના આકારનું (૨) પુ૦ ગોળ આકાર -લા(-ળા)ર્ધ પુ૦ [+અર્ધ] અર્ધગોળ (૨) પૃથ્વીનો અર્ધો ગોળો -લીય વિ૦ ગોળાકાર, ગોળને લગતુ, 'સ્ફેરિકલ' [ગ ]

**ગોલક** પુ૦ [सं] ગોળો (૨) વિધવાને જાર કર્મથી થયેલો પુત્ર (૩) ગોલો (૪) ન૦ ઇંદ્રિયોનું અધિષ્ઠાન-જે દ્વારા તેનુ કામ થાય છે તે જગા

**ગોલક** પુ૦ [फा गुल्क] પૈસા નાખવાનો ગલ્લો-પેટી [-મા નાખવુ,-મા મૂકવું = ગલ્લામા નાખવુ, સંઘરો કરવો ]

**ગોલણ,-વાડ** જુઓ 'ગોલો'મા

**ગોલમાલ** પુ૦ [हिं] ગરબડગોટો,અવ્યવસ્થા

**ગોલવું** (ગો) સ૦ક્રિ૦ પગ વડે ખૂંદી નાખવુ

**ગોલદાજ** પુ૦ [फा] તોપચી

**ગોલાપો** પુ૦ જુઓ 'ગોલો'મા

**ગોલાબારૂદ** પુ૦ [फा गोलह+वारूद (फा)] દારૂગોળો [[सं]માં

**ગોલા(-ળા)ર્ધ, ગોલીય** [सं] જુઓ 'ગોલ'

**ગોલો** પુ૦ [सं गोल,-ला] એ નામની જ્ઞાતિનો માણસ(૨) જનાનખાનાનો નોકર(૩) ગંજીફાનું એક પત્તુ -લણ સ્ત્રી૦ ગોલાની સ્ત્રી,ગોલી. -લવાડ સ્ત્રી૦ ગોલાઓનો વાસ -લાપો પુ૦ ગોલાપણુ, દાસત્વ. -લાં ન૦બ૦વ૦ જનાનખાનાનાં હલકા દરજ્જાના દાસદાસી -લી સ્ત્રી૦ ગોલણ (૨) વહારણ [સ્થાન

**ગોલોક** પુ૦[सं](સ )વિષ્ણુ વા કૃષ્ણનું નિવાસ-

**ગોલ્લૈયો** પુ૦ [જુઓ ઘોલ્લૈયો] વગર નોતરે જમતો ફરતો આદમી

**ગોલ્લો** પુ૦ [सं गो ઉપરથી] વાછરડો (૨) માતાનો ચુસ્ત ભક્ત(૩) જુઓ ગોલ્લૈયો (૪) ['ગુલામ' કે 'ગોલો' ઉપરથી] ગંજીફાનો ગોલો -એક પાનું

**ગોવધ** પુ૦ [सं] ગાયનો વધ

**ગોવર** પુ૦ [दे गोवर] ગોર, છાણાંનો ભૂકો

**ગોવરુ** ન૦ [સર૦ म गोंवर, का गोब्बर] (સુ) ગોબરુ, ઓરી, શીતળાની જાતનો એક રોગ [-આવવું=ઓરી નીકળવી]

**ગોવર્ધન** પુ૦ [सं] (સ ) વૃંદાવનમા આવેલો એક ડુંગર ૦ધર, ૦ધારી પુ૦(સ ) કૃષ્ણ

ગોવવું સ૦ક્રિ૦ [સર૦ મ गोवर्णे, प्रा. गोव = છુપાવવુ પરથી ?] ફસાવવુ
ગોવંશ પું૦ [सं] ગાયની ઓલાદ, બળદ
ગોવા ન૦(સ.)પોર્ટુગીઝોના તાબાનું શહેર. [-નું ગડગડિયું = (લા ) શ્રીફળ, પાણીચું, રજા.] ૦મ(૦ર)ણ સ્ત્રી૦ ગોવા તરફની સ્ત્રી. ૦ગરું વિ૦ ગોવા તરફનું, ગોવાનુ. ૦ગરણ સ્ત્રી૦ જુઓ ગોવાગણ
ગોવારું ન૦[सं गो + वृद] ગાય-ઢોરનુ ટોળુ
ગોવાલ(-ળ)ણી સ્ત્રી૦ [सं गोपालिनी, प्रा. गोवालिणी] ગોવાળણ
ગોવાવું અ૦ક્રિ૦ વગોવાવુ(૨)'ગોવવું'નુ કર્મણિ
ગોવાળ,-ળિયો,-ળો પુ૦ [सं गोपाल, प्रा. गोवाल, गोवाल(-लि)य] ગાય-ઢોર ચરાવનારો ૦ણ(-ણી) સ્ત્રી૦ગાય-ઢોર ચરાવનારી, ગોવાળની સ્ત્રી ૦બકરી સ્ત્રી૦ છોકરાની એક રમત. -ળી સ્ત્રી૦, -ળું ન૦ ગોવાળનો ધંધો
ગોવાંદરું(૦) ન૦ [सं. गोवृंद] ગોંદરુ, પાદર
ગોવિંદ પુ૦ [सं.] (સ ) કૃષ્ણ
ગોવૃંદ ન૦ [सं] ગાયોનુ ટોળુ
ગોવ્રજ ન૦ [सं] ગાયોને બાંધવાનો વાડો (૨) ગાયોને ચારવાની જગા (૩) ગાયોનું ટોળુ
ગોશપેચ વિ૦[फा]કાન ઢાંકી દે તેવુ(પાઘડીમાટે)
ગોશા પુ૦[फा]ખૂણો,એકાંતસ્થાન ૦નશીની, -શેગીરી સ્ત્રી૦ અલગ રહેવું તે,એકાંતવાસ
ગોશાલક પુ૦[सं] (સ ) મહાવીરનો એક સમકાલીન અને પ્રતિસ્પર્ધી - આજીવક
ગોશાલા(-ળા) સ્ત્રી૦ [सं] જુઓ ગોશાળા
ગોશાસ્ત્ર ન૦[स] ગોપાલનનું-ગોરક્ષાનું શાસ્ત્ર
ગોશીતલા સ્ત્રી૦ [ગો+શીતલા] શીતલા
ગોશ્ત ન૦ [फा] ગોસ, માસ
ગોષ્ઠ પું૦ [सं] ગાયોનો વાડો (૨) ભરવાડવાડો
ગોષ્ટિ(-ષ્ઠી) સ્ત્રી૦ [सं] વાતચીત; ગોઠડી (૨) મસલત, છૂપી વાતચીત(૩)એક પ્રકારનુ એક-અંકી નાટક ૦વિનોદ પું૦ ગોષ્ઠિ અને વિનોદ
ગોષ્પ(-ષ્પા)દ ન૦ [सं] ગાયેનું પગલુ
ગોસ વિ૦ [સર૦ हिं]જમણી બાજુનું (સુકાન ફેરવવા વિષે)(૨) ન૦ સઢની નાથનુ દોરડુ(૩) [फा गोश्त] માસ(૪)[अ] એક પદવીનો પીર
ગોસંખ્ય પું૦ [सं.] ગોવાળ
ગોસાંઈ(૦) પું૦ [सं गो + स्वामी -प्रा सामि] એક જાતનો સાધુ-વેરાગી(૨)મૂળ ગોસાઈ પણ હાલ ગૃહસ્થીમા રહેતી એક નાત ૦જી પુ૦ જુઓ ગોસ્વામી -ઇયણ સ્ત્રી૦ ગોસાઈની સ્ત્રી
ગોસેવા સ્ત્રી૦ [सं]ગાય ને તેના વંશની સેવા. -વક પું૦ ગોસેવા કરનાર [એક અડક
ગોસ્વામી પું૦ [सं] વૈષ્ણવોનો આચાર્ય (૨)
ગોહ સ્ત્રી૦ [सं], ૦ર પું૦ [सं गह्वर ?] ગુફા
ગોહત્યા સ્ત્રી૦[सं] ગાયને મારી નાખવી તે(૨) તેનુ પાપ. ૦રું વિ૦ ગોહત્યા કરનાર (૨)ગોઝારું
ગોહાવું અ૦ક્રિ૦ ['ગુહા' ઉપરથી ? કે सं गुह् ઉપરથી ?] અંધારે અટવાવુ, ગૂંચાવુ
ગોહિલ પું૦ [दे गोह = યોદ્ધો, ગામનો મુખી, કોટવાળ ઉપરથી ?] એ નામની જાતનો કે અડકનો ક્ષત્રિય ૦વાડ પું૦, ન૦ (સ ) કાઠિયાવાડનો એક ભાગ
ગોળ વિ૦ (૨)પું૦ જુઓ ગોલ(૩)પું૦ પરસ્પર કન્યાની લેવડદેવડ માટે નક્કી કરેલું નાતીલાઓનું જૂથ [-તોડવો = બેટીવહેવારના ગોળ બહાર જવુ -બાંધવો = કન્યાની લેવડદેવડ માટે નાતીલાઓ કે ગામોનુ જૂથ બાધવું -ભમરડા જેવું = મોટા મીંડા જેવુ, શૂન્ય, ખોટું.] ૦ગોળ વિ૦ અસ્પષ્ટ,ઉડાઉ ૦મટોળ વિ૦ બરાબર ગોળ(૨)[લા]હૃષ્ટપુષ્ટ. ૦લાકડી સ્ત્રી૦જુઓ ગૂડાલાકડી -ળાઈ સ્ત્રી૦ગોળપણું. -ળાકાર વિ૦ ગોળ. -ળાકૃતિ વિ૦ ગોળાકાર (૨)સ્ત્રી૦ ગોળ આકૃતિ. -ળાર્ધ પુ૦ ગોલાર્ધ
ગોળ (ગો) પું૦ [सं गुड, गुल]શેરડીના રસને ઉકાળીને બનાવાતુ એક ખાદ્ય [-ખાવો, -ખાઈ લેવો = સ્વાર્થ સાધવો -નું ગાડું-(-લ્લું), -નું માટલું = અતિપ્રિય-ગમતી વસ્તુ -ને પાણીએ નાહવું, નાહી નાખવું = આશા છોડી દેવી (૨) છેતરાવું. ગોળે વીંટાળેલી વાત = ઉપરથી મીઠી લાગે-ગમે તેવી વાત ] ૦કેરી સ્ત્રી૦ ગોળવાળું કેરીનું એક અથાણું ૦ગોળ વિ૦ નરમ,પૂર્ણ રીતે ચડી ગયેલુ (૨) [લા] જેનુ મન પીગળી ગયું હોય-પૂર્ણ રીતે અનુકૂળ થઈ ગયું હોય

એવું ૦ચું નo જેમાં ગોળનું પ્રમાણ વધારે હોય એવું અથાણું ૦ધાણા પુo બo વo ગોળ સાથે ભેળવેલા ધાણા (માંગલિક અવસરે વહેંચાય છે).૦પાપડી સ્ત્રીo એક મીઠી વાની, સુખડી [–આપવી = માર મારવો]

ગોળમેજી વિo (૨) સ્ત્રીo ગોળ મેજને ફરતા બેસીને ભરાતી (પરિષદ)

ગોળવા પુoબoવo ['ગોળ' ઉપરથી] સ્ત્રીઓનાં હાથનાં સોનાનાં કડા (૨) તેવા ઘાટની કાચની બંગડી

ગોળિયો પુo ['ગોળ' ઉપરથી] ગોફણ વડે ફેંકવાનો ગોળો(૨)ટૂંકો અને ગોળ મોભિયાનો કકડો(૩)ગોળો,ગોળ આકૃતિ [મા

ગોળાઈ,–કાર,–કૃતિ,–ર્ધ જુઓ 'ગોળ વિo'

ગોળિયા કેરી (ગો) સ્ત્રીo [ગોળ + કેરી] એક જાતનુ કેરીનું અથાણું [ખાલી માટલું

ગોળિયો (ગો) પુo ['ગોળ' ઉપરથી] ગોળનું

ગોળી સ્ત્રીo[सं गुली, गुलिका; दे गोल्लिया] કોઈ નાની ગોળ વસ્તુ(૨)દવાની ગોળી,ગુટિકા (૩) બંદૂક કે પિસ્તોલમાં ભરીને મારવાની (સીસાની) ગોળી (૪)પાણી ભરવાની માટલી (૫)[સરo दे गोली = રવૈયો] દહીં વલોવવાનું ગોળ વાસણ(૬)અડકોષ(૭)[?]નુકસાન;ખોટ (–આવવી, બેસવી, વાગવી = ખોટ જવી, નુકસાન થવુ)[–ખાવી = દવાની ગોળી ખાવી (૨)લાડુની ગોળી ખાવી (૩) બંદૂકની ગોળી (સામે મોઢે) જાત પર ઝીલવી – વાગે એમ કરવું –છૂટવી = બંદૂકમાંથી ગોળી નીકળવી,બંદૂક ચાલવી –છોડવી, –મારવી = બંદૂક ચલાવવી, ગોળીબાર કરવો –વાગવી = બંદૂકની ગોળીથી ઘવાવું કે તેના જેવું દરદ થવુ (૨) કામના ફળવી ,સફળ થવુ –વાળવી = ગોળી કરવી – બનાવવી ગોળીનું પાણી સુકાવુ = (પૈસાનું કે બીજુ ) નુકસાન થવું ] ૦ડું નo વલોવવાની ગોળી (?) ૦બાર પુo બંદૂકમાંથી કે પિસ્તોલમાંથી ગોળી છોડવી તે

ગોળો પુo [सं गोलक, फा गोलह] કોઈ પણ ગોળ વસ્તુ, પિંડો(૨)ગોફણથી મારવાનો પિંડો (૩)તોપથી મારવાનો પિંડો(૪)પાણી ભરવાની મોટી ગોળી (૫) પેટનો વાયુનો એક રોગ (૬) ગપગોળો (૭) ફાનસનો કે વીજળીના દીવાનો પોટો [–ચઢવો = પેટમાં વાયુ ચડવો –ગબડાવવો = ગપ હાંકવી (૨) અડચણ નાખવી ગોળો ને ગોફણ સાથે જવાં = અલાબલા – નડતર દૂર થવી ] ૦પિ (–પી)- ડાળો પુo ગોટાળો,સેળભેળ [–વાળવો = ગોળ ગોળ, અસ્પષ્ટ – મુદ્દા બહાર બોલવુ ]

ગોંગડો (ગોo) પુo + જુઓ ગાંગડો

ગોંડ પુo [मं , दे गोंड = જંગલ]વિંધ્ય પ્રાંતની એક રાની પરજની જાતનો માણસ [ગાંદરો

ગોંદરુ (ગોo) નo જુઓ ગાદરુ –રો પુo જુઓ

ગોંદળી (ગોo) સ્ત્રીo ગોળ, જાડુ લાકડું

ગોંદો(ગોo)પુo['ગૂંદવું' ઉપરથી] ગૂંદો – રસોઈની બધી વાનીઓનો ખીચડો [–કરવો, = બધાનો ખીચડો – લોંદો કરવો(૨)ગોટો વાળવો ]

ગોંધવુ (ગોo)સoક્રિoબંધ જગામાં પૂરવુ,કેદ કરવુ

ગોંધળ (ગોo) પુo સેળભેળ, ખીચડો (૨)[સરo म ] ગોટાળો

ગોંધિયારુ (ગોo) વિo[ ગોંધવુ' ઉપરથી]ગોંધાઈ મરાય એવું બંધિયાર (૨) નo ઘોલકુ

ગૌ સ્ત્રીo [सं गो, प्रा गउ] ગાય ૦ગોટો પુo જુઓ ગોરોચન ૦ગ્રાસ પુo જુઓ ગોગ્રાસ ૦ચર નo ગોચર, ચરો ૦ચારણ વિo(૨)પુo ગાયો ચારનાર ૦દાન નo ગાયનું દાન ૦ધન નo ગાયોરૂપી ધન ૦બ્રાહ્મણ પ્રતિપાલ(–ળ) વિo ગાયો અને બ્રાહ્મણોનું પાલનપોષણ કરનાર(રાજા) ૦મુખ નo ગાયનું મોં,ગોમુખ ૦મુખિયુ વિo દેખીતુ ગાયના મોં જેવુ – દીન મુખવાળુ ૦મુખી સ્ત્રીo જુઓ ગોમુખી ૦મુખું વિo જુઓ ગૌમુખિયુ ૦મુખો વાઘ = બહારથી ગરીબ પણ અંદરથી ક્રૂર ૦મૂત્ર નo ગાયનુ મૂતર ૦રક્ષણ નo, ૦રક્ષા સ્ત્રીo ગાયની રક્ષા ૦શાલા(-ળા) સ્ત્રીo ગાયો રાખવાનું મકાન અથવા વાડો (૨) દુગ્ધાલય ૦શીતળા પુo (ગાયની) રસી મૂકીને કાઢેલા બળિયા

ગૌડ પુo [सं ] બંગાળાનો એક પ્રાચીન વિભાગ (૨)એક રાગ(૩)વિo ગૌડ – બંગાળને લગતુ

૦બંગાળી પું૦ જાદૂગર ૦મલાર પુ૦ મલાર રાગનો એક પ્રકાર ૦સારંગ પુ૦ સારંગ રાગનો એક પ્રકાર ૦સારસ્વત વિ૦(૨)પું૦ એ નામની બ્રાહ્મણોની એક જાત -ડી સ્ત્રી૦ ગૌડ પ્રાતની સ્ત્રી(૨)એક બોલી(૩) ગોળમાથી કાઢેલો દારૂ(૪)એક રાગિણી-ગોડી (૫) [કા. શા]એક પ્રકારની કાવ્યરીતિ

**ગૌડિયો** પુ૦ ['ગૌડ' ઉપરથી] ગારુડી, મદારી

**ગૌણ** વિ૦[સં]મુખ્ય નહિ એવું; પેટામા આવતુ ૦ત્વ ન૦, ૦તા સ્ત્રી૦

**ગૌતમ** પુ૦[સં.](સં)બુદ્ધ ભગવાન (૨) ન્યાયદર્શનના સસ્થાપક (૩)કૃપાચાર્ય -મી સ્ત્રી૦ (સં)કૃપી; દ્રોણાચાર્યની પત્ની (૨) ગોદાવરી નદીનુ એક નામ

**ગૌત્રા(-તરા)ટ** ન૦ [સ गो+त्रिरात्र] ત્રણ રાત પાળવાતું ગૌપૂજનનું સ્ત્રીઓનુ એક વ્રત (ભાદરવા સુદમા)

**ગૌર** વિ૦ [સં] ગોરુ ૦વર્ણ વિ૦ ગોરા રગનું (શરીર માટે) -રાંગ વિ૦ [+अग] ગોરા અગવાળુ (૨)પુ૦ (સં) ચૈતન્ય -રાંગિની વિ૦સ્ત્રી૦ (૨) સ્ત્રી૦[+अगिनी] ગોરી સ્ત્રી, યુરોપિયન સ્ત્રી

**ગૌરવ** ન૦[સં]ભાર, વજન(૨)મોટાઈ,મહત્તા(૩) આદર ૦શાલી(-ળી) વિ૦ ગૌરવવાળુ

**ગૌરાંગ,-ગિની** [સં] જુઓ 'ગૌર'માં

**ગૌરી** સ્ત્રી૦ [સં] પાર્વતી (૨) આઠ વર્ષની બાળા (૩) સ્ત્રીઓના નામ સાથે માનાર્થે વપરાતો એક શબ્દ ઉદા૦ 'વિમળાગૌરી' (૪) પુ૦ એક રાગ ૦જ પુ૦ (સં.) કાર્તિકેય (૨) ન૦ અબરખ ૦નદન પુ૦ (સં) ગણેશ ૦પુત્ર પુ૦(સં) કાર્તિકેય(૨)ગણેશ ૦પૂજન ન૦ પાર્વતીની પૂજા (૨)એક વ્રત ૦ફળ ન૦ એક ફળ. ૦શ પુ૦ [+ईश] (સં) શિવ ૦શિખર, ૦શકર ન૦ (સં) હિમાલયનુ ઊંચામા ઊંચુ શિખર

**ગૌહત્યા** સ્ત્રી૦ જુઓ ગોહત્યા

**ગ્યાસતેલ** ન૦ જુઓ ઘાસતેલ

**ગ્રથન** ન૦[સં] જુઓ ગ્રંથન(૨)ઘાડુ થઈ જવુ -ગાઠા પડી જવા તે

**ગ્રથલ** વિ૦ [સં. ग्रथ् ઉપરથી] ચકિત, આભુ

**ગ્રથવું** સ૦ક્રિ૦ [સં. ग्रथ्] ગૂંથવું, ગાઠવુ (૨) રચવું, લખવું

**ગ્રથિત** વિ૦ [સં] ગ્રથેલુ

**ગ્રસન** ન૦ [સં] ગ્રસવાની ક્રિયા

**ગ્રસવું** સ૦ક્રિ૦ [સં ग्रस्] પકડવુ(૨) કોળિયો કરવો, ખાવુ (૩) સૂર્યચંદ્રને રાહુએ ઘેરવું

**ગ્રસિત** વિ૦ [સં] પકડાયેલુ

**ગ્રસ્ત** વિ૦[સં]ગ્રસાયેલુ -સ્તાસ્ત પુ૦[+अस्त] ગ્રહણ છૂટ્યા પહેલા સૂર્યચદ્રનુ આથમી જવું તે -સ્તોદય પું૦ [+उदय] ગ્રહણની દશામા સૂર્યચદ્રનુ ઊગવુ તે

**ગ્રહ** પુ૦ [સં] (પ્રાચીન વ્યાખ્યા પ્રમાણે)સૂર્ય, ચદ્ર, મગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ નવમાનો એક (૨) [અર્વાચીન વ્યાખ્યા પ્રમાણે] સૂર્યની આસપાસ ફરતો આકાશીય ગોળો (ઉદા૦ બુધ, શુક્ર, પૃથ્વી વગેરે) (૩) ગ્રહવુ તે, ગ્રહણ (૪) પૂર્વગ્રહ (૫) ગીતના આરભમાં જેનો પ્રયોગ થાય તે સ્વર (૬) [લા] ભાગ્ય,નસીબ [-કઠણ થવા=ભાગ્ય પ્રતિકૂળ થવુ.-કઠણ હોવા=ભાગ્ય પ્રતિકૂળ હોવુ -ગામ જવા, -ઘરેણે મૂકવા= સિતારો પાસરો ન હોવો (૨) અક્કલ કે બુદ્ધિ ન હોવી -પાધરા હોવા=નસીબ પાધરું-અનુકૂળ હોવું -મળતા આવવા કે હોવા =વરકન્યાની ગ્રહદશા મળતી આવવી -વાંકા હોવા=નસીબ વાકુ હોવું -સીધા હોવા=નસીબ અનુકૂળ હોવુ] ૦ગણિત ન૦ ગ્રહોના ચલન ઇ૦નું ગણિત ૦દશા સ્ત્રી૦ ગ્રહોની સ્થિતિ(૨)તેને કારણે થતી મનુષ્યની ભલી કે બૂરી અવસ્થા (૩) [લા] દુર્દશા (-બેસવી) ૦દાન ન૦ ગ્રહની નઠારી અસર મટાડવા માટે અપાતુ દાન ૦નિરીક્ષા સ્ત્રી૦ ગ્રહોનુ નિરીક્ષણ ૦પીડન ન૦, ૦પીડા સ્ત્રી૦ ગ્રહની અસરથી થતુ દુખ ૦બલ(-ળ) ન૦ ગ્રહનું જોર-સારી માઠી અસર. ૦ભાવ પુ૦ ગ્રહથી થતી અસર, 'ગ્રહનુ ફળ ૦મખ પુ૦ ગ્રહની શાતિ અર્થે કરવાનો યજ્ઞ ૦મંડલ(-ળ) ન૦ ગ્રહોનું મડળ-માળા-ચક્ર ૦યોગ પું૦

ગ્રહનો યોગ, સંજોગ ૦રાજ પું૦ સૂર્ય ૦શાંતિ સ્ત્રી૦,૦શાંતિ(-તે)ક ન૦ કોઈ પણ મંગળ કાર્યની શરૂઆતમાં ગ્રહોની માઠી અસર નિવારવા માટે કરાતી ધાર્મિક ક્રિયા ૦સંગમ પું૦ ગ્રહોનો યોગ થવો-એકઠા થવું તે -હેશ પું૦ [+ઈશ] સૂર્ય

ગ્રહણ ન૦ [સં] લેવું,પકડવું તે(૨) સમજ(૩) [જ્યો] સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્રના આવવાથી કે સૂર્ય અને ચંદ્ર વચ્ચે પૃથ્વીના આવવાથી સૂર્ય અને ચંદ્રનું ઘેરાવું-ગ્રસાવું તે [-કાઢવું=ગ્રહણથી લાગતી આભડછેટ દૂર કરવા ઘરમાંથી એઠવાડો કાઢી નાખવો, તેમ જ રસોડું -વાસણ ધોઈ કાઢવાં -છૂટવું =સૂર્યચંદ્રે ગ્રાસમાંથી છૂટવું, ગ્રહણ પૂરું થવું -વખતે સાપ કાઢવો=છેલ્લી ઘડીએ પંચાત ઊભી કરવી, કવેળાએ કામ કાઢવું -વખતે સાપ નીકળવો = એકમાં બીજી મુશ્કેલી ઊભી થવી, કવેળાનું કામ નીકળવું -લાગવું =ગ્રહણની અસર થવી,તે શરૂ થવું] ૦શીલ વિ૦ ગ્રહણ કરવાના સ્વભાવનું, 'રિસેપ્ટિવ' ૦શીલતા સ્ત્રી૦

ગ્રહવું સ૦ક્રિ૦[સં ग्रह्]લેવું,પકડવું(૨)સમજવું. -વાવું અ૦ક્રિ૦ ગ્રહાવું (કર્મણિ)

ગ્રહીતા પું૦ [સં] ગ્રહણ કરનાર, ગ્રહનારો

ગ્રહશાંતિક(૦) ન૦, ગ્રહેશ પું૦ જુઓ 'ગ્રહ'માં

ગ્રંથ પું૦ [સં] પુસ્તક (૨) [બત્રીસ અક્ષરનો બનેલો] અનુષ્ટુભ છંદનો શ્લોક (૩) બંધન ૦કર્તા પું૦ પુસ્તક રચનાર ૦કર્ત્રી સ્ત્રી૦ પુસ્તક રચનાર સ્ત્રી ૦કાર પું૦ ગ્રંથકર્તા ૦ન ન૦, ૦ના સ્ત્રી૦ ગૂંથણ,ગંઠણ(૨)પુસ્તક રચવું-લખવું તે ૦પાલ(-ળ) પું૦ પુસ્તકાલયમાં પુસ્તકોની રક્ષા અને આપવા લેવાની વ્યવસ્થા કરનાર ૦માળા સ્ત્રી૦ ગ્રંથોની માળા ૦સંગ્રહ પું૦ પુસ્તકાલય ૦સાહેબ પું૦ (સં ) શીખ લોકોનો ધર્મગ્રંથ ૦સ્થ વિ૦ ગ્રંથમાં આવતું -થાલય ન૦ [+आलय] પુસ્તકાલય -થાવલિ(-લી, -ળિ, -ળી) સ્ત્રી૦ [+आवलि] ગ્રંથમાળા -થાવલોકન ન૦ [+अवलोकन]પુસ્તકના ગુણદોષનું અવલોકન -થાર્પણ ન૦ [+अर्पण] ગ્રંથનું અર્પણ કરવામાં આવે છે તે -થાંતર ન૦[सं] બીજો ગ્રંથ (૨) ભાષાંતર

ગ્રંથિ સ્ત્રી૦ [સં] ગાંઠ(૨)સાંધો ૦લ વિ૦[सं] ગ્રંથિવાળું ૦વાત પું૦ સંધિવા

ગ્રંથિત વિ૦[સં] ગ્રથિત, ગૂંથાયેલું

ગ્રંથિલ,-વાત જુઓ 'ગ્રંથિ'માં

ગ્રાન્ટ સ્ત્રી૦ [ઇં] મદદ તરીકે અપાતી રકમ

ગ્રામ ન૦ [સં] ગામ, ગામડું (૨) મૂર્છનાના આશ્રયરૂપ સ્વરસમૂહ (૩) સમૂહ ૦ઉદ્યોગ, -મોદ્યોગ પું૦ ગામડામાં ને તેની અર્થનીતિની દૃષ્ટિએ કરીને ખીલવી શકાય એવો ઉદ્યોગ-ધંધો, 'વિલેજ ઇંડસ્ટ્રી' ૦દેવતા પું૦બ૦વ૦ ગામનું રક્ષણ કરનાર દેવતા (૨) સ્ત્રી૦ ગામની ઇષ્ટ દેવતા ૦પંચાયત સ્ત્રી૦, ૦મંડળ ન૦ ગામનો વ્યવહાર ચલાવનાર પંચાયત ૦વૃત્તિ સ્ત્રી૦ (શહેર નહિ, પણ) ગામડા તરફનું મનનું વલણ, ગ્રામસંગઠનના કામમાં પડવા ને ફાવવામાં અનુકૂળ વૃત્તિ ૦સંગઠન ન૦ ગામડાના આખા જીવનનું સંગઠનકામ ૦સુધાર પું૦ ગામડાના આખા જીવનને સુધારવું તે ૦સિંહ પું૦ કૂતરો ૦સેવક પું૦ ગ્રામસેવા કરનાર ૦સેવા સ્ત્રી૦ ગામડાઓની સેવા -માંતર ન૦[સં]બીજું ગામ -મીણ વિ૦[સં]ગામડાનું-ને લગતું(૨)પું૦ ગામડિયો (૩) કૂતરો (૪) કાગડો (૫) ભૂંડ, સૂવર

ગ્રામોફોન ન૦ [ઇં] થાળી ચડાવીને વગાડવાનું એક વિલાયતી વાજું

ગ્રામ્ય વિ૦ [સં] જુઓ ગામડિયું ૦તા સ્ત્રી૦

ગ્રાવા પું૦[સં]પથ્થર,ખડક -વીય સ્ત્રી૦ એક ધાતુ, 'લીથિયમ'

ગ્રાસ પું૦[સં]કોળિયો(૨)ગ્રહણને લીધે સૂર્ય-ચંદ્રનો ઘેરાયેલો ભાગ [મગરી

ગ્રાહ પું૦[સં]ગ્રહણ,પકડ(૨)મગર -હા સ્ત્રી૦

ગ્રાહક વિ૦ [સં] ગ્રહણ કરનારું, સમજનારું (૨)પું૦ ઘરાક (૩) ગ્રહણ કરનાર ૦ત્વ ન૦, ૦તા સ્ત્રી૦

ગ્રાહા સ્ત્રી૦ [સં] જુઓ 'ગ્રાહ'માં

ગ્રાહી વિ૦[સં]ગ્રહણ કરનાર (સમાસને અંતે)

ઉદા૦ ગુણગ્રાહી (૨) ગુણમાં દસ્ત રોકનારુ (૩) પુ૦ એક છંદ
**ગ્રાહ્ય** વિ૦[સં.] ગ્રહણ કરવા યોગ્ય ૦તા સ્ત્રી૦
**ગ્રીક** વિ૦[ઇ] ગ્રીસ દેશનુ(૨)પું૦ ગ્રીસનો વતની (૩) સ્ત્રી૦ ગ્રીસની ભાષા
**ગ્રીવ** પુ૦ સંગીતનો એક અલંકાર
**ગ્રીવા** સ્ત્રી૦ [સં] ગરદન, ડોક
**ગ્રીષ્મ** પુ૦;સ્ત્રી૦[સં.] (છ ઋતુમાની) ગરમીની મોસમ(જેઠ અને અષાઢ) ૦વર્ગ પુ૦ ગ્રીષ્મ –ઉનાળાની રજાઓમા ચલાવવામા આવતો શિક્ષણનો વર્ગ [એક જાત
**ગ્રેટ પ્રાઇમર** પુ૦બ૦વ૦[ઇ] ટાઈપ કે બીબાની
**ગ્રેજ્યુએટ** પું૦ [ઇં.] યુનિવર્સિટીનો સ્નાતક (બી એ., બી કૉમ ઇ૦ કોઈ પદવીવાળો)
**ગ્રેન** પું૦ [ઇં.] એક ઘણું નાનુ વજન (ચોખા-કે જવ–ભાર જેવુ)
**ગ્રોસ** ન૦ [ઇં] બાર ડઝન–૧૪૪ની સંખ્યા
**ગ્લાન** વિ૦[સં] થાકેલું(૨)ઉત્સાહ વિનાનુ,ખિન્ન –નિ સ્ત્રી૦ થાક (૨) અનુત્સાહ, ખિન્નતા (૩) ઘૃણા, અણગમો
**ગ્લાસ** પું૦ [ઇ] કાચ (૨) કાચનો પ્યાલો (૩) ઊભો અને લાબો કોઈ પણ પ્યાલો
**ગ્વાલ** પુ૦[હિં] ગોવાળ. ૦ન સ્ત્રી૦ ગોવાળણ –ળ પુ૦ ગ્વાલ [ભાષા કે બોલી
**ગ્વાલેરી** વિ૦ ગ્વાલિયરનુ(૨)સ્ત્રી૦તે નામની એક
**ગ્વાળ** પુ૦ જુઓ ગ્વાલ

# ઘ

**ઘ** પુ૦[સં] કંઠસ્થાની ચોથો વ્યંજન. ૦કાર પુ૦ ઘ અક્ષર અથવા ઉચ્ચાર. ૦કારાંત વિ૦ છેડે ઘકારવાળુ ૦ઘ્ઘુ + ન૦ ઘકાર ૦ઘ્ઘો પુ૦ ઘકાર (૨) ઘોઘો–ઠોઠ કે બેવકૂફ માણસ
**ઘઉં** પુ૦બ૦વ૦ [सं गोधूम; फा गंदुम, प्रा. गोहूम, हिं.गेहूँ] એક અનાજ ૦ઉં વિ૦ ઘઉં જેવુ(રંગમાં) ૦લો પુ૦ એક જાતનો સુગંધી પદાર્થ (૨) એક ઘાસ ૦વર્ણું વિ૦ ઘઉં જેવા રંગનુ
**ઘખવું** સ૦ક્રિ૦ વઢવું
**ઘઘરણું** ન૦ ઘરઘરણુ, નાતરુ –વું અ૦ક્રિ૦ ઘરઘરવુ, નાતરે જવું (૨)[રવ૦ सं घर्घर,प्रा घग्घर] ગળામાથી ઘરઘર અવાજ થવો
**ઘઘો** પુ૦ ઝઘ્ઘો (કા)
**ઘઘ્ઘુ** ન૦, –ઘ્ઘો પુ૦ જુઓ 'ઘ'મા
**ઘચ**, ૦ક અ૦ (રવ૦) ગચ (ભોંકાવાનો રવ) [–દઈને, દેતાકને=ઘચ અવાજ સાથે, ઝટપટ ] [થાય એમ
**ઘચ(–ચા)ઘચ** અ૦ (રવ૦)ગચગચ, ઉપરાઉપરી
**ઘચડ ઘચડ** અ૦ (રવ૦) (ઘચડવાનો રવ)
**ઘચ(૦ર)ડવું** સ૦ક્રિ૦ (રવ૦) 'ઘચડ ઘચડ' થાય એમ જોરથી હીંચોળવુ (૨) કચડવુ,ભીડવુ
**ઘચ(૦ર)ડાઘચ(૦ર)ડ(–ડી)** સ્ત્રી૦ [જુઓ ઘચડવું] ભીડાભીડ, કચડાકચડી (૨) જોરથી હીંચોળવાની ક્રિયા
**ઘચરકું** ન૦, –કો પુ૦ જુઓ ગચરકું. –કાવિકાર જુઓ ગચરકાવિકાર
**ઘચરડવું** સ૦ક્રિ૦ જુઓ ઘચડવુ
**ઘચરેડાઘચરડ(–ડી)** સ્ત્રી૦ જુઓ ઘચડાઘચડ
**ઘચાઘચ** અ૦ (રવ૦) જુઓ ઘચઘચ
**ઘચૂમ** પુ૦ [જુઓ ઘૂમચો] ઘચૂમલો, જૂથ. ૦લ વિ૦ ઘચૂમલાવાળુ (૨) સ્ત્રી૦ ઘચૂમલો. ૦લો પુ૦ જૂથ, ઝોલુ (૨) ગૂંચવાડો, અવ્યવસ્થા
**ઘચેટો** પુ૦ જુઓ ગચેટો
**ઘટ** (ટ,) સ્ત્રી૦ ['ઘટવુ' ઉપરથી] ઘટવું તે, ઘટાડો (૨) ખોટ [–આવવી, જવી, પડવી = ઘટવુ, ઘટાડો કે નુકસાન થવુ ]
**ઘટ** વિ૦ જુઓ ઘટ્ટ
**ઘટ** પુ૦[સં]ઘડો(૨)શરીર(૩)હૃદય, મન ૦ક વિ૦ વસ્તુના અંશરૂપ (૨) યોજનારુ, રચનારું (૩) પુ૦ વસ્તુનો અંગભૂત અવયવ, 'યુનિટ' ૦કર્પર પું૦ ઘડાનું ઠીંકરુ ૦કાવયવ પુ૦ [सं. घटक+अवयव] અંગભૂત અવયવ. ૦જ વિ૦ ઘડામાથી જન્મેલુ (૨) પુ૦ (સ ) અગસ્ત્ય મુનિ. ૦ના સ્ત્રી૦ [સં] રચના, બનાવટ (૨) બનાવ (૩) કારીગરી. ૦પાટ પું૦ દઢ આસન.

**૦માન** વિ૦ [સં ] બનતું, થતુ (૨) બને એવુ, સંભવિત(૩)યોગ્ય, ઘટતું **૦માળ** સ્ત્રી૦ રેંટમાં ગોઠવેલી ઘડાની હાર (૨) ક્રમ; પ્રણાલી **૦સ્થાપન** ન૦ નવા ઘરમાં વસતા પહેલાં ત્યાં પાણીનો ઘડો મૂકવાની ક્રિયા (૨) નવરાત્રિના દિવસોમાં ઘડા દ્વારા માતાજીની સ્થાપના કરવાની ક્રિયા **૦સ્ફોટ** પુ૦ મડદાને બાળી ચિતા છાંટયા પછી છેલ્લી વાર તે તરફ મોં ફેરવી ઘડો ફોડી નાખવો તે (૨) [લા ] હંમેશ માટે સંબંધ તોડી નાખવો તે (૩) તોડ, નિકાલ (૪) છૂપી વાતનો ભેદ ભાગી નાખવો તે **—ટાકાશ** ન૦ [+ आकाश ] ઘડામાંનું આકાશ – ખાલી જગા **—ટાટોપ** પુ૦ [+ आटोप] ચારે બાજુ ઢંકાઈ જાય તેવી ઘટા(૨)તેવુ ઢાંકણ(૩)આડંબર,ભપકો

**ઘટક** વિ૦ (૨) સ્ત્રી૦ [સં.] જુઓ ‘ ઘટ ’ [સં ]માં (૩) અ૦ (રવ૦) પેય ગળતાં થતા અવાજની જેમ [–લઈ ને =એવો અવાજ થાય તેમ (૨) ઝટ, એકદમ ] **૦ઘટક** અ૦ (રવ૦) **—કાવવુ** સ૦ક્રિ૦ ઘટક ઘટક – ઝટ પી જવુ **—કી** સ્ત્રી૦ નાનો ઘૂટડો

**ઘટકો** પુ૦ (રવ૦) સણકો, ખટકો [**ઘટકા નાખવા, ભરવા** = સણકા આવવા ]

**ઘટજ** વિ૦ (૨) પુ૦ [સં], **ઘટના** સ્ત્રી૦ [સં ] જુઓ ‘ ઘટ ’ [સં ]માં

**ઘટતું** વિ૦ [‘ઘટવું’નું વ૦કૃ૦] યોગ્ય, વાજબી (૨) કમી, ખૂટતુ

**ઘટપાટ, ઘટમાન, ઘટમાળ** જુઓ ‘ઘટ’[સં ]માં

**ઘટવું** અ૦ ક્રિ૦ [સં घट्, સર૦ મ घटणें, હિં घटना ] યોગ્ય હોવું, છાજવું (૨) બેસતું આવવુ, લાગુ પડવું(પ્રેરક ઘટાવવું)(જેમ કે શ્લોકનો અર્થ)

**ઘટવુ** અ૦ક્રિ૦ [સર૦ હિં , મ , प्रा घट्ट=ઘસવુ (૨) ભ્રષ્ટ થવુ, એ ઉપરથી ? ] ઓછુ કે કમી થવું (૨) (કપડું) ચડી જવુ (પ્રેરક ઘટાડવુ)

**ઘટસ્થાપન, ઘટસ્ફોટ** [સં ] જુઓ ‘ઘટ’[સં ]માં

**ઘટા** સ્ત્રી૦ [સં ] જમાવ, ઝુંડ, સમૂહ (ઝાડ, વાદળાં વગરેનો **૦દાર** વિ૦

**ઘટાકાશ, ઘટાટોપ** [સં ] જુઓ ‘ ઘટ ’ [સં ]માં

**ઘટાડવું** સ૦ક્રિ૦ ‘ઘટવુ’ (ઓછુ થવું)નું પ્રેરક

**ઘટાડો** પુ૦ કમીપણુ, ઘટ

**ઘટારત** વિ૦ [સં. घटितार्थ] યોગ્ય, ઘટતુ

**ઘટાવવુ** સ૦ક્રિ૦ [‘ઘટવું’નું પ્રેરક] બેસતું કરવું, લાગુ પાડવું (ઉદા૦ શ્લોકનો અર્થ ઘટાવવો)

**ઘટિત** વિ૦ [સં] યોગ્ય, ઉચિત

**ઘટી(–ટિકા)** સ્ત્રી૦ [સં ]ઘડી, ૨૪ મિનિટ જેટલો વખત (૨) ઘડી માપવાનો વાડકો **૦યંત્ર** સ્ત્રી૦ ઘડી માપવાનું યંત્ર [થયેલો પુત્ર

**ઘટોત્કચ** પુ૦[સં ](સં ) ભીમસેનને હિડિંબાથી

**ઘટોદ્ભવ** વિ૦ (૨) પુ૦ [સં ] (સં ) જુઓ ઘટજ

**ઘટ્ટ** વિ૦ [प्रा ] ઘાટું, ઘાડું **૦પણું** ન૦

**ઘડઘડ** અ૦ (રવ૦) **૦વું** અ૦ક્રિ૦‘ઘડઘડ’ એવો અવાજ થવો **—ડાટ** પુ૦ ઘડઘડ અવાજ

**ઘડણ** ન૦[‘ઘડવુ’ ઉપરથી]ઘડતર(૨)વિ૦ઘડનારું

**ઘડતર** ન૦[‘ઘડવુ’ ઉપરથી] ઘડીને – ટીપીટીપીને કરેલી બનાવટ (૨) ઘડવુ – રચવુ કે બનાવવુ તે કે તેની રીત(૩)ઘડામણ (૪) કેળવાઈને તૈયાર થવુ તે, કેળવણી (૫) વિ૦ ઘડીને–ટીપીને થતુ (સર૦ ભરતર) ( જેમ કે લોખંડ)

**ઘડપણ** ન૦ [‘ઘરડુ ’ ઉપરથી] વૃદ્ધાવસ્થા

**ઘડભાંગ(–જ)** સ્ત્રી૦ [ ‘ઘડવું ’ + ‘ભાગવું’] ઘડવુ અને ભાંગવું તે(૨)[લા ]વિચારોનું ડામાડોળપણું

**ઘડમથલ** સ્ત્રી૦[‘ઘડવુ’+‘મથવુ’]જુઓ ગડમથલ

**ઘડમાંચી** સ્ત્રી૦ [ ઘડો + માચી ] પાણીની ગોળી મૂકવાની ઘોડી

**ઘડવી** સ્ત્રી૦ [ જુઓ ઘડવો ] નાનું ટાંકું

**ઘડવું** ન૦ [જુઓ ઘડવો] ગોળનો ગાડવો

**ઘડવું** સ૦ક્રિ૦ [સં घट्; प्रा घड] ઘાટ – આકાર આપવો (૨) બનાવવું, રચવુ, લખવુ (જેમ કે, દાગીના, છુરથી ઇ૦) (૩) ગોઠવવુ, સંકલના કરવી(૪) ટીપવું(જેમ કે ધાતુ)(૫)ખરડો તૈયાર કરવો(જેમ કે ઠરાવ,અરજી,યોજના,મુસદ્દો ઇ૦) (૬) [લા ] કેળવીને તૈયાર કરવુ (૭) મારવુ [**ઘડાઈ ને ઠેકાણે આવવું** = અનુભવથી – ખત્તા ખાઈને પાસરા થવુ **ઘડી નાખવું** = ખૂબ મારવુ **ઘડી કાઢવું** = બનાવી કે ગોઠવીને કે લખીને તૈયાર કરવુ ]

**ઘડવો** પુ૦ [સં घट, प्रा घड परथी] ઘડાના ઘાટનો લોટો [ઘડવાનું મહેનતાણું

**ઘડાઈ,–મણી** સ્ત્રી૦,**–મણ** ન૦ [‘ઘડવુ’ ઉપરથી]

**ઘડાબૂડ** વિ૦ [ઘડો + બૂડવું] ઘડો બૂડે એટલું ઊંડું (પાણી) [પાકું થયેલું

**ઘડાયેલું** વિ૦['ઘડવું'નું ભૂ૦ કૃ૦][લા ]અનુભવથી

**ઘડિયાળ** સ્ત્રી૦,ન૦ [हिं० घड़ियाल, म घड्याळ, सं. घटिकालय, प्रा घडियालय] વખત જણાવનારું યંત્ર(૨)કાંસાનો ગોળ સપાટ ઘંટ; ઝાલર.[–ચા પીએ છે=ઘડિયાળ કામ નથી કરતી;અથવા ખોટો વખત બતાવે છે ] –ળી૦ પું૦ ઘડિયાળો વેચનાર તથા દુરસ્ત કરનાર –ળું ન૦ અમુક વખતને આંતરે વગાડાતી ઝાલર [ (લાંબી ડોકનો) ઘડો

**ઘડિયું** ન૦ ['ઘડો' ઉપરથી] તાડી ઝીલવાનો

**ઘડિયો** પું૦ [स घटित, प्रा घडिअ પરથી ?] આંકનો પાડો, ગડિયો

**ઘડી** સ્ત્રી૦ [सं घटी, प्रा घडी] જુઓ ઘટી (૨)[લા ]ક્ષણ (૩)તક, પ્રસંગ. [–**માંડવી**= વખત ગણવા માંડવો. **ઘડીઓ ગણવી**= (–ની) તૈયારી હોવી (૨)આવી બનવું, મોતની તૈયારી હોવી **ઘડીએ ઘૂંટ ભરાવી**= વિલંબ દુઃસહ હોવો (૨)મરણની અણી ઉપર હોવું **ઘડીના છઠ્ઠા ભાગમાં**=જોતજોતામાં, ક્ષણમાં જ. **ઘડી ઘડીના રંગ**=પ્રતિક્ષણ બદલાતા વિચારો કે પરિસ્થિતિ.] –**ડિયું લગન** ન૦ ગમે તે વખતે થતું અથવા વિવાહ અને લગ્ન બધું સાથે થાય તેવું લગ્ન (બહુધા બહુવચનમાં) **ઘડી ઘડી** અ૦ ઘડીએ ઘડીએ, વારંવાર, હરઘડી ૦**તાળ**, ૦**સાધ** અ૦ મરવાની અણી પર ૦**ભર** અ૦ એક ઘડી સુધી, થોડી વાર

**ઘડુડાટ** પું૦ [રવ૦] ઘડડડ અવાજ

**ઘડું** ન૦ ['ઘડો' ઉપરથી] ,અનાજ કે પાણી ભરવાની મોટી કોઠી

**ઘડૂડ ઘડૂડ** અ૦ [રવ૦]

**ઘડૂડવું** અ૦ ક્રિ૦ ઘડૂડ ઘડૂડ અવાજ કરવો

**ઘડૂલી** સ્ત્રી૦ ['ઘડો' ઉપરથી] નાનો ઘડૂલો –લો(–લિયો) પું૦ ઘડો (કવિતામાં) (૨) ચોથું ચરણ ટૂંકાવેલો દુહો

**ઘડો** પું૦ [सं घट, प्रा. घड] ધાતુ કે માટીનું પાણી ભરવાનું પાત્ર. [**ઘડાના કળશિયા** (કે ઘાણિયા) **કરવા**=ખોટનો ધંધો કરવો; નકામી ભાગફોડ કરી નુકસાન વેઠવું. **ઘડો ગાગર થવી**=સારો નરસો નિકાલ આવવો, જે તે પરિણામ આવવું. –**ઘાટ કરવો**=મારી નાખવું (૨)પાયમાલ કરવું –**ઢોળવો**=જેવું તેવું સ્નાન કરવું (૨) નાહી નાખવું, સગાઈ–સંબંધ તોડી નાખવો(૩)–ની જવાબદારી માથે ઓરાડવી –**ફૂટવો**=ઉઘાડું પડી જવું, જાહેર થવું (૨)મોટું નુકસાન આવવું (૩) મરી જવું. –**ભરાવો**=આવી બનવું (પ્રાય પાપનો) ] ૦**ઘાટ** પું૦ નિકાલ, ફેંસલો.[–**કરવો**,=મારી નાખવું (૨) પાયમાલ કરવું ]

**ઘડોલાડવો** પું૦ મડદાને બાળ્યા પછી સ્મશાનમાં લાડવાવાળો ઘડો ભાગવો તે [–**આપવો**=શ્રાદ્ધ પછી ઘડા ઉપર લાડવો મૂકી બ્રાહ્મણને દાન કરવું –**કરવો**=નિકાલ લાવવો,ગમે તેમ કરી, ઠેકાણું પાડવું –**થવો**= જે તે નિકાલ આવવો(૨)મોત થવું (૩) મોટું નુકસાન આવવું [ઘાસ

**ઘઢાણ** ન૦ [ગાઢું રાન ?]ગઢાણ–બીડનું ઊંચું

**ઘણ** પું૦ [सं. घन, प्रा घण] મોટો ભારે હથોડો (૨) [सं. घुण] લાકડામાં થતો એક કીડો

**ઘણઘણ** અ૦ [રવ૦] –ણાટ પું૦ ઘણઘણ અવાજ

**ઘણણણ** અ૦ [રવ૦] (ધાતુનો કે તેવો અવાજ)

**ઘણાઘણ(–ણી)** સ્ત્રી૦ ['ઘણું' ઉપરથી] ઘણો સ્નેહ; ગાઢ સંબંધ

**ઘણું** વિ૦ [स घन, प्रा घण, हिं. घना ] બહુ, ખૂબ,પુષ્કળ [–**કરવું**=બનતું બધું કરવું(૨) બહુ બહુ રીતે સમજાવવું(૩)કરકસરથી બચત કરવી –**કરીને**=ઘણું ખરું, પ્રાય ; બહુધા –**કહેવું**=ખૂબ કહેવું–સમજાવવું, વીનવવું, ઠપકો આપવો –**થવું**=બહુ થવું; પૂરતું થવું. (કોઈને) –**હોવું**=મંદવાડ વધારે હોવો **ઘણાં ઘણાં વાનાં કરવાં**=અનેક ઉપાય લેવા (૨) ખૂબ સમજાવવું **ઘણાં થોડાં કરવાં**=કરકસર કરવી ] ૦ક વિ૦ ('ઘણું'થી જરાક ઓછું એવો અર્થ બતાવે છે). ૦**ખરું** અ૦ બહુધા,મોટે ભાગે. ૦ય વિ૦ ('ઘણું'થી

વધારે અર્થ બતાવે) –ણેરુ વિ૦ ઘણું (૫)
ન વિ૦ [સં] નક્કર (૨)ઘાડું ;ગીચ (૩) ઘણું, પુષ્કળ (૪) [ગ] લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈવાળું, 'ક્યૂબિક' (૫) પુ૦ [ગ] કોઈ સંખ્યાને તેનાથી જ બે વાર ગુણવાથી આવતો ગુણાકાર, 'ક્યૂબ' (૬) છ સરખી બાજુઓની આકૃતિ (૭) વેદપાઠનો એક પ્રકાર (૮) પુ૦,ન૦ વાદળું ૦કોણ પુ૦ 'સૉલિડ ઍન્ગલ' [ગ] ૦ઘટા સ્ત્રી૦ વાદળાની ઘટા ૦ઘોર વિ૦ ગાઢું (જેમ કે, વાદળ) (૨) ભયાનક (જેમ કે, અવાજ, યુદ્ધ) ૦ચક્કર વિ૦ મગજનું ચસકેલું ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦, ૦પણું ન૦ ૦ધ્રુવ પુ૦ 'ઍનોડ' (પ વિ) ૦પદી સ્ત્રી૦ 'ક્યૂબિક એક્સપ્રેશન' (ગ) ૦પરવલય પુ૦ 'પૅરૅબોલૉઈડ' (ગ) ૦ફલ(–ળ) ન૦ વસ્તુના કદનું માપ, 'વૉલ્યૂમ' [ગ] ૦ભૂમિતિ સ્ત્રી૦ 'સૉલિડ જ્યૉમેટ્રી' [ગ] ૦માન, ૦માપ ન૦ 'ક્યૂબિક મેઝર' ૦માળ સ્ત્રી૦ વાદળાની હાર–ઘટા. ૦મૂળ ન૦ 'ક્યૂબ રૂટ' (ગ) ૦રસ પુ૦ પાણી (૨) ઉકાળીને કાઢેલું સત્ત્વ (૩) કપૂર. ૦રવ પુ૦ વરસાદની ગર્જના (૨) મોર ૦વલ્લિકા સ્ત્રી૦ વીજળી ૦વાત ન૦ એક નરક ૦વાદ્ય ન૦ ઘંટ, મંજીરા વગેરે નક્કર વાદ્ય ૦શ્યામ વિ૦ મેઘ જેવું કાળું (૨) પુ૦ (સ) કૃષ્ણ ૦સમીકરણ ન૦ 'ક્યૂબિક ઇક્વેશન' [ગ] ૦સમુત્સાર પુ૦ ઘનપરવલય (ગ) ૦સાર પુ૦ કપૂર (૨) પાણી (૩) પારો (૪) ચંદન –નાક્ષર (–રી) પુ૦ [+ अक्षर] એક છંદ –નાતિપરવલય, –નાધિકોત્સાર પુ૦ [+अतिपरवलय, + अधिकोत्सार] (ગ) 'હાઇપરબોલૉઇડ' –નિષ્ઠ વિ૦ [સં] સૌથી ઘન–ગાઢ –નીકરણ ન૦ ઘનરૂપ કરવું તે –નીભવન ન૦ [સં] ઘનરૂપ થવું તે –નીભૂત વિ૦ [સં] નક્કર કે ઘટ્ટ બનેલું –નીય વિ૦ જુઓ ઘન [ગ]
ઘનચૂરી સ્ત્રી૦ એક પક્ષી
ઘનિષ્ઠ વિ૦ [સં] જુઓ 'ઘન'માં
ઘમકવું અ૦ક્રિ૦[રવ૦] ઘમ ઘમ અવાજ થવો (જેમ કે ઘૂઘરાનો)
ઘમકાર(–રો), ઘમકો પુ૦ [રવ૦] ઘમકવાનો અવાજ
ઘમકાવવું સ૦ક્રિ૦ 'ઘમકવું'નું પ્રેરક
ઘમઘમ અ૦ [રવ૦] ૦વું અ૦ક્રિ૦ ઘમ ઘમ અવાજ થવો –માટ પુ૦ ઘમ ઘમ અવાજ –માવવું સ૦ક્રિ૦ ઘમ ઘમ અવાજ થાય તેમ જોરથી મારવું
ઘમ(૦રડી) ચકરડી સ્ત્રી૦ [ઘમરડી (ઘમર ઘમર ફરવું) +ચકરડી (ચકર ચકર ફરવું)] છોકરાની એક રમત
ઘમર ઘમર અ૦ [રવ૦] ગોળ ગોળ ગતિના અવાજ જેમ [–ફરવું = ગોળ આકારમાં ફરવું (૨) ફૂદડી ફરવી]
ઘમવું સ૦ક્રિ૦ [રવ૦] મારવું, ઘમઘમાવવું
ઘમસાણ ન૦ [સર૦ हिं घमसान, म घमशान, प्रा घसण = ઘર્ષણ ઉપરથી ?] રમણભમણ, તોફાન (૨) ભયંકર યુદ્ધ (૩) વિનાશ (૪) લોકોનું ટોળું–ભીડ [–મચવું = મોટું ધાંધલ થવું, ભીડ મચવી (૨) ભારે તોફાન યુદ્ધ ચાલવું]
ઘમંડ પુ૦ [हिं] અહંકાર, ગર્વ (૨) ખોટો દેખાવ, ડોળ –ડી વિ૦ ઘમંડવાળું (૨) સ્ત્રી૦ અભિમાન, ગર્વ
ઘમાઘમ અ૦[રવ૦](૨) સ્ત્રી૦ ધમ્માચકડી, [ધાંધલ, દોડાદોડ
ઘમેલું ન૦ [म घमेलें] તગારું, તબાહરું
ઘમ્મરઘંટી સ્ત્રી૦[ઘમ્મર(રવ૦)+ઘંટી] મોટી ભારે ઘંટી
ઘમ્મરઘાઘરો પુ૦ [ઘમ્મર (ઘમર ઘૂમતો) + ઘાઘરો] મોટો–ખૂબ ઘેરવાળો ઘાઘરો
ઘમ્મરવલોણું ન૦ [ઘમ્મર (ઘમર ઘૂમવું) + વલોણું] મોટું ભારે વલોણું
ઘર ન૦[સં,પ્રા](માણસ કે પશુપંખીનું) રહેવાનું ઠેકાણું, મકાન (૨) ગૃહ, એક કુટુંબનું નિવાસસ્થાન (૩) વસ્તુને રાખવાનું કે રહેવાનું ખોખું, ખાનું, ઘોડી, ઠેકાણું વગેરે (ઉદા૦ 'ચશ્માંનું ઘર', 'સોકટીનું ઘર') (૪) [જ્યો] ગ્રહનું જે રાશિમાં સ્થાન હોય તે (૫) કુટુંબ (કે લક્ષણાથી તેની આબરૂ, સુખસંપત્તિ, વ્યવહાર ઇ૦,) (૬) ઘરસંસાર (લક્ષણાથી સ્ત્રી, પુત્ર

ઇ૦) (૭) ખાનદાન, કુળ [-અજવાળવું=ઘરની -કુટુંબની આબરૂ વધારવી -ઉખેડી નાખવું=[લા] નિર્વંશ કરવુ, કુટુંબની જડ કાઢી નાખવી. -ઉઘાડવું=કુટુંબની આબરૂ વધારવી (૨) વંશજને જન્મ આપવો -ઉઘાડું પડવું=ઘરની - કુટુંબની બેઆબરૂ થવી -ઉઘાડું રહેવું=વંશ ચાલુ રહેવો (૨) પત્ની મળવી, લગ્ન થવુ -ઉઘાડું હોવું=આવનારના સ્વાગત માટે ઘરમા તત્પરતા હોવી -ઉઠાવી લેવું, ઉપાડી લેવું=ઘરનો બોજો કે જવાબદારી ઉપાડી લેવાં - અદા કરવાં -ઊખડી જવું=ઘરની પાયમાલી થવી (૨) નિર્વંશ જવો -ઊઘડવું=બહારગામ જવાથી બંધ રહેલુ ઘર, કુટુંબના માણસો પાછા આવતા ચાલું થવુ (૨) પરણવુ અથવા સંતાન થવુ -ઊજળું થવું=ઘર દીપવુ, ઘરની આબરૂ વધવી ઘર-ઊમરે, -ઊંબરે=અ૦ છેક પાસે, તદ્દન ઘર આગળ -ઊભુ કરવું=ઘર બાંધવુ -ઊભું રહેવું=નિર્વંશ જતો અટકવો (૨) કુટુંબની આબરૂ ટકી રહેવી (૩) સંસારવહેવાર નક્કે જવો (૪) ઘર પાયમાલીમાથી બચી જવુ -કરવું=વસવાટ કરવો; કાયમના ધામા નાખવા (૨) પરણવુ -કાણું કરવું=ઘરમા ફૂટ પાડવી (૨) ઘરમા ને ઘરમા વ્યભિચાર કરવો -કાણું હોવું=ઘરની ગુપ્ત વાત ઘરના જ માણસમાથી બહાર જવી -કોચવું=ખાતર પાડવા ભીતમા કાણુ પાડવુ (૨) ગોત્રગમન કરવુ ઘરખૂણે અ૦ ખાનગીમા -ઘાલવું=લાંબો વસવાટ કરવો (રોગ, ટેવ આદિએ) (૨) વ્યભિચાર કરવો (૩) ઘરની ખરાબી કરવી -ચલાવવું=કુટુંબ-વ્યવહાર નભાવવો -જવું=મોટી ખોટ આવવી, એકમાત્ર સાધન જતુ રહેવું -જોડવું=કોઈ કુટુંબ સાથે સંપ-વ્યવહાર બાંધવો. -જોવું, -તપાસવું=(કન્યા આપવા માટે) સામેના કુળની ઉચ્ચતા નીચતા કે સુખ સાધનનો વિચાર કરવો -ડૂબવું=ઘરની પાયમાલી થવી (૨) વંશ જવો. -પૂછતું આવવું=પોતાની ગરજે કે મેળે સ્થાન ખોળતુ આવવું, જાતે -બીજાના લાવવાના પ્રયત્ન વગર-આવવુ -પૂછીને આવવું=જાણી જોઈને, નુકસાન કરવા (પૂર્વનું માગતા લેણુ પૂરુ કરવા) કોઈ માણસે ઘરમા (સંબંધી થઈને) આવવુ, ઘરના માણસો ઢીલા છે, અથવા પોતાને મળતા (માફક આવે) તેવા છે, એમ જાણીને આવવુ (નોકરે, કે વહુએ) -બૂડવું=જુઓ ઘર ડૂબવું. -તરતું કરવું=ઘરને તારવીને ઊંચું લેવું (૨) ઘરને આબાદ કરવુ (૩) ઘરની આબરૂ વધારવી -તૂટવું=કુટુંબમા કુસંપ થવો (૨) ઘરની પૈસેટકે કે માણસની બાબતમા પાયમાલી થવી. -ઘર ધુજાવવું=આખા ઘરના માણસો ઉપર કરપ રાખવો - હોવો -ધોવું=ઘરની માલમતા ઉડાવી દેવી ઘરના ભૂવા ને ઘરના જાગરિયા=બધો લાભ આપસમા જ થાય એવો ઘાટ કરવો (૨) કોઈ કોઈની ખોડ ન કાઢે અને મન ફાવતુ કરે એવો ઘાટ હોવો -નિકોલાઈ જવું=ઘર ગણતરીમાથી નીકળી જવુ, વ્યવહારમાં બહિષ્કૃત જેવુ થવુ ઘરનું સુખ હોવું=સ્ત્રી, પૈસાટકા, વસવાટ આદિનું સુખ હોવુ ઘરનું નાક=જેનાથી ઘરની આબરૂ જળવાઈ રહે-વધે તેવુ માણસ ઘરનું માણસ=વિશ્વાસુ અંગત-માણસ, સ્વજન (૨) સ્ત્રી, પત્ની. ઘરને ખૂણે=જુઓ ઘરખૂણે ઘરનો ઉંદર=ઘરનુ બધું જાણનાર - પૂરો વાકેફ માણસ ઘરનો થંભ=કુટુંબના આધારરૂપ મુખ્ય માણસ. ઘરનો ધંધો=પોતાના કુટુંબ કે કુળમા પેઢીધર ચાલતો ધંધો રોજગાર. -નો ભાર ઉપાડી લેવો=સંસારવ્યવહારની જવાબદારી માથે લેવી -નો રોટલો-ખાવો=ગાંઠનું ખાવું; પોતાને ખર્ચે ખાવું (૨) (વીશી ઇ૦નુ નહીં ખાતાં) ઘેર બનાવેલો રોટલો ખાવો. -ફાડવું=ખાતર પાડવુ, ચોરી કરવી -ફૂટવું=કુટુંબમા જ કોઈ વિશ્વાસઘાતી પાકવુ -ફોડવું=ઘરના માણસોમા ફૂટ પડાવવી -બેસવું=મકાનના પાયા જમીનમા ઊતરી જવા (૨) મકાન પડી જવુ (૩) નાદારીની સ્થિતિ થવી (૪) નસંતાન થવું (૫) સ્ત્રીનુ મૃત્યુ થવું.

–ભરવુ=(પારકાનું લૂટીને) પોતાના ઘરને સમૃદ્ધ બનાવવું –ભલું ને આપણે ભલા= ઘરની બહાર ન નીકળવું (૨) પારકી પંચાતમાં ન પડવું –ભાગવુ=પતિપત્ની વચ્ચે કુસંપ થવો કે કરાવવો (૨) લગ્ન તૂટવુ કે તોડવુ (૩) પત્ની ગુજરી જવી (૪) ઘરના આધારરૂપ માણસ ગુજરી જવુ (૫) ઘરની ખરાબી થવી (૬) કુટુંબનુ નિર્વંશ થવું –મારવુ=ઘરની ખરાબી કરવી (૨) વ્યભિચાર કરવો –માથે કરવુ=આખા ઘરમાં શોધી વળવુ –માંડવું= લગ્ન કરવું (૨) ઘરસંસાર ચલાવવો –માં ઘંટ ફરવો, વાગવો=ઘરમા કોઈ પણ જરૂરી ચીજ ન હોવી, અતિ ગરીબાઈ હોવી –મા ઘોડા ફેરવવા=અછકલાઈ કે અવિવેક કરવાં –મા ને ઘરમાં=ઘરનાં જ માણસો સાથે (૨) પોતાના જ ઘરમા –મા બાર હાથનો (૦વાંસ) ફરે, ભૂત ભૂસકા મારે, શંખ વાગે, હનુમાન હડીઓ કાઢે, હાલ્લાં કુસ્તી કરે=ઘર ખાલીખમ હોવું, અત્યંત ગરીબાઈ હોવી –રાખવું=ઘર વેચાતુ કે ભાડે રાખવુ (૨) પોતાનુ સંભાળવું, સ્વાર્થ સાધવો –લાગવું=એકનો એક પુત્ર મરી જવો (૨) ઘરને આગ લાગવી (૩) ઘર પાયમાલ થવુ –વસાવવું=ઘર મેળવી, તેનું સાધન કરવું (૨) પરણવુ –વિચારવું=પોતાનુ ગજુ તપાસવુ –સૌને લાગ્યુ છે=સૌને કુટુંબવ્યવહારનો બોજો ઉઠાવવાનો હોય છે –સંભાળવું= પોતાનો સ્વાર્થ સંભાળવો ઘરે તાળુ દેવાવુ= નિઃસંતાન થવું (૨) અદાલતના હુકમથી ઘર ઉપર જપ્તી બેસવી] ૦આંગણુ ન૦ ઘરનું આગણુ (૨) [લા] અતિ પરિચિત પાસેનુ સ્થાન [–કરવું=અતિ આતુરતાથી રાહ જોવી-અંદર જવું ને બહાર આવવું] ૦કાજ(–મ) ન૦ ઘરનુ સાધારણ કામકાજ ૦કૂકડી(–ડિયું) વિ૦ઘરમાં ને ઘરમા ભરાઈ રહેનારુ ૦કૂકડીપણું ન૦ ૦ખરલો પુ૦ ઘરને લગતો સરસામાન, ઘરવાખરો (૨) સંસારવહેવારનુ કામકાજ (૩) સ્ત્રી, છોકરાં વગેરે સમુદાય ૦ખરચ, ૦ખર્ચ પુ૦;ન૦ઘર ચલાવવામાં થતો ખરચ ૦ખૂણિયું વિ૦ ઘરકૂકડિયુ (૨) ઘરખૂણે પડી રહેલું, અપ્રસિદ્ધ (૩) ઘરગથુ ૦ખૂણે અ૦ ઘરને ખૂણે, ખાનગીમાં ૦ખોદુ વિ૦ઘરનું જ બગાડનાર ૦ખોયું વિ૦ ઘરનુ ખુએ એવી બુદ્ધિવાળુ ૦ગતુ(–થુ–થ્થુ) વિ૦ જેની ઉત્પત્તિ કે વપરાશ ઘરમાં જ હોય તેવુ (૨) વેચવા માટે નહિ કરેલુ (૩) ખાનગી ૦ગોટી સ્ત્રી૦ ઘરમા જમતી વખત પહેરવાનુ વસ્ત્ર, અબોટિયુ ૦ઘર અ૦ ઘેરઘેર ૦ઘરણુ ન૦ [ગ્રહણ?] નાતરુ, ઘઘરણુ ૦ઘરવુ અ૦ ક્રિ૦ ઘઘરવુ, નાતરુ કરવુ ૦ઘરાઉ વિ૦ માહોમાહેનુ, ખાનગી ૦ઘાલુ વિ૦ ઘર ઘાલે એવુ – પોતાના જ ઘરને નુકસાન પહોચાડનારુ (૨) ખરચાળ (૩) દગાબાજ ૦ચોળું ન૦ સ્ત્રીઓને પહેરવાનુ એક રેશમી વસ્ત્ર ૦જમાઈ પુ૦ સસરાને ઘેર સંસાર માંડી રહેનારો જમાઈ [–થવુ,–થઈ ને રહેવુ=(લા) (આકરા થઈ) માથે પડવુ] ૦ણી સ્ત્રી૦ ઘરણી, ગૃહિણી ૦ધણિયાણી સ્ત્રી૦ ઘરધણીની પત્ની (૨) ઘરની માલિક, ઘરવાળી ૦ધણી પુ૦ ઘર ચલાવનારો મુખ્ય પુરુષ (૨) ઘરનો માલિક ૦ધંધો પુ૦ ઘરને લગતું કામકાજ ૦ધાવડું વિ૦વડીલોની પૂંજી પર જીવનારુ (૨) નિરુદ્યમી ૦ધોણી સ્ત્રી૦ ઘરનાં કપડાંલત્તાં ધોવાનુ કામકાજ ૦નું વિ૦ પોતીકુ, પોતાના ઘર જેવુ, ખાનગી ૦પ્રવેશ પુ૦ જુઓ ગૃહપ્રવેશ ૦ફાડુ વિ૦ ઘર ફાડીને ચોરી કરનારુ, ખાતર પાડનારુ ૦બાર ન૦ ઘર, રાચરચીલુ, માલમિલકત વગેરે(૨)કુટુંબકબીલો ૦બારી વિ૦ઘરબારવાળુ (૨)સંસારી ૦બોળુ વિ૦ ઘરને બોળે – બેઆબરૂ કે પાયમાલ કરે એવુ ૦ભંગ પુ૦(સ્ત્રી મરવાથી) ઘર ભંગાવુ તે (૨) વિ૦ તેવી દશામાં આવેલુ ૦ભાડુ પુ૦ઘરનુ ભાડુ ૦ભેદુ વિ૦પોતાના ઘરનો ભેદ જાણનારુ કે બહાર પાડી દઈ દગો દેનારુ ૦મેળે અ૦ માંહોમાંહે સમજીને (ત્રીજા પક્ષ પાસે ગયા વિના) (૨) મિત્રતાની રીતે ૦મોણુ વિ૦ઘરકૂકડિયુ ૦મોયુ (મો'?)વિ૦ ઘર તરફ મોવાળુ કે વળેલુ ૦રખુ વિ૦ ઘરની સંભાળ રાખે એવુ ૦વખરી સ્ત્રી૦ જુઓ

ઘરવાખરો ૦વખુ વિ૦ ઘરની ચાહનાવાળુ, ઘરમેળુ ૦વટ સ્ત્રી૦ એક ઘરના હોય તેવો ગાઢ સંબંધ (૨) વિ૦ઘર જેવા સંબંધવાળું. ૦વણાઉ વિ૦ ઘેર વણેલુ ૦વલું વિ૦ ઘર પ્રત્યે મમતાવાળુ ૦વાખરો પું૦ઘરને લગતો સરસામાન, રાચરચીલુ ૦વાસ પું૦ ઘર કરીને રહેવું તે, ગૃહસ્થાશ્રમ ૦વાળી સ્ત્રી૦ ઘરધણિયાણી ૦વાળો પું૦ ઘરધણી ૦વેરો પું૦ ઘર ઉપર લેવાતો કર ૦વૈદું ન૦ ઘરગથુ વૈદુ ૦સંસાર પું૦ગૃહસ્થાશ્રમ (૨) સંસાર-વહેવાર ૦સંસારી વિ૦ ઘરસંસારવાળુ, ગૃહસ્થાશ્રમી (૨) ઘરસંસારને લગતુ ૦સાડી સ્ત્રી૦ ઘરમા પહેરવાની સાડી ૦સાતેક ન૦ જુઓ ગ્રહશાંતેક ૦સૂત્ર ન૦ જુઓ ઘરસંસાર ૦સેવા સ્ત્રી૦ ઘરના કામકાજ તથા ફરજો વગેરેનું પાલન -રાઉ વિ૦ ઘરનુ, ખાનગી, અંદર અંદરનું -રેબારે અ૦ ઘરબારવાળુ હોય તેમ(૨)ઘરમાં કર્તા હર્તા-આપઅખત્યાર હોય તેમ [-થવું (વહુએ કે દીકરીએ) ઘર-બારની બાબતમા સુખી થવુ (૨) ઘરબારમા ચલણવાળા થવુ -હોવું=સુખી પત્ની અને માતા હોવુ (વહુએ કે દીકરીએ)] -રોઘર અ૦ ઘેર ઘેર

ઘરકવું સ૦ક્રિ૦ [જુઓ ઘૂરકવું] ખીજવુ

ઘરકિયું ન૦ છાછિયુ, ધુરકિયું

ઘરગતુ(-થુ,-થ્થુ) વિ૦ જુઓ 'ઘર'માં

ઘરઘર અ૦ [રવ૦] ૦વું સ૦ ક્રિ૦ (ગળામાના જેવો) ઘરઘર અવાજ થવો (૨)જુઓ 'ઘર'માં. -રાટ પું૦ ઘરઘર અવાજ, ઘરઘરવુ તે

ઘરડ સ્ત્રી૦ [દે ઘરટ્ટ પરથી ? સર૦ મ ઘરડ] ચીલો (૨) [લા] ચાલુ પ્રણાલી કે રૂઢિ [-પડવી=ચીલો કે રૂઢિ દાખલ થવા -માં પડવું=ચીલે પડવું, એકધારુ ચાલતુ થવુ] (૨) રૂઢિગ્રસ્ત કે ચીલેચાલુ થવું (૩) [?] આમલીની સૂકી છાલ(૪)અ૦[રવ૦](જેમ કે, ગળામાં ઘરડ ઘરડ બોલે છે ઘંટીનો રવ)

ઘરડવું સ૦ ક્રિ૦ [રવ૦] ઘસડાતુ ખેચવું (૨) જોરથી વલૂરવું, ઘવડવુ

ઘરડાપો પું૦ [જુઓ ઘરડુ] ઘડપણ (૨) [લા] ઘરડાના જેવુ ડહાપણ, પ્રૌઢડહાપણ -મું વિ૦ ઘરડુ દેખાય એવું, ઘરડાને યોગ્ય.

ઘરડાવું અ૦ ક્રિ૦ ['ઘરડુ' પરથી] ઘરડુ થવુ

ઘરડિયો પું૦ [રવ૦] તળાતી વસ્તુ ફેરવવાનું લાકડાનું એક સાધન (૨) નાનુ ઘાસ કાપવાનુ એક જાતનું દાતરડુ (૩) ધાર કાઢવાનો પથ્થર (૪)ગળામા બોલતો શ્વાસ(ખાસ કરીને મરતા માણસનો) (૫) જુઓ 'ઘરડુ'મા

ઘરડું વિ૦ [સં જરઠ, દે જરડ] પાકી ઉમ્મરે પહોચેલુ, મોટી વયનુ (૨) પુરાણું, જૂનું (૩) પાકી ગયેલુ, કઠણ [ઘરડામાં ખપવું=વૃદ્ધ કે અનુભવી ગણાવુ ઘરડું પાન=ઘણુ ઘરડું માણસ (ગમે ત્યારે ગુજરી જાય તેવુ) ઘરડે ઘડપણ=ઘડપણમા, વૃદ્ધાવસ્થામાં]. ૦ખખ વિ૦ સાવ ઘરડુ - ખખળી ગયેલું. -ડિયું વિ૦ ઘરડુ, વૃદ્ધ -ડિયો પું૦ ઘરડો-વડીલ માણસ ૦ડચ્ચર વિ૦ સાવ ઘરડુ (તિરસ્કારમાં) -ડેરું વિ૦ ઘરડુ, વડીલ

ઘરણ ન૦ [સં ग्रहण] સૂર્યચંદ્રનું ગ્રહણ (શ૦ પ્ર૦ જુઓ 'ગ્રહણ'મા) ૦ઘેલુ વિ૦ અર્ધું ગાડુ (ગર્ભવતી સ્ત્રીએ ગ્રહણ જોયુ હોય તો તેનું બાળક ગાડુ થાય એવી માન્યતા પરથી)

ઘર(-રૂ)ણી સ્ત્રી૦ [પ્રા घर(-री)णी] જુઓ ગૃહિણી

ઘરધન ન૦ ગીધની જાતનું એક પખી

ઘરાઉ વિ૦ જુઓ 'ઘર'મા

ઘરાક પું૦, ન૦ [સં ग्राहक] ખરીદનાર (૨) ખૂબી પિછાનનાર -કી સ્ત્રી૦ ઘરાકપણુ (૨) ખરીદનારાનો આવરો (૩) ખપત, ઉઠાવ

ઘરા(-રે)ણિયાત વિ૦ [જુઓ ઘરેણે] ઘરેણે લીધેલુ કે આપેલુ

ઘરાણે અ૦ જુઓ ઘરેણે

ઘરું ન૦ ['ઘર' ઉપરથી] કોઈ વસ્તુ રાખવાનુ ખોખુ -ઘર

ઘરૂણી સ્ત્રી૦ જુઓ ઘરણી, ગૃહિણી

ઘરેડ સ્ત્રી૦ જુઓ ઘરડ (૨) કૂવા પરના પથ્થર ઉપર દોરડાના ઘસારાથી પડેલો ખાડો

ઘરેડી સ્ત્રી૦ [જુઓ ઘરડવુ] ગરગડી (૨) [રવ૦] ઘરડ ઘરડ એમ બોલતો-મરતી વખતનો શ્વાસ, ઘરડિયો

**ઘરેડો** પું૦ [રવ૦] મરતી વખતના શ્વાસથી થતો અવાજ(૨)વરડ, ચીલો [(૨)ગીરો રાખેલું
**ઘરેણાઉ** વિ૦ [જુઓ ઘરેણે] ગીરો સંબંધી
**ઘરેણિયું**,-યાત વિ૦ જુઓ ઘરાણિયાત
**ઘરેણું** ન૦ [દે गहणय] દાગીનો ૦ગાંઠું ન૦ ઘરેણું ને બીજો ગાંઠેલો અલંકાર
**ઘરેણે** અ૦ [દે गहण=ગીરો લેવું] આંટમાં-ગીરો આપેલું લીધેલું હોય તેમ
**ઘરેરાટ** પું૦ [રવ૦] ઘરર ઘરર અવાજ
**ઘરોઠ** સ્ત્રી૦ + ઘરેડ, ચીલો
**ઘરોપું** ન૦,-પો(-ઓ) પું૦ [સર૦ મ घरोवा] ઘરના જેવો ગાઢ સંબંધ, ઘરવટ
**ઘરોળી** સ્ત્રી૦ [दे घरोली] ગરોળી
**ઘર્ઘર** વિ૦[સં] 'ઘર્ઘર' એવો અવાજ થાય-કરે એવું (૨) અસ્પષ્ટ
**ઘર્મ** પું૦ [સં] ઘામ, ઉકળાટ, બફારો
**ઘર્ષ** પું૦ [સં] ઘસારો ૦ણ ન૦ ઘસાવું તે, ઘસારો (૨) [લા.] સામાસામી અથડામણ, બોલાચાલી, તકરાર. ૦ણવાદ્ય ન૦ ઘર્ષણથી વાગતું વાદ્ય (જેમ કે સારંગી, દિલરુબા)
**ઘલાત** સ્ત્રી૦ ['ઘલાવું' ઉપરથી] ઘાલી કે ઘલાઈ જવું તે, નુકસાની, ખોટ (૨) વસૂલ ન આપવું તે
**ઘલાવું** અ૦ક્રિ૦ 'ઘાલવું'નું કર્મણિ
**ઘલોડી** સ્ત્રી૦ એક શાકનો વેલો, ઘિલોડી (૨) જુઓ ગરોળી -ડું ન૦ જુઓ ઘિલોડું
**ઘવડવું** અ૦ક્રિ૦ ઘરડવું, ખણવું, જોરથી વલૂરવું
**ઘવાવું** અ૦ક્રિ૦ ['ઘાવ' ઉપરથી] ઘાયલ થવું
**ઘસઘસ**,-સાટ અ૦ (રવ૦)ગાઢ રીતે(ઊંઘવું તે)
**ઘસડબોરો** પું૦ ['ઘસડવું' + 'બોળવું' (કલમ)] લખ લખ કરવાની મહેનત
**ઘસ(૦ર)ડવું** સ૦ક્રિ૦[સં घर्ष,પ્રા घस]ઢસરડાતું ખેંચવું (૨) [લા] ઝપાટાબંધ-ગમેતેમ લખવું કે કામ કરવું [આંકો
**ઘસરકો** પું૦ ['ઘસડવું' ઉપરથી] ખચકો, કાપો,
**ઘસરડવું** સ૦ક્રિ૦ જુઓ ઘસડવું
**ઘસરડો** પું૦ ['ઘસરડવું' ઉપરથી] ઘસરકો, ઉઝરડો (૨) ઉસરડો, વેઠ
**ઘસરપસર** અ૦ ['ઘસરડવું' પરથી દ્વિત્વ? સર૦ हिं घिसरपिसर] ઘસડાતું પછડાતું, જેમ તેમ (૨) પરાણે, વેઠ લેખે
**ઘસવું** સ૦ક્રિ૦ [સં घृष्, પ્રા घस] એક વસ્તુને બીજી વસ્તુ પર દાબીને જોરથી આમ તેમ ખેંચવી(૨)ચોળવું, મસળવું(૩)માંજવું (જેમ કે વાસણ) (૪) ઘસીને ધાર ચડાવવી કે ઓપ આપવો [ઘસી નાખવું = ભૂંસી નાખવું (૨) લેખામાં ન લેવું (૩) વાપરી કે ખપાવી દેવું, (જેમ કે શરીર ઘસી નાખ્યું) ઘસીને કાપવું, કાપી નાખવું = દેઠથી કાપી નાખવું (૨) (વાતને) છેક જ ઉડાવી દેવી, ઊલટું જ કરવું ઘસીને ગૂમડે ચોપડવું, ચોપડવા લાયક હોવું = નકામું, કાંઈ ઉપયોગનું ન હોવું. ઘસીને ના પાડવી = સાફ ના પાડવી]
**ઘસાઘસ** સ્ત્રી૦ ['ઘસવું' ઉપરથી] ખૂબ ઘસવું તે (૨) [લા] તકરાર, કજિયો
**ઘસાતું** વિ૦ [વ૦ કૃ૦ 'ઘસાવું'] ઉતારી પાડે એવું (૨) નુકસાનકારક
**ઘસાર** પું૦ ['ઘસવું' ઉપરથી] ઘસારો ૦ણ ન૦ ઘસાવું તે, ઘસારો(૨)વસાવાથી પડેલી રજ(૩) ઘસાવાથી લાગતી ખોટ, નુકસાન(૪)ઘસારવું ૦ણું ન૦ ઘસીને પીવાનું ઓસડ -રો પું૦ જુઓ ઘસારણ ૧ થી ૩ [-ખાવો, -વેઠવો =નુકસાન - ખર્ચ વેઠવાં -પડવો, પહોંચવો, લાગવો = ખર્ચ થવું, નુકસાન પહોંચવું]
**ઘસાવવું** સ૦ક્રિ૦ 'ઘસવું'નું પ્રેરક
**ઘસાવું** અ૦ક્રિ૦ 'ઘસવું'નું કર્મણિ (૨) ઘસારો વેઠવો, ખર્ચ કે ખોટ યા નુકસાનમાં ઊતરવું [ઘસાઈ જવું = (ખૂબ કામ ઇ૦થી) ખપી જવું, (શરીરે કે શક્તિ ઇ૦ માં) ઊતરી જવું ઘસાઈને (જવું) = તદ્દન નજીક કે પાસે થઈને ઘસાતું (બોલવું) = જુઓ ઘસાતું]
**ઘસિયું** વિ૦ ['ઘસવું' ઉપરથી] ગાંગડું નહિ-ભૂકા જેવું (મીઠું)
**ઘસિયો** પું૦ ['ઘસવું' ઉપરથી] લોટ શેકીને કરાતી એક વાની (૨) ઘસવાનું કામ કરનાર માણસ ઉદા૦ 'અફીકઘસિયો'
**ઘસીટ** સ્ત્રી૦ ['ઘસવું' પરથી, મ घसिट] એક સ્વર પરથી બીજા સ્વર પર જતાં વચ્ચેનું અંતર નાદસ્વરથી પ્રકાશિત કરવું તે (સંગીત)

**ઘસોટિયો** પું૦ ['ઘસવું' ઉપરથી] ખાવાની એક વાની

**ઘંઘોલિયું** ન૦ [दे. घंघ] નકામુ, ખરાબ ઘર –ઓરડું (૨) માથેમોઢે–ગોટપોટ ઓઢવું તે, ઘોઘો (૩) [લા] ધૂળધાણી, વિનાશ

**ઘંટ** પું૦ [સં. घंटा, प्रा घंट] ધાતુની (કાસાની) ઊંધા પ્યાલાના આકારની કે જાડી લોઢી જેવી વગાડવાની વસ્તુ, ઝાલર (૨) એના પર વગાડેલો ટકોરો(૩)[લા] પક્કો-ધૂર્ત, ઉસ્તાદ [**–ફરવો, –વાગવો** = (ઘરમા) ખાલીખમ હોવુ, વપરાઈ જવુ (૨) ગરીબાઈ હોવી **–વગાડવો** = જાહેર કરવું ] ૦ડી સ્ત્રી૦ છેક નાનો ઘંટ, ટોકરી (૨)[લા.] શૂન્ય કાઈ નહિ

**ઘંટરવાળ** પુ૦ [ઘંટ+રવ(વાણુ કે આલય ?)] શિકારીનુ વાઘ [વિનાની ઘંટી

**ઘંટલો** પુ૦ ['ઘંટી' ઉપરથી] ભરડવાની થાળા

**ઘંટા** સ્ત્રી૦ [સં] ઘંટ, ઘંટડી ૦કર્ણ પુ૦ (સ) મહાદેવનો એક પ્રિય અનુચર ૦કાર વિ૦ [+આકાર] ઘટાના આકારનુ ૦ઘર ન૦ [हिं] જાહેર ઉપયોગ માટે રખાતી મોટી ઘડિયાળનુ ઘર, 'ટાવર.' ૦પથ પુ૦ રાજમાર્ગ, મુખ્ય રસ્તો ૦રવ પું૦ ઘંટનો અવાજ–રણકો ૦ળી સ્ત્રી૦ [સં घटाली] ઘૂઘરીઓની હાર

**ઘંટાયો** પું૦ ['ઘંટી' ઉપરથી] થાળા વગરની છૂટી ઘંટી

**ઘંટી** સ્ત્રી૦ [સં घट्टी] દળવાનું સાધન (હાથનુ કે યાન્ત્રિક). [**ઘંટીએ બેસવું** = દળવા બેસવુ (૨)યાન્ત્રિક ઘંટીથી લોટ દળવાનો ધંધો કરવો, કે ત્યા નોકરી કરવી **ઘંટી ટંકાવવી** = ઘંટીના પડને ટાંકણાથી કકરું કરાવવું **–તળે હાથ આવવો** = સપડામણ – મુશ્કેલીમા આવવુ **ઘંટીનું પડ** = વસમુ કામ, પીડા, ભારે બોજે **ઘણી ઘંટીઓનો લોટ ખાધો હોવો** = ઘણો અનુભવ હોવો.] ૦ટંકારો પુ૦ ઘંટી ટંકાતી હોય એવો અવાજ કરતું પક્ષી–લક્કડખોદ (૨) ઘંટી ટાંકવાનો અવાજ [**–કરવો** = ટકટક કર્યા કરવી]

**ઘંટીચોર** પુ૦ ['ઘંટીનો ચોર' કે સં ग्रंथिच्छेदक, प्रा. गंठिछेञ ?] ચાલાક ચોર(૨)ખીસાકાતરુ

**ઘંડુ** પુ૦ [સ] હાથીનો ઘંટ

**ઘંટો** પું૦ [જુઓ ઘટ] મોટો ઘટ (૨) એનો ટકોરો (૩) [જુઓ ઘંટી] મોટી ઘંટી (તુચ્છકારમા)

**ઘંડ** પુ૦ [સં.] ભમરો

**ઘા** પું૦ [સં. घात = સઘાત, જથો] ચોવીસ કાગળનો જથો (૨) [સં घात = પ્રહાર, જખમ; प्रा. घाय] ઝટકો, પ્રહાર, ચોટ(૩)કાપ, જખમ (૪) [લા.] મોટા દુ:ખની ઊંડી અસર [**–કરવો** = પ્રહાર કરવો (૨)યોગ્ય વખતે જોર કરવુ **–પડવો** = જખમ થવો (૨) આફત આવી પડવી (૩)[લા] ખૂબ વેઠવુ કે જોર કરવું પડવું, જોર આવવુ (ઉદા૦ કામ કરતા શા ઘા પડે છે?) **–મારીને કામ કરવું** = જોર કરીને કામ કરવુ **ઘામાં લૂણ ભરવું** = દાઝ્યા ઉપર ડામ દેવો; બળતામા ઘી હોમવુ **ઘા ભેગો ઘસરકો** = એટલું થયું,ત્યારે થવા દો થોડુ વધારે; મોટા દુ:ખ ભેગું નાનુ દુ:ખ. **–લાગવો** = ઘા લાગ્યા જેટલુ દુ:ખ થવુ (૨) મોટુ નુકસાન થવુ **–વાગવો** = જખમ થવો (૨)કાઈ પણ (કામ કે જોર) થઈ શકવું] ૦તેલ ન૦ ઘા ઉપર ચોપડવાનું તેલ. ૦પહાણુ પું૦ ઘા પર મૂકયે રૂઝ લાવે એવો એક જાતનો પથ્થર. ૦બાજરિયું ન૦ ઘા પર કામ આવતી એક વનસ્પતિનું ફૂડુ

**ઘાઈ** સ્ત્રી૦ [प्रा घाय = ગતિ ? સર૦ म] ઉતાવળ, દોડાદોડી (૨) ધાધલ, ધમાલ (૩) ભીડ, ભરાવો

**ઘાઘરો** પું૦ [दे. घग्घर] ચણિયો **–રા-ચલણ** ન૦ સ્ત્રીનુ ચલણ હોવુ તે **–રા-પલટણ** સ્ત્રી૦ સ્ત્રીઓનું ટોળું (૨) હીજડાઓનુ ટોળું **–રા-પાટ** પું૦ ઘાઘરાનુ લૂગડું **–રિયો** વિ૦ પું૦ હીજડો, રાડવો **–રી** સ્ત્રી૦ નાનો ઘાઘરો. [**–પહેરવી** = સ્ત્રીવેશ લેવો (૨) નામર્દ થવું–હોવું]. **–રિયું ગોતર** = જેમા છોકરીઓનો જન્મ ને વસ્તી વધારે હોય એવું કુટુંબ (૨) જેમા પ્રધાન કાર્યકર્તા પુરુષ નહીં પણ સ્ત્રી હોય તેવું કુટુંબ. **–રિયો વસ્તાર** = છોકરીઓની વસ્તી હોવી તે

**ઘાટ** પુ૦ [સં ઘટ્ ઉપરથી] આકાર; દેખાવ(૨) [દે ઘટ્ટ, સં] બાંધેલો આરો, ઓવારો (૩) [?] સ્ત્રીઓને પહેરવાનું એક રેશમી વસ્ત્ર (૪) [સર૦ હિં ઘાટી, મ] પહાડી રસ્તો (૫) (સ ) સહ્યાદ્રિનો પહાડી પ્રદેશ (૬)[લા ]પ્રસંગ,લાગ (૭)યુક્તિપ્રયુક્તિથી કામ કાઢી લેવાની યોજના, તજવીજ(૮)રીત, લક્ષણ,શોભા. [**–આવવો**= જોઈતો આકાર આવવો (૨) લાગ મળવો **–આણવો**=જોઈતો આકાર આણવો (૨) લાગ મેળવવો **–ઉતારવો, –કરવો**=ઘાટ પ્રમાણે આકાર તૈયાર કરવો (૨) ધારેલું થાય એમ કરવું, ચોકઠું બેસાડવું (૩)[લા ] બરોબર પાર પાડવું, કામ કે યોજનામાં બેસતું કરવું **–ખાવો**=લાગ મળવો, તક મળવી **–ઘડવો**= આકાર કરવો(૨)યુક્તિ કે પ્રપંચ કરવા(૩)મનસૂબો કરવો (૪) લાગ સાધવો (૫) ઘણું નુકસાન કરવું (૬) મારી નાખવું **–ઘાલવો**=ઠેકાણું પાડવું (૨) મંગળપ્રસંગે (સ્ત્રીએ) સફેદ ગાળો પહેરવો **–બેસવો**=બરાબર ગોઠવાઈ જવું, ધાર્યા પ્રમાણે થવું **–રચવો**=જુઓ ઘાટ ઘડવો **–લાવવો**=જુઓ ઘાટ આણવો **ઘાટમાં ઘાલવું**=ફસાવવું, દાવમાં લેવું **ઘાટ ઘાટનાં પાણી પીવાં**=દેશ દેશનો અનુભવ લેવો ] **૦દાર** વિ૦ સારા ઘાટવાળું, રૂપાળું

**ઘાટડી** સ્ત્રી૦ [જુઓ 'ઘાટ' ૩] રાતા રંગનું બાંધણીની ભાતનું સ્ત્રીઓને પહેરવાનું રેશમી વસ્ત્ર; ચૂંદડી (૨) ગાતડી [**ઘાટડીએ જવું**= સુવાસણને વેશે મરવું **–ઘાલવી**=મરનાર સુવાસણને પિયર તરફથી ચૂંદડી ઓઢાડવી **–ભીડવી**=ગાતડીની ઢબે લૂગડું પહેરવું(૨) મહેનતનું કે મરદાનગીનું કામ કરવા માટે સ્ત્રીએ પોતાના લૂગડાના ઝૂલતા છેડાઓ ખોસી ગાંઠ મારવી (૩)સ્ત્રીએ મહેનત કે મરદાનગીનું કામ ઉપાડવું ]

[જાતનું રેશમી કપડું

**ઘાટપોત** ન૦ [જુઓ 'ઘાટ' (૩) + પોત] એક

**ઘાટી** વિ૦ ['ઘાટ' (૫) ઉપરથી] દખ્ખણના ઘાટમાં રહેતી એક જાતિનું(૨)પુ૦ તે જાતનો માણસ **–ટણ** સ્ત્રી૦ ઘાટીની સ્ત્રી

[રૂપાળું

**ઘાટીલું** વિ૦ [ઘાટ=આકાર ઉપરથી] ઘાટદાર,

**ઘાડું**(–ઢું,–ઢું) વિ૦ [સં ગાઢ] ઘટ્ટ, લચકાદાર (૨) ખીચોખીચ (૩) પુષ્કળ; ગાઢ (૪)*કઠણ, સંગીન

[**–ડો** પુ૦ જુઓ ગાડરો

**ઘાડવું** ન૦['ઘડો' ઉપરથી]ગોળ ભરવાનું માટલું

**ઘાઢું** વિ૦ જુઓ ઘાડું

**ઘાણ** પુ૦ [દે] એક ફેરે રંધાય, તળાય કે કચરાય, ખંડાય એટલો જથો, આખા જથાનો ભાગ (૨) સંહાર, ખરાબી (૩) [પ્રા ઘણ, સં ઘન] મોટો હથોડો,ઘણ (૪) [સં ઘુણ ]લાકડું કોરી ખાનાર એક કીડો (૫) સ્ત્રી૦ [સં ઘ્રાણ, પ્રા ] ગંધ, બદબો [**–કાઢવો**=ભયંકર સંહાર કરવો (૨) તળવા – ખાંડવા વગેરે માટે નાખેલો ભાગ તૈયાર થતાં ત્યાંથી બહાર કાઢવો **–ઘાલવો,–નાખવો**=આખા જથાનો પેણી – ખાણિયા વગેરેમાં નાખી શકાય તેટલો ભાગ તૈયાર કરવા નાખવો **–નીકળી જવો**= ભયંકર સંહાર થઈ જવો,પાયમાલી થઈ જવી **–પેસવો**=જીવલેણ વિકાર કે રોગ થવો (૨) કુસંપ થવો **–વળવો**=ઘાણ નીકળી જવો **–વાળવો**=ઘાણ કાઢવો]

**ઘાણી** સ્ત્રી૦ [દે ઘાણ] તેલી બી પીલવાનું યંત્ર [**ઘાણીએ જોડવું**=કંટાળાભરેલા કામમાં રોકવું **ઘાણી કરવી**=ઘાણી ચલાવવાનો ધંધો કરવો. **ઘાણીનો બળદ**=ઘાણી ચલાવનારો બળદ (૨)[લા ]કઠણ ને કંટાળાભર્યું કામ કે વૈતરું કર્યા કરનાર (૩) ઘાણી ખેંચવા જેવા કામ સિવાય બીજી કોઈ ગતાગમ વિનાનો માણસ. **ઘાણીમાં ઘાલીને તેલ કાઢવું, પીલવું**= સખતમાં સખત વૈતરું કરાવવું (૨) સખતમાં સખત શિક્ષા કરવી (૩) રિબાવવું ]

**ઘાત** પુ૦[સં ] ઝટકો,ઘા (૨)નાશ,ખૂન (૩) [ગ.] 'પાવર'(૪)'ડિગ્રી ઑફ એન એક્સપ્રેશન' (૫) 'ઇન્વોલ્યૂશન'(૬)(ત, ?)સ્ત્રી૦ અકાળ મૃત્યુની ઘાંટી.[**–જવી**=મરતા બચવું ] **૦ક** વિ૦ મોત નિપજાવે એવું,નાશક(૨)[ગ ]'મોડ્યુલસ' **૦કી** વિ૦ ખૂની(૨)ક્રૂર,નિર્દય **૦ચંદ્ર** પુ૦(જ્યો ) નુકસાન કરે તેવા ઘરનો ચંદ્ર **૦તિથિ** સ્ત્રી૦, **૦દિવસ** પુ૦ (જ્યો ) નુકસાન કરે એવી તિથિ. **૦નક્ષત્ર** ન૦ (જ્યો ) નુકસાન કરે તેવું નક્ષત્ર

**૦પ્રકાશક** પુ૦ 'એક્સ્પોનન્ટ' (ગ.) **૦વાર** પુ૦ ઘાતતિથિ **૦વિધિ** પુ૦,સ્ત્રી૦ (ગ )'ઇન્વોલ્યૂશન' **૦સ્થાન** ન૦ સ્મશાન(૨)કતલખાનું (૩) વધસ્થાન (૪) [જ્યો ] નુકસાન કરે તેવુ ગ્રહાદિનુ સ્થાન **–તારોહ** પુ૦ [+ आरोह] (ગ ) 'એસેન્ડિગ ઑર્ડર' **–તાવરોહ** પુ૦ [+ अवरोह] 'ડિસેન્ડિગ ઑર્ડર' (ગ) **–તિની** વિ૦ સ્ત્રી૦[સં ]હત્યારી,ઘાતકી **–તી** વિ૦ [સ ] હત્યા – ખૂન કરનારો (૨) પુ૦ કસાઈ **–તુક** વિ૦ [સં ] ઘાતકી

**ઘાતેલ,ઘાપહાણુ,ઘાબાજરિયું** જુઓ 'ઘા'મા

**ઘાટ્રીથ** ન૦ એક છોડ

**ઘામ** પુ૦ [સં. घर्म, प्रा घम्म] તાપ (૨) ઉકળાટ, બફારો (૩) પરસેવો(–થવો; હોવો)

**ઘામચ(–છ,–ટ)** વિ૦ ['ઘામ' ઉપરથી, સર૦ म घामट–ड, हिं घामड़] પસીનાથી ગદ્દ થયેલુ (૨) ન૦ પરસેવો (૩) [સર૦ મ घामत] તડમા થઈને વહાણમા ભરાયેલુ પાણી

**ઘામતફૂડી** સ્ત્રી૦[જુઓ 'ઘામચ'(૩)] વહાણમા પેસતા ઘામચની કૂડી [ઘામ થવો

**ઘામવું** અ૦ક્રિ૦[ઘામ' પરથી; સર૦મ घामेणें]

**ઘાયક** વિ૦ + [સં घातक, प्रा घायग] ઘાતક

**ઘાયડમલ(–લ્લ)** વિ૦ [प्रा घायण = હિસક + મલ પરથી ?] પહેલવાન, શૂરવીર

**ઘાયપાત** પુ૦ [સર૦ म] એક જાતનો રેસાદાર છોડ [(ઘાયપાત ને આ એક ?)

**ઘાયમારી** સ્ત્રી૦ [સર૦ म] એક ઝાડ (?)

**ઘાયલ** વિ૦[हिं, 'ઘા' ઉપરથી, સર૦મ घायाळ] જખમી (૨) [લા ] કામ કે પ્રેમથી પીડિત

**ઘાયાંબૂડ્યાં, ઘાયાંપડ્યાં** વિ૦કમોતે મરેલા (૨) ન૦ બ૦ વ૦ ઘવાયા, બૂડવા વગેરેથી કમોતે મરેલા માણસ

**ઘાયો** વિ૦ પુ૦ ['ઘા' ઉપરથી] ઘાયલ થયેલો (૨) ઘાયલ થવાથી મરી ગયેલો (૩) પુ૦ [प्रा घायग,–य = ઘાતક ?] દિલ પર અસર કરે એવુ માર્મિક લખાણ (૪) [સં घात] કાગળનો ઘા

**ઘારણ** ન૦ [प्रा ] ઘોર નિદ્રા (૨) ઊઘથી ઘોરવુ તે (૩) ઊઘ લાવે એવુ ઔષધ [–નાંખવું = ઊઘમા પડી જાય તેમ(ઔષધથી) કરવું]

**ઘારી** સ્ત્રી૦ [दे॰ घारिया] એક મીઠાઈ (૨) અડદ કે મગની દાળનુ વડુ (૩) ચોટલીની ચારે બાજુએ રાખેલા કેશનું ચકરડુ (૪) પાણીમા છરતી ઠીકરી મારવાથી પાણીમા થતુ ચકરડુ **૦પૂરી** સ્ત્રી૦ ઘારી

**ઘારું** ન૦ ['ઘા' ઉપરથી ?] રોગથી શરીરમા પડેલુ નારુ [–પડવું = નારુ થવુ ] (૨) [કા ] ઘેટીનુ બચ્ચું

**ઘાલ** (લ,) સ્ત્રી૦ સાથે જમવા બેઠેલાઓની હાર– ઓળ (૨)તેમનો આખો સમૂહ (૩) ['ઘાલવુ' ઉપરથી, સર૦ म.]નુકસાન, ખાધ.[–ઊઠવી = પક્તિ જમી પરવારવી –પડવી, –બેસવી =જમનારની પંક્તિ પડવી ] **૦ખાદ** (–ધ) સ્ત્રી૦ જુઓ ઘલાત **૦ઘુસેડ** સ્ત્રી૦, **૦ઘૂસણ** ન૦ કાઢઘાલ. **૦મેલ** સ્ત્રી૦['ઘાલવુ' + 'મેલવુ '] કાઢઘાલ, ગડબડસડબડ (૨) પચાત, ધમાલ(૩)ખટપટ, પ્રપચ **૦મેલિયું** વિ૦ ઘાલમેલ કરે એવુ [દેવાળિયો

**ઘાલણદાસ** પું૦ લોકોના નાણા ઘાલી જનારો;

**ઘાલવું** સ૦ ક્રિ૦ [प्रा घल्ल] ખોસવુ, અદર મૂકવુ (૨) પહેરવુ (૩) [લા ] નાણા ખાઈ જવા (૪) બગાડવુ, પાયમાલ કરવુ ઉદા૦ ઘર ઘાલવુ (૫) પ્રસગે ભેટ તરીકે પહેરાવવુ. ઉદા૦ 'મે કન્યાની કોટમા અછોડો ઘાલ્યો ' (૫) અદર નાખવા – મૂકવાની રીત સૂચવનાર સહાયકારી ક્રિયાપદ સાથે વપરાય છે, જેમ કે, 'ખોસી ઘાલવુ ', 'ચગદી ઘાલવુ '

**ઘાવ** પું૦ [સં घात, प्रा घाय] ઘા, જખમ (૨) સમસ્યા

**ઘાવર** ન૦ ઝાકળ (સુ )

**ઘાવેડી** વિ૦ ચતુર, ચચળ (કા.)

**ઘાસ** ન૦ [સં ] ખડ, ચાર [–કાપવું = નકામું, લેખામા ન લેવા જેવુ, તુચ્છ કામ કરવુ, ફોગટ મહેનત કરવી –ખાવું = પશુ પેઠે વર્તવુ, માણસની ગણનામા ન રહેવુ –ચવડાવવું = અપમાનિત કરવું ](૨)સ્ત્રી૦[प्रा ,સં. घर्ष] ઘસારો (૩) ખોટ, ઘટ [–કાપવી =

ઘટના બદલામા કઈ મજરે લેવુ -ખાવી=ખોટ ખાવી -જવી, પડવી, લાગવી=ઘટ આવવી, ઘસારો પડવો ] ૦ચારો પુ૦ ઢોરનુ ઘાસ, ચારો વગેરે ૦દાણો પુ૦ ઘાસ અને દાણો (પશુઓને ખવાડવાનો) (૨) તેવા ઘાસ અને દાણારૂપે લેવાતી ખડણી ૦પૂળો પુ૦ કચરોપૂળો, વાસીદુ

**ઘાસણી** સ્ત્રી૦, ['ઘાસવુ' (ઘસાવુ) ઉપરથી ? સં कास्=ખાસવુ ઉપરથી ?] ક્ષયરોગ

**ઘાસતેલ** ન૦[इ गॅस+तेल]ગ્યાસતેલ, ઘાસલેટ

**ઘાસલેટ** ન૦ [સર૦ મ, 'ઘાસતેલ' પરથી] બાળવાનું એક ખનીજ પ્રવાહી, ગ્યાસતેલ -ટિયુ વિ૦ [લા] હલકા પ્રકારનુ -ટિયો પુ૦ ઘાસલેટ વેચનારો (૨) [લા] દારૂડિયો

**ઘાસવુ** સ૦ક્રિ૦ [प्रा घास, सं घृष्, સર૦ म घासणें] જુઓ ઘસવુ (૨)અ૦ક્રિ૦ઘસાવુ [ઘાસી છૂટવું=ઘસાઈ છૂટવુ(૨)કામ કરી છૂટવુ ]

**ઘાસાળુ** વિ૦ ['ઘાસ' પરથી] ઘાસવાળુ, ઘાસ [ ઊગેલુ

**ઘાસિયુ** વિ૦ ['ઘાસ' ઉપરથી] જેમાં ઘાસ નીપજતું હોય તેવુ (૨) ઘાસમાંથી ઉત્પન્ન થતુ (૩) [લા] સત્ત્વ વગરનું, હલકુ (જેમ કે, ઘાસિયુ ઘી, સોનું) (૪) ન૦ એક પક્ષી

**ઘાસિયો** પુ૦ ['ઘાસ' ઉપરથી] સાથરો, ઘાસનો પાથરો(૨)ઘાસ કાપનારો(૩)જુઓ 'ગાશિયો'

**ઘાસે(-સો)ટિયુ** ન૦ ['ઘાસવુ' ઉપરથી] ઘરમા પહેરવાની (સામાન્ય) ચૂડી

**ઘાંઘરડવું**(૦) અ૦ક્રિ૦ [રવ૦]ભારે ઘાંટો કાઢીને — ખૂબ રોવુ (૨) આરડવુ (જેમ કે પાડીનુ) (૩) [લા] મોટે અવાજે બોલવુ

**ઘાઘરી**(૦) સ્ત્રી૦ એક જાતનું વાજુ

**ઘાંઘલુ** (૦) ન૦ ઓવારણુ (ઉદા૦ ઘાઘલા લેવાં) (૨) [अप घग्घल=ગભરાટ ?] ગાડા જેવુ આચરણ (ઉદા૦ ઘાઘલાં કાઢવાં)

**ઘાંઘુ**(૦) વિ૦ [अप घग्घल પરથી ?] (કા) ઉતાવળુ (૨) ગભરાયેલુ

**ઘાંચ** (૦ચ,) સ્ત્રી૦ ['ગૂચ' કે 'ખાંચ' ઉપરથી] ચીલામાં પડેલો ખાડો, ખાડો(૨)ગૂચ, મુશ્કેલી

**ઘાંચી**(૦) વિ૦[दे घाण(ઘાણી)+ચી(વાળો–ફા.) અથવા दे घंचिय] ઘાણી ચલાવી તેલ કાઢવાનો ને તેલ ને દૂધ વેચવાનો ધંધો કરતી ન્યાતનું (૨) પુ૦ તે ન્યાતનો માણસ. [-ખૂટવો=દીવામાં તેલ ખૂટવુ -ની ઘાણી જેવુ=ખૂબ મેલુ, ચીકટુ -ની ઘાણીએ જોડાવું=કટાળા ભરેલા વૈતરામા જોડાવુ -નો બળદ=કટાળાભર્યું એકનુ એક કામ કૂટનારો (૨) મૂર્ખ માણસ ] -ચણ સ્ત્રી૦ ઘાંચી સ્ત્રી

**ઘાંચો**(૦) પુ૦ વાસફોડો, ટોપલા, સાદડી વગેરે બનાવનાર (૨) ઘાંચી (રીસ કે તિરસ્કારમા)

**ઘાંટી**(૦) સ્ત્રી૦ઘાંટા કે કંઠની–પડજીભની જગા, હૈડિયો(૨)અવાજ, સૂર(૩)ઘાટ, બે પર્વતની કે ડુંગરાની વચ્ચેનો સાંકડો રસ્તો(૪)[લા] મુશ્કેલીનો-બારીક સમય(૫)હરકત, અડચણ [-આવવી, પડવી=મુશ્કેલીનો બારીક સમય આવવો, હરકત આવવી -ફૂટવી=જુવાની આવવી (૨) ઘાત આવવી (૩) મુશ્કેલી આવવી]

**ઘાંટીઘૂંટી**(૦) સ્ત્રી૦ [ઘાંટી+ઘૂંટી] આંટીઘૂંટી-વાળો માર્ગ (૨)[લા]મુશ્કેલી કે મુશ્કેલીનો સમય

**ઘાંટો**(૦) પુ૦ [सं घट्=બોલવુ] કંઠ,સાદ (૨) મોટો સાદ, બૂમ (૩) ખિજાઈને કાઢેલો સાદ (૪) [જુઓ ઘાટ] મોટી ઘાંટી–ડુંગરાળ રસ્તો [-ઊઘડવો=સારો સ્પષ્ટ સાદ નીકળવો -કાઢવો=તાણીને મોટેથી બોલવુ (૨) ઠપકો દેવો, ધમકાવવુ -નીકળવો=અવાજ નીકળવો -ખૂલવો=ઘાંટો ઊઘડવો -પાડવો=બૂમ પાડીને બોલાવવુ (૨)ખિજાવુ, ધમકાવવુ -બેસવો=સાદ જાડો–ઘોઘરો થવો, ગળાએ કામ ન કરવુ ] -ટાઘાંટ સ્ત્રી૦ બૂમાબૂમ

**ઘાંસી**(૦) સ્ત્રી૦(કા)બોરડી વગેરે કાંટાળી વનસ્પતિનો ઢગલો

**ઘિમેલ** સ્ત્રી૦ [सं घृतेली ?] એક જાતનુ લાલ રંગનુ મંકોડાની જાતનુ જીવડુ

**ઘિયાળ** વિ૦, **ઘિયો** પુ૦ જુઓ 'ઘી'મા

**ઘિલેરી** ન૦ એક પક્ષી

**ઘિલોડી** સ્ત્રી૦ જુઓ ઘલોડી -ડુ ન૦ઘિલોડીનુ ફળ–ઘલોડુ [ કર્મણિ ને પ્રેરક

**ઘિસાવુ** અ૦ક્રિ૦,-વવુ સ૦ક્રિ૦, 'ઘીસવુ'નુ

**ઘિસોડી** સ્ત્રી૦ તૂરિયાનો વેલો. **–ડું** ન૦ તૂરિયું
**ઘિસ્સો** પું૦ ['ઘિસાવું' ઉપરથી]એકદમ જોરથી પડેલો ઘસરકો (**–દેવો,–પડવો,–મારવો**)
**ઘી** ન૦[સં ઘૃત, પ્રા ઘિઅ]ઘૃત, તૂપ [**–ઢળ્યું તો ખીચડીમાં**=દેખીતું નુકસાન છતાં સરવાળે તેનો ફાયદો જ થઈ રહેવો. **બળતામાં ઘી હોમવું**=ચાલુ ઉશ્કેરણીમાં વધુ કારણ ઉમેરવું ] **–ઘિયાળ** વિ૦ વધારે ઘી આપે એવું (ઢોર – ગાયભેંસ) **–ઘિયો** પું૦ ઘી વેચનારો **૦કાંટો** પું૦ જ્યાં ઘી જોખાતું,વેચાતું હોય એ જગા, ઘીનું બજાર **૦કેળાં** ન૦બ૦વ૦ઘી અને કેળાં (૨) [લા ] ભારે લાભ **૦ગળણી** સ્ત્રી૦ ઘી વગેરે ગાળવાની ઝીણી ગળણી **૦ચોપડ** ન૦ ઘી ને તેવો ચીકટ પદાર્થ. **૦તાવણી** સ્ત્રી૦ માખણ તાવવા માટેનું વાસણ. **૦તેલું** ન૦ પોયણીના મૂળમાં થતી ગાંઠ (?)
**ઘીચ** વિ૦ જુઓ ગીચ **–ચોઘીચ** વિ૦ગીચોગીચ, ખીચોખીચ
**ઘીમ** પું૦ વહેમ, શંકા [કા.] (૨) સ્ત્રી૦[સં. ग्रीष्म; प्रा. घिं] હોળી પછીને દિવસે કરવામાં આવતી એક ક્રિયા
**ઘીસ** સ્ત્રી૦ [फा गश्त] રોન (૨) [સં. ग्रीष्म, प्रा घिंसु પરથી ?] હોળીનો વરઘોડો (૩) ['ઘીસવું' ઉપરથી] માર; ઠોક (૪) ['ઘિસાવું' ઉપરથી] ઘિસ્સો (૫) જુઓ ગીસ [**ઘીસનો વરરાજા** = મશ્કરીનું પાત્ર **ઘીસ મારવી** = ચોરી કરવી **–પડવી** = ફાવવું, લાભ થવો(૨) નુકસાન થવું; પાછું પડવું (૩) માર પડવો ]
**ઘીસરું** ન૦ ધૂસરું [જેસલો
**ઘીસલું** ન૦ ['ઘીસાવું' ઉપરથી] જુઓ ગીસલું,
**ઘીસવું** સ૦ ક્રિ૦ [સં घृष्? म विसर्ण] ધુમ્મા લગાવવા, ધીબવું, ઠોકવું (૨) [સર૦ हिं. विसना] ઘસવું [કજિયો(૩)ધમાચકડી
**ઘીસાઘીસ** સ્ત્રી૦['ઘીસવું' પરથી] ઠોકંઠોકા(૨)
**ઘીંઘ,૦ર** સ્ત્રી૦ મોટું, સેંકડોનું ટોળું
**ઘીંસરું** ન૦ જેંસલો, ઘીસરું
**ઘુઘરવટ** સ્ત્રી૦ [ઘૂઘરી+वृत्ति] ઘાઘરાના ઘેરની નીચેની ઘૂઘરીઓવાળી ઝૂલ (૨) પું૦ ઝૂલ પર ઘૂઘરીઓની હાર હોય એવો ઘાઘરો
**ઘુઘરાવવું** સ૦ક્રિ૦[રવ૦] 'ઘૂઘરવું', 'ઘૂઘરાવું'નું પ્રેરક
**ઘુઘવાવવું** સ૦ક્રિ૦ [રવ૦] 'ઘૂઘવવું'નું પ્રેરક
**ઘુઘરિયાળું** વિ૦ ઘૂઘરીઓવાળું
**ઘુઘવાટ(–ટો), ઘુઘાટ** પું૦ ઘૂઘવવું તે
**ઘુઘાર** પું૦ + ઘૂઘરો, ઘૂઘરી
**ઘુચ્ચો** પું૦ જુઓ ઘુમ્મો
**ઘુણ** પું૦ [સં ] લાકડું કોરી ખાનારો એક કીડો. **–ણાક્ષર** પું૦ ઘુણના કોરવાથી લાકડામાં અથવા પોથીના પાનામાં પડેલો અક્ષર જેવો આકાર **–ણાક્ષરન્યાય** પું૦ ઘુણાક્ષરની જેમ વગર ઇરાદે બનાવ બનવો તે
**ઘુમડાવવું** સ૦ક્રિ૦ 'ઘૂમડવું'નું પ્રેરક
**ઘુમરડવું** સ૦ક્રિ૦ ઘુમરડી ખવડાવવી
**ઘુમરડિયો** પું૦ ['ઘુમરડી' ઉપરથી] ગોપીને વેશે ઘેર ઘેર ભિક્ષા માટે ફરતો સાધુ
**ઘુમરડી** સ્ત્રી૦ ['ઘૂમવું' ઉપરથી] ચક્રાકારે ફરવું-નાચવું તે, ફૂદડી (૨) ફેર, ચક્કર (૩) પકડનારને ચુકાવી દેવા ઘૂમી જવું–ફરી જવું તે (૪) હીંચોળવું તે
**ઘુમરાઈ** સ્ત્રી૦['ઘૂમરાવું' ઉપરથી] મગરૂરી,ગર્વ
**ઘુમરાવવું** સ૦ક્રિ૦ 'ઘૂમરાવું'નું પ્રેરક
**ઘુમાવવું** સ૦ક્રિ૦, **ઘુમાવું** અ૦ક્રિ૦ 'ઘૂમવું'નું પ્રેરક ને ભાવે
**ઘુમ્મર** સ્ત્રી૦ ['ઘૂમવું' ઉપરથી] ચક્રવ્યૂહ
**ઘુમ્મો** પું૦ [રવ૦] ગુમ્મો, ધીબકો, મુક્કો
**ઘુરકાવવું** સ૦ક્રિ૦ 'ઘૂરકવું'નું પ્રેરક
**ઘુરકિયું** ન૦ ['ઘૂરકવું' ઉપરથી] ઘૂરકવાનો અવાજ(૨)છાછિયું; ગુસ્સાનો બોલ (**–કરવું**)
**ઘુરઘુર** અ૦ [સં., રવ૦] **–રાટ** પું૦ તેવો અવાજ
**ઘુરવું** અ૦ક્રિ૦ [સં. घुर्] ઘૂરકવું, ભસવું
**ઘુવડ** પું૦, ન૦ [સં घूक, प्रा घूअ; સર૦ મ घुवड] રાત્રે જ દેખી શકતું એક પક્ષી
**ઘુસણિયું** વિ૦ ['ઘૂસવું' ઉપરથી] ગમે તેમ કરીને ઘૂસનારું; તેવા સ્વભાવનું
**ઘુસપુસ** અ૦(૨)સ્ત્રી૦[રવ૦]માંહોમાંહે ગુપચુપ ધીમી વાતો કરવી તે, ગુસપુસ
**ઘુસાડવું** સ૦ ક્રિ૦ ['ઘૂસવું' ઉપરથી] પેસાડવું, દાખલ કરવું (વગર રજાએ કે હઠે)

ભાગ] લાગ, અનુકૂળ સમય કે ઘડી, મોખ, તક [-આવવો, ખાવો, પકવો, બેસવો, મળવો]
થોલ (થો) સ્ત્રી૦ ધોલ, તમાચો [-મારવી, લગાવવી] ૦થાપટ સ્ત્રી૦ ધોલધાપટ, ચોડો ઘણો માર-ધમકી

થોલિયુ (થો) ન૦ એક પાત્ર-બોઘરણુ
થોલો (થો) પુ૦ [સં स्थूल ઉપરથી] શરીરનો લબડી પડેલો ભાગ
થોંટ (થો૦) સ્ત્રી૦ [રવ૦] જોરથી મારેલી થપ્પડ

## દ

દ પુ૦ [સં] તાલુસ્થાની ત્રીજો વ્યંજન (૨)વિ૦ (ઉપપદ સમાસને અંતે) 'આપનાર' એ અર્થમાં. ઉદા૦ 'સુખદ' ૦કાર પુ૦ દ અક્ષર કે તેનો ઉચ્ચાર ૦કારાંત વિ૦ છેડે દકારવાળુ
દઈ સ્ત્રી૦ [સં दैव, प्रा दइव, સર૦ हिं ]'જાણે' સાથે શ૦ પ્ર૦માં 'કાણ જાણે, દૈવ જાણે' એ અર્થમાં વપરાય છે ૦રાત સ્ત્રી૦ દઈ, દૈવ (જેમ કે, 'મારે દઈરાત ત્યાં જાય છે!'=દૈવ લઈ જાય તો જ, નહિ તો કોણ જાય છે! હું તો નથી જતો)
દઈ, ૦ને 'દેવું'નું અ૦કૃ૦ (૨) 'ટપ, ધબ, ચઠ,' ઇ૦ જેવા રવ સાથે, એવો અવાજ કરીને, તે સાથે, ઝટ, ઝટ દઈને
દઈરાત સ્ત્રી૦ જુઓ 'દઈ'માં
દકાર,-રાન્ત [સં] જુઓ 'દ'માં
દક્ષ વિ૦ [સં] ચતુર; પ્રવીણ (૨) પુ૦ (સ) ઉમાના પિતા ૦તા સ્ત્રી૦
દક્ષ(-ક્ષિ,-ખ)ણા સ્ત્રી૦ જુઓ દક્ષિણા
દક્ષ(-ક્ષિ,-ખ)ણી વિ૦ જુઓ દક્ષિણી
દક્ષિણ વિ૦[સં] જમણુ (૨)સ્ત્રી૦ પૂર્વ દિશા તરફ મોં રાખતાં જમણા હાથ તરફની દિશા (૩)પુ૦ દક્ષિણ દિશામાં આવેલો દેશ (૪) ત્રણ અગ્નિમાંનો એક ૦ગોળ(-ળાર્ધ)પું૦પૃથ્વીના ગોળાનો વિષુવવૃત્તથી દક્ષિણનો અર્ધ ગોળ, દક્ષિણાર્ધ ૦ધ્રુવ પુ૦ ઉત્તરધ્રુવ જેવો દક્ષિણમાં આવેલો ધ્રુવવત્ તારો ૦વૃત્ત ન૦ 'એન્ટાર્ટિક સર્કલ', દક્ષિણ ધ્રુવથી ૨૩ા° સુધીનો વર્તુલ પ્રદેશ. -ણાચલ પુ૦ [+अचल] (સ) દક્ષિણ દિશામાં કલ્પેલો પર્વત-મલયાચલ -ણાભિમુખ વિ૦ [+अभिमुख] દક્ષિણ દિશા તરફનું. -ણાયન ન૦ [+अयन] સૂર્યનું કર્ક રાશિમાં જવુ તે (૨) કર્કસંક્રાંતિથી મકરસંક્રાંતિ સુધીનો સમય. -ણાર્ધ પુ૦ [+अर्ध] પૃથ્વીના ગોળાનો દક્ષિણ તરફનો ભાગ -ણી વિ૦ દક્ષિણનું, -ને લગતુ(૨)પુ૦ દક્ષિણ દેશનો રહેવાસી, મહારાષ્ટ્રી (૩) સ્ત્રી૦ દક્ષિણી-મરાઠી ભાષા (૪) દક્ષિણમાં ખીલેલી મૂળ ઉર્દૂ ભાષા -ણોત્તર વિ૦ [+उत्तर] ઉત્તરથી દક્ષિણ સુધી જતુ
દક્ષિણા સ્ત્રી૦ [સં] ધાર્મિક ક્રિયાને અંતે બ્રાહ્મણોને અપાતુ દાન, દખણા
દક્ષિણાપથ પુ૦ [સં] વિંધ્યાચળથી દક્ષિણનો પ્રદેશ, દક્ષિણ હિંદ (સર૦ ઉત્તરનો ઉત્તરાપથ)
દખ ન૦ જુઓ દુખ [-પડવું=પીડા કે તકલીફ યા વિપત થવી]
દખણા (ણા,) સ્ત્રી૦ જુઓ દક્ષિણા
દખણાતુ(-દુ') વિ૦ [સં दक्षिणात्, दाक्षिणात्य પરથી] દક્ષિણ તરફનું (૨) જમણી બાજુનું
દખણી વિ૦ (૨) પુ૦ જુઓ દક્ષિણી
દખમું ન૦ [फा दखमह] પારસીઓનાં શબને ઠેકાણે પાડવાનું સ્થળ [દખમે ચડાવવું= અવલમંજલ પહોંચાડવું]
દખલ સ્ત્રી૦[अ दख़ल]વચ્ચે પડવુ-દરમિયાનગીરી કરવી તે (૨) નડતર, પજવણી, ગોદ ૦ગીરી સ્ત્રી૦ [+फा गीरी]દખલ કરવી તે -લિયુ વિ૦ દખલ કરનારુ, દખલ કરે એવું, પંચાતિયું
દખિયુ વિ૦ જુઓ દુખિયુ
દખ્ખણ સ્ત્રી૦ જુઓ દક્ષિણ (૨) પુ૦ દક્ષિણ દિશામાં આવેલો દેશ, મહારાષ્ટ્ર
દગડ પુ૦[સર૦ म ;दे डगल] પથ્થર, પહાણો. -ડાચોથ (થ,) સ્ત્રી૦ ભાદરવા સુદ ચોથ, ગણેશચોથ -ડી સ્ત્રી૦ નાનું દગડું -ડું ન૦ ઢેફુ, ગચિયુ (૨) ભારોટિયાના થાંભલાની

ઉપરનું આધારરૂપ નાનું લાકડું કે પથ્થરનું ચોસલું -ડો પું૦ પથરો (૨) મોટું ઢેકું
દગડ(-ડું) વિ૦ [સર૦ હિં. दगड़ना=સાચી વાત પર વિશ્વાસ ન મૂકવો] દગલબાજ,લુચ્ચું. -ડાઈ સ્ત્રી૦ (કામની) હરામખોરી; લુચ્ચાઈ
દગડાચોથ, દગડી, -ડું, -ડો જુઓ 'દગડ'માં
દગદગો પું૦[फा दग़दग़ह] શક, વહેમ,વસવસો
દગલબાજ વિ૦ [अ. दग़ल+फा. बाज़], -જી સ્ત્રી૦ જુઓ દગાબાજ,-જી
દગો પું૦[फा दग़ा] છળ;કપટ (૨) વિશ્વાસઘાત. [-દેવો, -રમવો=છળકપટ કરવું (૨) વિશ્વાસઘાત કરવો.] ૦ફટકો પું૦ [સર૦ મ. दगाफटका] છળકપટ; દગા જેવું કાંઈ પણ -ગાખોર, -ગાબાજ વિ૦ [+खोर, बाज़ (फा.)] દગો કરનારું. -ગાખોરી, -ગાબાજી સ્ત્રી૦ દગો કરવો તે -ગાળુ વિ૦ દગાવાળું
દગ્ધ વિ૦ [सं] બળેલું, દાઝેલું
દઝાડવું સ૦ક્રિ૦ [सं दह्, प्रा. दज्झ] 'દાઝવું'નું પ્રેરક [ઊંડો સંતાપ
દઝાડો(-પો) પું૦ ['દઝાડવું' પરથી] બળતરા;
દઝોડિયું વિ૦ [જુઓ દઝાડવું] અડધું પડધું બળેલું (૨) ન૦ ખોયણુ
દટણુ,૦કૂવો, ૦ખાળ, ૦મંજરૂ વિ૦ (૨) ન૦ ['દાટવું' ઉપરથી] જુઓ 'ડટણ'માં
દટવું અ૦ ક્રિ૦ જુઓ દટાવું
દટંતર ન૦ જુઓ ડટતર
દટાવવું સ૦ક્રિ૦, દટાવું અ૦ક્રિ૦ 'દાટવું'નું પ્રેરક અને કર્મણિ [નાશ; ડટતર
દટ્ટન વિ૦ દટાયેલું, ડટણ (૨) ન૦ દટાવાથી થતો
દટ્ટી સ્ત્રી૦ [જુઓ દાટવું] સખત ભીડ
દટ્ટો પું૦ [જુઓ દાટવું] ડટ્ટો, ડાટો (૨) મોન્ટેસોરી બાલમંદિરમાં વપરાતા ઘાટીલા ડાટા જેવી આકૃતિનું સાધન
દડ પું૦,ન૦[सं. दल्=દળવું પરથી?] ઝીણી ધૂળ કે તેના મોટા થરવાળી જમીન(૨) [?] ખેતરમાં ઘાસ વગેરે ઊગવાથી દ કાઈ ગયેલો ખાડો
દડકો પું૦ [સર૦ सं. दल, ગુ૦ દળ] લચકો; લોદો (૨) પોદળો [ભારે વાસણ
દડગો પું૦ [सं दल ગુ૦ દળ] ધાતુ … અને

દડદડ અ૦ [રવ૦] પાણી પડવાનો એવો અવાજ(૨)ખળ ખળ (આંસુ). ૦વું અ૦ક્રિ૦ દડદડ પડવું (પ્રવાહીનું). -ડાટ પું૦ દડદડ-અટકયા વગર પડવું તે (૨) અ૦ દડદડ. -ડી વિ૦ સ્ત્રી૦ ઢીલી (દાળ)
દડબ સ્ત્રી૦ દડબું (૨) જુઓ ગડબ
દડબડ,૦દડબડ અ૦ [રવ૦] દોડવાનો અવાજ. ૦વું અ૦ક્રિ૦ દડબડ દોડવું -ડાટ પું૦ દડબડ અવાજ (૨) અ૦ દડબડ -ડી સ્ત્રી૦ [સર૦ दे. दडवड=જલદી] ઉતાવળી દોટ
દડબલું ન૦ [સર૦ દડબું] લાદમાટીની નાની કોઠી. -લી સ્ત્રી૦ (કા.) નાનું દડબલું
દડબવું સ૦ક્રિ૦ [સર૦ म दडपणें] દાબીને-ઠાસીને ભરવું
દડબું ન૦ દડબ, ઢેકુ, ચોસલું
દડમજલ સ્ત્રી૦[सं दृढ-प्रा दढ+મજલ?] કોઈ જગાએ અટકયા વગરની મજલ (૨) અ૦ અટકયા-વિસામો લીધા વિના
દડવડવું અ૦ક્રિ૦ [રવ૦] ગબડવું (૨) [જુઓ દડબડી] દડબડવું, દડબડ દોડવું
દડવું સ૦ક્રિ૦ [સર૦ म. दडणें, જુઓ દડબવું] (ખળાની જમીનને) ટીપી લીંપીને સરખી-સાફ કરવી (૨) અ૦ક્રિ૦ [રવ૦] દોડવું, વહેવું (૩) ગબડવું
દડિયું ન૦ (ઘાસ માટે) જુવારની એક જાત
દડિયો પું૦ [दे. डल=ઢાલી] પડિયો
દડી સ્ત્રી૦ [જુઓ દડો] નાનો દડો (૨) ચીંથરાં લપેટી બનાવાતી દડી(૩) બાંધો,ઘડતર ઉદા૦ બાંધી દડી, બેઠી દડી (-નું માણસ). ૦માર સ્ત્રી૦ મારદડીની રમત
દડુકાવવું સ૦ક્રિ૦ દડૂકવું (૨) 'દડૂકવું'નું પ્રેરક
દડુકાવું અ૦ ક્રિ૦ 'દડૂકવું'નું કર્મણિ
દડૂક,૦દડૂક અ૦[રવ૦]. ૦વું સ૦ક્રિ૦(હુક્કો) દડૂક દડૂક કરવો
દડૂલી સ્ત્રી૦ ['દડો', કે 'દંડ' ઉપરથી] ધાણી વગેરે શેકતાં હલાવવાનું નાનું ઓજાર (૨) [જુઓ દડો] (૫) નાનો દડૂલો, દડી. -લો પું૦ રમવાનો દડો (૫)
દડો પું૦ ['દડવું' 'દડવડવું' (ગબડવું) ઉપરથી?]

ગોળાકાર ચીજ (ખાસ કરીને રમવાની તે)
દણુ ન૦ જુઓ ડણુ, ડેરો
દતવું સ૦ ક્રિ૦ [જુઓ દત્ત] આપવું, દેવું (૨) દાન લઈ આવવું; રળી આવવું
દત્ત વિ૦ [સં] આપેલું (૨) પુ૦ (સં) દત્તાત્રેય (૩) ન૦ પૂર્વજન્મમાં કરેલું પુણ્યદાન ૦ક પુ૦ શાસ્ત્રવિધિ પ્રમાણે પોતાનો કરેલો બીજાનો પુત્ર [-લેવું=કોઈને દત્તક પુત્ર કરવો -જવું=દત્તક પુત્ર થવું.] ૦કપત્ર ન૦ પુત્ર દત્તક લીધાનું કરારનામું ૦વિધાન ન૦ દત્તક લેવાની ક્રિયા -ત્તાત્રેય પુ૦ (સ) એક ઋષિ-વિષ્ણુના ચોવીસ અવતારમાંના એક
દદડવું અ૦ક્રિ૦ [રવ૦] દદૂડી પડવી, ડડડડવું
દદામું ન૦[સં દુદુમ] લડાઈમાં લશ્કરને મોખરે વાગતું નગારુ, મોટો ડંકો
દદૂડો પુ૦ ડડડડ ઊંચેથી પડતી મોટી ધાર. -ડી સ્ત્રી૦ નાનો દદૂડો -ડવું અ૦ક્રિ૦ દદૂડો પડવો, ડડડડ પડવું
દદ્રુ સ્ત્રી૦ [સં] ચામડીનો એક રોગ-દરાજ
દદ્દો પુ૦ દ અક્ષર
દધિ ન૦ [સં] દહીં ૦જાત ન૦ માખણ ૦મથન ન૦ દહીં વલોવવું તે
દધિ પુ૦ [સં ઉદધિ, સર૦ हिं ] સમુદ્ર ૦જા, ૦સુતા સ્ત્રી૦ (સ) સમુદ્રમાંથી જન્મેલી -લક્ષ્મી
દધીચ(-ચિ) પુ૦ [સં] (સ) વજ્ર બનાવવા પોતાનાં હાડકાં આપનાર પ્રસિદ્ધ ઋષિ
દન પુ૦ [સં દિન, સર૦ हिं ] + દિવસ
દનિયું ન૦[જુઓ દન] એક દિવસનું મહેનતાણું -મજૂરી (૨) રોજનું ઘરાક
દનુ સ્ત્રી૦[સં] (સ)રાક્ષસોની માતા-કશ્યપની સ્ત્રી ૦જ પુ૦ દાનવ, દૈત્ય
દનેદન અ૦ [દિન+દિન] + પ્રતિદિન
દનૈયું ન૦ [જુઓ દન, દિન] કાચો રોજમેળ (૨) દહાડિયું (૩) તેનો રોજ (૪) રોજિંદું વર્તમાનપત્ર
દપકામણ ન૦[સર૦ મ दपकाविणें]ડપકામણ, ધમકી
દપટ વિ૦ [જુઓ દોપટ] બમણું, પુષ્કળ, ભરચક (૨) [જુઓ દપટવું] જમીનની અંદર છુપાયેલું, દટાયેલું
દપ(-પે)ટવું, દપટાવવું સ૦ક્રિ૦ [સર૦ મ. दपटणें, જુઓ ડડઅવું] દબાવવું (૨) લુચ્ચાઈથી સતાડવું (૩) દાટવું, સંઘરવું
દપે(-પો)ટો પુ૦ [જુઓ દુપટ્ટો] કીમતી લૂગડાં બાંધવાનો કકડો (૨) કીમતી લૂગડાંનો ગાસડો
દફણાવવું સ૦ ક્રિ૦ [સર૦ મ डफरावणें, हिं दफ़राना] હંકડાવવું; હંકારવું (હોડી) (૨) [જુઓ દફનાવવું] દાટવું
દફતર ન૦[અ] કામકાજના કાગળિયાં, ચોપડા વગેરે (૨) કાર્યાલય(૩)વિદ્યાર્થીની ચોપડીઓ રાખવાની થેલી, પાકીટ. [દફતરે કરવું= (વિચારવાની જરૂર નથી માની)અરજી, લખાણ વગેરેના કાગળને નિકાલ થયો ગણી દફતરમાં બધાવી દેવું, ફાઇલ કરવું] ૦ખાનું ન૦ [+फा खानह] દફતરો રાખવાની જગા ૦દાર પુ૦ [+फा दार] દફતરી કામ કરનારાઓનો ઉપરી અમલદાર(૨)જમાબંદીનો વહીવટદાર ૦દારી સ્ત્રી૦ દફતરદારનું પદ કે કામ -રી વિ૦ [+फा ई] દફતરનું,-ને લગતું (૨) પુ૦ દફતર લખનારો કે રાખનારો (૩) એક અટક
દફન ન૦[અ दफ़न] મુડદાને દાટવું તે -નાવવું સ૦ ક્રિ૦ દાટી દેવું
દફે વિ૦ [અ दफ़ अ] વિખેરી નાખેલું (૨) નાશ કરેલું (૩) માંડી વાળેલું, પતાવેલું (૪) સ્ત્રી૦ [અ दफ़अह] વાર ઉદા૦ બે દફે. [-કરવું = દૂર કરવું, દફનાવવું, નાશ કરવું (૨) વિખેરી નાખવું]
દફેદાર પુ૦ [અ दफ़अह+फा दार] લશ્કરની નાની ટુકડીનો ઉપરી -રી સ્ત્રી૦ દફેદારનું કામકાજ કે પદ [દેફુ, ચોસલું
દબડી સ્ત્રી૦નાનું દબડુ -ડું ન૦ [સર૦ દડબું]
દબડાવવું સ૦ ક્રિ૦ [સર૦ મ डफरावणें, दडवडाविणें] ધમકાવવું
દબદબો પુ૦ [फा] ઠાઠમાઠ, ભપકો, દમામ
દબવું અ૦ક્રિ૦ જુઓ દબાવું (૨) નરમ થવું; નમવું-તાબે થવું -નીય વિ૦[દબવું+અનીય] દબે એવા ગુણવાળું

દબાણ ન૦ દબાવવું તે (૨) ભાર, વજન (૩) [લા ] દાબ, અંકુશની અસર [–કરવું = દાબવુ (૨) આગ્રહ કરવો (૩) જોરતલબી વાપરવી –નીચે આવવું = આભાર હેઠળ આવવું –લાવવું, –વાપરવું = દબાણ કરવુ ] –મણુ ન૦, –મણી સ્ત્રી૦ દબાવવાનું મહેનતાણું (૨) દબાણ, વજન. –યેલ(–લું) વિ૦ જુઓ દબેલ

દબાવવું સ૦ક્રિ૦, દબાવું અ૦ક્રિ૦ 'દાબવુ'નું પ્રેરક ને કર્મણિ [દબાવીને ચાલવું = જોરથી ચાલવું દબાવીને ખાવું = ઠાસીને ખાવુ ]

દબાવો પુ૦ દાબ; દબાણ

દબેલ(–લું) વિ૦ ['દબવું' ઉપરથી] દબી ગયેલું (૨) આભાર તળે આવેલુ, ઓશિયાળુ

દબોટો પું૦ [જુઓ દપોટો] એક જાતની ખાડ

દમ પુ૦ [फा ] શ્વાસ (૨) શ્વાસનો એક રોગ (૩) પ્રાણવાયુ, જીવ (૪) [લા.] સત્વ, શક્તિ, પાણી (૫) ધમકી, સજાની શેહ [–આપવો = ધમકાવવુ –ઊપડવો = જોરથી દમ — શ્વાસ ચાલવો, શરૂ થવો (૨) દમનું દરદ જોર ઉપર આવવું –કાઢવો = ઠૂસ કાઢવી, ખૂબ થકવી નાખવુ (૨) સતાવવું, સતાપવુ –ખાવો = થાક ખાવો –ખેંચવો = ચલમનો સડાકો મારવો (૨) નિરાતે શ્વાસ લેવો (૩) ધીરજ ધરવી, ચુપચાપ સહન કરવું –ઘૂટવો = શ્વાસ રૂધવો –છોડવો = મરી જવું (૨) આશા કે હિંમત છોડી દેવાં –જોવો = પાણી — જોર જોવુ –તાણવો = ચુપ રહેવું, ચૂપકીથી સહન કરવું (૨) થાક ખાવો –તાણી રાખવો = શ્વાસ રોકવો –નીકળવો, નીકળી જવો = ખૂબ શ્રમ પડવો, થાકી જવું (૨) જીવ જવો –થવો = દમનુ દરદ થવુ. –દેખાડવો = બીક – ધાકધમકી બતાવવી –દેવો = દમ આપવો –ધરવો = થાક ખાવો (૨) ધીરજ – હિંમત રાખવી (૩) શ્વાસ રોકવો –પકડવો = રાહ જોવી, ચોભવું –બતાવવો = જુઓ દમ દેખાડવો. –બાંધવો = જુઓ દમ તાણવો –બાંધીને = સખત ને ઝપાટાબંધ. –ભિડાવવો = ધમકાવવુ, દબાવવું –મારવો = જુઓ દમ ખેંચવો (૨) ખાલી રોફ મારવો. –ભાગવો = વશ થવુ (૨) જોર ન રહેવું. –માં ને દમમાં = રૂઆબમા ને રૂઆબમાં. –રહેવો = ગુણ – સત્ત્વ હોવાં –રાખવો = ધાક રાખવી, રૂઆબ રાખવો (૨) દમ ખાવો. –લેવો = શ્વાસ લેવો (૨) વિસામો ખાવો (૩) થકવી નાખવુ, હેરાન કરવુ (૪) ચલમ પીવી ] ૦કસી સ્ત્રી૦ [+फा काशी (कशीदन = ખેંચવુ)] શ્વાસ રૂંધવો તે

દમ પું૦ [સં.] ઇંદ્રિયોને દમવી – તાબે રાખવી તે; દમન (મુમુક્ષુની ષટ્સંપત્તિમાની એક.)

દમક વિ૦ [સં] દમન કરનાર

દમક સ્ત્રી૦ [સર૦ हिं ] ધમક, ચમક, ઝળક, તેજ. ૦દાર વિ૦ દમકવાળુ

દમકવું અ૦ ક્રિ૦ [જુઓ દમક] ચમકવુ (૨) [રવ૦] (નગારુ) વાગવુ, ઢમકવુ

દમકસી સ્ત્રી૦ જુઓ 'દમ'મા

દમગોટીલો પુ૦ છોકરાની એક રમત

દમડી સ્ત્રી૦ [प्रा. दम्म(सं द्रम्म), સર૦ हिं , म ] પૈસાનો ચોથો ભાગ [દમડીનું = દમડી જેટલી કિંમતનું, તુચ્છ, નમાલું ]

દમડો પુ૦ [જુઓ દમ] જીવ (૨) જુઓ દમડી

દમણુ પુ૦, ન૦ [सं दमनक, प्रा दमणक,–ग,–य] એક વનસ્પતિ–ઔષધિ (૨) [प्रा; स दमन] + જુઓ દમન (૩) ન૦ (સ ) પોર્ટુગીઝ તાબાનું ગુજરાતનું એક ગામ

દમદમાટ પુ૦ [સર૦ म, प्रा. दमदमा = ઠાઠ કરવો] દબદબો, ઠાઠમાઠ (૨) અ૦ ઠાઠથી

દમદાટી સ્ત્રી૦ [દમ + દાટી] ધમકી ને ડરામણી

દમન ન૦ [स ] દમવુ – પીડવુ તે (૨) દબાવવુ – કાબૂમા રાખવુ તે. ૦નીતિ સ્ત્રી૦ દબાવીને–ગમે તેમ પીડીને વશ કરવાની નીતિ, 'રિપ્રેશન'

દમ પર દમ અ૦ વારે વારે, ઉપરાઉપરી (૨) પું૦ બ૦વ૦ ચલમના ઉપરાઉપરી – ઘણા દમ

દમબદમ અ૦ [फा ] દરેક શ્વાસની સાથે – ક્ષણે ક્ષણે

દમબાજ વિ૦ [દમ + બાજ] દમદાટીથી કામ કઢાવી લેનાર. –જી સ્ત્રી૦ દમ ભરાવવાની – ધમકી આપવાની યુક્તિ [દમભેર

દમભર અ૦ ખૂબ ઉતાવળથી, દમ ભીડીને,

**દમયંતી** સ્ત્રી૦ [सं] (સ ) નળરાજાની સ્ત્રી, એક સતી [રોગવાળું; દમિયલ
**દમલુ(-લેલ)** વિ૦ ['દમ' ઉપરથી] દમના
**દમવું** સ૦ક્રિ૦ [सं दम्] (મનને) દબાવવું – કાબૂમાં રાખવું (૨) દુ:ખ દેવું, પીડવું
**દમાક(-ગ)** પું૦,ન૦ [अ दिमाग] રોફ,ભપકો –**કી(-ગી)** વિ૦ દમી
**દમામ** પું૦ ['દમામા' ઉપરથી] દબદબો,ભપકો, રોફ –**મી** વિ૦ દમામવાળું
**દમામા** પું૦ [फा] એક રણવાદ્ય; ઢોલ, નોબત
**દમિય(-યે)લ** વિ૦ જુઓ દમલુ
**દમોદમ** અ૦ [ 'દમ' ઉપરથી ] સરસાઈથી, હરીફાઈથી
**દમ્ય** વિ૦[सं ] દમવા યોગ્ય કે દમી શકાય એવું
**દયા** સ્ત્રી૦[सं ]કૃપા,કરુણા [–**ખાવી**,–**લાવવી** =દયા લાવી જતું કરવું, દયા કરવી, રાંક– ગરીબ સમજીને વર્તવું –**ડાકણને ખાય**= દયાના બદલામાં અપકાર મળવો ] ૦**ધર્મ** પું૦ પ્રાણીમાત્ર પ્રત્યે દયાભાવ ૦**ધર્મી** વિ૦ (૨) પું૦ દયાધર્મવાળો ૦**નિધિ** પું૦ દયાનો ભંડાર–ઈશ્વર ૦**ભાવ** પું૦ દયાનો ભાવ, રહેમનજર ૦**મણું** વિ૦ [સર૦ दे दयावण (–ण्ण)] રાંક,ગરીબ,દયા ઊપજે એવું ૦**મય** વિ૦ દયાથી ભરપૂર ૦**ર્દ્ર** વિ૦ દયાથી પીગળી ગયેલું ૦**લ**, ૦**લુ(-વંત,-વાન,-ળ,-ળુ)** વિ૦ દયાવાળું, કૃપાળુ ૦**લુ(-ળુ)તા** સ્ત્રી૦, ૦**ળુપણું** ન૦ ૦**વતી** સ્ત્રી૦ કરુણા શ્રુતિનો એક અવાંતર ભેદ, ઋષભની એક શ્રુતિનું નામ
**દયાળ** ન૦ [हिं दयाल] એક પક્ષી
**દયિત** વિ૦[सं ] પ્રિય (૨) પું૦ વલ્લભ, પ્રીતમ '–**તા** સ્ત્રી૦ પત્ની
**દર** ન૦ [फा ] બારણું; દરવાજો. [–ઊઘડવું = ...માર્ગ ખુલ્લો થવો(૨)આજીવિકાનું સાધન મળવું ] દર ...પું૦[સર૦ म , हिं ] ભાવ, કિંમત(૨)[સર૦ म दर=કાંઠો] જ્યાં ઊસ–ખાર થાય છે તે ...જમીન(૩) અ૦ [फा दर=અંદર પરથી ? –[સર૦ फा हर, हिं , म] દરેક ઉદા૦ 'દર ...'
**દર** ન૦[सं ]નવ...પ્રાણીએ જમીનમાં રહેવાને કરેલું કાણું – છિદ્ર[–**પાડવું**=(ઉંદર વગેરેએ) દર કરવું – કાણું પાડી ઘર કરવું ]
**દરકાર** સ્ત્રી૦ [फा] પરવા, કાળજી, તમા [–**કરવી**, –**રાખવી**]
**દરખત** ન૦ [જુઓ દરખ્ત] ઝાડ
**દરખાસ્ત** સ્ત્રી૦[फा ] નમ્રતાથી કહેવું તે,અરજી (૨) મંજૂરી માટે રજૂ થતી સૂચના, પ્રસ્તાવ [–**આપવી**=કોર્ટમાં અરજી દાખલ કરવી. –**બજાવવી**=હુકમનામું અમલમાં લાવવાની અરજીનો અમલ થવો. –**મંજૂર કરવી**, **રાખવી**=દરખાસ્ત કબૂલ કરવી –**મૂકવી** =દરખાસ્ત રજૂ કરવી –**ભરવી**=જુઓ દરખાસ્ત આપવી ]
**દરખ્ત** ન૦ [फा ] જુઓ દરખત [દરગા
**દરગાહ** સ્ત્રી૦ [फा ] પીરની કબરની જગા,
**દરગુજર** વિ૦ [फा.] માફ કરેલું,સાંખી લીધેલું. [–**કરવું**, –**થવું**]
**દરઘા** સ્ત્રી૦ જુઓ દરગાહ
**દરજી** પું૦[फा ]લૂગડાં સીવવાનો ધંધો કરનારો. –**જણ** સ્ત્રી૦ દરજીની સ્ત્રી
**દરજો(-જ્જો)**, પું૦ [अ ] પાયરી; કોટી, કક્ષા (જેમ કે કેટલેક દરજ્જે, વાત એટલે દરજ્જે ગઈ છે )(૨)હોદ્દો,અધિકાર [**દરજ્જે ચઢવું**, **દરજ્જો ચઢવો**=પાયરી કે હોદ્દો ઊંચો થવો —વધવો ]
**દરદ** ન૦ [જુઓ દર્દ] દુ:ખ,પીડા [–**ઊપડવું** =એકદમ દરદ થઈ આવવું –**એસવું**=દરદ ઊપડયું હોય તે શમવું ]–**દી** વિ૦ દરદવાળું, માંદું [ટકા અને ઘરેણું માંડું
**દરદાગીનો** પું૦ [फा दर + દાગીનો ?] પૈસા-
**દરદાવો** પું૦ [फा दर + દાવો] હક, અધિકાર
**દરદી** વિ૦ જુઓ 'દરદ'માં
**દરપવું** અ૦ક્રિ૦ [सं दर्प्] દર્પ–ગર્વ કરવો, અભિમાનથી ફુલાવું
**દરબલી** સ્ત્રી૦ નાનો માટીનો કોઠો, દડબલી
**દરબાન** પું૦ [फा ] દરવાન
**દરબાર** પું૦, સ્ત્રી૦ [फा ] રાજસભા-કચેરી (૨) પું૦ ઠાકોર, રાજા ૦**ગઢ** પું૦ રાજાનો મહેલ ૦**સાહેબ** પું૦(સ ) શીખ ધર્મગ્રંથ.

–રી વિ૦ દરબારનું,–ને લગતું (૨) પું૦ દરબારનો રાજપુરુષ –રી કાનડો પું૦એક રાગ
દરભ પું૦ જુઓ દર્ભ
દરભિયો પું૦ ['દરભ' ઉપરથી] હલકી મનાતી વર્ણોની મરણક્રિયા કરાવનાર બ્રાહ્મણ
દરમાયો પું૦ [फा दरमाह्] માસિક પગાર
દરમિયાન [फा], દરમ્યાન અ૦ અમુક સમયની અંદર [–થવું=વચ્ચે પડવું કે ઊભા રહેવું ]૦ગીરી સ્ત્રી૦ મારફત, વચ્ચે હોવાપણું
દરરોજ અ૦[દર + રોજ] હરરોજ, રોજ,હંમેશ
દરવાજો પું૦ [फा] મોટું બારણું કે ફાટક. [દરવાજા ઉઘાડા હોવા = કશો પ્રતિબંધ ન હોવો, પૂરી છૂટ હોવી ]
દરવાણી(–ન) પું૦ [જુઓ દરબાન] દરવાજો સાચવનારો, દ્વારપાળ
દરવાનગી સ્ત્રી૦ દરવાનનું કામ કે ધંધો
દરવેશ પું૦ [फा] ફકીર
દરશ (પ), ૦ન ન૦ જુઓ દર્શન
દરશણિ(–નિ)યું ન૦ [सं दर्शनीय] સ્ત્રીઓ અને બાળકોને કંડે પહેરવાનું એક ઘરેણું
દરસ(–શ)વું અ૦ ક્રિ૦ [सं. दृश्] (પ) દેખાવું
દરાખ સ્ત્રી૦ [सं. द्राक्ष] દ્રાક્ષ
દરાજ સ્ત્રી૦[सं दद्रु ?]દાદર, ચામડીનો એક રોગ
દરાજ સ્ત્રી૦ [अ दर्ज, સર૦ हिं , म.] લાકડામાં ખોભણ પાડવાનો સુતારનો રંદો
દરાજિયું વિ૦['દરાજ'પરથી]દરાજના રોગવાળું
દરાજ(–ઝ) વિ૦ [फा] દીર્ઘ; લાંબું
દરિ(–રી) સ્ત્રી૦ [सं] જુઓ દરી
દરિદ્ર વિ૦ [सं.] ગરીબ, કંગાળ (૨) એદી (૩) સ્ત્રી૦, ન૦ + દારિદ્ર; દળદર ૦તા સ્ત્રી૦, ૦(–દ્રી)પણું ન૦. ૦દ્રી વિ૦ જુઓ દરિદ્ર
દરિયાઈ વિ૦ [फा] દરિયાનું,–ને લગતું (૨) સ્ત્રી૦ એક જાતનું રેશમી કાપડ
દરિયાફ(–ફ્ત) સ્ત્રી૦ [फा दर्याफ्त] દર્યાફ્ત, વિવેક, વિચાર. –ફી સ્ત્રી૦ તપાસ, તજવીજ
દરિયાવ [फा. दरिया], ૦દિલ, ૦દિલી જુઓ દરિયો, દરિયાદિલ, દરિયાદિલી
દરિયો પું૦ [फा दरिया] સમુદ્ર (૨) [લા.] ખૂબ વિસ્તાર કે ઊંડાણવાળું કાંઈ પણ [દરિયા જેવડું (જેવું) પેટ=ઉદારતા, સહિષ્ણુતા, દરિયાદિલી. દરિયામાં ડૂબકી = સફળ થવાય કે કેમ, એવી ખાતરી વગર કામમાં કે કશામાં પ્રયત્ન કરવો તે. દરિયો ઉલેચવો = અશક્ય કામ કરવાનું હોવું. –ઓળંગવો = ભારે મોટું પરાક્રમ કે કામ કરવું, મહાભારત કામ કરવું. –ખેડવો =(વેપાર રોજગાર ઇ૦ માટે) દરિયાઈ સફર કરવી, તેવી સફરનું સાહસ કરવું –ડહોળવો =દરિયા જેવડા જબરા વિસ્તારમાં મહેનત કરવી, મથવું — તેવી જહેમત ઉઠાવવી –સેવવો = (કામધંધાને અંગે નિયમપૂર્વક) દરિયો ખેડવો ]–યામહેલ પું૦ નદી કે દરિયા-કિનારે બાંધેલો મહેલ –યાદિલ વિ૦ દરિયા જેવા ઉદાર દિલવાળું –યાદિલી સ્ત્રી૦ –યાસારંગ પું૦ કુશળ વહાણવટી
દરી સ્ત્રી૦ [सं] ગુફા; દરિ
દરીખાન પું૦ [સર૦ हिं. दरीखाना, फा दर + खानह्] ઘણાં બારણાંવાળો મહેલ–બંગલો
દરેક વિ૦ [દર + એક] જુઓ હરેક
દરેડવું સ૦ ક્રિ૦ ['દરેડો' ઉપરથી, સર૦ हिं. देरना] વાવવા માટે દાણાનો દરેડો કરવો(૨) અ૦ ક્રિ૦ દદડવું [રેલો
દરેડો પું૦[સર૦ हिं देरा, सं दरणि–દ્ર] ધારા;
દરો, ૦ઈ સ્ત્રી૦ [सं दूर्वा] એક વનસ્પતિ–ધરો. ૦આઠમ સ્ત્રી૦ ભાદરવા સુદ આઠમ (જ્યારે સ્ત્રીઓ દરોની પૂજા કરે છે ), ધરોઆઠમ
દરોગો પું૦ [જુઓ દારોગો] તપાસ રાખનારો અમલદાર, દારોગો
દરોડો(–રો) પું૦[સર૦મ , જુઓ દરેડો] ધાડ. [–પાડવો=ધાડ લઈને જવું (૨) ટોળામાં જઈને ઓચિંતો છાપો મારવો ]
દરોબસ્ત વિ૦ [फा] અખંડ, સંપૂર્ણ; ખોડખાંપણ વિનાનું
દરોરો પું૦ જુઓ દરોડો
દર્દ ન૦ [फा] જુઓ દરદ (૨) લાગણી, પ્રેમ ૦નાક વિ૦ [फा] દુઃખથી ભરેલું –ર્દી વિ૦ દર્દવાળું, દરદી
દર્દુર પું૦ [सं] દેડકો
દર્પ પું૦ [सं] ગર્વ, અહંકાર ૦વું અ૦ક્રિ૦

જુઓ દરપવું -ર્પિણી વિ૦ સ્ત્રી૦ દર્પવાળી -ર્પિત, -ર્પી વિ૦ દર્પવાળુ, અહંકારી
દર્પણ ન૦, સ્ત્રી૦ [સં] ખાપ, ચાટલું, આરસો. ૦પ્રબંધ પુ૦ એક ચિત્રકાવ્ય
દર્ભ પુ૦ [સં] એક વનસ્પતિ-દરભ [-આપવો = મરેલાની શ્રાદ્ધાદિક ક્રિયાવિધિ કરવી દર્ભની સેર (કે સળી) ન પામવી = મર્યા બાદ કશો ક્રિયાવિધિ ન થવો દર્ભની પથારીએ મરવું = ઘરમાં મરવું (રણ-સંગ્રામમાં નહી)] -ર્ભાસન ન૦ [+आसन] દર્ભનું બનાવેલું આસન ['દરિયાફ'માં
દર્યાફ,-ફ્ત [फा] સ્ત્રી૦ -ફી સ્ત્રી૦ જુઓ
દર્શ પુ૦[સં] દેખાવ
દર્શક વિ૦ [સં] દેખાડનાર (૨) જોનાર
દર્શણી સ્ત્રી૦ એક પક્ષી
દર્શન ન૦[સં] જોવાની ક્રિયા(૨)ભક્તિભાવથી જોવાની ક્રિયા(૩)દેખાવ(૪)શાસ્ત્ર(ષટ્દર્શન) (૫) [જૈન] રુચિ, શ્રદ્ધા [-આપવું, દેવું = દેખાવું, દર્શન થાય એમ કરવું] ૦કોણ પુ૦ દષ્ટિબિંદુ ૦શાસ્ત્ર ન૦ ફિલસૂફી -નાતુર વિ૦ [+आतुर] દર્શન કરવા માટે આતુર -નાર્થિની વિ૦ સ્ત્રી૦, -નાર્થી વિ૦ દર્શનની ઇચ્છાવાળુ -નિકા સ્ત્રી૦ દર્શન-શાસ્ત્ર (લાલિત્યવાચક)
દર્શનિયુ ન૦ જુઓ દરશણિયુ
દર્શની વિ૦ ['દર્શન' ઉપરથી] પ્રગટ, ખુલ્લું, દેખીતુ (૨) વિ૦ સ્ત્રી૦ જોતાવેંત શિકારવાની (હૂંડી)
દર્શનીય વિ૦ [સં] દેખવા યોગ્ય, સુંદર
દર્શનેંદ્રિય સ્ત્રી૦ [સં] આંખ
દર્શવું અ૦ ક્રિ૦ [સં દૃશ્] + દેખાવું, દરસાવું
દર્શાત વિ૦[સં દૃશ્ પરથી] પ્રગટ,ખુલ્લુ(૨)સુંદર
દર્શાવવુ સ૦ ક્રિ૦ [સં દૃશ્ ઉપરથી] દેખાડવું, બતાવવુ
દર્શિત વિ૦ [સં] દેખાડેલુ
દર્શી વિ૦ [સં] (સમાસને અંતે વપરાય છે) જોનાર જેમ કે, દૂરદર્શી (૨) બતાવનારું -ર્શિની વિ૦ સ્ત્રી૦ 'દર્શી'નુ સ્ત્રીલિંગ
દલ(-ળ) ન૦ [સં] પાંદડુ (૨) ફૂલની પાંખડી (૩) સૈન્ય (૪) જાડાશ, ઘનતા (૫) પુ૦ એક છંદ. ૦પતિ પુ૦ સેનાપતિ
દલ ન૦ + દિલ, મન
દલન ન૦[સં] દળી નાંખવું-ચૂરેચૂરા કરવા તે -વું સ૦ક્રિ૦ [સં दल्] દલન કરવુ
દલવાડી પુ૦ [સં दलि (માટીનું ઢેફુ) + વૃત્તિ (આજીવિકા)?] ઈંટો પકવનાર
દલવાડું ન૦ (મરેલા ઢોરના બદલામાં)ચમારને ત્યાંથી મળતુ ચામડું
દલાડ(-ર)વુ સ૦ ક્રિ૦ ધીરજ આપવી, મન વળાવવું (૨) વીંટાળવુ (૩) નભાવવુ
દલાલ પુ૦[अ दल्लाल]સાટું ગોઠવી આપનાર, મારફતિયો (૨) ભડવો, ફૂટણો ૦ણ સ્ત્રી૦ ભડવણ, ફૂટણી -લિયુ વિ૦ દલાલી કરનારું, દલાલી પર જીવનારુ(૨)દલાલીનું,-ને લગતુ -લિયો પુ૦ દલાલ, મારફતિયો -લી સ્ત્રી૦ [अ दल्लाली]દલાલનું કામ, મારફત.(૨)દલાલ તરીકેનું મહેનતાણુ, હકસાઈ [-કાઢવી, ખાવી = દલાલી મેળવવી] -લુ ન૦ દલાલનું કામ
દલિત વિ૦ [સં] દબાયેલુ, કચરાયેલું, પીડિત. -તોદ્ધાર પુ૦ [+ उद्धार]દલિતોનો ઉદ્ધાર
દલીલ સ્ત્રી૦ [अ.] (વાતના ટેકામાં દર્શાવેલો) સબબ [-કરવી = સામો વાદવિવાદ કરવો] ૦બાજી સ્ત્રી૦ સામસામી દલીલોની ફેંકાફેંકી
દલેલિયું ન૦ તલના બદલામાં આપેલું તેલ
દલ્લો પુ૦ [दे दल्ल=ટોપલો] થાપણ, પૂંજી
દવ પુ૦ [સં]વન(૨)દાવાનળ (૩) [લા]સંતાપ
દવરામણ ન૦ દવરાવવાનુ મહેનતાણુ
દવરાવવુ સ૦ક્રિ૦[જુઓ દાવું, સર૦મ દ્રવણેં = સગર્ભ થવું] નર દેખાડવો, આધાન કરાવવુ (પશુમાં) ('દાવું'નું પ્રેરક)
દવલુ વિ૦ ['દવ' ઉપરથી?] અળખામણું, અણમાનીતુ [વાવર
દવા પુ૦ [દ (સં दुस्-दु) + વા] + ખરાબ વા,
દવા [अ], ૦ઈ [फा] સ્ત્રી૦ ઓસડ, ઓષધ (૨) [લા] ઉપાય, ઇલાજ ૦ખાનું ન૦ ઔષધાલય ૦ચિઠ્ઠી સ્ત્રી૦ દવાની ચિઠ્ઠી, 'પ્રિસ્ક્રિપ્શન' ૦દારૂ,૦પાણી ન૦ ઓસડ-

વેસડ. ૦વાળો પું૦દવાઓ વેચનારો, 'કેમિસ્ટ'
દવાઈ સ્ત્રી૦ + દુવાઈ
દવાડ પું૦ [જુઓ દવ] દાવાનળ -ડિયું વિ૦ અર્ધદુગ્ધ, દઝોડિયું [લહિયો, કારકુન
દવાત પું૦[અ] (શાહીનો) ખડિયો -તી પું૦
દવારો પું૦ ['દ્વાર' ઉપરથી?] ધર્મશાળા
દવાવું અ૦ ક્રિ૦ [સં. દુ=પીડાવું] (સુ) ફીકું પડવું; સુકાવું, ચીમળાવું [એક અડક
દવે પું૦[સં દ્વિવેદી, સ્ત્ર૦હિં. દુવે] બ્રાહ્મણોની
દવેખ પું૦ ઉદ્વેગ; બળાપો
દશ(-સ) સ્ત્રી૦ + દિશ, દિશા (પ)
દશ(-સ) વિ૦ [સં દશન્, પ્રા. દસ] '૧૦' ૦(-સ)ઊઠણું ન૦ સ્ત્રીને બાળક સાંપડયા પછીથી દસમે દિવસે કરાવાતી શુદ્ધિ. ૦ક પું૦ દસકો, દશનો જથો (૨) સંખ્યાલેખનમા એકમથી આગળનું બીજુ સ્થાન (ગ.) ૦(-સ)કો પું૦ દશક (૨) દશ વર્ષનો સમય ૦કંઠ, ૦કંધ(૦ર), ૦ગ્રીવ, ૦ધર પું૦ (સ) દશ માથાવાળો-રાવણ. ૦દિશા (-શા) સ્ત્રી૦ચાર દિશા, ચાર ખૂણા, આકાશ તથા પાતાળ એમ દશ દિશાઓનો સમૂહ. ૦ધા અ૦ દસ રીતે
દશન પું૦ [સં.] દાંત. ૦પંક્તિ સ્ત્રી૦ દાતની હાર ૦વસન ન૦ હોઠ -નાવલિ(-લી)સ્ત્રી૦ [+આવલિ,-ળી] દાતની હાર
દશ(-સ)પગી સ્ત્રી૦ એક જાતની માછલી
દશભુજ પું૦ [સં.] દશ બાજુઓવાળી આકૃતિ
દશમ વિ૦ દશમું [સં] (૨)સ્ત્રી૦પખવાડિયાની દશમી તિથિ. ૦દ્વાર ન૦ બ્રહ્મરંધ્ર, તાળવું
દશમી સ્ત્રી૦ દશમ [સં.] (૨) દૂધે બાંધીને બનાવેલી રોટલી
દશ(-સ)મું વિ૦ ક્રમમા નવમાની પછી આવતુ (૨) ન૦ મરણ પછી દશમે દિવસે કરવાની ક્રિયા [-દ્વાર=જુઓ દશમ દ્વાર]
દશ(-સ)મૂલ(-ળ) ન૦બ૦ વ૦[સં.]ઔષધમાં વપરાતા દશ જાતના મૂળિયા
દશમોડ વિ૦ [દશ (દિશા) + મોડ (મૂઢ)] દિઙ્મૂઢ; ગભરાયેલું [રાજા
દશરથ પું૦[સં.](સ )રામના પિતા-અયોધ્યાના
દશ(-શે,-સ,-સે)રા પું૦; સ્ત્રી૦[સં. દશહરા] આસો સુદ દશમ; વિજયાદશમી [દશરાને દહાડે ઘોડું ન દોડવું=ખરે પ્રસંગે ભાગી પડવું. દશરાનો પાડો મારવો=હિંમત વિનાનું કામ કરી ખોટું પરાક્રમ દાખવવું]
દશ(-સ)શેરી સ્ત્રી૦, -રો પું૦ દશ શેરનું કાટલું (૨) [લા.] માથું [પર્વ (૨) દશેરા
દશહરા ન૦[સં.] જેઠ સુદ પડવાનું ગંગાજન્મનું
દશા(-સા) પું૦ બ૦ વ૦ ['દશ' ઉપરથી] એ નામની પેટા નાતના લોકો ઉદા૦ 'દશા લાડ, શ્રીમાળી, ખડાયતા' ઇ૦
દશા સ્ત્રી૦ [સં] ગાડી દીવા પૈડામાં ઘલાતી તેલવાળી ચીંદરડી (૨) કપડાની આતરી; દશી (૩) સ્થિતિ, હાલત (૪) મનુષ્યના નસીબ પર સારી માઠી અસર કરનારી ગ્રહાદિકની સ્થિતિ (૫) પડતી હાલત. [-ઊતરવી=દશા બદલાવી; એક ગ્રહની અસરનો સમય પૂરો થવો. -ઊઠવી=ખરાબ ગ્રહની અસર શરૂ થવી, અવદશા બેસવી. -કરવી=માઠી વલે કરવી -ફરવી=દશા બદલાવી (૨) અવદશા બેસવી. -બેસવી= માઠી દશા શરૂ થવી]
દશા સ્ત્રી૦ [સં. દશાહ] દશમાની ક્રિયાવિધિ. [-કરવી, -સરાવવી]
દશાનન પું૦ [સં.] (સં) રાવણ
દશાવતાર પું૦ બ૦ વ૦ [સં.] વિષ્ણુના દશ અવતાર (મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ.)
દશાશ્વમેધ પું૦ [સં] (ગ) કાશી ને પ્રયાગનું એક તીર્થસ્થાન(ત્યા દસ અશ્વમેધ થયા હતા એવી પુરાણકથા છે)
દશાસ્ય પું૦ [સં.] (સ ) દશાનન, રાવણ
દશાહ પું૦ [સં] મરણ પછી દશમો દિવસ કે તેની ક્રિયા, દશામુ
દશાંગ વિ૦ [સં.] દશ અંગવાળું
દશાંશ પું૦[સં.] દશમો ભાગ (૨) વિ૦ (૩)ન૦ (ગ.)દશકથી ગણાવું(અપૂર્ણાંક) ૦અપૂર્ણાંક ન૦ 'ડેસિમલ ફ્રેક્શન' (ગ ) ૦પદ્ધતિ સ્ત્રી૦ વિવિધ પરિમાણોને દશકથી ગણવાની પદ્ધતિ-

પદ્ધતિ, 'ડેસિમલ સિસ્ટમ'(ગ) ૦બિંદુ ન૦ દશાંશનું ચિહ્ન–ટપકું (ગ)
દશી સ્ત્રી૦ [સં दशा ઉપરથી, સર૦ म] કપડાની આંતરી, દશા
દશી(-સી) સ્ત્રી૦ ['દશ' ઉપરથી] દશ વર્ષનો સમય ૦વીશી(-સી) સ્ત્રી૦ ચડતીપડતી
દશે(-સ,-સે)રા પુ૦ જુઓ દશેરા
દશૈ(-સૈ)યાં ન૦બ૦વ૦ ['દશ' ઉપરથી] લગ્ન પછી વરવહુને સાસરા તરફથી અપાતા દશ જમણ [-ચારવાં, દેવાં] [સર્વત્ર
દશોદિશ અ૦ [દશ+દિશા] બધી દિશામાં,
દશોં(-સોં)દ (૦) સ્ત્રી૦ ['દશ' ઉપરથી, સર૦ हिं दसौंधी] દશમો ભાગ; દસૂદ. -ઢી પુ૦ જુઓ દસૂંઢી
દસ, ૦ઊઠણું, ૦કો, ૦દિશ(-શા), જુઓ 'દશ'માં ૦પગી જુઓ દશંપગી ૦મું જુઓ દશમું ૦મૂળ જુઓ દશમૂલ ૦શેરી(-રો) જુઓ દશશેરી
દસકત પુ૦ [फा दस्तख़त] દસ્કત, અક્ષર, હરફ (૨) અક્ષરની લખાવટ (હાથની) (૩) સહી [-કરવા=સહી કરવી. -કાઢવા=સારા અક્ષર લખવા. -પાડવો='અક્ષર લખવો] ૦શિક્ષક પુ૦ સારા અક્ષર કાઢતાં શીખવનાર શિક્ષક (૨) [લા] 'કૉપી-બૂક'
દસકોઈ પુ૦ [જુઓ દશકોઈ] (સ) અમદાવાદ પાસેનો એક તાલુકો
દશકોશી સ્ત્રી૦ જુઓ દશકોઈ
દશકોઈ સ્ત્રી૦ [સં दश+क्रोश ઉપરથી] મુખ્ય શહેરની આજુબાજુનો વીશેક માઈલનો પ્રદેશ
દસ(-સે)રા પુ૦, સ્ત્રી૦ જુઓ દશેરા
દસિયાટ સ્ત્રી૦ [જુઓ દશી] આંતરી
દસી, ૦વીસી જુઓ 'દશી(-સી)'માં
દસૂ(-સોં)દ સ્ત્રી૦ જુઓ દશોંદ -ઢી પુ૦ દશોંઢી, દશમો ભાગ ઉઘરાવનાર (૨)બારોટ, ભાટ
દસેરા પુ૦, સ્ત્રી૦ જુઓ દશેરા
દસોંદ,-ઢી (૦) જુઓ 'દસૂંદ'માં
દસૈયાં પુ૦ બ૦ વ૦ જુઓ દશૈયાં
દસ્કત, ૦શિક્ષક પુ૦ જુઓ 'દસકત'માં

દસ્ત પુ૦ [फा.] હાથ(૨)સત્તા, અધિકાર (૩) ઝાડો, જુલાબ, રેચ [-આવવો, ઊતરવો, થવો=ઝાડો ઊતરવો-થવો -લેવો= રેચની દવા લેવી] ૦કારી સ્ત્રી૦ [+फा कारी] હાથની કારીગરી ૦ગીર વિ૦ હાથ ઝાલનાર -સહાયક ૦દરાજી સ્ત્રી૦ [+फा दराजी] સતામણી ૦બસ્તા વિ૦ [+फा वस्तह] અનુચર, સેવક
દસ્તમલ ન૦ એક પક્ષી
દસ્તરખાન ન૦ [फा] ભાણું મૂકવા માટેનું પાથરણું (મુસલમાન વગેરેમાં) (૨) ભાણું
દસ્તરાજી સ્ત્રી૦ [फा दस्तदराजी] પારકાની સીમમાં પ્રવેશ કરવો તે (એક ગુનો)
દસ્તાન ન૦ [फा दस्त ઉપરથી?] રજસ્રાવ, અડકાવ
દસ્તાના [फा] પુ૦ બ૦ વ૦ હાથના મોજાં
દસ્તાનું ન૦ [फा दस्त ઉપરથી?] ઝાડો ઝીલવાનું વાસણ, 'બેડ-પૅન'
દસ્તાવેજ પુ૦ [फा] લેણદેણ વગેરે સંબંધી લખત(૨)આધારભૂત એવું કોઈ પણ લખત [-કરવો, લખવો = કાયદેસર પાકે પાયે લખાણ કરવું]-જી વિ૦દસ્તાવેજનું, -ને લગતું કે તેના આધારવાળું (૨) લેખી
દસ્તૂર પુ૦ [फा] રિવાજ, ધારો (૨) દાપું, કર (૩) પારસીઓનો ગોર -રી વિ૦ દસ્તૂરને લગતું (૨) સ્ત્રી૦ હકસાઈ, દાપું, સુખડી (૩) દસ્તૂરપદ
દસ્તો પુ૦ [फा] ખાંડણીનો દાંડો, પરાઈ (૨) હાથો (૩) ચોવીસ કાગળની થોકડી, ઘા (૪) સિપાઈઓની અમુક સંખ્યાની ટુકડી
દસ્યુ પુ૦ [સં] ચોર, લૂંટારો (૨) અનાર્ય લોકોની એક જાતનો માણસ
દસ્સો પુ૦ ['દસ' ઉપરથી] દસની સંજ્ઞાનું ગંજીફાનું પાનું
દહન ન૦ [સં] દહવું-બાળવું તે ૦ક્રિયા સ્ત્રી૦ (શબ) બાળવાની ક્રિયા [[સં] નરક
દહર ન૦ [म दहर] જમાનો (૨) જગત (૩)
દહવું સ૦ક્રિ૦ [સં दह्] બાળવું
દહાડાવાળી વિ૦સ્ત્રી૦ [જુઓ દહાડો] સગર્ભા

**દહાડિયું** વિ૦ (૨) ન૦, **-યો** પુ૦ ['દહાડો' ઉપરથી] રોજે કામ કરનાર માણસ

**દહાડી** સ્ત્રી૦ ['દહાડો' પરથી] રોજિંદું મહેનતાણું (૨) અ૦ રોજ. [**-નું લાગ્યું, -નું લાગ્યું ને ભવનું ભાગ્યું**=રોજનું વળગેલું, હંમેશ માટે સંકળાયેલું]૦**દહાડી** અ૦ રોજ રોજ

**દહાડું** ન૦ ['દહાડો' પરથી] સ્ત્રીનો અટકાવનો દિવસ

**દહાડો** પું૦[सं. दिवस, प्रा. दिअह, दीह] દિવસ, વાર, તારીખ, તિથિ(૨)મરનાર પાછળ કરવામા આવતુ જમણ (૩) [લા.] વખત; સમય (૪) ભાગ્ય, સિતારો. [**દહાડા આવી રહેવા, દહાડા ખૂટી જવા**=મોત આવવુ (૨) મુદત પૂરી થવી. **દહાડા કાઢવા**=દિવસ વિતાવવા (૨) ગુજારો કરવો. **દહાડાની ચાલ**=ગ્રહયોગ. **દહાડા પહોંચવા**=મુદત પૂરી ન થવી;મુદતમા હજી બાકી હોવું. **દહાડા ભરાઈ ચૂકવા**=આવી બનવુ, મોત આવવું. **દહાડા ભાગવા**=સમય વિતાવવો (૨) મુદતમાંથી દિવસ કપાવા કે ઓછા ગણાવા. **દહાડા રહેવા**=ગર્ભ રહેવો. **દહાડા લેવા**=સમય જવો; વખત લાગવો. (ના) **દહાડા હોવા**=-ની ચડતી દશા હોવી. **દહાડે લાગવું**=ધંધે લાગવુ. **દહાડો આથમવો**=પડતી દશા આવવી. **-આવવો**=સમો થવો (૨) લાગ આવવો. **-આવી રહેવો**=મુદત પૂરી થવી. (૨)આવી બનવું. **-ઊગવો** = સૂર્યોદય થવો. **-ઊઘડવો**=ચડતી થવી, ભાગ્યોદય થવો. **-ઊઠવો**=પડતી દશા આવવી (૨) આવી બનવુ. **-કરવો**=મરણ પાછળ ક્રિયાખર્ચ કરવા. **-ખૂટવો**=દિવસનો સમય પસાર થવો (૨) ગણતરીમા દિવસ બાકી કે ઓછો હોવો. **-ખેંચવો**=ઉપવાસ કરવો, ભૂખ્યા રહેવુ. **-ચડતો હોવો**=ઉન્નતિનો સમય હોવો. **-ચડવો**=સૂર્ય ઊંચે આવવો(૨)મોડું થવુ (૩) ગર્ભ રહેવો (૪) રોજ ચડવો. **-જવો**=દિવસ ખૂટવો—પસાર થવો કે વીતવો. **-જાગવો, ફળવો**=ચડતી દશા થવી. **-ફરવો**=દશા બદલાવી. **-રૂઠવો**=ભાગ્ય વાંકુ થવુ. **-વટવો**=(સ્ત્રીને અટકાવનો) દિવસ કે મુદત વીતી જવા. **-વળવો**=ભાગ્યોદય થવો (૨) કામ સિદ્ધ થવું; ફાવવું. **-વાંકો હોવો**=નસીબ પ્રતિકૂળ હોવું. **-સિકંદર થવો**=નસીબ ખૂલવું; ચડતી થવી] ૦**પાણી** ન૦ બ૦વ૦ મરનાર પાછળ જમણ. [**-કરવાં**=મરનાર પાછળ જમણવાર વગેરે વિધિ કરવો.]

**દહીં** [ન૦ सं दधि, प्रा. दहि]દૂધ જમાવતા થાય તે. [**દહીંનો ઘોડો**=એણઘેણની રમતમા દાવવાળો છોકરો. **દહીં મૂકીને ચાટવું**=અમથું સંઘરી રાખવુ. **દહીંમાં ને દૂધમાં પગ રાખવો**=બન્ને પક્ષ સાચવવા મથવુ; બંને બાજુની ઢોલકી બજાવવી] ૦**દૂધિયું** વિ૦ દૂધ દહીં બંનેમા પગ રાખનારુ; બંને પક્ષ સાચવવા ઇચ્છનાર. ૦**દૂધિયાપણું** ન૦. ૦**વડું** ન૦ દહીંમા પલાળેલું વડું

**દહીંત(-થ)રું** ન૦ [सं. दधिसर, दे. दहित्थर] એક જાતની જાડી, પોચી પૂરી

**દહેજ** સ્ત્રી૦, ન૦ [फा.] જુઓ દેજ

**દહેશત** સ્ત્રી૦ [अ. दहशत] બીક, ભય [**-રાખવી, -લાગવી.**]૦**ખોર** વિ૦ બીકણ; ભડકણ

**દળ** ન૦ જુઓ દલ(૨)એક મીઠાઈ ૦**દાર** વિ૦ [+फा दार] દળવાળુ, જાડું (૨) ભારે ૦**પાંગળું** વિ૦ લશ્કરની (મદદની) અતિશયતાને લીધે પાંગળુ બનેલું

**દળણું** ન૦ ['દળવુ' ઉપરથી] દળવાની વસ્તુ – અનાજ. [**-કરવું**=દાણાને સાફ કરી દળવા માટે તૈયાર કરવા. **દળણાં દળીને પૂરું કરવું**=લોકોના દળણા દળવા જેવી કાળી મજૂરી કરીને જેમ તેમ ગુજારો કરવો.]

**દળદર** ન૦ [सं दारिद्र्य] દરિદ્રતા, ગરીબી (૨) આળસ,એદીપણું. [**-જવું, ફીટવું**=ગરીબાઈ જવી. **-ફેડવું**=ગરીબાઈ દૂર કરવી.]૦**ખાનું** ન૦,૦**વાડો** પુ૦ ઘોલકા જેવુ–દળદરનુ ઘર કે એવા ઘરનો લત્તો, 'સ્લમ'. **-રી** વિ૦ દળદરવાળુ

**દળદાર** પુ૦ [સર૦ म] જુઓ 'દળ'મા

**દળદ્રી** વિ૦ દળદરી, દરિદ્રી

દળ પાંગળું વિ૦ જુઓ 'દળ'માં
દળવાદળ ન૦ તોફાનનું વાદળ(૨)લશ્કર, સૈન્ય
દળવું સ૦ક્રિ૦ [सं दल्] પીસવું, ઘંટીમાં નાખી ભૂકો કરવો (અનાજ ઇ૦ નો) [દળેલું દળવું=ફરીફરીને નકામી એની એ જ મહેનત કરવી દળી દળીને કૂલડીમાં વાળવું=ભારે મહેનત કરીને છેવટે કશું પરિણામ ન લાવવું, કરેલી મહેનત કમઅક્કલથી વણસાડવી]
દળાઈ, -મણી સ્ત્રી૦, -મણું ન૦ ['દળવું' ઉપરથી] દળવાનું મહેનતાણું
દંગ વિ૦ [फा] દિગ, ચકિત
દંગડી સ્ત્રી૦ ઘાસ વેચવાની લાટી, ઘાસ-બજાર
દંગલ પુ૦,ન૦ [फा] ટંટો, તકરાર (૨) કુસ્તી (૩) કુસ્તીની હરીફાઈ (૪) અખાડો
દંગો પુ૦[फा दंगल, સર૦ हिं ,म दंगा]તોફાન, બખેડો, હુલ્લડ(૨)બંડ,ફિતૂર [-ઉઠાવવો=બંડ કરવું -મચાવવો=તોફાન કરવું] -ગાખોર, -ગાબાજ વિ૦ બખેડાખોર, બંડખોર ૦ફિસાદ પુ૦ લડાઈટંટો, હુલ્લડ, ફિતૂર
દંડ પુ૦[सं] હાથમાં ઝાલવાની લાકડી(૨)વેત્ર, છડી(૩)શિક્ષા, સજા (૪) શિક્ષા તરીકે લેવાનું નાણું (૫) જુઓ ભુજદંડ (૬) એક જાતની કસરત (૭) ચાર હાથની લંબાઈ જેટલું માપ. [-આપવો, -કરવો, -થવો, -ભરવો, -લેવો (અર્થ ૪) -પીલવા=દંડની કસરત કરવી.] ૦ક પુ૦ દંડૂકો,લાકડી(૨) ન૦ (સં) નર્મદા અને ગોદાવરી વચ્ચે આવેલું એક પ્રાચીન વન (૩) એક છંદ. ૦ન ન૦ દંડ-શિક્ષા કરવી તે ૦નાયક પુ૦ ન્યાયાધીશ(૨) પોલીસનો વડો અમલદાર (૩) સેનાપતિ. ૦નિકા સ્ત્રી૦ ડાંગ, લાકડી ૦નીતિ સ્ત્રી૦ જુઓ રાજનીતિ (૨) ન્યાયવહીવટ ૦પાલ પુ૦ વડો ન્યાયાધીશ (૨) દરવાન ૦પ્રણામ પુ૦ દંડવત પ્રણામ. ૦ફેરાઈ સ્ત્રી૦ [+फा फुर्ई] દંડનાં નાણાંની ઊપજ ૦વત્ અ૦ દંડની પેઠે લાંબા પડીને ૦વત વિ૦(૨)પુ૦ સાષ્ટાંગ નમસ્કાર ૦વું સ૦ક્રિ૦ [सं दण्ड्] શિક્ષા-સજા કરવી (૨) દંડ કરવો ૦શાસ્ત્ર ન૦ દંડ-શિક્ષા કરવાનું શાસ્ત્ર, 'પિનૉલૉજી'

દંડાતોડ વિ૦[દંડો+તોડવું] દંડાને તોડી નાખે એવું (૨)પુ૦ દંડા-લાકડીથી પતાવેલો ઝઘડો
દંડાબાજ વિ૦ દંડાબાજીની ટેવવાળું -જી સ્ત્રી૦ દંડા કે લાઠીથી કરેલી મારામારી
દંડાબેડી સ્ત્રી૦ વચ્ચે દંડાવાળી પગની બેડી (એક જેલ-શિક્ષા)
દંડિત વિ૦ [सं] દંડાયેલું
દંડિયું વિ૦ જુઓ એકદંડિયું
દંડિયો પુ૦ [સર૦ हिं डंडिया] ચોકડી ભાતનો એક પ્રકારનો સાલ્લો
દંડી પુ૦[सं]દંડધારી સંન્યાસી(૨)પુ૦(સં) એક પ્રસિદ્ધ સંસ્કૃત કવિ [ધોકો
દંડી(-ડૂ)કો પુ૦[सं दण्ड]જાડી ટૂંકી લાકડી,
દંડીલું વિ૦ [सं दण्ड ઉપરથી] ઉદ્ધત, દાંડ
દંડૂકિયું વિ૦ દંડૂકાવાળું
દંડૂકો પુ૦ જુઓ દંડીકો [નગરપડો
દંડેરો પુ૦[सं दण्ड]દાંડી પીટીને કરાતી જાહેરાત,
દંડેલ(-લું) વિ૦ દંડિત (૨) ઉદ્ધત
દંડો પુ૦ [सं दण्ड] ટૂંકી જાડી લાકડી, ડંડો (૨) મોઈ સાથેનો દંડો
દંડ્ય વિ૦ [सं] દંડ-શિક્ષાને પાત્ર
દંત પુ૦[सं] દાંત ૦કથા સ્ત્રી૦ [सं उदन्त+कथा ?] મુખપરંપરાથી ચાલતી આવેલી વાર્તા ૦ક્ષત ન૦ દાંત બેસવાથી પડેલો ઘા ૦ગરગડી સ્ત્રી૦ દાંતાવાળી ગરગડી,'કૉગ-વ્હીલ' ૦ઘાત પુ૦ બચકું ૦ધાવન ન૦ દાતણ, દાંત સાફ કરવા તે ૦પત્ર ન૦ કાનનું એક ઘરેણું ૦મંજન ન૦ દાંત માંજવાની ભૂકી-ઔષધિ ૦વિદ્યા સ્ત્રી૦ દાંત વિષેનું જ્ઞાન ૦ુરું વિ૦ હોઠ બહાર દેખાતા દાંતવાળું, દાંતરુ ૦વૈદ્ય પુ૦ દાંતનો વૈદ્ય ૦સ્થાન ન૦ દાંતની જગા. ૦સ્થાની વિ૦ દાંતની મદદથી બોલાતું, દંત્ય
દંતારો પુ૦ [सं दंतकार, प्रा दंतार] હાથીદાંતનું કામ કરનારો
દંતાસળી સ્ત્રી૦ ['દતૂસળ' ઉપરથી] દાંતના કે દતૂશળના ઘાટનું એક લૂગડાનું કાટલું
દંતાળ ન૦ ['દંત' ઉપરથી] પંજેઠી, ખેતીનું એક ઓજાર (૨) પુ૦ (હળ દંતાળી ઇ૦નો) દાંતો -ળી સ્ત્રી૦ પંજેઠી

દંતાળું વિ૦ ['દંત' ઉપરથી] દાંતા–ફળાવાળું (૨) દંતવું; દાંતરું [(૨) ખરેરો
દંતિયો પુ૦ ['દંત' ઉપરથી] દાતિયો; કાસકો
દંતી વિ૦ [सं] દંતસ્થાની (૨) દાતવાળું (૩) સ્ત્રી૦ જુઓ દંતીબીજ(૪)પુ૦ હાથી.૦બીજ ન૦ જમાલગોટાનાં બી
દંતૂડી સ્ત્રી૦ ['દંત' ઉપરથી] ફૂટતો નાનો દાત (૨)નાનકડો રૂપાળો દાત [દાત
દંતૂશ(૦ળ,-સળ) પુ૦[सं दंत+शूल]હાથીનો
દંતૈયું ન૦ ['દંત' ઉપરથી] જુઓ દાંતિયુ
દંત્ય વિ૦ [सं.] દાત સબધી (૨) દંતસ્થાની -ત્યૌષ્ઠ્ય વિ૦[+औष्ठ्य]દાત અને હોઠ બ નેની મદદથી ઉચ્ચારાતુ. ઉદા૦ 'વ'
દંદૂડી સ્ત્રી૦, –ડો પુ૦ જુઓ દદૂડી, દદૂડો
દંપતી ન૦બ૦વ૦ [सं.] વરવહુ,સ્ત્રીપુરુષનુ જોડું
દંભ પુંo[सं]ડોળ,ઢોંગ [–કરવો, –ખેલવો, –રાખવો.]–ભિયુ ,–ભી વિ૦ દંભવાળુ,ઢોંગી
દંશ પુ૦[सं] ડખ,સાપ વગેરે ઝેરી જીવજતુનું કરડવું તે (૨) [લા.] કીનો; વેર. ૦કોશ(–ષ) પુ૦ ડખતુ કોચલુ. ૦વું સ૦ક્રિ૦ દશ દેવો, કરડવુ. –શિત વિ૦ દશ દેવાયેલુ –શી વિ૦ દશવાળુ(૨)સ્ત્રી૦ એક જાતની માખ –શીલું વિ૦ દંશી; ઝેરીલું
દંષ્ટ્રા સ્ત્રી૦ [सं] મોટા દાત, દાઢ
દા પુ૦ જુઓ દાવ [ઉદા૦ સુખદા
-દા [सं.] વિ૦ સ્ત્રી૦ આપનારી 'દ'નું સ્ત્રી૦
દાઇયણ, દાઇયાણી, દાઈ સ્ત્રી૦ [સર૦ हिं, म. दाई] સુયાણી, પ્રસવ કરાવનારી બાઈ; (૨) દાયણ [फा दायह] ધાવ
દાઈદુશ્મન પુ૦ [प्रा. दाइअ (વારસામા હિસ્સેદાર)+દુશ્મન]વારસામાં ભાગીદાર અને દુશ્મન (૨) કોઈ પણ કારણથી થયેલો વેરવી
દાઉદખાની વિ૦[अ दाऊद+फा खान, સર૦ हिं, म.] એ નામની જાતના (ઘઉં કે ચોખા)
દાઊદી સ્ત્રી૦ [अ. दाऊद ઉપરથી]એક ફૂલઝાડ; ગુલદાવરી (૨) વિ૦ મુસલમાન કે વહોરાની એક જાતનુ (૩) એ નામની જાતના (ઘઉં)
દાક્તર પુ૦[ई.'ડોક્ટર'] યુરોપીય વૈદક પ્રમાણે દવા કરનાર. –રી વિ૦ દાક્તરનુ, –ને લગતુ (૨) સ્ત્રી૦ દાક્તરની વિદ્યા કે ધધો
દાક્ષાયણી સ્ત્રી૦[सं](સં)દક્ષની કન્યા(૨)એક નક્ષત્ર (૩) પાર્વતી [દિશા સબધી
દાક્ષિણ વિ૦[सं] દક્ષિણાને લગતુ (૨) દક્ષિણ
દાક્ષિણાત્ય વિ૦ [सं] દક્ષિણમાં આવેલું (૨) પુ૦ દક્ષિણ દેશનો વતની
દાક્ષિણ્ય ન૦ [सं] સભ્યતા, વિવેક
દાખડો પું૦ મહેનતમજૂરી, તકલીફ; શ્રમ (૨) દાખલો [–કરાવવો=દાખલો કરાવવો.]
દાખલ વિ૦ [अ दाखिल]અદર ગયેલુ–પેઠેલું (૨) અ૦ બદલે,માટે; પેટે,તરીકે [–કરવું= અંદર લેવું, ઘાલવુ (૨) સામેલ કરવુ, અદર પ્રવેશ આપવો. –થવું=અદર જવુ, પેસવુ (૨) સામેલ થવુ, પ્રવેશ મળવો –પડવું= દાખલ થવુ, –માં સામેલ થવુ.]
દાખલો પું૦ [अ दाखिलह] દૃષ્ટાંત, ઉદાહરણ (૨)અનુભવ,પાઠ,શિક્ષા (૩)પુરાવો,પ્રમાણ(૪) રીત પ્રમાણે ગણવાની રકમ–હિસાબ(ગણિત). [–આપવો=દૃષ્ટાંત આપવુ(૨)લેખિત પુરાવો આપવો (૩) હિસાબનો દાખલો ગણવા આપવો. –કરવો=ગણિતનો દાખલો ગણવો, તેનો ઉત્તર લાવવો (૨) સાબિતી કરવી. –કરાવવો=સાબિતી અપાવવી –ખાવો= મેળ મળવો; પત્તો લાગવો(૨) પુરાવો મળવો. –ગણવો=ગણિતના હિસાબનો ઉત્તર કાઢવો. –દેવો=જુઓ દાખલો આપવો –બેસવો= ગણિતના દાખલાનો ઉત્તર મળવો (૨) ધડો લે એવું થવુ –બેસાડવો=ધડો લે એવું કરવું (૨) ગણિતના હિસાબનો ઉત્તર મેળવવો. –મળવો=નોંધ મળવી (૨) પુરાવો મળવો (૩) ઉદાહરણ મળવુ.]
દાખવવું, દાખવું સ૦ક્રિ૦ [प्रा दक्खव, अप. दाक्खव; सं दर्शय] દેખાડવું,બતાવવું,ધ્યાન પર લાવવુ, કહેવુ (૨) અ૦ક્રિ૦ અસર બતાવવી; ગુણ દેખાડવો (પ્રાય સારો નહિ) (૩) દુ:ખ કરવું, પીડા થવી [દોહવું
દાગવું સ૦ક્રિ૦[हिं.]સળગાવવુ, પલીતો ચાંપી
દાગીનો પું૦[સર૦ म]ઘરેણું (૨) રકમ, નગ. [–ડોલવો=દાગીનો તાડવો (સુ).]

દાધ પુ૦ [फा] જુઓ ડાઘ

દાધ પુ૦ [सं]બળવું તે, દહન [–દેવો=અગ્નિસસ્કાર કરવો. –લાગવો=બળે એવો જખમ થવો (૨) મન ઉપર તેવી અસર થવી] –ધાજલિ સ્ત્રી૦ અગ્નિદાહ વખતની અજલિ

દાજી પુ૦ પિતા કે વડીલ (સબોધન)

દાઝ (ઝ,) સ્ત્રી૦ [सं दह्, प्रा. दज्झ ઉપરથી] લાગણી, અનુકપા, (૨) ચીડ, ગુસ્સો (૩) દ્વેષ, વેર(૪)દાઝેલો–બળેલો ભાગ (ખોરાકમા) [–આવવી=દાઝ ચડવી –ઓલવવી=સામા ઉપર વેર લઈ, પોતાની બળતરા શાંત કરવી –કાઢવી=મનની બધી લાગણી વ્યક્ત થાય તે રીતે સામા ઉપર વેર લેવુ કે શિક્ષા કરવી –ચડવી=ગુસ્સો આવવો, બળતરા થવી –ખાવી, ધરાવવી, લાગવી, લાવવી = લાગણી થવી. દાઝે બળવું=ખારવૃત્તિથી કે ગુસ્સાથી ચચણવું.] ૦ણુ ન૦ દઝાવાય એવુ જમીનનું તપવું તે ૦વુ અ૦ક્રિ૦ ઊનું ચ પાવાની અસર થવી (૨) બળવું, સળગવુ (૩)[રસોઈનું] અતિ તાપથી બળવુ(૪) [લા.] મનમા દાઝ હોવી કે ચડવી, દાઝે બળવું, (જુઓ દાઝ) [દાઝયા ઉપર ડામ =એક દુખ હોય તેમાં બીજુ ઉમેરાવુ] –ીલુ વિ૦ અદેખુ, દ્વેષીલું, કીનાખોર

દાટ વિ૦ [સર૦ म दाट, का दट्ट] ભરચક, પુષ્કળ ઉદા૦ મોંઘુ દાટ[અતિશય મોઘુ](૨) પુ૦ જુઓ ડાટ

દાટવુ સ૦ ક્રિ૦ ખાડો કરી તેમા માટીથી ઢાકી દેવુ, દફનાવવુ, ગાડવુ (૨) તેમ કરીને સતાડવુ (૩) [સર૦ हिं डॉटना, दाटना, सं दान्त પરથી ?] ડાટવું, દાટી દેવી (૪) [લા.] કાઈ ખૂબ લાભ સતાયેલો હોવો જેમ કે, ત્યા શુ દાટયુ છે તે જાઓ છો ?

દાટી સ્ત્રી૦ [સર૦ म दाटी; का दट्ट] ભીડ ગિરદી (૨) [हिं] ધમકી, ડાટી [–આપવી, દેવી =ધમકાવવુ] [મારવો)

દાટો પુ૦ ['દાટવુ' ઉપરથી] ડાટો (–દેવો,

દાડમ ન૦[सं दाडिम] એક ફળ. ૦કળી સ્ત્રી૦ દાડમનો દાણો. ૦ડી, –મી સ્ત્રી૦ દાડમનું ઝાડ

દાડિમ ન૦ [सं.] દાડમ. ૦કળી સ્ત્રી૦ દાડમકળી

દાઢ (ઢ,) સ્ત્રી૦ [सं , प्रा दाढा] ચપટા માથાનો ચાવવાનો દાંત [–આવવી=દાઢનો દાંત ફૂટવો(૨)દાઢ દુખવી –ગળવી, સળકવી = મોમાં પાણી આવવુ, સ્વાદ કરવાનું મન થવું. –ફૂટવી=દાઢનો દાંત ઊગવો દાઢમા ઘાલવુ, લેવુ, રાખવું=મેળવવાની કે વેર લેવાની મનમા ગાઠ વાળવી દાઢે લાગવુ, દાઢે વળગવુ =સ્વાદ રહી જવો, ભાવવું]

દાઢવુ અ૦ ક્રિ૦ ['દાઢ' ઉપરથી] (કા )દાઢ–દાંત બેસાડવો, બચકુ ભરવુ (૨) કટાક્ષમાં બોલવુ

દાઢા પુ૦બ૦વ૦ ['દાઢ' ઉપરથી] ઘોડાના દાંતા (કરબડીના)

દાઢી સ્ત્રી૦ [सं दाढिका, दे दाढिआ] હડપચી કે ત્યા ઊગતા વાળ [–કરવી=દાઢીના વાળની હજામત કરવી –ફૂટવી=જુવાની આવવી. –રાખવી=દાઢીના વાળ ન મૂડાવી વધવા દેવા દાઢીમાં હાથ ઘાલવા=કાલાવાલા કરવા. દાઢીમૂછ ઉતરાવવી (–આપવી) =સૂતક પૂરુ થયે દાઢી ને મૂછ બોડાવવી] –ઢા(–ઢિયા)ળો વિ૦ પુ૦ દાઢીવાળો–મરદ –ડુ ન૦ દાઢીના વાળ (તુચ્છકારમા)

દાણ ન૦ [प्रा दाणि] જકાત, હાંસલ; ટોલ(૨) ન૦ [જુઓ દાન] (કા ) ફેરો, વાર ૦ચોકી સ્ત્રી૦ જકાતઘર, ટોલ લેવાની જગા ૦ચોરી સ્ત્રી૦દાણ ભરવાનું ચુકાવવુ તે ૦લીલા સ્ત્રી૦ ગોપીઓ પાસે દાણ લેવાની કૃષ્ણે કરેલી લીલા

દાણાદાર વિ૦ [फा दानह+दार] દાણાદાણાવાળુ, કણીદાર

દાણાપીઠ સ્ત્રી૦ દાણાબજાર, કણપીઠ

દાણિયા પુ૦ બ૦વ૦ ['દાણો' ઉપરથી] (કા ) સોગટાબાજી વગેરે રમતમાં વપરાતી મોટી કોડીઓ

દાણિયુ ન૦ ['દાણો' ઉપરથી] સૌભાગ્યવતીનું કોટનુ એક ઘરેણુ (૨) અરધુ અનાજ અને અરધા ફોતરાંવાળુ ઢોરનું ખાણ (૩) [ચ ] ગવારનું ગોતર

દાણિયો પુ૦ જુઓ દાણી

દાણી વિ૦ ['દાણ' ઉપરથી] દાણનું હકદાર (૨)

પું૦ દાણ ઉઘરાવનારો (૩) એક અટક
દાણો પુ૦ [फा. दानह] અનાજ, ધાન્ય (૨) અનાજનો કણ (૩) એના જેવો કોઈ પણ કણ (૪) સોગટાબાજી વગેરે રમતમાં પાસા કે કોડીથી દાવ નાખતાં પડેલો અંક. [દાણા ઉતારવા=દાણા વાળવા.દાણા જોવરાવવા, દાણા દેખાડવા = માથે વાળેલા દાણા ભૂવા પાસે જોવરાવી, શું વળગ્યું છે, તે નક્કી કરાવવું દાણા જોવા = નજર ઉતારીને વળગણ શું છે તે નક્કી કરવું દાણા ભરાવા=બળિયા વગેરેના ફોલ્લા રસી ભરાઈને ફૂલવા (૨) કણસલામાં દાણો થવો. દાણા વાળવા= વળગણ જોવા કે કાઢવા માથા ઉપર દાણા ફેરવવા દાણો ચાંપી જોવો = કહી જોવું, પાસો ફેંકી જોવો -પાડવો = કણ પડે એમ કરવું (૨) વિધવાએ ફરી ઘર માંડવું. -ભરવો =મોસમમાં એકસામટું અનાજ સંઘરવું.] ૦દૂણી પુ૦ અનાજ વગેરે ખોરાકનો સામાન ૦પાણી પુ૦, ન૦ ખાવાપીવાનું સાધન (૨) અન્નજળ, નસીબ
દાતણ ન૦ [दे. दंतवण] દાંત સાફ કરવા માટે આવળ બાવળ ઇ૦ની સોટીનો કકડો [-કરવું =(દાતણ વડે) દાંત સાફ કરવા દાતણની ચીરીએ હોવું=દાતણ સિવાય બીજું કાંઈ ચાવ્યું ન હોવું, ભૂખ્યા હોવું દાતણની દીવી જેવો=એકનો એક મોંઘો ને લાડકવાયો આધાર (૨) સુકલકડી માણસ] ૦પાણી ન૦ દાતણ અને પાણી (૨) તે વડે દાંત મોઢું સાફ કરવું તે. [-કરવાં.] -ણિયો પુ૦ દાતણ વેચનારો
દાતરડી સ્ત્રી૦ [सं. दात्र] નાનું દાતરડું (૨) દાતરડી જેવા દાંત, જેમ કે સૂવરની દાતરડી -ડું ન૦ ઘાસ કાપવાનું એક ઓજાર [દાતરડું ને બંધિયા=એ સિવાય પાસે કશી પૂંજી ન હોવી, ગરીબ હોવું.]
દાતા(૦ર) [सं.] વિ૦ આપનારું (૨) દાન કરનારું, ઉદાર (૩) પું૦ દાન આપનારો પુરુષ. -તૃત્વ ન૦ દાતાપણું -ત્રી વિ૦ સ્ત્રી૦ દેનારી (૨) સ્ત્રી૦ દાતા સ્ત્રી
દાથરિયું ન૦ માટીનું એક ઠામ-વાસણ
દાથરી સ્ત્રી૦ માટીની થાળી (૨) તોબરો; ખલેચી (૩) હાલ્લું (૪) [લા] જુઓ તોબરો. [-ચડવી, -ચડાવવી]
દાથરો પુ૦ [સર૦ म दाथर] રસોઈમાં વરાળથી બાફવા વાસણમાં વસ્તુને અધ્ધર રાખવા કરાતું ઘાસ વગેરેનું પડ (૨) તોબરો (૩) [લા] ચડેલું મોં, દાથરી. [-ચડવો, -ચડાવવો]
દાદ સ્ત્રી૦ [फा.] ફરિયાદ, અરજ (૨) ઇન્સાફ [-આપવી, -દેવી=સાંભળવું, ન્યાય આપવો (૨) [લા] ગાંઠવું; માનવું.-માગવી, -સાંભળવી,-મળવી,-મેળવી.]૦ખાહ પુ૦ દાદ માગનારો. ૦ગર પું૦ દાદ સાંભળનારો; ન્યાયાધીશ. ૦ફરિયાદ સ્ત્રી૦ કોઈ પણ જાતની ફરિયાદ. -દી વિ૦ દાદ માગનાર, ફરિયાદી
દાદકાગ પુ૦ એક પક્ષી
દાદર પુ૦ [प्रा. दद्दर] દાદરો, નિસરણી (૨) સ્ત્રી૦ [सं. दद्रु] દરાજ. ૦બારી સ્ત્રી૦ દાદરનું નાનું બારણું (૨) જીનો. -રો પુ૦ નિસરણી (૨) નિસરણી ઉપરનું બારણું (૩) તાળાની અંદરની કળ (૪) એક જાતનો તાલ (૫) એક વનસ્પતિ-ઔષધિ
દાદાગીરી સ્ત્રી૦ ['દાદો' ઉપરથી] જબરદસ્તી; બળજોરી, ગુંડાગીરી [જુઓ 'દાદ'માં
દાદી સ્ત્રી૦ મા કે બાપની મા, વડિયાઈ (૨) વિ૦
દાદુપંથી વિ૦ દાદુ નામના સંતના પંથનું (અનુયાયી) કે તેને લગતું
દાદુર પુ૦ [सं.] દેડકો
દાદો પુ૦ [સર૦ म] બાપનો કે માનો બાપ; વડવો(૨)ગુંડો, જબરદસ્તી કરવાની ટેવવાળો
દાધવું અ૦ક્રિ૦[सं दग्ध=દાઝેલું]દાઝવું,બળવું
દાધાબળ્યું વિ૦ [सं दग्ध+બળ્યું] અદેખું (૨) રડતી સૂરતવાળું [ગાડિયું
દાધારગું વિ૦ [सं. दग्धागक] અદેખું (૨)
-દાન [फा] પ્રત્યય. નામને લાગતાં 'તે રાખનાર, ધારણ કરનાર' કે 'તે જાણનાર' એવા અર્થનું વિ૦ બનાવે. ઉદા૦ 'ગુલાબદાન', 'કદરદાન'

દાન પુ૦બ૦વ૦ દશનો આંકડો, ૧ ×૧૦=૧૦
દાન ન૦ [सं] આપવું તે (૨) ધર્મબુદ્ધિથી, પુણ્યાર્થે આપવું તે (૩) રમતનો આપવાનો દાવ, વારો (૪) હાથીના લમણામાંથી ઝરતો મદ [–આપવુ =દાન તરીકે આપવુ (૨) રમતનો દાવ આપવો –લેવાં=સ્ત્રી પુરુષે ગુરુ સમક્ષ ભેટ મૂકી ગુરુમંત્ર લેવો –લેવુ = દાન તરીકે આપેલું સ્વીકારવું] ૦દક્ષિણા સ્ત્રી૦ દાન અને દક્ષિણા ૦ધર્મ પુ૦ દાન કરવાનો ધર્મ ૦પત્ર ન૦ બક્ષિસપત્ર; દાનનું લખાણ ૦વીર પુ૦ દાન કરવામાં શૂરો માણસ, દાનેશરી ૦શાલી(–ળી), ૦શીલ વિ૦ દાન કરવાની ટેવવાળો; સખી
દાનત સ્ત્રી૦ [अ दियानत] મનનું વલણ, વૃત્તિ [–બગડવી=ન્યાય કે નીતિની ભાવના ન રહેવી, પ્રામાણિકતા ટળવી –રાખવી= મનોવૃત્તિ રાખવી]
દાનવ પુ૦ [सं] રાક્ષસ –વી સ્ત્રી૦ દાનવ સ્ત્રી, રાક્ષસી (૨) વિ૦ દાનવને લગતું, રાક્ષસી
દાનસ્ત વિ૦ [फा दानिस्तह] સારી દાનતવાળુ (૨) પ્રામાણિક (૩) ડાહ્યું, સમજુ. –સ્તાઈ સ્ત્રી૦ દાનસ્તાપણુ
દાનાઈ સ્ત્રી૦ [फा] દાનાપણુ, ડહાપણુ, વિવેક (૨) ભલમનસાઈ (૩) પ્રામાણિકતા, ઈમાનદારી –વ વિ૦ ડાહ્યુ, વિવેકી, સમજુ (૨) ઉદાર
દાનિશ સ્ત્રી૦ [फा] ડહાપણ, વિવેક ૦મદ વિ૦ ડાહ્યું, સમજુ, વિવેકી
દાનિયત સ્ત્રી૦ [फा दाना ઉપરથી] દાનાપણુ, ડહાપણ, અક્કલમદી
દાની સ્ત્રી૦ [फा दान] પાત્ર, આલય, –ને રાખવાનું ઠામ, એ અર્થમા નામને અંતે. જેમ કે ચા દાની, પીકદાની ઇ૦
દાની વિ૦ [सं] દાન આપનાર, સખી, ઉદાર. –નેશ(–સ)રી પુ૦ [सं दान+ईश्वर ?] દાનવીર, મોટો દાની માણસ [વિવેકી
દાનો વિ૦ પુ૦ [फा दाना] ડાહ્યો, સમજુ,
દાન્ત વિ૦ [सं] વશ કરેલું, કાબૂમા આણેલું (૨) સંયમી
દાપુ ન૦ [सं दापन] હકનુ માગણુ, લાગો. [–ચૂકવવુ = લાગો આપવો]
દાબ પુ૦ ['દાબવુ' પરથી] દાબવુ તે, દબાણ (૨) આગ્રહ (૩) અંકુશ, ધાક [–દેવો, મૂકવો = અંકુશ મૂકવો, ધાકમાં રાખવું (૨) દબાણમા રાખવુ. –બેસાડવો, રાખવો = ધાક બેસાડવો, અંકુશ રાખવો. દાબમાં રાખવુ= દબાણ તળે યા અંકુશ કે ધાકમાં રાખવું]
દાબડદીબડ અ૦ ['દાબડ' ('દાબવું' ઉપરથી)નો દ્વિર્ભાવ] છૂપુ છૂપુ [–ચલાવવું, –રાખવું]
દાબડી સ્ત્રી૦ [अ दव्वह ઉપરથી] નાનો દાબડો, ડબી –ડિયુ વિ૦ દાબડા જેવું બંધિયાર –ડો પુ૦ ઢાંકણવાળુ એક જાતનું ધાતુનુ પાત્ર, ડબો (૨) જુઓ દાબલો
દાબણુ ન૦ દબાણ, ભાર (૨) દમન, સખતી (૩) અંકુશ –ણિયુ ન૦ કાંઈ દાબવા માટેનુ વજન (૨) કોઠી પરનું માટીનુ ઢાંકણુ
દાબલો પુ૦ આખી કેરીનું સંભાર ભરી કરાતુ એક અથાણુ (પ્રાય બ૦ વ૦ મા)
દાબવું સ૦ક્રિ૦ [સર૦ म दावणें, हिं दवाना] દબાવવું, ચગદવું, ચાંપવુ (૨) [લા] સખતી કરવી, અંકુશમાં રાખવું [દાબીને કહેવુ = આગ્રહ કરવો, શરમમા કે શેહમા નાખીને કહેવુ દાબીને ખાવું = અકરાંતિયાપણે ખાવુ દાબી રાખવુ = ભાર તળે મૂકી રાખવુ, દબાવવુ (૨) ગુપ્ત રાખવુ, બહાર ન પડવા દેવુ દાબી દેવુ = કચરી નાખવુ, અટકાવી દેવું]
દાબો પુ૦ ['દાબવુ' ઉપરથી] ધૂળનો ઢગલો. [–કરવો = અનાજને ધૂળ કે રાખમા દાબીને રાખવુ]
દાભ પુ૦ [सं दर्भ, प्रा दब्भ] એક વનસ્પતિ–દર્ભ
દાભોળિયુ ન૦ જુઓ ડાભોળિયુ
દામ પુ૦ [सं द्रम्म, प्रा दम्म] પૈસો, ધન (૨) ન૦ કિંમત; મૂલ્ય
દામ ન૦ [सं] જુઓ દામણ ૧ (૨) સ્ત્રી૦ માળા
દામણુ ન૦ [दे दामण] ઘોડા-ગધેડાંના પગ બાંધવાનું દોરડુ (૨) સ્ત્રી૦ [?] (વહાણની) ડાબી બાજુ [એક ઘરેણુ, બંધી
દામણી સ્ત્રી૦ [सं दामन्] સ્ત્રીઓના કપાળનુ

દામણું વિ૦ [दे दयावण] ઓશિયાળું, પરવશ (૨) દયામણું, ગરીબ [જાડી દોરી
દામણું ન૦ [જુઓ દામણ, सं. दामन्] નેતરુ,
દામતાઈ સ્ત્રી૦ ['દામ' ઉપરથી]+ ધનવાનપણું
દામદૂપટ ન૦ [દામ+દૂપટ, સર૦ म दामदुपटी] ધીરેલાથી બમણું લેવું તે
દામન ન૦ [फा] છેડો, પાલવ (૨) અંગરખા વગેરેની ચાળ. [-અભડાવવું = શિયળનો ભંગ કરવો]
દામિની સ્ત્રી૦ [सं] વીજળી (૨) [सं दामन्] દામણી
દામી વિ૦ ['દામ' ઉપરથી] દામવાળું, પૈસાદાર
દામી સ્ત્રી૦, ન૦ સમોવડિયું, બરોબરિયું, જોડિયું
દામોદર પું૦ [सं] (सं) કૃષ્ણ
દાય પું૦ [सं] વડીલોપાર્જિત મિલકતમાંનો ભાગ ૦ભાગ પું૦ વારસ તરીકેનો દાયનો ભાગ
-દાયક વિ૦ [सं.] (પ્રાય: સમાસને અંતે) આપનાર ઉદા૦ સુખદાયક
દાયકો પું૦ [सं दशन् ઉપરથી] દસકો
દાયજો પું૦ [प्रा दाइज्जय = લગ્ન વખતે વર વહુને અપાતું દ્રવ્ય, સર૦ हिं. दायजा] સ્ત્રીધન
દાયણ સ્ત્રી૦ [જુઓ દાઈ] સુયાણી
દાયતું ન૦ [सं दाय ઉપરથી] દાયજામાં આપેલું તે (ખાસ કરીને ખેતર)
દાયરો પું૦ [अ दाइरह्] સમુદાય, ટોળું (૨) ડાયરો, રાવણું
દાયા સ્ત્રી૦ [फा = ધાવ] જુઓ. દાઈ
-દાયી વિ૦ [सं] 'આપનારું' એવા અર્થમાં સમાસને અંતે ઉદા સુખદાયી -યિની વિ૦ સ્ત્રી૦ [ઉદા૦ પૈસાદાર
-દાર વિ૦ [फा] 'વાળું' અર્થમાં શબ્દને છેડે.
દાર [सं.], -રા સ્ત્રી૦ પત્ની ૦પણું ન૦
દારક પું૦ [सं] બાળક; વત્સ, પુત્ર
દારવું સ૦ક્રિ૦ [सं दृ (दारय्)] ચીરવું, ફાડવું
દારિદ્ર(-દ્રય) ન૦ [सं] દરિદ્રતા, ગરીબાઈ
દારુ ન૦ [सं] દેવદારનું ઝાડ (૨) લાકડું
દારુણ વિ૦ [सं] નિર્દય, કઠોર (૨) ભયાનક, વ્રમુલ (૩) તીવ્ર, સખત (દર્દ)
દારુહળદર સ્ત્રી૦ એક વનસ્પતિ – ઔષધિ

દારૂ પું૦ [फा] મદિરા (૨) બંદૂક, દારૂખાના વગેરેમાં ફોડાતું ગંધક અને કોલસા વગેરેનું મિશ્રણ (૩) + દવા જેમ કે દવાદારૂ ૦ખાનું ન૦ આતસબાજીની ચીજ ૦ગડો પું૦ દારૂખાનું બનાવનારો ૦ગોળો પું૦ દારૂ, ગોળા વગેરે યુદ્ધનો સામાન. ૦ડિયો પું૦ દારૂનો વ્યસની ૦નિષેધ પું૦ દારૂ પીવાનો નિષેધ–મના, દારૂબંધી ૦નિષેધક વિ૦ દારૂનિષેધ કરનારુ – કરાવનારું (વસ્તુ કે માણસ) ૦બંધી સ્ત્રી૦ દારૂની બંધી; 'પ્રોહિબિશન'. ૦બાજ વિ૦ શરાબખોર; દારૂડિયો ૦બાજી સ્ત્રી૦ શરાબખોરી, દારૂડિયાપણું (૨) દારૂની મિજલસ
દારૂડી સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એક પક્ષી
દારૂનિષેધ, ૦ક; દારૂબંધી; દારૂબાજ, -જી જુઓ 'દારૂ'માં
દારો પું૦ મોઈ કે બોલને વાગેલો ટોલ્લો
દારોગો પું૦ [तुर्की] જુઓ દરોગો
દાર્શનિક વિ૦ [सं.] દર્શનશાસ્ત્રને લગતું (૨) પ્રત્યક્ષ (પુરાવો) (૩) પું૦ દર્શનશાસ્ત્ર જાણનાર
દાર્ષ્ટાન્તિક વિ૦ [सं] દૃષ્ટાંત સંબંધી, -ને લગતું
દાલચીડી સ્ત્રી૦ એક પક્ષી
દાલચીની સ્ત્રી૦ [फा. दारचीनी, सं दारुचीनी, हिं., म] તેજાનાની એક વસ્તુ – તજ
દાલાન પું૦ [फा] ઘરનો મોટો ઓરડો (૨) ચોક, આંગણું
દાવ પું૦ [फा.] રમતમાં આવતો વારો, દા (૨) પાસામાં પડતા દાણા (૩) લાગ, અનુકૂળ વખત (૪) યુક્તિ, પેચ [-આપવો = રમતમાં જેને રમવાની વારી હોય તે રમી શકે તે માટે પોતાને માથે આવતું કામ કરવું. -આવવો = રમવાની વારી આવવી (૨) તક મળવી. -ખેલવો = રમત રમવી (૨) યુક્તિ પ્રયુક્તિ કરવી -જોવો = તક જોવી, લાગ જોવો. -ફાવવો = યુક્તિ સફળ થવી -સાધવો = લાગ સાધવો -લેવો = પોતાનો વારો આવ્યે રમવું -જોઈને સોગટી મારવી = લાગ જોઈને કામ કરવું. દાવમાં આવવું = લાગ ખાય કે યુક્તિ ફાવે એમ થવું. (. . ના) દાવનું હોવું

=ને યોગ્ય હોવું ] ૦પેચ પુ૦ યુક્તિપ્રયુક્તિ. [-લડાવવો=યુક્તિપ્રયુક્તિ કરવી ]

દાવડી સ્ત્રી૦ [दे दवर, दवरिया, हिं. दांवरी, दाँवरी] દોરી

દાવડું નં૦ રેંટ (પાણી ખેંચવાનો)

દાવત સ્ત્રી૦ [अ ] નોતરું, ઇજન

દાવદી સ્ત્રી૦ [अ दाऊदी] જુઓ ગુલદાવરી

દાવાઅરજી સ્ત્રી૦ [દાવો+અરજી] ફરિયાદનામું

દાવાગીર પુ૦ [फा ] દાવો કરનારો; ફરિયાદી

દાવાગ્નિ પુ૦ [सं ] દવ; વનમાં એની મેળે સળગતો અગ્નિ

દાવાદળ નં૦ દરવાદળ, વાવાઝોડું

દાવાદાર પુ૦ [फा ] દાવાવાળો, ફરિયાદી

દાવાનલ(-ળ) પુ૦ [सं ] દાવાગ્નિ

દાવું અ૦ક્રિ૦ [સર૦ प्रा दाव=બતાવવું, અપાવવું] (પશુને) નરનો સમાગમ થવો

દાવો પુ૦ [फा दअवा] હક, માલિકી (૨) હક મેળવવા સારુ સરકારમાં ફરિયાદ (૩) પ્રામાણ્ય કે પુરાવો હોવાનો નિશ્ચય કે તેની રૂએનો હક જેમ કે, હું દાવાની સાથે કહું છું [-કરવો=હક માટે અદાલતમાં ફરિયાદ કરવી (૨) હક કરવો -કાઢી નાખવો= ફરિયાદ નામંજૂર કરવી (અદાલતે) -ચાલવો=અદાલતમાં ફરિયાદની તપાસનું કામ શરૂ થવું -માંડવો=દાવો કરવો ]

દાશમિક વિ૦ [सं ] જુઓ દશાંશ

દાશરથિ પુ૦ [सं ] (સ ) દશરથના પુત્ર-રામ

દાશાર્હ પું૦ [सं ] (સ ) શ્રીકૃષ્ણ

દાસ પુ૦ [सं ] સેવક (૨) સ્ત્રી૦+(પ.) દાસ્ય, સેવા ૦તણું નં૦+, ૦તા સ્ત્રી૦, ૦ત્વ નં૦ દાસપણું, દાસત્વ. -સાનુદાસ પુ૦ [+अनुदास] દાસનો દાસ, અત્યંત નમ્ર સેવક -સી સ્ત્રી૦ સેવિકા, નોકરડી, લૂંડી -સીપુત્ર, -સેય પુ૦ [सं ] દાસીને પેટે થયેલો પુત્ર

દાસોલા પુ૦ બ૦ વ૦ ['દાસ' ઉપરથી] (કા ) હલકાં દાસપણાનાં કામ

દાસ્તાન સ્ત્રી૦ [फा ] વર્ણન, અહેવાલ (૨) નં૦ [फा दास्तन] સમરો (૩) અનાજ સંઘરવાનો ભંડાર

દાસ્ય નં૦ [सं ] દાસપણું

દાહ પુ૦ [सं ] બળવું તે, બળતરા, અગન ૦ક વિ૦ દાહ કરનારુ ૦કતા સ્ત્રી૦, ૦કત્વ નં૦ ૦જ્વર પુ૦ એક જાતનો તાવ. -હાત્મક વિ૦ દાહક ગુણવાળુ

દાહિમા,-મો પુ૦ રજપૂતોની એક જાત કે તેની અડક [ઊઠે એવું

દાહ્ય વિ૦ [सं ] બાળવા જેવું (૨) સળગી

દાળ (ળ,) સ્ત્રી૦ [प्रा , दे दालि] કઠોળનું દળફાડિયું (૨) એની (પ્રવાહી કે ભભરી) બનાવેલી એક વાની (૩) ઈંડાની જરદી (૪) ગડગૂમડ પર વળતું પડ-છોડું [-ઓરવી=દાળ રાંધવા માટે આધણમાં નાખવી, -કરવી =(કઠોળની) પ્રવાહી વાની કરવી (૨)દાળ પાડવી -પરણાવવી=દાળ વધારવા અંદર પાણી ધમકારવું (સુ ) -પાડવી=કઠોળ વગેરેને ભરડી, દળ છૂટાં પાડી,છોડાં વિનાનાં કરવાં દાળમાં કાંઈ કાળું હોવું =કંઈક છળકપટ, કલંક કે પાપ હોવું દાળમાં ચાંલ્લા રહી જવા =દાળ બરાબર નહીં ઓગળતાં અમુક દાણા કડક રહી જવા દાળમાં નાખવું =નિરર્થક પાસે રાખવું, નકામું ગણી બાજુએ કરવું (૨) દાળ ભેગું કાંઈક ભેળવવું ] ૦રોટી સ્ત્રી૦ દાળ અને રોટી (૨)[લા ] નિર્વાહ; પોષણ -ળિયા પુ૦ બ૦ વ૦ (છોડાં વગરના) શેકેલા ચણા -ળિયુ વિ૦ દાળખાઉ, દાળનું સવાદિયું -ળિયો પુ૦ દાળ વેચનારો (૨) 'દાળિયા'નું એ૦વ૦

દાળોવાટો પું૦ [દાળ+વાટવી, તેની જેમ ? કે દળવું+વાટવું ?] (કા ) દાટ, મહાવિનાશ

દાંઉ (૦) વિ૦ (૨) પુ૦, ૦આઈ, ૦ગી, -દાઈ સ્ત્રી૦ જુઓ 'ડાંઉ'માં

દાંડિયુ (૦) નં૦ [दे दाढी] ડાંડિયું કે તેવું કરેલું વસ્ત્ર ['ડાંડિયો'માં

દાંડિયો (૦) પુ૦, -યારાસ પુ૦ જુઓ

દાંડી (૦) સ્ત્રી૦ જુઓ ડાંડી (૨) તંતુવાદ્યનો તુંબડા સાથેનો લાંબો દાંડો -ડો પું૦ જુઓ ડાંડો

દાંડીકૂચ (૦) સ્ત્રી૦ [દાંડી+કૂચ] ઈ.સ. ૧૯૩૦-માં ગાંધીજીએ દાંડી ગામે કરેલી કૂચ

**દાંડો** (૦) પું૦ જુઓ 'દાડી'માં

**દાંત** (૦) પુ૦ [સં. दन्त; સર૦ म., हिं ] દત (૨) દાતો (૩) વેર, કીનો. (૪) હાથીદાંત ઉદા૦ દાંતની ચૂડી [**–આવવા**=દાંત ઊગવા–ફૂટવા (૨) બોલવાનું કે સામા થવાનું બળ આવવું (૩) હસવું **–ઊગવા**=જુઓ 'દાંત આવવા' અર્થ ૧, ૨. **–ઊઠવા, ઊપડવા**=બચકું ભરાતાં દાંતના ઘાની નિશાની પડવી. **–કકડાવવા**=દાંત પીસવા, ગુસ્સો કરવો (૨) ઊંઘમાં કે ટાઢથી દાંત વડે કડકડ અવાજ કરવો. **–કકડાવીને, કચકચાવીને રહેવું**=હારીને–થાકીને શાંત રહેવું. **–કર-ડવા**=દિગ્મૂઢ થવું, ચકિત થવું (૨) શરમની લાગણી થવી **–કાકરવા**=કરડવાની કે ખાવાની ઇચ્છા કરવી (૨) ઉશ્કેરવું, ચડાવવું. **–કાઢવા**=ખડખડ હસવું (૨) દાંત ખેંચી કાઢવા **–ખીલી બેસવી**=ડાચું ફાટી ન શકવું **–ખાટા કરવા**=હરાવવું (૨) પશ્ચા-ત્તાપ કરાવવો **–ટિટિયારો કરવો**=નકામી ડાચાકૂટ કરવી. **–તોડી નાખવા, પાડવા**=સખત માર મારવો. **–દેખાડવા**=હસવું (૨) દાંતિયાં કરવાં. **–નંખાવવો**=પડી ગયેલા દાંત-ની જગાએ નકલી દાંત બેસાડાવવો **–પડવો**=જડબામાંથી દાંત નીકળી જવો **–ફૂટવા**=જુઓ દાંત ઊગવા **–બતાવવા**=જુઓ દાંત દેખાડવા. **–બંધાવવા**=પડી ગયેલા કે ઢીલા થયેલા દાંત બંધાવીને સજ્જડ કરાવવા. **–બંધાવા**=ડાચું ફાટી ન શકવું. **–બેસવા**=કરડવાથી દાંતની નિશાની પડવી. **–બેસા-ડાવવો**=જુઓ દાંત નંખાવવો. **–ભાગી નાખવા**=સખત માર મારવો. **–હોવા**=જોર હોવું **દાંતમાં છેડો ઘાલવો**=આબરૂ-મર્યાદા સાચવવી. **દાંતે આવવું, –આવી જવું**=બચકાં ભરીને લડવું. **દાંતે ચડવું**=ચર્ચાવું, વગોવાવું થવું. **દાંતે જીભ લેવી**=જીભ કરડીને મરી જવું **દાંતે જીવ આવવો**=જીવનમરણની બાટીમાં આવી પડવું, અપાર મુશ્કેલીમાં હોવું. **દાંતે તરણું લેવરાવવું**=હાર કબૂલ કરાવવી; દીનતા દાખવવાની ફરજ પાડવી. **દાંતે તરણું લેવું**=દીનતાથી શરણે જવું **દાંતે મેલ આવવો**=પૈસાદાર થવું. **દાંતે લાગવું**=સ્વાદ પડવો; સ્વાદ રહી જવો.]

**દાંતરું(–રું)** (૦) વિ૦ [સં. दतुर, સર૦ म. दातरा] હોઠ બહાર નીકળેલા દાંતવાળું

**દાંતાળું** (૦) વિ૦ દાંતાવાળું

**દાંતિયું** (૦) વિ૦દાંતાવાળું (૨) ન૦ દાંત દેખાડી કરડવા ધાવું તે (૩) છાછિયું (૪) પાક લણી લીધા પછી ઊગેલો ફણગો [**દાંતિયાં કરવાં**=છાછિયા કરવા, ચિડાઈ કે છંછેડાઈને બોલવું.]

**દાંતિયો** (૦) પું૦ એક બાજુ દાંતાવાળો કાંસકો

**દાંતી** (૦) સ્ત્રી૦['દાંત' ઉપરથી]દાંતાની વચમાંના અંતરને ઓછું કરવા તુવેરની દાળ ડાંગર વગેરે ઘાલી સજ્જડ કરેલી કાંસકી (લીખ વગેરે કાઢવા સારુ) (૨) નવા દાંત ફૂટતા હોય ત્યારે બાળકને પહેરવાનું ઘરેણું, જેમાં વાઘનખ, ઘુવડનો પગ વગેરે હોય છે (૩) ધારિયું (૪) ખેડૂતનું એક વાવણીનું ઓજાર, ચાઓળ (૫) તડ, ફાટ (૬) ઘસરકાને લીધે થયેલો કે દાંતથી મૂકેલો દોરા પરનો કાપ. [**–પડવી**=દોરા પર ઘસરકાનો કાપ થવો.] [ન૦ એનું મૂળ

**દાંતી** (૦) સ્ત્રી૦[प्रा. दंती ?]એક વનસ્પતિ ૦મૂળ

**દાંતો** (૦) પુ૦ ['દાંત' ઉપરથી] કાંકર (૨) ખચકો, ખસરકો (૩) વેર. [**દાંતા પૂરવા**=ચણતરમાં ઈંટો વચ્ચેના બહાર દેખાતા સાંધા પૂરવા. **દાંતો રાખવો**=વેર રાખવું.]

**દાદરું** (૦) ન૦ [સં. दद्रु ?] ચામડીનો એક રોગ

**દાંપત્ય** ન૦ [સં.] દંપતીપણું, લગ્નસંબંધ

**દાંભિક** વિ૦ [સં.] દંભી, ઢોંગી, ઢોંગી

**દાંભો** (૦) પું૦[સં. दर्भ, प्रा. दब्भ પરથી? જુઓ ડાભો] એક જાતની ભાજી (ડાભો ?)

**દિક(–ગ)** સ્ત્રી૦ [સં.] દિશા. **–કાલ(–ળ)** પું૦ દિશા અને કાળ. **–પાલ(–ળ)** પુ૦ દિશાનો રક્ષક દેવ. **–પ્રાંત** પુ૦ દિશાને છેડે આવેલો પ્રદેશ. **–ગંત** પું૦ [+अंत] દિશાનો અંત, ક્ષિતિજ(૨)દૂરનું સ્થાન **–ગંતર** ન૦[+अंतर] દિશાઓનો ગાળો(૨)બીજી દિશા. **–ગંતરેખા (–ષા)**સ્ત્રી૦ ક્ષિતિજ. **–ગંબર** વિ૦ [+अंबर] દિશાઓરૂપી વસ્ત્રવાળું; નગ્ન (૨) એ નામના

એક જૈન સંપ્રદાયનું (૩) પુ૦ દિગમ્બર સંપ્રદાયનો માણસ –ગંબરતા સ્ત્રી૦ નગ્નતા –ગંબરી વિ૦ દિગંબર સંપ્રદાયને લગતું (૨) સ્ત્રી૦ (સં) પાર્વતી; દુર્ગા –અંશ પુ૦ [+अंश] અયનવૃત્તનો ૩૬૦મો ભાગ (ખ) –ગ્ગજ પુ૦ દરેક દિશામાં દિક્પાળ સાથે કલ્પવામાં આવેલો હાથી (ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક એ આઠ દિગ્ગજો છે) –ગ્દર્શન ન૦ દિશાનું દર્શન, સૂચન, ઝાંખી –ગ્દાહ પુ૦ ક્ષિતિજ પર દેખાતી આગના જેવી લાલાશ –ઙ્મૂ(–ઙ્મૂ)ઢ વિ૦ ચકિત, છક –ગ્વિજય પુ૦ ચારે દિશાઓમાં વિજય, સંપૂર્ણ વિજય –ગ્વિજયી વિ૦ (૨) પુ૦ દિગ્વિજય કરનારુ –વ્યાપકત્વ ન૦ દિગ્વ્યાપીપણું –વ્યાપી વિ૦ બધી દિશાઓમાં વ્યાપેલું

દિકામાળી સ્ત્રી૦ [સર૦ મ, हिं डिकामाली] એક વનસ્પતિના ફૂલના ડોડાનો રસ, જે ઓસડ તરીકે વપરાય છે

દિક્કત સ્ત્રી૦ [अ] મુશ્કેલી; હરકત(૨)અંદેશો, શક (૩) આનાકાની

દિગર વિ૦ [फा] દીગર, બીજું; વિશેષ (૨) અ૦ 'બીજું કે, વિશેષ લખવાનું કે' એ અર્થમાં પત્રની શરૂઆતમાં વપરાતો શબ્દ

દિગ્ધ વિ૦ [सं] લેપાયેલું, ચોપડાયેલું

દિતવાર પુ૦ [આદિત્ય+વાર] રવિવાર

દિતિ સ્ત્રી૦[सं](સં)દૈત્યોની માતા–કશ્યપની સ્ત્રી

દિદક્ષા સ્ત્રી૦ [सं] જોવાની ઇચ્છા

દિન પુ૦[सं] દિવસ [–ઊઠવો = ભાગ્ય રૂઠવું –ઘેર ન હોવો = ભાગ્ય પાંશરુ ન હોવું –જાગવો = ભાગ્યોદય થવો –ફરી જવો = ભાગ્ય રૂઠવું (૨) ભાગ્યદશા બદલાવી] ૦કર પુ૦ સૂર્ય ૦ચર્યા સ્ત્રી૦ રોજનું કામકાજ ૦પતિ, ૦નાથ, ૦મણિ પુ૦ સૂર્ય ૦માન પુ૦; ન૦ દિવસનું માપ (૨) ગ્રહ. [–ફરવો = દશા ફરવી.] ૦રાત અ૦ દિવસે અને રાત્રે. –નારંભ પુ૦ [+आरंभ] પ્રભાત, પરોઢિયું –નાવસાન ન૦ [+अवसान], –નાંત પુ૦ [+अन्त] સંધ્યાકાળ –નેશ પુ૦ [+ईश] સૂર્ય –નોદિન અ૦ દિને દિને, પ્રતિદિન

દિપાવડુ વિ૦ ['દીપવું' ઉપરથી] દીપાવે એવું, શોભીતું, સુંદર [ગર્વ, અભિમાન

દિમાક,–ગ [अ दिमाग़] પુ૦ મગજ, બુદ્ધિ(૨)

દિમે(–મ્યે)ટી સ્ત્રી૦ [इं डिमिटी] એક જાતનું ઝીણી બુટ્ટીઓવાળું કાપડ

દિય(–યે)ર પુ૦ [सं देवर, प्रा दिअर] વરનો નાનો ભાઈ ૦વટુ ન૦ [+सं वृत्ति] દિયર સાથે નાતરું –રિયો પુ૦ દિયર (વહાલમાં)

દિયોર પુ૦ દિયર (૨) [ઉ ગુજરાત] સાળો

દિલ ન૦[फा] હૃદય, મન, ચિત્ત [–આપવું = અંતરની વાત કહેવી (૨) દિલોજાન દોસ્ત કરવું –ઊતરવું = દિલનો ભાવ જતો રહેવો –ઉતારી નાખવું = મન ન રાખવું, અણગમો થવા દેવો –ઊઠવું, ઊઠી જવું = મન ન રહેવું ભાવ–રુચિ કે સ્નેહ જતા રહેવા –ઊંચું થવું = અપ્રીતિ કે નારાજી થવી.–ઊંચું રહેવું = અપ્રીતિ રહેવી (૨) ફિકર રહેવી –કરવું = મનની ઇચ્છા કરવી, મન પર લેવું –ચોંટવું = મન લાગવું, મનને ગમવું –ઠરવું = મનને ગમવું, સંતોષ થવો –થવું = મન થવું, ઇચ્છા થવી –દાઝવું = લાગણી થવી –ભરાવું = ગળગળું થઈ જવું –ભારે થવું = ચિંતાતુર થવું –લગાડવું = મન પરોવવું –લાગવું = મન લાગવું, ગમવું દિલનો દરિયાવ = ઉદાર દિલનો દિલમાં દાઝવું = લાગણી થવી] ૦કશ(–સ) વિ૦ મનને આકર્ષે એવું ૦ગાર વિ૦ હેતાળ, પ્રેમાળ ૦ગારી સ્ત્રી૦ પ્રેમ, હેત. ૦ગીર વિ૦ [फा] નાખુશ; અપ્રસન્ન ૦ગીરી સ્ત્રી૦ નાખુશી ૦ચમન વિ૦ [फा] દિલ ખુશ થાય એવું (૨) ન૦ આનંદ ૦ચસ્પ વિ૦[फा]સારુ લાગે–ગમે એવું ૦ચસ્પી સ્ત્રી૦ દિલચસ્પપણું ૦દર્દ ન૦દિલનું આંતરિક દર્દ ૦દાર વિ૦પ્રાણપ્રિય (૨) ઉદાર (૩) પુ૦ આશક (૪) ગાઢ મિત્ર (૫) સ્ત્રી૦ માશૂક ૦દારી સ્ત્રી૦ દિલદારપણું ૦પસંદ,૦પિઝીર [फा] વિ૦ મનને ગમે તેવું ૦ફરેબ વિ૦ મનને ઠગે એવુ ૦બર

વિ૦ [फा] દિલનું હરણ કરનારું (૨) સ્ત્રી૦ માશૂક ૦બરી સ્ત્રી૦ દિલબરપણું; પ્રેમ. ૦રુબા સ્ત્રી૦ [फा.] ન૦ એક તંતુવાદ્ય. ૦સોજ વિ૦ [फा] લાગણીવાળું; સમભાવી. ૦સોજી સ્ત્રી૦ કોઈનું દુખ જોઈ દિલમા થતી લાગણી; સમભાવ, હમદર્દી -લાવર વિ૦ [+फा. आवर] મોટા મનનું, ઉદાર (૨) બહાદુર, વીર. -લાવરી સ્ત્રી૦મનની મોટાઈ, ઉદારતા (૨) બહાદુરી

**દિલાસો** પુ૦ [फा. दिलासा] ધીરજ; આશ્વાસન. [-આપવો, -લેવો]

**દિલીપ** પું૦[सं.] (સ ) એક સૂર્યવંશી રાજા–રઘુનો પિતા

**દિલેર** વિ૦ [फा] બહાદુર, હિંમતવાન -રી સ્ત્રી૦ બહાદુરી [દિલોજાનપણું

**દિલોજાન** વિ૦ [फा.] પ્રાણપ્રિય. -ની સ્ત્રી૦

**દિલ્લગી** સ્ત્રી૦ [हिं. (दिल + हिं. लगना)] દિલચસ્પી (૨) મનોરંજન, વિનોદ; મજાક

**દિલ્લી(-લ્હી)** ન૦,સ્ત્રી૦(સ.)હિંદનું પાટનગર. [દિલ્લીનો ઠગ = નામચીન-પાકો ઠગ દિલ્લીનો શાહુકાર = મહા લુચ્ચો દિલ્હી દૂર છે = સફળતા સહેલી નથી.] ૦વાન પું૦ દિલ્લીનો રહીશ

**દિવ(-વે)ટિયું** ન૦ ['દિવેટ' ઉપરથી] ફાનસમા દિવેટ પકડી રાખનાર આકડો -યા પુ૦ એક અટક -યો પુ૦ મશાલચી, મશાલવાળો

**દિવઠિયું** ન૦ ['દીવો' ઉપરથી] દીવાનું કોડિયું મૂકવાની ભીંતમાં જડેલી બેઠક. -યો પું૦ (પ.) દીવો

**દિવસ** પું૦ [सं] સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીનો સમય, રાતથી ઊલટો તે(૨) એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધીનો સમય(૩) પું૦બ૦વ૦ સમો, જમાનો, વખત [-કાઢવા = વખત વિતાવવો (૨) ગુજરાન કરવુ. -ગણવા = મુદ્દત પૂરી થવાની આતુરતાથી રાહ જોવી. -ગબડાવવા = ગમે તેમ કરી દિવસ પસાર કરવા -ગુજારવા = જુઓ દિવસ કાઢવા -ઘેર ન હોવો = ભાગ્ય પ્રતિકૂળ હોવુ. -જવા = દિવસ પસાર થવા, સમય વીતવો -ફરવો = ભાગ્ય ફરવું-બદલાવું. -ભરવા = હાજરી પૂરવી-પુરાવવી. -ભરાઈ ચૂકવા = આવી બનવું, મોત પાસે હોવું. -ભરી આપવા = ગેરહાજર હોવા છતા તે દિવસોનો પગાર આપવો. -રહેવા = ગર્ભ રહેવો. -લેવા = દિવસ વીતવા; દિવસ થવા દિવસ-પાણી કરવાં = મરણ પાછળ ક્રિયાખર્ચ કરવા.] -સાનુદિવસ અ૦ દિવસે દિવસે

**દિવંગત** વિ૦ [सं] પરલોકવાસી; મરણ પામેલું

**દિવા** અ૦[सं.] દિવસે; દિવસ દરમિયાન.૦કર પું૦ સૂર્ય. ૦રાત અ૦ દિવસે અને રાત્રે ૦સ્વપ્ન ન૦ દિવસે આવતુ સ્વપ્ન; કલ્પના; મનોરાજ્ય

**દિવાસો** પું૦ અષાડ વદ અમાસનુ પર્વ

**દિવાળી** સ્ત્રી૦ [सं दीपाली, प्रा. दीवाली,સર૦ हिं. दिवाली, म.] આસો વદ અમાસ, દીપોત્સવી (૨) [લા] આનંદ કે મજા; ખુશાલી. [-નો દહાડો = આનંદનો દિવસ. -આવવી = દિવાળીના ઉત્સવનો સમય આવવો. -કરવી = દિવાળી ઊજવવી-માણવી.]

**દિવાળીનો ઘોલ્લો** પું૦ એક પક્ષી; ખંજન

**દિવાંધ** પુ૦ [सं] ઘુવડ

**દિવેટ** સ્ત્રી૦ [प्रा दीव (सं. दीप) + वट्टि (सं. वर्ति)] દીવાની વાટ, બત્તી. -ટિયુ ન૦, -ટિયા, -ટિયો પુ૦ જુઓ 'દિવટિયુ'માં

**દિવેટી** સ્ત્રી૦ જુઓ દિમેટી

**દિવેલ** ન૦ [सं दीप + तैल ઉપરથી ?]એરંડિયું. -લિયું વિ૦ દિવેલવાળુ; ચીકટું (૨) [લા.] દિવેલ પીધું હોય એવું (મો કે માણસ) (૩) ન૦ દિવેલ ભરવાનું પાત્ર, ધાતુનું કોડિયું (૪) જાનવરની ખરીથી પડેલો કોડિયા જેવો ખાડો. -લી સ્ત્રી૦ જેમાથી દિવેલ નીકળે છે એ બીજ–મીંજ -લો પું૦ એરંડો

**દિવ્ય** વિ૦[सं.] દૈવી, અદ્ભુત(૨) પ્રકાશમાન, સુંદર (૩) ન૦ (પ્રાચીન કાળમા) માણસ અપરાધી છે કે નહિ તે નક્કી કરવા પાણી કે અગ્નિ વડે કરવામાં આવતી પરીક્ષા. ૦ગણ પું૦ દેવદૂત ૦ચક્ષુ વિ૦ દિવ્ય ચક્ષુવાળુ (૨)

ન૦ જ્ઞાનચક્ષુ ૦જ્ઞાન ન૦ દૈવી જ્ઞાન ૦તા સ્ત્રી૦ -વ્યા વિ૦ સ્ત્રી૦. -વ્યાંગના સ્ત્રી૦ [+अंगना] અપ્સરા. -વ્યાંબર ન૦ [+अंबर] દિવ્ય વસ્ત્ર

દિશ,-શા સ્ત્રી૦ [सं] બાજુ, તરફ, પડખુ (૨) પૂર્વ વગેરે ચાર દિશા તથા ચાર ખૂણા ને આકાશ પાતાળ સાથે દશ દિશામાંની દરેક (૩) [લા] માર્ગ, રસ્તો [દિશાએ જવું= ઝાડે ફરવા જવું દિશા બાંધવી=દિશાનો નિર્ણય કરવો (૨)દિશા ધ્યાનમા રાખવી (૩) જાદુથી દિશાનો વિસ્તાર અંકુશમાં લેવો (૪) પડોશીને જાદૂની અસરમા લેવો ]૦દિશ અ૦ બધી દિશાઓમાં -શાવિજય પુ૦ દિગ્વિજય. -શાશૂલ(-ળ) ન૦ જ્યોતિષ પ્રમાણે અમુક દિશાઓમાંજવા માટે અશુભગણાતા દિવસો કે વાર -શેદિશ, -શોદિશ અ૦ દરેક દિશામાં

દિષ્ટ વિ૦ [सं] દર્શાવેલું (૨) ન૦ હેતુ, લક્ષ્ય (૩) નસીબ

દિષ્ટિ સ્ત્રી૦[सं] સૂચના, આજ્ઞા (૨) સદ્ભાગ્ય (૩) નસીબ -ષ્ટ્યા અ૦ સદ્ભાગ્યે

દિંગ વિ૦ [જુઓ દંગ] ચકિત; છક

દિંડી સ્ત્રી૦[सं]એક જાતનું વાદ્ય(૨)[?]એક રાગ

દી પુ૦ [दे दिअ] દિવસ (કા) (૨) [લા.] દશાનો ગ્રહ [-ઉજાળવો=ભાગ્યોદય કરવો. -ઊઠવો, -ફરવો, -રૂઠવો=દુર્દૈવ આવવું -વળવો=નસીબ સુધરવું]

દીકરી સ્ત્રી૦ [सं डिक्करी=જુવાન સ્ત્રી ?] પુત્રી [દીકરીએ દીવો રહેવો=દીકરીના સંતાનથી વંશ રહેવો.] -રો પુ૦ પુત્ર, બેટો

દીક્ષા સ્ત્રી૦ [सं] ગુરુ પાસેથી વ્રત, નિયમ કે મંત્ર લેવો તે (૨) યજ્ઞયાગાદિ શરૂ કરતાં તેનો વિધિપૂર્વક સંકલ્પ કરવો તે -ક્ષિત વિ૦ દીક્ષા લીધી હોય એવું (૨) પુ૦ યજ્ઞ કરનાર (૩) બ્રાહ્મણની એક અટક

દીગર વિ૦ (૨) અ૦ [फा] જુઓ દિગર

દીઠ અ૦ દરેક ને હિસાબે, પરત્વે. ઉદા૦ 'જણ દીઠ'

દીઠું સ૦ક્રિ૦ [सं दृष्ट, प्रा दिट्ठ] 'દેખવું'નુ ભૂ૦ કા૦ [દીઠાનું ઝેર=નજર સામે કરાય તેનું જ દુ:ખ, નજર બહાર કરાય તેનો વાંધો નહીં. દીઠું પડવું=આબરૂ પડવી(૨)અટકી પડવુ, હાજરીની ખોટ લાગવી. દીઠે ન બનવું= બિલકુલ મેળ ન હોવો, ઊભા રહ્યે ન બનવુ.] -ઠેલ(-લું) વિ૦['દેખવું'નું ભૂ૦કૃ૦] દેખેલું

દીદાર પુ૦ બ૦ વ૦ [फा], -રી સ્ત્રી૦+ ચહેરો, સ્વરૂપ, કાંતિ

દીદી સ્ત્રી૦ [हिं, वं] મોટી બહેન

દીધ (૫) જુઓ દીધુ

દીધવાન વિ૦ આપ્યું હોય તેને મળતું આપ્યું હોય કે કરેલું હોય તે જ જાતનું (૨) જૂનું, પરંપરાથી ચાલતુ આવેલું

દીધું સ૦ક્રિ૦ 'દેવુ'નું ભૂ૦ કા૦ [દીધે રાખવું =સતત કર્યે રાખવું, વિવેકવિચાર વગર ઊંધું ઘાલીને કર્યે રાખવુ (માર્યે રાખવું ઇ૦)] -ધેલ(-લું) વિ૦ 'દેવુ'નું ભૂ૦કૃ૦

દીન વિ૦ (૨) પુ૦[सं] ગરીબ (૨)રંક, લાચાર ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦ ૦દયાળ વિ૦ ગરીબ પર દયા કરનાર ૦બંધુ પુ૦ ગરીબનો બેલી ૦વત્સલ વિ૦ ગરીબ પર વહાલ- મમતા રાખનાર ૦(-ના)નાથ પુ૦ ગરીબનો બેલી પ્રભુ

દીન ન૦, પું૦[अ] મુસલમાની ધર્મ - મજહબ (૨) કોઈ પણ ધર્મ [-ઊઠવું, -જાગવું= મુસલમાનોએ ધર્મને નામે હુલ્લડ મચાવવું દીન! દીન!=મુસલમાનોનો યુદ્ધપોકાર. -પોકારવુ(-વો)=હુલ્લડ જગાવવુ ] ૦દાર વિ૦ દીનવાળુ, દીન પાળનારુ ૦દારી સ્ત્રી૦ દીનદારપણુ, ધર્મપાલન ૦પરસ્ત વિ૦ દીન પર આસ્થાવાળુ, ધર્મિષ્ઠ ૦પરસ્તી સ્ત્રી૦ દીનપરસ્ત હોવું તે -ની વિ૦ ધર્મને લગતું -નેબરહક પુ૦ સત્ય ઉપર રચાયેલો ધર્મ, સાચો ધર્મ

દીનાર પુ૦[सं,फा]અઢી રૂપિયાની કિંમતનો [એક પ્રાચીન સિક્કો

દીપ પું૦ [सं द्विप]+હાથી

દીપ પુ૦[सं] દીવો, દીપક ૦ક વિ૦ ઉત્તેજક, સતેજ કરનારુ (૨) દીપાવનારુ (૩) પુ૦ દીપ, દીવો(૪)જુઓ દીપકલ્યાણ ૦કલ્યાણ પુ૦ એક રાગ ૦દાન ન૦ મૂએલા પાછળ દીવો

કરવો તે (નદી હોય તો પડિયામાં વહેતો મુકાય, અથવા તળાવકિનારે ઝૂંપડી કરીને મુકાય.) ૦માલા સ્ત્રી૦ દીવાઓની હારમાળા (૨) દીપમાળ. ૦માળ સ્ત્રી૦ મંદિર આગળ દીવાઓ ગોઠવવા કરેલો મિનારો

**દીપચંદી** પું૦ સંગીતનો એક તાલ

**દીપડવેલ** સ્ત્રી૦ એક જાતની વેલ

**દીપડો** પું૦ [सं. द्वीपिन्, प्रा. दीविअ] વાઘની જાતનું એક પ્રાણી. –ડી સ્ત્રી૦ દીપડાની માદા. –ડું નં૦ નાનો દીપડો (તુચ્છકારમાં)

**દીપન** વિ૦ [सं] દીપક, ઉત્તેજક (૨) નં૦ સતેજ કરવું – ઉત્તેજવું તે

**દીપ(–પા)વવું** સ૦ક્રિ૦ [सं. दीप्] દીપે એમ કરવું

**દીપવું** અ૦ક્રિ૦ [सं. दीप्] પ્રકાશવું, ચળકવું (૨) શોભવું

**દીપાવલિ(–લી)** સ્ત્રી૦ [सं] દીવાઓની હાર (૨) દિવાળી

**દીપાવવું** સ૦ક્રિ૦ [सं दीप्] દીપવવું; દીપવું'નું પ્રેરક

**દીપિકા** સ્ત્રી૦ [सं.] દીવી (૨) મશાલ

**દીપોચ્છવ, દીપોત્સવ** [सं.] પું૦, **દીપોત્સવી** સ્ત્રી૦ દિવાળી

**દીપ્ત** વિ૦ [सं] સળગાવેલું (૨) પ્રકાશિત; તેજસ્વી. ૦તા સ્ત્રી૦. –પ્તા સ્ત્રી૦ (સંગીત) શ્રુતિના પાંચ પ્રકારોમાંનો એક (દીપ્તા, આયતા, મૃદુ, કરુણા ને મધ્યા)

**દીપ્તિ** સ્ત્રી૦ [सं] પ્રકાશ; પ્રભા. ૦માન વિ૦ દીપ્તિવાળું

**દીબાચો** પું૦ [फा] પ્રસ્તાવના

**દીમો** પું૦ ડૂમો, છાતી ભરાઈ આવવી તે [–ચડી આવવો, ચડી જવો = ડૂમો ભરાવો]

**દીયમાન** વિ૦ [सं] દેવાતું, અપાતું

**દીર્ઘ** વિ૦ [सं.] લાંબું; લાંબે સુધી જતું કે પહોંચતું (સમય, અંતર કે જગામાં) (૨) ઉચ્ચારમાં લાંબું (સ્વર, માત્રા, અક્ષર ઇ૦). ૦ગોળ પું૦ લંબગોળ, 'એલિપ્સોઇડ' (ગ.). ૦જીવી વિ૦ લાંબું જીવનારું. ૦દર્શિતા. સ્ત્રી૦ દીર્ઘદર્શીપણું. ૦દર્શી વિ૦ દૂરદર્શી, અગમબુદ્ધિ. ૦દૃષ્ટિ સ્ત્રી૦ (૨) અગમબુદ્ધિ. ૦દ્વેષી વિ૦ દીર્ઘકાળ સુધી જેનો દ્વેષ ટકે એવું. ૦બાહુ વિ૦ લાંબા હાથવાળું. ૦વર્તુલ, ૦વૃત્ત નં૦ લંબગોળ, 'એલિપ્સ' (ગ.) ૦સૂત્ર (–ત્રી) વિ૦ નાહક લંબાણ કરનારું; ઝટ પાર ન આણે એવું, ચીકણું. ૦સૂત્રતા સ્ત્રી૦, ૦સૂત્રીપણું નં૦. –ર્ઘાયુ(૦ષ્ય) વિ૦ લાંબા આયુષ્યવાળું (૨) નં૦ લાંબો આવરદા –ર્ઘાયુષી વિ૦ લાંબા આવરદાવાળું

**દીર્ઘિકા** સ્ત્રી૦ [सं] જળાશય (૨) લાંબા આકારનું તળાવ

**દીવ** નં૦ [सं द्वीप, प्रा] (સ.) કાઠિયાવાડનું પોર્ટુગીઝ તાબાનું ગામ

**દીવટ** સ્ત્રી૦ જુઓ દિવેટ

**દીવડું** નં૦ ['દીવો' ઉપરથી] કણકના લોચાનું બનાવેલું દીવાનું કોડિયું (૨) દીવી (૩) દીવો –ડો પું૦ દીવડામાં કરેલો દીવો (૨) દીવો

**દીવાદાંડી** સ્ત્રી૦ [દીવો + દાંડી] જતાં આવતાં વહાણને ચેતવવા માટે સમુદ્રમાં ખડક ઉપર બાંધેલો દીવાવાળો મિનારો

**દીવાન** પું૦ [अ] વજીર; પ્રધાન (૨) રાજસભા; કચેરી (૩) મોટો ઓરડો, ખંડ (૪) પ્રકરણ (૫) નં૦ ગઝલસંગ્રહ ૦ખાનું નં૦ મુલાકાત માટેનો ખાસ ઓરડો, બેઠક. ૦ગીરી સ્ત્રી૦ દીવાનનું કામ કે પદ. –ની વિ૦ લેણદેણના ઇન્સાફને લગતું (૨) સ્ત્રી૦ દીવાનગીરી (૩) રાજ્યનું મહેસૂલી કામ (જેમ કે કલાઇવને બંગાળની દીવાની મળી) (૪) દીવાની અદાલત કે તેમાં કરેલી ફરિયાદ કે કેસ. –નેઆમ પું૦, સ્ત્રી૦, નં૦ [+ इ + आम] આમવર્ગના લોકોની રાજસભાને મળવાનું દીવાનખાનું (૨) [લા] આમસભા –નેખાસ પું૦, સ્ત્રી૦, નં૦ [+ इ + खास] અમીરઉમરાવોની રાજસભાને મળવાનું દીવાનખાનું (૨) [લા.] અમીરઉમરાવોના પ્રતિનિધિઓની રાજસભા

**દીવાની** સ્ત્રી૦ દીવાનાપણું; ગાંડાઈ (૨) [फा.] [જુઓ 'દીવાન'માં

**દીવાનું** વિ૦ [फा] ગાંડું, ઘેલું –નાપણું નં૦ –નાશાળા સ્ત્રી૦ ગાંડાની ઇસ્પિતાલ

**દીવાનેઆમ, દીવાનેખાસ** [फा] જુઓ 'દીવાન'માં

**દીવાબત્તી** સ્ત્રી૦ [દીવો+બત્તી] દીવા વગેરે
**દીવાલ** સ્ત્રી૦[फा दीवार, हिं ] ભીંત ૦ગીરી સ્ત્રી૦ ભીંતે ટગાવાય તેવી દીવી, 'વૉલ્સીટ'
**દીવાવખત** પુ૦, સ્ત્રી૦ દીવા કરવાનો વખત, સમીસાંજ
**દીવાસળી** સ્ત્રી૦ [દીવો + સળી] અગ્નિ પ્રગટાવવાની, છેડે રસાયનવાળી સળી
**દીવી** સ્ત્રી૦ [सं दीपिका, प्रा दीविआ] દીવો મૂકવાની ઘોડી
**દીવો** પુ૦ [सं दीपक, प्रा दीवअ] પ્રકાશ આપનારી એક બનાવટ, દીપ [દીવા જેવું =સાફ, સ્પષ્ટ (૨) [વ્યંગમાં] ભૂંડુ દીવાની જ્યોત જેવું (નાક)=અણિયાળું (નાક) દીવો ઊઠવો=સત્કીર્તિ મેળવવી (૨) [વ્યંગમાં] નામ બોળે એવું પાકવું કે થવું (સંતાને) -ઓલવાઈ જવો=કુલ કે સમૂહમાંના સારા માણસનું મોત થવું. -કરવો, પ્રગટાવવો, પેટાવવો=દીવો સળગાવવો-સળગાવવો -ઘેર જવો=દીવો હોલાવો -ચાક કરવો =દીવો સતેજ કરવો -ઠારવો=દીવો ઓલવવો. -મૂકવો=દીવો તરતો મૂકવો (બાધા વગેરેમાં) -રહેવો = પાછળ વંશ રહેવો -રાજ(-જા) કરવો, રાણો કરવો=દીવો ઓલવવો ]
**દીશ** પુ૦ [દી + ઈશ] + સૂર્ય
**દીશ(-સ)** પુ૦ + દિવસ
**દીસવું** અ૦ક્રિ૦ [सं दृश्, प्रा दिस्स] દેખાવું (૨) [લા ] ભાસવું, સૂઝવું [દીસતું કરવું=છુપાવવું સંતાડવું (૨) પડતું મૂકવું, છોડી દેવું દીસતું રહેવું=આંખ આગળથી દૂર થવું, ટળવું (તુચ્છકારમાં) દીસતું રાખવું= દીસતું રહે એમ કરવું, દીસતું કરવું ]
**દીંટ,-ટિયું,-ડું** ન૦ જુઓ 'ડીંટ'માં
**દીંડવું** ન૦ જુઓ ડીંડવું (૨) જુઓ દીંડું
**દીંડું** ન૦ [सं दण्ड ઉપરથી ?] થોર વગેરેનો દૂધભર્યો કકડો
**દુઆ(-વા)** સ્ત્રી૦[अ ]આશીર્વાદ [-ઇચ્છવી, ચાહવી =આશીર્વાદ ઇચ્છવા - આપવા ] ૦ગીર વિ૦ આશીર્વાદ લેનાર -આગો વિ૦ [फा ] આશીર્વાદ દેનાર

**દુકાન** સ્ત્રી૦ [अ दुक्कान, फा ] વસ્તુઓ વેચવા વેપારી જ્યાં બેસે તે જગા. [-કરવી, કાઢવી, ખોલવી, માંડવી=દુકાન શરૂ કરવી-ખોલવી (૨) વેશ્યાનો ધંધો કરવો -વધાવવી = રાત પડ્યે દુકાન બંધ કરવી.] ૦દાર પુ૦ દુકાનવાળો, વેપારી ૦દારી સ્ત્રી૦ દુકાનદારનું કામ, આવડત કે ધંધો
**દુકાની** સ્ત્રી૦ [સર૦ म दुगाणी] બે પાઈ (૨) બુકાની ૦ભાર વિ૦ બે પાઈ જેટલા વજનનું
**દુકાળ** પુ૦ [सं दुष्काल, प्रा दुका(-क्का)ल] અનાજ ઘાસ વગેરેની તંગીનો સમય (૨) કોઈ પણ વસ્તુની તંગી [-પડવો =દુકાળનો સમય આવવો દુકાળમાં અધિક માસ= ખરાબ વખતમાં વળી વધારો થવો.] -ળિયું વિ૦ દુકાળ વેઠતુ, ભૂખે મરતુ -ળી સ્ત્રી૦ દુકાળ ઉપર દુકાળ
**દુકૂલ** ન૦ [सं ] બારીક રેશમી વસ્ત્ર
**દુખ** ન૦ [सं दुःख, प्रा दुक्ख] દુઃખ ૦ડું ન૦ દુખ (૨) ઓવારણું ૦ડાં ન૦ બ૦ વ૦ ઓવારણાં ૦ણી વિ૦ સ્ત્રી૦ દુખિની ૦ણું ન૦ દુખવું તે (૨) પ્રસવ થતા પહેલાં પેટમાં થતો દુખાવો (૩) ઓવારણું ૦દાયક,૦દાયી, ૦દેણું વિ૦ દુખ દેનારુ, દુખદ ૦ભંજક, ૦ભંજી વિ૦ દુખ ભાગનારુ - દૂર કરનારુ ૦વડું ન૦, ૦વટો પુ૦ શોકની સ્થિતિ (૨) દિલાસો આપવા જવું તે ૦શૂરું વિ૦ દુખમાં પણ શૂરુ, દુખથી હારે નહિ એવું
**દુખણખાઈ** સ્ત્રી૦ એક જીવડું
**દુખણી, -ણું, -દાયક, -દાયી, -દેણું, -ભંજક,-ભંજી,-વડું, -વટો** જુઓ 'દુખમાં'
**દુખવવું** સ૦ ક્રિ૦ [प्रा दुक्ख (सं दुःख्)] જુઓ દુખાવવું
**દુખવું** અ૦ ક્રિ૦ [જુઓ દુખવવું; સર૦ हिं दुखना, म दुखणें]દુખ થવું; પીડા-વેદના થવી
**દુખશૂરું** વિ૦ જુઓ 'દુખ'માં
**દુખાડવું** સ૦ ક્રિ૦ 'દુખવું'નું પ્રેરક, દુખાવવું(૨) ગૂમડું કે ઘા ઇ૦ દુખાય એમ કરવું
**દુખાવ(-વો)** પુ૦ દુખવું તે, પીડા, વેદના
**દુખાવવું** સ૦ ક્રિ૦ 'દુખવું'નું પ્રેરક

**દુખાવું** અ૦ ક્રિ૦ દુખ પામવું, દુખવું

**દુખાળું, દુખિયારું, દુખિયું, દુખી** વિ૦ દુખથી પીડાતું [સ્ત્રીના કાનનું એક ઘરેણું

**દુગદુગી** સ્ત્રી૦ મદારીનું ડુગડુગિયું (૨) [રવ૦]

**દુગન** સ્ત્રી૦ [हिं] ગાવાવગાડવાની બેવડી ઝડપ (૨) વિ૦ બેવડી ઝડપવાળું

**દુગ્ધ** ન૦[सं] દૂધ. ૦જ વિ૦ દૂધમાંથી ઉત્પન્ન થતું–બનતું ૦વાહિની સ્ત્રી૦ દૂધની નસ–રગ. ૦શાલા(–ળા) સ્ત્રી૦ દુગ્ધાલય

**દુગ્ધા** સ્ત્રી૦ [સર૦ म] પીડા, આપદા, જંજાળ

**દુગ્ધાલય** ન૦ [सं] દૂધ અને તેની વસ્તુઓનું કામ જ્યાં થતું હોય તે જગા, 'ડેરી'

**દુઝાણું, ૦વાઝાણું** ન૦ ['દૂઝવું' ઉપરથી] દૂધ દેતું–દૂઝણું ઢોર

**દુઝાવવું** સ૦ ક્રિ૦ 'દૂઝવું'નું પ્રેરક રૂપ

**દુણાવવું** સ૦ ક્રિ૦ 'દૂણવું' 'દુણાવું'નું પ્રેરક

**દુણાવું** અ૦ક્રિ૦[सं दु–दून=બળેલું, प्रा दूण दुण्णिअ] (ખાવા પીવાનું) દાઝવું, બળવું (૨) ['દૂણવું'નું કર્મણિ] મનમાં બળવું

**દુત્તુ** વિ૦ પાકું; ધૂર્ત. –ત્તાઈ સ્ત્રી૦

**દુદેલા** સ્ત્રી૦ એક પક્ષી

**દુધારો** પું૦ દૂધનો વેપારી, દૂધવાળો

**દુધાળ(–ળું)** વિ૦ દૂધવાળું, દૂધ આપે એવું(ઢોર)

**દુધાળી સોનકી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**દુધેલ** વિ૦ જુઓ દુધાળ

**દુધેલી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) દૂધ ને શેરડીના રસની એક વાની (સુ.)

**દુનિયા** સ્ત્રી૦[अ]સૃષ્ટિ; જગત, સંસાર. [–પાર કરવું=લોકવ્યવહારમાંથી – દુનિયાની ગણતરીમાંથી બાતલ કરવું (૨) મારી નાખવું. –પારનું = અલૌકિક – અકલ્પ્ય. દુનિયામાંથી જવું, (–નીકળી જવું)=વહી જવું; ઉચ્છૃંખલ જીવન ગાળવું(૨)લોકવ્યવહારમાંથી નીકળી જવું] ૦ઈ વિ૦ દુનિયાનું, સંસારી. ૦દાર વિ૦ સંસારવ્યવહારમાં પડેલું, તેની જંજાળવાળું ૦દારી સ્ત્રી૦ દુનિયાનો વ્યવહાર

**દુન્યવી** વિ૦ [अ] દુનિયાનું, સંસારી

**દુપટ્ટો** પું૦[सं दूष्य+पट्ट? કે દુ=બે+પટ્ટો? સર૦ हिं, म दुपट्टा] ખેસ

**દુપ્પટ** વિ૦ જુઓ દૂપટ

**દુબારા** અ૦[फा. दूबारह्, સર૦ सं. द्विवारम्; हिं., म] બીજી વખત, ફરીથી

**દુભાગવું** સ૦ ક્રિ૦ [દુ + ભાગવું; સર૦ म. दुभागणें] બેએ ભાગવું, અડધું કરવું. દુભાગાવવું (પ્રેરક). દુભાગાવું (કર્મણિ)

**દુભાવવું** સ૦ક્રિ૦ જુઓ દૂભવવું

**દુભાવું** અ૦ક્રિ૦ દૂભવું, મનમાં બળવું, દુખી–નારાજ થવું. –વો પું૦ જુઓ દૂભણ

**દુભાષિયો** પું૦ [द्वि+भाषा] બે ભાષા જાણનારો (૨) એક ભાષાની મતલબ બીજીમાં બોલી સમજાવનારો

**દુમ** સ્ત્રી૦ [फा.] પૂંછડી

**દુમકલાસ** ન૦ જુઓ ડુમકલાસ

**દુમચી** સ્ત્રી૦ [फा] ઘોડાના સાજનો પૂંછડા નીચે દબાતો પટો (૨) અફીણ,ગડાકુ રાખવાની ચામડાની કોથળી

**દુમદુમ** અ૦ [રવ૦] નગારાનો અવાજ

**દુમાર(–રો)** પું૦ [દુ + માર] બે બાજુનો મારો (૨) ધર્મસંકટ

**દુમાલદાર** પું૦[म] જે ગામ ઉપર બે જણની સત્તા ચાલતી હોય, તેવા ગામનો ઇનામદાર–જાગીરદાર

**દુમાવવું** સ૦ ક્રિ૦ 'દૂમવું'નું પ્રેરક

**દુમાવું** અ૦ક્રિ૦ ['દૂમો' પરથી ?] દૂમો ભરાવો, ગૂંગળાવું(૨)[સર૦ सं दुर्मनाय्–प्रा. दुम्मण] દુભાવું, નારાજ થવું, મનમાં ને મનમાં સંતાપવું (૩) 'દૂમવું'નું કર્મણિ

**દુમાસ** ન૦[જુઓ ડુમાસ] એક જાતનું કાપડ

**દુમીલો** પું૦[सं दुर्मिल, प्रा. दुम्मिल]એક છંદ

**દુયમ** વિ૦ [જુઓ દૂયમ] દ્વિતીય, બીજું (૨) બીજી પંક્તિનું, અધિકારમાં ઊતરતું

**દુર્** અ૦[सं.]'નઠારું, મુશ્કેલ' એવો અર્થ બતાવનારો ઉપસર્ગ. ઉદા૦ 'દુરભિમાન', 'દુર્ગમ'

**દુરભિમાન** ન૦[सं]ખોટું–ખરાબ અભિમાન. –ની વિ૦ દુરભિમાનવાળું

**દુરવસ્થા** સ્ત્રી૦ [सं] ખરાબ અવસ્થા

**દુરસ્ત** વિ૦ [फा. दुरुस्त] જેવું જોઈએ એવું (૨) ઠીકઠાક કરેલું; સમારેલું (૩) ખરું;

વાજબી -તી સ્ત્રી૦ સમારવું - સુધારવું તે
દુરંગી વિ૦ બે રંગવાળું, દોરંગી
દુરંશ પું૦ [સં.] ખરાબ-દુષ્ટ અંશ
દુરંત વિ૦[સં]અનંત, અપાર (૨) અંતે ખરાબ પરિણામનું (૩) દુર્જય (૪) અકળ, અગમ્ય
દુરાગ્રહ પું૦ [સં] ખોટો આગ્રહ. -હી વિ૦ દુરાગ્રહવાળું [વિ૦ દુરાચરણવાળું
દુરાચરણ ન૦ [સં] ખરાબ આચરણ -ણી
દુરાચાર પું૦[સં]ખોટો-અનીતિયુક્ત આચાર -રી વિ૦ દુરાચાર કરનારું કે દુરાચારવાળું
દુરાત્મા વિ૦ (૨) પું૦ [સં] દુષ્ટ, પાપી
દુરારાધ્ય વિ૦ [સં]મુશ્કેલીથી રાજી કે પ્રસન્ન કરી શકાય એવું
દુરાશા સ્ત્રી૦ [સં.] દુષ્ટ આશા-ઇચ્છા (૨) ફળીભૂત ન થઈ શકે તેવી આશા
દુરાસદ, દુરાસાધ્ય વિ૦ [સં] દુષ્પ્રાપ (૨) દુસાધ્ય (૩) જીતી ન શકાય એવું
દુરિજન વિ૦ (૨) પું૦ + દુર્જન
દુરિત વિ૦ [સં] મુશ્કેલ (૨) પાપી (૩) ન૦ પાપકર્મ
દુરુક્તિ સ્ત્રી૦ [સં] કુવેણ, ખરાબ વચન
દુર્ગ પું૦ [સં] કિલ્લો ૦પતિ પું૦ કિલ્લાનો માલિક ૦પાલ, ૦રક્ષક પું૦ કિલ્લાનું રક્ષણ કરનાર, કિલ્લેદાર
દુર્ગતિ સ્ત્રી૦ [સં] નઠારી ગતિ
દુર્ગમ(-મ્ય) વિ૦ [સં] મુશ્કેલીથી જઈ શકાય તેવું (૨) મુશ્કેલીથી સમજી શકાય એવું
દુર્ગંધ સ્ત્રી૦ [સં] ખરાબ વાસ [-નીકળવી, મારવી=ગંધાવું, સોડવું] -ધી વિ૦ ખરાબ વાસવાળું, ગંધાતું (૨) સ્ત્રી૦ દુર્ગંધ
દુર્ગા સ્ત્રી૦ [સં] (સં) પાર્વતી ૦ચકલી, ૦ચલ્લી સ્ત્રી૦ એક જાતની ચકલી ૦પૂજા સ્ત્રી૦ દુર્ગાની પૂજા. ૦ષ્ટમી સ્ત્રી૦ [+અષ્ટમી] આસો અને ચૈત્ર સુદ આઠમ -ગેશ પું૦ [+ઈશ] (સં.) શિવ
દુર્ગુણ પું૦ [સં] દોષ, ખરાબ ગુણ -ણી વિ૦ દુર્ગુણવાળું [અશક્ય
દુર્ઘટ [સં] મુશ્કેલીથી પાર પડે-બને એવું,
દુર્ઘર્ષ પું૦ [સં] અથડાઅથડી, હરીફાઈ

દુર્જન પું૦ [સં] દુષ્ટ-ખરાબ માણસ
દુર્જય વિ૦ [સં] જીતવું મુશ્કેલ
દુર્જર વિ૦ [સં] જરવું-પચવું મુશ્કેલ
દુર્દમ(-મ્ય) વિ૦ [સં] કાબૂમાં રાખવું મુશ્કેલ
દુર્દર્શ વિ૦ [સં] મુશ્કેલીથી જોઈ શકાય એવું
દુર્દશા સ્ત્રી૦ [સં] ખરાબ-માઠી દશા
દુર્દાન્ત વિ૦ [સં] જુઓ દુર્દમ (૨) ગવિષ્ટ
દુર્દિન પું૦ [સં] ખરાબ દહાડો (૨) વાદળાં, વરસાદ કે વટોળવાળો દિવસ
દુર્દૈવ(-વ્ય) ન૦ [સં] કમનસીબ, દુર્ભાગ્ય. -વી વિ૦ દુર્ભાગી
દુર્ધર્ષ વિ૦ [સં] ઉગ્ર, પ્રચંડ (૨) પાસે ન જઈ શકાય તેવું (૩) જીતી ન શકાય એવું
દુર્નિવાર(-ર્ય) વિ૦ [સં] નિવારવું મુશ્કેલ, અનિવાર્ય
દુર્બલ(-ળ) વિ૦ [સં] કમજોર, દૂબળું (૨) [લા] ગરીબ; રાંક ૦તા સ્ત્રી૦ -લાસ્થિ ન૦ [+અસ્થિ] છોકરાંનો એક રોગ, 'રિકેટ્સ'
દુર્બુદ્ધિ વિ૦[સં] ખરાબ બુદ્ધિવાળું (૨)સ્ત્રી૦ ખરાબ-દુષ્ટ બુદ્ધિ
દુર્બોધ વિ૦[સં] સમજવું મુશ્કેલ (૨) પું૦ ખરાબ ઉપદેશ-સલાહ. -ધ્ય વિ૦ દુર્બોધ
દુર્બ્રાહ્મણ પું૦ [સં] ખરાબ બ્રાહ્મણ
દુર્ભક્ષ્ય ન૦ [સં] ન ખાવા યોગ્ય-નિષિદ્ધ ખોરાક (૨) વિ૦ મુશ્કેલીથી ખાઈ શકાય એવું
દુર્ભગ વિ૦ [સં] કમનસીબ, દુર્ભાગી
દુર્ભર વિ૦ [સં] વજનદાર, ઊંચકતાં ફાવે નહિ તેવું (૨) ભરવામાં મુશ્કેલ (૩) ન૦ પેટ
દુર્ભાગી વિ૦ [સં दुर्भाग्य ઉપરથી (સં. भाग्य, प्रा भग्ग), સર૦ હિં.] કમભાગી -ગ્ય વિ૦ [સં] દુર્ભાગી (૨) ન૦ કમનસીબ
દુર્ભાવના સ્ત્રી૦ [સં] દુષ્ટ ભાવના-વિચાર
દુર્ભિક્ષ પું૦ [સં] દુકાળ
દુર્ભેદ્ય વિ૦ [સં] ભેદી ન શકાય તેવું, મજબૂત
દુર્મતિ વિ૦ (૨) સ્ત્રી૦ [સં] જુઓ દુર્બુદ્ધિ
દુર્મિત્ર પું૦ [સં] દુષ્ટ કે ખરાબ મિત્ર
દુર્મિલ(-ળ) વિ૦ [સં दुर्+मिल्, સર૦ म] દુર્લભ [ભાંડવું
દુર્મુખ વિ૦ [સં] કદરૂપા મોંવાળું (૨) ગાળો

દુર્મેધ વિ૦ [સં] મેધા–બુદ્ધિ વગરનું, મૂર્ખ
દુર્યોધન વિ૦ [સં] જીતવુ મુશ્કેલ; અજીત (૨) પુ૦ (સં.) ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર
દુર્લક્ષ ન૦ [સં] બેદરકારી; ઉપેક્ષા (૨) વિ૦ લક્ષ વગરનું –ક્ષ્ય વિ૦ મુશ્કેલીથી જોઈ શકાતું, લગભગ અદૃશ્ય
દુર્લભ વિ૦ [સં.] મળવુ મુશ્કેલ. ૦તા સ્ત્રી૦
દુર્વચન ન૦ [સં] ખરાબ વેણ–બોલ, ગાળ. –ની વિ૦ દુર્વચન બોલનારુ
દુર્વાક્ય ન૦ [સં] જુઓ દુર્વચન
દુર્વાસ સ્ત્રી૦ [दुर+वास] દુર્ગંધ
દુર્વાસના સ્ત્રી૦ [સં] દુષ્ટ–ખરાબ વાસના
દુર્વાસા પુ૦ [સં] (સં.) એક ઋષિ (તે તેમના ક્રોધ માટે પ્રસિદ્ધ છે.)
દુર્વિકાર પુ૦[સં] ખરાબ–દુષ્ટ વિકાર –રી વિ૦
દુર્વિનીત વિ૦ [સં] ખરાબ વર્તનવાળુ; અવિનયી, ઉદ્ધત
દુર્વિપાક પુ૦ [સં] ખરાબ પરિણામ
દુર્વિલસિત ન૦ [સં.] દુષ્ટ વિલાસ, ખરાબ વર્તન
દુર્વિષય પુ૦ [સં.] ખરાબ વિષયવાસના
દુર્વૃત્તિ સ્ત્રી૦ [સં.] દુર્વાસના; ખરાબ વૃત્તિ
દુર્વ્યવસ્થા સ્ત્રી૦ [સં.] ખરાબ વ્યવસ્થા, ગેરવ્યવસ્થા [દુર્વ્યસનવાળુ
દુર્વ્યસન ન૦ [સં] ખરાબ વ્યસન. –ની વિ૦
દુલહન સ્ત્રી૦ [હિં.] જુઓ દુલ્હિન
દુલાઈ સ્ત્રી૦ [હિં.] કીમતી રજાઈ
દુલારો પુ૦ [हिं. दुलारा] લાડકો દીકરો. –રી સ્ત્રી૦ લાડીલી દીકરી
દુલાવવું સ૦ક્રિ૦, દુલાવું અ૦ક્રિ૦ 'દૂલવું'નું પ્રેરક ને ભાવે [ગાલીચો ?)
દુલીચો પુ૦ [हिं. दुलैचा] ચંદરવો (કે
દુલ્હો પુ૦ [हिं ; प्रा. दुल्लह (सं दुर्लभ) પરથી] વર, પતિ –લ્હિન સ્ત્રી૦ નવી વહુ
દુવા સ્ત્રી૦ [अ. दुआ] આશિષ, દુઆ [–દેવી =આશિષ આપવી, ભલુ થાઓ એમ ઇચ્છવું] ૦ગીર વિ૦ જુઓ દુઆગીર
દુવાઈ સ્ત્રી૦ [જુઓ દુહાઈ] જાહેરનામું, ઘોષણા (૨) આણ
દુવાર ન૦ [प्रा.] + દ્વાર

દુવિધા સ્ત્રી૦ [સર૦ हिं. दुविधा; सं. द्विविधा ?] દુગ્ધા, અનિશ્ચય, ડામાડોળપણું
દુશાલો પું૦ [દુ+શાલ, અથવા સં. द्वि+શાટ? સર૦हिं दुशाला] કીમતી બેવડી શાલ
દુશ્ચરિત,–ત્ર ન૦ [સં.] દુરાચરણ (૨) ખરાબ ચરિત્ર–જીવન
દુશ્ચિહ્ન ન૦ [સં] ખરાબ ચિહ્ન, અપશુકન
દુશ્ચિંતા સ્ત્રી૦ [સં] ખોટી ચિંતા
દુશ્મન પુ૦[फा] શત્રુ ૦દાવો પુ૦ દુશ્મનાવટ. –નાઈ,–નાવટ,–ની સ્ત્રી૦ શત્રુવટ, અદાવત
દુશ્વાર વિ૦[फा] મુશ્કેલ, અઘરું [દુરાચરણ
દુષ્કર વિ૦ [સં.] કરવુ મુશ્કેલ, અઘરું –ર્મ ન૦
દુષ્કાલ(–ળ) પુ૦[સં.]જુઓ દુકાળ ૦નિવારણ ન૦ દુકાળનું દુઃખનિવારણ, 'ફેમિન-રિલીફ'
દુષ્કૃત ન૦ [સં.] દુષ્કર્મ
દુષ્ટ વિ૦[સં.] નઠારું, અધમ, પાપી(૨)દોષવાળું. ૦તા સ્ત્રી૦.૦બુદ્ધિ સ્ત્રી૦ બદદાનત, પાપી બુદ્ધિ (૨)વિ૦ દુષ્ટબુદ્ધિવાળું.–ષ્ટા વિ૦ સ્ત્રી૦ 'દુષ્ટ'નું સ્ત્રીલિંગ.–ષ્ટાત્મા પું૦ દુષ્ટ માણસ, દુષ્ટબુદ્ધિ
દુષ્પથ પુ૦ [સં] કુપથ, કુમાર્ગ
દુષ્પરિણામ ન૦ [સં] ખરાબ પરિણામ
દુષ્પ્રાપ વિ૦ [સં] દુર્લભ
દુસ્તર વિ૦[સં] મુશ્કેલીથી તરાય–ઓળંગાય એવું [તજાય એવું
દુસ્ત્યજ, દુસ્ત્યાજ્ય વિ૦ [સં.] મુશ્કેલીથી
દુષ્પ્રજ્ઞ વિ૦ [સં] દુર્મેધ, કમ પ્રજ્ઞાવાળું, મૂર્ખ
દુષ્પ્રેક્ષ્ય વિ૦ [સં] જોવું મુશ્કેલ, દુર્દર્શ
દુહવું સ૦ક્રિ૦ [सं. दुह्; प्रा] + દોહવું
દુહાઈ સ્ત્રી૦ [हिं.] આણ, દુવાઈ [–ફરવી]
દુહાગી વિ૦ [सं दौर्भागिन्; प्रा. दोहग्गि; या સર૦ प्रा दुहग=દુર્ભાગ્ય, हिं] દુર્ભાગી; દુખિયુ –ગણ,–ગા સ્ત્રી૦ અણમાનીતી પત્ની
દુહિતા સ્ત્રી૦ [સં] દીકરી. –તર પું૦ દૌહિત્ર, દીકરીનો દીકરો [दोहा] દોહરો
દુહો પું૦ [सं. दोधक, प्रा. दोधअ–दूहय, हिं.
દુંગું વિ૦ દોગું. –ગો પુ૦ ચોર, દૂગો
દુંદ સ્ત્રી૦ [सं तुंद] પેટની ફાંદ. ૦લ, –દાળ(–ળુ),–દી વિ૦ દુંદવાળું. –દાળો પું૦ (સં ) દુંદવાળા દેવ–ગણેશ

દુંદુભિ સ્ત્રી૦, ન૦[सं] એક જાતનું નગારું, ભેરી

દુઃખ ન૦ [सं] વ્યથા, પીડા, કષ્ટ [ –આવવું, પડવું = દુઃખ વેઠવાનું થવું. (માથે) દુઃખનાં ઝાડ ઊગવાં = દુઃખ–આપત્તિનો પાર ન રહેવો. દુઃખના ડુંગર, દુઃખનાં વાદળ = મોટાં મોટાં દુઃખ. દુઃખે પાપે = મહામહેનતે, મુશ્કેલીએ. દુઃખવટે જવું = કાણે જવું, ખરખરો કરવા જવું ] ૰કર, ૰કારક, ૰કારી વિ૦ દુઃખ કરનારું ૰કર્તા(–ર્ત્રી) વિ૦ (૨) પુ૦ દુઃખ કરનાર ૰દ, ૰દાયક, ૰દાયી, ૰પ્રદ વિ૦ દુઃખ દેનારું ૰પરિણામક વિ૦ દુઃખમાં પરિણમતું (નાટક) ૰ભંજક(–ન), ૰ભંજી વિ૦ દુઃખ દૂર કરનારું ૰મય વિ૦ દુઃખથી ભરેલું ૰મયતા સ્ત્રી૦ ૰વાદ પુ૦ 'પેસિમિઝમ'. ૰શરું વિ૦ જુઓ દુખશરૂ. ૰હર(–ર્તા) વિ૦ (૨) પુ૦ દુઃખ હરી લેનારું ૰હારિણી વિ૦ સ્ત્રી૦, ૰હારી વિ૦ દુઃખહર –ખારિ પું૦ [+अरि] દુઃખનો દુશ્મન–દૂર કરનાર. –ખાર્ત વિ૦ [+आर्त] દુઃખથી પીડિત. –ખિની વિ૦સ્ત્રી૦ દુઃખી (સ્ત્રી) –ખિત વિ૦ દુઃખથી પીડાયેલું, દુઃખી. –ખી વિ૦ જુઓ દુખી [ભાઈ

દુઃશાસન પુ૦[सं.](સં )દુર્યોધનનો એક નાનો

દુઃશીલ વિ૦ [सं] ખરાબ શીલવાળું

દુઃસહ વિ૦ [सं] સહેવું મુશ્કેલ

દુઃસંસ્કાર પુ૦ [सं.] ખરાબ–દુષ્ટ સંસ્કાર

દુઃસાધ્ય વિ૦ [सं] કરવું મુશ્કેલ (૨) ન મટી શકે તેવું (રોગ માટે)

દુઃસ્થિતિ સ્ત્રી૦ [सं] ખરાબ–કફોડી સ્થિતિ

દુઃસ્વપ્ન ન૦ [सं] ખરાબ–અશુભ સ્વપ્ન

દુઃસ્વર પુ૦ [सं] ખરાબ કંઠ–સૂર

દૂ વિ૦ [सं द्वि, प्रा दु, दो, फा दो] બે (સમાસમાં), બમણું (આંકમાં) ૰ગણ(–ન) સ્ત્રી૦ [+गुण] જુઓ દુગન ૰જું વિ૦ [સર૦ प्रा दुइज्ज] બીજું. ૰ણું વિ૦ [प्रा दुउण, सं द्विगुण] બમણું

દૂઆ પુ૦ બ૦વ૦ [જુઓ દૂઓ] ૧×૨=૨નો ૨૦ સુધીનો ગડિયો

દૂઓ પુ૦ [सं द्विक, प्रा दुअ પરથી, સર૦ हिं दूआ] બેની નિશાનીવાળું ગંજીફાનું પત્તું કે તેવો પાસો

દૂકઠ ન૦ નરણું

દૂકૂત ન૦ + દુષ્કૃત

દૂઝણ(–ન) સ્ત્રી૦, દૂઝણું વિ૦ જુઓ 'દૂ'માં

દૂઝણું સ્ત્રી૦ ['દૂઝવું' ઉપરથી] દૂધ આપતી ગાય ભેંસ –ણું (–તું) વિ૦ (૨) ન૦ [सं दोह्य, प्रा दुज्झ] દૂધ આપતું (ઢોર માટે)

દૂઝવું અ૦ ક્રિ૦ [सं दुह् ઉપરથી (दोह्य–प्रा दुज्झ)] દૂધ દેવું (૨) ઝરવું; નીગળવું

દૂઠદમંગળ વિ૦[दुष्ट+तिमिंगल (सं)?] (કા) જબરદસ્ત, પ્રચંડ

દૂણ સ્ત્રી૦ [सं दून, प्रा दूण=બળેલું] દૂણાવું તે, દૂણાયાની અસર ૰વું સ૦ક્રિ૦ સંતાપવું, સતાવવું. –ણું વિ૦ મન બાળે–નાખુશ કરે તેવું (૨) ન૦ નારાજી કે તેનું કારણ (૩) જુઓ 'દૂ'માં –ણો પુ૦ બળવું–ચોંટવું તે

દૂત, ૰ક પુ૦ [सं] સંદેશો પહોંચાડનારો (૨) બાતમીદાર, જાસૂસ ૰ત્વ, ૰પણું ન૦ –તિકા, –તી સ્ત્રી૦ સંદેશો પહોંચાડનાર સ્ત્રી (૨) આશકમાશૂક વચ્ચેના છાના સંદેશા પહોંચાડનારી કે તેમનો મેળાપ કરાવી આપનારી સ્ત્રી

દૂતું વિ૦ [प्रा धुत्त, सं धूर्त] લુચ્ચું, ધૂર્ત

દૂદડા પુ૦ બ૦ વ૦ નાના જોડા

દૂધ ન૦ [सं दुग्ध, प्रा दुद्ध] સ્તન કે આંચળમાંથી નીકળતું ધોળું પ્રવાહી (૨) કેટલીક વનસ્પતિમાંથી નીકળતો એવો ધોળો રસ [–આખરવું = દૂધનું દહીં કરવા તેમાં મેળવણ મેળવવું –આપવું = દૂઝવું (૨) લાભ કરવો. –આવવું = ધાવણ આવવું –ચડવું = છાતીમાં દૂધ ભરાવું (૨) કણસલાના કણમાં રસ ભરાવો (૩) આતુર હોવું (૪) [વ્યંગ] પ્રેમ ન હોવો –જામવું = દૂધ આખરાઈને દહીં થવું (૨) દૂધ ઠરી જવું –દેવું = જુઓ દૂધ આપવું. –પીલવું = મલાઈ કાઢવા સંચામાં દૂધ વલોવવું –મારવું = (થોરિયા વગેરેનું) દૂધ ગૂમડા કે સોજા ઉપર ચોપડવું –મેળવવું = જુઓ દૂધ આખરવું. દૂધે ધોઈને આપવું = પ્રામાણિકપણે આદરપૂર્વક આપવું દૂધે

મેહ વરસવા = આનંદ આનંદ થઈ રહેવો દૂધમાં કાળું હોવું = કંઈક છૂપી એબ કે ભેદ હોવા. દૂધમાંથી પોરા કાઢવા = ખોટી ખણખોદ કરવી દૂધમાં સાકર ભળવી = યોગ્ય સુખદ સંયોગ થવો દૂધમાં એળિયો ભેળવવો = કજિયો - અણબનાવ થાય એમ કરવુ. દૂધમાં ને દહીંમાં પગ રાખવા = બંને બાજુની ઢોલકી વગાડવી; પોતાના લાભ ખાતર એકે પક્ષને પૂરી વફાદારી ન આપવી, બંને બાજુનું બોલવુ.] ૦ઠાર પું૦ આઈસક્રીમ. ૦નો સંચો પું૦ દૂધ પીલી મલાઈ કાઢવાનું યંત્ર ૦પાક પું૦ દૂધ અને ચોખાની એક વાની. ૦પાણી ન૦ તેલમા પાપડિયો ખારો તથા પાણી નાખી કરેલું દૂધ જેવું દેખાતુ પ્રવાહી(શાકમા છાટવા) (૨) દૂધ, ચાનું પાણી, ખાંડ તાસકમા જુદા જુદા અપાય છે તે (હોટલમાં વપરાય છે). ૦પીતું વિ૦ દૂધમા મો ડુબાડી મારી નાખેલું (બાળક) ૦ભાઈ પું૦ બાપ જુદા ને એક જ મા હોય એવો ભાઈ (આગળિયાત). ૦મલ(-લ્લ)પું૦જેને દૂધનો આહાર છે એવો મલ (૨) વિ૦ પુષ્ટ, મજબૂત (૩) દૂધ પીને જીવનારું. ૦મોગર પું૦ દૂધમા ઘઉંનો લોટ બાફી કરાતી એક વાની (સુ) ૦રાજ ન૦ એક પક્ષી. ૦વાળી સ્ત્રી૦ દૂધ વેચનારી સ્ત્રી. ૦વાળો પું૦ દૂધારો, દૂધ વેચનારો, દૂધનો વેપારી. -ધાધારી વિ૦ [સર૦ म] ફક્ત દૂધ પર જીવનારુ

દૂધિયા વિ૦ પું૦ બ૦ વ૦ દૂધના જેવા સફેદ (દાંત) (૨) ધાવણા બાળકને ફૂટેલા (દાંત) ૦લકોરા ન૦ એક પક્ષી. -યું વિ૦ જુઓ દુધાળ (૨) દૂધના રંગનુ, સફેદ ઉદા૦ 'દૂધિયા પેણ' (૩) નર્કું; તાજું. શરૂઆતનુ ઉદા૦ 'દૂધિયું લોહી' (૪) ન૦ દૂધી (૫) બદામ ઇ૦ ને ઘૂંટીને દૂધ જેવું પાણી કઢાય છે તે -યો વછનાગ પું૦ એક ઔષધિ

દૂધી સ્ત્રી૦ [દે. दुद्धिअ] એક વનસ્પતિ - શાક ૦નો હલવો પું૦ દૂધી છીણી કરાતી એક મીઠાઈ. ૦પાક પું૦ દૂધીનો બનાવેલો પાક

દૂપટ વિ૦ [દ્વિ + પટ] બેવડું, બે ગણું

દૂબળું વિ૦ [સં. दुर्बल, प्रा. दुब्बल] દુર્બલ, કમજોર. -ળાઈ સ્ત્રી૦ દૂબળાપણું, દુર્બળતા

દૂબળો પું૦ ભીલને મળતી એક જાતનો આદમી (૨) અર્ધ ગુલામ જેવો (સુરત તરફ) ખેડૂતનો નોકર.-ળી સ્ત્રી૦ દૂબળાની કે તે જાતની સ્ત્રી

દૂભણુ સ્ત્રી૦ ['દૂભવુ' ઉપરથી] મન દુભાવું તે. -વવું સ૦ ક્રિ૦ દુભાવવુ -વું અ૦ ક્રિ૦ [प्रा. दूम = દુખી થવુ] દુભાવું

દૂમરી સ્ત્રી૦ એક પક્ષી

દૂમવું સ૦ ક્રિ૦ [સં दू, प्रा. दूम] દમવું; પીડવું

દૂમો પું૦ [सं. दुर्मनस्, प्रा दुम्मण - दूमण પરથી ?] જુઓ ડૂમો

દૂયમ વિ૦ [फा.] જુઓ દુય્યમ

દૂર વિ૦ [सं, फा] વેગળુ, આઘુ (૨) અ૦ વેગળે; આઘે. [-કરવું = આઘે હઠાવવું (૨) કાઢી મૂકવુ, રદ કરવું (૩) નાબૂદ કરવુ -થવું = દૂર કરાવું. -બેસવું = (સ્ત્રીએ) રજસ્વલા થવુ (૨) અલગ કે અળગું થવુ.] ૦અંદેશ વિ૦ દૂરઅંદેશો રાખનારું; દૂરંદેશ. ૦અંદેશી સ્ત્રી૦ દૂરઅંદેશપણું, દૂરંદેશી ૦અંદેશો પું૦ ભાવીનો વિચાર પ્રથમથી જ કરી રાખવો તે; અગમચેતી, દૂરંદેશો ૦ગામી વિ૦ દૂર સુધી જાય એવુ. ૦તા સ્ત્રી૦ ૦દર્શકયંત્ર ન૦ દૂરની વસ્તુ જોઈ શકાય એવુ યંત્ર, દૂરબીન ૦દર્શિતા સ્ત્રી૦. ૦દર્શી વિ૦ દૂરદૃષ્ટિવાળુ. ૦દૃષ્ટિ સ્ત્રી૦ દૂર સુધી જતી નજર - દૂરંદેશી. ૦બીન ન૦ [फा.] દૂરદર્શકયંત્ર ૦બીની સ્ત્રી૦ દૂર સુધી જોવું તે. ૦વર્તી વિ૦ દૂર - આઘુ રહેલું. ૦સ્થ વિ૦ દૂર, આઘુ; દૂરવર્તી

દૂરંદેશ વિ૦ [फा], -શી સ્ત્રી૦, -શો પું૦ જુઓ 'દૂર'મા દૂરઅંદેશ,-શી,-શો

દૂરાકૃષ્ટ વિ૦ [सं] તાણીતોશીને કરેલું કે લાવેલું; અસહજ

દૂરાપાસ્ત વિ૦ [सं] દૂર ફેંકી દીધેલું, રદ કરેલુ, તિરસ્કૃત

દૂરી સ્ત્રી૦['દૂ' ઉપરથી] દૂઓ, બેની સંજ્ઞાવાળું પત્તું (ગંજીફામાં). -રિયો પું૦ દૂરીનું પાનું

દૂર્વા સ્ત્રી૦[સં] એક ઘાસ—ધરો. ૦ષ્ટમી સ્ત્રી૦ [+અષ્ટમી] જુઓ ધરોઆઠમ
દૂલ ન૦[સં दुल्]બેરા—છોકરાંના કાનનું એક ઘરેણું
દૂલરી સ્ત્રી૦ [સર૦ हिं दुलड़ी(—री),दु+लड़ =સેર] બે સેરનું સ્ત્રીનું કોટનું એક ઘરેણું
દૂલવું અ૦ ક્રિ૦ જુઓ ડૂલવું
દૂલહો વિ૦ [प्रा दुल्लह] દુર્લભ (જૈન)
દૂવો પુ૦ જુઓ દૂઓ
દૂષક વિ૦ [સં] દોષ કાઢનાર, છિદ્ર શોધનારું (૨)દોષ ઉત્પન્ન કરનાર, દોષ લગાડનારું —ણ ન૦ દોષ, ખોડખાંપણ —વું સ૦ક્રિ૦ [સર૦ सं दूष्य, हिं दूषना, म दूषणें] દોષિત કરવું
દૂષિત વિ૦ [સં] દોષ—દૂષણવાળું
દૂસરું વિ૦ [हिं] બીજું
દૂગો પુ૦ ઢગો, ઢગો, ચોર
દૂઠી સ્ત્રી૦ જુઓ ડૂઠી —ઠો પુ૦ જુઓ ડૂઠો
દૂડિયો પુ૦ જુઓ ડાડિયો
દૂડું ન૦ જુઓ ડૂડું દૂડો પુ૦ જુઓ ડૂડો
દૃક(—ગ) સ્ત્રી૦[સં] દૃષ્ટિ, નજર (૨) આંખ(૩) બેની સંજ્ઞા —ગચલ(—ળ) પુ૦ [+अंचल] આંખનો ખૂણો —ગ્ગોચર વિ૦ જુઓ દૃષ્ટિગોચર
દૃઢ વિ૦ [સં] સ્થિર, મજબૂત, પાકું, નિશ્ચિત, ટકાઉ, અટળ (લા અર્થમાં પણ) ૦તા સ્ત્રી૦ ૦ભાજક પુ૦ બે કે વધારે આંકડાનો મોટામાં મોટો સાધારણ અવયવ (ગ.) —ઢાવવું સ૦ક્રિ૦ [સર૦ हिं दृढ़ाना, म दृढावणें] દૃઢ કરવું
દૃઢીભૂત વિ૦ [સં] મજબૂત બનેલું
દૃપ્ત વિ૦ [સં] મગરૂર; દર્પવાળું
દૃશ(—ષ)દ પુ૦ [સં] પથરો
દૃશ્ય વિ૦[સં] જોવા જેવું (૨) દેખાય એવું (૩) ન૦ દેખાવ(૪)દેખાતું આ વિશ્વ. ૦માન વિ૦ [સં] દેખાતું હોય એવું
દૃષદ પુ૦ [સં] જુઓ દૃશદ
દૃષ્ટ વિ૦[સં] જોયેલું, દેખેલું(૨)સ્ત્રી૦(પ) દૃષ્ટિ
દૃષ્ટાંત ન૦[સં]ઉદાહરણ,દાખલો [—આપવું, ટાંકવું=દાખલા તરીકે રજૂ કરવું —લેવું= ધડો લેવો (૨) દૃષ્ટાંત તરીકે લેવું—કહેવું]૦કથા સ્ત્રી૦ દૃષ્ટાંત તરીકે કહેલી કથા, 'પૅરેબલ'. ૦ભૂત,૦રૂપ વિ૦ ઉદાહરણરૂપ;ધડો લેવા જેવું
દૃષ્ટિ સ્ત્રી૦[સં] નજર(૨)જોવાની શક્તિ(૩)[લા] ધ્યાન, લક્ષ(૪) જુઓ દૃષ્ટિકોણ [—કરવી= નજર કરવી, જોવું —ચોટવી=ભૂતપ્રેતાદિનો વળગાડ થવો —નાખવી=જોવું —પડવી= જોવાવું, નજર પડવી (૨) (કુંડળીમાં) ગ્રહની અસર હોવી. —ફેંકવી=નજર કરીને જોવું —બેસવી=નજર લાગવી —રાખવી=ધ્યાન રાખવું, સંભાળ રાખવી —લાગવી=નજર લાગવી —સાંધવી=નિશાન તાકવું(૨)નજરો-નજર મેળવવી. દૃષ્ટિએ ચઢવું, પડવું= નજરે પડવું, જોવાવું (૨) ધ્યાનમાં આવવું. દૃષ્ટિમાં રાખવું=ધ્યાનમાં રાખવું] ૦કોણ પુ૦ વસ્તુને નિહાળવાની—વિચારવાની રીત કે માર્ગ ૦ક્ષેપ પુ૦ દૃષ્ટિપાત ૦ગોચર વિ૦ નજરે પડે એવું, દૃષ્ટિ પહોંચી શકે એવું ૦દોષ પુ૦ આંખની ખોડ (૨) નજરચૂકથી રહી ગયેલી ખામી (૩) આંખ વડે થયેલો દોષ —અપરાધ ૦પથ પુ૦ જુઓ દૃષ્ટિમર્યાદા ૦પાત પુ૦ નજર પડવી—જોવું તે ૦પૂત વિ૦ આંખથી જોયેલું—તપાસી લીધેલું ૦પ્રદેશ પું૦ દૃષ્ટિમાં આવતો—દૃષ્ટિમર્યાદા સુધીનો બધો વિસ્તાર ૦ફેર પુ૦ દૃષ્ટિભેદ ૦બિંદુ ન૦ દૃષ્ટિકોણ ૦ભેદ પુ૦ દૃષ્ટિનો—દૃષ્ટિકોણનો ભેદ કે ફરક. ૦મર્યાદા સ્ત્રી૦ જ્યાં સુધી આંખ જોઈ શકે તે હદ(૨) ક્ષિતિજ ૦વાદ પુ૦ નજરે દેખાય એ જ સાચું એવો વાદ ૦વિદ્યા સ્ત્રી૦, ૦શાસ્ત્ર ન૦ દૃષ્ટિનું શાસ્ત્ર, 'ઑપ્ટિક્સ' ૦સીમા સ્ત્રી૦ જુઓ દૃષ્ટિમર્યાદા —ષ્ટોદૃષ્ટ સ્ત્રી૦ દૃષ્ટિ સામે દૃષ્ટિ
દે સ્ત્રી૦ [સ દેવી, प्रा देई પરથી ?] સ્ત્રીના નામને અંતે આવે છે જેમ કે રૂપાંદે, ગોરદે
દે (દે) 'દેવું'નું આજ્ઞાર્થ એ૦વ૦ રૂપ
દેકારો (દે) પુ૦ ['દે'+કાર] દે દે—માર માર એવો પોકાર
દેખણહાર વિ૦ ['દેખવું' ઉપરથી] જોનાર, દેખનાર —રો વિ૦ પુ૦ જોનારો
દેખત અ૦ ['દેખવું' ઉપરથી]જોતાંવેંત —દેખે

અ૦ જોતજોતામાં -તું વિ૦ જોતુ, આંધળું નહિ એવું (૨) સમજુ, વિચારી [દેખતી આંખે=જાણીજોઈને દેખતાની આંખમાં ધૂળ નાખવી=જાણકારને પણ છેતરવું]

દેખરેખ સ્ત્રી૦ ['દેખવું' ઉપરથી] સભાળ, તપાસ [-રાખવી]- [જોવું

દેખવું સ૦ક્રિ૦[प्रा. देक्ख, અપ૦देख (सं दृश्)]

દેખંતુ વિ૦ શોભીતુ, દેખાવડું (૨) દેખવા પૂરતુ, ઉપરથી દેખાતુ

દેખા સ્ત્રી૦[દેખવું પરથી]દેખાવું-પ્રત્યક્ષ જણાવું તે [-દેવી=પ્રગટ થવું; નજરે પડવું,દેખાવું]

દેખાડ પુ૦ જુઓ દેખાડો

દેખાડવું સ૦ક્રિ૦ 'દેખવુ'નું પ્રેરક; બતાવવું (૨) હાથ, ડાગ, ચાકુ, આખ ઇ૦ બતાવીને ડરાવવુ (૩) પશુની માદાને નર દેખાડવો-સભોગ માટે ભેગા કરવાં.[દેખાડી દેવું=ગુપ્ત હોય તે ઉઘાડું કરવુ (૨) (મારીને કે બીજી રીતે) પ્રભાવનો પરચો આપવો]

દેખાડો પુ૦ સામાને બતાવવા પૂરતો દેખાવ -ડોળ (૨) દેખાડવુ-બતાવવુ તે

દેખાદેખી સ્ત્રી૦ [સર हिं; म. देखोदेखी] સામાનું જોઈને વાદાવાદ કરવુ તે; અનુકરણ (૨) અ૦ જોઈ જોઈ ને; વાદાવાદ

દેખાવ પુ૦ દેખાવું તે, દશ્ય (૨) આકાર, આકૃતિ(૩)[લા]જૂઠો દેખાવ,ડોળ [-કરવો]

દેખાવટ સ્ત્રી૦ [સર૦ हिं.] દેખાડો, શોભા

દેખાવડું વિ૦ સુંદર; રૂપાળુ

દેખાવું અ૦ક્રિ૦ ('દેખવુ'નુ કર્મણિ) જોવાવું; જણાવુ, નજરે પડવું, સૂઝવું

દેખીતું વિ૦ પ્રત્યક્ષ; ખુલ્લુ, સ્પષ્ટ (૨) માત્ર બહારથી જ દેખાતુ, વાસ્તવિક નહિ એવું,દેખંતુ

દેગ પુ૦ [फा] મોટો દેગડો (૨) સ્ત્રી૦ દેગડી, તાંબાનું એક વાસણ. ૦ડી સ્ત્રી૦ દેગ ૨ જુઓ ૦ડું ન૦ નાનો દેગ, દેગડો. ૦ડો પું૦ ધાતુનું એક મોટુ વાસણ; હાંડો

દેજ સ્ત્રી૦; ન૦ [સર૦ फा. दहेज, म; सं. देय પરથી?] કન્યાને વરપક્ષ તરફથી આપવાની લૂગડા વગેરેની ભેટ કે જમણ (૨) [સુ] કન્યાનું શુલ્ક

દેડકી સ્ત્રી૦ દેડકાની માદા. -કું ન૦ [સર दे. डिड्डुर] ખીનાશમા રહેતું એક પ્રાણી, મેડક. [દેડકાની પાંચશેરી=ઉધમાતિયુ ને અસ્થિર ટોળું (૨) એવા બાળકોનો સમૂહ] -કો પુ૦ નર દેડકુ

દેડવવું સ૦ક્રિ૦ રેડવવું, ગબડાવવું

-દેણ (દે) વિ૦ ['દેવુ' પરથી] દેનારું (સમાસને અંતે) ઉદા૦ દુખદેણ

દેણ (દે) ન૦ [सं. दत्त, प्रा. दिण्ण, પરથી? સર૦ म देन, हिं देन] દેવું, કરજ (૨) સરકારભરણું (૩) ઉપકારનું દબાણ. ૦ગી સ્ત્રી૦ [म] બક્ષિસ(૨)દાન ૦દાર,-ણિયાત વિ૦ દેવાદાર. -ણું ન૦ જુઓ દેણ

દેદાર (દે) પુ૦ [જુઓ દીદાર] દેખાવ

દેદીપ્યમાન વિ૦ [सं.] દીપતુ, ઝગઝગતુ

દેન સ્ત્રી૦[सं धेनु?] ગાય [(-ની) દેન દોહી હોવી=દેન-શક્તિ કે તાકાત હોવી, મગદૂર હોવી] [=શક્તિવાળુ હોવુ]

દેન (દે) સ્ત્રી૦તાકાત,મગદૂર.[(-ની) દેન હોવી

દેન (દે'?) ન૦ [सं. दहन પરથી] દહન; અગ્નિ-સરકાર. [-દેવું=અગ્નિસસ્કાર કરવો; મરેલાને બાળવું]

દેમાર અ૦ [દેવુ + મારવું પરથી? અથવા 'માર દે, મારો ચલાવ, લગાવ' એ ભાવના ઉદ્ગાર પરથી] ઝડીની સાથે, ઝપાટાભેર. જેમ કે, વરસાદે દેમાર પડયા કર્યું, દેમાર કરતા પહોંચ્યા ત્યાં ગાડી ઊપડી ગઈ [એવું

દેય વિ૦ [सं.] આપવા યોગ્ય કે આપી શકાય

દેર પું૦[सं. देवर, प्रा. देअर] દિયર (૨) સ્ત્રી૦ [फा] ઢીલ, વાર

દેરડી (દે') સ્ત્રી૦ ['દેરુ' ઉપરથી] ઉતરડ (૨) નાનુ મંદિર-દેરું

દેરાણી સ્ત્રી૦ [प्रा. देअ(-व)राणी] દિયરની વહુ

દેરાસર (દે') ન૦ [सं. देवाश्रय?] ઘરમા દેવ રાખવાની જગા (૨) જૈન દેવમંદિર. -રી વિ૦ દેરાસરમાં રહી નિયમિત દેવપૂજા કરનારું (૨) પું૦ એક અટક

દેરી (દે') સ્ત્રી૦ [જુઓ દેરું] નાનું દેરું

દેરીડો પુ૦ [જુઓ દેર] (પ.) દિયર (લાડમા)

**દેરું** (દે') ન૦ [સં देवगृह, देवकुल; અપ૦ देहरय, देहुर] દેવદેવીનું સ્થાન–મંદિર
**દેવ** પુ૦ [સં] દેવતા, સુર, સ્વર્ગમાં રહેતું દિવ્ય સત્ત્વ (૨) ભગવાન, પરમેશ્વર (૩) સ્વામી, શેઠ, રાજા (આદર ને શ્રેષ્ઠતા સૂચક [–કરવો=દેવ આગળ પશુ પંખીનો ભોગ ચડાવવો (પૂર્વ ગુજરાત, ભીલ-કોળી) –કાશીએ જવા=દેવમાં દૈવત ન રહેવું. દેવ દેવ કરતાં=ખૂબ આજીજી કરતાં (૨) ખૂબ પ્રયત્ને દેવ થવું=(કા) મરણ પામવું] ૦ઊઠી અગિયારશ(–સ) સ્ત્રી૦ કારતક સુદ અગિયારશ ૦ઋ(–ર)ણ ન૦ મનુષ્યનું દેવો પ્રત્યેનું ઋણ ૦કન્યા ન૦ દેવની કન્યા (૨)[લા] અતિ રૂપ–ગુણવાળી કન્યા ૦કથા સ્ત્રી૦ કોઈ દેવની ધાર્મિક કથાવાર્તા ૦કપાસ પુ૦ એક જાતનો કપાસ ૦કલ્પ વિ૦ દેવ જેવું ૦ગિરા સ્ત્રી૦ આકાશવાણી ૦ગિરિ પુ૦ (સં) એક પર્વત ૦ઘર ન૦ દેરાસર; દેવમંદિર. ૦ચકલી, ૦ચલ્લી સ્ત્રી૦ એક જાતની ચકલી. ૦જા સ્ત્રી૦ દેવની દીકરી. ૦તરસ્યો(–સ્યો) પુ૦ એક પક્ષી–ચાતક ૦તરુ ન૦ સ્વર્ગના પાંચ વૃક્ષોમાંનું દરેક (મંદાર, પારિજાત, સંતાન, કલ્પ અને હરિચંદન) (૨) જેની નીચે ગામના લોકો ભેગા મળતા હોય તે ઝાડ ૦તા પુ૦ દેવ (૨) અગ્નિ (૩) સ્ત્રી૦ દેવી (૪) દેવત્વ [–ઊઠવો=આગ લાગવી, નાશ પામવું. –ઊઠી જવા=શક્તિ જતી રહેવી, દેવ રૂઠવા –જાગવો (જગાનો)=ભાગ્યોદય થવો. –ઝરવો=કજિયો થવો; બહુ ક્રોધ ચડવો –પાડવો=દેવતા સળગાવવો –મૂકવો = આગ લગાડવી. –રેડાવો (કાળજામાં)=અતિશય ચિંતા થવી (૨) અદેખાઈથી બળવું દેવતામાં ઘી હોમવું= ઉશ્કેરણી કરવી, કજિયો વધે તેમ કરવું દેવતા-મૂકયું =બળ્યું, મૂઉં, ઠીક્સ્તુ] ૦તાઈ વિ૦ દેવી, અલૌકિક ૦દર્શન ન૦ દેવનું દર્શન. ૦દાર(–રુ) ન૦ [સં देवदारु] એક જાતનું ઝાડ કે તેનું લાકડું ૦દારી વિ૦ દેવદારનું બનાવેલું ૦દાસી સ્ત્રી૦ દેવને અર્પણ કરેલી સ્ત્રી (મદ્રાસ તરફની એક પ્રથા) ૦દિવાળી સ્ત્રી૦ કારતક સુદ પૂનમનું પર્વ ૦દૂત પુ૦ દેવનો દૂત ૦નદી સ્ત્રી૦ ગંગા ૦નાગરી વિ૦ (૨) સ્ત્રી૦ સંસ્કૃત અથવા બાળબોધ લિપિ. ૦પૂજા સ્ત્રી૦ જુઓ દેવસેવા ૦પોઢી અગિયારશ(–સ) સ્ત્રી૦ અષાડ સુદ અગિયારશનું પર્વ ૦ભાગ પુ૦ દેવયજ્ઞ તરીકે દેવોને અર્પવાનો ભાગ ૦ભાષા સ્ત્રી૦ સંસ્કૃત ભાષા ૦ભૂમિ(–મી) સ્ત્રી૦ સ્વર્ગ ૦મંદિર ન૦ દેવસ્થાન ૦મુનિ પુ૦ (સં) નારદ. ૦યજ્ઞ પુ૦ હોમ વગેરે(પંચ યજ્ઞોમાંનો એક) ૦યાત્રા સ્ત્રી૦ સ્વર્ગયાત્રા ૦યાન ન૦ સ્વર્ગનો રથ, સ્વર્ગીય વાહન ૦યાની સ્ત્રી૦ (સં)શુક્રાચાર્યની પુત્રી–યયાતિની પત્ની(૨) એક નક્ષત્ર. ૦રાજ પુ૦(સં)ઇંદ્ર ૦ર્ષિ પુ૦ [+ ऋषि] (સં.) નારદ (૨) દેવોના ઋષિ કે દેવ જેવા ઋષિ (અત્રિ, મરીચિ વગેરે). ૦લાં ન૦ બ૦ વ૦ ઘરના દેવસ્થાનની મૂર્તિઓ ૦લી સ્ત્રી૦ જુઓ દેવચકલી ૦લોક પુ૦ દેવોનો લોક–સ્વર્ગ [–પામવું=સ્વર્ગે જવું, મરી જવું.] ૦વર પુ૦ દેવોમાં શ્રેષ્ઠ દેવ. ૦વાણી સ્ત્રી૦ આકાશવાણી ૦શયની એકાદશી સ્ત્રી૦ જુઓ 'દેવપોઢી અગિયારસ' ૦સેવા સ્ત્રી૦ દેવની–મૂર્તિની પૂજા વગેરે ૦સ્થલ-(–ળ), ૦સ્થાન ન૦ મંદિર
**દેવણ** સ્ત્રી૦ [સં. दा પરથી] આપવું તે, આપવાનો વહીવટ (લેવણ સાથે વપરાય છે)
**દેવડા(–રા)વવું** સ૦ ક્રિ૦ 'દેવું'નું પ્રેરક
**દેવડી** સ્ત્રી૦ [સર૦ દેરડી, મ देवडी,–ढी, प्रा देर=દ્વાર પરથી ?] દ્વારપાળને બેસવાની જગા (૨) ચોકી; ચબૂતરો (૩) સાધુ, સંન્યાસી અથવા સતીને જ્યાં દાટયાં–બાળ્યાં હોય ત્યાં કરેલું નાનું દેરા જેવું ચણતર
**દેવતા, –તાઈ, દેવદાર(–રુ), –રી, દેવ-દિવાળી** જુઓ 'દેવ'માં [(વહાલમાં)
**દેવર** પુ૦ [સં.] દિયર –રિયો પુ૦ દેવર
**દેવરાવવું** સ૦ ક્રિ૦ જુઓ દેવડાવવું
**દેવર્ષિ** પુ૦ [સં] જુઓ 'દેવ'માં
**દેવલી** સ્ત્રી૦ જુઓ 'દેવ'માં (૨) દેવડી; જપતી,

ચોકી (?) [-બેસવી=મોટું નુકસાન થવું (૨) હિંમત જતી રહેવી.]
દેવળ ન૦ [સં देवकुल, प्रा. देउल] દેરું (ખાસ કરીને ખ્રિસ્તી લોકોનું) [મરણ આવવું]
દેવાજ્ઞા સ્ત્રી૦ [સં.; સર૦ મ.] મરણ [-થવી=
દેવાડવું સ૦ક્રિ૦ દેવડાવવું, અપાવવું (દેવું'નું પ્રેરક)
દેવાતણ(-ન) ન૦ [સં देवत्व ઉપરથી] દેવપણુ
દેવાદાર વિ૦ [દેવું + દાર] કરજદાર; માથે દેવું હોય એવું
દેવાધિદેવ પું૦ [સં] દેવોનો પણ દેવ-પરમેશ્વર
દેવાનાંપ્રિય વિ૦ [સં] દેવોને પ્રિય એવું (અશોકનો ઇલકાબ) [પૂજા
દેવાર્ચન ન૦,-ના સ્ત્રી૦ [સં] દેવનું અર્ચન-
દેવાલય ન૦ [સં] દેવમંદિર, દેરું
દેવાવું અ૦ક્રિ૦ 'દેવું'નું કર્મણિ. [દેવાઈ જવું =અટકી જવું, બંધ થઈ જવું (૨) ખૂટવું, કાંઈ બાકી ન રહેવું (૩) નિર્વંશ થવું]
દેવાળિયું વિ૦ [જુઓ દેવાળું] દેવાળું કાઢનારું, નાદાર. -યો પું૦ તેવો માણસ
દેવાળું ન૦ [સર૦ हिं दिवाला, म दिवाळें] દેવું આપવાની અશક્તિ, નાદારી. [-કાઢવું, ફૂંકવું=નાદારી જાહેર કરવી -નીકળવું= નાદાર બનવું; નાદારી જાહેર થવી]
દેવાંગના સ્ત્રી૦ [સં] દેવની સ્ત્રી, દેવી (૨) અપ્સરા
દેવાંગી વિ૦ [સં] દેવના જેવા અંગવાળું
દેવાંશી વિ૦ [સં] દેવના અંશવાળું
દેવી સ્ત્રી૦ [સં] દેવની સ્ત્રી, દેવતા, દિવ્ય શક્તિ, માતા (૨) રાણી (સંબોધનમાં) (૩) સ્ત્રીના નામને અંતે લગાડાતો ગૌરવવાચક શબ્દ. ઉદા૦ ઉષાદેવી (૪) સ્ત્રી (ગૌરવવાચક) [-આવવાં(-વી)=માતા આવવી, દેવતાનો શરીરમાં પ્રવેશ થવાથી કંપવું.]
દેવું સ૦ક્રિ૦ [સં दा; સર૦ प्रा. રૂપો देंत, देवं ઇ૦] આપવું (૨) [લા] મારવું, ઠોકવું (૩) વાસવું, બંધ કરવું (૪) સા૦ કૃ૦ ની જોડે આવતાં, તે ક્રિયાની રજા આપવી, એવો ભાવ બતાવે છે જેમ કે, ખાવા દેવું, જવા દેવું (૫) અ૦ ભૂ૦ કૃ૦ ની સાથે આવતાં, તે ક્રિયા બરોબર કરી છૂટવું, એવો ભાવ બતાવે છે. જેમ કે, આપી દો, તેમને છોડી દીધા
દેવું ન૦ [સં. देय, અપ૦ देव] કરજ, ઋણ [-કરવું; -ચૂકવવું; -ફેડવું; -વાળવું.]
દેવેશ પું૦ [સં.] દેવોનો ઈશ; દેવાધિદેવ
દેશ પું૦ [સં.] રાષ્ટ્ર, કોઈ અમુક પ્રજાનું વતન, મુલક (૨) (કોઈ મોટી વસ્તુનો અમુક) વિભાગ (૩) વતન (૪) ક્ષેત્ર, પ્રદેશ, જગા ૦કાલ-(-ળ) પું૦ દેશ અને કાળ, સમય અને સ્થળ (૨) દશ્ય પદાર્થને વિચારવા માટેના બે પરિમાણ (૩) [લા.] ચાલતો રીતરિવાજ. ૦જ વિ૦ દેશ્ય. ૦દાઝ સ્ત્રી૦ દેશની લાગણી. ૦દ્રોહ પું૦ દેશ પ્રત્યે બેવફાઈ ૦દ્રોહી વિ૦ દેશદ્રોહ કરનારું. ૦ધર્મ પું૦ દેશનો કે દેશ પ્રત્યેનો ધર્મ. ૦નિકાલ પું૦ દેશમાંથી કાઢી મૂકવું તે. ૦પતિ પું૦ રાજા. ૦પાર અ૦ દેશની બહાર (દેશનિકાલ.) ૦પ્રેમ પું૦ દેશને માટે પ્રેમ. ૦પ્રેમી વિ૦ દેશપ્રેમવાળું ૦બંધુ, ૦બાંધવ પું૦ દેશભાઈ. ૦ભક્ત પું૦ દેશભક્તિવાળો. ૦ભક્તિ સ્ત્રી૦ દેશ પ્રત્યેની ભક્તિ ૦ભાઈ પું૦ પોતાના દેશનો માણસ. ૦વટો પું૦ પરદેશમાં વાસ (૨) દેશાટન. ૦વ્યવહાર પું૦ જુઓ દેશધર્મ ૦સેવક પું૦ દેશસેવા કરનાર. ૦સેવા સ્ત્રી૦ દેશની સેવા. ૦સ્થ પું૦ મહારાષ્ટ્રી બ્રાહ્મણની એક જાત
દેશ (દે) સ્ત્રી૦ દિશા (ચ) [-ચડી જવી= દિશાભ્રમ થવો.]
દેશના સ્ત્રી૦ [સં.] બોધ, ઉપદેશ
દેશા(-સા)ઈ પું૦ [સં. देशपति-प्रा देसवई પરથી ? સર૦ म.] એક અટક (૨) રાજ્યને કરેલી સેવા બદલ મળેલી બક્ષિસનો માલિક; વતનદાર (૩) રબારી માટેનો માનવાચક શબ્દ. ૦ગીરી સ્ત્રી૦, ૦વટું ન૦ દેસાઈનું પદ કે હક (૨) તેની રૂએ સરકારમાંથી મળતું લવાજમ [સ્ત્રી૦ એક રાગણી
દેશાખ પું૦ [સં. देशाख्य] એક રાગ. -ખી
દેશાચાર પું૦ [સં] દેશનો આચાર-રૂઢિ
દેશાટન ન૦ [સં] જુદા જુદા દેશમાં ફરવું તે
દેશા(-સા)ણ સ્ત્રી૦ ['દેસાઈ'નું સ્ત્રી૦] દેસાઈની સ્ત્રી

દેશાનુરાગી વિ૦ [સં] દેશપ્રેમી
દેશાભિમાન ન૦[સં] પોતાના દેશનું અભિમાન. –ની વિ૦ દેશાભિમાનવાળો
દેશાવર પુ૦ [સં] પરદેશ
દેશાસ્મિતા સ્ત્રી૦ [સં] દેશાભિમાન
દેશાંતર ન૦[સં] દેશાવર [–કરવું = પરદેશ જવું, બીજા દેશમાં જઈને રહેવું]
દેશી વિ૦ [સં] દેશનું,–ને લગતું (૨) સ્વદેશી (૩) પુ૦ સ્વદેશનો રહીશ (૪) સ્ત્રી૦ એક રાગિણી (૫) પ્રાકૃત ભાષાનો એક પ્રકાર (૬) સંગીતના બે પ્રકારોમાંનો એક (૭) સંસ્કૃત નહિ પણ પ્રાકૃત છંદ કે પદ્યરચના ૦જન પુ૦ + દેશનો માણસ, દેશભાઈ ૦ય વિ૦[સં.] દેશનું (૨) સ્થાનિક
દેશે(–શો)દેશ અ૦બધા દેશોમાં(૨)સર્વ સ્થળે
દેશોન્નતિ સ્ત્રી૦ [સં] દેશની ઉન્નતિ – ચડતી
દેશ્ય વિ૦ [સં] સ્થાનિક, પ્રાંતિક (૨) દેશી; દેશના મૂળવતનીઓનું વા એમની ભાષામાંથી આવેલું
દેસ પુ૦ [સર૦ મ, હિં. देश(–स)] એક રાગ
દેસાઈ,૦ગીરી,૦વટ ન૦ જુઓ 'દેશાઈ'માં –ણ સ્ત્રી૦ જુઓ દેશાણ
દેહ ન૦ [फा दिह] ગામડું, દેહાત
દેહ પુ૦, સ્ત્રી૦ [સં] શરીર, કાયા [–છોડવો, પડવો, મૂકવો = મરણ પામવું –ધરવો, ધારવો = જન્મ પામવું] ૦ત્યાગ પુ૦ દેહનો ત્યાગ – મરણ ૦દમન ન૦ દેહનું દમન, શારીરિક તપસ્યા ૦દર્શી વિ૦ દેહને જ જોઈ રહેનારું ૦દશા સ્ત્રી૦ દેહની સ્થિતિ ૦દંડ પુ૦ શરીરને કષ્ટ આપવું તે (૨) શારીરિક શિક્ષા, શરીરનો અવયવ કાપી નાખવાની શિક્ષા ૦ધર્મ પુ૦ શરીરના ગુણ-ધર્મ ૦ધર્મવિદ્યા સ્ત્રી૦ દેહધર્મની વિદ્યા, 'ફીઝિયોલૉજી' ૦ધારણ ન૦ દેહ ધારણ કરવો તે (૨) દેહ ટકાવી રાખવો–જીવવું તે ૦ધારી વિ૦ જેને દેહ હોય એવું, શરીરી. ૦પાત પુ૦ દેહનું પડવું તે, મરણ ૦બંધ પુ૦ શરીરનું કાઠું ૦માની વિ૦ દેહના અભિમાનવાળું ૦યાત્રા સ્ત્રી૦ શરીરનિર્વાહ, ગુજરાન (૨) મરણ ૦રખું વિ૦ શરીરની જ વધારે ફિકર કર્યા કરનારું (૨) તતરખુ, સ્વાર્થી ૦લગ્ન ન૦ શરીર પૂરતું લગ્ન, આત્માનું લગ્ન–સ્નેહલગ્ન નહિ તે ૦વાદ પુ૦ દેહ પરમ તત્ત્વ છે એવો વાદ વાદી વિ૦ દેહવાદમાં માનતું. ૦વિદ્યા સ્ત્રી૦જુઓ દેહધર્મવિદ્યા ૦સ્વભાવ પુ૦ દેહનો સ્વભાવ – ગુણ –હાત્મવાદ પુ૦ [+आत्मवाद] શરીરથી ભિન્ન કોઈ આત્મા નથી, શરીર એ જ આત્મા છે એવો મત, જડવાદ –હાત્મવાદી વિ૦ દેહાત્મવાદનું, –ને લગતું (૨) પુ૦ દેહાત્મવાદમાં માનનારો આદમી –હાધ્યાસ પુ૦ [+ अध्यास] દેહને વિષે અધ્યાસ–દેહાભિમાન. –હાભિમાન ન૦ [+ अभिमान] દેહનું અભિમાન. –હાભિમાની વિ૦ દેહાભિમાનવાળું –હાંત પુ૦ [+अंत] દેહનો અંત, મૃત્યુ. –હાંતદંડ પુ૦ મોતની શિક્ષા –હાંતર ન૦[+ अंतर] બીજો દેહ –હી વિ૦ [સં] દેહધારી, શરીરવાળું (૨)પુ૦ આત્મા –હોત્સર્ગ પુ૦ [+ उत्सर्ग] દેહત્યાગ, મૃત્યુ
દેહલિ(–લી) સ્ત્રી૦[સં]ઉંબરો ૦દીપકન્યાય પુ૦ ઉંબરા પર મૂકેલો દીવો જેમ બંને બાજુ પ્રકાશ આપે તેમ બંને બાજુને એકસાથે લાગુ પાડવું તે
દેહવટ અ૦ બધી દિશામાં (૨) સ્રેતકે
દેહાત સ્ત્રી૦ [फा, સર૦ हिं.] ગામડું –તી વિ૦ ગામડાનું (૨) પુ૦ ગામડાંનો રહીશ
દૈંડકું (દૈં૦) ન૦ [જુઓ ડેંડવું] પાણીનો સાપ
દૈત્ય પુ૦ [સં] રાક્ષસ
દૈનિક વિ૦[સં] રોજ(૨)ન૦રોજ નીકળતું છાપું
દૈન્ય ન૦ [સં] દીનતા
દૈવ વિ૦ [સં] દેવદેવતાને લગતું (૨) ન૦ નસીબ [–જાણે = કોણ જાણે? શી ખબર?] ૦ગતિ સ્ત્રી૦ નસીબની ગતિ–ઘટના ૦ઘટના સ્ત્રી૦ નસીબની ઘટના – જોગ ૦જો(–યો)ગ પુ૦નસીબનો જોગ–સંયોગ ૦જ્ઞ પુ૦નસીબને જાણનારો – જોશી ૦ત ન૦ [સં देवत्व] તેજ (૨) સત્ત્વ, સાર. ૦વાદ પુ૦ પુરુષાર્થવાદથી વિરુદ્ધ વાદ –વાધીન વિ૦ [+ अधीन]

દૈવને-નસીબને અધીન. -વિક, -વી વિ૦ દૈવ સંબંધી, દેવતાઈ (૨) અલૌકિક (૩) આકસ્મિક. -વ્ય ન૦ [સં.] દૈવ, નસીબ
દૈશિક વિ૦ [સં] દેશનું,-ને લગતું (૨) પ્રાંતિક (૩) પું૦ ગુરુ (૪) ભોમિયો, જાણકાર
દૈહિક વિ૦ [સં] દેહનું, -ને લગતું [વ૦ ૩૫
દો [દો, કાંઈક વ્યુત્પત્તિ]આપો ('દેવું'નું આજ્ઞાર્થ, બ૦
દો વિ૦ [ફા, પ્રા, સં દ્વિ] બે ૦અમલી વિ૦ બે અમલવાળું ૦આબ પું૦ બે નદીઓ વચ્ચેનો પ્રદેશ
દોકડો પું૦[સર૦ હિં., મ. दोकडा, हिं. दुकडा] રૂપિયાનો સોમો ભાગ(૨)બાર ટકા વ્યાજ(૩) ગુણ, 'માર્ક' [ખામી
દોખ પું૦+[સર૦ હિં., મ.; સં दोष] દોષ,
દોખવું સ૦ક્રિ૦['દુઃખ' ઉપરથી]+દુઃખ આપવું
દોખી વિ૦ [જુઓ દોખ] દોષિત
દોગાની સ્ત્રી૦ જૂઠો આરોપ (૨) અપકીર્તિ
દોગોટીલો પું૦ છોકરાની એક રમત
દોજખ ન૦[फा]નરક, મરણ બાદ પાપના ફળ રૂપે મળતી શિક્ષા ભોગવવાનું કલ્પિત સ્થાન-એક લોક(૨)[લા.] દુઃખથી ભરપૂર કોઈ જગા
દોટ સ્ત્રી૦ દોડવાની ક્રિયા. [-કાઢવી=દોડવું. -મૂકવી=દોડવું (૨) આંખો મીંચીને વર્તવું, સાહસ કરવું] -ટંદોટા, -ટાદોટ સ્ત્રી૦ દોડાદોડ
દોટવું અ૦ ક્રિ૦ લોટવું; આળોટવું, ગબડવું
દોટી સ્ત્રી૦ એક જાતનું કાપડ (૨) કન્યાના બાપને વેવાઈ તરફથી મળતી બક્ષિસ
દોઠું ન૦ જાડી પૂરી
દોડ (દો,) સ્ત્રી૦ ['દોડવું' ઉપરથી] દોડવાની ક્રિયા કે ઝડપ. ૦ધામ,૦માર સ્ત્રી૦ દોડાદોડ, ધમાચકડી [ન૦ તેનું ફળ
દોડકી સ્ત્રી૦ તૂરિયાની જાતની એક વેલ. -કું
દોડધામ, દોડમાર જુઓ 'દોડ'માં
દોડવું (દો) અ૦ ક્રિ૦ [સર૦ हिं दौड़ना, म. दवडणें, दौडणें सं द्रु, प्रा. दव] નાસવું,ઝડપથી કૂદતે પગલે દોડવું-ધસતા ચાલવું
દોડ દોડા,દોડાદોડ(-ડી) (દો) સ્ત્રી૦ દોડધામ, અહીં તહીં વારંવાર દોડવું તે

દોડી સ્ત્રી૦ જુઓ ડોડી. -ડું ન૦ ડોડું
દોડો પું૦ જુઓ ડોડો
દોઢ(દો) વિ૦ [प्रा. दिवड्ढ, સં. द्व्यपार्ध, સર૦ हिं डेढ; म दीड,-ढ]એક ને અડધું -'૧॥' (૨)સ્ત્રી૦ દોઢવવું તે [દોઢ પાયાનું=ચસકેલ, બેવકૂફ. દોઢ મણની (ગાળ)=બહુ ભૂંડી (ગાળ)]. ૦ચાતુરી સ્ત્રી૦ અતિ-વધારેપડતી ચાલાકી. ૦ડહાપણ ન૦ વધારેપડતું ડહાપણ, ચિબાવલાપણું. ૦ડાહ્યું વિ૦ વધારેપડતું ડહાપણ કરનારું (૨) ન૦ દોઢડહાપણ કે તેવી વાત. ૦પગું વિ૦ લગડું. ૦વવું સ૦ક્રિ૦ દોઢ ગણું કરવું ૦વું સ૦ક્રિ૦ સીવવું, દોરવવું (૨) દોઢવવું ૦સો પું૦ '૧૫૦'. -ઢા પું૦ બ૦ વ૦ દોઢના આંક
દોઢિયું (દો) વિ૦ દોઢું(૨)ન૦ દોઢ પને સીવેલું વસ્ત્ર(૩)પૈસો, કાવડિયું(૪)જેમાં પ્રાસ દોઢવાય છે એવું ગીત. -યાં ન૦બ૦વ૦[લા.]પૈસો,ધન
દોઢી (દો) સ્ત્રી૦ [જુઓ દેવડી] માડવી. [-મંગળ થવી=દેવડી બંધ થવી.]
દોઢું (દો) વિ૦ ['દોઢ' ઉપરથી] દોઢ ગણું
દોણી (દો') સ્ત્રી૦[સં. दोहनी, યા દે. दुद्धिणी] હાલ્લી (દૂધ, દહીં વગેરે ભરવાની). -ણું ન૦ મોટી દોણી (૨) [લા] (દોણી જેવું) પેટ
દોત પું૦ [જુઓ દવાત]+દવાત; ખડિયો
દોતવું અ૦ક્રિ૦ [સં. द्युत] (સુ) શોભવું; સુંદર દેખાવું
દોતિયો પું૦['દોત' ઉપરથી] દવાતી,અરજીઓ લખી આપનારો (૨) નામું લખનાર; મહેતો
દોતું વિ૦ [જુઓ દોતવું]+સુંદર [તે
દોથાથાળી સ્ત્રી૦[સર૦ દોથો](કા.) ખૂબ ખાવું
દોથો પું૦ ખોબો; મૂઠો
દોદરું(-ળું) વિ૦ [સં दर्दर] જીર્ણ, નબળું (૨) ખોખરું [બાજુએ, આમ તેમ
દોદશ (દો) અ૦ [જુઓ દગોદિશ] બધી
દોદળું વિ૦ જુઓ દોદરું
દોધક પું૦ [સં] એક છંદ [ધારવાળું
દોધારું વિ૦[દો+ધાર, સર૦ हिं. दोधारा] બે
દોપટ વિ૦ [દો+પટ] બેવડું, બમણું, દૂપટ
દોપિસ્તાં ન૦ બ૦ વ૦ [फा. दो + पुश्त]

અક્ષર ઘૂંટવાનું જાડું પૂઠું [-ઘૂંટવાં = કંટાળાભર્યું કામ કર્યા કરવું (૨) અક્ષર ઘૂટવા ]
દોબડું ન૦ એક જાતનું વાજિંત્ર, ડોબરુ (?)
દોમદોમ અ૦ પુષ્કળ, અતિશય
દોર (દૌ) પુ૦ [અ दौर] અમલ, સત્તા (૨) હમામ,ભભકો [-ચલાવવો=અમલ વર્તાવવો, સત્તા ચલાવવી.] ૦તોર પુ૦રોફ અને તુમાખી. ૦દમામ પુ૦ દોર અને દમામ
દોર પુ૦ [સં, દે] જાડું દોરડું (૨) પતંગની દોરી. ૦ડી સ્ત્રી૦ પાતળું દોરડું, દોરી. ૦ડું ન૦ દોર; રેસાદાર વસ્તુને વળ દઈ કરાતી બનાવટ ૦ડો પુ૦ દોરો (૨) મંત્રેલો દોરો [-છોડવો=લગ્ન વિધિ પૂરો થયા પછી વરવહૂને બાંધેલા મંગલદોરા છોડવા.] [શિખવણી
દોરવણી સ્ત્રી૦ ['દોરવું' પરથી] દોરવું તે(૨)
દોરવું સ૦ક્રિ૦[સં दोर ઉપરથી ?] હાથ ઝાલી ચલાવવું, રસ્તો બતાવવો(૨)દોરા ભરવા, સીવવું
દોરવું સ૦ક્રિ૦ જુઓ દોરવવું (૨) આંકવું (લીટી) (૩) ચીતરવું (ચિત્ર)
દોરંગી વિ૦ [દો + રંગ] બેરંગવાળું (૨) [લા ] મનસ્વી, ચંચળ ['દોરો'માં
દોરાચિઠ્ઠી, દોરાટવું, દોરાધાગો જુઓ
દોરિયું ન૦[સં दोर ઉપરથી] એક જાતનું વસ્ત્ર
દોરિયો પુ૦[સર૦ સં. दोर, પ્રા दोरिया]પાણી ખેંચવાનું એક વાસણ (૨) એક જાતનું કાપડ (૩) લાંબો પાતળો વાંસ(૪)ગળાનું એક ઘરેણું
દોરી સ્ત્રી૦ [સં. दोर, दे] રસી; દોરડી (૨) પતંગની પાતળી દોરી (૩) [લા ] લગામ, કાબૂની ચાવી (૪) કાંઈ માપવાની દોરી. [-છાંટવી = રંગમાં બોળેલી દોરી વડે નિશાની -પટ્ટી પાડવી -છોડવી = પતંગની દોરી જવા દેવી -તાણી રાખવી = લગામ ખેંચી રાખવી, અંકુશ રાખવો -તૂટવી = આશાની કે જીવનની દોરી તૂટવી. -ઢીલી મૂકવી = અંકુશ ઓછો કરવો -ભરવી = (સાગ વગેરેની) લંબાઈ માપવી -મૂકવી = કેટલું કાટખૂણે છે તે તપાસવું (૨) દોરી છોડવી ] ૦સંચાર(-રો) પુ૦ દોરી ખેંચવાથી હાલતાં ચાલતાં પૂતળાંને નચાવવાં તે(૨)[લા ] પાછળ રહીને યુક્તિપ્રયુક્તિ કરવી તે. ૦સંચો પુ૦ પાછળથી દોરી ખેંચવાનો સંચો-યુક્તિ, દોરીસંચારો ૦છ(-છ)ટ અ૦સીધી લીટીમાં
દોરૂખ સ્ત્રી૦ [દો + રૂખ] લાઠીની એક કસરત
દોરો પું૦[સં. दोर] દોરડો;સીવવા વગેરે માટેનો પાતળો દોર (૨) ગળાનું એક ઘરેણું (૩) કંદોરો(૪)મંતરેલો દોરો [-કરવો = મંતરેલો દોરો તૈયાર કરવો, તેના વડે રોગ, વળગણ વગેરેનું નિવારણ કરવું -પરોવવો = સોયના નાકામાં દોરો ઘાલવો. -બાંધવો = મંતરેલો દોરો બાંધી રોગ ઇ૦નું નિવારણ કરવું -ભરવો= ટાંકા દેવા, સીવવું (જરાતરા ફાટેલું કે તેવું કામચલાઉ) દોરા નાખવા = ગોદડા ગોદડી ઇ૦ ને દોરાથી સીવી તૈયાર કરવી ] -રાચિઠ્ઠી સ્ત્રી૦ મંતરેલા દોરા ચિઠ્ઠી વગેરે -રાટવું સ૦ક્રિ૦ દોરા ભરવા, સીવવું ૦ધાગો પુ૦ મંતરેલો દોરો [તંગી, ભીડ
દોલ પુ૦ [સં ] ઝૂલો, હીંચકો (૨) સ્ત્રી૦ [?]
દોલત (દૌ) સ્ત્રી૦ [फा ] પૈસો, પૂંજી ૦જાદો પુ૦ ધનવાનનો પુત્ર ૦મંદ, ૦વાન વિ૦ પૈસાદાર
દોલન ન૦ [સં ] જુઓ ડોલન (૨) ખોયું ડોલ
દોલસોલ સ્ત્રી૦ [જુઓ દોલ = તંગી] ગરીબાઈ, નિર્ધનતા
દોલા સ્ત્રી૦ [સં ] હીંચકો (૨) પાલખી, ડોળી. ૦યંત્ર ન૦ ઘડામાં પ્રવાહી ભરી તેની અંદર ઔષધિની પોટલી લટકતી રાખી ઔષધિ તૈયાર કરવાની રચના. ૦યમાન વિ૦ [સં ] જુઓ ડોલાયમાન. -લિકા સ્ત્રી૦ [સં ] જુઓ દોલા [ભંડારિયું
દોલાબ પુ૦ [फा પરથી ?] ભીતમાનું કબાટ,
દોલાબ પુ૦ (સુ ) જુઓ દોલાબ ['દોલા'માં
દોલાયમાન, દોલાયંત્ર, દોલિકા [સં ]જુઓ
દોલું (દો) વિ૦ ભોળું (૨) ઉદાર જીવનું; સખી
દોલોત્સવ પુ૦ [સં ] વૈષ્ણવ મંદિરનો હિંડોળાનો ઉત્સવ
દોવડા(-રા)વવું (દો') સ૦ક્રિ૦, દોવાવું (દો') અ૦ક્રિ૦ 'દોહવું'નું પ્રેરક ને કર્મણિ
દોશી પુ૦ [સં दौष्यिक, પ્રા दोसिअ] કાપડ

વેચનારો ફેરિયો (૨)એક અડક. ૦વાણિયો પુ૦ કાપડિયો, દોશી

દોષ પું૦ [સં.] ભૂલ, ચૂક (૨) ખોડખાપણ, ખામી (૩) ગુનો; વાંક (૪) લાંછન (૫) પાપ. [-કાઢવો=ભૂલ કાઢવી; ખામી બતાવવી. -ચડાવવો=આળ મૂકવું -જોવો=ખામી શોધવી, ભૂલ કાઢયા કરવી. -દેવો=આળ ચડાવવું(૨)ઠપકો આપવો. -લાગવો=કલંક લાગવું,લાંછન લાગવું(૨)ઠપકાપાત્ર થવું(૩)દોષ જણાવો] ૦ગ્રાહી વિ૦ દોષનું જ ગ્રહણ કરનારું. ૦દર્શી વિ૦ (પારકાના) દોષ જોનારું -ખોળનારું. ૦દષ્ટિ સ્ત્રી૦ (પારકાના) દોષ જોવા તે ૦પક્ષ પુ૦ દોષવાળો પક્ષ. ૦મય વિ૦ દોષથી ભરેલું.-ષાકર પું૦ દોષનો આકર -ખાણ -ષારોપ પુ૦, -ષારોપણ ન૦ [+ आरोप,०ण]માથે દોષ ચડાવવો તે.-ષાર્હ વિ૦[+ अर्ह] દોષ દેવા લાયક,દોષપાત્ર -ષિત, -ષી વિ૦ દોષવાળું, અપરાધી (૨) પાપી -ષૈકદૃષ્ટિ વિ૦ [+ एकदृष्टि] ફક્ત દોષ જ જોવાની દૃષ્ટિવાળું

દોષા સ્ત્રી૦[સં] રાત્રિ (૨)અ૦ રાતે. ૦કર પું૦ [(સં) ચંદ્ર

દોસ્ત પુ૦ [फ़ा.], ૦દાર પું૦ મિત્ર, ભાઈબંધ. ૦દારી,-સ્તી સ્ત્રી૦ મિત્રાચારી ભાઈબંધી [-છૂટવી, તૂટવી=દોસ્તી મટી જવી. -બાંધવી=દોસ્તી કરવી.]

દોસ્તી અ૦ (સુ) માટે; વાસ્તે; ખાતર

દોહદ પુ૦, ન૦ [સં.] ગર્ભિણી સ્ત્રીને થતો અભિલાષ (૨) તીવ્ર ઇચ્છા. ૦વતી સ્ત્રી૦ દોહદવાળી – સગર્ભા સ્ત્રી

દોહન ન૦ [સં] દોહવું તે

દોહરો પું૦ [સર૦ हिं. दोहरा] એક છંદ

દોહલા ન૦ [જુઓ દોહ્યલું; સર૦ प्रा. दोहल= દોહદ] + દુ:ખ

દોહવું સ૦ક્રિ૦ [સં. दुह्] ઢોરનું દૂધ કાઢવું (૨) [લા.] સાર ખેંચવો, કસ કાઢી લેવો

દોહિતર પું૦ [સં. दौहित्र, प्रा दोहित्त] દોહિત્ર (૨) મૂએલા માણસ પાછળ વહેંચવામાં આવતા દૂધના લાડુ

દોહિત્ર પું૦ [સં. दौहित्र] દીકરીનો દીકરો

દોહ્યલું વિ૦ [સં. दुःख,प्रा. दुह ઉપરથી; સર૦. दे. दूहल=દુર્ભાગી, જુઓ દોહલ] અઘરું; મુશ્કેલ (૨) ન૦ દુ:ખ; સંકટ

દોંગું વિ૦ [સર૦ का 'डोंका', म. ढोंगा=વક્ર] ધૂર્ત, લુચ્ચું (૨) બેઅદબ, ઉદ્ધત (૩) માંસલ; જાડું. -ગાઈ સ્ત્રી૦, -ગાપણું ન૦ લુચ્ચાઈ

દૌરાત્મ્ય ન૦[સં] દુરાત્માપણું, દુષ્ટતા; દુર્જનતા

દૌરો પું૦ [अ] ચારે તરફ ચક્કર લગાવવું તે, પ્રવાસ

દૌર્જન્ય ન૦ [સં] દુર્જનતા

દૌર્બલ્ય ન૦ [સં] દુર્બળતા

દૌર્ભાગ્ય ન૦ [સં.] કમનસીબી, દુદૈવ

દૌર્મનસ્ય ન૦ [સં] મનની ખરાબ દશા (૨) શોક, ખેદ (૩) નિરાશા

દૌવારિક પુ૦ [સં.] દરવાન

દૌહિત્ર પુ૦ [સં] દીકરીનો દીકરો, દોહિત્ર. -ત્રી સ્ત્રી૦ દીકરીની દીકરી

દ્યાવાપૃથિવી ન૦બ૦વ૦[સં] દ્યૌ અને પૃથ્વી; ધરતી અને આકાશ

દ્યુતિ સ્ત્રી૦[સં.] તેજ,કાંતિ. ૦મંત વિ૦ તેજસ્વી

દ્યુલોક પુ૦ [સં.] સ્વર્ગ [જાણનાર

દ્યૂત ન૦[સં] જૂગટું; જુગાર ૦વિદ પું૦ દ્યૂત

દ્યો સ્ત્રી૦ [સં] જુઓ દ્યૌ

દ્યોત પુ૦ [સં] દ્યુતિ, તેજ, પ્રકાશ ૦ક વિ૦ પ્રકાશ કરનારું (૨) દર્શાવનારું; સ્પષ્ટ કરનારું ૦ન ન૦ પ્રકાશન (૨) દર્શાવવું તે; સ્પષ્ટ કરવું તે

દ્યૌ સ્ત્રી૦ [સં] આકાશ (૨) સ્વર્ગ

દ્રમકવું અ૦ક્રિ૦ (રવ૦) + દમકવું (ઢોલનો અવાજ) દ્રમકારો પુ૦ દ્રમકવાનો અવાજ

દ્રમ્મ પું૦ [સં] એક પ્રાચીન સિક્કો; નિષ્કનો સોળમો ભાગ

દ્રવ પું૦ [સં] દ્રવવું તે(૨)ગળેલો રસ, પ્રવાહી ૦સ્થિતિશાસ્ત્ર ન૦ 'હાઇડ્રોસ્ટેટિક્સ' (ગ). ૦ગતિશાસ્ત્ર ન૦ 'હાઇડ્રો ડાઇનેમિક્સ'(ગ.). ૦વું અ૦ક્રિ૦[સં.द्रु-द्रव्] પીગળવું,ઓગળવું (૨) ઝરવું; ગળવું (૩) [લા] સદ્ગદ થવું (દિલનું)

દ્રવિડ પું૦ [સં] (સં.) દક્ષિણના એક દેશનું

પ્રાચીન નામ કે ત્યાંનો વતની. -ડી વિ૦ દ્રવિડ દેશનું કે તેને લગતું
દ્રવિત વિ૦ [सं] દ્રવેલું
દ્રવીકરણ ન૦[सं]પ્રવાહીરૂપ થાય એમ કરવું તે
દ્રવીભવન ન૦, દ્રવીભાવ પુ૦ [सं] દ્રવરૂપ થવું તે
દ્રવીભૂત વિ૦ [सं] દ્રવેલું; દ્રવિત થયેલું
દ્રવ્ય ન૦ [सं] પૈસો, નાણું (૨) વસ્તુ, પદાર્થ (૩) [વ્યા.] મૂળ તત્ત્વ ૦યજ્ઞ પુ૦ દ્રવ્યના દાનરૂપી યજ્ઞ ૦વાચક વિ૦ [વ્યા] સોનું, ગોળ જેવાં દ્રવ્યોનું વાચક (નામ). ૦વાન વિ૦ ધનવાન -વ્યાર્થી વિ૦ [+अर्थी] ધનની ઇચ્છા-વાસનાવાળું
દ્રષ્ટવ્ય વિ૦ [सं] જોવા યોગ્ય
દ્રષ્ટા પુ૦ [सं] જોનારો (૨) પ્રકૃતિના સાક્ષીરૂપ આત્મા
દ્રહ પુ૦ [सं, प्रा] ધરો, હ્રદ
દ્રાક્ષ,-ક્ષા સ્ત્રી૦ [सं] એક જાતનું ફળ. ૦લતા સ્ત્રી૦ દ્રાક્ષની વેલ. ૦પાક પુ૦ અંદર અને બહાર રસ સ્ફુરતો હોય એવો અર્થપરિપાક-અર્થનું ગાંભીર્ય ને પરિપક્વતા (કા શા) -ક્ષારસ પુ૦ દ્રાક્ષનો રસ. -ક્ષાસવ પુ૦ [+आसव] દ્રાક્ષનો આસવ
દ્રામ ન૦ [सं द्रम्म] + ધન, દોલત
દ્રાવ પુ૦[सं] જુઓ દ્રાવણ ૦ક વિ૦ઓગાળી નાખે એવું (૨) ન૦ ધાતુઓ વગેરેનો ઝટ રસ બને એ માટે એની સાથે ભેળવવાનો એક પદાર્થ ૦ણ ન૦દ્રવાવેલું-પ્રવાહીરૂપ બનાવેલું તે
દ્રાવિડ વિ૦[सं]દક્ષિણમાં પૂર્વ કિનારે આવેલા દ્રવિડ દેશનું (૨) પુ૦ એ દેશનો આદમી(૩) દક્ષિણના બ્રાહ્મણોની પાંચ જાતિમાંની એકનો માણસ(દ્રાવિડ, કર્ણાટ, ગુર્જર, મહારાષ્ટ્ર અને તૈલંગ) -ડી પ્રાણાયામ પુ૦[લા]બિનજરૂરી કે સીધું સરળ નહિ એવું લંબાણ
દ્રુત વિ૦[सं]ગળેલું, ઝરેલું, ટપકેલું(૨)ઉતાવળું, ઝડપવાળું ૦વિલંબિત ન૦ એક છંદ ૦સંગીતતાલ પુ૦ સંગીતનો એક તાલ. -તાણુલય પુ૦ [+अणु+लय]સંગીતનો ૦। માત્રાનો એક લય

દ્રુપદ પુ૦ [सं] (સ.) પાંચાલ દેશનો રાજા-દ્રૌપદીનો પિતા [પાનની પથારી
દ્રુમ ન૦ [सं] ઝાડ ૦લતા(ળાઈ) સ્ત્રી૦ + ઝાડનાં
દ્રો સ્ત્રી૦ એક વનસ્પતિ-દરો
દ્રોડ (દ્રો) સ્ત્રી૦ +દોડ, દોટ ૦વું અ૦ ક્રિ૦ દોડવું -ડાવવું સ૦ ક્રિ૦ +દોડાવવું
દ્રોણ પુ૦[सं] (સ ) પાંડવકૌરવોના ગુરુ(૨) પુ૦, ન૦ એક માપ (એક કે ચાર આઢક જેટલું) (૩) દડિયો
દ્રોણિ(-ણી) સ્ત્રી૦ [सं] હોજ, કૂંડી
દ્રોહ પું૦ [सं] દગો, બેવફાઈ (૨) ઈર્ષા, વેર, દ્વેષ. [-કરવો=દગો દેવો (૨) ઈર્ષા કરવી] -હી વિ૦ દ્રોહ કરનાર
દ્રૌણાયન(-નિ) પુ૦ [सं.] (સ ) અશ્વત્થામા
દ્રૌપદી સ્ત્રી૦ [सं] (સ ) દ્રુપદ રાજાની પુત્રી, પાંડવોની પત્ની
દ્વય વિ૦ [सं] બે
દ્વંદ્વ પુ૦ [सं] જુઓ દ્વંદ્વસમાસ (૨)ન૦ બેનું જોડું(૩) જુઓ દ્વંદ્વયુદ્ધ (૪) ઝઘડો, બખેડો. ૦ભાવ પુ૦ અણબનાવ, દુશ્મનાવટ. ૦યુદ્ધ ન૦ બે જણ વચ્ચેનું યુદ્ધ ૦સમાસ પુ૦ (વ્યા.) 'રામલક્ષ્મણ', 'મા બાપ' એવો બે કે વધારે શબ્દોનો સમાસ -દ્વાતીત વિ૦ [+अतीत] સુખદુઃખ, પાપપુણ્ય ઇત્યાદિ દ્વંદ્વોને તરી ગયેલું -દ્વી વિ૦ [सं] દ્વંદ્વમાંનું એક (૨) પ્રતિસ્પર્ધી
દ્વાદશ વિ૦[सं]'૧૨'-બાર -શા સ્ત્રી૦, ન૦ (મરનારનું) બારમું -શી સ્ત્રી૦ બારસ તિથિ
દ્વાપર પુ૦ [सं] ચાર યુગોમાંનો ત્રીજો યુગ
દ્વાર ન૦ [सं] બારણું ૦(-રિ)કા સ્ત્રી૦; ન૦ (સં) એક તીર્થ-કૃષ્ણની રાજધાની [-ની છાપ=અટળ છાપ(૨)સર્વમાન્ય પ્રમાણપત્ર -ની છાપ લેવી=દ્વારકાની યાત્રા કર્યાની નિશાનીરૂપે ત્યાંની મુદ્રા પડાવવી (૨) ખાતરી થાય એવો પુરાવો મેળવવો] ૦(-રિ)કાનાથ, ૦કેશ પુ૦ (સ ) કૃષ્ણ
દ્વારપાલ(-ળ) પુ૦ [सं] દરવાન -લિકા સ્ત્રી૦ સ્ત્રીદ્વારપાલ (૨) દ્વારપાલની સ્ત્રી
દ્વારા અ૦ [सं] મારફતે

દ્વારામતી, દ્વારિકા સ્ત્રી૦ (સં.) દ્વારકા
દ્વિ વિ૦ [સં] બે (સમાસના પહેલા પદ તરીકે આવે છે.) [દ્વયર્થી
દ્વિઅર્થી વિ૦ બે અર્થવાળું; અસ્પષ્ટ; સંદિગ્ધ;
દ્વિકક્ષિક વિ૦[સં.] બીજી કક્ષાનું. ૦સમીકરણ ન૦ 'ઇક્વેશન ઑફ ધી સેકન્ડ ઑડર' (ગ)
દ્વિકર્મક વિ૦ [સં.](વ્યા.) બે કર્મવાળું (ક્રિ૦)
દ્વિગુ પું૦[સં.]કર્મધારય સમાસનો એક પ્રકાર ઉદા૦ ત્રિભુવન (વ્યા.)
દ્વિગુણ વિ૦[સં.] બમણું; બેવડું. -ણિત વિ૦ બેથી ગુણેલું, બમણું
દ્વિઘાત વિ૦[સં] 'ક્વૉડ્રૅટિક'(ગ.) ૦પદી સ્ત્રી૦ 'ક્વૉડ્રૅટિક એક્સ્પ્રેશન' (ગ)
દ્વિજ વિ૦[સં]બે વાર જન્મેલું(૨)પું૦ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય(૩) દાંત(૪)ન૦ પખી; અંડજ
દ્વિજન્મા પું૦ [સં] દ્વિજ, બ્રાહ્મણ
દ્વિજરાજ પું૦[સં] ઉત્તમ દ્વિજ(૨)[સં] ગરુડ
દ્વિતલ વિ૦[સં.](ગ) 'ડાઇહેડ્રલ'. ૦કોણ પું૦ તેવો ખૂણો (ગ.)
દ્વિતાલ પું૦ [સં] સંગીતનો એક તાલ
દ્વિતીય વિ૦[સં.]બીજું ૦તાલ પું૦ સંગીતનો એક તાલ. ૦પદી સ્ત્રી૦ 'ક્વૉડ્રૅટિક એક્સ્પ્રેશન' (ગ.). -યા વિ૦ સ્ત્રી૦ બીજી (૨) સ્ત્રી૦ બીજ (તિથિ) [ન૦ કઠોળ
દ્વિદલ(-ળ) વિ૦ [સં] બે દલ-ફાડવાળું (૨)
દ્વિધર્મી વિ૦ બે ગુણ-ધર્મવાળું
દ્વિધા અ૦ [સં] બે રીતે (૨) સ્ત્રી૦ દુવિધા
દ્વિપ પું૦ [સં] હાથી
દ્વિપત્રી વિ૦ [દ્વિ+પત્ર] બે પાંખવાળું
દ્વિપદ વિ૦ [સં.] બે પગવાળું, દ્વિપાદ (૨) 'બાયનોમિયલ' (ગ.) ૦સમીકરણ ન૦ 'આયનોમિયલ ઇક્વેશન' (ગ.). ૦સિદ્ધાંત પું૦ 'બાયનોમિયલ થિયોરમ' (ગ). -દી સ્ત્રી૦ એક પ્રાકૃત છંદ (૨) 'બાયનોમિયલ એક્સ્પ્રેશન' (ગ)
દ્વિપાદ વિ૦ [સં.] જુઓ દ્વિપદ
દ્વિભાજક વિ૦ (૨) પું૦ [સં.] દુભાગનાર, 'બાયસેક્ટર' (ગ.)
દ્વિભાજન ન૦ [સં] દુભાગવું તે (ગ.)
દ્વિરદ પું૦ [સં.] હાથી
દ્વિરુક્ત વિ૦ [સં.] બે વાર કહેવાયેલું. -ક્તિ સ્ત્રી૦ બે વાર કહેવું તે
દ્વિરેફ પું૦ [સં] ભ્રમર
દ્વિર્ભાવ પું૦ [સં] વર્ણનું બેવડાવું તે (વ્યા)
દ્વિસ્વર વિ૦ [સં] બે સ્વરવાળું
દ્વિવચન ન૦[સં.]બેનો બોધ કરે એવું વચન[વ્યા.]
દ્વિવર્ગાત્મક વિ૦ [સં] 'બાઇક્વૉડ્રૅટિક' (ગ.)
દ્વિવિધ વિ૦ [સં.] બે પ્રકારનું
દ્વીપ પું૦ [સં] બેટ; ટાપુ. ૦કલ્પ પું૦ જેની ત્રણ બાજુએ પાણી હોય તેવો જમીનનો ભાગ. ૦સમૂહ પું૦ટાપુઓનો સમૂહ,'આર્કિપેલેગો'
દ્વીપી પું૦ [સં.] વાઘ; ચિત્તો
દ્વીભૂત વિ૦ [સં] બેવડાયેલું. ૦બિંદુ ન૦ 'ડબલ પૉઇન્ટ' (ગ)
દ્વે વિ૦ + દ્વય; બે
દ્વેષ પું૦ [સં.]ઈર્ષા; વેર(૨)અપ્રિયતા; તિરસ્કાર. ૦ભાવ પું૦ દ્વેષની લાગણી -ષી વિ૦દ્વેષવાળું. -ષ્ટા પું૦ દ્વેષ કરનારો, દુશ્મન -ષ્ય વિ૦ દ્વેષ કરવા યોગ્ય (૨) ન૦ ન ગમતું; અપ્રિય
દ્વૈત ન૦ [સં.] બેપણું, ભિન્નતા ૦બુદ્ધિ સ્ત્રી૦, ૦ભાવ પું૦ ઈશ્વર અને જગત વચ્ચે દ્વૈતની બુદ્ધિ-ભાન ૦મત પું૦; ન૦, ૦વાદ પું૦ ઈશ્વર અને સૃષ્ટિ એ બે જુદા છે એવો મત. ૦વન (સં.) એક જંગલ (પૌરાણિક) ૦વાદી વિ૦ દ્વૈતવાદને લગતું (૨) દ્વૈતવાદને માનનારું (૩) પું૦ દ્વૈતવાદમાં માનનારો -તાદ્વૈત ન૦ [+અદ્વૈત] દ્વૈત કે અદ્વૈત; ભેદભાવ
દ્વૈતીયીક વિ૦ [સં] દ્વિતીયને લગતું, બીજું
દ્વૈત્રિજ્ય ન૦ [સં] 'સેક્ટર' (ગ)
દ્વૈધાસ્પર્શ પું૦ [સં] 'ડબલ કૉન્ટૅક્ટ' (ગ.)
દ્વૈધીભાવ પું૦ [સં.] ભેદભાવ, દ્વૈત(૨)અનિશ્ચય; સંશય (૩) બહાર અને અંદર જુદો ભાવ રાખવો તે [વેદવ્યાસ
દ્વૈપાયન પું૦ [સં] (સં) મહાભારતના કર્તા-
દ્વૈમાસિક વિ૦[સં]દર બે માસે આવતું, બનતું (૨) ન૦ દર બે માસે પ્રગટ થતું છાપું
દ્વૈરથ ન૦[સં] ફક્ત બે રથારૂઢ યોદ્ધાઓ વચ્ચેનું યુદ્ધ (૨) ફક્ત બે યોદ્ધાઓ વચ્ચેનું યુદ્ધ, દ્વંદ્વ

દ્વયણુક ન૦ [સં] બે અણુનો બનેલો એક મોટો અણુ

દ્વયર્થ,-ર્થી વિ૦ [સં] બે અર્થવાળુ (૨) અસ્પષ્ટ, સંદિગ્ધ ૦તા સ્રી૦ દ્વિઅર્થીપણુ; અસ્પષ્ટતા

દ્વયર્ધ વિ૦ [સં.] બે અર્ધવાળુ

# ધ

ધ પુ૦ [સં] દંતસ્થાની ચોથો વ્યંજન (૨) સારીગમમા ધૈવત સ્વરની સંજ્ઞા ૦કાર પુ૦ ધ અક્ષર અથવા ઉચ્ચાર -કારાંત વિ૦ છેડે ધકારવાળુ ૦ધ્ધુ ન૦+, ૦ધ્ધો પુ૦ ધ અક્ષર

ધક(-ખ) સ્રી૦ [જુઓ ધખવું] તરસ(૨)વગરા, જોશ (૩) ત્વરા (૪) ધ્યાન. ૦મક(-ખ) સ્રી૦ ઉતાવળ

ધકધકવુ અ૦ ક્રિ૦ જુઓ ધગધગવું

ધકાધકી સ્રી૦ ['ધક્કો' ઉપરથી] ધક્કાધક્કી, સામાસામી ધક્કા મારવા તે (૨) ભીડ

ધકારવુ સ૦ ક્રિ૦ ['ધક્કો' ઉપરથી] ઉતાવળ કરવી, ધકાવવું

ધકાવવુ સ૦ ક્રિ૦ [જુઓ ધકારવું, સર૦ મ धकावणें, हिं धकियाना] ધકેલવું (૨) તડામાર આગળ ચલાવવું

ધકેલવું સ૦ ક્રિ૦ ['ધક્કો' ઉપરથી, સર૦ हिं धकेलना] ધક્કો મારવો, હડસેલવું (૨) ગમે તેમ, બેદરકારીથી આગળ ને આગળ ચલાવ્યે જવું, ઠોધે રાખવુ [ધકેલ પંચાં(-ચે) દોઢસો કરવું, ધકેલ પાંચશેરી કરવી = ગમેતેમ ધકેલ્યે રાખવું(૨)ખોટીખરી કલ્પનાથી ડિંગ મારવી]

ધકેલિયુ વિ૦ ['ધકેલવું' ઉપરથી] ગમે તેમ ધકેલી મૂકેલુ-અપ્રમાણિત

ધકોડો પુ૦ બુઠ્ઠું તીર

ધક્કધક્કા, ધક્કાધક્કી સ્રી૦ જુઓ ધકાધકી

ધક્કામુક્કી સ્રી૦ ધક્કા અને મુક્કાથી મારામારી

ધક્કો પુ૦ [मं धक्क ઉપરથી, સર૦ हिं म धक्का] હડસેલો(૨) નુકસાન(૩) ફેરો(૪) [इ 'डॉक' ઉપરથી]ડક્કો,માલ ચડાવવા ઉતારવાની જગા [ધક્કે ચડવુ = (કોઈના) ફેરા ખાવાના સપડાવું (૨) વાયદે-ટલ્લે ચડવુ (૩) હડસેલે ધકેલાવુ ધક્કો આવવો = હડસેલો લાગવો નુકસાન થવું -ખાવો = હડસેલો વેઠવો(૨) ફેરો ખાવો,કોઈ કામસર ક્યાંક જવુ -દેવો = ધક્કો મારવો (૨) ધક્કો-ફેરો ખવડાવવો -પડવો = નકામો ફેરો ખાવાનું થવું, ફેરો નકામો જવો -પહોંચવો = નુકસાન પહોંચવું. -મારવો = હડસેલવું, ધકેલવુ -લાગવો, વાગવો = હડસેલો મળવો(૨)નુકસાન થવુ]

ધખ સ્રી૦ જુઓ ધક

ધખણુ વિ૦['ધખવું' ઉપરથી](કા)ઝટ ખિજાઈ જાય એવુ [સમસમવું

ધખધખવું અ૦ક્રિ૦ ['ધખવું' ઉપરથી] ધખવું,

ધખમખ સ્રી૦ [જુઓ ધક] ધકમક, ઉતાવળ

ધખના સ્રી૦ ['ધખવુ' ઉપરથી કે 'જખવું' ઉપરથી] રટણ, ચિંતન, બળતરા

ધખ(-ગ)વુ અ૦ક્રિ૦ [प्रा धगधग (રવ૦)= અતિશય સળગવુ] ધીકવુ(૨)[લા] ગુસ્સે થવું (૩) સ૦ક્રિ૦ ઠપકો આપવો

ધખારો પુ૦ ['ધખવુ' ઉપરથી] બાફ, ગરમી, તપારો(૨)[લા] ઝંખના,મનમા ઘૂમ્યા કરવુ તે

ધગડમલ પુ૦ જુઓ ધિંગડમલ

ધગડુ ન૦ પટાવાળો (તિરસ્કારમાં) (૨) ફૂસો

ધગડો પુ૦ ફૂગો, થાપો (૨) લંગોટિયો બાવો

ધગધગ અ૦ [રવ૦] (જોરથી સળગવું કે ગરમ થવુ સૂચવે છે) ૦વું અ૦ક્રિ૦ [प्रा धगधग] જોરથી બળવુ(૨)ખૂબ ગરમ થવું [ધગધગતો ચાંપવો = ડામ દેવો (૨) કશુ ન આપવુ]

ધગવું અ૦ક્રિ૦ જુઓ ધખવું

ધગશ સ્રી૦ ['ધગવું' ઉપરથી] દાઝ, ઉત્સાહ

ધગા સ્રી૦ ('ધગવુ' ઉપરથી, સર૦ म धगी] તાપ,ગરમી ૦રી સ્રી૦ થોડી ગરમી(૨)ધીકડી -રુ ન૦ (સુ) ધીકડી

ધજ વિ૦ [सं ध्वज, प्रा. धज्ज પરથી ?] શ્રેષ્ઠ (૨) મજબૂત(૩)જોશીલું(૪)સ્રી૦ [સર૦ हिं , म] ચાલ (૫) આકૃતિ

ધજા સ્ત્રી૦[સં. ध्वजा]વાવટો,નિશાન.[-ઉડાડવી =ધજા ફરકાવવી (૨) જયજયકાર કરવો. -ઊડવી, ફરકવી =પવનના ઝપાટામાં ધજા હાલવી (૨) વિજય-ખ્યાતિ થવાં -ચડવી = ટોચ ઉપર ધજા મુકાવી(૨)જયપતાકા ફરકવી. -ચડાવવી =વાવટો ઊડતો કરવો(૨)ફતેહના ડંકા કરવા (૩)ફજેત કરવું -બાંધવી =ધજા ચડાવવી (૨) કીર્તિ ફેલાવવી (૩) છાની વાત ફેલાવવી - જાહેરાત કરવી ] ૦ગરો પુ૦ ધજા પકડનારો (૨) ધજાનો દંડ ૦પતાકા સ્ત્રી૦ ધજા અને પતાકા

ધટી(-ટ્ટી) સ્ત્રી૦ [સં] લંગોટી

ધડ ન૦ [દે] માથા વિનાનુ શરીર (૨) [લા ] મૂળ પાયો(૩)અ૦ [રવ૦](કાંઈ પડવાનો રવ) ધડાક [-દઈને,દેતુંકને =ઝટ -માથું = સમજ પડે એવો કંઈ આધાર કે પાયો ]

ધડક સ્ત્રી૦[રવ૦, સર૦ हिं , म ] હૃદયનો કંપ (૨) બીક(૩)અ૦ (રવ૦) [-પેસવી, પેસી જવી, લાગવી=બીવું; બીકને વશ થવું ]૦ણુ વિ૦બીકણ. ૦ધડક અ૦[રવ૦] [ધબકવુ

ધડકવું અ૦ક્રિ૦[જુઓ ધડક, સર૦ दे. धवक्क]

ધડકાર(-રો) પુ૦ ધડ અવાજ, ધબકારો

ધડકી સ્ત્રી૦ ધાબળી (૨) નાનું આસન

ધડડધીબ અ૦ [રવ૦] ઓચિંતુ

ધડધડ અ૦ [રવ૦] ધારા પડે કે લાકડી ઇ૦ ઉપરાઉપરી ને જોરથી પડે તેનો અવાજ. ૦વું અ૦ક્રિ૦ ધડધડ થવુ (૨) એકદમ તૂટી પડવુ -ાટ પુ૦ ધડધડ અવાજ(૨)અ૦ ઝપાટાભેર

ધડબડ,૦ધડબડ અ૦(રવ૦)(દોડવાનો અવાજ)

ધડંધડ અ૦ [રવ૦] ધડધડ

ધડંધડા સ્ત્રી૦ મારામારી ૦કા પુ૦ બ૦ વ૦ ધડધડ થતા ધડાકા

ધડાકો પુ૦[રવ૦] મોટો અવાજ, ભડાકો (૨) સાંભળનાર ચોંકે એવી નવી કે વિચિત્ર વાત કે બનાવ (૩) કામનો ઝપાટો [-મારવો = ઝપાટાબંધ પતવવુ, ઝટપટ કરી નાંખવું ] -કાબંધ અ૦ ધડાકા સાથે (૨) સપાટામાં; એકદમ. -કાભડાકા પુ૦ બ૦ વ૦ ધડાકા અને ભડાકા

ધડાધડ અ૦ [રવ૦; સર૦ हिं., म ] 'તડાતડ, ઉપરાછાપરી, ઝપાટામાં' સૂચવતો અવાજ. -ડી સ્ત્રી૦ ધડધડા (૨) ધમાલ

ધડાપીટ સ્ત્રી૦ [ધડ (રવ૦) + પીટવુ] (કા ) જોરથી છાતી કૂટવી તે

ધડાબંધી વિ૦[ધડો + બાંધવુ](કા.)વ્યવસ્થિત

ધડી સ્ત્રી૦[સં धट=ત્રાજવું; તોલ ઉપરથી,સર૦ हिं , म ] ધડો, સતોલો (૨) અડસટ્ટો (૩) એક તોલ કે વજન

ધડીમ,૦ધડીમ અ૦ [રવ૦] ધડધડ. ૦લો પું૦ ધડાપીટ [-લેવો=ધડાપીટ કરવી,ધડધડ કૂટવુ ]

ધડુકાવું અ૦ક્રિ૦, -વવું સ૦ ક્રિ૦ 'ધડૂકવું'નું ભાવે ને પ્રેરક [કર્મણિ ને પ્રેરક

ધડુસાવું અ૦ક્રિ૦, -વવું સ૦ક્રિ૦ 'ધડૂસવું'નું

ધડૂકવું અ૦ક્રિ૦ [दे. धुडुक्क, રવ૦]ગાજવુ(૨) . ઘાંટા કાઢવા

ધડૂસ,૦ધડૂસ અ૦ [રવ૦]. ૦વું સ૦ ક્રિ૦ ધડૂસ ધડૂસ મારવું, ઘોકાવવું

ધડો પુ૦[સં धट ઉપરથી]ત્રાજવાનું સમતોલપણુ ન હોવુ તે (૨) તેનું સમતોલપણું લાવવા મુકાતો ભાર(૩)બોધ(૪)નિયમ;ઠેકાણુ,ધોરણ [ધડે બેસવું = પડી ભાગવુ, પાયમાલ થવુ; તૂટી પડવુ. ધડે રહેવું =ઠેકાણે કે મર્યાદામાં રહેવુ ધડો કરવો =ત્રાજવાના પલ્લા સમતોલ રહે તેમ કરવુ (૨) ગણના કે બૂજ કરવી; લેખવું -જોવો =પલ્લા સમતોલ છે કે કેમ તે જોવું.-રહેવો =નિયમ, માપ, ઠેકાણુ, મર્યાદા કે ધોરણ સચવાવું -હોવુ -લેવો = દાખલો કે બોધ લેવો, અનુસરવુ. -હોવો = ત્રાજવાનાં પલ્લા સમતોલ ન હોવા (૨) કાંઈ ધોરણ કે નિયમ હોવો.]

ધણ સ્ત્રી૦ [સં धन्य, प्रा. धण्ण કે दे धणिआ પરથી? કે સર૦ ધેણ, हिं धन] (બારૈયાઈ) સ્ત્રી (૨) ન૦ [સં. धन, प्रा धण? સર૦ हिं धन] (ગાયોનું) ટોળું. ૦ખૂંટ પું૦ધણમાં રાખેલો આખલો

ધણ,૦ધણ અ૦ [રવ૦]પોલી વસ્તુનો અવાજ. ૦ણવું અ૦ ક્રિ૦ [સર૦ સં. ध्वण्] જુઓ ધણવણવું ૧,૨. ૦ધણવું અ૦ ક્રિ૦ ધણધણ

થવું (૨) કંપવું (૩) જોશમાં બળવું ૦ધણુાટ પું૦ ધણધણ એવો અવાજ ૦ધણુાટી સ્ત્રી૦ ધણધણવું તે
ધણિયાણી સ્ત્રી૦ ['ધણી' ઉપરથી, સર૦ દે ધણિઆ] વહુ (૨) માલિક સ્ત્રી –તું વિ૦ માલિકવાળુ (૨)માલકીનું –પુ ન૦ ધણીપણુ –મો પું૦ દૂબળાનો ધણી
ધણી પું૦[સં ધનિન્, પ્રા ધણિ(૦અ), સર૦ મ] માલિક (૨) પતિ (૩) વિ૦ માલિક જેમ કે આનું કોઈ ધણી નથી. [–કરવો=નાતરું કરવું]૦જોગ વિ૦, ૦જોગી વિ૦ સ્ત્રી૦ વેચાણ લેનારને જ મળે એવી (હૂંડી) ૦ધોરી પું૦ [+ધુરીણ(સં)]માલિક(૨)રક્ષક.૦પણું (–નું, –ત્તુ)ન૦ ૦રણી પું૦[+રણી(દ્વિર્ભાવ)કે આણી] કુલમાલિક. ૦વખુ વિ૦ ધણી વિનાનુ
ધણુણવું અ૦ક્રિ૦ [રવ૦] ધણધણવું
ધણુણાટી, ધણુણી સ્ત્રી૦ (કા) ધણધણાટી
ધત અ૦ [રવ૦, સર૦ હિં] તુચ્છકારદર્શક ઉદ્‌ગાર
ધતવું અ૦ક્રિ૦ જુઓ ધૂતવું
ધતિંગ ન૦ તોફાન (૨) ઢોંગ, ખાલી ધામધૂમ
ધતૂરો પું૦[સં, પ્રા ધત્તૂર] એકવનસ્પતિ,ધતૂરો
ધધડાવવું સ૦ક્રિ૦ [રવ૦] ધડધડ–ખૂબ ઠપકો આપવો
ધધણાવવું સ૦ક્રિ૦[રવ૦] ધણધણે એમ કરવું
ધધૂડો પું૦ [રવ૦] ધડધડ પડતો–મોટો–જબરો દદૂડો
ધધ્ધુ ન૦, ધધ્ધો પું૦ ધ અક્ષર, ધકાર
ધન અ૦[સં ધન્ય, પ્રા ધન્ન] ધન્ય(પ) ૦ધન અ૦ (પ.) ધન્ય ધન્ય
ધન ન૦[સં] દોલત, પૈસો (૨) સમૃદ્ધિ. જેમ કે પશુધન, વિદ્યાધન(૩)એક રાશિનું નામ(૪)વિ૦ (ગ અને વિ) 'પૉઝિટિવ' ૦ગર પું૦[સર૦ મ] એ નામની ભરવાડની જાત કે તેનો આદમી. ૦ચિહ્ન ન૦ ધન બનાવતું–વત્તાનું (+) ચિહ્ન ૦તેરશ(–સ) સ્ત્રી૦ આસો વદ તેરસ. ૦દ પું૦ (સ) કુબેર ૦ધાન્ય ન૦ ધન અને ધાન્ય. ૦પતિ, ૦પાલ પું૦ (સ) કુબેર ૦રેખા સ્ત્રી૦ ધન બતાવનારી હસ્તરેખા ૦વંત, ૦વાન વિ૦ ધનવાળું ૦સંપત્તિ સ્ત્રી૦ ધન અને સંપત્તિ
ધનંજય પું૦ [સં] (સ) અર્જુન
ધન(–ને)તર વિ૦ [સં ધનવત્તર] બહુ શ્રીમંત (૨) બહુ લાગવગવાળુ
ધનાક્ષરી પું૦ [સં] એક છંદ
ધનાઢ્ય વિ૦ [સં] ધનવાન
ધનાત્મક વિ૦ [સં] ધન, 'પૉઝિટિવ' (ગ અને પ વિ)
ધનાધ્યક્ષ પું૦ [સં] કોષાધ્યક્ષ, ખજાનચી
ધનારક(–ખ), ધનાર્ક [સં] પું૦ ધનરાશિનો સૂર્ય
ધનાધિપતિ પું૦ [સં] ધનવાન માણસ
ધનાશ્(–સ)રી સ્ત્રી૦ એક રાગણી
ધનિક વિ૦[સં.] ધનવાન ૦ર વિ૦ + ધનિક
ધનિષ્ઠા સ્ત્રી૦ [સં] એક નક્ષત્ર
ધની વિ૦ [સં] ધનવાન
ધનુ ન૦[સં ધનુ ૦સ્] કામઠું, ચાપ. ૦રાકાર વિ૦ [+આકાર] ધનુષના આકારનું. ૦ર્જ્યા સ્ત્રી૦ [+જ્યા] ધનુષની દોરી ૦ર્ધર,૦ર્ધારી પું૦ બાણાવળી ૦ર્મખ પું૦ [સં] ધનુષ્યયજ્ઞ,એક યજ્ઞ ૦ર્માસ પું૦ સૂર્ય ધનસંક્રાંતિમાં હોય તે મહિનો ૦ર્વિદ્યા સ્ત્રી૦ ધનુષ્યવાપરવાની વિદ્યા ૦ર્વેદ પું૦ ધનુર્વિદ્યા,એક ઉપવેદ
ધનુષ(–ષ્ય)ન૦[સં ધનુસ્]કામઠું ૦તકલી સ્ત્રી૦ ધનુષ જેવા સાધન વડે ફેરવાતી તકલી ૦બંધ એકચિત્રકાવ્ય –ષ્ક સપું૦ { } આવો કૌંસ
ધનુર,–ર્વા,–ર્વાત પું૦[સં ધનુ +વાત,સર૦ હિં, મ] એક રોગ [–થાવો=એ રોગ થવો]
ધનેડું(–ડું)ન૦[પ્રા धन्नकीड(સં धान्यकीट)] દાણામાં સડો કરનાર એક જીવડું, કિલ્લું
ધનેતર વિ૦ જુઓ ધનતર
ધનેશ(–શ્વર) પું૦ [સં] (સ) કુબેર
ધન્ય વિ૦ [સં] ભાગ્યશાળી (૨) વખાણવા યોગ્ય (૩) કૃતાર્થ (૪) અ૦ શાબાશ, વાહવાહ ૦તા સ્ત્રી૦ ૦ભાગ્ય ન૦અહોભાગ્ય, સુભાગ્ય. ૦વાદ પું૦ શાબાશી –ન્યા વિ૦ સ્ત્રી૦

સુખી; સુભાગી (૨) સ્ત્રી૦ આયા; 'નર્સ.'
–ન્યાશ્રી સ્ત્રી૦ દીપકની એક રાગણી
**ધન્વંતરિ** પુ૦ [સં] (સં) દેવોનો વૈદ્ય
**ધન્વી** પું૦ [સં] બાણાવળી
**ધપ** અ૦ [સર૦ હિં.,મ] (રવ૦) જુઓ ધબ ૦કારો પુ૦ ધબકારો
**ધપરી** સ્ત્રી૦ એક પક્ષી [ધસવું
**ધપવું** અ૦ક્રિ૦[સર૦ હિં. धपना, રવ૦ ?]આગળ
**ધપાધપ(–પી), ધપ્પંધપ્પા, ધપ્પાધપ્પી** સ્ત્રી૦ [ધપ, ધપ્પો પરથી] ધપ્પાથી મારામારી
**ધપ્પા(–બ્બા)બાજી** સ્ત્રી૦ [ધપ્પો + બાજી] ધપ્પધપ્પી કરવી તે
**ધપ્પો(–બ્બો)** પુ૦ [ધપ પરથી, સર૦ હિં.,મ. धप्पा] મુક્કો, થાપટ [–મારવો,–ખાવો.]
**ધફો** પું૦ ઢગલો
**ધબ** અ૦ [રવ૦] કાંઈ પડવાનો કે પછડાવાનો કે ઠોકાવાનો અવાજ(૨) શૂન્ય, ઢબ (૩) ધબ્બો મારવાનો અવાજ
**ધબક** સ્ત્રી૦ ધબકારો. ૦ધબક અ૦[રવ૦] ૦વું અ૦ક્રિ૦ ધડકવું. –કારો પુ૦ ધડકારો
**ધબડધબડ** અ૦ [રવ૦] ધડબડ ધડબડ
**ધબડકો** પુ૦ [ધબ પરથી] એકદમ બધું નકામું થવું, મીંડું વળવું કે છબરડો વળવો તે. [–વળવો=ધબડકો થવો]
**ધબડાઈ જવું** અ૦ ક્રિ૦ વાવેલા પર તરત વરસાદ પડવાથી બીજ બગડવું – નકામું જવું
**ધબડાવું** અ૦ ક્રિ૦ [ધબ્બો ઉપરથી] છેતરાવું, ધબેડાવું
**ધબધબ** અ૦ [રવ૦]. ૦વું અ૦ક્રિ૦ ધબધબ અવાજ કરવો –બાટ પુ૦ધબધબ અવાજ –બાવવું સ૦ક્રિ૦ ખૂબ રેડવું. –બો પું૦ ધોધ
**ધબવું** અ૦ક્રિ૦ [રવ૦] પડવું(૨)[લા] દેવાળું કાઢવું (૩) મરી જવું. [ધબી જવું=મરી જવું (૨) [લા] તેવી ગાઢ નિદ્રામાં પડી જવું]
**ધબાકો** પું૦ [રવ૦] મોટો અવાજ
**ધબાધબી** સ્ત્રી૦ [રવ૦] મારામારી
**ધબાય નમઃ** ન૦ ['ધબ'=શૂન્ય ઉપરથી] (શ૦ પ્ર૦) મીંડું, શૂન્યતા, ધબડકો [પાધડું
**ધબા(–મા)લું** ન૦ [સર૦ ધબ્બલ] મોટું બેડોળ
**ધબે(–બો)ડવું** સ૦ ક્રિ૦ [ધબ રવ૦] હાથથી મારવું (૨) છેતરવું
**ધબોધબ** અ૦ [રવ૦] ઉપરાઉપરી; ધબધબ
**ધબોલું** વિ૦ ધબ્બલ –લાં ન૦ બ૦વ૦મેદથી શરીર ખૂબ વધવું તે
**ધબોવવું** સ૦ક્રિ૦ [ધબ રવ૦] ધીબવું, ધોયલો કાઢી નાખવો
**ધબ્બલ** વિ૦ [સર૦ મ] શરીરે ખૂબ જાડું(૨) બેવકૂફ. ૦ચંદ, ૦શા પું૦જાડો એદી માણસ
**ધબ્બો** પું૦ જુઓ ધપ્પો, મુક્કો (૨) મોટો ડાઘ, ધાબું –બ્બાબાજી સ્ત્રી૦ ધપ્પાબાજી
**ધમ** અ૦ [રવ૦, સર૦ હિં.,મ] કાંઈ પડવાનો કે ધમકવાનો અવાજ (૨) ન૦ નગારું; ઢમ
**ધમક** સ્ત્રી૦ [પ્રા. धम (સં. ध्मा) ઉપરથી; સર૦ મ.] [રવ૦] જોશ (૨) તેજ (૩) ભપકો ૦વું અ૦ક્રિ૦ ગાજવું (૨) કંપવું (૩) પ્રકાશવું. –કાર(–રો) પું૦ધમ ધમ થવું તે (૨)ધમક, જોશ –કામણી સ્ત્રી૦ ધમકી. –કાવવું સ૦ક્રિ૦ ધમકી આપવી; ડરાવવું(૨)ધધડાવવું –કી સ્ત્રી૦ [સર૦ હિં; મ.] ડર. [–આપવી, દેખાડવી, દેવી, બતાવવી = ડરાવવું] –કો પુ૦ ધીબડો
**ધમચકડ** સ્ત્રી૦ [રવ૦]ધમાલ(૨)તોફાન,ઉધમાત
**ધમણ** સ્ત્રી૦ [પ્રા] પવન ફૂંકવાનું એક સાધન (૨) [સર૦ મ धमणी,–ની] બગીનો ઓઢો. [–ચલાવવી; –ચાલવી=ધમણની પેઠ શ્વાસ ચાલવો] ૦વું સ૦ક્રિ૦ ધમણ ચલાવવી (૨) [લા.] ઉશ્કેરવું
**ધમધમ** અ૦ [રવ૦]. ૦વું અ૦ક્રિ૦ [સર૦ પ્રા धमधम, સં. धमधमाय्] ધમધમ થવું (૨) કંપવું(૩)બહુ ગરમ થવું –માટ વિ૦ તીખું, તમતમું, ઉગ્ર(૨)પુ૦ [રવ૦] ધમધમ અવાજ (૩)રોફ, દોર(૪)દમામ (૫)તીખાશ. –માવવું સ૦ક્રિ૦ 'ધમધમવું'નું પ્રેરક(૨) ધમકાવવું(૩) [લા] જોરાથી કામ ચલાવવું; કશું વેગથી કે ખૂબ કરવું (૪) જોરાથી (બીડીનો) દમ મારવો
**ધમધોકાર** અ૦ [રવ૦, અથવા ધમ + ધોકો ઉપરથી?] પૂર જોશમાં, સપાટાબંધ

ધમ ધોકો પું૦ ધમ દઈને ધોકા પડે તે ('ધમ ધોકો ને ચાપુ ચણા')
ધમનિ(-ની) સ્ત્રી૦ [સં] ફૂંકણી, ભૂંગળી(૨) નસ, 'આર્ટરી'
ધમપછાડ સ્ત્રી૦, -ડા પુ૦ બ૦ વ૦ [ધમ+પછાડ] તોફાન અને અધીરાઈ
ધમપાંચશેરી સ્ત્રી૦ રોકૂટ, કકાપો [-લેવી=રોકૂટ-કકાપો કરવાં]
ધમરુ વિ૦ [સર૦ હિં धवरा] ધોળું, ધવલ
ધમરોળ પું૦ ['ધમ' (રવ૦)+રોળ] ભારે રોકકળ(૨)ધમાધમ,શોરબકોર ૦વું અ૦ક્રિ૦ ધમરોળ કરવો
ધમલો પુ૦ જુઓ ધમપાંચશેરી [-કૂટવો; ધમલા લેવા=રોકૂટ કરવી]
ધમવું સ૦ક્રિ૦ [સં. ध्मा; प्रा. धम] ધમણ ચલાવવી (૨) દેવતાને પવન નાંખવો (૩) અગ્નિથી બરાબર તપાવવું (૪) ધૂતવું, ચોરવું. [ધમી જવુ, ધમી લેવું]
ધમાકો પુ૦ (કા) જુઓ ધમચકડ
ધમા(-મ્મા)ચકડી સ્ત્રી૦ [સર૦ હિં धमा-चौकड़ी] જુઓ ધમચકડ
ધમા(-મ્મા)ધમ(-મી) સ્ત્રી૦ [રવ૦] (૨) મારામારી, ગરબડ [-કરવી, -મચવી, -મચાવવી]
ધમાર પુ૦[સર૦ હિં,મ]એક જાતનો તાલ(૨) એ તાલમા ગાવાનું ગીત [(પશુને)
ધમારવુ સ૦ક્રિ૦ ['ધમરુ' પરથી?] નવડાવવું
ધમાલ સ્ત્રી૦ ['ધમ' (રવ૦); સર૦ હિં धमार, -ल] ધાંધળ, ધમાચકડી -લિયું વિ૦ [હિં धमारिया] ધમાલ કરી મૂકે એવું-એવા સ્વભાવનું
ધમાલું ન૦ મોટું બેડોળ પાબડું; ધબાલું
ધમાવવું સ૦ક્રિ૦'ધમવુ'નુ પ્રેરક(૨)ધમવું,ચોદવુ
ધમાસો પું૦ [મં धन्वयास, પ્રા धमास?, મ, હિં धमामा] એક વનસ્પતિ
ધમ્માચકડી સ્ત્રી૦ જુઓ ધમાચકડી,ધમચકડ
ધમ્માધમ(-મી) સ્ત્રી૦ જુઓ ધમાધમ; ધમાવમી
ધમ્મામુક્કી સ્ત્રી૦ ધમાધમ ને મુક્કામુક્કી

ધમ્મિલ્લ(-લ્લ) પુ૦ [સં] ફૂલ ઇત્યાદિ સાથે ગૂંથેલો અંબોડો [ઉદા૦ મણિધર
-ધર વિ૦ [સં] ધારણ કરનાર (સમાસને અંતે)
ધર સ્ત્રી૦ [સં धुर्] ધૂંસરી; ધુરા (૨) બળદ જોડાતો થાય ત્યારથી ગણાતું તેનું વર્ષ (૩) શરૂઆત (૪) ['ધરાવું' અથવા 'ધરવું' ઉપરથી] ધરપત,સંતોષ,વિશ્વાસ [-આવવી=વિશ્વાસ બેસવો, સંતોષ થવો -તાણવી=ધૂંસરી ખેંચવી.] ૦ખમ વિ૦ ધર-ધુરા ખમે એવું, મજબૂત (૨) પ્રવીણ ૦ધડીથી અ૦ છેક મૂળથી-પહેલેથી [હારવી
ધરખવું અ૦ક્રિ૦ [રવ૦]ધડકવું(૨)બીવું,હિંમત
ધરછોડ સ્ત્રી૦ [ધરવું + છોડવું] લેમૂક,બાંધછોડ
ધરણ સ્ત્રી૦ ગાવાની રીત, ઢાળ
ધરણ ન૦ [સં] ધરવુ તે (૨) નદીનો બાંધ (૩) ૧/૩ તોલો (૪) સ્ત્રી૦ (૫) ધરણી
ધરણિ(-ણી) સ્ત્રી૦ [સં] પૃથ્વી (૨) જમીન, ભોંય ૦ધર પુ૦ (સં) શેષનાગ (૨) વિષ્ણુ ૦પતિ, -ણીશ પુ૦ રાજા [ત્રાગુ
ધરણું ન૦ [સં धृ પરથી સર૦ હિં धरन,-ना]
ધરતી સ્ત્રી૦ [સં धरित्री, પ્રા धरित्ती] પૃથ્વી (૨) જમીન [-ઉપર પગ ન મૂકવો=અભિમાનથી અધ્ધર ચાલવુ -નો છેડો=આડો આંક, હદ -માં પેસી જવુ=અત્યંત શરમિંદુ થઈ જવુ] ૦કંપ પુ૦ ધરતી ડોલવી તે, ભૂકંપ ૦માતા સ્ત્રી૦ પૃથ્વી
ધરદહાડો પુ૦[ધર + દહાડો]પહેલો દિવસ(૨) પહેલાના જેવી જ સ્થિતિ [તે કે પકડાપકડી
ધરપકડ સ્ત્રી૦[ધરવુ + પકડવુ] કાયદાથી પકડવું
ધરપચ સ્ત્રી૦ ઓછી ધાસ્તી (૨) પતરાજ
ધરપત સ્ત્રી૦[ધર (ધરાવું) + વૃત્તિ] ધરાવાપણું, સંતોષ(૨)ધીરજ [-વળવી=ધરાવુ, સંતોષ કે ધીરજ હોવી]
ધરફો પુ૦ એક જાતનું ઘાસ
ધરબવું સ૦ક્રિ૦ ['ધરવવુ'] ધરવવું (૨) ઠાંસવું
ધર(-રા)બોળ ન૦ [ધરા (પૃથ્વી) + બોળ (બોળાવું)] પ્રલય; સત્યાનાશ [-ઘાલવો=પાયમાલ કરવુ -જવું=સાવ નાશ પામવું, નિર્બીજ થવુ]

ધરમ પુ૦જુઓ ધર્મ [-ફરી વળવો=પરમેશ્વર તરફથી સદ્વર્તનનો બદલો મળવો. -ની ગાય =[લા ] શરણે આવેલું રક્ષણીય પ્રાણી. -નો કાંટો = ચોખ્ખો ન્યાય.] ૦ધક્કો પુ૦ નકામો ફેરો ૦શાળા સ્ત્રી૦ ધર્મશાળા. -આળું વિ૦ ધર્મવાળુ, ધર્મી [પ્રારંભ

ધરમૂળ ન૦ [ધર + મૂળ] છેક શરૂઆત; તદ્દન

ધરવ પું૦ (કા ) ધર્વ, સંતોષ ૦વું સ૦ ક્રિ૦ [ધરાવું'નુ પ્રેરક] સંતોષવુ, તૃપ્ત કરવું

ધરવું સ૦ ક્રિ૦ [સં. ધૃ, પ્રા. ધર] સાહવુ; પકડવુ (૨) પહેરવુ (૩)ધારણ કરવુ, (વેષ,રૂપ, જન્મ ઇ૦) (૪) પાસે મૂકવુ, -ની આગળ રજૂ કરવુ.[ધર્યું રહેવું=પડ્યુ રહેવુ,હીસતુ રહેવુ.]

ધરા સ્ત્રી૦[સં ] પૃથ્વી ૦તલ(-ળ) ન૦ પૃથ્વીનુ તળ, સપાટી ૦ધર પું૦ જુઓ ધરણીધર. ૦બોળ ન૦ ધરબોળ; પ્રલય ૦સુર પું૦ ભૂસુર, બ્રાહ્મણ

ધરાધર સ્ત્રી૦ ['ધર' ઉપરથી] શરૂઆત (૨) અ૦ ધરાર (૩) પુ૦ જુઓ 'ધરા'મા -રી અ૦ સાથે, ભેડે (૨) ધરાર (૩) સુધ્ધાં, પણ

ધરારે અ૦ [સર૦ ધરાધર] અલબત્ત, અવશ્ય (૨) સાવ, તદ્દન

ધરાર(-ળ) પુ૦['ધર' (ધુરા) ઉપરથી] વાહનમા ધૂસરી આગળ વધારે ભાર હોવાપણુ ('ઉલાળ'થી ઊલટું) (૨) આગેવાન

ધરાવવું સ૦ ક્રિ૦ [સ. ધૃ ઉપરથી] 'ધરવુ' અને 'ધરાવુ'નું પ્રેરક(૨)નૈવેદ્ય કરવુ,દેવ આગળ ધરવુ

ધરાવું અ૦ક્રિ૦ તૃપ્ત થવુ, સંતોષ પામવો

ધરાળ પુ૦ જુઓ ધરાર

ધરિત્રી સ્ત્રી૦ [સં.] પૃથ્વી

ધરી સ્ત્રી૦ [સ ધુર્ ઉપરથી, પ્રા ધુરી] વાહનની લઠ્ઠી, આસ(૨)પૃથ્વી કે ખગોળની ધરી—ઉત્તર દક્ષિણ સાધતી કલ્પિત સુરેખા

ધરુ ન૦ [સં તરુ] ઉખાડીને રોપવા માટે ઉછેરેલો રોપો. ૦વાડિયું ન૦ ધરુનુ ખેતર

ધરો પુ૦ [સં હ્રદ કે દ્રહ] ઊંડો ખાડો (ખાસ કરીને પાણીનો) (૨) [જુઓ ધરી] જેની બે બાજુ પૈડાં પરોવાય છે તે ગાડાની આડી (૩) સ્ત્રી૦ [સં. દૂર્વા, સર૦ દરો]એક જાતનુ ઘાસ; દૂર્વા [ધરામાં પડવું =હીસતુ રહેવું (૨) ખાડામાં-નુકસાનમા ઊતરવું. ધરો કરવી = મૂએલા પાછળ આવણ ભાદરવામા એ નામની (દાનની)ક્રિયા કરવી.] ૦આઠમ સ્ત્રી૦ જુઓ દરોઆઠમ

ધર્મ પુ૦ [સં ] નીતિ, સદાચાર વિષેનુ તથા મરણ, સાંપરાય, ઈશ્વરાદિ ગૂઢ તત્ત્વો વિષેનું જ્ઞાન, શ્રદ્ધા કે માન્યતા (૨) શાસ્ત્રોક્ત વિધિ-નિષેધ-આચાર (૩) પુણ્ય, દાન (૪) ફરજ; કર્તવ્ય (૫) ચાર પુરુષાર્થોમાંનું એક(૬)ગુણ; લક્ષણ, સ્વભાવ (૭) [સં.] જુઓ ધર્મરાજ. [-કરવો =પુણ્યદાન કરવાં -ચલાવવો = સંપ્રદાય પ્રવર્તાવવો. -ની ગાય =દાનમાં આપેલી ગાય (૨) દીકરી (૩) રાંક-રક્ષણીય માણસ. -નો કાંટો =પ્રમાણભૂત કાંટો, જેની આવક ધર્માદામા જ વપરાય છે. -પાળવો =અમુક ધર્મ સંપ્રદાયને અનુસરવું (૨) ધર્મ પ્રમાણે વર્તવુ.] ૦ઔદાર્ય ન૦ ધર્મ વચ્ચે વા ધર્મના વિષયોમા ઉદારતા. ૦કર્મ,૦કાર્ય ન૦ ધર્મયુક્ત-ધર્મનું કામ. ૦કારણ ન૦ સમાજવ્યવસ્થામા ધર્મને અંગેની બાબતોની વ્યવસ્થા વગેરે,ધર્મસંગ્રહ. ૦ક્રિયા સ્ત્રી૦ધર્મસંબંધી વિધિ. ૦કૃત્ય ન૦ ધર્મકર્મ. ૦ક્ષેત્ર ન૦ પવિત્ર સ્થળ-ધામ. ૦ગુરુ પુ૦ધર્મની દીક્ષા દેનાર કે તે ઉપદેશનાર ગુરુ ૦ગોસા પુ૦ ધર્મનુ રક્ષણ કરનાર. ૦ગ્રંથ પું૦જેમા ધર્મનુ નિરૂપણ હોય તેવો ગ્રંથ. ૦ચક્રપ્રવર્તન ન૦ધર્મનો પ્રચાર,તેનુ સામ્રાજ્ય પ્રવર્તાવવુ તે ૦ચર્યા સ્ત્રી૦ ધર્માચરણ. ૦ચારિણી વિ૦સ્ત્રી૦ ધર્મ પ્રમાણે ચાલનારી (પત્ની) ૦ચારી વિ૦ ધર્મ પ્રમાણે ચાલનારું. ૦ચુસ્ત વિ૦ ધર્મની બાબતોમા ભારે આગ્રહી ૦જાગૃતિ સ્ત્રી૦ ધર્મની બાબતોમા જાગૃતિ. ૦જિજ્ઞાસા સ્ત્રી૦ ધર્મનુ સાચુ સ્વરૂપ સમજવાની જિજ્ઞાસા. ૦જીવી વિ૦ ધર્મ પ્રમાણે જીવન ગુજારનાર, ધર્મનિષ્ઠ ૦જ્ઞ વિ૦ ધર્મને-ધર્મશાસ્ત્રને જાણનાર ૦ઝનૂની વિ૦ ધાર્મિક બાબતોમાં ઝનૂનવાળુ; 'બિગટેડ'. ૦ઠગ પું૦ ધર્મને નામે ઠગનાર ૦દાન ન૦

ધર્મ સમજી કરેલું દાન **૦દારા** સ્ત્રી૦ ધર્મ-પત્ની **૦દ્વેષ** પુ૦ ધર્મ ધર્મ વચ્ચેનો દ્વેષ, સાંપ્રદાયિક વિદ્વેષ **૦ધુરંધર** વિ૦ પુ૦ ધર્મની બાબતમાં અગ્રેસર **૦ધ્વજ** પુ૦ ધર્મની ધ્વજા(૨) [લા] ધર્મને નામે પાખંડ કરનાર **૦નિષ્ઠ** વિ૦ ધર્મ પર આસ્થાવાળું **૦નિષ્ઠા** સ્ત્રી૦ ધર્મ વિષેની આસ્થા **૦પત્ની** સ્ત્રી૦ ધર્મ પ્રમાણે-વિધિપૂર્વક પરણેલી પત્ની. **૦પ(-પં)થ** પુ૦ધર્મને અનુકૂળ-ધર્મનો રસ્તો **૦પરાયણ** વિ૦ ધર્મનિષ્ઠ **૦પરિવર્તન** ન૦ ધર્મ બદલવો તે, ધર્માંતર **૦પુત્ર** પુ૦ (વિષયને વશ થઈને નહિ પણ) ધર્મ સમજી ઉત્પન્ન કરેલો પુત્ર (૨) જન્મથી નહિ પણ ધર્મથી માનેલો પુત્ર. **૦પુસ્તક** ન૦ ધર્મગ્રંથ **૦પ્રવર્તક** પુ૦ ધર્મ પ્રવર્તાવનાર. **૦પ્રાપ્ત** વિ૦ ધર્મને રસ્તે મેળવેલું-મળેલું **૦બહાર** વિ૦ ધાર્મિક સંપ્રદાયથી બહિષ્કૃત **૦બંધુ** પુ૦ પોતાના ધર્મનો માણસ(૨)ધર્મ સમજીને માનેલો ભાઈ. **૦બુદ્ધિ** સ્ત્રી૦ ધર્મની સમજ, ધર્મદૃષ્ટિ, ધર્માધર્મની વિવેકશક્તિ **૦ભગિની** સ્ત્રી૦ પોતાના ધર્મની સ્ત્રી (૨) ધર્મ સમજીને માનેલી બહેન **૦ભાઈ** પુ૦ જુઓ ધર્મબંધુ **૦ભાવના** સ્ત્રી૦ ધર્મની ભાવના, ધર્મબુદ્ધિ **૦ભીરુ** વિ૦ ધર્મથી ડરીને વર્તનાર,પાપભીરુ **૦ભીરુતા** સ્ત્રી૦ **૦ભૂમિ(-મી)** સ્ત્રી૦ પવિત્ર ભૂમિ. **૦ભૃત** વિ૦ ધર્મિષ્ઠ, સદ્ગુણી (૨)પુ૦ (સં) એક ઋષિ. **૦ભ્રષ્ટ** વિ૦ ધર્મમાંથી ચળેલું-પતિત **૦મહામાત્ર** પુ૦ ધર્મનો રક્ષક અને પ્રચારક **૦મીમાંસા** સ્ત્રી૦ ધર્મ અધર્મની ચર્ચા **૦યુદ્ધ** ન૦ ધર્મ ખાતર કરેલું યુદ્ધ(૨) યુદ્ધના નિયમો અનુસાર કરેલું યુદ્ધ **૦રાજ(-જા)** પુ૦ (સં) યમ (૨) યુધિષ્ઠિર **૦રાજ્ય** ન૦ ધર્મથી ચાલતું રાજ્ય **૦લાભ** પુ૦ ભિક્ષા માગનાર સાધુનો 'ધર્મનો લાભ થાઓ' એવો આશીર્વાદ(જૈન)(૨)ધાર્મિકતાની પ્રાપ્તિ-ધાર્મિકતાનો ગુણ વધવો તે **૦લોપ** પુ૦ ધર્મનો લોપ,અધર્મ **૦વક્તા** પુ૦ ધર્મ-પ્રચારક,ધાર્મિક પ્રવચન આપનાર **૦વત્સલ** વિ૦ ધર્મ વિષે પ્રેમવાળું **૦વાસના** સ્ત્રી૦ ધર્મલાભની ઇચ્છા,ધર્મજિજ્ઞાસા **૦વિદ** વિ૦ ધર્મનાં તત્ત્વોને જાણનાર **૦વિધિ** પુ૦,સ્ત્રી૦ ધર્મની વિધિ; ધર્મક્રિયા **૦વીર** પું૦ ધર્મ-કાર્યમાં વીર(૨) શહીદ(૩) [કા શા] ધર્મનિષ્ઠા અથવા સદ્ગુણમાંથી ઊપજતો વીરરસ **૦વૃત્તિ** સ્ત્રી૦ ધર્મની વૃત્તિ, ધર્મ પ્રત્યે વલણ. **૦વેત્તા** પુ૦ ધર્મવિદ **૦વ્યવસ્થાપક** પુ૦ ધર્મનો વ્યવસ્થાપક **૦વ્યાપ્તિ** સ્ત્રી૦(પદની) ધર્મો ઉપર વ્યાપ્તિ-ધર્મોના વાચક હોવાપણું (ન્યા) **૦શાસ્ત્ર** ન૦ ધર્મનું જ્ઞાન આપનાર શાસ્ત્ર **૦શાળા** સ્ત્રી૦ મુસાફરખાનું, સરાઈ. **૦શીલ** વિ૦ ધર્મિષ્ઠ **૦સભા**, **૦સમાજ** ધર્મના ધોરણ પર રચાયેલો સમાજ કે મંડળ, જેવો કે, આર્યસમાજ **૦સંકટ** ન૦ જેમાં ધર્મઅધર્મની સૂઝ ન પડે એવો કઠણ પ્રસંગ. **૦સંઘ** પુ૦ ધર્મના પ્રેરક બળથી સંગઠિત થયેલો કે ઘડાયેલો સંઘ **૦સુધારો** પુ૦ ધર્મમાં સુધારો, 'રેફર્મેશન' **૦સ્થ** પુ૦ (બૌદ્ધ) ન્યાયાધીશ **૦સ્વાતંત્ર્ય** ન૦ પોત-પોતાનો ધર્મ આચરવાનું સ્વાતંત્ર્ય, ધર્મની બાબતમાં સ્વતંત્રતા **-ર્માચરણ** ન૦ [+ आचरण] ધર્મને અનુસરીને ચાલવું તે. **-ર્માચાર્ય** પુ૦ [+आचार्य] ધર્મગુરુ (૨) સંપ્રદાયના આચાર્ય **-ર્માતું** વિ૦ ધર્માદા. **-ર્માત્મા** વિ૦ (૨) પુ૦ [+आत्मा] ધર્મિષ્ઠ માણસ **-ર્માદા** વિ૦ દાનમાં આપેલું (૨) ધર્માદાને અંગેનું **-ર્માદો** પુ૦દાન, સખાવત. **-ર્માધિકાર**પુ૦[+अधिकार]ધર્મનીબાબતોમાં સત્તા **-ર્માધિકારી** પુ૦ ધર્માધિકારવાળો **-ર્માધિપત્ય** ન૦[आधिपत्य]ધર્મની બાબતોમાં આધિપત્ય. **-ર્માધ્યક્ષ** પુ૦[+ अध्यक्ष]ધર્મની બાબતોનો અધ્યક્ષ, ધર્માચાર્ય(૨)ન્યાયાધીશ **-ર્માનુષ્ઠાન** ન૦ [+अनुष्ठान] ધર્માચરણ **-ર્માભિમાન** ન૦[+अभिमान] ધર્મ માટેનું અભિમાન **-ર્મારણ્ય** ન૦ [+ अरण्य]પવિત્ર વન **-ર્માલય** ન૦ [+आलय] મંદિર (૨) મઠ **-ર્માવેશ** પુ૦ [+ आवेश] ધર્મનો આવેશ-ઝનૂન **-ર્માસન** ન૦ [+आसन] ન્યાયાસન. **-ર્માળુ** વિ૦ ધર્મિષ્ઠ **-ર્માંતર**

ન૦ [+અંતર] ધર્મ બદલવો તે, એક ધર્મ છોડી બીજા ધર્મમાં જવું તે -ર્માંધ વિ૦ [+અંધ] ધર્મની બાબતોમાં અવિચારી આગ્રહવાળું. -ર્માંધતા સ્ત્રી૦. -ર્માંધપણું ન૦ -ર્મિષ્ઠ વિ૦ [સં.] ધર્મ પ્રમાણે ચાલનાર -ર્મિષ્ઠતા સ્ત્રી૦. -ર્મી વિ૦ [સં.] અમુક ધર્મ કે ગુણવાળું (૨) ધર્મિષ્ઠ (૩) ધર્મને લગતું (બહુધા સમાસને અંતે. ઉદા૦ ઇસ્લામ-ધર્મી). -ર્મીષ્ઠ વિ૦ ધર્મિષ્ઠ. -ર્મોદ્ધારણ ન૦ [+ઉદ્ધારણ] ધર્મનો ઉદ્ધાર કરવો તે. -ર્મોપદેશ પુ૦[+ઉપદેશ] ધર્મનો ઉપદેશ. -ર્મોપદેશક પુ૦ ધર્મોપદેશ કરનાર

ધર્મ્ય વિ૦ [સં.] ધર્મને અનુસરતું, ધર્મવાળું

ધર્વ પું૦['ધરાવું' ઉપરથી] ધરવ, તૃપ્તિ, સંતોષ

ધર્ષવું અ૦ ક્રિ૦ [+સં. धृष्] ચડી આવવું; ધસી આવવું

ધલવલવું સ૦ ક્રિ૦ ટળવળવું

ધવ પુ૦ [સં.] પતિ

ધવ સ્ત્રી૦[દે. धव्व=વેગ]ધવત;ધવા,પુષ્ટિ, તેજ અ૦ઉતાવળે [-વળવી=જુઓ ધવા વળવી.]

ધવડા(-રા)વવું સ૦ક્રિ૦[સં धे,પ્રા. धव ઉપરથી] 'ધાવવું'નું પ્રેરક, ધવાડવું [ધવડાવ્યા કરવું = ફોસલાવીને વશમાં રાખ્યા કરવું]

ધવત સ્ત્રી૦ [જુઓ ધવા] ધવ, તેજ, શક્તિ. [-વળવી=ધવા વળવી]

ધવરાવવું સ૦ક્રિ૦ જુઓ ધવડાવવું

ધવરી સ્ત્રી૦ એક પક્ષી

ધવલ(-ળ) વિ૦ [સં.] ધોળું (૨) નિર્મળ, શુદ્ધ -લતા સ્ત્રી૦. ૦મંગલ(-ળ)ન૦બ૦વ૦ જુઓ ધોળમંગળ. -લિત વિ૦ ધોળું કરાયેલું

ધવા સ્ત્રી૦ [દે धव्व=વેગ] તંદુરસ્તી; શક્તિ(૨) સારી દશા. [-વળવી=શાંતિ થવી, થાક ઊતરવો (૨)માંદગી પછી પુનઃ સ્વાસ્થ્ય પ્રાપ્ત થવું, શક્તિ આવવી (૩) સારી દશા થવી]

ધવારવું સ૦ક્રિ૦ જુઓ ધવડાવવું

ધસકો પું૦ [દે. धसक्क] ધ્રાસકો, ફાળ

ધસમસ સ્ત્રી૦ [ધસવું ઉપરથી] દોડધામ, ઉતાવળ ૦વું અ૦ક્રિ૦ ધસમસ કરવી

ધસવું અ૦ક્રિ૦ [પ્રા. धस्स] જોરથી આગળ જવું

ધસારો(-વડો) પુ૦ ધસવું તે, હલ્લો

ધંખના સ્ત્રી૦ જુઓ ધાખના

ધંતર ન૦ [સં. तंत्र ઉપરથી] જાદુ (૨) ધૂતી લેવાની કળા. ૦મંતર ન૦[સં तंत्रमंत्र, સર૦ મ धंतरमंतर] ધંતર અને મંતર ૦વું સ૦ક્રિ૦ ધૂતવું, છેતરવું

ધંતૂરો પું૦ [સં. धत्तूर] એક વનસ્પતિ, ધતૂરો. -રી સ્ત્રી૦ ધતૂરો, ગાંજો, તમાકુ ઇત્યાદિ પીવાની ચલમ

ધંધ પુ૦ [સં द्वंद्व, પ્રા., हिं दंद] તોફાન; ધમસાણ (૨) + દ્વંદ્વની ઉપાધિ (પ.)

ધંધાદાર વિ૦ [ધંધો + દાર] ધંધાવાળું (૨) ઉદ્યોગી (૩)પુ૦ વેપારી(૪) કારીગર, કસબી. -રી વિ૦ ધંધાદાર (૨) સ્ત્રી૦ ધંધો; ઉદ્યમ

ધંધાભાઈ પુ૦ [ધંધો+ભાઈ] પોતાના જેવો-સમાન ધંધો કરનાર માણસ

ધંધાર્થી(-ર્થું) વિ૦ [ધંધો + અર્થી] ધંધાદારી; ઉદ્યોગી

ધંધૂકા ન૦ [પ્રા. धंधुक्कय](સં.) એ નામનું એક [ગામ

ધંધેરવું સ૦ક્રિ૦ [સર૦ અપ धंधोलिय] જુઓ ઢંઢોળવું

ધંધો પુ૦ [સર૦ हिं धंधा, મ. धंदा] ઉદ્યમ; રોજગાર, પ્રવૃત્તિ(૨)વેપાર. ૦પાણી ન૦બ૦વ૦ ધંધો વગેરે ૦રોજગાર પું૦ ધંધો ને રોજગાર

ધંધોળવું સ૦ક્રિ૦ [धंधोलिय(અપ.)=ઘુમાવેલું] +(માથું) ધુણાવવું (ના પાડવા માટે)

ધા પુ૦; સ્ત્રી૦ [दे धाहा] મદદ માટેનો પોકાર (૨)[ફા.] ઘાય (૩)[સં.] પ્રત્યય, 'પ્રકારે, રીતે' અર્થમાં શબ્દને અંતે ઉદા૦ અનેકધા. [-નાખવી=મદદ માટે પોકાર કરવો]

ધાઈ સ્ત્રી૦ [સં धात्री, પ્રા धाई, કે પ્રા. धय= ધાવવું પરથી?] સ્તન, થાન

ધાક પુ૦,સ્ત્રી૦[સર૦ દે धक्क=ભયથી ધડકવું] ડર, બીક (૨) અંકુશ (૩) બહેરાપણું. [-ઊઘડવી(-વી)=બહેરાશ ટળવી -ખાવી, ખાઈ જવી=બીક લાગવી, બીક પેસી જવી. -દેખાડવી(-વો)=બીક બતાવવી.-પડવી =બહેરાશ લાગવી -બેસવી(-વો)=ડર લાગી જવો -બેસાડવી(-વો)=રોહ પાડવી;

દાબ બેસાડવો -માનવી(-વો)=અંકુશમાં રહેવુ; ડર રાખવો. -રાખવી (-વો)=દાબ રાખવો, ડરતું રાખવું ]

ધાગડિયાં ન૦બ૦વ૦,-યો પુ૦ તોફાન,મસ્તી, ઉધમાત [ધાગી

ધાગડી સ્ત્રી૦[ધાગો' ઉપરથી]ધાગાની ગોદડી,

ધાગવું અ૦ક્રિ૦ ['ધાક' ઉપરથી] ધાકમાં હોવું

ધાગી સ્ત્રી૦ ધાગડી -ગો પુ૦ [સર૦ हिं, म धागा(तागा=तागडा)અથવા દે धरग=કપાસ] જૂનું ફાટેલું લૂગડું (૨) દોરો

ધાટી સ્ત્રી૦ [સર૦ म] રીત, ઢબ, શૈલી

ધાડ (ડ,) સ્ત્રી૦[प्रा धाडी,सं धाटी]લૂટારાની ટોળીનો હુમલો-હલ્લો(૨) દરોડો(૩) [લા] ઉતાવળ [-આવવી, પડવી=લુટારુઓનો હલ્લો થવો(૨)ઉતાવળમાં હોવું. -મારવી= [લા] મોટું પરાક્રમ કરવું ] ૦(-ડા)ધાડ સ્ત્રી૦ ખૂબ ઉતાવળ, દોડાદોડી ૦પાડુ પુ૦ ધાડ પાડનારો, લૂટારો -ડાખોરી સ્ત્રી૦ ધાડ પાડવાનો ધંધો -ડાંશાહી સ્ત્રી૦ ધાડાંઓનું રાજ્ય -ડિયુ ન૦ જુઓ ધાડુ -ડુ ન૦ મોટું ટોળું

ધાણુક ન૦+, ધાણા પુ૦બ૦વ૦ [सं धाना, प्रा धाणा] એક મસાલો. [ધાણાની દાળ= ધાણાની મીઠું ચડાવેલી શેકેલી દાળ,મુખવાસની એક વસ્તુ ] [(અનાજ, ગુ દર)

ધાણિયું વિ૦['ધાણી'પરથી]થોડા કસ-વાકવાળુ

ધાણિયો પુ૦ રુનાઈ

ધાણી સ્ત્રી૦ [सं धाना] શેકવાથી ફૂટેલા અનાજના દાણા [-દાળિયા જુદા થવા= અણબનાવ થવો -દાળિયા થવા=ચૂડીઓ તતડી જઈ ઉપરનાં છોડાં ઊખડી જવા -ફૂટવી=અનાજના દાણા શેકાઈને ધાણીરૂપ થવા(૨)ફડાફડ બોલવું -ફોડવી=અનાજના દાણા શેકીને ધાણી બનાવવી -શેકવી= જુલમ કરવો, સતાપવું ]

ધાત (ત,) સ્ત્રી૦ [જુઓ ધાતુ] વીર્ય, શુક્ર (૨) ડોડો,ડાઘ્રક [-જવી =પેશાબમાં કે મોં વાટે શરીરની ધાતુ નીકળી જવી -તવાવી= ક્ષીણવીર્ય થવું, ધાતુ પાતળી પડી જવી -ફૂટવી=પ્રમેહના સ્રાવથી પીડાવું(૨) ઉમર-લાયક થવું; યુવાનીમાં આવવું -માડવી= ગુણાકારનો કોઠો લખવો ]

ધાતકાર વિ૦ [જુઓ ઝાતકાર] ઝગઝગતું (૨) પુ૦ [જુઓ ધા] ઘુમરાણ

ધાતવું અ૦ક્રિ૦ ફાવવું, અનુકૂળ આવવું

ધાતા પુ૦ [सं] બ્રહ્મા; સરજનહાર

ધાતુ પુ૦ [सं] ક્રિયાપદનુ મૂળ રૂપ (૨) સ્ત્રી૦ ખનિજ દ્રવ્ય (૩) શરીરનાં સાત દ્રવ્યમાંનું દરેક (રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર) (૪) વીર્ય ૦કસ પુ૦ધાતુનો કસ જોનાર, ચોકસી ૦ક્રિયા સ્ત્રી૦ ધાતુઓને શુદ્ધ કરવાની વિદ્યા ૦ક્ષય પુ૦ વીર્યનો ઘટાડો, એક રોગ ૦ઘડો પુ૦ ધાતુ ઘડનાર કારીગર ૦પાઠ પુ૦ ક્રિયાપદોનાં મૂળ રૂપોની યાદી ૦પાત્ર ન૦ ધાતુનું વાસણ ૦પુષ્ટિ સ્ત્રી૦ વીર્યની પુષ્ટિ ૦વાદી પુ૦ ધાતુઓ વિષે જ્ઞાન ધરાવનારો(૨)કીમિયાગર ૦વિકાર પુ૦વીર્યનો વિકાર, એક રોગ ૦સાધિત વિ૦ ધાતુ પરથી બનાવેલું (વ્યા.) -ત્વર્થ પું૦ [+ अर्थ] મૂળ ધાતુ પરથી નીકળતો અર્થ, મૂળ શબ્દાર્થ [આમળુ

ધાત્રી સ્ત્રી૦ [सं] દાઈ, ધાવ ૦ફલ(-ળ) ન૦

ધાત્વર્થ પુ૦ [सं] જુઓ 'ધાતુ'માં

ધાન ન૦[सं धान्य,प्रा धन्न] અનાજ ૦ભૂખુ વિ૦ ધાનને માટે વલખાં મારતુ, ભૂખે મરતુ (૨) કંજૂસ ૦વેચુ વિ૦ ધાન વેચી પૈસા ઘડનારુ -ના પુ૦ બ૦ વ૦ ધાન વગેરેનું- ખાવાપીવાનુ સુખ -નિયુ વિ૦રાંધેલું અનાજ ખાનારુ (૨) ન૦ ગરણુ, ધાન રાખવાનુ વાસણ

ધાની પુ૦ [સર૦ म] એક રાગ

ધાન્ય ન૦ [सं] ધાન, અનાજ

ધાપ સ્ત્રી૦[રવ૦ ? સર૦ म]ઉતાવળમાં થયેલી ભૂલ (૨) થાપ, છેતરપિંડી, ફરેબ (૩) [લા] ચોરી [-આપવી, દેવી=થાપ આપવી, છેતરવુ -ખાવી=થાપ ખાવી, છેતરાવુ -મારવી=તફડંચી કરવી ]

ધાપલાં ન૦ બ૦વ૦[સર૦ हिं धापना, ધાપ] અલાવડાં, રિંઝાણુ

ધાબડધિં(-ધીં)ગું વિ૦[ધબડ(જુઓ વળગલ) + ધિગું; સર૦ મ ધાવડધિંગા] લઠ્ઠ; પુષ્ટ; જોરાવર (૨) તોફાની [ઠગી લેવું

ધાબડવું સ૦ ક્રિ૦ ['ધાબ' ઉપરથી] છેતરવું,

ધાબળ(-ળી) સ્ત્રી૦['ધબ્બલ'=જાડું ઉપરથી? સર૦ મ ] પાતળો ધાબળો, કામળી. -ળો પુ૦ જાડા ઊનનુ બનૂસ, કામળો

ધાબુ ન૦[સર૦હિં ધાવા,મ. વર્વે,'ધાબો'ઉપરથી] (છાપરાને ઠેકાણે કરેલી) અગાસી, ગચ્ચી (૨) ડાઘો (૩) ફોદો, છટકુ (૪) દૂધનુ બેડુ, ઝાલ [-ભરવું=સિમેન્ટ ચૂનો વગેરેથી ગચ્ચી બનાવવી] -બાવાળો પું૦ દૂધનુ બેડુ ઊચકનારો કે છો ટીપનારો મજૂર -બાવાળી સ્ત્રી૦ [ટીપવો તે કે તેનો કૂબો

ધાબો પુ૦[રવ૦]ચૂનો, ધૂપેલ્યા ઇ૦ના સ્થડને

ધામ ન૦[સં.]રહેવાનું સ્થળ,ઘર(૨)દેવસ્થાન,તીર્થ

ધામણ(ણ)સ્ત્રી૦[સં ધર્મણ, સર૦ હિં ધામિન, મ૦ ધામણ,-ણી] એક જાતનો જાડો સાપ

ધામણી સ્ત્રી૦ જાડી-જબરી ભેંસ

ધામધૂમ(-મી) સ્ત્રી૦ [રવ૦, સર૦ મ ] ભારે તૈયારી; એની ધમાલ -મિયું વિ૦ ધામધૂમવાળુ

ધામરોણું ન૦ ધામણ, એક જાતનો સાપ

ધામી વિ૦ ['ધામ' ઉપરથી] ધામવાળુ

ધામેણું ન૦ પહેલા આણામા કન્યાને અપાતો દાયજો

ધામો પુ૦['ધામ' ઉપરથી, સર૦ હિં ધામા=ભોજનનું નિમત્રણ] લાંબા વખત માટેનો પડાવ.[-નાખવો; ધામા નાખવા=પડાવ કરવો, આવીને રહેવું ] [રમઝટ

ધામોડો પુ૦ (કા ) [દૂધ દોહવાનો] અવાજની

ધાર સ્ત્રી૦ [સં ] હથિયાર કે ઓજારની તીણી કોર (૨) પ્રવાહી પદાર્થની પાતળી ધારા-શેડ (૩)કોરણ,કિનારો,છેડો [-કરવી=(પ્રવાહી) ધારા રૂપે પડે એમ રહેવું -કાઢવી=ઘસીને તીક્ષ્ણ ધારવાળું કરવુ -ચઢાવવી=ધાર કાઢવી (૨) ઉશ્કેરવું. -પર રહેવું, આવવું =જોખમભરેલી સ્થિતિમાં કે કડક અમલમાં આવવુ, રહેવું. -મારવી=જોરથી ધારારૂપે કાઢવું. (-ની સામે)ધાર પણ ન મારવી=લેખામાં ન લેવુ ]

ધારક વિ૦ [સં ] ધારણ કરનાર

ધારણ ન૦ [સં ]ધરવાની ક્રિયા, ધરવુ તે (૨) આધારભૂત હોવુ કે થવું તે (૩) (ણ,) સ્ત્રી૦ ટેકો, આધાર (૪) ધીરજ, આશ્વાસન (૫) પાટડો, ભારવટિયો (૬) સતોલો [-કરવું=ગ્રહણ કરવું; ધરવુ, લેવુ (૨) પહેરવું ]

ધારણા સ્ત્રી૦ [સં ] મનસૂબો (૨) કલ્પના (૩) યાદશક્તિ (૪) ધારણ કરવું-ધરવું તે ૦શક્તિ સ્ત્રી૦ યાદશક્તિ [-ઓછુ લેવુ તે

ધારણાગત સ્ત્રી૦ માલની કિંમતમા છૂટ આપવી

ધારણાંપારણાં ન૦ બ૦ વ૦ [સં ધારણા+પારણા] (શ્રાવણ મહિનામા)એકાતરે જમવાનું વ્રત [(૨) પાટડો

ધારણિયો પું૦ ['ધારણ' ઉપરથી] થાંભલો

ધારદાર વિ૦ ['ધાર' ઉપરથી] ધારવાળુ

ધારવવું સ૦ક્રિ૦[ધાર (ધારા) ઉપરથી] ઝાટકવું (ધાર પાડતાં પવન નાખીને)

ધારવું સ૦ક્રિ૦ [પ્રા. ધર, સં ધારય્] માનવું (૨) ઇચ્છવું (૩) અટકળ કરવી (૪) નક્કી કરવું [ધારીને જોવું=તાકીને-ધ્યાનપૂર્વક જોવુ ધાર્યું કરવુ=પોતાનુ ધારેલુ -ઇચ્છેલુ કરવું ]

ધારા સ્ત્રી૦ [સં ] પરંપરા, હાર (૨) પ્રવાહીની ધાર-શેડ (૩) વૃષ્ટિ ૦યંત્ર ન૦ ફુવારો

ધારાધોરણ ન૦ [ધારો+ધોરણ] જુઓ 'ધારો'માં

ધારાપોથી સ્ત્રી૦ જુઓ 'ધારો'મા

ધારાવાઈ,-ડી સ્ત્રી૦ [વારા+ (સં ) વૃત્તિ ? ] ભૂતપ્રેતને રોકવા કરેલું પાણીનું અથવા દૂધનુ કૂંડાળું (૨) [સં ધારાવાહિની] ઝારી

ધારાશાસ્ત્ર,-સ્ત્રી, ધારાસભા સ્ત્રી૦ જુઓ 'ધારો'માં

ધારાસાર પુ૦ [સં ] મુસળધાર પડવું તે

ધારાળું વિ૦ ['ધાર' ઉપરથી] ધારવાળુ

ધારાળો પુ૦ઠાકરડો. -ળી સ્ત્રી૦ ધારાળાની સ્ત્રી

ધારિણી સ્ત્રી૦ [સં ] પૃથ્વી

ધારિયા પું૦ બ૦ વ૦ [સર૦ ઉધાનિયા, પ્રા.

ધાર=દેવું કરવું] ખેડૂતને ખેતીના ખર્ચ માટે આપેલા પૈસા [એક જાતનું કાપડ

ધારિયું ન૦ ['ધાર' ઉપરથી] એક હથિયાર (૨)

ધારિષ્ટ ન૦ [મ, સં ધાષ્ર્ટ્ય] સહનશક્તિ, દ્રઢતા

-ધારી વિ૦ [સં] (સમાસને અંતે) ધારણ કરનારું ઉદા૦ 'વેશધારી'

ધારો પું૦ ['ધારા' (પ્રવાહ) ઉપરથી ?] રિવાજ, પ્રથા (૨) કાયદો [-પાડવો=રિવાજ કરી દેવો -બાંધવો=કાયદો કરવો (૨) રિવાજ -પ્રણાલિકા નક્કી કરવા] -રાધોરણ ન૦ [સં] કાયદા, નિયમો વગેરે -રાપોથી સ્ત્રી૦ કાયદાની ચોપડી -રાશાસ્ત્ર ન૦ ધારાઓ-કાયદાઓનું શાસ્ત્ર. -રાશાસ્ત્રી પું૦ કાયદાનો પંડિત, વકીલ -રાસભા સ્ત્રી૦ કાયદા ઘડનારી સભા

ધારોડી સ્ત્રી૦ ['ધારા' ઉપરથી] પાણીનો પ્રવાહ -ડો પું૦ (કા) ધોધ જેવી ધાર

ધારોષ્ણ વિ૦ [સં] તરતનું દોહેલું, શેડકઢું

ધાર્તરાષ્ટ્ર પું૦ [સં] એક જાતનો હંસ (૨) [સં] ધૃતરાષ્ટ્રનો પુત્ર, કૌરવ [૦તા સ્ત્રી૦

ધાર્મિક વિ૦ [સં] ધર્મને લગતું (૨) ધર્મનિષ્ઠ

ધાર્યું વિ૦ [જુઓ ધારવું] ધારેલું, મનસૂબો કરેલું, નક્કી કરેલું (૨) ન૦ ધારણા, સંકલ્પ

ધાર્ષ્ટ્ય ન૦ [સં] ધૃષ્ટતા [અધીરાઈ

ધાલાવેલી સ્ત્રી૦ જુઓ [તાલાવેલી] ઉત્કટ

ધાવ સ્ત્રી૦ [પ્રા ધાવી-ધાઈ (સં ધાત્રી)] બાળકને ધવડાવવા રાખેલી સ્ત્રી. ૦ભાઈ પું૦ દૂધભાઈ

ધાવ પું૦ [પ્રા ધાવ=દોડવું, સર૦ મ ધાવા] ધા, 'ધાઓ' એમ મદદ માટે પોકાર

ધાવડી સ્ત્રી૦ [સં ધાતકી, પ્રા ધા(વ્ય)ઈ, સર૦ હિં ધાય, મ ધાયટી] એક ઝાડ

ધાવડો પું૦ [સર૦ મ, હિં ધાવડા] એક ઝાડ

ધાવણ ન૦ [સર૦ પ્રા ધાવણયા=ધવરાવવું તે, 'ધાવવું' ઉપરથી] માનું દૂધ [-ઊડી જવું=સ્તનમાં દૂધ ન રહેવું -ચડવું=માના સ્તનમાં દૂધ ભરાવું -ચડી જવું=ધાવણ સુકાઈ જવું -છોડાવવું, સુકાવવું=બાળકને ધાવવાનું બંધ કરાવવું (મોમાં, મોં પર) ધાવણ ન સુકાવું હોવું=તદ્દન બાલ્યાવસ્થામાં હોવું (૨) [લા] છેક નાનું -નાદાન હોવું -ના દાંત હોવા=બિન અનુભવી બાળક જેવું હોવું] -ણી સ્ત્રી૦ ધાવણા બાળકને ધાવવાનું રમકડું, ચૂસણી -ણું વિ૦ ધાવતું, ધાવણ પર રહેતું (૨) તે ઉંમરનું (૩) ન૦ ધાવતું બાળક

ધાવન ન૦ [સં] ધાવું-દોડવું તે

ધાવરી સ્ત્રી૦ એક વનસ્પતિ-ઓષધિ

ધાવરું ન૦ [સર૦ મ ધાવરેં, સં ધાવ્=દોડવું ઉપરથી ?] એક દર્દ (જેમાં હાથ, મોં, આંખો ઉપર સોજો આવે છે) (૨) ભયને વખતે વાગતું રણશિંગું [-ઊંજવું=ધાવરું મટાડવા ડીજણી નાખવી -ધાવું=ધાવરું વાગવું, થવું] [સ્ત્રી કે માતાનું દૂધ પીવું

ધાવવું સ૦ક્રિ૦ [સં ધે, પ્રા ધય] (બચ્ચાએ)

ધાવિત વિ૦ [સં] દોડેલું, નઠેલું

ધાવું અ૦ક્રિ૦ [સં ધાવ્, પ્રા ધા] દોડવું, મદદે દોડવું (૨) એકદમ રોગ વ્યાપવો (શ૦પ્ર૦માં ઉદા૦ ધનુર્વા, શીળસ) (૩) [સં. ધ્યૈ, પ્રા ધા] + જુઓ ધ્યાવું

ધાવું વિ૦ + સરખું, બરોબર

ધાશ(-સ)કો પું૦ [દે ધમક્ક] ધ્રાસકો, ફાળ

ધાસ્તી સ્ત્રી૦ [સર૦ મ. ધાસ્ત,-તી, અ દહ્‌શત પરથી ?] ડર, દહેશત [-આપવી, દેવી, દેખાડવી, બતાવવી=ડરાવવું, બિવડાવવું. -પડવી, લાગવી=ડરવું (૨) ચિંતા થવી -રાખવી=બીવું, ડરવું] ૦ભર્યું વિ૦ ધાસ્તીવાળું

ધાંખ, ૦ડી (૦) સ્ત્રી૦ [ધાખવું પરથી] ઝંખના, આતુરતા ૦ના સ્ત્રી૦ ઝંખના (૨) ધ્યાન, કાળજી ૦વું સ૦ક્રિ૦ જુઓ ઝંખવું (૨) નિહાળીને જોવું -ખો પું૦ કાળજી, ચિંતા (૨) વહેમ, શંકા

ધાંગલું (૦) ન૦ [જુઓ ધોગલું] કમાડે જડેલું આડું પાટિયું, બૂહો

ધાંગો (૦) પું૦ [જુઓ ધાગો] છાંટો, નાનો ચોડો (૨) રેસો, સહેજ અંશ

ધાંધલ(-ળ) (૦) સ્ત્રી૦, ન૦ [જુઓ ધંધ] ગરબડ, ધમાલ, તોફાન [-મચાવવું, -કરવું] ૦ખોર, -લિ(-ળિ)યું વિ૦ ધાંધલ કરનારું

ધાંસ (૦) સ્ત્રી૦ [રવ૦](કા)સૂકી ખાસી,ઠાંસો
ધિક્ અ૦ [સં.] ધિક્કારવાચક ઉદ્ગાર; ફટ
ધિકધિકાવવું સ૦ક્રિ૦ ખૂબ ધિકાવવુ
ધિકાવવું સ૦ક્રિ૦ ['ધીકવુ'નુ પ્રેરક, સર૦ હિં. धिकाना]ખૂબ ગરમ કરવુ(૨)જોરથી સળગાવવુ
ધિક્કાર પુ૦[સં.] ફિટકાર ૦ક વિ૦ ધિક્કારનાર ૦પાત્ર વિ૦ ધિક્કારને લાયક ૦વું સ૦ક્રિ૦ ધિક્કાર કરવો
ધિણ્યો પુ૦ અદેખો માણસ (૨) ઠગ
ધિણ્યાવું અ૦ક્રિ૦ ગાયને ગર્ભ રહેવો
ધિબાવવું સ૦ક્રિ૦,ધિબાવું અ૦ક્રિ૦ 'ધીબવુ'નુ પ્રેરક ને કર્મણિ [કર્મણિ ને પ્રેરક
ધિરાવુ અ૦ક્રિ૦, -વવું સ૦ક્રિ૦ 'ધીરવું'નું
ધિનકટ, ૦ધિન્નાં અ૦ [રવ૦] (તબલાનો)
ધિંગડમલ્લ(-લ્લ) પું૦ [ધિંગુ + મલ]જોરાવર ને ખડતલ માણસ
ધિંગાઈ સ્ત્રી૦ ['ધિંગુ' ઉપરથી] ધિંગાપણુ (૨) ધિગાણુ -ણું ન૦['ધિંગુ' ઉપરથી]તોફાન; જોશમા મચેલી લડાઈ [-મચાવવું.] -મસ્તી સ્ત્રી૦ [સર૦ મ ] મસ્તી, તોફાન
ધિંગું વિ૦ [સર૦ મ. धिंग, હિં. धिंगा] જાડું, મજબૂત, લઠ્ઠ, ધીંગુ
ધી સ્ત્રી૦ [સં दुहिता,પ્રા. धी(૦आ), હિં धिय, -या] (ક) છોકરી, દીકરી [બુદ્ધિમાન
ધી સ્ત્રી૦ [સં] બુદ્ધિ ૦મંત, ૦માન વિ૦
ધીકડી સ્ત્રી૦, -ડું ન૦ ['ધીકવું' ઉપરથી] સહેજ ગરમી, ઝીણો તાવ
ધીકતું વિ૦ ['ધીકવું'નું વ૦ કૃ૦] ધગધગતુ (૨) [લા ] જોરાભેર ચાલતુ, આબાદ [ધીકતી સગડી=(લા)અતિશય ચિંતાની બાબત ]
ધીકધીકતું વિ૦ ['ધીકવુ' ઉપરથી] ધગધગતું; ખૂબ ગરમ
ધીકવું અ૦ક્રિ૦ [સં. धिक्ष्;સર૦ હિં धिकना] ધગધગવું, ખૂબ તપવું કે બળવું [ધીકતો ધંધો=સારી પેઠે ચાલતો—આબાદ ધધો ]
ધીજ સ્ત્રી૦ [સં. धैर्य, પ્રા धिज्ज પરથી?] આકરી પરીક્ષા, દિવ્ય
ધીટ વિ૦ [સં. धृष्ट,પ્રા. धिट्ठ] સહનશીલ (૨) નીડર ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦
ધીબ અ૦ [રવ૦](૨)સ્ત્રી૦ ધીબવું તે ૦કારો પુ૦ ધીબ એવો અવાજ ૦કો પું૦ મુક્કો; ગડદો ૦વું સ૦ક્રિ૦ ધીબ ધીબ મારવું. -બા(-બો)ધીબ અ૦ [રવ૦]
ધીમ(-વ)ર પું૦ [સં પ્રા. धीवर] ઢીમર, માછી
ધીમંત [પ્રા ], ધીમાન[સં ]વિ૦ જુઓ'ધી'માં
ધીમાશ સ્ત્રી૦ [જુઓ ધીમુ] ધીમાપણુ
ધીમું વિ૦ [સર૦ હિં धीमा, મ धिमा(-म्मा), સં. धीमत्—પ્રા. धीम પરથી? કે સં. स्तिमित— પ્રા थिमिअ?]હળવુ,મંદ,ધીરું(ક્રિયાની ગતિ, વેગ,અવાજ વગેરેમાં)(૨)ઉગ્ર નહિ એવુ,શાંત (જેમ કે, ગરમી, સ્વભાવ) (૩) ઠંડુ (સ્ફૂર્તિ, ચપળતા, જોશ વગેરેમા) [-પડવું=હળવું કે મંદ થવુ -પાડવું=હળવું કરવું(૨) શાંત કરવુ ]
ધીમે,૦થી અ૦ ધીરે, આસ્તે, હળવે [ધીમે રહીને=ધીમેથી, ધીરેથી (૨) યુક્તિભેર (૩) ચૂપચાપ,ખબર ન પડે એ રીતે ]
ધીર વિ૦ [સં] ધૈર્યવાન, અડગ, નિશ્ચયી (૨) ગભીર;ઠરેલ(૩)સ્ત્રી૦[સં धैर्य,પ્રા. धीर]ધીરજ (૪)ભરોસો, પતીજ ૦ગંડું વિ૦ ડરપોક(૨) ઠેકાણા વિનાનું; ચચળ ૦મંભીર વિ૦ શાંત અને નિશ્ચયી ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦
ધીરજ સ્ત્રી૦[સં.धैर्य,પ્રા. धिरिज, धिज्ज]આકળું કે ઉતાવળું ન થવાનો ભાવ(૨)ધૈર્ય; હિંમત [-ધરવી, પકડવી, રાખવી]. ૦વાન વિ૦ ધીરજવાળું [-પણું ન૦
ધીરતા સ્ત્રી૦ [સં] ધીર હોવું તે, ધીરજ
ધીર-પ્રશાંત વિ૦[સં.]ધીર અને પ્રશાંત(૨) પું૦ નાયકનો એક પ્રકાર [નાયકનો એક પ્રકાર
ધીરલલિત વિ૦[સં ] ધીર અને લલિત (૨)પું૦
ધીરધાર સ્ત્રી૦[ધીરવુ+ધારવું(સર૦ હિં. धारना =દેવુ કરવુ)વ્યાજે નાણા આપવાં તે,લેવડદેવડ
ધીરપ સ્ત્રી૦ [ધીરવુ પરથી] વેપારમાં શાખ(૨) [ધીરુ પરથી?] ધીરજ
ધીરવું સ૦ક્રિ૦ [પ્રા धीर=ધીરજ ધરવી (૨) દિલાસો દેવો પરથી?] ભરોસો રાખવો (૨) ભરોસે સોપવું (૩) [સં धृ પરથી?] ઉછીનુ કે વ્યાજે આપવું

ધીરા વિ૦ સ્ત્રી૦[સં.]'ધીર'નું સ્ત્રીલિંગ (૨)સ્ત્રી૦ નાયિકાનો એક પ્રકાર ૦ધીરા સ્ત્રી૦ [+અધીરા]ઘડીમાં ધીરા અને ઘડીમાં અધીરા સ્વભાવની નાયિકા

ધીરું વિ૦ [સં ધીર ઉપરથી] ધીમું (૨) ધીર -રે(૦થી,૦ધીરે) અ૦ ધીમે ધીમે કે ધીરતાથી [ધીરે રહીને=જુઓ ધીમે રહીને] -રાશ સ્ત્રી૦ ધીરાપણું

ધીરો પુ૦ ['ધીર' ઉપરથી ?] ટેકો, થાભલો

ધીરોદાત્ત વિ૦ [સં] ધીર અને ઉદાત્ત (૨) પુ૦ એક પ્રકારનો નાયક

ધીરોદ્ધત વિ૦ [સં] ધીર અને ઉદ્ધત(૨) પુ૦ એક પ્રકારનો નાયક

ધીવર પુ૦ [સં.] ધીમર, ઢીમર

ધીશ પુ૦ [સં] વિદ્વાન, બાર બુદ્ધિમાન (૨) [સં અધીશ] (૫) રાજા, અધિપતિ

ધીંગાણું ન૦ જુઓ ધિંગાણું -મસ્તી સ્ત્રી૦ ધિંગામસ્તી [ધિંગાઈ

ધીંગું વિ૦ જુઓ ધિંગુ -ગાઈ સ્ત્રી૦ જુઓ

ધુક્કડ ન૦ [રવ૦] નરઘુ

ધુજારી સ્ત્રી૦,-રો પુ૦[ધ્રૂજવુ પરથી] કંપારો, ધ્રુજારી [ભાવે ને પ્રેરક

ધુજાવુ અ૦ક્રિ૦, -વવુ સ૦ક્રિ૦ 'ધ્રૂજવુ'નું

ધુતકાવવું સ૦ક્રિ૦ [સર૦ મ ધુત્કાવિણેં, રવ૦] ધુતકારવું, તુચ્છકારવું(૨)ઠપકો આપવો

ધુણાવુ અ૦ક્રિ૦, -વવુ સ૦ક્રિ૦ 'ધૂણવુ'નું ભાવ ને પ્રેરક

ધુત વિ૦[સં] તુચ્છકારેલું, તરછોડેલું (૨) અ૦ તિરસ્કારવાચક ઉદ્ગાર ૦કારવું સ૦ક્રિ૦ તુચ્છકારવું, તિરસ્કારવું

ધુતાઈ સ્ત્રી૦ [સં ધૂર્ત,પ્રા ધુત્ત ઉપરથી]ઠગાઈ, ધૂર્તતા -રણ સ્ત્રી૦ ઠગારી સ્ત્રી -રપાટણ વિ૦ ઠગનું ભરેલું (૨) ન૦ ઠગનું ગામ -રી સ્ત્રી૦ ધુતારણ -રુ વિ૦[પ્રા ધુત્તાર=ઠગનું] ઠગા૦ -રો પુ૦ ઠગ

ધુતાવુ અ૦ક્રિ૦, -વવુ સ૦ક્રિ૦ 'ધૂતવુ'નું કર્મણિ ને પ્રેરક

ધુન સ્ત્રી૦[સં] ગાનધારા, સૂરનો ગુંજારવ, ધૂન

ધુનિ સ્ત્રી૦ [મ] નદી (૨) જુઓ ધુન

ધુપેલ ન૦ [સં ધૂપ+તેલ પરથી] માથામાં નાખવાનું એક જાતનું તેલ [-ગાળવુ = ધુપેલ બનાવવું -ઘસવુ, ઘાલવુ,નાખવું=માથે કે વાળમાં ધુપેલ લગાવવું] -લિયુ વિ૦ ધુપેલ જેવું (૨) ન૦ ધુપેલ રાખવાનું ચલાણું -લિયો,-લી પુ૦ ધુપેલ વેચનાર

ધુમાડી સ્ત્રી૦ [સં ધૂમ, પ્રા ધુમ્મ] ધૂણી. [-ઘાલવી=(બાવાએ) પડાવ નાખવો -ઘાલીને બેસવુ =આગ્રહપૂર્વક માગવું -દેવી=ધૂણી શ્વાસમાં જાય તેમ કરવું. -ના બાચકા=મિથ્યા પ્રયત્ન,ફાંફાં -લેવી =ધૂણી શ્વાસમાં લેવી] ૦સંસ્કાર=ગાઢ મિત્રતા -ડિયું ન૦ ધુમાડી નીકળવા કરેલો માર્ગ (૨) વિ૦ ધુમાડો જેમાથી નીકળે એવું (ઘાસતેલ) -ડો પુ૦ ધુમાડી, ધૂણી [-કરવો =ધુમાડી થાય એમ કરવું (૨) વેડફી નાખવું, ઉડાવી દેવું -કાઢી નાખવો=સખત માર મારવો, ધમકાવવું ધુમાડાના બાચકા ભરવા=ફોગટ ફાંફાં મારવા]

ધુમાર પુ૦ સંગીતનો એક તાલ-ધમાર

ધુમાલી પુ૦ [સર૦ મ. હિં ધમાલ] સંગીતનો એક તાલ

ધુમાવુ અ૦ ક્રિ૦ [સં ધૂમ ઉપરથી] બળતાં ધુમાડો થવો(૨)ધૂંધવાવું ધુમાવવું (પ્રેરક)

ધુમામ પુ૦ [મ ધૂમ ઉપરથી] ધુમાડાનો લાગેલો કચરો (ભીંત વગેરે પર)

ધુમાળુ વિ૦ [ધૂમ પરથી] ધુમાડીવાળુ

ધુમ્મસ ન૦ [દે ધૂમમહિસી, ધૂમસિહા] ધૂમસ. -સિયુ વિ ધુમ્મસવાળુ

ધુર ન૦[સં] ધૂસરું(૨)આગલો ભાગ -ર ધર વિ૦ બોજો વહેનારુ (૨) શ્રેષ્ઠ (૩) પુ૦ બોજો વહેનાર પશુ(૪)અગ્રેસર -રા સ્ત્રી૦ ધૂસરી -રીણ પુ૦ [સં] મહત્ત્વની જવાબદારી ઉઠાવનાર (૨) અગ્રેસર -ર્ય વિ૦ (૨) પુ૦ [સં] જુઓ ધુરધર -ર્યપદ ન૦ અગ્રસ્થાન

ધુસળમુસળ ન૦ [મૂસળ + મુશળ] વરને પોંખતાં વપરાતી વસ્તુઓ

ધુસકો પુ૦ [રવ૦] ધ્રુસકો, ભેંકડો

ધુસમુસ અ૦[જુઓ ધસમસ] દોડાદોડ કરતાં

ધુળાડો પું૦[ધૂળ પરથી, સર૦ અપ. धूलडिआ] જુઓ ધૂળકોટ

ધુળેટી સ્ત્રી૦ [दे. धूलिहडी, સર૦ हिं. धुर्लेडी, म धुलवडी] હોળી પછીનો દિવસ

ધુંગું ન૦ ઝરડાં ઝાખરાનું જાળું

ધુંબો પું૦ [રવ૦] ગડદો, મુક્કો

ધૂખળ વિ૦ [सं धूसर] ધૂળથી ઝાંખુ થયેલું (૨) ન૦ ધૂળકોટ

ધૂખળું ન૦ ['ધૂખળ' ઉપરથી] ઘુમરો, ધસારો

ધૂજ સ્ત્રી૦ [ધૂજવું પરથી] ધ્રૂજ, કંપારી [–ચડવી,–વછૂટવી=ટાઢ ચઢવી,થરથરવું] ૦વું અ૦ ક્રિ૦ [सं धू–धूयते પરથી] કાંપવું, ધ્રૂજવું

ધૂડ સ્ત્રી૦ (કા) ધૂળ –ડિયું,–ડી વિ૦ (કા) ધૂળવાળું (૨)પાટી પર ધૂળ નાખી કામ લેવાતું તે જમાનાની (શાળા) [આવીને હાલવું

ધૂણવું અ૦ક્રિ૦ [प्रा धुण(सं धू)] આવેશમાં

ધૂણી સ્ત્રી૦ [સર૦ म धुणी, हिं धूनी] ધુમાડી (૨) જોગીબાવાઓની આગળનો અખંડ અગ્નિ [–આપવી=કોઈ ખાસ વસ્તુની ધૂણી કરી તે લાગે તેમ કરવું –જગાવવી= બાવાએ પોતાને માટે ધૂણી તાપવાનું કરવું –તાપવી=ધૂણી પાસે બેસીને તપ તપવું –લાગવી=આંખે કે ખાવાપીવાની ચીજમાં ધૂણી જઈને અસર કરવી]

ધૂતવું સ૦ ક્રિ૦ [प्रा. धुत्त (सं. धूर्तय्)] ઠગવું

ધૂતી સ્ત્રી૦ [સર૦ हिं] એક પક્ષી

ધૂતો પું૦ [प्रा. धुत्त, सं धूर्त] + ધૂર્ત

ધૂધૂ અ૦ [રવ૦] (૨) ન૦ નગારું

ધૂન સ્ત્રી૦ [सं] લહે, લત (૨) તરંગ, લહેર [–આવવી, –ચડવી, –લાગવી, –માં આવવું કે હોવું] (૩) [सं. ध्वनि, સર૦ हिं धुनि] સૂરનો ગુંજારવ (૪) ભજનની તાન તરીકે વપરાતી પદપંક્તિ [–લગાવવી= એકસરખો ધૂનનો અવાજ કાઢવો] –નિ સ્ત્રી૦ [सं] જુઓ ધૂન ૧, ૨, ૩

ધૂની વિ૦ ['ધૂન' ઉપરથી] ધૂનવાળું (૨)તરંગી

ધૂપ પું૦ [सं] સુગંધી દ્રવ્ય.[–આપવો–દેવો =ધૂપની ધૂણી આપવી] (૨) પું૦, સ્ત્રી૦ [हिं.] તડકો ૦છત્રી સ્ત્રી૦ તડકાની છત્રી ૦ડું ન૦ ધુપેલ ૦દાન ન૦, ૦દાની સ્ત્રી૦, ૦ધારણું ન૦ધૂપ કરવાનું પાત્ર–ધૂપિયું ૦વું સ૦ક્રિ૦ ધૂપ કરવો (૨) ધૂપ દેવો. ૦સળી સ્ત્રી૦ અગરબત્તી –પિયું ન૦ ધૂપદાન

ધૂપછાંવ સ્ત્રી૦ [સર૦ हिं] તડકો છાંયો (૨) દશાના વારાફેરા (૩) એક રમત (૪) એક પ્રકારનું રંગીન કપડું

ધૂબ અ૦ [રવ૦] ધબ

ધૂમ વિ૦(૨) અ૦ [રવ૦] પુષ્કળ, સખત (૨) આવેશભેર(૩) સ્ત્રી૦ શોર, ધમાલ. [–મચાવવી] ૦ધામ સ્ત્રી૦ ધામધૂમ

ધૂમ પું૦ [सं] ધુમાડો. ૦કેતુ પું૦ પૂંછડિયો તારો ૦માર્ગ પું૦ સાધનાનો યજ્ઞયાગાદિનો માર્ગ (૨) ધુમાડિયું

ધૂમર(–સ) સ્ત્રી૦, ન૦[दे. धूमरी]જુઓ ધુમ્મસ

ધૂમ્ર પું૦[सं] ધુમાડો(૨) વિ૦ ધુમાડાવાળું (૩) ધુમાડાના રંગનું ૦પાન ન૦ ધુમાડો ખેંચવો તે (૨) બીડી પીવી તે ૦લોચન વિ૦ લાલ આંખવાળું (૨) ન૦ કબૂતર

ધૂર્જટિ પું૦ [सं] (સં) શંકર

ધૂર્ત વિ૦[सं]લુચ્ચું(૨)કાબેલ(૩)પું૦ ઠગ ૦તા સ્ત્રી૦,૦પણું ન૦,૦વિદ્યા સ્ત્રી૦,–ર્તાઈ સ્ત્રી૦

ધૂલિ(–લી) સ્ત્રી૦ [सं] ધૂળ

ધૂસર વિ૦ [सं] ધૂળના રંગનું

ધૂળ (ળ,) સ્ત્રી૦ [सं धूलि] માટીનો ઝીણો ભૂકો,જેહુ(૨) રસ્તાની રજ(૩)[લા] નકામું–માલ વગરનું કે તુચ્છ તે [–ઉડાડવી (–ની સામે)=નાહક નિંદા કરવી (૨) [–ની ] જરા ઠપકારવું; ધમકાવવું –ઊડવી (અમુક સ્થળે)=ઉજ્જડ થઈ જવું –ઊડી જવી=બેફિકરાઈ દૂર થવી (૨) ખરાબખસ્ત થવું –કરવું=ખરાબ કરી નાખવું, નકામું કરી દેવું (–ની ધૂળ) કાઢી નાખવી, ખંખેરી નાખવી=ખૂબ ધમકાવવું (૨) [માથાની]માથેથી જોખમ ઉતારી નાખવું(૩) [પગની]જવા આવવાનો સંબંધ કાઢી નાખવો –ખાવી=જખ મારવી (૨) પસ્તાવું (૩) અવાવરુ રહેવું –ગજાની વાત=માલ વિનાની

–નજીવી વાત –ઘાલવી=ઝાંખપ લગાડવી, વગુસાડવું –ચાટતું કરવુ =હરાવી હેઠે પાડવું. –જવું=ધૂળમાં જવું–વ્યર્થ જવુ ધૂળથી ભૂંડું=છેક જ માનભગ –નાખવી (પાટી ઉપર)=ભણવુ (૨) [ભાણામાં . ] ખાણું ખરાબ કરવું, તૈયાર થયેલું કામ બગાડવું (૩) [ધોળામાં ] ઘડપણને લાંછન લગાડવું (૪) [નામ પર ] ઝાંખપ લગાડવી. –નાખી!=બળ્યું! મૂઉં! ધૂળની કિંમતે, ધૂળને પાડે=નજીવી કિંમતે. –પટ્ટી કરવી=ધમકાવવું, ઉતારી પાડવું –પડવી (જીવતરમાં, ધોળામાં)=ધિક્કાર હોવો, વ્યર્થ જવું –પર ઢેફાં=ઉપર ઉપરની ટાપટીપ –ફાકવી=ટક ઓવા કે જતો કરવો(૨)પસ્તાવો દેખાડવો(૩)હારી જવું (–ફાકતું કરવું, ફાકતા જવું, ફાકતા થઈ જવુ) –ફાકે છે!=(બધા) જખ મારે છે! શુ કરવાના છે? –ફેરવવી =જુઓ ધૂળ વાળવી –ભેગુ કરવુ = જમીનદોસ્ત કરવુ,તોડીફોડી ધૂળમાં રગદોળવું, પરાસ્ત કરી ધૂળ ચાટતુ કરવું –માં જવુ = વ્યર્થ જવું. –માં મળી જવું=જડમૂળથી ઊખડી જવું, નાશ પામવુ, મરી જવું. –માં મેળવવુ =જુઓ ધૂળ કરવું. –વાળવી = વ્યર્થ કરવું (૨) બગાડવું (૩) દાટવું,ધૂળ વડે ઢાંકવુ (૪) ઉપેક્ષા કરવી ] ૦ક(–કો)ટ પુ૦ વંટોળિયો,ધૂળનું ઊંચે ઊડવું તે ૦ધમા (ચ ), ૦ધમાસ ન૦, ૦ધમાસો પુ૦ [?] માલ વગરની વસ્તુ કે વાત. ૦ધાણી સ્ત્રી૦ ખરાબી, બરબાદી [–થઈ જવું=છેક બરબાદ–રફેદફે –થઈ જવું. ધૂળધાણી ને વા પાણી=છેક બરબાદ ] ૦ધોયું વિ૦ ધૂળે છવાયેલું (૨) ધૂળ ધોનારુ ૦ધોયો પુ૦ સોનાચાંદીની રજ શોધવા ધૂળ ધોનાર. ૦(–ળી)પડવો પુ૦ ધુળેટી, હોળી પછીનો દિવસ ૦રાખ સ્ત્રી૦ ધૂળધમા, નકામુ કાંઈ –ળી નિશાળ, શાળા સ્ત્રી૦ વૂડી નિશાળ

ધૂઆપૂઆ અ૦ [ધૂઆ (સં धूम,प्रा धूम, हिं धुआँ)+પૂઆ (દ્વિર્ભાવ)] આવેશ કે ગુસ્સાથી બેબાકળુ, ધૂવાપૂવાં (–થવુ)

ધૂખાળવું સ૦ક્રિ૦ [ધૂ (ધૂમ–ખૂબ? કે प्रा धुव=ધોવુ?)+ખાળવું(પખાળવુ – प्रक्षल् सं )] ખૂબ ધોવું ધૂખાળાવવું (પ્રેરક) ધૂંખાળાવું (કર્મણિ)

ધૂધ સ્ત્રી૦ [સર૦ म धुद, हिं धुंध, दे. उप्फुधलिय (ધૂધળુ થયેલું )]ઝાખ. ૦કાર પુ૦,ન૦ [સર૦ म धुदकार, हिं धुंधकार] વંટોળિયાથી થયેલું અંધારુ

ધૂધવાટ પુ૦ [જુઓ ધૂધ]ધુમાવું તે(૨)[લા.] દબાઈ રહેલો ક્રોધ

ધૂધવાવુ અ૦ક્રિ૦ [જુઓ ધૂધ]ધુમાવુ,ગોટાવુ (૨) [લા ] મનમાં ગુસ્સે થવું–અકળાવુ ધૂંધવાવવુ (પ્રેરક)

ધૂધવુ અ૦ક્રિ૦ [જુઓ ધૂધ] (પ.) ધૂધવાવું

ધૂધળકું ન૦ [જુઓ ધૂધ] ઝાંખુ અજવાળુ

ધૂધળુ વિ૦ [જુઓ ધૂધ] ધૂમસવાળુ, ઝાખુ (૨) ન૦ સવારસાંજનો ઝાખો પ્રકાશ

ધૂધળાવું અ૦ક્રિ૦ [જુઓ ધૂધ, સર૦ हिं धुँधलाना] (ધુમાડાથી) ઝાખુ પડવું, અંધરાવુ

ધૂધળું વિ૦ (૨) ન૦ [સર૦ हिं धुँधला] જુઓ ધૂધળવું

ધૂધી વિ૦ ['ધૂધ' ઉપરથી ?] લીન, ગરક

ધૂંવાડો પુ૦ [સર૦ हिं. धुँआँ, प्रा. धूव]ધુમાડો

ધૂવાપૂવાં અ૦ જુઓ ધૂઆપૂઆ

ધૂવો પુ૦ જુઓ ધૂવાડો, ધુમાડો

ધૂશ(–સ) પુ૦ તડકો.(૨) સ્ત્રી૦ [રવ૦] રમઝટ

ધૂસરી સ્ત્રી૦, –રું ન૦, –ળ ન૦ ઝૂંસરી, ધુરા

ધૂસો પુ૦ [સર૦ हिं० धूसा, धौंसा. सं द्विशाट] જાડો કામળો

ધૃત વિ૦ [સં૦] ધારણ કરેલું (૨) ઝાલી રાખેલું ૦રાષ્ટ્ર પુ૦(સ )કૌરવોના બાપ –તિ સ્ત્રી૦ સ્થિરતા (૨) ધૈર્ય

ધૃષ્ટ વિ૦[સં ] હિંમતવાન (૨) બેશરમ, ઉદ્ધત ૦તા સ્ત્રી૦ હિંમત (૨) બેશરમી, ઉદ્ધતાઈ ૦દ્યુમ્ન પુ૦ (સ ) દ્રૌપદીનો ભાઈ

ધેડી સ્ત્રી૦ [સર૦ म , જુઓ ધી] કન્યા

ધેણુ(–ન) સ્ત્રી૦ [प्रा धेणु=નવી વિયાયેલી કે સવત્સા ગાય (सं धे ઉપરથી)] પહેલી વાર ગર્ભવતી થયેલી સ્ત્રી

ધેણાવું અ૦ક્રિ૦ [જુઓ ધેણ] (ગાય ભેંસનું) ઋતુમતી થવું

ધેન સ્ત્રી૦ ધેનુ, ગાય (૨) જુઓ ઘેણ

ધેનુ સ્ત્રી૦[સં] ગાય

ધેનુક પુ૦ સંગીતનો એક થાટ

ધેરવાવું સ૦ ક્રિ૦ [સં ધે=પીવું ઉપરથી ?] ઢોરને પાણી પાવું (?)

ધૈર્ય ન૦[સં] હિંમત (૨) ધીરજ(૩) સ્વસ્થતા. ૦વાન વિ૦ ધૈર્યવાળું [સ્વર 'ધ'

ધૈવત પુ૦[સં] સંગીતના સ્વરસપ્તકમાંનો છઠ્ઠો

ધો પુ૦ [પ્રા ધોઅ ધોવું ઉપરથી] પ્રવાહ (૨) પુ૦, સ્ત્રી૦ ધોવાણ, ધોવું તે. [-ધોવા=માર મારવો (૨) ખૂબ ધમકાવવું.] (૩) ધોવાવું તે. -લાગવો=પ્રવાહથી ધોવાવું.]

ધોકડી સ્ત્રી૦, -ડું ન૦ [સર૦ થોકડી (સ. સ્તોક)] રૂની મોટી ગાંસડી (૨) કાયા (૩) ['ધોકો' ઉપરથી] ધોવાનો ધોકો, ધોકણું. [-ખંખેરી નાખવી, ધોવી, ધોઈ નાખવી=માર મારવો (૨) ખૂબ ધમકાવવું.]

ધોકણુપાક પુ૦ ધોકણાનો માર.

ધોકણાટવું સ૦ક્રિ૦ ધોકણે ધોકણે મારવું

ધોકણી સ્ત્રી૦ નાનું ધોકણું

ધોક(૦ર)ણું ન૦['ધોકો' ઉપરથી]ધોવાનો ધોકો

ધોકલો પુ૦ [સર૦ ધક્કો, ધોકો] ધક્કો

ધોકાટવું, ધોકાપાક જુઓ 'ધોકો'માં

ધોકારાબંધ, ધોકારે અ૦ ઝપાટાભેર

ધોકાવવું સ૦ક્રિ૦ ['ધોકો' ઉપરથી] જોરાભેર ચલાવવું, ધકાવવું(૨) ધોકાટવું (૩) અ૦ ક્રિ૦ ઉતાવળે ચાલવું, ધકાવવું

ધોકો પું૦[પ્રા ધોઅગ(સં. ધાવક) પરથી] જાડી લાકડી,ધોકણું(૨)ગડદો(૩)નુકસાન(૪)[જુઓ ધોખો] ધોખો, દગો. [-ધરવો=ચિંતા રાખવી, સંશય રાખવો -પહોંચવો=ફટકો પડવો, નુકસાન થવું -હરવો=ચિંતા-ભય દૂર કરવા.] -કાપાક પુ૦ ધોકાનો માર (-આપવો, -ખાવો). -કાટવું સ૦ ક્રિ૦ ધોકે ધોકે મારવું

ધોખ પુ૦ [સર૦ 'થોક' (સં સ્તોક)] ઢગલો

ધોખવું અ૦ક્રિ૦ [સર૦ ધખવું, તથા ઝંખવું] ભૂખ્યાતરસ્યા રહેવું (૨) ઝૂરવું; વાટ જોતા ઊભા રહેવું [(૩)ચિંતા(૪)દગો

ધોખો પું૦ [સર૦હિં. धोखा]રોષ(૨) નુકસાન

ધોગલું ન૦ ['ધોટો' ઉપરથી] બૂઠો, ધાગલું

ધોડવું (ધો) અ૦ ક્રિ૦ (કા) જુઓ ધ્રોડવું

ધોડો (વો) પું૦ ['ધોડવું' ઉપરથી] (કા.) દોડ

ધોણ ન૦, -ણી સ્ત્રી૦ [પ્રા धोअण] ધો; ધોવું તે, ધોવાણ

ધોત વિ૦ [જુઓ ધૌત] સ્વચ્છ (૨) સફેદ

ધોતપનોત વિ૦ [ધોત + પનોત (પનોતું)] ઉદાર (૨) અ૦ પાયમાલ

ધોતલી સ્ત્રી૦ [જુઓ ધોતી] નાનું ધોતિયું

ધોતાળ વિ૦ [જુઓ ધોત] ઉદાર(૨) ખરચાળ, ઉડાઉ

ધોતિયું ન૦ [જુઓ ધોતી] ધોપાડું. [-છૂટી જવું, ઢીલું થઈ જવું, લેવાઈ જવું = ડરી જવું, ગભરાઈ જવું. -માથે મૂકવું= લાજશરમ છોડવી, નાગાઈથી વર્તવું]

ધોતી સ્ત્રી૦ [સ. धौत ઉપરથી]ધોતલી(૨)જુઓ ધોતી. ૦જોટો(-ડો) પું૦ ધોતિયાની જોડ

ધોધ,૦ડો(-વો) પુ૦ [રવ૦, સર૦ મ. धोधा, -व] ઊંચેથી જોરથી પડતો પાણીનો પ્રવાહ. ૦માર અ૦ પુષ્કળ; મોટી ધારાઓમાં

ધોન સ્ત્રી૦ પૃથ્વી [ઝાપટવું

ધોનારવું સ૦ક્રિ૦ [સર૦ મ. धोनारणें] મારવું;

ધોપો પુ૦ દમ (ચલમ વગેરેનો ?)

ધોબણ (ણ,) સ્ત્રી૦ ધોબીની સ્ત્રી કે ધોબી સ્ત્રી

ધોબી પુ૦ ['ધોવું' ઉપરથી, પ્રા. धोवय, સર૦ હિં, મ] કપડાં ધોવાનો ધંધો કરનારો. [-નો કૂતરો=ઠામ ઠેકાણા વગરનો-રખડતો આદમી.] ૦કણું ન૦ ધોકણું ૦ખાનું ન૦ ધોબીકામ કરવાનું સ્થાન ૦ઘટો, ૦ઘાટ પું૦ ધોબીને કપડાં ધોવાની જગા. ૦પછાડ સ્ત્રી૦ [સર૦ હિં, મ.] કુસ્તીનો એક દાવ

ધોબીન ન૦ [સર૦ હિં. धोबिन] એક પક્ષી

ધોબું વિ૦ [સર૦ કાનડી दोप्प=જાડું, મ. धोवड, डोवड] ઠોઠ, કમઅક્કલ (૨) ન૦ ઈંટ; રોડું

ધોબો પું૦ ['ધોબું' ઉપરથી] ઠોઠ માણસ (૨)

[સર૦ ખોબો ] ખોબો, અંજલિ (૩) ખોબાના આકારનું ચાદીનુ પાત્ર
ધોમ પુ૦ સૂર્ય (૨) સખત તડકો (૩) ક્રોધ. [-ધખવો = સખત તાપ પડવો (૨) અતિશય ગુસ્સે થવું ]
ધોમરા ન૦ એક પક્ષી
ધોયલો પુ૦ [ ધોવું' ઉપરથી] અડદનો લાડુ [-આપવો, -કાઢવો, -ધોવો = માર મારવો (૨) ધમકાવવું ] -લાપાક પુ૦ માર [-આપવો = સખત માર મારવો ]
ધોયેલું વિ૦ 'ધોવું'નું કૃદત. [-મોતી = સગાં વહાલાં વિનાનું એકલું માણસ (૨) ઉપર ઉપરનો ભપકો બતાવનારું માણસ ]
ધોરણ ન૦ [સં ] લક્ષણ (૨) શાળાનો વર્ગ, શ્રેણી (૩) પ્રમાણ, ક્રમ (૪) વહીવટ, પદ્ધતિ
ધોરિંધર વિ૦ + ધુરધર
ધોરિયો પું૦ [સં ધુર્ય, પ્રા ધોરિય] બે બળદની વચ્ચે રહેતું ગાડાનું લાકડું; ઊધ (૨) બળદ (૩) [સં ધૃ ?] પાણીની નીક, ઢાળિયો (૪) ધોરો
ધોરી વિ૦ [ પ્રા ધોરિય, સં ધુર્ય ] મુખ્ય, સરિયામ, મોટું (૨) પું૦ ધોરી બળદ (૩) દીકરો ૦ડો પુ૦ મોટો-ધોરી બળદ
ધોરો પુ૦ [સં ધૃ] અગાસીની પાળ, ઓટલાનો તકિયો (૨) ઝાડની ચોતરફ કરાતો માટીનો ઓટલો (૩) ખેતરની પાળ (૪) [સં ધુર્ય] ભાયડો, મરદ માણસ [-પાડવો = વણાટમાં બે તાર સાથે નાખવા ]
ધોલ (ધૉ) સ્ત્રી૦ [સર૦ હિં ધૌલ] તમાચો [-ખાવી, -પડવી = તમાચો વાગવો (૨) શીખવાનું મળવું ] ૦ધક્કો પુ૦ ધોલ અને ધક્કો ૦ધાપટ સ્ત્રી૦ જુઓ ધોલધાપટ [-કરવી = સહેજસાજ મારવું ] -લાટવું સ૦ ક્રિ૦ ધોલે ધોલે મારવું
ધોલા(-વા)ઈ સ્ત્રી૦ [હિં ] જુઓ ધોવાઈ
ધોવડા(-રા)મણ ન૦ ['ધોવું' ઉપરથી] ધોવાઈ (૨) ધોતાં વધેલું પાણી, નિગાળ -ણી સ્ત્રી૦ ધોવાઈ
ધોવડા(-રા)વવું સ૦ક્રિ૦ 'ધોવું'નું પ્રેરક
ધોવણ ન૦ [સં ધાવન, પ્રા ] ધો, ધોણ (૨) ધોવડામણ (૩) ધોવાની ક્રિયા
ધોવાઈ સ્ત્રી૦ ['ધોવું' ઉપરથી] ધોવાનું મહેનતાણું
ધોવાવું અ૦ક્રિ૦ 'ધોવું'નું કર્મણિ (૨) [શરીર ] ઘસાવું, ક્ષીણ થવું [ધોવાઈ જવું તે
ધોવાણ ન૦ [ ધોવું' ઉપરથી] (પાણીથી માટીનું)
ધોવું સ૦ ક્રિ૦ [સં ધાવ્, પ્રા ધોઅ, -વ] પાણીથી સાફ કરવું [ધોઈ કાઢવું, નાખવું = સખત માર મારવો (૨) પાણી ફેરવવું વ્યર્થ જાય એમ કરવું (૩) [વૃત્તિને] મનમાંથી દૂર કરવું (૪) નિંદવું, માન ઘટાડવું. ધોઈ પીવું = નકામું રાખી મૂકવું (૨) ન લેખવવું, ધ્યાન ન આપવું ધોઈ વાળવું = માંહોમાંહે માંડી વાળવું, પતાવવું (૨) પાણી ફેરવવું, વ્યર્થ જાય એમ કરવું ધોવાઈ જવું = વ્યર્થ જવું (૨) લોહી વિનાના થવું, તવાઈ જવું ]
ધોસો પુ૦ જુઓ ધૂંસો
ધોળ (ધૉ) પુ૦, ન૦ [સં ધવલ] ગીતનો એક પ્રકાર ૦મંગળ ન૦બ૦વ૦ ધોળ અને મંગળ, લગ્ન વખતનાં ગીતો
ધોળકું (ધૉ) ન૦ ['ધોળવું' ઉપરથી] ધોળવું તે (૨) [ શ૦પ્ર૦માં ] ( કટાક્ષમાં ) સફળતા, બહાદુરી. [-કરીને આવવું = કાંઈ કામ પાર પાડ્યા વિના પાછું આવવું -ધોળવું = સફળતા મેળવવી, ફાયદો કરવો (૨) [કટાક્ષમાં] નિષ્ફળ જવું, કશું પાર ન પાડવું ]
ધોળવું (ધૉ) સ૦ ક્રિ૦ ['ધોળું' ઉપરથી] ચૂનો લગાડવો (૨) ન૦ જાડી ખરા [ધોળી આવવું = કામ પાર પાડવું, ફાયદો કરીને આવવું (૨) [કટાક્ષમાં] કાર્યસિદ્ધિ ન થવી ધોળ્યું ને ઊઘડ્યું = કાંઈ સારું કામ ન થવું ]
ધોળાઈ સ્ત્રી૦ ધોળવાનું મહેનતાણું
ધોળિયા ઘઉં પુ૦બ૦વ૦ ઘઉંની એક જાત
ધોળું (ધૉ) વિ૦ [સં ધવળ] સફેદ, ઊજળું. [ધોળા ઉપર કાળું કરવું = લખવું (૨) કીર્તિને કલંક લગાડવું ધોળામાં ધૂળ પડવી = ઘરડેઘડપણ કીર્તિને બટ્ટો લાગવો ધોળું પૂણી જેવું = સાવ ફીકું, લોહી વિનાનું. ધોળે દહાડે = દિવસને વખતે; છડેચોક ]-ળાશ સ્ત્રી૦ ધોળાપણું -ળાં ન૦બ૦વ૦ પળિયાં. -ળિયો વિ૦પુ૦ ધોળો

(બળદ, કૂતરો વગેરે) (૨) પુ૦ નિર્ધન માણસ. ૦ધબ વિ૦ સાવ સફેદ. ૦ફક (–ક્ક) વિ૦ એકદમ ધોળું. ૦બખ વિ૦ (+[સં. बक] બગલાની પાંખ જેવું ધોળું. ધોળો હાથી પુ૦ (લા) અતિશય ખર્ચ કરવું પડે તેવું પ્રાણી કે વસ્તુ. [–બંધાવવો=બહારથી આપ્યું કહેવાય પણ ખરી રીતે ખર્ચ કરી પાયમાલ થાય એવું સોંપવું.]

ધોળેશરી (ધો) સ્ત્રી૦ રૂની દેવી

ધોંસ (ધો૦) સ્ત્રી૦ ધસારો [–પડવી]

ધોંસરી (ધો૦) સ્ત્રી૦,–રું ન૦ ધૂંસરી

ધોંસાં (ધો૦) ન૦બ૦વ૦ (કા) ગપ્પાં

ધૌત વિ૦ [સં] ધોયેલું (૨) સ્વચ્છ, શુભ્ર

ધૌતિ(–તી) સ્ત્રી૦ [સં.] હઠયોગની એક ક્રિયા કે તે કરવાની કપડાની પટ્ટી

ધૌર્ત્ય ન૦[સં.] ધૂર્તતા [ ધરનાર

ધ્યાત વિ૦ [સં.] ધ્યાન ધરાયેલું –તા પુ૦ ધ્યાન

ધ્યાન ન૦ [સં] ચિંતન (૨) લક્ષ, એકાગ્રતા (૩) યોગનાં આઠ અંગોમાંનું એક [–આપવું =લક્ષ આપવું. –કરવું=એકચિત્ત થઈને ચિંતવવું. –ખેંચવું=લક્ષ દોરવું; લક્ષમાં આણવું. –જવું=લક્ષ જવું, નજર પડવી –દેવું=લક્ષ આપવું. –દોરવું=લક્ષ ખેંચવું. –ધરવું=જુઓ ધ્યાન કરવું –પર લેવું= ધ્યાન દેવું; ધ્યાનમાં લેવું.–પહોંચવું=લક્ષમાં આવવું; મનમાં ઊતરવું. –બહાર જવું= લક્ષમાં ન આવવું–રહેવું. –રાખવું =લક્ષ રાખવું. ધ્યાનમાં આવવું=સમજાવું (૨) ગમવું, પસંદ પડવું ધ્યાનમાં રાખવું= યાદ રાખવું, લક્ષમાં રાખવું. ધ્યાનમાં લેવું =લક્ષ પર લેવું, દાદ આપવી ] ૦બહેરું વિ૦ ધ્યાનની એકાગ્રતાને લીધે બહેરું ૦મંત્ર પું૦ ધ્યાનનો મંત્ર, 'મોટો' ૦માર્ગ પુ૦ જેમાં ધ્યાન મુખ્ય સાધન છે એવો સાધનાનો માર્ગ. ૦યોગ પુ૦ ધ્યાન જેનું મુખ્ય અંગ છે તે યોગ ૦સ્થ વિ૦ ધ્યાનમાં બેઠેલું –નાનંદ પુ૦ [+आनंद] ધ્યાનનો આનંદ –નાસન ન૦ [+आसन] ધ્યાન માટે અનુકૂળ આસન. –ની વિ૦ ચિંતનશીલ (૨) ધ્યાન ધરનારું

ધ્યાવું સ૦ક્રિ૦ [સં. ध्यै] ચિંતવવું; ધ્યાન કરવું

ધ્યેય વિ૦ [સં] ધ્યાન કરવા યોગ્ય; ચિંતનીય (૨) ન૦ આદર્શ; લક્ષ્ય, નેમ. ૦વાદ પું૦ ધ્યેય–આદર્શ પરથી, નહિ કે વ્યવહાર પરથી, કર્મ ધર્મ વિચારનારો વાદ, 'આઈડિએલિઝમ.' ૦વાદી વિ૦ (૨) પુ૦ ધ્યેયવાદમાં માનનાર

ધ્રાગવું ન૦ [જુઓ ધોગવું] બૂહો, ધામવું

ધ્રાવું સ૦ક્રિ૦ અધરકવું

ધ્રાશ(–સ)કો પું૦ [જુઓ ધાસકો] ફાળ

ધ્રાંગો (૦) પુ૦ [જુઓ ધાગો] છાંટો, ટીપું (૨) [સર૦ दे. धरग=કપાસ, हिं धागा] ધાગો; તાતણો

ધ્રાંઠ (૦) ન૦ એક જાતનું ઘાસ

ધ્રાંશ (૦) સ્ત્રી૦ ઉધરસ, ધાસ (કા.)

ધ્રુજાટ પુ૦, –રી સ્ત્રી૦ [જુઓ ધ્રૂજવું] કંપારી; ધ્રુજારી. –રો પું૦ ધ્રુજારો –વવું સ૦ક્રિ૦, –વું અ૦ક્રિ૦ ધ્રૂજવું'નું પ્રેરક ને ભાવે

ધ્રુ(૦વ) પદ પુ૦ ગાયનનો એક પ્રકાર (૨) પદની પ્રથમ કડી; ટેક (૩) એક જાતનો તાલ. –દિયો પુ૦ ધ્રુપદ ગાનારો

ધ્રુવ વિ૦ [સં] સ્થિર, નિશ્ચળ (૨) નિશ્ચિત (૩) પુ૦ પૃથ્વી જે કલ્પિત આંસ પર ફરે છે તે ઉત્તર અને દક્ષિણ તરફના બે છેડામાંનો પ્રત્યેક (૪) તે છેડાના સ્થાન પાસેનો તારો (૫)[સં ] ઉત્તાનપાદનો પુત્ર–પ્રખ્યાત વિષ્ણુ-ભક્ત ૦કા સ્ત્રી૦ જુઓ ધ્રુવપદ. ૦કાંટો પુ૦ હોકાયંત્ર. ૦તારક પુ૦ ધ્રુવનો તારો (૨)[લા ] અટલ લક્ષ્ય. ૦તાલ પું૦ સંગીતનો એક તાલ. ૦પદ ન૦ અચળપદ–ધામ (૨) જુઓ ધ્રુપદ. ૦પદિયો પું૦જુઓ ધ્રુપદિયો ૦મત્સ્ય ન૦ ધ્રુવ અને તેની પાસેના છ મળીને સાત તારાઓનું ઝૂમખું ૦વૃત્ત ન૦ ઉત્તર કે દક્ષિણ ધ્રુવ પાસેનો પ્રદેશ (૨૩ાા અંશ સુધીનો)

ધ્રુસકો પું૦ [જુઓ ધ્રુસકો] ભેંકડો

ધ્રૂજ સ્ત્રી૦[જુઓ ધ્રૂજવું]ધ્રુજારી. ૦વવું સ૦ક્રિ૦ ધ્રુજાવવું ૦વું અ૦ક્રિ૦ કંપવું; થરથરવું

ધ્રો સ્ત્રી૦ [જુઓ ધરો] દુર્વા

ધ્રોઠવું (ધ્રો) સ૦ક્રિ૦ (ગ્રા) ઢાંકવું

ધ્રોપટ અ૦[સર૦ रोपट] (કા.)ધાધરું,સીધેસીધું

ધ્રોલિયુ (ધ્રો) ન૦ [સર૦ ધોલિયું] છાશ ભરવાનું મોટું વાસણ
ધ્વજ પુ૦ [सं] ધજા, વાવટો ૦પટ પું૦ધજાનું કપડું. ૦ધર પુ૦ ધજા ધરનારો. ૦યષ્ટિ સ્ત્રી૦ ધજાની લાકડી. ૦વંદન ન૦ ધ્વજને વંદવું તે કે તેનો વિધિ -આરોપણ ન૦ [+ आरोपण] વાવટો ચડાવવો તે
ધ્વનન ન૦ [सं] અસ્પષ્ટ અવાજ, ગણગણાટ (૨) વ્યંજના
ધ્વનિ પુ૦ [सं] અવાજ (૨) વ્યંજના. ૦કાવ્ય ન૦ વ્યંગ્યાર્થપ્રધાન કાવ્ય ૦ત વિ૦ અવાજવાળું (૨) વ્યંજનાવાળું (૩) ન૦ કવિ ખબરદારે રચેલો એક છંદ ૦વર્ધક ન૦ ધ્વનિને વધારનારું એક યંત્ર, 'મેગાફોન' ૦શાસ્ત્ર ન૦ સ્વરનું શાસ્ત્ર
ધ્વસ્ત વિ૦ [सं.] ઉખાડી નાખેલું; રખડેલું
ધ્વંસ પું૦ [सं] વિનાશ
ધ્વાંક્ષ પુ૦ [सं] કાગડો
ધ્વાંત ન૦ [सं] અંધારુ

# ન

ન પુ૦ [सं] દંતસ્થાની અનુનાસિક વ્યંજન (૨) અ૦ ના, નહિ ૦કાર પુ૦ ન અક્ષર કે ઉચ્ચાર (૨) ના [-ભણવો, -વાસવો = ના પાડવી ] ૦કારાત્મક વિ૦ [+आत्मक] નકાર વાળું, નિષેધક ૦કારાંત વિ૦ [+ अंत] છેડે નકારવાળુ ૦ન્નું ન૦ +, ૦ન્નો પુ૦ નકાર
નઇકે અ૦ [सं निकट, प्रा णिअड] નજીક (૨) પાકે, મોઢે
નઇડો પુ૦ ભીલની એક જાતનો માણસ
નઈ (ન') સ્ત્રી૦ દૂધી ૦યું ન૦ એના છોડ પર થતુ શાકફળ
નકટી સ્ત્રી૦ એક વનસ્પતિ
નકટુ વિ૦ [જુઓ નાકકટ્ટું, સર૦ हिं नाककटा, म नकटा] નાક વિનાનું (૨) [લા.] બેશરમ [નકટાની નાત = ખરું ખોટું સમજાવી બીજાને પોતાના જેવા કરવાનો પ્રયત્ન કરનારી ટોળકી (૨) બેશરમ માણસોનું ટોળું નકટાનું નાક કાપે તેવું = ધાર વિનાનું, બૂઠું ]
નકતી સ્ત્રી૦ એક પક્ષી
નકતો પુ૦ એક પક્ષી
નકતો પુ૦ [अ नुक्तह] અજબ તર્ક, બુટ્ટો (૨) નુક્તો, ટપકું
નકર અ૦ નહિ તો, નીકર
નકરામણુ ન૦ ['નકારવું' ઉપરથી, સર म नकराई] હૂંડી ન શીકરાતાં આપવી પડતી નુકસાની
નકરી સ્ત્રી૦ [हिं नुकरी ?] એક પક્ષી
નકરું વિ૦ [સર૦ दे णक्‍कर] નર્યું, સાવ (૨) [ન + કર ઉપરથી] મહેસૂલમાંથી મુક્ત (૩) જ બળ કે લફરાં વિનાનું [નાય
નકલ સ્ત્રી૦ [સર૦ हिं नकेल, म नकील] ઊંટની નાથ
નકલ સ્ત્રી૦ [अ नक्‍ल] મૂળ ઉપરથી ઉતારેલું બીજું લખાણ (૨) અનુકરણ (૩) જોડી કાઢેલી વાર્તા [-ઉતારવી = મૂળ ઉપરથી બરાબર લખવું, નકલ કરવી ]૦ખોર, ૦બાજ વિ૦ નકલ કરનાર, મસ્કરો, વેષધારી -લિયુ વિ૦ નકલી -લિયો પુ૦ નકલ કરનાર કારકુન (૨) વેશધારી, મસ્કરો -લી વિ૦ બનાવટી, કૃત્રિમ (૨) પુ૦ વેશધારી, મસ્કરો
નકલંક(-કુ) વિ૦ [सं] કલંક વિનાનું, શુદ્ધ
નકલનોર ન૦ [સર૦ हिं] એક પક્ષી
નકવેસર ન૦ [નક (નાક) + વેસર] નાકની વાળી, નથ
નકશી સ્ત્રી૦ [अ] કોતરકામ ૦કામ ન૦ નકશી ૦ગર પુ૦ કોતરકામ કરનાર ૦દાર વિ૦ નકશીવાળુ [આલેખ
નકશો પુ૦ [अ] જગા કે પ્રદેશનો માપસર
નકસ પુ૦ સ્ત્રી૦ [સર૦ म नक्श (अ नक्श = લાયકાત ?)] શાખ, પ્રતિષ્ઠા (૨) જોર, પાણી [-કાપવી, -કાપી નાખવી, -લેવી ]
નકામું વિ૦ [प्रा णिकम्म (सं निष्कर्मन्)] ઉપયોગ વિનાનું (૨) અ૦ નિરર્થક, વિનાકારણ
નકાર, -રાત્મક, -રાંત [सं] જુઓ 'ન'માં
નકારવું સ૦ ક્રિ૦ [નકાર પરથી] ના પાડવી (૨) [હૂંડી] ના શિકારવી

નકારી સ્ત્રી૦ નકારવું તે [નઠાર(૨)જિદ્દી
નકા(-ક્કા)રું વિ૦ [फा. नाकारह्, हिं. नकारा]
નકાસ પું૦ [अ. नख्खास] કસાઈવાડો (૨) ફાંસી દેવાની જગા
નકાળજું વિ૦ [ન + કાળજું] બેફિકર
નકીબ પું૦ [अ] છડીદાર; ચોબદાર
નકીર વિ૦ [अ.] ઘણુ નાનું, તુચ્છ (૨) ગરીબ (૩) પું૦(સ ) એક ફિરસ્તો (૪)સ્ત્રી૦ [જુઓ ફકીર] ફીટી [નાનો પાંઠવ
નકુલ(-ળ) પું૦ [સં.] નોળિયો(૨)(સં.) સૌથી
નકૂચો પું૦ વાળેલો આંકડો.(સાકળ કે આંકડી ભરવવાનો). -ચી સ્ત્રી૦ નાનો નકૂચો
નકો પું૦ જુઓ નાક [-દામવો=ઢોરને મોઢે મોરડી બાધી, તેનો એક છેડો તેને પગે બાંધવો (નાસે નહિ માટે) ]
નકો(-ક્કો)રડો વિ૦ પું૦ કશું ખાધા વિનાનો (ઉપવાસ). [-ખેંચવો=નકોરડો ઉપવાસ કરવો]
નક્ક(-ક્કૂ)ર વિ૦ [दि. णिक्कल=પોલાણથી રહિત;અથવા अ नुक्रह]પોલુ નહિ તેવું,સંગીન
નક્કારું વિ૦ જુઓ નકારું
નક્કી વિ૦ [अ.] ચોક્કસ,ખાતરીવાળુ (૨)અ૦ જરૂર, ખચીત [-કરવું, -થવું]
નક્કૂર વિ૦ જુઓ નક્કર
નક્કોરડો વિ૦ પું૦ જુઓ નકોરડો
નક્ર પું૦ [સં] મગર
નક્ષત્ર ન૦[સં.] તારાનું ઝૂમખુ,કૃત્તિકા,રોહિણી, મૃગશીર્ષ વગેરે ૨૭માંનું દરેક(૨)૨૭ની સંજ્ઞા ૦નાથ, ૦પતિ પું૦ ચંદ્ર ૦નેમિ પું૦ ધ્રુવતારો (૨) ચંદ્ર (૩)[સ્ત્રી૦]રેવતી નક્ષત્ર. ૦માલા, -ળા સ્ત્રી૦ ૨૭ નક્ષત્રોની માળા-હાર. ૦યોગ પું૦ ચંદ્રની સાથે નક્ષત્રનો સંબંધ
નક્ષત્રી વિ૦ સ્ત્રી૦ [ન + ક્ષત્ર] ક્ષત્રિય વિનાની -ત્રુ વિ૦ ક્ષત્રિય વગરનુ
નખ પું૦ [સં, प्रा णख]હાથપગના આગળાંના ટેરવા પરનું હાડકુ (૨)પશુપખીને હોતો નહોર (૩) ન૦ વીસની સંજ્ઞા [-ઉતરાવવા, લેવરાવવા=વધેલા. નખ કાપી નખાવવા -ઉપર ચાલવું=ધીરે ધીરે ચાલવું-કોમળ તાથી ચાલવું -ખૂંપવો=પ્રવેશ થવો, કાબૂ આવવો. -જેટલું=ઘણું નાનું (૨) વિસાત વિનાનું. -નખ બોલવું=બહુ મોટેથી ગર્વ-ભેર બોલવું.-પર દહાડા ગણવા=અત્યંત આતુરતાથી રાહ જોવી,-મારવા=નખ વડે ઉઝરડા કરવા નખથી શિખા સુધી=આખે શરીરે. નખનું ઝેર=નખના વલૂરા વાટે પસરતું ઝેર. નખમાં રોગ ન હોવો= સંપૂર્ણ તદુરસ્ત હોવું.] ૦ક્ષત ન૦ નખથી-થયેલું ક્ષત. ૦ચિત્ર ન૦ નખથી કોતરેલું ચિત્ર. ૦ભર વિ૦ બહુ જ નાનું. ૦ર પું૦ નખ
નખતેલ ન૦[अ. नक्त] એક તેલ, 'નેપ્તા'
નખર પું૦ [સં] નખ
નખરું ન૦ [फा. नखह्] લટકું; શૃંગારિક ચેષ્ટા. -રાળું, -રાંખોર, -રાંબાજ વિ૦ નખરાં કરનાર
નખલાકોર સ્ત્રી૦[નખલો+કોર]નખભાતની કોર
નખલિયું ન૦, નખલી સ્ત્રી૦ ['નખ' ઉપરથી] સ્ત્રીઓનું કાનનું એક ઘરેણુ
નખલેખ પું૦ [નખ + લેખ] નખે કોતરેલું લખાણ ૦ક પું૦ નખે કોતરનાર
નખલો પું૦ ['નખ' ઉપરથી]નખના આકારનો આલ્લો (૨) નખથી કાંતેલુ રેશમ (૩) નખનો ઉઝરડો (૪) [સર૦ हिं. नखरी, म नखला] એક વનસ્પતિ (૫) નખલી (૬) [अ. नक्श] સુતારનું નકશીકામ માટેનું ઓજાર (૭) [?] ચહેરો [શરીરે
નખશિખ અ૦[સં] પગથી માથા સુધી,આખે
નખાઘાત પું૦ [સં.] જુઓ નખક્ષત
નખાવવું સ૦ક્રિ૦,નખાવું અ૦ક્રિ૦ 'નાખવું'નું પ્રેરક ને કર્મણિ
નખિયું ન૦ ['નખ' ઉપરથી] નખ કાપવાનુ એક ઓજાર (૨) નસ ઉતારેલી શિંગ (૩) નખનો ઉઝરડો. [નખિયાં પાડવાં=ઘૂઘરા વગેરે ઉપર નખની છાપ પાડવી નખિયાં ભરવાં=નખના ઉઝરડા કરવા ]
નખી વિ૦['નખ' ઉપરથી] અણીદાર નખવાળું (૨) સ્ત્રી૦ મઢેલો નખ (૩) વાદ્યના તાર વગાડવાની તારની એક ચીટી (૪) નખિયુ

નખે અ૦ [સર૦ म नक्को] નહિ (સુ)
નખેતર વિ૦ [प्रा णक्खत्त] અશુભ; નખેદ (૨) ન૦ [સર૦ म नखेत्र]+નક્ષત્ર
નખેદ વિ૦ [प्रा णक्खत्त(सं नक्षत्र)] અશુભ
નખોદ ન૦ [सं. नि (અત્યંત) + ખોદ (प्रा खोद, सं क्षोद=વિનાશ, ભુક્કો)?] વંશનો ઉચ્છેદ (૨) સત્યાનાશ [-ઘાલવું, -વાળવું=જડમૂળથી સર્વનાશ કરવો, પૂરી પાયમાલી કરવી -જવું=નિર્વંશ જવો (૨) પૂરી પાયમાલી થવી. -વળવું=પૂરી પાયમાલી થવી] ૦પાટી સ્ત્રી૦ જુઓ નખોદ [-વાળવી = નખોદ વાળવું] ૦ણ (-ણી) સ્ત્રી૦ નખોદિયા સ્ત્રી -દિયુ વિ૦ વિનાશકારક (૨) વાંઝિયું (૩) ન૦ નિર્વંશ થયેલાનું ધન
નખોરિયુ ન૦ નખનો ઉઝરડો
નગ પુ૦ [सं] પર્વત (૨) સાતની સંજ્ઞા ૦પતિ પુ૦ [सं] હિમાલય [(૭ઃ૨ાશ)
નગણ પુ૦ [सं] ત્રણ લઘુ અક્ષરવાળો ગણ
નગ(-ગુ)ણુ વિ૦ [ન+ગુણ? સર૦सं नग्न, प्रा णगिण = નાગુ] ગુણ-ઉપકાર ભૂલી જનાર, કૃતઘ્ન
નગદ(-દી) વિ૦ [अ नक़्द] રોકડુ (૨)કીંમતી (૩) ભારે, સંગીન [-ઘરાક=ખમતી આસામી, સધ્ધર માણસ -થઈને બેસવું =રોકડા રૂપિયા કબજે કરી બેઠેલા કે પારકાં નાણાં દબાવીને નાદારી બતાવતા માણસ માટે વપરાય છે -નાણું =રોકડી મિલકત, ગમે તે વખતે રોકડા રૂપિયા મળે તેવી મિલકત -નારાયણ પુ૦= રોકડનાણું, રૂપિયા (૨)વિ૦રોકડનાણાંવાળા માણસ(૩)[વ્ય ગમા] કંગાલ માણસ. -માણસ=પહોંચેલ માણસ. -માલ=માલમલીદા જેવા તર ખોરાક, પાકો માલ]
નગર ન૦ [सं] શહેર ૦કીર્તન ન૦ શહેરમાં ગાતા ગાતા ફરવું તે ૦ચર્ચા સ્ત્રી૦ લોકવાયકા. ૦નારી સ્ત્રી૦ વેશ્યા ૦પડો પું૦ [सं पटह, प्रा पडह] નગરમાં દાંડી પિટાવવી તે. ૦પ્રદક્ષિણા સ્ત્રી૦ નગરની પ્રદક્ષિણા ૦શેઠ, ૦શ્રેષ્ઠી પુ૦ નગરનો આગેવાન શેઠ
નગરચો પુ૦ એક રમત [સાલ્લો
નગરિયું ન૦ ['નગરી' ઉપરથી?] એક જાતનો
નગરી સ્ત્રી૦ [सं] શહેર (૨) વિ૦ નગરનું, શહેરી
નગ(-ગુ)રુ વિ૦[સર૦ નગણુ] નગણુ, નઘોરુ (૨) બેશરમ (૩) [ન+ગુરુ] ગુરુ વિનાનું
નગાધિરાજ પુ૦ [सं] હિમાલય
નગારુ ન૦ [फा नक्कारह, अ नकारा, સર૦ हिं., म नगारा] ઢોલ -રખાનું ન૦ ટંકારખાનું -રચી પુ૦ [+ચી] નગારુ વગાડનાર
નગીન ન૦ [फा] રત્ન.૦ગર પુ૦ રત્નજડનાર -ના વાડી સ્ત્રી૦ તળાવ વચ્ચે (જડેલા નગ પેઠે શોભતી) આવેલી વાડી કે બગીચો -નો પું૦ નગીન, રત્ન (૨) ચતુર માણસ
નગુણુ વિ૦ જુઓ નગણુ [નગરું
નગુરુ વિ૦ [સર૦ हिं, म निगुरा] જુઓ
નગોડ સ્ત્રી૦ [સર૦ म निगूड] એક વનસ્પતિ
નગ્ન વિ૦ [सं] નાગુ (૨) ઉઘાડુ (૩) બેશરમ ૦ચર્યા સ્ત્રી૦ નગ્નાવસ્થામાં રહેવું તે -ગ્નાવસ્થા સ્ત્રી૦ [+अवस्था] નાગાપણુ
નઘરોળ વિ૦ [दे णिग्घोर =દયાહીન] નઠોર, જડ (૨) બેફિકરુ
નઘોરુ વિ૦ + જુઓ નગણું; નગરું
નચ(-ચા)વવુ સ૦ક્રિ૦ 'નાચવું'નું પ્રેરક
નચિકેત(-તા) પુ૦ [सं] (સં) યમરાજા પાસેથી બ્રહ્મવિદ્યા શીખી લાવનાર બ્રાહ્મણકુમાર (૨) અગ્નિ
નચિંત વિ૦ [ન+ચિંતા] બેફિકર ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦ બેફિકરાઈ -તે અ૦ નચિંતતાપૂર્વક
નચૂકો પુ૦ જુઓ નકૂચો -કી સ્ત્રી૦જુઓ નકૂચી
નછરુ વિ૦ અલગ, જુદ
નછૂટકે અ૦ [ન૦ + છૂટકો] નાછૂટકે, ન ચાલ્યે, લાચારીથી [વાંઝિયુ (૨) નાદાન
નછોરવું વિ૦ [ન + છોરુ] છોકરા વિનાનું
નજદીક અ૦ [फा] પાસે, નજીક
નજર સ્ત્રી૦ [अ] દૃષ્ટિ (૨) લક્ષ. [-ઉતારવી =નઠારી દૃષ્ટિથી થયેલી અસર દૂર કરવા માથે રાઈમીઠુ ઉતારી ટુચકો કરવો -ઉતારી

નાખવી = દયાદૃષ્ટિ ઓછી કરવી.–કરવી = નજર નાખવી; જોવું (૨) મહેરબાની કરવી. –ખેંચવી = ધ્યાન ખેંચવું (૨) આંખ તાણીને લાંબે સુધી જોવું –ઘાલવી = ચિત્ત પરોવવું (૨) દાનત બગાડવી. –ચાલવી = જુઓ નજર પહોંચવી. –ચુકાવવી, ચૂકવવી, ચોરાવવી = ધ્યાન ચુકાવીને–થાપ આપીને કાંઈ કામ કરવું.–ચૂકવું = ધ્યાન બહાર જવું, સરતચૂક થવી –ચોંટવી = નજર લાગવી (૨) નજર ખૂંપવી, ધ્યાન બેસવું –ટૂંકી હોવી = દીર્ઘદૃષ્ટિ ન હોવી, લાંબો વિચાર કરવાની શક્તિ કે પહોંચ ન હોવી. –તળે રાખવું = ધ્યાનમાં રાખવું; દેખરેખ રાખવી –પડવી = દીઠામાં આવવું, જોવું. –પહોંચવી = જોવાવું (૨) બુદ્ધિ ચાલવી; સમજમાં આવવું –બગડવી = કુદૃષ્ટિ થવી, ઓળવવાની કે પાપ કરવાની દુર્બુદ્ધિ થવી. –બાંધવી = જાદુની અસરથી પોતે ઇચ્છે તેવું જ બીજા જુએ તેમ કરવું (૨) નજર લાગી હોય તેને દૂર કરવા ટુચકો કરવો.–બેસવી = ધ્યાનમાં આવવું, સમજાવું (૨) નજર લાગવી –લાગવી = જેની નજરમાં નુકસાન પહોંચાડવાની શક્તિ મનાય છે એવાની સ્પૃહાભરી નજરે પડતાં, ખરાબ અસર થવી. –લાગે એવું = નજર લાગે એવું સુંદર નજરનું ખોટું = કુદૃષ્ટિવાળું; પાપી; અપ્રમાણિક નજરમાં આવવું = પસંદ પડવું. નજરમાં ઘાલવું = ધ્યાનમાં રાખવું (૨) નુકસાન કરવાની તજવીજમાં રહેવું. નજરે આવવું, –ચડવું, –પડવું = દીઠામાં આવવું. નજરે ઓળખવું = દીઠે ઓળખવું નજરે જોવું = પ્રત્યક્ષ જોવું; જાતે તપાસવું.] ૦કેદ સ્ત્રી૦ નજર આગળથી ખસે નહિ તેટલા પૂરતી કેદ. ૦ચૂક સ્ત્રી૦ ધ્યાન બહાર રહેલી ભૂલ, સરતચૂક. ૦ચોર પું૦ નજર ચુકાવનાર ૦ચોરી સ્ત્રી૦ ૦બક્ષી સ્ત્રી૦ રહેમનજર કરવી તે ૦બંધી સ્ત્રી૦ જાદુથી ઠેકાણેની આંખને ભુલાવામાં નાખવી તે.૦બાગ પું૦ મકાન પાસેનો બાગ. ૦બાજ વિ૦ સાવધાન, ચોમેર નજર રાખનાર (૨) પું૦ જાસૂસ. ૦વેગ પું૦ નજર જેવો વેગ. ૦વેગું વિ૦ નજરવેગવાળું, ખૂબ ત્વરિત. –રા(–રે)-નજરે અ૦ દેખતાં; આંખ સામે, પ્રત્યક્ષ. –રાવું અ૦ક્રિ૦ નજર લાગવી –રિયું-ન૦ નજર ન લાગવા માટે કરાતું ગાલ પરનું મેશનું ટપકું કે માદળિયું વગેરે ટુચકો

નજર સ્ત્રી૦ [अ नज़्र], –રાણું ન૦, –રાણો પું૦ [फ़ा. नज़रानह्] ભેટ, બક્ષિસ [નજર કરવું = ભેટ ધરવી, બક્ષિસ આપવું]

નજલો(–ળો) પું૦[फ़ा.] એક રોગ [–ઊતરવો = નજલાનો રોગ થવો] [નજરમાં

નજરા(–રે)નજર, નજરાવું,નજરિયું જુઓ

નજાકત સ્ત્રી૦ [अ.] નાજુકાઈ

નજિસ વિ૦ [अ.] ગંદું (૨) નીચ, હલકું

નજીક અ૦[સર૦ हिं., म., જુઓ નજદીક]પાસે

નજીવું વિ૦ [ન + જીવ] માલ વિનાનું(૨)સહેજ

નજૂમ પું૦[अ] જ્યોતિષવિદ્યા. –મી વિ૦[अ.] જ્યોતિષને લગતું (૨) પું૦ જોશી

નજેવું વિ૦ [ન + જેવું] નજીવું, નહિવત્

નञ् અ૦ [सं] [વ્યા.] નકારવાચક સંજ્ઞા ૦તત્પુરુષ પું૦ તત્પુરુષ સમાસની એક જાત. ઉદા૦ અહિત; નચિત. ૦બહુવ્રીહિ પું૦ બહુવ્રીહિ સમાસની એક જાત ઉદા૦ અબુદ્ધિ; અણજાણ

નટ પું૦ [सं] વેશ ભજવનાર (૨) દોરડા પર નાચનાર (૩) એક રાગ ૦ખટ વિ૦ ખટનટ; ખટપટી, ધૂર્ત. ૦ડી સ્ત્રી૦ નટી ૦ન ન૦નટવું તે (૨) અભિનય ૦નાગર પું૦ કુશળ નટ (૨)[સ.] કૃષ્ણ ૦નારાયણ પું૦ એક રાગ. ૦બેરવી સ્ત્રી૦ જુઓ સિંધભેરવી. ૦રાજ પું૦ (સં.) શિવ ૦વર પું૦ ઉત્તમ નટ (૨) [સં.] કૃષ્ણ. ૦વાઈ સ્ત્રી૦ નટનો ધંધો (૨) આકાશચક્લીની રમત. ૦વિદ્યા સ્ત્રી૦ નટની વિદ્યા ૦વી સ્ત્રી૦ નટી ૦વું સ૦ક્રિ૦ નાચવું (૨) [નાટકમાં] ભાગ ભજવવો. ૦વો પું૦ જુઓ નટ –ટાઈ સ્ત્રી૦ નટપણું, નટવિદ્યા. –ટી સ્ત્રી૦ નટની કે નટ સ્ત્રી (૨) સૂત્રધારની સ્ત્રી. –ટેશ્વર પું૦ [+ ईश्वर] (સ.) શિવ

નઠારું વિ૦ [સર૦ म. नठारा] ખરાબ; ગંદું

નઠોર વિ૦ [सं. निष्ठुर, प्रा णिट्ठुर (–ल)] શિખામણ ન લાગે એવું, નફટ ૦પણું ન૦
નડ ન૦ [सं] એક જાતનું ઘરુ
નડ સ્ત્રી૦ [નડવું પરથી, સર૦ म]હરકત; વિઘ્ન ૦તર સ્ત્રી૦, ન૦ હરકત,વિઘ્ન(૨)ન૦ વળગાણ. ૦તી સ્ત્રી૦ નડતર. ૦વું સ૦ક્રિ૦ [प्रा णड] હરકત કરવી, પીડવું –વાવ પુ૦ નડતર
નણદલ સ્ત્રી૦ જુઓ નણંદ ૦વીર પુ૦ પતિ
નણદી સ્ત્રી૦ જુઓ નણંદ –દોઈ પુ૦[સર૦ म] નણંદનો વર [વરની બહેન
નણંદ સ્ત્રી૦[सं ननान्दृ, प्रा णणदा, સર૦ म]
નત વિ૦ [सं] નમેલું (૨) ન૦, –તાંશ પુ૦ [+अंश] આકાશીય શિરોબિંદુથી મપાતું અંતર, 'ઝેનિથ ડિસ્ટન્સ' (ખ)
નતવાળિયો પુ૦[सं नित्यावलीय ?] મરનારની પાછળ વરસ સુધી રોજ જમાડાતો બ્રાહ્મણ
નતિ સ્ત્રી૦ [सं] નમસ્કાર (૨) નમવાની ક્રિયા
નતીજો પુ૦ [अ] પરિણામ, ફળ
નત્રવાયુ પુ૦ [નત્ર (इं नाइट्रू) + વાયુ] 'નાઇટ્રોજન' (પ વિ)
નધણ્ણુ વિ૦[ન + ધાક](કા)ધાક વગરનું,નિરંકુશ
નથ, ૦ડી(–ણી, –ની) સ્ત્રી૦ [दे णत्था, સર૦ हिं, म] નાકની વાળી, વેસર
નથી અ૦ક્રિ૦ [सं नास्ति, प्रा णत्थि] છે નહિ (સર્વ પુરુષ અને વચનમાં 'છે'નું નકારવાચક રૂપ)
નથુ(–થ્થુ)ભાઈ પુ૦ [સર૦ म नथूशाई] (લા) મોટો મહત્ત્વનો માણસ
નદ પુ૦ [सं] મોટી નદી
નદવું અ૦ક્રિ૦ [सं नद्] નાદ કરવો
નદાત(–તિયું) વિ૦ [ન + દાતા ?] લીધેલું પાછું ન આપનાર, નાદાર
નદારત, –દ [फा] અ૦ પાસે નથી, કાંઈ જ નહિ. [રહ્યો એ રીતે
નદાવા અ૦ [ન + દાવો] હવે હક–દાવો ન
નદી સ્ત્રી૦ [सं] પર્વત કે સરોવરમાંથી વહેતો મોટો કુદરતી જળપ્રવાહ, સરિતા. ૦નાવસંયોગ પુ૦ અકસ્માત્ થોડા વખત માટે પ્રાપ્ત થયેલો યોગ–સંબંધ ૦નાળું ન૦ નાનકડી નદી કે વહેળો. [નદીનાળાં કરવાં = આપઘાતના પ્રયત્ન કરવા.] ૦માતૃક વિ૦ નદીના પાણીથી પોષાયેલો (દેશ) ૦વ્યાઘ્રન્યાય પુ૦ આમ જાય તો નદીમાં ડૂબી મરે અને બીજી બાજુ જાય તો વાઘના પંજામાં સપડાય તેવો ન્યાય (બંને રીતે છૂટકો ન મળે તેવી સ્થિતિ) [ઉદ્ધત
નધડકું વિ૦ [ન + ધડક] નીડર, સાહસિક (૨)
નધણિયું, –યાતું વિ૦[ન + ધણી] ધણી વિનાનું (૨) નવારસું [નધણિયાતું દુ:ખ = જેના મૂળની સમજ ન પડે તેવું દુ:ખ]
નનડવું સ૦ક્રિ૦ ['નડવું' ઉપરથી] કનડવું, પજવવું
નનામી સ્ત્રી૦ અનામી, ઠાઠડી
નનામું વિ૦ [ન + નામ] નામ વિનાનું (૨) લખનારની સહી વિનાનું
નનાગડું, –ડિયું વિ૦ [નાનું + અંગ ?] નાના કાઠા–બાંધાનું
નનૈયો પુ૦ [જુઓ નન્નો] નકાર
નન્નુ ન૦ +, –ન્નો પુ૦ ['ન' ઉપરથી, સર૦ म नन्ना] નકાર [–ભણવો = ના પાડવી, ના કહેવી]
નપગું વિ૦ [ન + પગ] પગ વગરનું, લંગડું (૨) [લા] પાયા વિનાનું, ઉટાંગ
નપા(૦વ)ટ વિ૦ નઠારું
નપાણિયું વિ૦ [ન + પાણી] પાણી વિનાનું(૨) પાણી પાયા વિના ઊછરેલું (૩) શૂર વિનાનું
નપાવટ વિ૦ જુઓ નપાટ
નપાયું વિ૦ [ન + પાયો] પાયા વિનાનું, નપગું
નપાસ વિ૦[ન + પાસ]પાસ નહિ થયેલું, નાપાસ
નપુંસક વિ૦ [सं] નાન્યતર જાતિનું (વ્યા) (૨) પુરુષત્વ વિનાનું (૩) પુ૦ હીજડો ૦ત્વ ન૦
નફ(–ફિ)કરું વિ૦[ન + ફિકર] બેફિકર, નિશ્ચિંત
નફટ વિ૦[सं निस्त्रप ?] બેશરમ, નક્ફટ –ટાઈ સ્ત્રી૦ બેશરમી
નફર પુ૦ [अ] ચાકર, ગુલામ
નફરખડું(–ધુ) વિ૦ નફટ અને ખંધુ
નફરત સ્ત્રી૦ [अ] તિરસ્કાર, ઘૃણા
નફરાન પુ૦['નફર'નું फा બ૦વ૦] જુઓ નફર
નફસ પુ૦ [अ] દમ, શ્વાસોચ્છ્વાસ (૨) [अ नफ्स] મનની ઇચ્છા –સાની વિ૦

સ્વાર્થ સબંધી. -સાનિયત સ્ત્રી૦ સ્વાર્થ, મમતા (૨) અહંકાર
નફિકરું વિ૦ [ન + ફિકર] નફકરું, બેફિકર
નફેરી સ્ત્રી૦ [अ. नफ़ीरी] એક વાદ્ય-ઢોલ
નફો પુ૦ [अ नफ़अ] કમાણી, લાભ, ફાયદો [-ખાવો, લેવો = નફો કરવો (૨) સામો ન જાણે તેમ નફો લઈ લેવો ]-ફાખોર વિ૦ નફો ખાવાની વૃત્તિવાળું, વધારે પડતો નફો તાકનાર ૦તોટો પુ૦ નફો કે તોટો, નફો નુકસાન (૨) નફો કે તોટો કાઢવાનું ગણિત, અંકગણિતનો એક ભાગ -ફાખોરી સ્ત્રી૦ [फा] નફો જ તાકવો તે, નફાખોરપણું
નફ્ફટ વિ૦ જુઓ નફટ
નફ્ફર [अ नफ़र] પુ૦ જુઓ નફર
નઅત્તર વિ૦ નઠારું, નીચ [નિરંકુશ
નબદું વિ૦ [ન+બદવું] બદે નહિ એવું, ઉદ્ધત,
નબળું વિ૦ [सं निर्बल, प्रा. णिब्बल] અશક્ત, કમજોર -ળાઈ સ્ત્રી૦ અશક્તિ, કમજોરી ૦પાતળું વિ૦ સારું ખોટું-જેવું હોય એવું (૨) કમજોર, દુર્બળ
નબંધી વિ૦ [ન+બંધ] બંધન વગરનું, નિરંકુશ. [-નાત સ્ત્રી૦ કશા ધારાધોરણ કે ઢાળા વગરની નાત -વેઝા સ્ત્રી૦ નબંધી ટોળી ]
નબાપું વિ૦ [ન+બાપ] બાપ વિનાનું
નબી પું૦ [अ] પેગંબર
નબીરો પુ૦ [फ़ा] દીકરા કે દીકરીનું સંતાન
નબ્ઝ સ્ત્રી૦ [अ] નાડી
નબોલું વિ૦ [ન+બોલો] બોજ-વકર વિનાનું
નભ ન૦ [सं] આકાશ ૦ગંગા સ્ત્રી૦ જુઓ આકાશગંગા ૦પત્ર ન૦ [લા] આકાશકુસુમ, અસંભવિત વસ્તુ ૦(-ભો)મંડલ-(-ળ) ન૦ જુઓ આકાશમંડળ ૦માસ પું૦ શ્રાવણ માસ
નભરમું વિ૦ [ન+ભરમ] ભ્રમ વિનાનું (૨) ખરાબ, બેસ્વાદ (૩) બેડોળ
નભરેચવું અ૦ક્રિ૦ [सं निर्भर्त्स्] હલકુ પાડવું
નભવું અ૦ક્રિ૦[सं. निर्वह्; सर० हिं निभना, म निभणें] ટકવું(૨)પોષાવું, નિર્વાહ થવો(૩) કામચલાઉ થવું
નભસંગમ પું૦; ન૦ [सं.] પંખી, પક્ષી
નભસ્તલ ન૦ [सं.] નભ, આકાશ
નભાવ પું૦ [નભવું પરથી] નિભાવ, પોષણ, ગુજારો ૦ણી સ્ત્રી૦ નભાવવું તે ૦વું સ૦ક્રિ૦ 'નભવું'નું પ્રેરક
નમક ન૦ [फ़ा.] નિમક, મીઠું, લૂણ
નમણુ ન૦ [सं. नमन, प्रा. णमण] નમવુ તે (૨) [सं. नमय्, प्रा. णाम (णामण) = રેડવું; અર્પણ કરવું ] દેવપૂજાનુ પાણી -ણી સ્ત્રી૦ [सं नम् ઉપરથી] બળદ નીચું જોઈ રહે માટે તેને આગલે પગે ને શિંગડે બાંધેલી દોરી -ણું વિ૦ નમેલુ (૨) વાંકું (૩) [લા ] સુંદર વળાંકવાળુ (નાક) (૪) ન૦ નમન (૫) જુઓ નમતુ
નમતુ વિ૦ ['નમવુ'નું વ૦ કૃ૦] નીચે વળતુ-ઢળતુ (૨) (ત્રાજવાનું પલ્લું) એક બાજુ નીચે જતુ (૩) ઢીલું (૪) નમ્ર, વિવેકી (૫) ન૦ નમવું-પાછા પડવુ તે.[નમતી કમાન, દશા = પડતી દશા નમતી દોરી = ઓછો અંકુશ; રહેમનજર નમતી બેસવી = પડતી દશા આવવી નમતું આપવું, જોખવું. મૂકવું = તોલમાં વધુ આપવું (૨) પોતાનો આગ્રહ જતો કરવો, ગમ ખાવી, ઢીલુ મૂકવુ (૩) હાર કબૂલ કરવી - દુ:ખ = ઓછું થવુ દુ:ખ. નમતે ત્રાજવે બેસવું = ચડતીના વખતમાં દોસ્તી બાંધવી; ઊગતા સૂર્યને પૂજવુ. નમતો દિવસ = આથમતો દિવસ (૨) પડતીનો કાળ નમતો પહોર = સૂર્યાસ્ત તરફ ઢળતો સમય ]
નમદો પુ૦ [फ़ा. नम्द, म , हिं नमदा] દબાવી કરાતુ જાડું ઊની કાપડ
નમન ન૦ [सं ] નમસ્કાર ૦તા(૦ઈ) સ્ત્રી૦ નમ્રતા, નરમાશ
નમયંતું વિ૦ + નમેલુ, નમતુ
નમવું સ૦ક્રિ૦ [सं नम्] નીચા વળવુ (૨) નમસ્કાર કરવા (૩) નમ્ર થવુ (૪) [લા ] તાબે થવું, શરણે જવું.[નમી પડવું = માફી માગવી; તાબે થવું શરણે જવુ ]
નમ: અ૦ [सं ] 'નમન હો' -મસ્કાર પું૦ નમન, વંદન -મસ્કૃત વિ૦ નમસ્કાર

કરાયેલું -મસ્કૃતિ,-મસ્ક્રિયા સ્ત્રી૦ [સં] નમસ્કાર, પ્રણામ. -મસ્તે=તમને નમસ્કાર, જેજે
નમાજ,-ઝ [ફા] સ્ત્રી૦ બંદગી. [-પઢવી= ઇસલામી મજહબ પ્રમાણે બંદગી કરવી] -જી(-ઝી) વિ૦ બંદગી કરનાર, ભક્ત
નમાયું વિ૦ [ન+મા]મા વિનાનું -બાપું વિ૦ [ન+માબાપ] માબાપ વિનાનું
નમાર પું૦[જુઓ નીચાર] ખેડયા વિના ઊગેલી ડાંગર
નમારમૂંડું વિ૦ [નિમાળા+મૂંડવું] નવરું (૨) નિરંકુશ (૩) કુટુંબપરિવાર વિનાનું
નમાલું વિ૦ [ન+માલ]શાહૂર વિનાનું,નિર્માલ્ય
નમિત વિ૦ [સં] નમેલું
નમૂછિયું વિ૦ [ન+મૂછ] મૂછ વિનાનું
નમૂનો પું૦[ફા] વાનગી (૨) જેના ઉપરથી નકલ કરવાની હોય તે મૂળ પ્રત કે વસ્તુ -ના(-ને)દાર વિ૦ ઉત્તમ ૦નિશાની સ્ત્રી૦ પુરાવા પેટે આપેલું પરિશિષ્ટ
નમેરું (મે') વિ૦ [ન+મહેર] નિર્દય
નમો અ૦ [સં] નમ જુઓ ૦નમઃ અ૦ (વારંવાર) નમસ્કાર હો
નમ્યું વિ૦ નમેલું(૨)ન૦ નમતું [-આપવું= ઢીલું મૂકવું, ગમ ખાવી, પોતાનો આગ્રહ જતો કરવો (૨) હાર કબૂલ કરવી, તાબે થવું]
નમ્ર વિ૦ [સં] વિનયી, સાલસ ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦
નય પું૦[સં] સદ્વર્તન(૨)રાજનીતિ(૩)દાર્શનિક મત-સિદ્ધાંત (૪) અનેકધર્મી વસ્તુનો તેના કોઈ એક ધર્મ દ્વારા સ્વરૂપનિશ્ચય કરવામાં આવે તે (જૈન). ૦જ્ઞ પું૦ નયને જાણનાર ૦વહેવાર, ૦વ્યવહાર પું૦ નયનો-રાજનીતિનો-વ્યવહાર, 'ડિપ્લોમસી' ૦શાસ્ત્ર ન૦ નીતિશાસ્ત્ર (૨) રાજનીતિશાસ્ત્ર
નયણ ન૦ [પ્રા णयण] જુઓ નયન (પ.)
નયણું ન૦ (પ) નયણ, નયન (૨) વિ૦ [મ निरन्न] નરણું-ખાલી (કોઠો) (ચ) (ચ) ('નયણે કોઠે' પ્રયોગ થાય છે)
નયન ન૦ [સં] આંખ ૦ગોચર વિ૦ દેખાય એવું,દૃષ્ટિગોચર ૦પથ પું૦ જુઓ દૃષ્ટિપથ. ૦વિષય પું૦ કોઈ પણ દૃશ્ય પદાર્થ (૨) ક્ષિતિજ;દૃષ્ટિમર્યાદા -નામૃત સ્ત્રી૦[+अमृत] કૃપાદૃષ્ટિ
નયાબત સ્ત્રી૦ [અ] મુખત્યારી
નર પું૦[સં] પુરુષવાચક પ્રાણી .(૨) મનુષ્ય (૩) ચણિયારામાં ફરતો કમાડનો ખીલો (૪) [સ] એક ઋષિ ૦કેસરી પું૦ સિંહ જેવો વીર પુરુષ ૦જાતિ સ્ત્રી૦ પુરુષવર્ગ (૨) પુલ્લિંગ(વ્યા.) ૦ત્વ ન૦ ૦દેવ, ૦(-રા)ધીશ, ૦નાથ, ૦પતિ, ૦પાલ પું૦ રાજા ૦નારાયણ પું૦ નર અને નારાયણ ૦પશુ પું૦ પશુ જેવો માણસ ૦ફૂલ ન૦ પુંકેસરવાળું ફૂલ ૦મા(-માં)ખ પું૦ માખોનો નર ૦માદા ન૦બ૦વ૦ નર અને માદા(૨)મરડવાની જોડી ૦મેધ પું૦ જેમાં માણસને હોમવામાં આવે એવો યજ્ઞ ૦લોક પું૦ મનુષ્યલોક, આ દુનિયા
નરક ન૦[સં] દોજખ(૨) વિષ્ટા(૩) પું૦(સ) નરકાસુર ૦કુંડ પું૦ નરકરૂપી કુંડ ૦ચતુર્દશી સ્ત્રી૦ કાળીચૌદશ ૦વાસ પું૦ નરકમાં વાસ -કાતીત વિ૦ [+अतीत] નરક જેને માટે નથી જ એવું -કાસુર પું૦(સ)એક રાક્ષસ
નરકેસરી પું૦ [સં] જુઓ 'નર'માં
નરખ સ્ત્રી૦ [ફા निर्ख़] દર, ભાવ [-ની ચાઠી =જુઓ નીરખની ચાઠી]
નરખ સ્ત્રી૦ [જુઓ નીરખ] તપાસ ૦વું સ૦ક્રિ૦ + નીરખવું
નરગિસ,નરગેસ ન૦[અ. नर्गिस]એક વનસ્પતિ
નરગોટો પું૦ [નર+ગોટો] હેડિયો
નરઘું ન૦[અ नक्कारा, फा नक्कारह પરથી?] સંગીતમાં તાલ આપવા માટેનું વાદ્ય-તબલું
નરજાતિ સ્ત્રી૦ [સં] જુઓ 'નર'માં
નરઝી સ્ત્રી૦ એક પક્ષી
નરડી સ્ત્રી૦, -ડો પું૦ [સં. नर्दी? સર૦ મ. नरडी,-डें] ગળું (૨) શ્વાસનળી
નરણું વિ૦ [જુઓ નયણું] ખાધા વિનાનું (૨) [જુઓ નરવું] એકલું
નરતી સ્ત્રી૦+(પ) ખબરઅંતર(?)
નરતું વિ૦ નઠારું; ખરાબ

નરદમ વિ૦ શુદ્ધ; એક જ જાતનું (૨) અ૦ તદ્દન
નર ૦દેવ, ૦ધીશ, ૦નાથ, ૦નારાયણ, ૦પતિ જુઓ 'નર' મા [અટકચાળુ
નરપલું વિ૦ પાતળુ, દૂબળુ (૨) [સર૦ 'અડપલું']
નરપશુ ન૦ જુઓ 'નર' માં
નરબે વિ૦ + નિર્ભય
નરમ વિ૦ [फा. नर्म] સુંવાળું, મુલાયમ (૨) નમ્ર, સાલસ (૩) પોચુ; ઢીલું (૪) નબળુ કમજોર [–કરવું = ઢીલું કરવું, મુલાયમ કરવુ –પડવું = હળવું થવુ, જોસ ઓછો થવો.] ૦ઘેશ વિ૦ ઘેંશ જેવું – સાવ ઢીલુ કે નબળુ. –માઈ, –માશ સ્ત્રી૦ નરમપણુ; નમ્રતા
નરમા(–માં)ખ, નરમાદા, નરમેધ જુઓ 'નર'માં [કપાસ, દેવકપાસ
નરમો પુ૦ [फा. नर्म ? हिं नरमा] એક જાતનો
નરવા (વા') પું૦ જુઓ નરવો ૦દાર પુ૦ નરવાની જમીનવાળો. [–વો પુ૦ કુંવારો
નરવી વિ૦ સ્ત્રી૦ [સર૦ प्रा. णिरुअ] કુંવારી.
નરવું વિ૦ [प्रा णवर, णवरि = કેવળ, ફક્ત] નર્યું; નીરોગી (૨) અ૦ નરદમ. –વો પુ૦ નીરોગી માણસ
નરવો (વો') પું૦ [सं. निर्वाह ઉપરથી] કાયમી જમાબંધીવાળી જમીન (૨) જમીનનો વંશપરંપરાનો વહીવટ [–તોડવો, ભાગવો = નરવાની જમીનની વહેંચણી કરવી ]
નરવો પુ૦ જુઓ 'નરવી' તથા 'નરવુ'મા
નરસ, –સુ વિ૦ [ન + રસ (सं नीरस), સર૦ म. नरस] રસ વિનાનુ (૨) નઠારું. ૦કર વિ૦ નઠારુ. –સાઈ સ્ત્રી૦, –સાપણું ન૦
નરસિંહ પું૦ [सं] રાજા (૨) સિંહ જેવો બહાદુર પુરુષ (૩) નરસિંહાવતાર [નરસિંહજીની પાલખી = રામ–આશરે કે બેફિકરાઈથી ચાલતું કામ. નરસિંહ મહેતો પુ૦ (એ નામના ગુજરાતના આદિકવિની માફક) સંસારથી વિરક્ત અથવા રળવાની શક્તિ વગરનો માણસ ] –હાવતાર પુ૦ [+ अवतार] જુઓ નૃસિંહાવતાર
નરસું વિ૦ જુઓ નરસ
નરહરિ પુ૦ [सं.] જુઓ નૃસિંહ
નરાજ સ્ત્રી૦ [सं. नाराच, प्रा. णराच ઉપરથી ?] કોશ (ખોદવાની)
નરાટો [हिं नराट (नर + राट्)] માણસ
નરા(–રે)ણી (રા') સ્ત્રી૦ [दे णहरणी, સર૦ म]. નખ કાપવાનું ઓજાર
નરાતાળ અ૦ નરદમ, નર્યું
નરાધમ પુ૦ [सं] અધમ–નીચ આદમી
નરાધિપ પું૦ [सं.] રાજા
નરી સ્ત્રી૦ [સર૦ हिं.] એક પક્ષી (૨) [फा ]' બકરાઘેટાનું ચામડું
નરું (–ર્યું) વિ૦ નરવું; [प्रा. णवर, णवरि = કેવળ; ફક્ત ? अप णिह = નક્કી પરથી ?] તદુરસ્ત, નીરોગી (૨) અ૦ જુઓ નરદમ
નરેડાટ વિ૦ [नर्या + ડાટ ?] વેરાન
નરેણી (રે') સ્ત્રી૦ જુઓ નરાણી
નરેનરું (–ર્યું) વિ૦ ['નર્યું' ઉપરથી] નરદમ
નરેશ, નરેંદ્ર પું૦ [सं] રાજા નરોત્તમ પુ૦ [सं.] ઉત્તમ પુરુષ (૨) રાજા
નરો વા કુંજરો વા [सं] (માણસ કે હાથી –બંનેને લાગુ પડે તેવો) સંદિગ્ધ ભ્રામક જવાબ
નર્ગિસ ન૦ [अ] એક ફૂલ કે તેનું ફૂલઝાડ
નર્ત પું૦, ૦ન ન૦ [सं] નાચ ૦ક પું૦ નાચનારો (૨) નટ. ૦કી, –ર્તિકા સ્ત્રી૦ નટી
નર્મ ન૦ [सं] રમત (૨) આનંદ, વિનોદ (૩) ઠઠ્ઠામશ્કરી ૦ગોષ્ઠિ(–ષ્ઠી) સ્ત્રી૦ ગેલ, ગમત કે મજાકની વાત ૦ચિત્ર ન૦ નર્મસૂચક ચિત્ર; 'કારટૂન–કૅરિકેચર'. ૦દ વિ૦ નર્મ–આનંદ આપનાર (૨) [स ] નર્મદાશંકર કવિ. ૦દા સ્ત્રી૦ આનંદ આપનારી (૨) [सं ] એક નદી. ૦વૃત્ત ન૦ એક વૃત્ત
નર્યું વિ૦ (૨) અ૦ જુઓ નરુ
નર્સ સ્ત્રી૦ [इं] માંદાની સારવારનું કામ કરનાર બાઈ, બરદાસી. –ર્સિંગ ન૦ [इं] નર્સનું કામ, બરદાસચાકરી, માવજત
નલ(–ળ) પું૦ [सं.] એક જાતનું નેતર (૨) પેટમાંનું મોટું આંતરડું (૩) માટી કે ધાતુનો ગોળ પોલો લાંબો ઘાટ (૪) [सं ] નળ રાજા – દમયંતીનો પતિ (૫) સેતુ બાંધનારો રામની સેનાનો એક વાનર નાયક. –લા(–ળા)કાર

વિ૦[+આકાર]નળના આકારનું -લા(-ળા)-સ્થિ ન૦ [+અસ્થિ] નળાનું હાડકું

**નલિકા** સ્ત્રી૦[સં] નળી ૦મુખ ન૦ નળીનું મોં ૦યંત્ર ન૦ દૂરબીન

**નલિન** ન૦ [સં] કમળ -ની સ્ત્રી૦ [સં] કમળનો છોડ(૨)કમળનો સમૂહ(૩) કમળવાળું તળાવ -ની પત્ર ન૦ કમળનું પાન

**નવ** અ૦ [પ્રા णवि] નહિ (પ)

**નવ૧** વિ૦[સં] નવું ૦કુમુદેશ્વર પું૦ ચંદ્ર ૦છકડી સ્ત્રી૦ યુક્તિ ૦છક્કુ વિ૦ નવા નવા છંદ કરનારું, પહોંચેલું ૦જ(-જુ)વાન વિ૦ યુવાનીમાં પ્રવેશ કરનાર (૨) પું૦ [જુઓ 'નૌજવાન']ઊગતો જુવાન ૦જીવન ન૦ નવું જીવન ૦જોબન ન૦ નવી જુવાની ૦જોબના સ્ત્રી૦ નવજુવાન સ્ત્રી ૦તર(-રું) વિ૦ નવું, નવીન ૦તરેતા, ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦ નવાપણું

**નવ૨** વિ૦ [સં] '૯' [-ટકા=પૈસાની કોઈ અનિશ્ચિત સંખ્યા (૨) કશું ન આપવું તે -ગજની જીભ હોવી=બહુ બોલબોલ કરવું -ગજના નમસ્કાર કરવા=દૂર રહેવું,દૂરથી ટાળવું.-નેજાં થવાં,-નેજા પાણી ઊતરવું =મહા મુશ્કેલી પડવી] ૦કૂકી સ્ત્રી૦ નવ કૂકીઓથી રમાતી એક બાજી ૦કોણ વિ૦ (૨) પું૦ નવ ખૂણાવાળી (આકૃતિ) ૦ખંડ પું૦બ૦વ૦ પૌરાણિક ભૂગોળ પ્રમાણે પૃથ્વીના ૯ ખંડ [ઇલાવૃત્ત, ભદ્રાશ્વ, હરિવર્ષ, કિંપુરુષ, કેતુમાલ, રમ્યક, ભારત, હિરણ્મય ને ઉત્તરકુરુ બીજા મતે-ભરત, વર્ત, રામ, દ્રામાલા, કેતુમાલ, હિરે, વિધિવસ, મહિ ને સુવર્ણ] (૨) આખી પૃથ્વી ૦ઘરું ન૦ નવ ગ્રહના નગ જેમાં બેસાડેલા છે એવું ઘરેણું (૨)કસબી મોળિયું ૦ચંડી સ્ત્રી૦ નવ દુર્ગાઓ(૨)તેમની સ્તુતિ, પૂજન, હોમ ઇત્યાદિ ૦ટાંક વિ૦ શેરના આઠમા ભાગ જેટલું(૨)ન૦ નવટાંકિયું ૦ટાંકિયું ન૦, ૦ટાંકી સ્ત્રી૦ નવટાંકનું માપ કે કાટલું ૦ડો પું૦ નવનો આંકડો-૯

**નવકાર** પું૦ [સં नमस्कार, પ્રા णवकार] જુઓ નોકાર ૦વળી સ્ત્રી૦ જુઓ નોકારવળી ૦શી(-સી) સ્ત્રી૦ [પ્રા णवकारसी] જુઓ નોકારશી

**નવ** ૦ખંડ, ૦ઘરું, ૦ચંડી જુઓ 'નવ૨'માં

**નવ** ૦છકડી, ૦છંદુ, ૦જ(-જુ)વાન જુઓ 'નવ૧'માં

**નવજોત** સ્ત્રી૦ [સં. नव+ज्योति] પારસીઓનો કસ્તી પહેરવાનો સંસ્કાર

**નવજોબન**, -ના જુઓ 'નવ૧'માં

**નવટાંક**, -કિયું, -કી જુઓ 'નવ૨'માં

**નવડા(-રા)વવું** (ન') સ૦ક્રિ૦ [પ્રા ण्हव(सं स्नपय्)] 'નાહવું'નું પ્રેરક (૨) [લા] ઠગવું; નુકસાન કે ખાડામાં ઉતારવું

**નવડો** પું૦ જુઓ 'નવ૨'માં

**નવતર(-રું)**,**નવતેરું** વિ૦+જુઓ 'નવ૧'માં

**નવત્સું** વિ૦ [ન+વત્સ] વત્સ-બાળક કે વાછડા વગરનું

**નવધર્મી** વિ૦(૨)પું૦[સં]નવો ધર્મ સ્વીકારનાર

**નવધા** અ૦ [સં] નવ પ્રકારે ૦ભક્તિ સ્ત્રી૦ નવ પ્રકારની ભક્તિ (શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, સખ્ય, દાસ્ય અને આત્મનિવેદન)

**નવનવું** વિ૦ [જુઓ નવ૧] અવનવું

**નવનાગ(-ગો)ળી** સ્ત્રી૦ [સર૦મ नवनागोयों] એક રમત

**નવનિધ**,-ધિ [સં] સ્ત્રી૦ બ૦વ૦ કુબેરના નવ ભંડાર (૨) [લા] સર્વ પ્રકારની સમૃદ્ધિ

**નવનીત** ન૦ [સં.] માખણ

**નવનેજા** પું૦ બ૦વ૦, સ્ત્રી૦, -જાં ન૦બ૦વ૦ [નવ+નેજો] મહામુશ્કેલી

**નવપલ્લવ** પું૦ [સં] નવા પાનવાળી ડાળી; કૂંપળ ૦વું અ૦ક્રિ૦ નવપલ્લવિત થવું -વિત વિ૦ નવપલ્લવવાળું

**નવબિંદુવૃત્ત** ન૦[સં]'નાઇન પૉઇંટ સર્કલ'(ગ)

**નવભુજ** ન૦ [સં] જુઓ નવકોણ

**નવમતવાદી** પું૦[સં]કોઈ નવા મત કે વાદવાળો

**નવમલ્લિકા**, **નવમાલિકા** સ્ત્રી૦ [સં] જૂઈ

**નવમી** સ્ત્રી૦ [સં] નોમ (૨) વિ૦ સ્ત્રી૦ 'નવમું'નું સ્ત્રી૦

**નવમું** વિ૦ [સં नवम] ક્રમમાં આઠમા પછીનું

**નવયુવક** પું૦ [સં] નવજુવાન

નવયૌવન ન૦ [સં.] નવી જુવાની (૨) વિ૦ નવજુવાન -ના સ્ત્રી૦ નવયૌવનવાળી સ્ત્રી

નવરચના સ્ત્રી૦[સં.] નવેસર રચવું તે,પુનર્ઘટના

નવરત્ન ન૦બ૦વ૦ [સં.] નવ પ્રકારનાં રત્નો (હીરો, માણેક, મોતી, પાનું,પોખરાજ,ગોમેદ, લસણિયો, પરવાળું, નીલમ) (૨) [લા] ભોજરાજના દરબારના નવ પંડિતો (કાલિદાસ, ધન્વંતરી, ક્ષપણક, અમર, શંકુ, વેતાલ, ઘટકર્પર, વરાહમિહિર, વરરુચિ)

નવરસ પુ૦બ૦વ૦ [સં] કાવ્યશાસ્ત્રમાં વર્ણવેલા નવ રસ—શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત, શાંત

નવરંગ વિ૦ [સં.] નવા રંગવાળું (૨) મોહક (૩)ન૦ એક પક્ષી. -ગી વિ૦ નવા રંગનું (૨) વિવિધ રંગવાળું (૩) છેલછબીલું

નવરાઈ, -શ સ્ત્રી૦ જુઓ 'નવરું'માં

નવરાત(૦ર) સ્ત્રી૦ [સં. नवरात्र] ચૈત્ર તથા આસો માસના શુક્લ પક્ષની નવ તિથિઓ (દશેરા પહેલાંના નોરતાં ખાસ કરીને)

નવરાત્ર ન૦ બ૦ વ૦, -ત્રિ(-ત્રી) સ્ત્રી૦ [સં] નવરાત; નોરતાં

નવરાવવું (ન') સ૦ક્રિ૦ જુઓ નવડાવવું

નવરું વિ૦ [સં. निवृत्त? प्रा. णवर=એકલું, ફક્ત પરથી?] કામ વગરનું(૨)કામથી ફારગ ૦ધૂપ વિ૦ સાવ નવરું -રાઈ (-શ) સ્ત્રી૦ ફુરસદ; નવરાપણું

નવરોજ પુ૦[ફા] વસંત ઋતુનો સરખાં દિવસ અને રાતવાળો દિવસ (૨) પારસીઓનું બેસતું વર્ષ

નવલ વિ૦ [સં. नव, प्रा. णवल्ल, સર૦ हिं, म] નવલું; આશ્ચર્યકારક (૨) સ્ત્રી૦ તેવી બીના(૩)[સર૦ इं नॉविल] નવલકથા. ૦કથા સ્ત્રી૦ગદ્યમાં લખેલી કલ્પિત વાર્તા. ૦કથાકાર, ૦કાર પુ૦ નવલકથાનો લેખક. ૦કિશોર પું૦ (સં.) કૃષ્ણ

નવલખ વિ૦.[સં નવ+लक्ष] નવ લાખની કિંમતનું (૨) અગણિત (૩) અમૂલ્ય

નવલખું વિ૦ ['નવલખ' ઉપરથી] નવ લાખની પૂંજી કે આવકવાળું (૨) પૈસાદાર

નવલનિચોર વિ૦[નવલ+નિચોર(સં.निचोल)] નવાં નવાં વસ્ત્રો પહેરનાર

નવલવાદી વિ૦ નવમતવાદી

નવલશા હીરજી પુ૦ (સં.) [લા] શેઠાઈનો ડોળ કરનાર, ધોતાળ

નવલિકા સ્ત્રી૦['નવલ' ઉપરથી]નાની નવલકથા

નવલું વિ૦ [જુઓ નવલ] નવું

નવલોહિયું,-યાળ વિ૦ [નવું + લોહી] નવા -ચડતા લોહીનું, જુવાન

નવવધૂ સ્ત્રી૦ [સં] નવી પરણેલી સ્ત્રી

નવશિક્ષણ ન૦ [સં] નવું-અર્વાચીન યુગનું -નૂતન શિક્ષણ

નવશાહ પુ૦ [ફા. नौशाह] વરરાજા

નવશિખાઉ વિ૦ [નવું + શિખાઉ] તાજેતર શીખવું શરૂ કર્યું હોય તેવું, શિખાઉ

નવશેકું વિ૦[નવ=નહીં અથવા તાજું+શેકું (શેકે તેવું-ગરમ)] જરાક ગરમ, કોકરવરણું

નવશ્રાદ્ધ ન૦ [સં.] મરણ પછી ત્રીજે, પાંચમે, સાતમે, નવમે અને અગિયારમે દિવસે થતું શ્રાદ્ધ

નવસ ન૦ [दे. णवसिअ, સર૦ म] નીમ; માનતા; બાધા

નવસર વિ૦ [સર૦ हिं, सं नवसर] નવ સેરનું, નવસેરું

નવસા(૦ગ)ર પુ૦[સં. नवसार; फा. नौशादर; સર૦ म. नवसागर, हिं नौसादर] ધાતુઓ ગાળવાનો એક ખાર

નવસેરું વિ૦ [જુઓ નવસર] નવ સેરનું

નવસેં(-સો) પુ૦ [નવ+સો] '૯૦૦'

નવસ્ત્રું વિ૦ [ન+વસ્ત્ર] વસ્ત્ર વગરનું, નાગું

નવહથ્થું વિ૦ [નવ+હાથ] નવ હાથ લાંબું

નવાઈ સ્ત્રી૦ ['નવું' ઉપરથી]નવાપણું, નવીનતા (૨) અચરજ (૩) અપૂર્વતા, અદ્ભુતતા. [-કરવી=કાંઈ નવું-અપૂર્વ કરી નાખવું. -થવી=કાંઈ નવું-અપૂર્વ બનવું -લાગવી =આશ્ચર્ય થવું (-ની) નવાઈ ન હોવી= (-નાથી) આશ્ચર્ય ન પામવું, પરિચિત કે અનુભવનું હોવું ]૦ડો પું૦ કાંઈ નવું અપૂર્વ તે

નવાજવું સ૦ ક્રિ૦ [फा. नवाज़न - नवाज़;

સાચું કારણ કે પ્રકૃતિ શોધી કાઢવી નસેનસ =તદ્દન (જૂઠું) (૨) આખા શરીરમા (વ્યાપી જવું).]
નસકારી વિ૦ સ્ત્રી૦ + નકારી; નઠારી (?)
નસકોરી સ્ત્રી૦[હિ. नक्कासिरा પરથી ?] નાખોરી; નસકોરામાની કુમળી ચામડી [-ફૂટવી = નસકોરી ફાટીને લોહી નીકળવું. નસકોરીય ન ફૂટવી = સહેજ પણ ઈજા ન થવી ]-રું ન૦ નાકનું કાણું (૨) નાક. [નસકોરાં ફુલાવવાં, નસકોરાંમાં ઊંટ જવાં= અતિશય મગરૂરી રાખવી.]
નસલ સ્ત્રી૦ [अ नस्ल] મૂળ, ઉત્પત્તિસ્થાન(૨) વંશ (૩) પત્તો, નિશાની [-કાઢવી=મૂળ ખેંચી કાઢવું.] [ગયેલુ
નસવાણુ વિ૦ [ન + સવાણ] અશક્ત, ન ખાઈ
નસવું અ૦ક્રિ૦['નસ' ઉપરથી] ભેસથી હાડવાથી બળદની ગરદન સૂજવી
નસંક ન૦ [જુઓ નસીકવું] + નાક સાફ કરવું તે
નસંતાન વિ૦ [સં नि संतान] સંતાન વગરનું, વાંઝિયુ (૨) ન૦ નિર્વંશપણું, નખોદ
નસાડવું સ૦ક્રિ૦'નાસવું'નું પ્રેરક [નસાડી જવું =પારકી સ્ત્રીને ભગાડી જવી – લઈ ને નાસી જવુ નસાડી મૂકવું = હાંકી કાઢવુ, હરાવી કાઢવું ]
નસાણું ન૦ જુઓ નાસરડું [નસાડનાર
નસાવવું સ૦ ક્રિ૦ + નસાડવું -ન વિ૦
નસિકાવું અ૦ક્રિ૦,-વવું સ૦ક્રિ૦ 'નસીકવુંનું' કર્મણિ ને પ્રેરક
નસિયત સ્ત્રી૦ [अ नसीहत] નસીહત, શિખામણ (૨) સજા [-આપવી, -દેવી, -મળવી, -લાગવી]
નસિયું વિ૦ ['નસ' ઉપરથી] હઠીલુ રગિયું
નસી(-સે)કવું સ૦ ક્રિ૦ [प्रा. णिस्सिक] નાકમાથી લીંટ સાફ કરવું
નસીબ ન૦ [अ] ભાગ્ય [-અજમાવવું = લાભ થાય છે કે નહિ તેનો અખતરો કરી લેવો — કોઈ ધંધાવેપારમા પડી લેવુ. -ઊઘડવું, ખૂલવું, જાગવું = ભાગ્યોદય થવો -જોવરાવવુ, દેખાડવું = જોશી પાસે ભાગ્યદશા તપાસાવવી -ફરવું = ભાગ્યદશા બદલાવી, ચડતી થવી -ફરી વળવું = પડતી દશા થવી, નુકસાન થવું -ફૂટવું = માઠું થવું; નુકસાન થવું (-કોઈને) વેચવું = કોઈના ઉપર આધાર રાખવો -એ ડગલાં આગળ ને આગળ હોવું = જ્યા જાય ત્યા કમનસીબી સામી મળવી. નસીબનું ઊંધું,-ફૂટલું =કમભાગી નસીબનું પાંદડું ફરવું = ભાગ્યદશા ફરવી, ચડતી થવી.] ૦દાર વિ૦ ભાગ્યશાળી. ૦વાદી વિ૦ (૨) પું૦ નસીબ પર આધાર રાખી બેસી રહેનાર, દૈવવાદી. ૦વાન વિ૦ [સર૦ म.] નસીબવાળુ.
નસીલું વિ૦ જુઓ નસિયુ
નસીહત સ્ત્રી૦ [अ] જુઓ નસિયત
નસેકવું સ૦ ક્રિ૦ જુઓ નસીકવું
નસેસલો પુ૦ મડદુ ઉપાડી જનાર (પારસીઓમા)
નસો પુ૦ બદબો, ગંદકી
નસોતર ન૦ [म., हिं निसोत्तर]એક ઔષધિ
નસ્તર ન૦ [फा नश्तर] વાઢકાપ કે તે કરવાનું હથિયાર [-મૂકવું = શરીર ઉપર વાઢકાપની ક્રિયા કરવી ]
નહણુક અ૦ (ચ.) સાવ, તદ્દન, બિલકુલ
નહાતીધોતી વિ૦સ્ત્રી૦ [નાહવું+ધોવું]અટકાવ આવતો થયો હોય તેવી (સ્ત્રી)
નહાર ન૦ વરુ (૨) પુ૦ [फा.] દિવસ
નહારી સ્ત્રી૦ [फा.] સવારનો નાસ્તો
નહિ [सं], (-હીં) અ૦ ના ૦તર અ૦ [+सं तर्हि; સર૦ म तरि]નહિ તો -હિવત્ અ૦ [सं] નહિ જેવુ કે જેટલું, નજીવું; જરાતરા
નહિયું ન૦ [सं नख, प्रा. णह પરથી] નખને લગતી ચામડીનો ભાગ
નહીં, ૦તર જુઓ 'નહિ'મા
નહુષ પું૦ [सं] (સ ) યયાતિનો પિતા
નહેર (નહે) સ્ત્રી૦ [अ. नह्र; સર૦ हिं, म. नहर]સરોવર કે મોટી નદીમાથી ખેંચેલો મોટો કાસ -રિયું ન૦ નાની નહેર (૨) નાળું, વહેળો. -રી સ્ત્રી૦ નહેરથી પીતી જમીન. -રું ન૦ વહેળો, વાંધું, નાળું

સર૦ हिं नवाजना, म नवाजणें] વધાવવું (૨) ભેટ આપવી
નવાજિ(-જે)શ સ્ત્રી૦ [फा] કૃપા (૨) બક્ષિસ
નવાજૂની સ્ત્રી૦ [નવું + જૂનું] નવા-જાણવા જેવા સમાચાર(૨)ઊથલપાથલ, ભારે ફેરફાર -નું વિ૦ જુઓ નવુંજૂનું
નવાડવું (ન') સ૦ક્રિ૦ જુઓ નવડાવવું
નવાણ (ન') ન૦ [सं निपान, प्रा णिवाण] જળાશય
નવા(-વ્વા)ણુ(-ણું) વિ૦[सं नवनवति, प्रा णवणउइ] '૯૯' [-ટકા બાદ=લગભગ જૂઠું -નો ધક્કો=ભારે ખોટ,પૂરી પાયમાલી]
નવાબ પુ૦ [अ नव्वाब] સૂબો, મુસલમાન રાજા (૨) એક ઇલકાબ ૦શાહી સ્ત્રી૦ નવાબની સત્તા (૨) [લા.] આપખુદી -બી વિ૦ નવાબ સંબંધી (૨) સ્ત્રી૦ નવાબનું પદ (૩) નવાબશાહી
નવાર પુ૦ જુઓ નીવાર [વારસ વગરનું
નવારસ(-સુ,-સું,-સિયું) વિ૦ [ન+વારસ]
નવાલો પુ૦ [अ] કોળિયો
નવાંકુર પુ૦ [सं] નવો ફૂટેલો અંકુર
નવીજૂની સ્ત્રી૦ જુઓ નવાજૂની
નવીન વિ૦ [सं] નવું
-નવીસ [फा] લખનાર, એ અર્થમાં નામને અંતે આવે છે જેમ કે ફડનવીસ, અખબારનવીસ (તેનું તદ્ભવ 'નીસ' જેમ કે ચિટનીસ) [કારકુન
નવીસંદો પુ૦ [फा] લેખક (૨) લહિયો,
નવું વિ૦ [सं नव] અગાઉ ન જોયું જાણ્યું હોય એવું (૨) તરતનું, તાજું, શરૂનું (૩) શિખાઉ, કાચું, બિનઅનુભવી (૪) અપૂર્વ, અપરિચિત (૫) પૂર્વે નહિ વાપરેલું, (જેમ કે વસ્ત્ર ઇ૦) (૬) બદલાયેલું, ફરી જઈ બીજું બનેલું, નવેસરનું [નવી આંખે=નવા જમાનાની નજરે નવું લોહી=જુવાનીનો જુસ્સો નવે અવતાર આવવું, નવે જન્મે આવવું =જીવલેણ આફત કે માંદગીમાંથી બચી જવું. નવે નામે=નવેસર] ૦જૂનું વિ૦ નવું અને જૂનું, આગળપાછળનું (૨) નવાજૂનીવાળું
૦નક્કોર વિ૦ તદ્દન નવું ૦નોરું, ૦સવું વિ૦ તરતનું (૨) અપરિચિત
નવેણ (ન') સ્ત્રી૦ [प्रा ण्हाण=નાહવું, ण्हवण ઉપરથી] રસોડું, નાહ્યાધોયા વગર જ્યાં જઈ ન શકાય એવી જગા (૨) કોઈને અડકાય નહિ એવી જમતાં પહેલાંની સોળી હાલત -ણિયું વિ૦ સ્વચ્છ, નવેણને લગતું (૨) ન૦ નવેણમાં પહેરવાનું કપડું -ણિયો પુ૦ રાંધનારો, પીરસનારો
નવેલી સ્ત્રી૦ [સર૦ हिं, જુઓ નવલ] નવવધૂ
નવેલો પુ૦ નહિયું [કરીને
નવેસર, ૦થી અ૦ [નવો + સર(?)] ફરીથી શરૂ
નવેળિયું ,નવેળું (ન') ન૦ નેળ, સાંકડી ગલી (૨) ઘર પાછળની છીંડી
નવેળી (ન')સ્ત્રી૦ નવેળું (૨) પાણી જવાની નીક
નવેંદુ ન૦ [सं] બીજનો ચંદ્રમા
નવેંબર પું૦ [इं.] ઈ૦ સ૦ નો ૧૧ મો માસ
નવોઢા સ્ત્રી૦ [सं] નવવધૂ (૨) નાયિકાનો એક પ્રકાર
નવ્ય વિ૦ [सं] નવું
નવ્યાશી(-સી) વિ૦ [सं नवाशीति; સ૦ म नव्याशी] '૮૯', નેવ્યાશી(-સી)
નવ્વાણું(-ણું) વિ૦ [सं नवनवति, સર૦ म नव्याण्णव] '૯૯', નવાણું
નવ્વો પુ૦ [ન૨=૯' ઉપરથી, સર૦ म नव्वा] નવ આંકવાળું પત્તું કે પાસો ['નશો'માં
નશાખોર,-રી, નશાબાજ,-જી જુઓ
-નશીન વિ૦ [फा] બેઠેલું, આરૂઢ (સમાસમાં. ઉદા૦ તખ્તનશીન)
નશો પુ૦ [फा नश्शह] કેફી ચડતો ચીજથી કેફ -શાખોર, -શાબાજ વિ૦ નશામાં ચકચૂર રહેનાર -શાખોરી, -શાબાજી સ્ત્રી૦વ્યસનમાં ચકચૂર રહેવું તે [નશ્વરપણું
નશ્વર વિ૦ [सं] નાશ પામે તેવું ૦તા સ્ત્રી૦
નષ્ટ વિ૦ [सं.] નાશ પામેલું (૨) ખરાબ; નીચ. -ષ્ટાત્મા વિ૦ આત્માને વિષે ભાન વગરનું. -ષ્ટાર્તવ પુ૦ સ્ત્રીઓનો એક રોગ
નસ સ્ત્રી૦ [दे णसा] રગ, રક્તવાહિની (૨) રેસો [-પકડવી=રગ પારખવી, મૂળ કે

સાચું કારણ કે પ્રકૃતિ શોધી કાઢવી નસેનસ =તદ્દન (જૂઠું) (૨) આખા શરીરમા (વ્યાપી જવું).]

નસકારી વિ૦ સ્ત્રી૦ + નકારી; નઠારી (?)

નસકોરી સ્ત્રી૦[हि नक्कसिरा પરથી?] નાખોરી; નસકોરામાની કુમળી ચામડી [-ફૂટવી = નસકોરી ફાટીને લોહી નીકળવું નસકોરીય ન ફૂટવી = સહેજ પણ ઈજા ન થવી ]-રું ન૦ નાકનું કાણું (૨) નાક [નસકોરાં ફુલાવવાં, નસકોરાંમાં ઊટ જવાં= અતિશય મગરૂરી રાખવી.]

નસલ સ્ત્રી૦ [अ. नस्ल] મૂળ, ઉત્પત્તિસ્થાન(૨) વંશ (૩) પત્તો, નિશાની [-કાઢવી=મૂળ એચી કાઢવું.] [ગયેલુ

નસવાણુ વિ૦ [ન + સવાણ] અશક્ત, ન ખાઈ

નસવું અ૦ક્રિ૦['નસ' ઉપરથી] લેસથી હાડવાથી બળદની ગરદન સૂજવી

નસંક ન૦ [જુઓ નસીકવું] + નાક સાફ કરવું તે

નસંતાન વિ૦ [सं नि संतान] સંતાન વગરનુ, વાંઝિયુ (૨) ન૦ નિર્વંશપણુ, નખોદ

નસાડવું સ૦ક્રિ૦'નસવુ'નુ પ્રેરક [નસાડી જવું =પારકી સ્ત્રીને ભગાડી જવી – લઈને નાસી જવુ નસાડી મૂકવું =હાંકી કાઢવું; હરાવી કાઢવુ ]

નસાણુ ન૦ જુઓ નાસરડું [નસાડનાર

નસાવવું સ૦ ક્રિ૦ + નસાડવું. –નાર વિ૦

નસિકાવું અ૦ક્રિ૦,-વવું સ૦ક્રિ૦ 'નસીકવુનું' કર્મણિ ને પ્રેરક

નસિયત સ્ત્રી૦ [अ नसीहत] નસીહત, શિખામણ (૨) સલા. [-આપવી, -દેવી, -મળવી, -લાગવી]

નસિયું વિ૦ ['નસ' ઉપરથી] હઠીલુ રગિયુ

નસી(-સે)કવું સ૦ ક્રિ૦ [प्रा. णिस्सिक्क] નાકમાથી લીટ સાફ કરવું

નસીબ ન૦ [अ] ભાગ્ય [-અજમાવવું = લાભ થાય છે કે નહિ તેનો અખતરો કરી લેવો — કોઈ ધંધાવેપારમા પડી લેવું. -ઊઘડવું, ખૂલવું, જાગવું =ભાગ્યોદય થવો -જોવરાવવુ, દેખાડવું =જોશી પાસે ભાગ્યદશા તપાસાવવી. -ફરવું = ભાગ્યદશા બદલાવી, ચડતી થવી -ફરી વળવું = પડતી દશા થવી, નુકસાન થવું -ફૂટવું = માઠું થવું; નુકસાન થવું (-કોઈને) વેચવું =કોઈના ઉપર આધાર રાખવો. -બે ડગલાં આગળ ને આગળ હોવું = જ્યાં જાય ત્યાં કમનસીબી સામી મળવી. નસીબનું ઊંધું,-ફૂટલું =કમભાગી નસીબનું પાંદડું ફરવું = ભાગ્યદશા ફરવી, ચડતી થવી ] ૦દાર વિ૦ ભાગ્યશાળી. ૦વાદી વિ૦ (૨) પું૦ નસીબ પર આધાર રાખી બેસી રહેનાર, દૈવવાદી. ૦વાન વિ૦ [સર૦ म ] નસીબવાળુ.



નસીલું વિ૦ જુઓ નસિયુ

નસીહત સ્ત્રી૦ [अ ] જુઓ નસિયત

નસેકવું સ૦ ક્રિ૦ જુઓ નસીકવું

નસેસલો પું૦ મડદું ઉપાડી જનાર (પારસીઓમા)

નસો પું૦ બદબો; ગંદકી

નસોતર ન૦ [म , हिं निसोत्तर]એક ઔષધિ

નશ્તર ન૦ [फा नश्तर] વાઢકાપ કે તે કરવાનું હથિયાર [-મૂકવું = શરીર ઉપર વાઢકાપની ક્રિયા કરવી ]

નહણુક અ૦ (ચ.) સાવ, તદ્દન, બિલકુલ

નહાતીધોતી વિ૦સ્ત્રી૦ [નાહવું+ધોવું]અટકાવ આવતો થયો હોય તેવી (સ્ત્રી)

નહાર ન૦ વરુ (૨) પું૦ [फा ] દિવસ

નહારી સ્ત્રી૦ [फा.] સવારનો નાસ્તો

નહિ [सं ], (-હીં) અ૦ ના ૦તર અ૦ [+ सं. तर्हि; સર૦ म तरि]નહિ તો -હિવત્ અ૦ [चं ] નહિ જેવું કે જેટલું, નજીવુ, જરાતરા

નહિયું ન૦ [सं नख, प्रा णह પરથી] નખને લગતી ચામડીનો ભાગ

નહીં, ૦તર જુઓ 'નહિ'મા

નહુષ પું૦ [सं ] (સ ) યયાતિનો પિતા

નહેર (નહે) સ્ત્રી૦ [अ. नह्र, સર૦ हिं., म. नहर]સરોવર કે મોટી નદીમાથી ખેદેલો મોટો કાંસ -રિયું ન૦ નાની નહેર (૨) નાળુ; વહેળો. -રી સ્ત્રી૦ નહેરથી પીતી જમીન -રું ન૦ વહેળો, વાળું, નાળું

**નહેરી** (નહે) સ્ત્રી૦ માથામાં નાંખવાનું તેલ(૨) જુઓ 'નહેર'માં
**નહેરું** (નહે) ન૦ જુઓ 'નહેર'માં
**નહોતું** (નહો) અ૦ ક્રિ૦ ['ન હોવું'નું ત્રીજો પુ૦, એ૦ વ૦, ભૂ૦ કા૦] ન હતું
**ન હોય** અ૦ક્રિ૦ 'ન હોવું'નું વિધ્યર્થ
**નહોર** પુ૦ [सं नखर, प्रा णहर] પંજાનો નખ (૨) નખનો ઉઝરડો [–ભરવા=નખ મારવા] –રિયું ન૦ નખનો ઉઝરડો
**નહોરા** પુ૦ બ૦ વ૦ [સર૦ हिं निहोरा] કાલાવાલા, આજીજી [–કરવા]
**નહોરિયું** ન૦ જુઓ 'નહોર'માં
**નળ** પુ૦ જુઓ નલ [–આવવો=નળમાં પાણી આવવું(૨)નળ મારફત પાણી પહોંચાડવાની યોજના થવી –છૂટી જવા=ઝાડા થઈ જવા –નાખવા=પાણીના નળ જમીનમાં ગોઠવી, તે મારફત પાણી પહોંચે એમ કરવું –બેસાડવા=આંતરડાનો સોજો કે ભરાવો મસળીને દૂર કરવો –ભરાવા=આંતરડાંમાં સોજો કે ભરાવો થવો ]૦વાયુ પુ૦ આંતરડાનો વાયુ [બની જવું
**નળવાવું** અ૦ક્રિ૦ ['નળ' પરથી ?] અશક્ત
**નળાકાર** વિ૦[નળ+આકાર]નળ જેવા આકારનું
**નળિકા** સ્ત્રી૦ જુઓ નલિકા
**નળિયું** ન૦ ['નળ' ઉપરથી] કવલું; છાપરું ઢાંકવાની પરનાળા જેવી માટીની બનાવટ –યેલ વિ૦ નળિયાથી છાયેલું
**નળી** સ્ત્રી૦ ['નળ' ઉપરથી] ભૂંગળી (૨) ચાડુ (૩) પવાલી
**નળો** પુ૦ ['નળ' ઉપરથી] મોટી નળી (૨) ઘૂંટણથી પાટલી સુધીનો લાંબો અવયવ કે તેનું હાડકું (૩) પેડુથી છાતી સુધીનો ભાગ (૪) ધાતુની મોટી નળાકાર કોઠી કે પવાલું
**નળાકડી** સ્ત્રી૦ ['નળ' ઉપરથી] નેળ
**નંકાવું** અ૦ ક્રિ૦ [सं नक्क=સહતર નાશ કરવો ?] ફૂટવું, નંદાવું
**નંખાવવું** સ૦ક્રિ૦ 'નાંખવું'નું પ્રેરક
**નંખાવું** અ૦ક્રિ૦ 'નાંખવું'નું કર્મણિ રૂપ (૨) [લા૰] દુર્બલ થઈ જવું (૩) ઓકવું [નંખાઈ જવું=(શરીરે) છેક નબળું પડી જવું, તબિયત કે મન ભાંગી પડવું ]
**નંગ** ન૦ [फा नग] એક વસ્તુ (૨) પહેલ પાડેલો હીરો (૩) [લા૰] મૂર્ખ માણસ (૪) લુચ્ચો–ખંધો માણસ ૦દાર, –ગિયું વિ૦ નંગવાળું, નંગ જડેલું
**નંદ** પુ૦ [प्रा એક જાણીતા વાણિયાનું વિશેષનામ] + વાણિયો (૨) [જુઓ નંદન] દીકરો
**નંદ** પુ૦[सं] આનંદ(૨)[સં૰]કૃષ્ણને ઉછેરનાર ગોકુલનો મુખી (૩) મગધનો એક પ્રાચીન રાજવંશ (૪)સંગીતનો એક અલંકાર [–નું ગોકુળ=છૈયાછોકરા, નોકર ચાકર વગેરે બાબતોથી ભર્યુંભાદર્યું ઘર કે કુટુંબ ] ૦નંદન પુ૦ (સં૰) કૃષ્ણ
**નંદન** ન૦ [सं] (સં૰) ઇંદ્રનું ઉપવન (૨) પુ૦ દીકરો(૩)એક છંદ (૪)વિ૦ આનંદ આપનાર. ૦વન ન૦ (સં૰) ઇંદ્રનું ઉપવન
**નંદવવું** સ૦ ક્રિ૦ [सं नद्=અવાજ કરવો, प्रा णदिअ,णद्दिअ=અવાજ, ત્રાડ], ભાગવું, તોડવું (ખાસ કરીને કાચની વસ્તુનું)
**નંદવાવું** અ૦ક્રિ૦ [જુઓ નંદવવું] ભાગવું (ખાસ કરીને કાચની વસ્તુનું)
**નંદવું** સ૦ ક્રિ૦ જુઓ નંદવવું(૨)[सं निन्द्] નિંદવું (૩) અ૦ક્રિ૦ [सं नन्द्] આનંદવું
**નંદા** સ્ત્રી૦ [सं] આનંદ (૨) નણંદ (૩) દુર્ગા (૪) પડવો, અગિયારશ, કે છઠ (૫) ગાંધાર ગ્રામની એક મૂર્છના
**નંદાવું** અ૦ ક્રિ૦ જુઓ નંદવાવું
**નંદિ(–દી)** પુ૦ [सं] (સં૰) શિવનો પોઠિયો
**નંદિની** સ્ત્રી૦[सं]છોકરી(૨)(સં૰)કામધેનુ ગાય
**નંદી** પુ૦ જુઓ નંદિ [(૫)
**નંદુલિયો** પુ૦['નંદ' ઉપરથી] (સં૰)+ શ્રીકૃષ્ણ
**નંદોઈ** પુ૦ (ચ) [સર૦ म] જુઓ નણદોઈ
**નંબર** પુ૦[इं]અંક,આંકડો,ક્રમાંક [–આવવો =ક્રમમાં વારી આવવી –નાખવો=ક્રમાંક પ્રમાણે આવતા આંકડાની છાપ મારવી –પાડવો=નંબર નાખવો (૨) ગુણ કે જાત પ્રમાણે વર્ગીકરણ કરવું –રાખવો=પોતાનું સ્થાન કે પદવી ટકાવી રાખવાં –લાગવો=

વારો આવવો; જોગ મળવો (૨) શરત, લૉટરી વગેરેમા ઇનામ મળવું (૩) પોતાનું કામ પાર પાડવુ ] ૦વાર અ૦ ક્રમસર. –રી વિ૦ નબર-વાળું, જાણીતુ, સારી જાતનુ (ઉદા૦ નબરી માલ)

ના અ૦ [સં.] નહિ (૨) સ્ત્રી૦ નકાર [–કહેવી, પાડવી, સંભળાવવી=ઇન્કાર કરવો, નિષેધ કરવો ] (૩) [फा.] નામ ને વિ૦ ની આગળ વપરાતો નકારસૂચક ઉપસર્ગ ઉદા૦ નાઇલાજ, નાપસંદ

નાઆવડત સ્ત્રી૦ બિનઆવડત

નાઇટ્રોજન પુ૦ [इं] હવામા મોટા પ્રમાણમાં હોતો એક વાયુ, નત્રવાયુ

નાઇત્તેફાકી સ્ત્રી૦ [ના + (अ.) इत्तिफाक] મતભેદ (૨) અણબનાવ

નાઇલાજ વિ૦ [फा.] ઇલાજ વગરનું, લાચાર

નાઈ(–વી) પુ૦ [सं. नापित, प्रा णाविअ, સર૦ हिं नाई, म न्हावी] વાળદ; હજામ

નાઉમેદ વિ૦ [फा.] નિરાશ. –દી સ્ત્રી૦ નિરાશા

નાક ન૦ [સં] અંક વગરનું સ્થળ–સ્વર્ગ

નાક ન૦ [दे. णक्क] નાસિકા (૨) [લા ]આબરૂ (૩)કોઈપણ વર્ગની મુખ્ય વસ્તુ. [–આવવું= નાકમાથી લીંટ આવવું –ઊંચું કરવું=મગરૂરી કરવી –કપાઈ જવું=આબરૂ જવી –કાપવું=આબરૂને કલંક લગાડવું. –કાપે એવું=બુઠ્ઠું, ધાર વિનાનુ –ગળવું=નાક-માંથી લીંટ કે પાણી ઝર્યા કરવું –ઘસવું= અત્યંત દીન ભાવે શરણે જવું –જવું= આબરૂ જવી. –જોરથી ચાલવું=નસકોરા જોરથી બોલવાં (ઊઘમા). –નસીકવું=નાક-માંથી લીંટ સાફ કરવુ. –નીચું થવું=માન-ભગ થવુ. –નીચું ને પેટ ઊંચું=બીજાની ખુશામત કરીને પેટ ભરવું –પર માખ બેસવી=સહેજ પણ બટ્ટો લાગે તેમ થવું. –પર લીંબુ ઘસવું=હરીફાઈમા હફાવવું. –મરડવું=નાપસદગી કે ઘૃણા બતાવવી. –લઈને જવું=આબરૂભેર જવું –લીટી તાણવી=અત્યત દીનપણે શરણે જવું. –લેવું=આબરૂ લેવી (૨) સામાનુ નાક સાફ કરવું –સાફ કરવું =નાક નસીકવુ –સામી વાટ=ઊભો કે સીધો કે ધોરી માર્ગ. નાકની દાંડીએ=સીધે રસ્તે, સામે મોએ નાકની દાંડી સામે આંખો રાખવી = પ્રમાણિક રહેવુ. નાકમાં ઊંટ ચાલવાં, –પેસવાં, –હીંડવાં=ખૂબ ગર્વ હોવો. નાકમાં ગંધ ન માવી = અતિ ગર્વિષ્ઠ હોવુ નાકમાં બોલવું=ગણગણવુ; ગુંગણાની જેમ બોલવું નાકમાં તીર ઘાલવું=ખૂબ સતાવવું, રિબાવવું. નાકે લીટી તાણવી=જુઓ નાકલીટી તાણવી.] ૦કટ્ટું વિ૦ કપાયેલા નાકવાળુ (૨) બેશરમ. ૦છીંકણી સ્ત્રી૦એક વનસ્પતિ. ૦ફળી સ્ત્રી૦ નાકનુ એક જૂનું ઘરેણું. ૦લિસોટી, ૦લીટી સ્ત્રી૦ માફી માગવા માટે જમીન ઉપર નાક ઘસવું તે. (–તાણવી)

નાકબૂલ વિ૦ [फा.] નામંજૂર

નાકસૂર ન૦ નાકનો એક રોગ

નાકાર(–રો) પું૦ [સં] નકાર –રવું સ૦ક્રિ૦ નકારવું

નાકાં ન૦બ૦વ૦ ['નાકુ' ઉપરથી] દાળચોખાના [ઝીણા કકડા

નાકુળું વિ૦ [ના+કુળ] કુળ વગરનુ, કુળહીણુ

નાકું ન૦ [दे.णक्क, સર૦हिं नाका, म. नाक] કાણુ (૨)સોયનુ કાણું (૩) જકાત લેવાનું થાણું (૪) જ્યાં ઘણા રસ્તા મળતા હોય તેવુ સ્થળ (૫) રસ્તાનો છેડો કે પ્રવેશદ્વાર (૬) [લા ] ગામમા પેસવા બદલ અપાતો કર [–ચુકાવવું =આડે રસ્તે જઈને જકાત ન ભરવી, નાકા-બ ધીમાથી છટકી જવુ, –ચૂકવવું =જકાત આપવી –પરોવવું=સોયના નાકામા દોરો પરોવવો –બેસાડવું=જકાતી થાણું નાખવું (૨) વેહમા ઓરિયાં મૂકવા. –ભરવું =નાકું ચૂકવવું, નાકાનો કર આપવો –રોકવું=પ્રવેશ ન થવા દેવો, પ્રવેશદ્વાર આગળ રોકાણ કરવું. –લેવું= નાકાનો કર લેવો.] –કાબંદી(–ધી) સ્ત્રી૦ જુઓ નાકેબંધી –કેદાર પુ૦ નાકાવાળો, થાણદાર –કેદારી સ્ત્રી૦થાણદાર-પણુ –કેબંધી સ્ત્રી૦ નાકે નાકે ચોકી મૂકી દેવી તે, ઘેરો

નાકેશ પુ૦ [સં.] નાક–સ્વર્ગનો ઈશ, ઇદ્ર

નાકેસ વિ૦ [अ नाकिस] અપૂર્ણ, અધૂરું
નાકૌવત વિ૦ [फा] અશક્ત, કમજોર. –તી સ્ત્રી૦ અશક્તિ, કમજોરી
નાક્ષત્ર,–ત્રિક વિ૦ [सं] નક્ષત્રને લગતું (૨) પુ૦ ચાંદ્રમાસ, ચંદ્ર ૨૭ નક્ષત્રોમાં થઈને પસાર થાય તેટલો સમય. –ત્રી વિ૦ નક્ષત્રને લગતું
નાખવું સ૦ ક્રિ૦ જુઓ નાંખવું
નાખુદા પુ૦ [फा] ટંડેલ
નાખુશ વિ૦ [फा] નારાજ –શી સ્ત્રી૦ નારાજી
નાખોરી સ્ત્રી૦ જુઓ નસકોરી (–ફૂટવી) –રું ન૦ નાક, નસકોરું
નાગ પુ૦ [सं] ફેણવાળો સાપ (૨) પાતાળમાં રહેતો એક જાતનો કાલ્પનિક સર્પ,એક ઉપદેવ (૩) હાથી (૪) શક લોકોની એક શાખાનો માણસ ૦કન્યા સ્ત્રી૦ નાગની કન્યા (૨) પરમ સુંદર સ્ત્રી ૦કેસર ન૦ એક વનસ્પતિ; કબાબચીની ૦ખડિયો પુ૦ એક વનસ્પતિ. ૦ચંપો પુ૦ એક જાતનો ચંપો ૦દમણ સ્ત્રી૦ [+सं दमन; સર૦ हिं नागदवण]એક વનસ્પતિ. ૦ણ(–ણી) (ણ,) સ્ત્રી૦ સાપણ (૨)હાથણી(૩)એક મરેણ ૦દમન ન૦(કૃષ્ણે કરેલું કાલિય) નાગનું દમન ૦દંત પુ૦ ભીંતમાં મારેલો ખીલો (૨) ટોલ્લો ૦દંતી સ્ત્રી૦ એક વનસ્પતિ ૦દાવનો પુ૦ નાગડમણ ૦દેવતા પુ૦ નાગરૂપી દેવતા ૦પંચમી સ્ત્રી૦ નાગપૂજાનો એક તહેવાર, શ્રાવણ માસની પાંચમ ૦પાશ પુ૦ નાગના ગૂંચળા જેવો ફાંસો(૨)એક પ્રકારની વ્યૂહરચના (૩) ગાળો, સરકિયું (૪) વરુણનું આયુધ ૦પાશપ્રબંધ પુ૦ એક ચિત્રકાવ્ય ૦પાશી વિ૦ નાગપાશ સંબંધી ૦પાંચમ (મ,) સ્ત્રી૦ જુઓ નાગ-પંચમી. ૦પુષ્પ ન૦ નાગચંપો ૦રસ પુ૦ અમૃત ૦રાજ પુ૦ શેષનાગ ૦લોક પુ૦ પાતાળ
નાગડું વિ૦ જુઓ નાગું (૨) નાજુક, નબળું –ડો પુ૦ બાવાઓનો એક પ્રકાર (૨) બાવો (તિરસ્કારમાં) (૩) લુચ્ચો માણસ
નાગણ,–ણી જુઓ 'નાગ'માં
નાગ(૦ર)ણું ન૦ [જુઓ નાંગર] વાસણ ઊંચકવા કરાતો એક ગાળો (૨) દામણું (૩) હળને ધૂંસરી બાંધવાનું દોરડું
નાગ ૦દમન, ૦દંત, ૦દંતી, ૦દેવતા, ૦પંચમી,૦પાશ,૦પાશપ્રબંધ,૦પાંચમ, ૦પુષ્પ જુઓ 'નાગ'માં
નાગર વિ૦[सं] નગરનું(૨)સભ્ય (૩)ચતુર(૪) બ્રાહ્મણોની (અમુક ભાગમાં વાણિયાની) એ નામની ન્યાતનું (૫) પુ૦ એ ન્યાતનો માણસ (૬) (વ્યંગમાં) ઢેડ કે ભંગી (૭) સ્ત્રી૦ સૂંઠ [નાગરી ગોઠ=ચાતુરીથી છેતરવાની વાત(૨) વિવેક તજી સ્પષ્ટવક્તાપણું દેખાડવું તે (૩) આપવા લેવામાં નિયમસર વહેવાર રાખવો તે ] ૦અપભ્રંશ સ્ત્રી૦ અપભ્રંશનો એક પ્રકાર ૦ડી,૦ણ,–રાણી સ્ત્રી૦ નાગરની સ્ત્રી ૦ત્વ ન૦ નાગરપણું (૨) લખાણની પ્રૌઢિ, 'એલિગન્સ' ૦પણું ન૦, ૦વટ સ્ત્રી૦, ન૦ નાગરપણું
નાગરણું ન૦ જુઓ નાગણું
નાગરમોથ (થ,) સ્ત્રી૦ [सं नागरमुस्ता, प्रा मुस्था, સર૦ हिं ,म नागरमोथा]એક વનસ્પતિ
નાગરવટ જુઓ 'નાગર'માં
નાગરવેલ(–લી) (લ,) સ્ત્રી૦ [सं नागवल्ली, સર૦ का नागरवल्ली] એક વેલ (તેનાં પાન મુખવાસમાં ખવાય છે)
નાગરસ, નાગરાજ જુઓ 'નાગ'માં
નાગરાણી સ્ત્રી૦ જુઓ 'નાગર'માં
નાગરિક વિ૦ [सं] શહેરનું (૨) પુ૦ શહેરી, શહેરમાં રહેનાર કે રાજ્યનો સામાન્ય પ્રજાજન, 'સિટિઝન' ૦તા સ્ત્રી૦
નાગરી વિ૦ નગરનું (૨) નાગર સંબંધી (૩) સ્ત્રી૦ [सं] શહેરી સ્ત્રી (૪) નાગરણ (૫) દેવનાગરી લિપિ
નાગલી સ્ત્રી૦ [સર૦ म] બાવટા જેવું એક [અનાજ
નાગલોક પુ૦ જુઓ 'નાગ'માં
નાગળ ન૦ [જુઓ નાંગર,–ળ] લંગર(૨)હળને ધૂંસરી બાંધવાની રાશ
નાગાસ્ત્ર ન૦ [सं] સર્પાસ્ત્ર
નાગું વિ૦ [सं नग्न, प्रा णग्ग] ઉઘાડું, નગ્ન

કાંડા પાસેની જેના ઉપરથી વૈદ્ય લોહીની ગતિ પારખે છે) (૨) આળા ચામડાને આમળીને બનાવેલો દોર, નાડણ (૩) કમળની પોલી નળી – દાંડી (૪) [લા] વલણ (૫) લગામ, કાબૂ (૬) ડોક; ગરદન [–જોવી = રોગ પારખવો(૨)વલણ જોવું –ઠેકાણે ન રહેવી = રોગ વધી જવો (૨) મગજ ભમી જવું, શુધબુધ ન રહેવી –દેખાડવી = વૈદ્ય પાસે રોગનું નિદાન કરાવવું –પકડવી, હાથમાં આવવી = સ્વભાવ – વલણ ઓળખવા – પારખવાં –હાથમાં હોવી = (–નો) કબજો હોવો, વશમાં હોવું] [દોરડું

નાડણુ ન૦ ['નાડ' ઉપરથી] ધૂંસરું બાંધવાનું

નાડવું સ૦ ક્રિ૦ ['નાડ' ઉપરથી, સર૦ હિં नाधना, म नाडणें] નાડ–દોરડાથી જકડીને બાંધવું

નાડાછડી, નાડાછોડ, નાડાવા જુઓ 'નાડું'માં

નાડી સ્ત્રી૦ [સં] નાડ, રગ (૨) નાની દોરી [–એ ચાવી, તૂટવી = મૃત્યુની વેદના થવી (૨) કમાવાની શક્તિ જતી રહેવી –મંતરવી = સમજાવી – પટાવીને પોતાનું કરવું અથવા ઠેકાણે લાવવું] ૦તંત્ર ન૦ નાડીઓનું તંત્ર ૦પરીક્ષા સ્ત્રી૦નાડીની પરીક્ષા ૦મૂઉં વિ૦ જેની નાડી મરી ગઈ હોય એવું (૨) ઠંડા લોહીનું, મંદ (૩) લાગણીહીન ૦વૈદ(–દ્ય) પુ૦ નાડી ઉપરથી રોગ પારખનાર વૈદ્ય

નાડું ન૦['નાડ' ઉપરથી, સર૦ મ, હિં नाडा] નાની દોરી (૨)નાડાછડી (૩) સેંથા કે ઘાઘરાની દોરી (૪) અંબોડો બાંધવાની દોરી (૫) હદ, આંકો [–છોડવું = પેશાબ કરવો (૨) બંધ ઢીલો કરવો –છૂટી જવું = હિંમત ન રહેવી –પકડી રાખવું = જિદ્દ પકડી રાખવી] –ડાછડી સ્ત્રી૦ બે કે વધારે રંગની સૂતરની દોરી –ડાછોડ વિ૦ વિષયી, કામી (૨) સ્ત્રી૦ નાડું છોડવું તે (૩) લઘુશંકા –ડાવા અ૦ નાડા જેટલે અંતરે

નાણવું સ૦ક્રિ૦ [સં જ્ઞાન, પ્રા णाण ઉપરથી] તપાસવું, અજમાવી જોવું (૨) અ૦ ક્રિ૦ [ન + આણવું] [પ] ન આણવું

નાણાં ન૦ બ૦ વ૦ ['નાણું'નું બ૦ વ૦] પૈસા (૨) કિંમત

નાણું ન૦ [સં नाणक, દે णाणक] ચલણી સિક્કો (૨) ધન, પૈસો –ણાકીય વિ૦ નાણા સંબંધી –ણાબજાર ન૦ શરાફોનું બજાર, ચોકસી બજાર. –ણાભીડ સ્ત્રી૦ નાણાંની તંગી –ણામંત્રી પુ૦ નાણાખાતાનો મંત્રી, 'ફાઇનેન્સ–મેમ્બર' –ણાવટ સ્ત્રી૦ [નાણાં + વૃત્ત (સં, પ્રા वट्ट)]નાણાબજાર. –ણાવટી પુ૦ શરાફ (૨) પૈસાદાર માણસ –ણાવટું ન૦ શરાફનો ધંધો –ણાશાસ્ત્ર ન૦ નાણાંની લેવડ દેવડ વગેરે સર્વ વ્યવહારનું શાસ્ત્ર –ણાશાસ્ત્રી પુ૦ તે શાસ્ત્ર જાણનાર, 'ફાઇનેન્સિયર'

નાત (ત,) સ્ત્રી૦ [સં ज्ञाति, પ્રા णाइ] જ્ઞાતિ, જાત, એક કુળ, વાડા કે વર્ગનો લોકસમૂહ (૨) નાતને આપેલું જમણ [–કરવી, જમાડવી = જ્ઞાતિજનોને ભોજન કરાવવું. –બહાર કરવું, મૂકવું = જ્ઞાતિજન તરીકેનો વહેવાર તોડી નાખવો –મળવી = જ્ઞાતિનું પંચ એકઠું થવું –માં લેવું = નાત બહારનાને કે નાત બહાર મૂકેલાને પોતાની જ્ઞાતિમાં ભેળવવો] ૦જાત સ્ત્રી૦ જ્ઞાતિ અને જાતિ ૦ભાઈ સ્ત્રી૦ એક જ જ્ઞાતિનો હોઈને ભાઈ તે ૦વરો પુ૦ જ્ઞાતિભોજન

નાતરસ વિ૦ [फा नातर्स] ધાતકી

નાતરું ન૦[જુઓ નાતો]સંબંધ ઉદા૦ 'ગામ નાતરે ભાઈ' (૨) લગ્નવિધિ વગર, રાંડેલી કે ફારગતીથી છૂટી થયેલી સ્ત્રીનું કે એવી સ્ત્રી સાથે પુરુષનું પરણવું તે (૩) જોડકામાંથી એક નંગ જતું રહી તેની જગાએ બીજી વિજાતીય વસ્તુનું આવવું તે [નાતરે જવું = બીજા પુરુષ સાથે નાતરું કરવું નાતરે લાવવું = રાંડેલી કે ફારગતીથી છૂટી થયેલી સ્ત્રી સાથે પરણવું] –રાળ વિ૦ સ્ત્રી૦ નાતરાની (સ્ત્રી) –રિયું વિ૦ નાતરાનું, તેને લગતું (૨) નાતરું કરવાની છૂટવાળું (૩) બેહરખુ, એક જાતનું નહિ તેવું

નાતવરો પુ૦ જુઓ 'નાત'માં

નાતવાન વિ૦ [फा] નબળું, લાચાર –ની સ્ત્રી૦ નબળાઈ, અશક્તિ

નાતાલ સ્ત્રી૦ [પો; સર૦ म] ડિસેમ્બરને અંતે આવતા ખ્રિસ્તી તહેવારો, ઈશુજયંતી
નાતીલું વિ૦ ['નાત' ઉપરથી] નાતનું
નાતું ન૦ +, નાતો પું૦ [સં. ज्ञाति, प्रा. णाई પરથી, સર૦ म नातें, हिं नाता] સબંધ,મેળ
નાથ પું૦ [सं] સ્વામી (૨) માલિક (૩) સંન્યાસીઓની દશમાંની એક અટક
નાથ (ય,) સ્ત્રી૦ [दे. णत्था] જુઓ નથ (૨) બળદ વગેરેના નાકમાં નંખાતી દોરી (૩) જમીનનું ધોવાણ રોકવા બંધાતી પાળ. [-બાંધવી] [ફાવવાની દોરી
નાથણું ન૦ [ 'નાથવું' ઉપરથી ] પહેલાં લટ-
નાથવું સ૦ક્રિ૦ [दे णत्थण=નાકમા છેદ પાડવો] (બળદને)નાથ ઘાલવી (૨) અંકુશમાં આણવું (૩) પલોટવું [અંકુશમા રાખવું
નાથી વિ૦ ['નાથવું' ઉપરથી] + ભોકાતું (૨)
નાદ પું૦ [सं] અવાજ, ઘોષ, ધ્વનિ (૨) વાચા કે વર્ણોનું મૂળ ધ્વનિનું રૂપ (૩) [લા ] ટેવ, છંદ (૪) લહે; ધૂન (૫) [સર૦ दे. णाय= ગર્વિષ્ઠ] ગર્વ [-ઊતરવો=ગવ ગળવો, તોર તૂટવો.-માં પડવું, નાદ લાગવો, નાદે ચડવું=લત કે લહે લાગવી ] ૦બિંદુ ન૦ નાદનું અનુસધાન કરવાનું બિંદુ (યોગ) (૨)[सं ]એ નામનુ ઉપનિષદ ૦બ્રહ્મ પું૦, ન૦ નાદરૂપી પરમાત્મા. ૦શાસ્ત્ર ન૦ અવાજનું શાસ્ત્ર, 'એકાઉસ્ટિક્સ'. -દાત્મક વિ૦ [+आत्मक] નાદરૂપ; નાદને લગતું
નાદર વિ૦ [अ नादिर] અસાધારણ, ઉત્તમ
નાદાન વિ૦ [फा ] અણસમજુ, મૂર્ખ.-નિયત, -ની સ્ત્રી૦ નાદાનપણું
નાદાર વિ૦ [फा.] કંગાલ (૨) દેવાળિયું (૩) પું૦ તેવો માણસ. -રી સ્ત્રી૦ ગરીબી (૨) દેવાળુ. [-નોંધાવવી=દેવાળુ જાહેર કરવું. દેવું આપવાની અશક્તિ હોવાની અદાલતમાં અરજી કરવી.]
નાદિરશાહ પું૦ [फा] (સં.) એક જુલમી બાદશાહ. -હી સ્ત્રી૦ [લા ] જુલમી રાજ્ય-કારભાર
નાદિહંદ વિ૦ [फा ] દેવાળિયું

નાદી વિ૦ [सं.] નાદવાળુ, નાદને લગતું (૨) ગર્વવાળું; તોરી, છંદી
નાદુરસ્ત વિ૦ [फा. नादुरुस्त] માંદું. -સ્તી સ્ત્રી૦ અનારોગ્ય, માંદગી
નાધવું વિ૦ + નાનું (૫)
નાન ન૦ [फा ] મોટી દડા જેવી એક રોટી; પાંઉ. ૦ખટાઈ સ્ત્રી૦ [સર૦ म.; हिं., फा. नानखताई] એક ખાદ્ય પદાર્થ-મીઠાઈ
નાન ન૦ કમીપણું (૨) કુટુંબમાં મોટી ઉંમરના માણસનો અભાવ
નાનક પું૦ (સં.) શીખ ધર્મના પ્રવર્તક સંત. ૦પંથી વિ૦ (૨) પું૦ શીખધર્મી. ૦શાઈ (-હી) વિ૦ ગુરુ નાનકે સ્થાપેલું કે પ્રવર્તાવેલું
નાનકડું વિ૦ નાનું (લાલિત્યવાચક)
નાનકીન ન૦ [इं ] કાપડની એક જાત
નાનખટાઈ સ્ત્રી૦ [फा.] જુઓ 'નાન'માં
નાનડિયું (ના') વિ૦ ['નાનું' ઉપરથી] નાનું
નાનપ (ના') સ્ત્રી૦ ['નાનું' ઉપરથી] નાન ૨ જુઓ (૨) નાનમ. ૦ણ ન૦ બાળપણ. -મ સ્ત્રી૦ નાનાપણું (૨) હલકાઈ, ઓછપ; ઊણપ. -લું વિ૦ (સુ.) નાનકડું
નાના વિ૦ [सं.]વિધવિધ ૦કાર વિ૦[+आकार] અનેક આકારનું ૦ત્વ ન૦ વૈવિધ્ય. ૦ભાતી વિ૦ વિધવિધ ભાતનું. ૦મત વિ૦ ભિન્ન ભિન્ન મતવાળું, 'એકમત'થી ઊલટું ૦રૂપ વિ૦ વિધવિધ રૂપનું ૦વર્ણું વિ૦ વિધવિધ રંગનું ૦વિધ વિ૦ અનેક પ્રકારનું (૨) અ૦ અનેક પ્રકારે
નાની સ્ત્રી૦ [ સર૦ हिं.] માની મા, આજી. -નો પું૦ [સર૦ दे. णण्ण = મોટો ભાઈ] માનો બાપ, આજો
નાનું (ના') વિ૦ [सं. श्लक्ष्ण, प्रा लण्ह, म. लहान, हिं. नान्ह, नन्हा] થોડી ઉંમરનું (૨) કદમાં અલ્પ (૩) [લા.] હલકું, ઊતરતું. [ નાના બાપનું=હલકા કુળનું નાને મોંએ =નાની ઉંમરે; ઉંમર જોતા અઘટિત રીતે.] ૦શીક વિ૦ જરાક સરખું (કદ કે ઉંમરમાં). ૦સૂનું વિ૦ [સર૦ प्रा. लण्ह-सण्ह, म. लहानसहान] નજીવું; સાધારણ. -નેરું વિ૦ નાનકડું

નાનુંધાપું ન૦ બળદની નાથ
નાનુંસૂનું, નાનેરું જુઓ 'નાનું'માં
નાનોબો પુ૦ જુવાનોનો સમુદાય
નાન્યતર વિ૦ [સં] નપુંસક લિંગનું (વ્યા)
નાપતું વિ૦ લાગુ પડે નહિ એવું
નાપસંદ વિ૦ [फा] અણગમતું(૨)અમાન્ય [–પડવું = ના ગમવું]૦ગી સ્રી૦ અણગમો (૨) માન્ય ન થવું તે [અપવિત્રતા
નાપાક વિ૦ [फा] અપવિત્ર –કી સ્રી૦
નાપાય(–યા,–યે)દાર વિ૦ [फा] પાયો કે આધાર વગરનું, અધ્ધરિયું [(૨) નાપસંદ
નાપાસ વિ૦ [ના+પાસ (इं)] જુઓ નપાસ
નાપિક,–ત [सं] પુ૦ [સર૦ म नाप(–पी)क] વાળંદ; હજામ
નાફરમાન વિ૦[फा] હુકમનો અનાદર કરનાર –ની સ્રી૦ હુકમની અવજ્ઞા
નાફેરવાદ પુ૦ [ના+ફેરવવું+ વાદ, સર૦ म नाफेर] જે નીતિ છે તેમાં ફેરફાર ન કરવો –ન ફેરવવુ જોઈએ એવો મત (૨) [સં] અસહકાર તરીકે ધારાસભાઓના બહિષ્કારમાં ફેરફાર ન કરવો એવો કૅાન્ગ્રેસ પક્ષનો (૧૯૨૦ –૩૦ યુગમાં) મત –દી વિ૦ (૨) પુ૦ નાફેરવાદમાં માનનાર
નાબૂદ વિ૦ [फा] નિર્મૂળ, સમૂળું ખલાસ; હોય જ નહિ તેવું કરેલું–થયેલું. –દી સ્રી૦ સમૂળ ઉચ્છેદ–નાશ
નાભિ સ્રી૦ [सं]દૂંટી (૨) કેંદ્ર, મધ્યભાગ (૩) પૈડાનો મધ્યભાગ જ્યાં આરાઓ મળે છે ૦કમલ(–ળ) ન૦ દૂંટીરૂપી કમળ ૦જીવા, ૦નાલ(–ળ) સ્રી૦ ગર્ભમાં બાળકની દૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી નળી ૦સારણ સ્રી૦ નાભિનો એક રોગ. –ભ્યંતર ન૦ [+अंतर] નાભિનો અંદરનો ભાગ
નામ અ૦ [सं.] એટલે કે, અર્થાત્ ઉદા૦ 'બ્રહ્મ નામ વેદ, તેની ચર્ચા નામ પ્રતિપાલના'
નામ ન૦ [સં, फा] સંજ્ઞા(૨)[વ્યા] વસ્તુની સંજ્ઞારૂપ શબ્દ (૩) યાદગીરી, કીર્તિ [–કરવું, કાઢવું= નામાંકિત થવું (૨) [લા.] બદનામ થવું (નું)–જપવું=(ને) સતત યાદ કરવું –જવા દેવું =ન સંભારવું, ટાળવું, અવગણવું. –ડુબાડવું=નામ બોળવું –તારવું = કીર્તિ વધારવી –દેવું, લેવું=નામ ઉચ્ચારીને કહેવું કે બોલાવવું (૨) [લા] પડકારવું, સામે કહેવું કે કાંઈ કરવું; પજવવું –ન દેવું, ન લેવું =ન બોલાવવું, ન કાંઈ પૂછવું કે લેવાદેવા રાખવી, યાદ ન કરવું, છોડવું –ન પૂછવું=ન બોલાવવું; દૂર કરવું, ત્યાગવું –નહિ =બિલકુલ નહીં –પર થૂંકવું= અતિ તિરસ્કાર કરવો –પર પાણી ફેરવવું = નામ બોળવું –પાડવું=નામાભિધાન કરવું (૨) ખીજ કે મશ્કરીનું બીજું નામ કહેવું (૩)–નો ઉલ્લેખ કરવો (૪) વિશેષ વિગત કહેવી. –બાળવું = જુઓ નામ મૂકવું –બોળવું=આબરૂને બટ્ટો લગાડવો –મૂકવું =ન સંભારવું, ત્યાગી દેવું –મોટું કરવું =માનપ્રતિષ્ઠા વધારવાં નામની પોક મૂકવી=નામ મૂકી દેવું,યાદ ન કરવું (૨)–નું નામ દઈને રડવું –પોક મૂકવી (મૃત્યુ બાદ) નામે ચઢાવવું=(–ને) હકદાર ઠરાવી, દસ્તાવેજમાં તેનું નામ લખાવવું નામે ચાલવું=(-ના)નામથી વહીવટ ચાલવો,માલિક ગણાવું નામે માંડવું, નામે લખવું = હિસાબમાં (–ના) નામ ઉપર રકમ માંડવી, –ની પાસેથી તેટલી રકમ લેવી બાકી છે એમ નોંધવું]૦ક વિ૦ નામનું,નામવાળું (સમાસને અંતે)ઉદા૦ 'એની બેસંટ–નામક' ૦કરણ ન૦ નામ પાડવાનો વિધિ (૧૬માંનો એક સંસ્કાર) ૦ચા સ્રી૦ [फा नामचह] નામના, પ્રખ્યાતિ. ૦ચીન,૦જાદું વિ૦ [+फा चीन, फा जादह] નામીચું, પ્રખ્યાત. ૦જોગ(–ગી) વિ૦ જેનું નામ લખ્યું હોય તેને જ મળે તેવી (હૂંડી) ૦ઠામ ન૦ નામ અને ઠામ, સરનામું ૦દાર વિ૦[फा]મશહૂર(૨)માનવંત ૦દારી સ્રી૦ પ્રખ્યાતિ. ૦ધાતુ પું૦ નામ ઉપરથી બનેલો ધાતુ (વ્યા.) ૦ધારક, ૦ધારી વિ૦ નામ ધારણ કરનાર(૨)નામનું જ, જૂઠું, ઢોંગી ૦ધૂન સ્રી૦ (ઈશ્વરના) નામની ધૂન કે લહે. ૦ના સ્રી૦ કીર્તિ ૦નિર્દેશ પુ૦ નામનો ખાસ ઉલ્લેખ(૨)નામ બોલીને કરેલી ગણતરી.

૦નિશાન ન૦ નામ કે બીજું કાંઈ ચિહ્ન ૦નું વિ૦ નામવાળું (૨) માત્ર દેખાડવાનું જ, કહેવામાત્ર. ૦માત્ર વિ૦ નામ પૂરતું, નામનું જ. ૦મુદ્રા સ્ત્રી૦ નામવાળો સિક્કો (સીલ મારવાનો) ૦યોગી વિ૦ શબ્દયોગી (અ૦) [વ્યા] ૦રાશિ વિ૦ એક નામનું; એક રાશિના નામવાળું. ૦લેણું ન૦ નામ લેવું તે, નામસ્મરણ ૦વર વિ૦ [फा. वर] પ્રખ્યાત. ૦વાક્ય ન૦ [વ્યા.] નામ તરીકે વપરાયેલું ગૌણ વાક્ય ૦વાચક વિ૦ નામ બતાવનાર (વ્યા). ૦શેષ વિ૦ માત્ર નામ બાકી રહ્યું હોય તેવું; નાશ પામેલું. ૦સ્મરણ ન૦ નામ લેવું–યાદ કરવું તે, નામનો જપ

નામ(–મુ)ક્કર વિ૦ [फा नामुक्रिर] નાકબૂલ, હા કહ્યા પછી ફરી જનારું [–જવું=ઇન્કાર કરવો, ફરી જવું]

નામચા,–ચીન,–જાદું [फा] જુઓ 'નામ'માં

નામજોગ(–ગું), નામઠામ જુઓ 'નામ'માં

નામણદીવો પું૦ [સર૦ म नामणदिव, नामंदिवा, लामणदिवा] જુઓ રામણદીવો

નામદાર, –રી [फा.] જુઓ 'નામ'માં

નામ ૦ધાતુ, ૦ધારક, ૦ધારી, ૦ધૂન, ૦ના, ૦નિર્દેશ, ૦નિશાન, ૦નું, ૦માત્ર, ૦મુદ્રા, ૦યોગી જુઓ 'નામ'માં

નામરજી સ્ત્રી૦[फा]અનિચ્છા, મરજી ન હોવી તે

નામરાશિ જુઓ 'નામ'માં

નામર્દ વિ૦ [फा.] બાયલું –ર્દાઈ, –ર્દી સ્ત્રી૦ બાયલાપણું

નામ ૦લેણું, ૦વર, ૦વાક્ય, ૦વાચક જુઓ ['નામ'માં

નામવું સ૦ક્રિ૦ [सं. नम्, प्रा. णाम ઉપરથી] (પ.) નમાવવું (૨) રેડવું (૩)અ૦ક્રિ૦ વળવું, – તરફ જવું

નામશૂદ્ર વિ૦(૨)પું૦ એ નામની એક અસ્પૃશ્ય [મનાતી જાત

નામશેષ, નામસ્મરણ જુઓ 'નામ'માં

નામંજૂર વિ૦ [फा] નાકબૂલ. –રી સ્ત્રી૦ નામંજૂર થવું તે

નામાવલિ(–લી, –ળિ, –ળી) સ્ત્રી૦ [सं] [નામની ટીપ

નામાંકિત વિ૦ [सं] પ્રખ્યાત; જાણીતું

નામાંતર ન૦ [सं] નામ બદલી નાખવું તે (૨) બીજું નામ

[–રી વિ૦ સ્ત્રી૦

નામિક વિ૦ [सं.] નામવાળું, નામ સંબંધી.

નામી,૦ચું વિ૦ [फा] પ્રખ્યાત (૨) સુંદર

નામુક(–ક્ક)ર વિ૦ જુઓ નામક્કર

નામુનાસ(–સિ)બ વિ૦ [फा. नामुनासिब] ગેરવાજબી, અયોગ્ય, અઘટિત

નામુરાદ વિ૦ [फा] નિરાશ

નામું ન૦ [फा] જમેઉધારનો હિસાબ(૨)હુકમ; દાખલો(૩)વર્ણન; ઇતિહાસ ઉદા૰ સિકંદરનામું (૪)નામ લખવાં તે. [–ઉતારવું=નામું લખવું, જમેઉધારનો હિસાબ લખવો (૨) હિસાબની નકલ કરવી –કરવું=(ને ત્યાંથી) ઉધાર લાવવું–લેવું; નામે લખાવીને લાવવું –ચડી જવું=લખવો બાકી એવો હિસાબ વધી જવો –ચાલવું=ખાતું ચાલવું, (ને ત્યાંથી) નામે લખાવીને માલ લાવવાનો વ્યવહાર હોવો –માંડવું, લખવું=જમેઉધારનો હિસાબ લખવો] ૦ઠામું,૦લેખું ન૦ નામાનો વિગતવાર હિસાબ

નામે અ૦ નામ ઉપર,–ને ખાતે. [–લખવું=–ને ખાતે માંડવું –લાવવું=ઉધાર લાવવું] (૨) નામથી. ઉદા૰ નામે ફલાણા. ૦નામ અ૦ બરોબર એક જ નામથી [જ નામનું

નામેરી વિ૦ ['નામ' પરથી] સમાન–એક

નામોશી સ્ત્રી૦[अ. नामूस] બેઆબરૂ, હીણપત

નાયક પું૦ [सं] આગેવાન, સરદાર(૨)નાટકનું કે વાર્તાનું મુખ્ય પાત્ર

નાયકડી સ્ત્રી૦ [સર૦ નાયકો] એક જાતની ભીલડી. –ડો પું૦ તે જાતનો ભીલ

નાયકણ(–ણી) સ્ત્રી૦ [જુઓ નાયકા] વેશ્યા (૨)['નાયકો' ઉપરથી]નાયકાની કે નાયક સ્ત્રી

નાયકા સ્ત્રી૦ નાયિકા

નાયકો પું૦['નાયક' પરથી, સર૦ अप णायक्क] સુરત બાજુની એક રાનીપરજનો માણસ

નાયડી સ્ત્રી૦ [सं नालि, प्रा णाडि] (પેડાની) નાભિ (૨) [જુઓ નાડ] તાંત; ચામડાની પાતળી દોરી(૩)ઝાંમડું, ધનુષ્ય(૪) [?] સુતાર જે ઢીમચા ઉપર મૂકી લાકડાં ઘડે છે તે

નાયબ વિ૦ [अ. नाइब] હાથ નીચેનું–મદદગાર

નાયિકા સ્ત્રી૰[સં] મુખ્ય સ્ત્રીપાત્ર (૨) અગ્રેસર સ્ત્રી (૩) ગુણકા, રામજની
-નાર [સં अन+कार (प्रा आर) પરથી, સર૰ હાર (તારણહાર, हिं हारा] બ૰ કૃ૰નો કે કર્તૃત્વવાચક પ્રત્યય ઉદા૰ કરનાર
નાર સ્ત્રી૰ (સ) ગીલીદંડાની રમતમાં એક દાવ
નાર પુ૰ [સં] પાણી (૨) મનુષ્યમાત્રનો સમૂહ
નાર સ્ત્રી૰ નારી, સ્ત્રી (૫.) ૰જિત વિ૰ સ્ત્રીને વશ (નર)
નારકી,૰ય વિ૰ [સં] નરકનું
નારખું ન૰ [नाभि-નાયડી+રખુ (સં. रक्ष् ઉપરથી)] ચમરખુ (૨) પૈડાની નાભિમાં ઘાલવામાં આવતી લોઢાની ચૂડી
નારદ પું૰ [સં] (સ) એક દેવર્ષિ, બ્રહ્માના એક માનસપુત્ર (૨) [લા] બે જણને આમ તેમ કહીને લડાવી મારનાર, તેમા મજા માણનાર માણસ [-ની ચોટલી=ઊભી ને ઊભી રહેતી ચોટલી] ૰વિદ્યા સ્ત્રી૰, ૰વેડા પુ૰ બ૰ વ૰ બે જણને લડાવવાની કળા
નારલી સ્ત્રી૰ એક વનસ્પતિ
નારવા વિ૰[फा.] રૂઢિથી વિરુદ્ધ, અયોગ્ય, ખોટું
નારંગ પુ૰ [સં, फा] નારંગીનું ઝાડ ૰ડું ન૰ નારંગી -ગિયુ વિ૰ નારંગી. -ગી વિ૰ નારંગી રંગનુ (૨) સ્ત્રી૰ એક ફળ કે ઝાડ
નારા સ્ત્રી૰ [સં] પાણી
નારાચ પુ૰[સં] એક છંદ (૨) ન૰ લોઢાનુ બાણ
નારાજ વિ૰ [फा] નાખુશ ૰ગી,-જી સ્ત્રી૰ [फा], -જીપો પુ૰ નાખુશી
નારાટ પુ૰ પિત્તદોષથી ઉત્પન્ન થનાર જ્વર
નારાયણ પુ૰ [સં] (સ) શેષશાયી વિષ્ણુ (૨) એક ઋષિ, નરના સાથી (૩) સંન્યાસી [નારાયણદર્શી ટોળુ=નાકકટ્ટાની જમાત નારાયણ! નારાયણ!=કશી ખબર નથી, હુ ન જાણુ, અરેરે, એવો ભાવ બતાવતો ઉદ્ગાર, રામ! રામ!] ૰બલિ(-ળિ) પુ૰ અવગતિ પામેલા પૂર્વજોના ઉદ્ધાર માટે અપાતો બલિ -ણી સ્ત્રી૰ (સ) દુર્ગા (૨) લક્ષ્મી [સ્ત્રી૰
નારાસ્ત વિ૰ [फा] જૂઠું, અપ્રમાણિક -સ્તી

નારિ(-રી)કેર(-લ) ન૰ [સં] નારિયેળ ૰પાક પુ૰ અંદર ઘણો ગૂઢ રસ હોય એવો અર્થપરિપાક (કા શા)
નારિયેળ ન૰ [સં नारिकेल, प्रा णारिएर, -ळ] શ્રીફળ [-આપવું=સગાઈનું કહેણ મોકલવું (૨) નોકરીમાંથી કાઢી મૂકવુ -ચઢાવવુ= નાળિયેરનું નૈવેદ્ય ધરાવવુ -પકડાવવું, -પરખાવવું=બરતરફ કરવુ -મળવું= રજા મળવી, બરતરફ થવું -મોકલવું સગાઈનુ માગુ કરવું -સ્વીકારવું=વિવાહ-સગપણની માગણી કબૂલવી] -ળી સ્ત્રી૰ નાળિયેરનું ઝાડ -ળી પૂનમ સ્ત્રી૰ શ્રાવણી પૂર્ણિમા
નારી સ્ત્રી૰[સં] સ્ત્રી ૰કુંજર પુ૰ હાથીનો દેખાવ દેખાય તેવી સ્ત્રીઓના શરીરની ગોઠવણ ૰જાતિ સ્ત્રી૰ સ્ત્રીજાતિ (૨) [વ્યા] સ્ત્રીલિંગ. ૰પ્રતિષ્ઠા સ્ત્રી૰ સ્ત્રીઓ પ્રત્યેનો આદર-સન્માન
નારીકેર (-લ) ન૰ [સં] નારિયેળ
નારી ૰જાતિ, ૰પ્રતિષ્ઠા જુઓ 'નારી'માં
નારુ પું૰ [સર૰ મ नारू] વસવાયો (૨) વસવાયાની હકસાઈ ૰કારુ વિ૰ [સર૰ મ नारू-कारू, का नाडुकाडु] ફાલતુ-હલકી જાતનું (૨) પુ૰ બ૰ વ૰ વસવાયાની ચૌદ જાત (નવ નારુ અને પાંચ કારુ)
નારું (નાં') ન૰ [સર૰ દે णारुट्ट=ખાડો, દર, અથવા प्रा ण्हारु=શિરા, નસ, हिं ना(०ह)रू, म नारू] ગૂમડું પાકીને પડેલો શાર-તેનું મોઢું [-પડવું] (૨) એક રોગ જેમા ફોલ્લાઓ થઈ અંદરથી સૂતર જેવો લાંબો કીડો નીકળે છે
નાલ(-ળ) સ્ત્રી૰ [સં] દાંડી (કમળ ઇ૰ની)
નાલકી સ્ત્રી૰[સર૰ हिं, म] એક જાતની પાલખી
નાલાયક વિ૰ [फा नालाइक] અયોગ્ય -કી સ્ત્રી૰ અયોગ્યતા
નાલાશ(-સ) સ્ત્રી૰ + જુઓ નાલેશી [નસ
નાલિ(-લી) સ્ત્રી૰ [સં] મોરી, નીક (૨) નાડી,
નાલિકેર ન૰ [સં] નાળિયેર -રી સ્ત્રી૰ નાળિયેરી
નાલેશી(-સી) સ્ત્રી૰ [फा नालिश] નિંદા, બદગોઈ

**નાવ** સ્રી૦ ન૦ [સં. नौ, प्रा. णावा, फा.] હોડી; વહાણ. [–ચલાવવું, ઠેલવું = ઘરસંસાર ચલાવવો ]૦ડી સ્રી૦ નાની હોડી ૦ડું ન૦ હોડકું

**નાવણ** (ના') ન૦ [સં. स्ना, प्रा. ण्हा(૦વ) ઉપરથી] સ્નાન (૨) નાહવાનું પાણી (૩) ઋતુસ્નાન (૪) રજ; આર્તવ [–આવવું = સ્રીને અટકાવ આવવો (૨) સ્રીએ પહેલી વાર રજસ્વલા થવું ]–ણિયું ન૦ સ્નાન (૫) (૨) નાહવાની જગા –ણિયો પુ૦ ઉનામણું

**નાવલિયો, નાવલો** પુ૦ [સં. नाथ, प्रा णाह ઉપરથી ? સર૦ म नावो કે દે णाउल्ल= અનેક ગાયોવાળો પરથી ? કે સર૦ म. नवरा; हिं नवेला. અથવા म नावळ = લગ્નની જાન] પતિ (લાલિત્યવાચક)

**નાવવું** અ૦ક્રિ૦ [ન + આવવું] (૫) ન આવવું

**નાવાકેફ** વિ૦ [फा. ना+अ वाकिफ] અજાણ; અપરિચિત [વગરનું (૨) નધણિયાતું

**નાવારસ(–સી)** વિ૦ [फा नावारिस] વારસ

**નાવિક** પુ૦ [સં ]વહાણવટી(૨)સુકાની [નાઈ

**નાવી** પુ૦ [સં नापित, प्रा णाविअ] હજામ,

**નાવીન્ય** ન૦ [સં ] નવીનતા [(નદી ઇ૦)

**નાવ્ય** વિ૦ [સં ] વહાણ જેમાં ફરી શકે એવું

**નાશ** પુ૦ [સં ] સંહાર, પાયમાલી, ખુવારી(૨) નુકસાન; તોટો. ૦ક(–કારક) વિ૦ નાશ કરનારું ૦ખાતું ન૦ નકામા થતા કાગળો ઇ૦ નો નાશ કરવાનું કામ કરતું ખાતું ૦ન વિ૦ જુઓ નાશક(૨)ન૦ નાશ ૦વંત, ૦વાન વિ૦ નાશ પામે તેવું; નશ્વર

**નાશિ(–સિ)ક** ન૦ [म; સર૦ सं नासिक्य, प्रा. णासिक्क(–क्क)](સં ) એક ગામ – હિંદુ તીર્થ [આવે છે)

**–નાશી** વિ૦ [સં ] નાશક (સમાસને અંતે

**નાશેહ** સ્રી૦ [फा. ना+शह] શેહમાં ન હોવું તે; શેતરંજની રમતમાં રાજાને શેહમાંથી ખસેડવો તે

**નાસ** પું૦ [સં. नस्य; સર૦ हिं , म.] નાક વાટે ધૂણી કે વરાળ લેવી તે [–આપવો, લેવો] (૨) [સં न्यास, प्रा णास] + ઠામઠેકાણું; નાસતપાસ [નાસભાગ, નાસરડું

**નાસણું** ન૦ ['નાસવું' ઉપરથી] નાસવું તે;

**નાસતપાસ** સ્રી૦ [નાસ+તપાસ] તપાસ, ભાળ

**નાસપાતી** સ્રી૦,ન૦ [फा नाशपाती] એક ફળ

**નાસબૂર** વિ૦ [फा ना+ +સબૂરી] વગરનું, અધીરું –રી સ્રી૦

**નાસભાગ** સ્રી૦ [નાસવું + ભાગવું] નાસાનાસ

**નાસમજ** વિ૦[फा ना + સમજ, સર૦ हिं , म ] + અણસમજુ [કે ત્રાસથી નાસવું તે

**નાસરડું** ન૦ ['નાસવું' ઉપરથી] નાસણું , ભય

**નાસરી** (ના') સ્રી૦[फा नासिर પરથી ? સર૦ म ] બાર બદામ જેટલી કિંમત (ગણતરીમા)

**નાસવાબ** વિ૦ [फा ] સવાબ વિનાનું, પાપી

**નાસવું** અ૦ક્રિ૦ [સં. नश्, प्रा. णस्स, णास] દોડવું (૨) જતું રહેવું, ભાગવું (૩) પાછું પડવું, પીછેહઠ કરવી [નાસતાં ભોંય ભારે પડવી = નાસવું મુશ્કેલ થવું ]

**નાસા(–સિકા)** સ્રી૦ [સં ] નાક (૨) દરવાજાનો ઉપલો ભાગ જેમાં ગણપતિનું ચિત્ર કાઢેલું હોય છે(૩) અરડૂસી ૦ગ્ર ન૦ [+ अग्र] નાકનું ટેરવું ૦સ્થિ ન૦ [+ अस्थि] નાકનું હાડકું

**નાસાનાસ(–સી)** (સં,) સ્રી૦ દોડાદોડ, નાસભાગ

**નાસાબિત** વિ૦[फा ]સાબિત ન થયેલું, અસિદ્ધ

**નાસિક** પું૦ (સં ) જુઓ નાશિક

**નાસિકા, ૦ગ્ર, ૦સ્થિ** [સં ] જુઓ 'નાસા'માં

**નાસિક્ય** વિ૦[સં ] નાકનું, નાકને લગતું(૨)પુ૦ અનુનાસિક અવાજ કે વ્યંજન. ૦વિધાન ન૦ નાક વીંધવું તે [સ્રી૦ નિરાશા

**નાસિ(–સી)પાસ** વિ૦ [फा ] નિરાશ. –સી

**નાસૂર** ન૦[अ ] નાક અને ગળા વગેરેનો એક રોગ [જનાર (માણસ)

**નાસેડુ** વિ૦ (૨)પુ૦ ['નાસવું' ઉપરથી] નાશી

**નાસોદર** પું૦ [સં ] એક રોગ

**નાસ્તિ** સ્રી૦[સં.] અભાવ, ન હોવું તે ૦ક વિ૦ ઈશ્વર, પરલોક, કર્મફળ વગેરે નથી એવી માન્યતાવાળું (૨) પું૦ તેવો માણસ (૩) ચાર્વાક ૦કતા સ્રી૦, ૦કપણું, ૦કય ન૦ નાસ્તિક હોવું તે કે તેનો ભાવ ૦તા સ્રી૦, ૦ત્વ ન૦ ૦વાચી વિ૦ નથી એમ કહેનાર;

નાસ્તિક ૦વાદ પું૦ નાસ્તિક મત ૦વાદી વિ૦ (૨) પું૦ જુઓ નાસ્તિક

નાસ્તો પું૦ [फा नाश्तह्] હાજરી, શિરામણ

નાહક અ૦ [फा नाहक़] વગરકારણે; ખાલીપીલી(૨)વગર હકે, અન્યાયી રીતે. ૦નું ક્રિ૦ વિ૦ કારણ કે હક વગર, નાહક

નાહવુ (ના'વું) અ૦ક્રિ૦ [सं स्ना, प्रा ण्हा] સ્નાન કરવું [નાહવાનું આવવું, હોવું=કોઈના મૃત્યુને લીધે નાહવાનું થવું નાહી ઊઠવું=નાહી પરવારવું(૨)અડકાવ કે પ્રસૂતિના સૂતક પછી સ્ત્રીએ સ્નાન કરીને શુદ્ધ થવું (૩) ખોટ આવવી. નાહી નાખવું=ખતમ કે મૂએલું જાણવું(૨)કોઈ આશા કે સંબંધ છોડી દેવાં (૩) શોક-ચિંતા વિસારે પાડવાં નાહી પરવારવું=સ્નાનાદિ કરીને તૈયાર થઈ જવું (૨)આશા કે બધો સંબંધ છોડી દેવો નાહી બેસવું=નિરાંત વાળવી (૨) ભારે ખોટમાં આવી પડવું (૩) પૈસેટકે ખાલીખમ થવું] ૦નિચોવવું અ૦ક્રિ૦ [લા.] લાગતું વળગતું હોવું, સંબંધ હોવો

નાહિંમત વિ૦ [फा] હિંમત વિનાનું; કાયર

નાહિયણ સ્ત્રી૦ ભાટિયણ

નાહીં અ૦ [अप णाहिं, सं नहि] (પ) નહિ

નાળ પું૦ [सं नाल] નાલ, લાંબી પોલી દાંડી કે નળી (૨) ગર્ભમાં બાળકની ડૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી નળી (૩) સ્ત્રી૦ નેળ (૪) નળિયું (પ) પરનાળ (૬) બંદૂકની નળી ૦કુ(-ચું,-તું) ન૦ પ્રવાહી પદાર્થ રેડવા માટેની અમુક આકારની ભૂંગળી ૦ગોળો પું૦ તોપનો ગોળો

નાળ પું૦ [अ नअल, सर० हिं नाल] ઘોડા તથા બળદને પગે કે જોડાની એડીએ જડવામાં આવતી લોખંડની જાડી પટ્ટી ૦બંદ(-ધ)પું૦ [સર૦ हिं] નાળ જડનારો ૦બંદી(-ધી) સ્ત્રી૦ નાળ જડવાની ક્રિયા કે ધંધો

નાળકું, -ચું, -તું જુઓ 'નાળ'માં

નાળબંદ, -દી, -ધ, -ધી જુઓ 'નાળ'માં

નાળિયું ન૦ [નાળ પરથી] નેળ; સાંકડી ગલી

નાળિયેર,-રી,-રી પૂનમ જુઓ 'નારિયેળ'માં. -રો પું૦ નાળિયેરનો ડાયો

નાળી સ્ત્રી૦ [सं नाली, प्रा णाली?] એક વનસ્પતિ (એક વેલો?)

નાળું ન૦ [सं नालक] વહેળો (૨) નાની નદી (૩) ગરનાળું

નાળો પું૦ [નાળી?]પાણીમાં થતો એક વેલો

નાંખ (૦) સ્ત્રી૦ [જુઓ નાખવું] ઊલટી,વાંતિ

નાંખવું (૦) સ૦ક્રિ૦[सं निक्षिप्, प्रा. णिक्खिव] નાખવું, ફેંકવું, ઉશેટવું(૨)દૂર કરવું, બાજુ પર રાખવું,પડતું મૂકવું(૩)મૂકવું (જેમ કે ઘાસ ક્યાં નાખવાનું છે? 'ખડગ પર હાથ નાખ્યો') (૪) અંદર ઉમેરવું, ઘાલવું (જેમ કે, ગોળ નાંખો તેટલું ગળ્યું થાય) (પ) કારીગરને ત્યાં તૈયાર કરાવવા સોંપવું (જેમ કે, જોડા કપડાં નાખવાં) (૬) કર કે વેરો બેસાડવો (૭) અન્ય ક્રિ૦ની સહાયમાં તે ક્રિયા ઝપાટાબંધ પૂરી કરવાનો (અથવા કોઈ સ્થાને તે ગમે તેમ પૂરી કરવાનો) ભાવ બતાવે છે ઉદા૦ કાપી નાખ,લખી નાખ [નાંખી મૂકવું, રાખવું=લઈને સંઘરી કે સાચવી રાખવું (૨) કાઢવા જેવું હોવા છતાં રાખવું – સંઘરવું] [નાંગળ

નાંગર (૦) ન૦[दे णगर,-ल, फा लंगर] લંગર,

નાંગરણું (૦) ન૦ [જુઓ નાંગળું] જુઓ નાગરણું [લંગરવું (૨) જોતરવું

નાંગર(-ળ)વું (૦) સ૦ક્રિ૦ [જુઓ નાગર]

નાંગળ (૦) સ્ત્રી૦ [જુઓ નાગર] લંગર (૨) અવરોધ,અટકાવ(૩)હળને ધૂંસરી બાંધવાની રાશ ૦વું સ૦ક્રિ૦ જુઓ નાગરવું

નાગળું (૦) ન૦ ['નાગળ' ઉપરથી?]કાણું,ગાજ

નાંદરવું (૦)ન૦ પહેલા વરસાદથી ઊગેલું ઝીણું ઝીણું ઘાસ [(૨) છોકરો

નાંદિયો (૦?) પું૦ [જુઓ નંદી] નંદી, પોઠિયો

નાંદી સ્ત્રી૦ [सं] આશીર્વાદાત્મક શ્લોક, આશીર્વાદ, નમસ્કાર કે વસ્તુનિર્દેશવાળો નાટકનો પ્રારંભનો શ્લોક ૦મુખ, ૦શ્રાદ્ધ ન૦ પુત્રજન્મ, વિવાહ વગેરે માંગળિક પ્રસંગે કરાતું એક શ્રાદ્ધ

નાંધડિયું (૦) વિ૦ નાધડું, નાનું [સ્ત્રી૦ છોકરી

નાંધલું (૦) વિ૦ [સર૦ નાધડું] નાનું -લી

નિ [સં] ક્રિયાપદ અને નામની આગળ નીચેના અર્થોમાં લગાડાતો પૂર્વગ (૧) નીચે, તળે, અંદર ઉદા૦ નિપાત, નિમગ્ન(૨)સમૂહ,ગાઢતા, અતિશયતા. ઉદા૦ નિકુંજ, નિગ્રહ, નિગૂઢ (૩) ચોક્સપણું,ભાવાત્મકતા. ઉદા૦ નિખાલસ(૪) નિર્, નિસ્ એ સં- પૂર્વગોના રૂપ તરીકે, બહાર એવા અર્થમાં ઉદા૦ નિકાસ (૫) અભાવ, ઓછપ એવા અર્થમાં ઉદા૦ નિલાજરું, નિરણિયુ, નિવડક

નિકટ વિ૦ [સં] પાસેનું (૨) અ૦ પાસે ૦વર્તી [વિ૦ નિકટ રહેલું

નિકર પું૦ [સં] સમૂહ

નિકષ પું૦[સં] સરાણ(૨)કસોટી કે તેનો પથ્થર ૦શિલા સ્ત્રી૦ સરાણ કે કસોટીનો પથ્થર

નિકસાવવું સ૦ક્રિ૦નિકાસવું ('નીકસવું'નું પ્રેરક)

નિકંદન ન૦[સં] નાશ [-કાઢવું=જડમૂળથી નાશ કરવો -જવું=સમૂળો નાશ થવો.]

નિકા, ૦હ [અ] પું૦ લગ્ન [-પઢવા=મુસલમાની વિધિએ લગ્નકરાર કરવા]

નિકાય પું૦[સં] ઘર, રહેઠાણ (૨) શરીર (૩) [સમૂહ

નિકાલ પું૦ [પ્રા णिक्काल (સં निर् + कासय्) પરથી, સર૦ हिं, म] ફેંસલો(૨)નીકળવાનો માર્ગ ![-આણવો=પતાવટ કરવી -કરવો =પતાવટ કરવી (૨) નીકળવાનો મ ર્ગ કરવો -કરી નાખવો=પતાવી દેવું(૨)મારી નાખવું -કાઢવો=તોડ-માર્ગ કાઢવો. -થવો= પતાવટ થવી(૨)કષાતી સ્ત્રીને પ્રસવ થવો (૩) નીકળવાનો માર્ગ થવો -લાવવો=પતાવટ કરવી] -લી વિ૦ નિકાલને લગતું

નિકાશ(-સ) સ્ત્રી૦ [નિકાસવું જુઓ] માલનું પરદેશ જવું તે ૦કર પું૦ નિકાસ કરનાર -શી(-સી) વિ૦ નિકાસ માટેનું,તે માટે યોગ્ય

નિકાસવું સ૦ ક્રિ૦ [સં. निर् + कासय्; પ્રા णिक्कस] નિકાસ કરવી (૨) બહાર કાઢવું

નિકાહ પું૦ [અ] જુઓ નિકા

નિકુંજ સ્ત્રી૦[સં] વનસ્પતિની ઘટા

નિકૃષ્ટ વિ૦[સં] અધમ, હલકું (૨) પાસે ૦તા ન૦, ૦તા સ્ત્રી૦

નિકેત પું૦, ૦ન ન૦ [સં] સ્થાન, ઘર

નિકોરી સ્ત્રી૦ ['નીક' ઉપરથી? કે પ્રા णिक्कोर =દૂર કરવું–કાઢવું ?] ઘોરિયો, નીક; મોરી

નિકોલવું સ૦ક્રિ૦ [પ્રા णिक्कोर પરથી? સર૦ म निकुरणें] (સુ) આમલી ફોલવી–કચૂકા કાઢવા

નિકોલી સ્ત્રી૦ એક વનસ્પતિ–ઔષધિ

નિક્ષિપ્ત વિ૦ [સં] ફેંકેલું (૨) મોકલેલું (૩) તજેલું (૪) થાપણ તરીકે મૂકેલું–સોંપેલું

નિક્ષેપ પું૦[સં] ફેંકવું તે (૨) મોકલવું તે (૩) ત્યાગ (૪) ન્યાસ; થાપણ,ટ્રસ્ટ -પી પું૦ જેને માલ સોંપ્યો હોય તે માણસ; ટ્રસ્ટી -પ્તા પું૦ માલ સોંપનાર

નિખરાવવું સ૦ક્રિ૦ 'નિખારવું'નું પ્રેરક

નિખર્વ પું૦ [સં] સો અબજ જેટલી સંખ્યા

નિખા(-પા)દ પું૦ જુઓ નિષાદ

નિખાર પું૦ [સર૦ म] મોટી ઓટ (૨) ઓટ પછી બાર મિનિટ સુધી પાણી સ્થિર રહે છે તે (૩)[જુઓ નિખારવું] મેળ કાઢવી–નિખારવું તે (૪) મેળ, કાળ

નિખારવું સ૦ક્રિ૦ [સર૦ हिं. निखारना, म. निखारणें, સં निर् + क्षारय् પરથી ?] ધોવું, સાફ કરવું, મેલ કાઢી નાખવો

નિખાલસ વિ૦[નિ+खालिस (અ), સર૦ हिं.] ખુલ્લા-શુદ્ધ દિલનું ૦તા સ્ત્રી૦

નિખિલ વિ૦ [સં] બધું

નિગડ ન૦ [સં] બેડી (૨) હાથીના પગમાં નાખવાની સાંકળ (૩) હેડ, ડેરો

નિગમ પું૦[સં] વેદ, ધર્મશાસ્ત્ર (૨) ઈશ્વર(૩) ૦ન ન૦ સાર, નિકાલ(૨)(ન્યા૦)ન્યાયનાં પંચાવયવ વાક્યમાં છેલ્લું–પાંચમું, જેમાં પ્રતિજ્ઞાવાક્યમાં જણાવેલી વાત સિદ્ધ થઈ એવું સૂચવવા તેનું ફરીથી કથન કરવામાં આવે છે

નિગમવું સ૦ક્રિ૦[સં निर्गम्,પ્રા निग्गम પરથી] ટાળવું, દૂર કરવું (૨) અ૦ક્રિ૦ વીતવું, ગુજરવું

નિગમસભા સ્ત્રી૦ [સં] નાગરિકોની લોકસભા

નિગમાગમ ન૦ [સં निगम + आगम] વેદ વગેરે શાસ્ત્રો

નિગરણ ન૦ [સં] ગળવાની ક્રિયા

નિગળાવવું સ૦ક્રિ૦નિગાળવું('નીગળવું'નું પ્રેરક)

નિગાહ સ્ત્રી૦ [फा.] નજર, દૃષ્ટિ (૨) [લા.]

ધ્યાન, સભાળ, કાળજી (૩) મહેરબાની [-કરવી=નજર કરવી(૨)મહેરબાની કરવી -બેચવી=લાંબા પડીને સલામ કરવી -રાખવી=ધ્યાન રાખવુ (૨) મહેરબાની રાખવી નિગાહમાં લેવુ=ધ્યાનમાં લેવુ] ૦દાર વિ૦ નિગાહ રાખનાર ૦દારી સ્ત્રી૦, ૦બાની સ્ત્રી૦ મહેરબાની (૨) દેખરેખ

નિગાળ,-ળો પુ૦ ['નિગાળવુ' ઉપરથી] ઓઘરાળો(૨)ઘાડો રસ(૩)ગાળતાં રહેલો કચરો

નિગાળવુ સ૦ ક્રિ૦ [નિ + ગાળવુ, સર૦ हिं निगलन, प्रा णिगलिय=બરોબર સ્વચ્છ કરેલું] ટપકવુ, નિગળાવવુ

નિગૂઢ વિ૦ [सं] ગુપ્ત, બરોબર સતાડેલુ (૨) ઊંડુ, અગમ્ય, ગૂઢ ૦ત્વ ન૦

નિગોદ સ્ત્રી૦ [सं निघाति=લોઢાનો દસ્તો?] લોઢાની ખાંડણી (?)(૨) પુ૦[सं] જીવરાશિ (જૈન)

નિગ્રહ પુ૦[सं] અવરોધ, અટકાવ; દમન (૨) બધન(૩)સજા ૦સ્થાન ન૦ વાદમા પરાજયનું સ્થાન, વિપ્રતિપત્તિ કે અપ્રતિપત્તિને કારણે જ્યાથી વાદીને અટકાવવો પડે તે (ન્યા)

નિગ્રો પુ૦ [इं] હબસી

નિઘર્ષણુ ન૦ [सं] ઘસારો, મર્દન

નિઘટુ પુ૦ [सं] શબ્દકોશ, શબ્દસૂચિ

નિઘા સ્ત્રી૦ જુઓ નિગાહ

નિઘાલ પુ૦ નીઘલવુ તે

નિચુલ ન૦ [सं] બરુ

નિચોડ પુ૦ [हिं, સર૦ दे णिच्चुड, જુઓ નિચોવવુ] નિચોવીને કાઢેલો રસ (૨) [લા] સાર, તાત્પર્ય

નિચોર,-લ [सं] પુ૦ આચ્છાદન, ઘૂમટનું કપડુ (૨) પછેડી, ચાદર (૩) વસ્ત્ર, કપડુ

નિચોવણુ ન૦ ['નિચોવવુ' ઉપરથી] નિચોવીને લીધેલો પદાર્થ, નિચોડ (૨) નિચોવવુ તે

નિચોવવુ સ૦ક્રિ૦ [दे णिच्चोय, સર૦ हिं निचो(૦ડ,૦ર,૦વ)ना] દબાવીને પાણી બહાર કાઢવુ (૨) [લા] રસ રહે નહિ તેમ કરવું નિચોવાવવું સ૦ક્રિ૦(પ્રેરક) (૨)નિચોવવામાં મદદ કરવી નિચોવાવુ અ૦ક્રિ૦ (કર્મણિ)

નિચ્છેદ પુ૦[सं]છેદ ૦વુ સ૦ક્રિ૦ કાપી નાખવું

નિછરાવળ સ્ત્રી૦[સર૦ हिं निछावर]દાન,બક્ષિસ

નિછવણિયું ન૦ ['નિછાળવું' ઉપરથી] પાણીનું માટલું વીછળવાનુ લૂગડુ [ધોવરામણ

નિછામણુ ન૦['નિછાળવુ' ઉપરથી] વિછળામણ;

નિછામણુ ન૦ ['નિછાળવુ' ઉપરથી] પાણીથી ભીજાયેલા પદાર્થમાથી પાણી ટપકી જાય તે માટે બનાવેલું વાંસની પકડનુ ચોકઠુ

નિછારો પુ૦ જુઓ નિકારી

નિછાળવું સ૦ ક્રિ૦ [सं नि+क्षाल्य्, प्रा णिच्छाल] વીછળવુ નિછાળાવવુ સ૦ક્રિ૦ (પ્રેરક) (૨) નિછાળવામાં મદદ કરવી નિછાળાવુ અ૦ક્રિ૦ (કર્મણિ)

નિજ વિ૦ [सं] પોતાનુ ૦ધામ ન૦ [સર૦ म] સ્વધામ, પરમાત્માનું ધામ ૦પણુ ન૦ અભિમાન,અહકાર -જાનંદ પુ૦ [+आनद] પોતાનો આનદ (૨) આત્માનદ

નિજા(-ઝા)રા પુ૦ [अ निजारह] કટાક્ષ,નેજારા

નિઝામ પુ૦ [अ] (સ) દક્ષિણ હૈદરાબાદના રાજાની સજ્ઞા

નિઝારા પુ૦ જુઓ નિજારા

નિટોલ,-ળ અ૦ નીઠ, નક્કી

નિઠાડવું સ૦ ક્રિ૦ [જુઓ નીઠવુ] ખુટાડવું, છેડો લાવવો ('નીઠવું'નું પ્રેરક)

નિત વિ૦(૨)અ૦ [सं नित्य] (૫) નિત્ય,રોજ ૦નવુ વિ૦ હમેશા નવું, તાજું ૦પ્રત અ૦ [सं नित्य+प्रति?] + દરરોજ, હમેશાં

નિતરા(૦મ)ણુ ન૦['નીતરવું' ઉપરથી]નીતરેલું પાણી કે પ્રવાહી

નિતરાવવું સ૦ક્રિ૦ 'નીતરવું'નું પ્રેરક; નિતારાવવું

નિતલ ન૦ [सं] સાત પાતાળમાંનુ એક

નિતવાળિયો પુ૦ જુઓ નતવાળિયો

નિતંબ પુ૦ [सं] ફૂલો, થાપો (સ્ત્રીનો) (૨) ઊંચો અને ઊતરતો ઢોળાવ ૦વતી, -બિની સ્ત્રી૦ ભારે અને ઢળતા નિતબવાળી સ્ત્રી

નિતારવું સ૦ ક્રિ૦ ['નીતરવુ' ઉપરથી] નીતરે એમ કરવું નિતારાવવું સ૦ ક્રિ૦ (પ્રેરક) (૨) નિતારવામાં મદદ કરવી નિતારાવું અ૦ ક્રિ૦ (કર્મણિ)

**નિતાંત** વિ૰ (૨) અ૰ [સં.] ખૂબ, અતિશય
**નિત્ય** વિ૰[સં] શાશ્વત; અવિનાશી (૨) રોજનું; રોજ કરવાનું (૨) અ૰ દરરોજ. ૦**કર્મ** ન૰ રોજનું કાર્ય, નિત્ય કરવાનો ધાર્મિક વિધિ. ૦**પાઠ** પુ૰ હમેશ કરવાનો ધાર્મિક પાઠ ૦**તા** સ્ત્રી૰, ૦**ત્વ** ન૰ શાશ્વતતા ૦**દાન** ન૰ રોજ અપાતુ દાન ૦**નવું** વિ૰ જુઓ નિત નવું ૦**નિયમ** પુ૰ ન ફરી શકે તેવો–સનાતન નિયમ(૨)નિત્યકર્મ ૦**વ્યવહાર** પુ૰ રોજનો–સાધારણ વ્યવહાર ૦**સમાસ** પું૰ (વ્યા.) આવશ્યક સમાસ, જેના પદ છૂટાં પાડવાથી તેનો અર્થ નીકળે જ નહિ ઉદા જયદ્રથ, જમદગ્નિ –**ત્યાનંદ** પું૰ [+આનંદ] શાશ્વત આનંદ –**ત્યાનુભવ** પુ૰ [+અનુભવ]નિત્ય થતો અનુભવ –**ત્યાન્ન** ન૰ [+અન્ન] નિત્ય અન્નદાન આપવું તે –**ત્યે** અ૰ નિત્ય
**નિદર્શક** વિ૰[સં] જોનાર(૨)બતાવનાર, સૂચક
**નિદર્શન** ન૰[સં.] બતાવવું તે (૨) જોવુ તે(૩) પુરાવો (૪) ઉદાહરણ(૫) ઉપદેશ –**ના** સ્ત્રી૰ એક અર્થાલંકાર જેમા બે વસ્તુઓના સંભવિત કે અસંભવિત સબંધ મારફને તેમની સમાનતા સૂચિત થતી હોય (કા શા)
**નિદાઘ** પુ૰ [સં] ઉનાળો (૨) તડકો, તાપ
**નિદાન** ન૰ [સં] મૂળ કારણ (૨) રોગનાં કારણોની તપાસ(૩)રોગ નક્કી કરવો તે,રોગની ઓળખ(૪)પરિણામ,અંત(૫)અ૰[સર૰ મ] ઓછામાં ઓછું, છેવટે, આખરે (૬) અવશ્ય. ૦**શાસ્ત્ર** ન૰ રોગના નિદાનનુ શાસ્ત્ર
**નિદિધ્યાસ** પુ૰, ૦**ન** ન૰[સં]નિરંતર ચિંતવન
**નિદેશ** પુ૰ [સં] આજ્ઞા
**નિદ્રા** સ્ત્રી૰ [સં.] ઊંઘ ૦**સન** ન૰[+आसन] અતિ લાંબી નિદ્રામાં પડવુ તે ૦**ભંગ** પું૰ ઊંઘમાં ખલેલ. ૦**રોગ** પુ૰ નિદ્રા ન આવવી તે રોગ ૦**વશ** વિ૰નિદ્રાને આધીન, ઊંઘતુ. ૦**ળુ** વિ૰ ઊંઘે ભરાયેલુ (૨) ઊંઘણશી. –**દ્રિત** વિ૰ ઊંઘતું; ઊંઘેલુ
**નિધડક** અ૰[નિ+ધડક]બેધડક [નધણિયાતુ
**નિધણિયું** વિ૰ [નિ=નહી+ધણી] જુઓ
**નિધન** ન૰[સં] મૃત્યુ
**નિધાન** ન૰ [સં] નિધિ (૨) આધાર
**નિધિ** પુ૰ [સં.]ભંડાર. ૦**પ** પું૰ સ્થાવરજંગમ મિલકતનો ટ્રસ્ટી. ૦**પમંડળ** ન૰ નિધિપોનું –ટ્રસ્ટીઓનું મંડળ
**નિન(–ના)દ** પુ૰ [સં] અવાજ
**નિનાદિત** વિ૰ [સં] અવાજવાળુ
**નિપજણ** સ્ત્રી૰ [નીપજવુ' ઉપરથી] નીપજવું તે, ઊપજ [પ્રેરક
**નિપજાવવું** સ૰ક્રિ૰ ઉત્પન્ન કરવું, 'નીપજવુ'નું
**નિપતન** ન૰ [સં] નીચે પડવું તે
**નિપનાવવું** સ૰ક્રિ૰ 'નીપનવુ'નુ પ્રેરક
**નિપાત** પું૰ [સં] જુઓ નિપતન (૨) વિનાશ (૩) મૃત્યુ (૪) [વ્યા] અવ્યય(૫) જે શબ્દનું મૂળ ન મળતું હોય તે; અનિયમિત રૂપ ૦**વું** સ૰ક્રિ૰ નીચે પાડવુ. –**તી** વિ૰ નીચે પડતું (૨) નાશ પામતુ
**નિપાવવું** સ૰ ક્રિ૰ [જુઓ નીપનવું, નીપજવું] નિપજાવવુ, બનાવવુ, તૈયાર કરવુ
**નિપુણ** વિ૰ [સં] પ્રવીણ ૦**તા** સ્ત્રી૰
**નિબંધ** પુ૰, ૦**ન** ન૰[સં] મુદ્દાસર લેખ (૨) કાયદો, ધારો (૩) બંધન, પ્રતિરોધ (૪)બેડી. ૦**કાર**, –**ધી** પુ૰ નિબંધ લખનાર – કરનાર. –**ધિકા** સ્ત્રી૰ નાનો નિબંધ
**નિબિડ** વિ૰ [સં.] ઘાડુ (૨) ભારે મુશ્કેલ
**નિબોધ** પુ૰, ૦**ન** ન૰ [સં.] જ્ઞાન
**નિભડાવવુ** સ૰ક્રિ૰ જુઓ નિમડાવવું
**નિભાઉ** વિ૰ ['નભવું' ઉપરથી] નભે–ટકે તેવું (૨) કામચલાઉ
**નિભા(–મા)ડો** પું૰ [જુઓ નિમાડો] પકવવા ગોઠવેલાં માટીના વાસણોનો ઢગલો (૨) કુંભારની ભઠ્ઠી
**નિભાવ** પું૰ [જુઓ નભવું, નીભવું. સર૰ हिं, म] ભરણપોષણ (૨) આધાર; ટકાવ. [–કરવો=જેમ તેમ કરીને ચલાવવું, નભાવવું (૨) ભરણપોષણ કરવુ, પૂરુ કરવું] ૦**ણુ** ન૰ મુશ્કેલીમાંથી સહીસલામત બહાર લાવવુ તે.
**નિભાવવું** સ૰ ક્રિ૰ [સં. निर्वाह्, સર૰ हिं. निभाना, म निभावणें] 'નીભવુ'નુ પ્રેરક(૨) જેમ તેમ કરીને નિભાવ કરવો(૩)ચલાવી લેવુ

નિભાવું અ૰ક્રિ૰ 'નીભવું'નું ભાવે, નભાવું -વો પુ૰ નિભાવ
નિભૃત વિ૰ [સં] મૂકેલું, ભરેલું. (૨) સંતાડેલું (૩) શાંત, સ્થિર, દૃઢ (૪) નમ્ર, વિનયી (૫) નિર્જન, એકાંત (૬) બંધ (૭) વિશ્વાસુ
નિર્ભર વિ૰ [સં નિર્ભર, પ્રા ણિબ્ભર] ભારે (૨) ભરેલું (૩) મજબૂત (૪) નઠોર, નફટ (૬)
નિભ્રછના સ્ત્રી૰ + જુઓ નિર્ભર્ત્સના -વું સ૰ક્રિ૰ નિભ્રછના કરવી
નિમક ન૰ [જુઓ નમક] મીઠું ૰ખાર વિ૰ લૂણ ખાનાર, સેવક ૰સારી પુ૰ મીઠાની જકાતનો એક અમલદાર ૰હરામ વિ૰ લૂણહરામ, કૃતઘ્ન ૰હરામી સ્ત્રી૰ લૂણહરામી, કૃતઘ્નતા ૰હલાલ વિ૰ કૃતજ્ઞ ૰હલાલી સ્ત્રી૰ કૃતજ્ઞતા
નિમગ્ન વિ૰ [સં] લીન, એકતાર ૰તા સ્ત્રી૰
નિમજ્જન ન૰ [સં] ડૂબકું
નિમડાવવું સ૰ ક્રિ૰ ['નિમાડો' ઉપરથી] માટીના વાસણને અગ્નિશુદ્ધ કરવા ચૂલા ઉપર ઊંધુ મૂકી તપાવવું
નિમણૂક સ્ત્રી૰ ['નીમવું' ઉપરથી] જગા કે કામ ઉપર નિમાવું કે નીમવું તે (૨) પગાર
નિમતાણો(-નો) પુ૰ [સર૰ મ નિમતાના] તપાસ, હિસાબની તપાસ. -નદાર પુ૰ હિસાબ તપાસનાર, અન્વેષક -નદારી સ્ત્રી૰ હિસાબ તપાસનારનું કામ કે હોદ્દો
નિમંત્રક પુ૰[સં] નિમંત્રણ કરનાર, 'કન્વીનર' -ણ ન૰ આમંત્રણ, નોતરું
નિમંત્રવું સ૰ ક્રિ૰ [સં નિમંત્ર્] નોતરવું
નિમંત્રિત વિ૰ [સં] નોતરેલું
નિમંત્રી પુ૰ [સં] નિમંત્રક, 'કન્વીનર'
નિમાજ, -જી જુઓ નમાજ,-જી
નિમાડો પુ૰ [સં નિર્મા, પ્રા નિમ્માણ પરથી] જુઓ નિભાડો [ભિન્ન
નિમાણું વિ૰ [સં નિર્માનિત, પ્રા ણિમાણિઅ]
નિમાવવું સ૰ક્રિ૰, નિમાવું અ૰ક્રિ૰ 'નીમવું'નું પ્રેરક ને કર્મણિ
નિમાળો પુ૰ વાળ
નિમિત્ત ન૰ [સં] કારણ (૨) હેતુ, ઉદ્દેશ (૩) યોગ, શુકન (૪) આળ (૫) બહાનું ૰કારણ ન૰ જેની સહાયતાથી કે કર્તૃત્વથી કાર્ય થાય તે કારણ જેમ કે, ઘડાનું નિમિત્ત કારણ કુંભાર (ન્યા) ૰ભૂત વિ૰ નિમિત્ત બનેલું
નિમિ(-મે)ષ પુ૰[સં] આંખનો પલકારો (૨) પળ
નિમીલક વિ૰[સં] આંખો મીંચીને ગાનાર. -ન ન૰ બિડાવું તે
નિમીલિત વિ૰ [સં] બિડાયેલું, મીંચાયેલું
નિમેખ પું૰ +, નિમેષ પુ૰[સં] જુઓ નિમિષ
નિમેષોન્મેષ પું૰ [સં] નિમેષ અને ઉન્મેષ, આંખની ઉઘાડવાસ
નિમ્ન વિ૰ [સં] નીચું (૨) ઊંડું ૰ગા સ્ત્રી૰ નદી ૰લિખિત વિ૰ નીચે લખેલું -ન્માંશ પુ૰ [+અંશ] તારા કે ગ્રહનું આકાશીય વિષુવવૃત્તથી ઉત્તર દક્ષિણ માપ, 'ડેક્લિનેશન'
નિયત વિ૰ [સં] નક્કી થયેલું કે કરેલું (૨) સ્થાપેલું ૰કાલિક વિ૰ નક્કી કરેલા સમયવાળું (૨) ન૰ તેવું છાપું, સામયિક ૰રેખા સ્ત્રી૰ 'ડાયરેક્ટ્રિક્સ' (ગ) -તાપ્તિ સ્ત્રી૰ [+આપ્તિ] કાર્યની નિશ્ચિત પ્રાપ્તિ (નાટકમાં)
નિયતિ સ્ત્રી૰ [સં] નિયમ (૨) ભાગ્ય ૰વાદ પુ૰ દૈવવાદ
નિયમ પુ૰ [સં] ધારો, કાયદો (૨) રીત, ચાલ (૩) વ્રત, પ્રતિજ્ઞા (૪) બંધન, નિયંત્રણ (૫) ઠરાવ [-પાળવો = વ્રત પાળવું (૨) નિયમ પ્રમાણે ચાલવું -બાંધવો = કાયદો કરવો (૨) રિવાજ કરવો -રાખવો, લેવો = વ્રત લેવું, અમુક નિયમ કરવો] ૰ચર્યા સ્ત્રી૰ નિયમ પ્રમાણેનું આચરણ, નિયમપાલન ૰ચારિણી વિ૰ સ્ત્રી૰, ૰ચારી વિ૰ નિયમ પાળનાર ૰ન ન૰ નિયંત્રિત કરવું, કાબૂમાં રાખવું, મર્યાદામાં રાખવું તે ૰પદ્ધતિ સ્ત્રી૰ નિયમ દ્વારા આણવામાં આવતી પદ્ધતિ (૨) નિયમની પદ્ધતિ ૰બદ્ધ વિ૰ નિયમોથી બંધાયેલું, ચોકસ, નિયમિત
નિયમવું સ૰ક્રિ૰ [સં નિયમ્] નિયમન કરવું
નિયમસર અ૰ નિયમ પ્રમાણે
નિયમાવલિ(-લી) સ્ત્રી૰ [સં] નિયમોની હારમાળા (૨) સંસ્થા તંત્ર ઇ૰ના નિયમો તે -ધારાધોરણ

નિયમિત વિ૦[સં] મુકરર કરેલું(૨)નિયમબદ્ધ. ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦
નિયમી વિ૦ [સં.] નિયમિત(૨)સંયમવાળું; નિયમ રાખનાર
નિયંતા પુ૦ [સં.] નિયમમાં રાખનાર–ઈશ્વર
નિયંત્રણ ન૦, –ણા સ્ત્રી૦[સં.]જુઓ નિયમન
નિયંત્રિત વિ૦ [સં] નિયંત્રણમા હોય તેવું કે આણેલું–કરેલુ
નિયંત્રી સ્ત્રી૦ [સં] નિયંત્રણ કરનારી સ્ત્રી
નિયંતૃત્વ ન૦ [સં] નિયંતાપણું
નિયામક વિ૦[સં.] નિયમમા રાખનાર,વ્યવસ્થા કરનાર (૨) પુ૦ તેવો માણસ (૩) નિયામકસભાનો સભ્ય, 'સેનેટર' (૪) સુકાની, નાવિક (૫) સારથિ. ૦સભા સ્ત્રી૦ વિદ્યાપીઠનું તંત્ર ચલાવનાર સભા, 'સેનેટ'
નિયુક્ત વિ૦[સં] નિમાયેલું, નીમવામા આવેલું. –ક્તિ સ્ત્રી૦ નિમણૂક
નિયુત પુ૦ [સં] દસ લાખ
નિયોગ પુ૦ [સં.] હુકમ (૨) સંતાન વગરની વિધવાએ દિયર કે પાસેના સગા સાથે સંતાન માટે શાસ્ત્રોક્ત રીતે સંબંધ કરવો તે (૩) પ્રયોગ, ઉપયોગ(૪)નિયુક્ત કર્તવ્ય –ગી પુ૦ અમુક કામ માટે નિમાયેલો અમલદાર
નિયોજન ન૦[સં] કોઈ કામમા યોજવું, મુકરર કરવું, પ્રેરવુ તે
નિર્ અ૦[સં] જુઓ નિસ્, 'વિનાનું'–'થી મુક્ત' 'બહાર' એવો અર્થ બતાવતો ઉપસર્ગ
નિરક્ષર વિ૦ [સં] અભણ ૦તા સ્ત્રી૦. –રી વિ૦ અક્ષર વગરનુ ('નિરક્ષરી કેળવણી')
નિરખાવવું સ૦ક્રિ૦ 'નીરખવું'નુ પ્રેરક
નિરત વિ૦[સં.]લીન, મગ્ન.–તિ સ્ત્રી૦આસક્તિ, લગની
નિરતિશય વિ૦ [સં.] જેનાથી ચડિયાતું ન હોય તેવુ, ઉત્તમ કોટિનુ
નિરતિશયોક્ત વિ૦[સં] અતિશયોક્તિ વગરનું, બરોબર હોય તેવુ
નિરધાર પુ૦ જુઓ નિર્ધાર (૨) અ૦ નક્કી
નિરધારવું સ૦ક્રિ૦ જુઓ નિર્ધારવું
નિરનિરાળું વિ૦ [જુઓ નિરાળું (દ્વિર્ભાવ)] જુદું જુદું; અલગ અલગ
નિરનુસ્વાર વિ૦ [સં.] અનુસ્વાર વગરનું

નિરન્ન વિ૦ [સં] અન્ન વગરનું; ભૂખ્યું
નિરન્વય વિ૦ [સં] વંશ વિનાનુ (૨) સંબંધ (૩) [વ્યા] અન્વય વિના પણ અર્થ બતાવી શકે તેવો (શબ્દ)
નિરપરાધ(–ધી) વિ૦ [સં] નિર્દોષ
નિરપવાદ વિ૦[સં] અપવાદ વગરનું, પૂરેપૂરું
નિરપેક્ષ વિ૦ [સં] અપેક્ષા વગરનું; નિસ્પૃહ (૨) સ્વતંત્ર, પોતાની મેળે નભે એવું. 'એબ્સોલ્યૂટ'. ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦. –ક્ષિત વિ૦ અપેક્ષિત નહીં તેવું –ક્ષી વિ૦ નિરપેક્ષ
નિરભાર વિ૦ + ભાર વગરનું
નિરભિમાન વિ૦[સં.] અભિમાન વગરનું(૨) ન૦ અભિમાનનો અભાવ. –નિતા સ્ત્રી૦, –નીપણું ન૦ –ની વિ૦
નિરભ્ર વિ૦ [સં.] વાદળા વગરનુ
નિરયન વિ૦[સં](ખ)અયનચલનને ગણતરીમા ન લેતુ
નિરર્થ(૦ક) વિ૦ [સં] અર્થહીન (૨) નકામું
નિરર્ગલ(–ળ) વિ૦ [સં] જુઓ અનર્ગળ
નિરલસ વિ૦ [સં.] આળસ વગરનું
નિરવકાશ વિ૦ [સં] અવકાશ વગરનું
નિરવચ્છિન્ન વિ૦ [સં.] અવચ્છિન્ન નહિ એવું
નિરવદ્ય વિ૦ [સં૦] દોષરહિત; ખોડખાપણ વિનાનું
નિરવધિ વિ૦[સં] અવધિ કે હદ બહારનું; પાર વગરનુ
નિરવયવ(–વી) વિ૦[સં] અવયવ વગરનું; અખંડ
નિરવશેષ વિ૦ [સં] બધું; તમામ
નિરવાણ અ૦ [જુઓ નિર્વાણ] અવશ્ય; જરૂર (પ)
નિરસ વિ૦[સં] નીરસ, રસ કે સ્વાદ વગરનુ
નિરસન ન૦[સં.] કાઢી મૂકવુ–દૂર કરવુ તે(૨) ઓકવુ તે (૩) નિરાકરણ (૪) નાશ
નિરસ્ત વિ૦[સં.] કાઢી મૂકેલું; દૂર કરેલુ (૨) નાશ પામેલુ (૩) ના પાડેલુ (૪) ઓકેલું
નિરસ્ત્ર વિ૦ [સં.] અસ્ત્ર વિનાનું
નિરહંકાર(–રી) વિ૦ [સં.] નિરભિમાની. –રીપણું ન૦
નિરહંભાવ વિ૦ [સં.] નિરહંકાર

નિરંકુશ વિ૦ [સં.] અંકુશ વગરનું, ઉચ્છૃંખલ
નિરંજન વિ૦[સં]અંજન વિનાનું(૨)દોષ વિનાનું
નિરંતર અ૦ [સં] સતત (૨) હમેશાં
નિરાકરણ ન૦[સં.] નિવેડો, છેવટ (૨) નાકબૂલ -રદબાતલ કરવું તે
નિરાકાર વિ૦ [સં] આકાર વગરનું
નિરાગ્રહી વિ૦ [સં निराग्रह] આગ્રહ વગરનું
નિરાડંબર વિ૦[સં]આડંબરરહિત, સાદું,સરળ
નિરાદર પુ૦ અનાદર (૨) વિ૦ [સં] આદર વગરનું; તોછડું
નિરાધાર વિ૦ [સં] આધાર વગરનું
નિરાનંદ વિ૦ [સં] આનંદરહિત
નિરાપદ વિ૦ [સં] આપદા વિનાનું
નિરામય ન૦ તંદુરસ્તી (૨) વિ૦[સં] નીરોગી
નિરામિષ વિ૦[સં] માંસ વગરનું,'વેજિટેરિયન' (૨)ઐન્દ્રિય સુખની ઇચ્છા વગરનું(૩)મજૂરી ન મળતી હોય તેવું -ષાહાર પુ૦[+ आहार] માંસ વગરનો ખોરાક, અન્નાહાર 'વેજિટેરિયેનિઝમ' -ષાહારી વિ૦ (૨) પુ૦ અન્નાહારી
નિરાલંબ વિ૦ [સં] આલંબન - આધાર વગરનું (૨) અધ્ધર
નિરાવરણ વિ૦[સં.] આવરણ વિનાનું, ખુલ્લું
નિરાવવું સ૦ક્રિ૦, નિરાવું અ૦ક્રિ૦ 'નીરવું'નું પ્રેરક ને કર્મણિ
નિરાશ વિ૦[સં] નાઉમેદ, આશાભંગ -શા સ્ત્રી૦ નાઉમેદી -શાવાદ પુ૦ 'પેસિમિઝમ', આશાવાદથી ઊલટું તે. -શાવાદી પુ૦ (૨) વિ૦ નિરાશાવાદવાળું કે તેમાં માનનાર
નિરાશી વિ૦ [સં] આશારહિત, અનાસક્ત
નિરાશ્રય(-યી) વિ૦ [સં] નિરાધાર -યતા સ્ત્રી૦, -યીપણું ન૦
નિરાશ્રિત વિ૦ [સં] નિરાધાર ૦પણું ન૦
નિરાસ પુ૦ [સં] જુઓ નિરસન
નિરાસક્ત વિ૦ [સં] આસક્તિ વગરનું
નિરાહાર(-રી) વિ૦ [સં] ભૂખ્યું, ઉપવાસી
નિરાળું વિ૦ [प्रा णिरालय (सं निरालय)= એકત્ર સ્થિતિ ન કરનારું સર૦ હિં निराला, મ निराळा] જુદું, ન્યારું, અલગ
નિરાંત (ત,) સ્ત્રી૦ ફુરસદ (૨) સુખ, જંપ (૩) શાંતિ,સલામતી [-થવી, વળવી=નચિંત થવું] -તે અ૦ આરામથી (૨) ઉતાવળ કે દોડધામ કર્યા વગર (૩) સુખચેનથી
નિરિચ્છ વિ૦ [સં] ઇચ્છા રહિત(૨) નિષ્કામ; લાભની ઇચ્છા વિનાનું [વગરનું
નિરિંદ્રિય વિ૦ [સં] ઇંદ્રિય વગરનું(૨)પ્રમાણ
નિરીક્ષક પુ૦[સં]નિરીક્ષણ કરનાર માણસ (૨) (શાળાનો) ઇન્સ્પેક્ટર -ણ ન૦ અવલોકન
નિરીક્ષવું સ૦ ક્રિ૦ [સં निरीक्ष्] અવલોકવું
નિરીક્ષાવવું સ૦ક્રિ૦ (પ્રેરક) નિરીક્ષાવું અ૦ ક્રિ૦ (કર્મણિ)
નિરીક્ષા સ્ત્રી૦ [સં] અવલોકન [નીરખવું
નિરીખવું સ૦ક્રિ૦ [प्रा णिरिक्ख]+નિરીક્ષવું,
નિરીશ્વર(-રી) વિ૦ [સં] ઈશ્વર વગરનું (૨) ઈશ્વર નથી એમ માનનારું -રવાદ પુ૦ ઈશ્વર નથી એવો મત -રવાદી વિ૦ નિરીશ્વરવાદને લગતું (૨) પુ૦ નિરીશ્વરવાદમાં માનનાર માણસ [વગરનું
નિરીહ વિ૦ [સં] ઈહા - આશા કે ઇચ્છા
નિરુક્ત ન૦ [સં] એક વેદાંગ, વ્યુત્પત્તિશાસ્ત્ર -ક્તિ સ્ત્રી૦ વ્યુત્પત્તિ
નિરુત્તર વિ૦ [સં] જવાબ વગરનું (૨) વાદ કે ચર્ચામાં સામો જવાબ ન આપી શકનારું, ચૂપ થઈ ગયેલું
નિરુત્સવ વિ૦ [સં] ઉત્સવ વગરનું
નિરુત્સાહ પુ૦ ઉત્સાહનો અભાવ, નાઉમેદી (૨) વિ૦ [સં] ઉત્સાહ વગરનું -હી વિ૦ નિરુત્સાહ -હીપણું ન૦
નિરુદ્ધ વિ૦ [સં] રોકેલું (૨) કેદ કરેલું
નિરુદ્યમ પુ૦ ઉદ્યમનો અભાવ (૨)વિ૦[સં] ઉદ્યમ વગરનું, આળસુ -મી વિ૦ નિરુદ્યમ -મીપણું ન૦ [નિરુદ્યમ,-મી
નિરુદ્યોગ વિ૦ [સં] (૨)પુ૦, -ગી વિ૦જુઓ
નિરુપદ્રવ પુ૦ ઉપદ્રવનો અભાવ (૨)વિ૦[સં] ઉપદ્રવ વગરનું (૩) ઉપદ્રવ ન કરે તેવું, શાંત -વી વિ૦ નિરુપદ્રવ -વીપણું ન૦
નિરુપમ વિ૦ [સં] અનુપમ, અદ્વિતીય
નિરુપયોગી વિ૦ [સં निरुपयोग] ઉપયોગ વિનાનું, નકામું ૦પણું ન૦

નિરુપાય [સં.] ઉપાય વગરનું; લાચાર
નિરૂઢ વિ૦[સં ] રૂઢ, પ્રસિદ્ધ; પ્રચલિત. ૦લક્ષણા સ્ત્રી૦ પ્રયોજનની અપેક્ષા વિના માત્ર રૂઢિથી જ જ્યાં બીજો અર્થ લેવાતો હોય તેવી લક્ષણા (કા. શા.) [કરનાર
નિરૂપક વિ૦ [સં ] નિરૂપનાર (૨) પું૦ નિરૂપણ
નિરૂપણ ન૦ [સં.] બરોબર વર્ણવવું — રજૂ કરવુ તે, વર્ણન (૨) અવલોકન, વિવેચન
નિરૂપવું સ૦ક્રિ૦ [સં નિરૂપ્ ]નિરૂપણ કરવુ નિરૂપાવવું (પ્રેરક) નિરૂપાવું (કર્મણિ)
નિરૂપિત વિ૦ [સં ] જેનું નિરૂપણ થયુ હોય તે
નિરૂપ્ય વિ૦ [સં] નિરૂપવા યોગ્ય વા નિરૂપી શકાય તેવું [વિ૦ રોકનારું
નિરોધ પું૦ [સં ] રોકાણ, નિગ્રહ. ૦ક,-ધી
નિરોપ પુ૦ [મ] સંદેશો
નિર્ગત વિ૦ [સં.] બહાર નીકળેલુ. -તિ સ્ત્રી૦ બહાર જવું તે; નિર્ગમન
નિર્ગમ પુ૦, ૦ન ન૦ [સં.] બહાર જવુ તે (૨) દરવાજો (૩) ગુજારવું – ગાળવું તે
નિર્ગમવું સ૦ક્રિ૦[સં નિર્ગમ્ ] ગાળવું; ગુજારવુ (૨) બહાર કાઢવું (૩) મટાડવું (૪) અ૦ક્રિ૦ બહાર જવુ
નિર્ગર્વ વિ૦ [સં નિર્ગર્વ] ગર્વ વિનાનું, નમ્ર
નિર્ગળવું અ૦ ક્રિ૦ [જુઓ નીગળવું] ટપકવુ
નિર્ગંધ વિ૦ [સં.] ગંધ વગરનું
નિર્ગુણ(-ણી) વિ૦ [સં ] ગુણ વગરનું (૨) કૃતઘ્ની -ણિયું વિ૦ કૃતઘ્ની
નિર્ગ્રંથ વિ૦ [સં.] ગ્રંથી—બંધનમાંથી મુક્ત (૨) ગરીબ (૩) અસહાય, એકલું (૪) પુ૦ બંધનમુક્ત સાધુ; ક્ષપણક
નિર્ઘાત પુ૦ [સં ] પવનનું તોફાન (૨) નાશ (૩) વીજળીનો કડાકો. ૦ક વિ૦ નાશક. -તી વિ૦ નાશક; નિર્ઘાતક
નિર્ઘૃણ(-ણી) વિ૦ [સં ] ક્રૂર -ણીપણું ન૦
નિર્ઘોષ પું૦ [સં ] અવાજ (૨) મોટો ધ્વનિ
નિર્જન વિ૦ [સં ] ઉજ્જડ. ૦તા સ્ત્રી૦
નિર્જર પુ૦ [સં ] દેવ
નિર્જલ(-ળ) વિ૦ [સં.] પાણી વગરનું. -લા(-ળા) એકાદશી, -ળા અગિયારશ (-સ) સ્ત્રી૦ જેઠ સુદ અગિયારશ
નિર્જીવ વિ૦ [સં.] જીવ વગરનુ; અચેતન (૨) નિર્બળ (૩) નકામું, નજીવું. ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦
નિર્ઝર પુ૦,ન૦ [સં.] ઝરો (૨) ધોધ. ૦વું અ૦ક્રિ૦ ઝરવુ, ઝરો ફૂટવો
નિર્ઝરી, -રિણી સ્ત્રી૦ [સં.] નદી
નિર્ણય પુ૦ [સં.] નિશ્ચય (૨) ફેંસલો. ૦કારક વિ૦ નિર્ણાયક [કરવો
નિર્ણવું સ૦ક્રિ૦[સં. નિર્ણય્ પરથી](પ.)નિર્ણય
નિર્ણાયક વિ૦[સં.] નિર્ણય કરનાર કે લાવનાર ૦મત ન૦, પું૦ 'કાસ્ટિંગ વોટ'
નિર્ણીત વિ૦ [સં ] નક્કી કરેલું [૦પણું ન૦
નિર્દય વિ૦[સં.] ક્રૂર,દયા વગરનું ૦તા સ્ત્રી૦.
નિર્દંભ વિ૦ [સં ] દંભરહિત [તેવું
નિર્દાવા વિ૦[નિર્ + દાવો] ફરીથી દાવો ન થાય
નિર્દિષ્ટ વિ૦ [સં ] બતાવેલું (૨) વર્ણવેલું (૩) આજ્ઞા અપાયેલુ (૪) નક્કી કરેલુ
નિર્દેશ પુ૦ [સં.] આજ્ઞા (૨) ઉલ્લેખ (૩) જ્ઞાનનો જે વિભાગ ભાષા દ્વારા દર્શાવવામાં આવે તે, 'પ્રોપોઝિશન' (વ્યા ) ૦ન ન૦ નિર્દેશવુ તે ૦પત્ર પું૦; ન૦ સભામા થવાના કામનો નિર્દેશ કરનારો પત્ર, 'એજેન્ડાપેપર'. ૦વાક્ય ન૦ આજ્ઞાવચન (૨) અમુક નિશ્ચય કે નિર્ણય બતાવનારું વાક્ય (વ્યા ). ૦વું સ૦ ક્રિ૦ નિર્દેશ કરવો. -શ્ય વિ૦ નિર્દેશ કરવા લાયક
નિર્દોષ પુ૦ સંગીતમાં એક અલંકાર
નિર્દોષ(-ષી) વિ૦[સં ] નિરપરાધી, દોષ વિનાનું. -પતા સ્ત્રી૦, ૦પણું ન૦
નિર્દ્વંદ્વ વિ૦ [સં ] રાગદ્વેષ, માનઅપમાન ઇત્યાદિ દ્વંદ્વોથી પર–રહિત [ગરીબ
નિર્ધન(-નિયું,-ની) વિ૦ [સં.] પૈસા વગરનું;
નિર્ધાર પું૦, ૦ણ ન૦ [સં ] નિશ્ચય; નિર્ણય. ૦ણવાચક વિ૦ નિશ્ચયવાચક ૦ણ-સપ્તમી સ્ત્રી૦ નિશ્ચય બતાવવાના અર્થમાં વપરાતી સાતમી વિભક્તિ (વ્યા ) [નક્કી કરવું
નિર્ધારવું સ૦ ક્રિ૦ [સં. નિર્ધારય્] નિરધારવું;
નિર્ધારિત વિ૦ [સં ] નક્કી કરેલું

નિર્ધૂમ વિ૦[સં] ધુમાડી વગરનું [૦તા સ્રી૦
નિર્બલ(-ળ) વિ૦ [સં] બળ વગરનું, દુર્બળ
નિર્બંધ વિ૦ [સં] બંધ કે બંધન વગરનું (૨) અ૦ બંધન વગર (૩) પુ૦ આગ્રહ
નિર્બાધ વિ૦ [સં] બાધ-હરકત કે વિઘ્ન વિનાનું
નિર્બીજ વિ૦ [સં] બીજ વગરનું(૨)નિર્વિકલ્પ (સમાધિ)
નિર્ભય વિ૦ [સં] નીડર ૦તા સ્રી૦, ૦ત્વ ન૦, ૦પણું ન૦ [અવલંબિત
નિર્ભર વિ૦ [સં]ભરેલું(૨)પુષ્કળ(૩)આશ્રિત,
નિર્ભર્ત્સના સ્રી૦ [સં] તુચ્છકાર, તિરસ્કાર (૨) ધમકી (૩) અળગો
નિર્ભાગી,-ગિયું વિ૦,-ગણી,-ગિણી વિ૦ સ્રી૦, -ગ્ય વિ૦ [સં] અભાગી,કમનસીબ
નિર્ભાન વિ૦ [સં] ભાન વગરનું. ૦તા સ્રી૦ [સં.] ભાન ન હોવું તે
નિર્ભીત,નિર્ભીરુ વિ૦ [નિર્ + ભીત, ભીરુ] નીડર, ભીરુ નહિ એવું [ચોખ્ખું, સાફ
નિર્ભેળ વિ૦ [નિર્+ભેળ, સર૦મ] ભેગ વગરનું,
નિર્ભ્રછવું સ૦ ક્રિ૦ [સર૦ પ્રા णिब्भच्छ]+ જુઓ નિભ્રછવું [નિર્ભર્ત્સના
નિર્ભ્રછા સ્રી૦[સર૦ પ્રા णिब्भच्छणा] જુઓ
નિર્ભ્રાંત વિ૦ [સં] ભ્રાંતિ વગરનું
નિર્મત વિ૦ [સં] મતમતાંતર રહિત
નિર્મમ વિ૦ [સં] મમત્વ વિનાનું; વિરક્ત
નિર્મલ(-ળ) વિ૦[સં]સ્વચ્છ,પવિત્ર ૦તા સ્રી૦
નિર્મવું સ૦ ક્રિ૦ [સં निर्मा, प्रा• णिम्म, म निर्मिणें, हिं निर्मना] નિર્માણ કરવું, રચવું, બનાવવું, ઘડવું (૨) નિયત કે નક્કી કરવું
નિર્મળી સ્રી૦ ['નિર્મલ' ઉપરથી, સર૦ हिं निर्मली, म] એક વનસ્પતિ જેનાં બી મેલું પાણી સ્વચ્છ કરવામાં વપરાય છે
નિર્માક્ષિક વિ૦ [સં] માખીઓ વિનાનું
નિર્માણ ન૦ [સં] રચના, સર્જન(૨) નસીબ, નિયતિ
નિર્માન(-ની) વિ૦[સં] અભિમાન વિનાનું;નમ્ર
નિર્માલ(-ળ) સ્રી૦, ન૦ દેવ ઉપરથી ઉતારેલી કે દેવને ચડેલી વસ્તુ (ફૂલ વગેરે) -લ્ય વિ૦ ['નિર્માલ' ઉપરથી, અથવા નિર્ + માલ] માલ-દમ વગરનું (૨) સ્રી૦, ન૦ [સં] જુઓ નિર્માલ -લ્યતા સ્રી૦
નિર્માવવું સ૦ક્રિ૦ 'નિર્મવું'નું પ્રેરક
નિર્માવું અ૦ક્રિ૦ ['નિર્મવું'નું કર્મણિ] નિર્મિત -નક્કી થવું
નિર્માંસ વિ૦ [સં] માંસ વગરનું, નિરામિષ
નિર્મિત વિ૦ [સં] નિર્માયેલું, રચાયેલું (૨) નક્કી થયેલું, નિયત -તિ સ્રી૦
નિર્મુક્ત વિ૦ [સં] મુક્ત, બંધનરહિત
નિર્મુખ વિ૦ [સં] ખાધા વગર પાછું ગયેલું (૨) નિરાશ થઈ પાછું ગયેલું
નિર્મૂલ(-ળ) વિ૦ [સં] મૂળ વગરનું(૨)નિર્વંશ
નિર્મોક પુ૦ [સં.] મુક્તિ (૨) સાપની કાંચળી (૩) બખ્તર (૪) આકાશ
નિર્મોહ(-હી) વિ૦ [સં] મોહ વગરનું -હતા સ્રી૦, -હપણું ન૦
નિર્યાણ ન૦ [સં] પ્રયાણ, નીકળવું તે
નિર્યાસ પુ૦ [સં] વનસ્પતિમાંથી ગુંદર જેવો ઝરતો રસ; ગુંદર (૨) ક્વાથ, કસ, સાર
નિર્લજ્જ વિ૦ [સં] લાજ વગરનું; અવિવેકી ૦તા સ્રી૦, ૦પણું ન૦ [અનાસક્ત
નિર્લિપ્ત, નિર્લેપ વિ૦ [સં] લેપાયા વગરનું,
નિર્લોભ(-ભી) વિ૦ [સં] લોભ વગરનું. -ભીપણું ન૦
નિર્વચન ન૦ [સં] બોલવું તે (૨) વ્યાખ્યા; વિવેચન, ટીકા (૩) વ્યુત્પત્તિ
નિર્વર્ણ વિ૦ [સં निर्वर्ण] વર્ણરહિત
નિર્વસ્ત્ર વિ૦ [સં] વસ્ત્ર વગરનું
નિર્વહણ ન૦ [સં] અંત, સમાપ્તિ(૨) નિર્વાહ (૩) નાશ (૪) [કા શા] નાટકમાંના પાંચ સંધિમાંનો એક, જેમાં જુદે જુદે ઠેકાણે વિકસાવેલા વસ્તુને અંતમાં સમાપ્તિ માટે એકત્રિત કરાય છે
નિર્વંશ(-શી) વિ૦ [સં] જેના વંશમાં કોઈ ન રહ્યું હોય તેવું, નિઃસંતાન [-જવું=વંશમાં કોઈ ન રહેવું]
નિર્વાક્ વિ૦ [સં] મૂગું, ચૂપ
નિર્વાચ્ય વિ૦ [સં] નિર્વચન કરવા યોગ્ય
નિર્વાટ વિ૦ [સં] વાટ-પગરવટ વિનાનું

જણાવવું તે(૨)અરજ(૩)અહેવાલ [-કરવું=નમ્રતાથી રજૂ કરવું, અરજ કરવી (૨)હેવાલ આપવો ] [(૨) નૈવેદ્ય ધરાવવું

નિવેદવું સ૦ક્રિ૦ [સં निवेदय्] નિવેદન કરવું

નિવેદિત વિ૦[સં] નિવેદન કરાયેલું (૨) નૈવેદ્ય રૂપે અપાયેલું -તા વિ૦ સ્ત્રી૦

નિવેશ પું૦[સં] પ્રવેશ (૨) પ્રવેશદ્વાર (૩) પડાવ (૪) રહેઠાણ

નિશ્ [સં] એક ઉપસર્ગ, જુઓ નિસ

નિશ સ્ત્રી૦[સં] રાત્રિ; નિશા(૨)હળદર ૦ચર્ચા સ્ત્રી૦ રાતે (નગરમાં) થતી ચર્ચા ૦દિન, ૦ભોર, -શ(-શિ)વાસર અ૦ રાતદિવસ, અહોરાત્ર

નિશા સ્ત્રી૦ [પ્રા णिसा, દે णीसा, મ नीस] નિશાતરાથી જેના ઉપર વાટવામાં આવે તે પથ્થર, નિસાર

નિશા સ્ત્રી૦ [સં] નિશ, રાત ૦કર પું૦ ચંદ્ર (૨) મરઘો ૦કુસુમ ન૦ રાતે ખીલતું કુસુમ (૨) ઝાકળ ૦ચર પું૦ રાક્ષસ (૨) ભૂત, પિશાચ (૩) ચોર (૪) ન૦ ઘુવડ (૫) વાગળું. ૦ચરી સ્ત્રી૦ રાક્ષસી (૨) વેશ્યા ૦પતિ પું૦ ચંદ્ર ૦યુદ્ધ ન૦ રાતે લડાતું યુદ્ધ

નિશાણુ ન૦ + જુઓ નિશાન (બ ને)

નિશા(-સા)તરો પું૦ [જુઓ નિશા] દાળ વાટવાનો પથરો, ઉપરવટણો

નિશાન ન૦ [फा] ચિહ્ન (૨) ચોટ, તાકવાનું લક્ષ્ય(૩)વાવટો [-ઉડાવવું=ધારેલું નિશાન બરાબર તાકીને તોડી પાડવું -કરવું=નિશાની કરવી, ચિહ્ન આંકવું -ચડવું=યુદ્ધનો વાવટો ફરકવો -તાકવું=ધારેલે સ્થળે ચોટ લાગે તે રીતે બાણ વગેરેનું સંધાન કરવું -પાડવું. -મારવું=ધારેલે સ્થળે ચોટ લગાવવી(૨)ધાર્યું કામ પાર પાડવું -માંડવું=નિશાન તાકવું -વાગવું=નિશાન ઉડાવવું નિશાનનો હાથી=સવારીમાં આગળ રહેતો વાવટાવાળો હાથી(૨) અગ્રેસર] ૦દાર પું૦ નિશાનવાળો ૦બાજ વિ૦(૨)પું૦ બરાબર નિશાન તાકનાર,તાકોડું ૦બાજી સ્ત્રી૦ નિશાન તાકવાનો અભ્યાસ(૨)નિશાન તાકવાની રમત.

-ની સ્ત્રી૦ ચિહ્ન (૨)સંજ્ઞા [-આપવી=ઓળખાય એવું ચિહ્ન કહેવું -રાખવી=યાદ રહે તે માટે કાંઈ ચિહ્ન રાખવું-મૂકવું]

નિશાન ન૦ [દે णिस्साण, સર૦ ન निशाण] ડંકો, ચોઘડિયું (૨) ઊંટ પરની નોબત

નિશાપતિ, નિશાયુદ્ધ જુઓ 'નિશા' [સં] માં

નિશાળ સ્ત્રી૦ [સં शाला ? કે દે णीसार=મંડપ ?] શાળા [-છૂટવી=નિશાળનો સમય પૂરો થવો, સમય પૂરો થતાં છોકરાંએ ઘેર જવું -બેસવી = ભણાવવાનું કામ ચાલવું -માંડવી =ભણાવવાનો ધંધો કરવા નિશાળ શરૂ કરવી. નિશાળેથી ઊઠી જવું=નિશાળે ભણવા જતા બંધ થવું નિશાળે બેસવું=બાળકે પ્રથમ વિધિપૂર્વક નિશાળમાં દાખલ થવું નિશાળે બેસાડવું, મૂકવું=બાળકને પ્રથમ નિશાળે ભણવા મોકલવું ] ૦ગરણું ન૦ [+પ્રા गरण=વિધિ, અનુષ્ઠાન (સં करण)] છોકરાછોકરીને નિશાળે મૂકતી વખતે કરવામાં આવતો વિધિ ૦ભાઈ પું૦ નિશાળનો મિત્ર, સહાધ્યાયી -ળિયો પું૦ વિદ્યાર્થી

નિશિપાળ પું૦ [સર૦ હિં निशिपाल, સં. निशिपालक] એક છંદ

નિશિવાસર અ૦ [સં] રાતદિવસ

નિશિત વિ૦ [સં] તીક્ષ્ણ, ધાર કાઢેલું

નિશીથ સ્ત્રી૦ (?) [સં] નિશા,રાત્રિ(૨)મધરાત

નિશ્ચય પું૦ [સં] સંકલ્પ, નિર્ણય (૨) ખાતરી (૩) અ૦ નિશ્ચે, નક્કી ૦પૂર્વક અ૦ ચોક્કસ, ખાતરીપૂર્વક ૦વાચક વિ૦ નિશ્ચય બતાવનાર -યાત્મક વિ૦ [+ आत्मक] નિશ્ચયવાળું, ચોક્કસ -યાર્થ પું૦ [+ अर्थ] [વ્યા] ક્રિ૦નો નિશ્ચયવાચક અર્થ. -થી વિ૦નિશ્ચયવાળું

નિશ્ચલ(-ળ) વિ૦ [સં] અચલ, સ્થિર -લા(-ળા) સ્ત્રી૦ પૃથ્વી

નિશ્ચાયક વિ૦ [સં] નિશ્ચયાત્મક, નિર્ણાયક

નિશ્ચિત વિ૦ [સં] નક્કી કરેલું ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦

નિશ્ચિંત વિ૦ [સં] ચિંતા વગરનું, બેફિકર. ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦

નિશ્ચે અ૦ + ખચીત, અવશ્ય; ખાતરીથી (પ.)
નિશ્ચેતન વિ૦ [સં.] ચેતન વગરનું, જડ; મૃત
નિશ્ચેષ્ટ વિ૦ [સં] નિશ્ચલ, સ્થિર (૨) બેહોશ
નિશ્શબ્દ, નિશ્શંક ઇ૦ ('નિઃ'થી શરૂ થતા આદિમાં 'શ'વાળા શબ્દો બે જોડિયા 'શ' દ્વારા આમ લખી શકાય)
નિશ્વાસ પું૦, ૦ન, ન૦ [સં નિઃશ્વાસ] નિસાસો
નિષ્ [સં] જુઓ નિસ્
નિષાદ પું૦ [સં] સંગીતના સાત સ્વરમાંનો 'ની' સ્વર (૨) ભીલ (૩) માછી (૪) ચંડાળ
નિષિદ્ધ વિ૦ [સં] મના કરેલું, ત્યાજ્ય; બાધિત
નિષૂ(-સૂ)દન વિ૦ [સં.] નાશ કરનાર (૨) ન૦ નાશ, કતલ
નિષેધ પું૦ [સં] મના, બાધ (૨) શાસ્ત્રવિહિત મનાઈ; 'વિધિ'થી ઊલટું. ૦ક વિ૦ મના કરનારું. ૦રૂપ વિ૦ મનાઈવાળું. ૦વાચક વિ૦ નિષેધ કહેતું-બતાવતું-સૂચવતું. ૦વું સ૦ ક્રિ૦ મનાઈ કરવી. -ધાત્મક વિ૦ [+ आत्मक] નિષેધવાળું; નિષેધરૂપ. -ધાવયવ [+ अवयव] નિષેધવાળો ભાગ (૨) 'ફૅલસી ઑફ નેગેટિવ પ્રેમિસિસ' (ન્યા.)
નિષ્ક પું૦ [સં] સોનાનો એક પ્રાચીન સિક્કો
નિષ્કપટ(-ટી) વિ૦ [સં] કપટ વગરનું
નિષ્કરુણ વિ૦ [સં] દયા-કરુણા વગરનું; ક્રૂર
નિષ્કર્મ વિ૦ [સં] કર્મ ન કરનારું (૨) આળસુ; નવરું (૩) કર્મો વડે લિપ્ત ન થનારું; અનાસક્ત
નિષ્કર્ષ પું૦ [સં] સાર (૨) સંગીતમાં એક અલંકાર
નિષ્કલ વિ૦ [સં] કલા-અવયવ-ભાગ વિનાનું
નિષ્કલંક વિ૦ [સં.] કલંક વગરનું; શુદ્ધ; નિર્દોષ
નિષ્કંટક વિ૦ [સં] કાંટા વગરનું (૨) [લા.] અડચણ વગરનું; સરળ (૩) શત્રુ વગરનું
નિષ્કંપ વિ૦ [સં] અચળ; સ્થિર; કંપ વગરનું
નિષ્કામ [સં], -મી વિ૦ કામના વિનાનું (૨) ફળની ઇચ્છા વિનાનું (૩) નિઃસ્વાર્થ. ૦વૃત્તિ સ્ત્રી૦ કામના કે ફળની ઇચ્છાના અભાવવાળી વૃત્તિ [(૨) અ૦ વગર કારણે, બિનજરૂર
નિષ્કારણ વિ૦ [સં.] કારણ વગરનું, નિષ્પ્રયોજન
નિષ્કાળજી સ્ત્રી૦ [નિષ્ + કાળજી] બેદરકારી
નિષ્કાંચન વિ૦ [સં.] નિર્ધન; ગરીબ; કાંચન વગરનું
નિષ્કિંચન વિ૦ [સં] અકિંચન. ૦તા સ્ત્રી૦
નિષ્કુજિત પું૦ [સં.] સંગીતમાં એક અલંકાર
નિષ્કૃતિ સ્ત્રી૦ [સં] નિસ્તાર (૨) પ્રાયશ્ચિત્ત
નિષ્ક્રમણ ન૦ [સં] બહાર જવું તે (૨) સંન્યાસ (૩) બાળકને ચોથે માસે ઘર બહાર લાવતાં કરાતો વિધિ
નિષ્ક્રય પું૦ [સં] વિનિમય (૨) બદલો (૩) વેચાણ
નિષ્ક્રાંત વિ૦ [સં] ચાલ્યું ગયેલું, નીકળી ગયેલું
નિષ્ક્રિય વિ૦ [સં] ક્રિયારહિત. ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦
નિષ્ઠા સ્ત્રી૦ [સં.] શ્રદ્ધા, ભક્તિ; વફાદારી (૨) આસ્થા, વિશ્વાસ (૩) એકાગ્રતા, લીનતા (૪) આશય, ધારણા
નિષ્ઠુર વિ૦ [સં] નિર્દય (૨) કઠોર ૦તા સ્ત્રી૦
નિષ્ણાત વિ૦ [સં.] પ્રવીણ (૨) પું૦ પ્રવીણ માણસ
નિષ્પક્ષ વિ૦ [સં.] પક્ષ વગરનું, તટસ્થ, ત્રાહિત. ૦પાત વિ૦ પક્ષપાત વગરનું; સમદર્શી (૨) પું૦ પક્ષપાતનો અભાવ, સમદૃષ્ટિ. ૦પાતી વિ૦ પક્ષપાત વગરનું, સમદર્શી
નિષ્પત્તિ સ્ત્રી૦ [સં] સમાપ્તિ, અંત (૨) ઉત્પત્તિ (૩) પ્રાપ્તિ; સિદ્ધિ (૪) પરિપક્વતા
નિષ્પન્ન વિ૦ [સં] ઉત્પન્ન થયેલું; ફલિત (૨) સમાપ્ત થયેલું (૩) તૈયાર, પરિપક્વ
નિષ્પલ્લવ વિ૦ [સં] પલ્લવ વગરનું; બોડું
નિષ્પાદન ન૦ [સં] નિષ્પત્તિ કરવી તે
નિષ્પાદિત વિ૦ [સં.] નિષ્પન્ન થયેલું કે કરેલું
નિષ્પાપ(-પી) વિ૦ [સં] પાપ વગરનું
નિષ્પુત્ર વિ૦ [સં] પુત્ર વગરનું, વાંઝિયું
નિષ્પ્રભ વિ૦ [સં] તેજહીન (૨) કમજોર; નિસ્તેજ
નિષ્પ્રયોજન વિ૦ [સં.] પ્રયોજન વગરનું, નકામું
નિષ્પ્રપંચ વિ૦ [સં] પ્રપંચ વગરનું; નિષ્કપટ; સરળ [જોર કે જુસ્સા વગરનું
નિષ્પ્રાણ વિ૦ [સં] પ્રાણ વગરનું, મૃત (૨) [લા.]
નિષ્ફલ(-ળ) વિ૦ [સં] ફળ વગરનું (૨) નકામું ૦તા સ્ત્રી૦
નિસ્ અ૦ [સં] 'વિનાનું', 'રહિત' એવા અર્થોમાં નામને લગાડાતો પૂર્વગ ક્રિયાપદોને લાગતાં તે વિયોગ, ચોકસતા, પૂર્ણતા, ઉલ્લંઘન

વગેરે અર્થો બતાવે છે સ્વરો અને ઘોષ વ્યંજનો પહેલાં તેનું રૂપ નિર્ થાય છે, અને ઊષ્માક્ષરો આગળ નિ કે પછીના ઊષ્માક્ષર મુજબ નિશ્, નિસ્ થાય છે (જેમ કે નિઃશબ્દ, નિશ્શબ્દ, નિઃસત્ત્વ, નિસ્સત્ત્વ), તથા ચ અને છ પહેલાં નિશ્ થઈ જાય છે, અને ક તથા પ પહેલાં નિષ્ થઈ જાય છે (જેમ કે નિશ્ચલ, નિષ્કપટ)

**નિસબત** સ્ત્રી૦ [अ] નિસ્બત; સંબંધ, નાતો (૨) દરકાર, પરવા (૩) અ૦ મારફતે

**નિસરણી** સ્ત્રી૦ [सं नि:श्रेणी, प्रा णिस्सेणि, સર૦ दे णीसणिआ, णीसणी] સીડી (૨) એક રમત [–મૂકવી =ચડવા માટે સીડીને ગોઠવવી –આપવી (વાંદરાને) = તોફાની કે ગાંડાને વધુ તોફાન કરવા સાધન આપવું]

**નિસર્ગ** પુ૦ [सं] સ્વભાવ (૨) જગત, સૃષ્ટિ (૩) કુદરત ૦શક્તિ સ્ત્રી૦ કુદરતી – મૌલિક શક્તિ, પ્રતિભા ૦સિદ્ધ વિ૦ સ્વાભાવિક –ગોપચાર પુ૦ કુદરતને અનુકૂળ થઈને તથા જળ, વાયુ, માટી વગેરે કુદરતી સાધનો વડે ઉપચાર કરતું વૈદું, 'નેચરોપથી']

**નિસાતરો** પુ૦ જુઓ નિશાતરો

**નિસાર (૨,)** સ્ત્રી૦ જુઓ નિશા–પથ્થર

**નિસાસો** પુ૦ [सं निश्वास, प्रा णिस्सास, णिसास] નિશ્વાસ [–નાખવો, મૂકવો = દુઃખ કે નાસીપાસીની આહ નાખવી –લાગવો =દુઃખપીડિતે કાઢેલી આહથી દુઃખ ભોગવવાનું આવવું –લેવો =દુઃખી-પીડિતનો શાપ વહોરવો.] –સણું વિ૦ નિસાસા નાંખતું, રોતલ, નિરુત્સાહ –સિયણ વિ૦ સ્ત્રી૦ નિસાસણી

**નિસૂદન** ન૦ [सं] જુઓ નિષૂદન

**નિસૃષ્ટાર્થ** પુ૦ [सं] દૂત, વકીલ (૨) સ્વતંત્ર કાર્યસાધક દૂત

**નિસ્તબ્ધ** વિ૦ [सं] સ્થિર, જડ, નિશ્ચેષ્ટ

**નિસ્તરણ** ન૦ [सं] છૂટકો (૨) પાર ઊતરવું – ઓળંગવું તે –વું સ૦ક્રિ૦ [सं निस्तृ] પાર ઊતરવું (૨) [લા.] પૂરું કરવું, સિદ્ધ કરવું

**નિસ્તરંગ** વિ૦ [सं] તરંગ વગરનું; શાંત

**નિસ્તાર(–રો)** પુ૦ [सं] પાર ઊતરવું તે (૨) મોક્ષ, ઉદ્ધાર. –રવું સ૦ક્રિ૦ [सं. निस्तारय्] ઉગારવું, પાર ઉતારવું

**નિસ્તીર** વિ૦ [सं] તીર કે કાંઠા વગરનું, અપાર

**નિસ્તીર્ણ** વિ૦[सं] ઓળંગાયેલું (૨) ઉદ્ધાર – મુક્તિ પામેલું

**નિસ્તૃણ** વિ૦ [सं] ઘાસ વગરનું

**નિસ્તેજ** વિ૦ [सं] તેજહીન; ઝાંખું, ફીકું (૨) જુસ્સા કે જુસ્સા વગરનું [પણું

**નિસ્ત્રૈગુણ્ય** ન૦[सं] ત્રૈગુણ્યનો અભાવ,ગુણાતીત-

**નિસ્પંદ** વિ૦ [सं] સ્થિર(૨) પુ૦ ધ્રુજારો, કંપ

**નિસ્પૃહ(–હી)** વિ૦ [सं] જુઓ નિઃસ્પૃહ. –હતા સ્ત્રી૦

**નિસ્બત** સ્ત્રી૦ [अ] જુઓ નિસબત

**નિસ્યંદન** ન૦ [सं] ટપકે ટપકે પડવું તે (૨) વહેવું – રસો ચાલવો તે (૩) ઝરણું

**નિસ્યંદિની** સ્ત્રી૦[सं] જેમાંથી પ્રવાહી ટીપે ટીપે ઝરે એવું યંત્ર

**નિહંતા** પુ૦ [सं] હણનારો, ઘાતક

**નિહાકો** પુ૦ (ચ) જુઓ નિસાસો –કિયું વિ૦ નિસાસણું –કિયણ વિ૦ સ્ત્રી૦

**નિહાર** પુ૦[सं] નીહાર, હિમ (૨)ઝાકળ (૩) મલમૂત્રાદિની ઉત્સર્ગક્રિયા

**નિહારિકા** સ્ત્રી૦[सं.]આકાશમાં ફરતા હવામય તેજસમૂહો (જેમાંથી ઘનાવસ્થા પામી ગ્રહો વગેરે બન્યા કહેવાય છે)

**નિહાલ** વિ૦ [फा] જુઓ ન્યાલ

**નિહાળવું** સ૦ક્રિ૦[सं नि+भाल्, प्रा णिहाल] ધારી ધારીને જોવું નિહાળાવવું (પ્રેરક). નિહાળાવું (કર્મણિ) [ટુકડો

**નિંજરી** સ્ત્રી૦ (કા) નાનું ઘર(૨)જમીનનો નાનો

**નિંદક** વિ૦ (૨) પું૦ [सं] નિંદા કરનાર

**નિંદવું** સ૦ક્રિ૦ [सं निंद्] નિંદા કરવી

**નિંદા** સ્ત્રી૦ [सं] બદગોઈ, વગોવણી ૦ખોર વિ૦ [+फा. खोर] નિંદા કર્યા કરનાર ૦પાત્ર, ૦સ્પદ વિ૦ [+आस्पद] નિંદ્ય. –દિત વિ૦ [सं] નિંદાયેલું

**નિંદ્ય** વિ૦ [सं] નિંદાને લાયક, ખરાબ

**નિંબ** પુ૦ [सं] લીમડો

નિંબુ(-બૂ) ન૦ [સં] લિંબુ

નિઃ [સં.] જુઓ નિસ્

નિઃશબ્દ વિ૦ [સં] શબ્દ વિનાનું; શાંત (૨) (જવાબમાં) શબ્દ ન બોલતું

નિઃશસ્ત્ર વિ૦ [સં.] શસ્ત્ર વિનાનું ૦તા સ્ત્રી૦. –સ્ત્રીકરણ ન૦ [સં.] નિઃશસ્ત્ર કરવું તે

નિઃશંક વિ૦ [સં] શંકા વગરનું, ભય વગરનું

નિઃશુલ્ક વિ૦ [સં] શુલ્ક વગરનું

નિઃશેષ વિ૦ [સં] સંપૂર્ણ (૨) અ૦ બિલકુલ

નિઃશ્રેયસ ન૦ [સં.] મોક્ષ, કલ્યાણ (૨) સુખ

નિઃશ્વસિત વિ૦ [સં.] શ્વાસ સાથે બહાર કાઢેલું (૨) ન૦ નિશ્વાસ

નિઃશ્વાસ પું૦ [સં.] જુઓ નિશ્વાસ

નિઃસત્ત્વ વિ૦ [સં] સત્ત્વહીન, માલ વિનાનું

નિઃસપત્ના વિ૦ સ્ત્રી૦ [સં] સપત્ની — શોક વગરની

નિઃસંગ વિ૦ [સં] એકલું, સંગ વગરનું

નિઃસંતાન વિ૦ [સં] વાંઝિયું; સંતાન વગરનું

નિઃસંદેહ વિ૦ [સં] સંદેહરહિત, ચોક્કસ

નિઃસંશય વિ૦ [સં] સંશયરહિત, નિઃશંક

નિઃસાધન વિ૦ [સં.] સાધનરહિત

નિઃસાધ્વસ વિ૦ [સં.] બહાદુર, નીડર

નિઃસાર વિ૦ [સં] સાર વગરનું, નિઃસત્ત્વ

નિઃસારણ ન૦ [સં] બહાર કાઢવું તે

નિઃસીમ વિ૦ [સં] સીમારહિત, અપાર

નિઃસ્તબ્ધ વિ૦ [જુઓ નિસ્તબ્ધ] સાવ સ્તબ્ધ–નિશ્ચેષ્ટ

નિઃસ્નેહ (-હી) વિ૦ [સં.] સ્નેહરહિત

નિઃસ્પૃહ વિ૦ [સં.] સ્પૃહા વગરનું; નિષ્કામ. ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦. –હી વિ૦ નિઃસ્પૃહ

નિઃસ્વાદ વિ૦ [સં] સ્વાદ વિનાનું

નિઃસ્વાર્થ વિ૦[સં] સ્વાર્થરહિત ૦તા સ્ત્રી૦. –ર્થી વિ૦ નિઃસ્વાર્થ. –ર્થીપણું ન૦

ની પું૦ નિષાદ સ્વરની સંજ્ઞા (સંગીત) (૨) [વ્યા.] છઠ્ઠી વિભક્તિના પ્રત્યય 'નું' નું સ્ત્રી૦

નીક સ્ત્રી૦ [સં. नीका] પાણી જવાનો રસ્તો

નીકર અ૦ નહિ તો

નીકસવું અ૦ક્રિ૦[સં. निस्+कस; प्रा० णिक्कस] બહાર આવવું; નીકળવું

નીકસાવું અ૦ ક્રિ૦ 'નીકસવું'નું ભાવે

નીકળવું અ૦ ક્રિ૦ [જુઓ નિકાલ. સર૦ हिं. निकलना] (અંદરથી કે આરપાર વઈને) બહાર આવવું કે જવું (જેમ કે, ઓરડીમાંથી, છીંડામાંથી નીકળવું, નાકામાંથી દોરો નીકળવો) (૨) જવું, પસાર થવું (જેમ કે, આ રસ્તે નીકળજો) (૩) વીતવું, ગુજરવું (જેમ કે કલાક નીકળી ગયો) (૪) પ્રગટવું, બહાર પડવું, ઝરવું; ઊગમ થવો (જેમ કે નદી, નહેર, ઝરણું, ઝરો) (૫) છૂપું કે દૃષ્ટિ બહાર હોય તેણે દેખા દેવી; દેખાવું, ઉદય થવું (જેમ કે ચંદ્ર, સૂર્ય, ચાંદની તાપ, અથવા છૂપું છાનું કાંઈ પણ જડવું કે હાથ લાગવું જેમ કે ચોરીનો માલ.) (૬) અંદરથી પેદા થવું, બનીને બહાર આવવું (જેમ કે તેલ ઘી નીકળવું, ગૂમડું બળિયા નીકળવા) (૭) છૂટવું, મુક્તિ થવી (જેમ કે કેદમાંથી, કામમાંથી, દેવામાંથી; મુશ્કેલીમાંથી; ધંધામાંથી રોકાણ નીકળવું) (૮) દૂર થવું, હઠવું (જેમ કે ડાઘો, રંગ) (૯) નીવડવું, પાકવું, કસોટીના નાણાવું (જેમ કે છોકરો ખરાબ નીકળ્યો, રૂપિયો ખોટો નીકળ્યો) (૧૦) રચાઈને પ્રસિદ્ધ થવું, બહાર પડવું (જેમ કે કાયદો, છાપું, ચોપડી) (૧૧) શરૂ થવું, ચાલવું; ઊપડવું (જેમ કે વાત, ચર્ચા નીકળવી, અથવા રેલવે, સડક, ગાડી નીકળવી) (૧૨) તપાસતાં કે હિસાબ કરતાં જે (લેણું દેણું) હોય તે જણાવું (જેમ કે માગતું નીકળવું, દેવાળું નીકળવું; હિસાબે જે નીકળે તે ખરું, ભૂલ નીકળવી, દોષ નીકળવો) (૧૩) બીજી ક્રિયાના કૃદંત સાથે આવતાં, તે કરવાનું આરંભવું, તેને માટે બહાર પડવું, ઊપડવું એવો ભાવ બતાવે છે. જેમ કે, જવા નીકળવું (૧૪) 'આવવું' 'જવું' 'પડવું' ક્રિ૦ની સહાયમાં 'નીકળી' કૃ૦ તરીકે આવતાં નીકળવાનું ઝટ ને બરોબર થવાનો ભાવ બતાવે છે. [નીકળી જવું = જતું રહેવું (૨) ગણનાની બહાર થઈ જવું, લેખામાં ન આવવું (૩) વધી જવું. નીકળી પડવું = ઊપડવું; બહાર પડવું, ઝુકાવવું (૨) અજાણ્યે પડી જવું, ખોવાવું]

નીકું વિ૦ [દે. णिक्क = वदन स्वच्छ] સ્વચ્છ

(૨) સાર, પસંદ પડે તેવું
નીગળવું અ૦ ક્રિ૦ [सं निर्+गल्, प्रा णिग्गल] ટપકવું
નીઘલ(-ળ)વું, નીઘલાવું અ૦ ક્રિ૦ [સર૦ म निघळणें] ડૂંડાએ દાણા આવવા
નીચ વિ૦[सं] અધમ,હલકુ ૦આ સ્ત્રી૦ નદી ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦. ૦લું વિ૦ નીચે આવેલું ૦સ્થ વિ૦ નીચલું
નીચાજોણું ન૦ નીચું જોવું પડે-લજવાવું પડે એવી સ્થિતિ
નીચાણ ન૦ નીચી જગ્યા (૨) ઢોળાવ
નીચુ વિ૦ [सं नीच] ઢળતું (૨) ઓછી ઊંચાઈનું(૩) નીચ,હલકું [નીચા બાપનું = હલકા કુળનું નીચી ગરદને,નીચી મૂંડીએ =નમ્રતા કે શરમથી નીચું જોઈને નીચું ઘાલવું, જોવું=શરમથી મોં નીચું કરવું. -પડવું=હલકુ પડવું, ખોટું દેખાવું ઉદા૦ 'એના બાપનું નીચુ પડવા દેતો નથી' -લાગવું=હીણું લાગવું ] -ચે અ૦ હેઠે
નીચોચ્ચવૃત્ત ન૦[सं] મોટા વર્તુળના પરિઘ ઉપર ફરતા મધ્યબિંદુવાળું વર્તુળ, 'એપીસાઇકલ' (ગ) [म. नीजणें]+સૂવું
નીજવું અ૦ ક્રિ૦ [दे णिज्ज=સૂતેલું સર૦
નીઠ અ૦ [સર૦ प्रा णिट्ठिय (सं निष्ठित)= સ્થિર, નક્કી, हिं ] નક્કી
નીઠવું અ૦ક્રિ૦ [प्रा णिट्ठ (सं. नि+स्था)] ખૂટવું (૨) વીતવું (૩) અંત આવવો
નીઠિયો પુ૦ [જુઓ નીઠવું, સર૦ प्रा णिट्ठवण =નાશ કરનાર] તંગી, દુકાળ
નીડ પુ૦, ન૦ [सं] માળો (૨) બોડ
નીડર વિ૦ [નિર્+ડર] નિર્ભય ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦
નીતરવું અ૦ક્રિ૦ [सं निस्+तॄ,प्रा. णित्थर, સર૦ म नितळ, नितरणें] ટપકવું(૨) કચરો નીચે ઠરી જઈ સ્વચ્છ થવું (પ્રવાહીનું)
નીતર્યું વિ૦ નીતરેલું, સ્વચ્છ
નીતિ સ્ત્રી૦ [सं] ધર્મ પ્રમાણેનું આચરણ, સદાચાર (૨) આચરણના ધાર્મિક નિયમ (૩)ચાલચલગત (૪)રાજનીતિ (૫)પદ્ધતિ(૬) ધોરણ ૦જ્ઞ વિ૦ નીતિ જાણનાર. ૦ધર્મ પુ૦ નીતિ અને ધર્મ (૨) ધર્મબુદ્ધિપૂર્વકની નીતિ ૦નાશ પુ૦ નીતિનો નાશ, દુરાચારની અવધિ ૦નાશક વિ૦ નીતિનો નાશ કરે એવું, ભ્રષ્ટ કરે એવું ૦નિપુણ વિ૦ રાજનીતિમાં કુશળ. ૦બાહ્ય વિ૦ અનીતિવાળું, નીતિથી વિરુદ્ધ. ૦મત્તા સ્ત્રી૦ નીતિમાન હોવું તે ૦માન ૦યુક્ત વિ૦ નીતિવાળુ ૦વિદ વિ૦ જુઓ નીતિજ્ઞ ૦વેત્તા પુ૦ નીતિજ્ઞ ૦શાસ્ત્ર ન૦ આચરણના નિયમનું શાસ્ત્ર (૨)રાજનીતિશાસ્ત્ર ૦શાસ્ત્રી પુ૦ નીતિશાસ્ત્ર જાણનાર ૦શૂન્ય વિ૦ નીતિ વિનાનું, અનીતિમાન ૦સૂત્ર ન૦ નીતિનું સૂત્ર, 'મૅક્સિમ'
નીપ પુ૦ [सं] એક ફૂલઝાડ
નીપજ સ્ત્રી૦ [નીપજવું પરથી] પેદાશ
નીપજવું અ૦ ક્રિ૦ [सं निष्+पद्, प्रा णिप्फज्ज] પેદા થવું (૨) બનવું, પરિણામ આવવું (૩) લાભ થવો
નીપટ(-ડ) વિ૦ [નફ્ટ?] બેશરમ (૨) અ૦ [સર૦ हिं, म. निपट, दे णिप्पट्ठ=ખૂબ, णिपट्ट =ગાઢ] તદ્દન [ઉત્પન્ન થવું (પ.)
નીપનવું અ૦ ક્રિ૦ [सं निष्पन्न, प्रा णिप्पण्ण]
નીપવવુ સ૦ક્રિ૦ [જુઓ નીપનવું] નિપજાવવું. નીપવાવું (કર્મણિ)
નીભવું અ૦ ક્રિ૦ [જુઓ નભવું, [सं निर्वह्, प्रा णिव्वह्] જારી રહેવું, ટકવું
નીભડવું અ૦ ક્રિ૦ જુઓ નીમડવુ
નીભો પુ૦ જુઓ નિભાડો
નીમ પુ૦+નેમ, નિયમ (૨) [સર૦ म]ભૂતપ્રેત વગેરેને અપાતો બલિ
નીમ વિ૦ [फा, સર૦ सं नेम] અડધુ ૦વૈદ (-ઘ),૦હકીમ પુ૦ ઊંટવૈદ -મે અ૦ અડધે ભાગે -મેનીમ વિ૦ અડધોઅડધ. -મેપગારી વિ૦ અડધા પગારનુ
નીમ(-વ)ડવું અ૦ ક્રિ૦ [જુઓ નીવડવું; કે 'નિભાડો' ઉપરથી?] નક્કી થઈ પ્રકટ થવુ (૨) ઘડાઈને રીઢું થવું, સિદ્ધ થવું
નીમવું સ૦ ક્રિ૦ [સર૦ प्रा णिम, णिमे(सं नि+मा), અથવા णिम्मा (सं. निर्मा)] કામ

કે પદ ઉપર સ્થાપવુ, નિયોજવુ
**નીમી** સ્ત્રી૦ ['નીમવું' ઉપરથી ?] હૂડી
**નીમે, ૦નીમ, ૦પઆરી** વિ૦ જુઓ 'નીમ' [फा]મા
**નીમો** પુ૦ [फा] વરરાજાને પહેરવાનો એક જાતનો પોશાક (૨) જુઓ નિમાડો (૩) [?] વાણિયાની એક જાત
**નીર** ન૦ [सं.] પાણી (૨) [ला.] દમ, કસ. **૦ક્ષીરન્યાય** પુ૦ હંસ જેમ પાણીવાળા દૂધમાથી દૂધ પી લે છે અને પાણી રહેવા દે છે તેવો ન્યાય, સારગ્રાહી વૃત્તિ. **૦જ** ન૦ જલજ, કમળ [નિરીક્ષા
**નીરખ** સ્ત્રી૦ [જુઓ નીરખવુ] નીરખવું તે,
**નીરખ** પુ૦ [फा निर्ख] બજારભાવ, ચાલુ ભાવતાલ **૦ની ચાઠી** સ્ત્રી૦ સરકારી નોકરો જે પ્રમાણે સવારીમા પૈસા ચૂકવે છે એ સીધાસામાનના નક્કી કરેલા ભાવની ચાઠી
**નીરખવું** સ૦ક્રિ૦ [सं निरीक्ष्, प्रा. णिरक्ख] બરાબર જોવુ **નીરખાવું** અ૦ક્રિ૦ (કર્મણિ)
**નીરજ** વિ૦ [सं. निर्+रजस्] સ્વચ્છ(૨)ન૦ જુઓ 'નીર'મા
**નીરણ** ન૦ [दे. णीरण] નીરેલું તે – ઘાસ
**નીરદ** ન૦, પુ૦ [सं] વાદળ
**નીરમ** ન૦ [સર૦ हिं] વહાણને પાણીમા સરખું રાખવાને રખાતુ વજન
**નીરવ** વિ૦[सं]શાત **૦તા** સ્ત્રી૦ **–વા** વિ૦સ્ત્રી૦
**નીરવું** સ૦ક્રિ૦[જુઓ નીરણ]ઢોરને ઘાસ નાખવુ
**નીરસ** વિ૦ [सं] નિરસ, રસ વગરનું **૦તા** સ્ત્રી૦, **૦પણું** ન૦
**નીરંગ** વિ૦ [सं] રંગ વગરનું (૨) પ્રકાશને રગ છૂટા પાડ્યા વિના પોતામાંથી પસાર થવા દેતુ, 'એક્રોમેટિક'
**નીરાજન** ન૦,**–ના** સ્ત્રી૦ [सं] આરતી
**નીરો** પુ૦ ['નીરવુ' ઉપરથી] ચારો,નીરણ (૨) [સર૦ म निरा,सं नीर પરથી ?]તાજી તાડી
**નીરોગ(–ગી)** વિ૦ [सं] તદુરસ્ત. **–ગ(–ગિ)તા** સ્ત્રી૦; **–ગીપણું** ન૦
**નીલ** વિ૦ [सं] કાળું; આસમાની (૨) પું૦ એક જાતનો વાદરો(૩)મોરથૂથુ (૪) ગળી (૫) [सं] રામની વાનરસેનાનો એક સેનાપતિ. **૦કંઠ** પુ૦ (સ ) શિવ (૨) મોર (૩) ભમરો (૪) ચાસ પક્ષી. **૦ગ્રીવ** પુ૦ (સં )નીલકંઠ. શિવ **૦મણિ** પુ૦નીલમ. **૦વર** પુ૦ ગળીની ખેતી કરાવનારો (અગ્રેજ)જમીનદાર **૦વક્ર** [सं] ન૦ એક જળચર પ્રાણી **૦શિર** ન૦ એક પક્ષી **–લાંબર** પુ૦ [+अंबर] (સં) બલરામ.**–લી** સ્ત્રી૦ ગળી (૨) એક જાતની વાદળી માખી **–લું** વિ૦નીલ રંગનું(૨)લીલુ. **–લોત્પલ** ન૦ [+उत्पल(स)] વાદળી કમળ **–લોદ્વાહ** પુ૦ [+उद्वाह (सं)] મરનાર પુરુષની પાછળ ગાય પરણાવવાની ક્રિયા **–લોપલ** પુ૦ [+उपल(सं)] મોરથૂથુ
**નીલમ** ન૦ [फा] નીલ રંગનુ રત્ન, નીલમણિ
**નીલ ૦મણિ, ૦વર, ૦વક્ર, –લાંબર, –લોત્પલ, –લોદ્વાહ, –લોપલ** જુઓ 'નીલ'મા
**નીવડવું** અ૦ક્રિ૦ [प्रा णिव्वड(–ल)=બનવુ; સિદ્ધ થવુ] જુઓ નીમડવુ
**નીવળ** ન૦ [प्रा. णिव्वल=જુદુ પડવુ, સર૦ म निवळ] દહીમાથી કાઢી લીધેલુ પાણી
**નીવાર** પુ૦ [सं] નવાર, સામો
**નીવિ(–વી)** સ્ત્રી૦[सं]સ્ત્રીઓ કમ્મરે પહેરવાના લૂગડાને જે ગાંઠ વાળે છે તે (૨)ગોળ, ઘી, દૂધ, વગેરે ન ખાવાનું આવદોતુ એક વ્રત (૩) મૂડી, ભડોળ. **૦બંધ** પુ૦ (ઘાઘરાના) નાડાની ગાઠ
**નીસરવું** અ૦ક્રિ૦[सं. निस्+सृ.प्रा णिस्सर] નીકળવું. **નીસરાવું** અ૦ક્રિ૦ (ભાવે)
**નીહાર** પું૦ [सं] જુઓ નિહાર **–રિકા** સ્ત્રી૦ જુઓ નિહારિકા
**નીંગળવું** અ૦ક્રિ૦ [જુઓ નીગળવુ] ટપકવુ; ઝરવુ **નીંગળાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક)
**નીંદ, ૦ર** સ્ત્રી૦ [सं. निद्रा; अप. णिंद, સર૦ म. नीद; हिं नींद(०री), निंदरिया]નિદ્રા,ઊંઘ
**નીંદણ** ન૦ [दे णिंदिणी=નીંદવું તે] નીંદી નાખેલુ નકામુ ઘાસ
**નીંદર** સ્ત્રી૦ નીંદ, ઊંઘ. **૦વું** અ૦ક્રિ૦ ઊંઘવું
**નીંદવું** સ૦ક્રિ૦ [જુઓ નીંદણ] ખેતરમાંથી

રોપાની આસપાસનું નકામું ઘાસ ખોદી કાઢવું
**નીંદામણ** ન૦, -ણી સ્ત્રી૦ ['નીંદવું' ઉપરથી] નીંદવાની મજૂરી [ગયેલું, મૂઢ
**નીંભર** વિ૦(૨)અ૦(કા)મૂંઝાઈ ગયેલું, દબાઈ
**નીંભરવું** સ૦ ક્રિ૦ [જુઓ નીભડવું] (કા) છાશ કે દહીંના વાસણને ઊકળતા પાણીથી સાફ કરવું
**નીંભાડો** પું૦ જુઓ નિભાડો
**નુક્તી** સ્ત્રી૦ [સર૦ हिं] રાજગરાના લોટની ખાંડ પાયેલી મમરા જેવી બનાવટ
**નુક્તેચીન્** વિ૦[अ नुक्तह+फा चीन]બીજાનાં છિદ્ર શોધનારું -ની સ્ત્રી૦ એવું કામ
**નુક્તો** પું૦[फा]ફારસી-અરબી લિપિમાં શબ્દની ઉપર નીચે મુકાતું ટપકું -બિંદુ(૨)[अ नुक्तह] કાયદો, ટુચકો, (૩) મુદ્દો, તર્ક
**નુકસાન** ન૦ [अ] બગાડ, હાનિ(૨)ગેરફાયદો [-આવવું, જવું, પહોંચવું=ગેરફાયદો કે હાનિ થવી -ઉઠાવવું=ગેરફાયદો સહન કરવો, વેઠવો -માં આવવું, ઊતરવું, પડવું =ગેરલાભ થવો, બગડવું -લાગવું=નુકસાન થવું] ૦કર્તા (-ર્તા), ૦કારક, ૦કારી વિ૦ હાનિ કરનારું. -ની સ્ત્રી૦ નુકસાન (૨) નુકસાનનું વળતર કે ભરપાઈ(૩)વિ૦નુકસાનવાળું [-ભરવી=નુકસાનનું વળતર આપવું]
**નુતિ** સ્ત્રી૦ [सं.] વખાણ, સ્તુતિ (૨) પૂજા,વંદન
**નુસખો** પું૦ [फा] વૈ૦ દરદીને દવા લખી આપે તે કે તેનો કાગળ, 'પ્રિસ્ક્રિપ્શન'
**-નું** [सं तन] છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય (વ્યા)
**નૂગરું** વિ૦જુઓ નગરું
**નૂતન** વિ૦ [सं] નવું. ૦તા સ્ત્રી૦ ૦ત્વ ન૦
**નૂતર** વિ૦ [सं नवतर] + નૂતન, નવું (૨) સ્ત્રી૦ જુઓ નોતર (ચ) [ઓછાપણું
**નૂનમ** સ્ત્રી૦ [सं न्यून ઉપરથી]+ ન્યૂનતા,
**નૂપુર** ન૦ [सं] નેપુર, ઝાંઝર
**નૂર** ન૦ [સર૦ म नूर, नोर] ભાડું (વહાણ, રેલગાડી વગેરેમાં માલ લાવવા લઈ જવાનું) [-બેસવું=નૂર આપવું પડવું -ભરવું=નૂર આપવું-ચૂકવવું]
**નૂર** ન૦ [अ] તેજ, પ્રકાશ ૦ત સ્ત્રી૦ પ્રકાશ, તેજ -રી વિ૦ તેજસ્વી(૨)સ્ત્રી૦ [સર૦हिं] પોપટની જાતનું એક પક્ષી -રે ખુદા ન૦ ખુદાનું નૂર, ઈશ્વરી તેજ -રે ચશ્મ ન૦ આંખનું નૂર
**નૃ** પું૦[सं] નર, માણસ (સમાસમાં) ૦દેવ પું૦ નરદેવ, રાજા ૦દેહ પું૦ નરદેહ,મનુષ્યદેહ ૦પ, ૦પતિ, ૦પાલ(-ળ) પું૦ ભૂપ, રાજા ૦પાંગ ન૦બ૦વ૦ [+अंग](સ્વામી, અમાત્ય, સુહૃદ, કોશ, રાષ્ટ્ર, દુર્ગ અને બળ એ સાત) રાજાના-રાજ્યના અંગ ૦યજ્ઞ પું૦ પંચયજ્ઞમાંનો એક, આતિથ્ય ૦લોક પું૦ માનવ દુનિયા, પૃથ્વી ૦વંશ પું૦ માનવ વંશ, જુદી જુદી જાતિઓનો વંશ ૦વંશવિદ્યા સ્ત્રી૦ જુઓ જાતિમીમાંસા
**નૃત્ત** ન૦ [सं] નૃત્ય, નાચ
**નૃત્ય** ન૦ [सं] નાચ ૦ક વિ૦ નૃત્ય કરનાર ૦કલા(-ળા) સ્ત્રી૦ નાચવાની કળા ૦કાર પું૦ નાચનાર. ૦ગીત ન૦ નૃત્યનું-નૃત્ય સાથે ગાવાનું ગીત ૦ત્વ ન૦ નૃત્યપણું, નૃત્યનો ભાવ. ૦શાલા(-ળા) સ્ત્રી૦ નાચવાની જગા (૨) નૃત્ય શીખવતી શાળા
**નૃ**, ૦દેવ, ૦દેહ, ૦પ, ૦પતિ, ૦પાલ(-ળ), ૦પાંગ, ૦યજ્ઞ ૦લોક, ૦વંશ, ૦વંશવિદ્યા જુઓ 'નૃ'માં
**નૃશંસ** વિ૦[सं]ક્રૂર,નીચ.૦તા સ્ત્રી૦,-સ્ય ન૦
**નૃસિંહ** પું૦ [सं] રાજા (૨) સિંહ જેવો પરાક્રમી માણસ(૩)નૃસિંહાવતાર -હાવતાર પું૦ [+अवतार] વિષ્ણુનો ચોથો અવતાર
**ને** (નેં)અ૦અને(૨)[જુઓ નું][વ્યા]બીજી તથા ચોથી વિભક્તિનો પ્રત્યય (૩)ત્રીજી કે સાતમી વિભક્તિના (સ્ત્રી૦ વગરના) નામ જોડે આવતા છઠ્ઠી વિભક્તિવાળા શબ્દનો પ્રત્યય ઉદા૦'સીતા વાલ્મિકીને આશ્રમે પહોંચ્યાં' 'જુમામસ્જિદને નામે ઓળખાય છે' (૪)[સર૦ सं ननु, अप ण, प्रा णे] વાક્ય કે આજ્ઞાર્થક ક્રિ૦ને અંતે વપરાય છે ત્યારે 'આગ્રહ' 'ખરેખરપણું' એવો ભાવ ઉમેરે છે. ઉદા૦ 'આવ ને' 'બોલું તો બન્યો જ ને' (૫)પ્રશ્નાર્થ ક્રિ૦ જોડે હકાર સૂચવે છે ઉદા૦ 'મેં કહ્યું હતું ને?'

**નેઉવો** વિ૦ પુ૦ ['નેવુ' ઉપરથી] નેવુમા વર્ષને લગતો (૨) પું૦ ['નેવુ' ઉપરથી, સર૦ મ. नेऊर] નેવાં પડવાથી બનેલો ખાડો

**નેક** વિ૦ [फा.] પ્રામાણિક, સાચુ, ન્યાયી (૨) નીતિમાન (૩) ધાર્મિક (૪) સ્ત્રી૦ નેકી, ન્યાયીપણુ (૫) પુ૦ હદ, પ્રમાણ (૬) ભાવ, દર [-ઠરાવવો, બાંધવો = પ્રમાણ કે ભાવ નક્કી કરવાં. -રાખવો = હદ જાળવવી] ૦નજર સ્ત્રી૦ ચોખ્ખી દાનત ૦નામ(૦દાર) વિ૦ નેકી માટે પ્રખ્યાત, ભારે પ્રખ્યાત (૨) એક માનવાચક શબ્દ કે ઇલકાબ ૦નામી સ્ત્રી૦ કીર્તિ, ખ્યાતિ ૦બખ્ત વિ૦ [फा] ભાગ્યશાળી [બધાતી એક પટ્ટી

**નેકટાઈ** સ્ત્રી૦ [इं] યુરોપી પહેરવેશમા ગળે

**નેક, ૦નજર, ૦નામ, ૦નામદાર, ૦નામી, ૦બખ્ત** જુઓ 'નેક'મા

**નેકી** સ્ત્રી૦ [फा.] પ્રામાણિકપણુ, ઈમાનદારી (૨) ભલાઈ; સજ્જનતા (૩) સદાચાર, સદ્વર્તન (૪) (રાજા મહારાજા પધારે ત્યારે ઉચ્ચારાતાં) સ્તુતિના વચન, છડી પોકારવી તે ૦દાર પુ૦ નેકી પોકારનાર, છડીદાર

**નેકો** પું૦ ['નેક' ઉપરથી] નિયમ; વ્યવસ્થા (૨) ધારો (૩) હદ, પ્રમાણ

**નેખમ** પુ૦ (કા) ઊંડો દાટેલો ખીલો

**નેગ** પું૦ [सं स्नेह? સર૦ हिं.=લગ્ન જેવા શુભ પ્રસંગે અપાતો લાગો] + સ્નેહ, સબંધ

**નેગવું** સ૦ક્રિ૦ [સર૦ म नेगपट्टी, नेगाचें= ખાવુપીવુ] જમવુ [દૂત, કાસદ

**નેગિયો** પુ૦['નેગ' ઉપરથી, સર૦ हिं नेगी] +

**નેચો** (નૅ?) પુ૦ [फा., સર૦ म नेचा, हिं नैचा] નેળચો, હુકાનો મેર (૨) હુકાની લાળી નેહ-નળી

**નેજવુ** ન૦ [નેજુ પરથી?] છાપરાની પાખ-મોતિયાનો ટેકો (૨) સ૦ ક્રિ૦ આખ પર નેજવા પેઠે હાથ રાખીને જોવુ (જેમ કે તાપમાં જોનાર કે નબળી આખવાળા કરે છે તેમ)

**નેજારા** પું૦બ૦વ૦ [अ. नजारह] નિજારા, કટાક્ષ

**નેજાળુ** વિ૦ ['નેજો' ઉપરથી] નેજાવાળુ

**નેજુ** ન૦, -જો પું૦ [फा] વાવટો; નિશાન (૨) બરછી (૩) ભાલો

**નેટ** અ૦ [સર૦ म. नेट, हिं. नेत = નિશ્ચય, નીઠ] નક્કી (૫)

**નેટવું** અ૦ક્રિ૦ [प्रा. णिट्ठय, णिट्ठव (सं. नि + स्थापय) = અંત - સમાપ્તિ કરવી] + મટવું, ટળવું

**નેટાં** ન૦બ૦વ૦, **નેટી** સ્ત્રી૦ ખણખોદ, બારીક તપાસ. [-લેવાં = જુઓ નેડો લેવો]

**નેઠવું** અ૦ક્રિ૦ [સર૦ हिं. नेठना, नेठा] હઠવું; હારી જવુ

**નેઠો** પુ૦ [सं निष्ठा; प्रा. णिट्ठा] છેડો; અંત

**નેડું** વિ૦ [प्रा णिअड, सं. निकट] પાસેનું -ડે અ૦ [સર૦ हिं] નઇડે, પાસે

**નેડો** પુ૦ [જુઓ નેહ] પ્રેમ (૨) નેટાં. [-લાગવો = પ્રેમ થવો -લેવો = ભૂલ શોધવા પૂઠ ભમવુ.]

**નેણ** (નૅ) ન૦ [सं नयन] + નેન, નયન (૫)

**નેતર** ન૦ [सं वेत्र ઉપરથી?] એક જાતનો વેલો અને તેની સોટી, વેતસ

**નેતરું** ન૦ [सं. नेत्र] વલોણાનું દોરડુ

**નેતા** પુ૦ [सं] આગેવાન ૦ગીરી સ્ત્રી૦ આગેવાની

**નેતા પહોંચવા** = છૂપી બાતમી મળવી, ખબર પડવી (સર૦ ચેતા પહોંચવા)

**નેતિ** અ૦ [सं] એ નહિ (૨) એટલુ બસ નહિ

**નેતી** સ્ત્રી૦ [सं] હઠયોગની નાક માટેની એક ક્રિયા કે તેનું સાધન

**નેત્ર** ન૦ [सं] આખ. [-ભરાવાં = આંસુ આવવા] ૦પલ્લવી સ્ત્રી૦ આંખનો અણસારો ૦વિદ્યા સ્ત્રી૦ આખ વિષેની વિદ્યા ૦વૈદ (-દ્ય) પું૦ આખનો વૈદ ૦સમસ્યા સ્ત્રી૦ નેત્રપલ્લવી, આખથી સમસ્યામા કહેવું તે. -ત્રાંજન ન૦ [+अंजन] આંખનુ આજણ. -ત્રાંબુ ન૦ [+अंबु] આસુ

**નેત્રી** સ્ત્રી૦ [सं] સ્ત્રી-નેતા (૨) વિ૦ નેત્રવાળુ

**નેન** (નૅ) ન૦ નેણ, નયન, નેત્ર (૫) [નેનનો તારો = આખની કીકી; ઘણુ જ વહાલુ માણસ]

**નેનકલાક** (નૅ) ન૦ એક જાતનુ સુતરાઉ કાપડ

**નેનસૂક** (નૅ) ન૦ [સર૦ हिं. नैनसुख] ઝીણા વણાટનું સુતરાઉ કપડું

**નેપથ્ય** ન૦ [सं] રંગભૂમિનો પડદો (૨) તેની

પાછળનો ભાગ, જ્યાં રહી નટો કપડાં બદલે છે (૩) વસ્ત્ર, પોશાક

નેપાળો (ને) પું૦ [સર૦ મ नेपाळ, સં नैपाल પરથી ?] રેચક બીવાળી એક વનસ્પતિ. [–આપવો = સખત રેચ આપવો (૨) ખૂબ ધમકાવવો ]

નેપુર ન૦ [સં. नूपुर, પ્રા णेउर, સર૦ हिं ] [ઝાંઝર

નેપોલિયન પું૦ [ઈ](સ ) ફ્રાન્સનો એક મહાપુરુષ (૨) પત્તાંની એક રમત

નેફો પું૦ [फा ] જેમાં નાડુ ઘાલવામા આવે છે તે ચણિયા કે સુરવાલની ઓલ [નેફા વગરની નાત = કશા નિયમ કે વ્યવસ્થાના બંધન વગરની નાત ]

નેમ સ્ત્રી૦ [સર दे णेम = કામ, કાર્ય મ नेम = હેતુ, લક્ષ્ય સં नियम પરથી ?] નિશાન (૨) આશય, હેતુ (૩) (ને) પું૦ જુઓ નીમ, નિયમ (૪) [સં ] અર્ધ ભાગ. [–ચૂકવી = નિશાન ચૂકવુ (૨) કામ પાર ન પાડવુ –તાકવી = નિશાન તાકવું (૨) હેતુ રાખવો –પાર પડવી = હેતુ સિદ્ધ થવો –લેવી = નિશાન તાકવુ –લેવો = નિયમ કે બાધા યા વ્રત પાળવાનું નક્કી કરવુ ]

નેમિ(–મી) સ્ત્રી૦ [સં ] કૂવા ઉપરની ગરગડી (૨) પૈડાનો પરિઘ ૦નાથ પું૦ (સ ) એક જૈન તીર્થંકર [પાસે, નજીક, ઓરું

નેરું વિ૦ + જુઓ ન્યારુ (૨) અ૦[જુઓ નેડું]

નેવ(–વું) ન૦ [સં नीव्र, પ્રા णिव्व] નળિયુ (૨) છાપરાના છેડા ઉપરના નળિયા જેમાંથી પાણી બહાર પડે છે તે (૩) તેમાથી પડતુ પાણી [નેવાં પડવાં = નેવાંએ વરસાદનુ પાણી નીચે પડવું નેવે પાણી આવવાં = નેવાં ઉપરથી પાણીની ધાર ચાલે તેટલો વરસાદ થવો નેવે મૂકવુ = ઊંચુ મૂકવુ, દૂર કરવુ, ઉપેક્ષા કરવી ]

નેવકું અ૦(કા ) બિલકુલ, ઠામકુ, સાવ

નેવર ન૦ [જુઓ નેપુર, સર૦ हिं ] ઝાંઝર

નેવલ(–ળ) સ્ત્રી૦ [दे णिमल = નૂપુર णिअ-(–ग)ल = બેડી. સર૦ हिं ] બેડી (૨) એક ઘરેણુ (નેવર ?) [('નેવલે પાણી')

નેવલે અ૦ [નેવ + લ ] નેવે, નેવાએ

નેવાણી સ્ત્રી૦ ['નેવ' ઉપરથી] જ્યાં નેવા પડે તે જગા, નેવા નીચેની જગા

નેવુ(–વું) વિ૦ [સં नवति, પ્રા णउ(–व)इ] '૯૦'

નેવુ ન૦ જુઓ નેવ (૨) જુઓ નેવુ ['૮૯'

નેવ્યાશી(–સી) વિ૦ જુઓ નવ્યાશી (–સી),

નેષ્ટ વિ૦ [સં ] અનિષ્ટ

નેસ (ને ?) વિ૦ [સર૦ हिं नैसा, अनैसा સં अनिष्ट પરથી ?] અપશુકનિયું (૨) કમનસીબ (૩) કળદરી, કંજૂસ

નેસ,૦ડો પું૦ [प्रा णिवेस (સં निवेश)] ભરવાડોએ જંગલમાં બાંધેલાં ઝૂંપડાંનુ ગામ (૨) ભરવાડનુ ઝૂપડુ

નેસ્તનાબૂદ વિ૦[फा ] જડમૂળથી નાશ પામેલું

નેસ્તી પું૦ [दे णेसत्थि] મોઢી

નેહ પું૦ [સં. स्नेह, પ્રા णेह, સર૦ हिं ] પ્રેમ, વહાલ –હી વિ૦ સ્નેહી

નેહ [નૈ] સ્ત્રી૦ [फा नै, हिं ] હુક્કાની નળી

નેહરી સ્ત્રી૦ [નેહ પરથી ?] નહેરી – તેલ

નેહારી સ્ત્રી૦ [જુઓ નહારી] નાસ્તો

નેળ (ને) સ્ત્રી૦ [જુઓ નળી] સાંકડી ગલી – નળી(૨) હુકાની નળી ૦ચો પું૦ હૂકાનો મેર

નૈ (નૈ) સ્ત્રી૦ (ચ ) હુકાની નેહ

નૈઋત (નૈ) વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ નૈર્ઋત્ય

નૈગમ પું૦ [સં] વાણિયો, વેપારી (૨) વેદ સમજાવનાર (૩) નાગરિક (૪) ઉપાય (૫) ઉપનિષદ

નૈઠ વિ૦ (ચ ) ખળ, લુચ્ચુ [નીતિવાળુ

નૈતિક વિ૦ [સં ] નીતિ સંબંધી,–નેલગતું (૨)

નૈપુણ્ય ન૦ [સં ] નિપુણતા

નૈમિત્તિક વિ૦ [સં ] ખાસ નિમિત્તને કારણે કરવાનુ કે કરેલું (કર્મનો એક પ્રકાર) (૨) પ્રાસંગિક, આગંતુક (૩) ન૦ નિમિત્તને લઈને થતુ કાર્ય [(સ ) એક અરણ્યનું નામ

નૈમિષ વિ૦ [સં ] ક્ષણિક (૨) ન૦, –ષારણ્ય ન૦

નૈયત સ્ત્રી૦ [अ ] દાનત, વૃત્તિ

નૈયાયિક વિ૦ [સં] ન્યાયને લગતું (૨) પું૦ ન્યાયશાસ્ત્ર જાણનાર

નૈયું (નૈ) ન૦ જુઓ નહિયુ (–પાકવુ)

નૈરાશ્ય ન૦ [સં ] નિરાશા

નૈઋર્ત્ય વિ૰ [સં.] પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેનું (૨) સ્ત્રી૰ એ દિશા કે ખૂણો ૦કોણ પું૰
નૈર્ગુણ્ય ન૰ [સં] નિર્ગુણતા, ગુણાતીતપણું
નૈર્ઘૃણ્ય ન૰ [સં.] નિર્ઘૃણ હોવું તે, ક્રૂરતા
નૈવેદ,-દ્ય [સં] ન૰ પ્રસાદ, દેવને ધરાવેલી ખાવાની વસ્તુ [-ધરવું, ધરાવવું = દેવ આગળ નૈવેદ મૂકવું, દેવને નૈવેદ આપવું.]
નૈષધ, ૦નાથ પું૰ [સં] (સ) નળરાજા
નૈષ્કર્મ્ય ન૰ [સં.] નિષ્કર્મપણું
નૈષ્કિક વિ૰ [સં.] નિષ્કનું બનાવેલું, નિષ્કથી [ખરીદેલું
નૈષ્ઠિક વિ૰ [સં.] નિષ્ઠાવાળું
નૈષ્ફલ્ય ન૰ [સં] નિષ્ફળતા
નૈસર્ગિક વિ૰ [સં] કુદરતી
નૈસ્તેજ્ય ન૰ [સં.] નિસ્તેજતા [પું૰ રૂપ
-નો [જુઓ નું] 'નું' છઠ્ઠી વિભક્તિના પ્રત્યયનું
નો (નો) અ૰ [સં. न+उ, प्रा णो] (કા) ના
નોક(-ખ) (નો) વિ૰ [દે णोक्ख] અનોખું; સુંદર
નોક(-ખ) (નો) પું૰ સ્ત્રી૰ [फा] અણી, છેડો (૨)[સર૰ હિં, મ नोक] ટેક, વટ, વક્કર (૩) છટા, શોભા (૪) ઘાટ, મોખરો, મુખવટો. [-જાળવવી, રાખવી, સાચવવી = ટેક કે વટવક્કર જતાં અટકાવવા -લેવી = આબરૂ તોડવી; બેઆબરૂ કરવું] ૦દાર વિ૰[સર૰ હિં, મ] નોકવાળું (અણી કે ટેક યા છટા ઇ૰વાળું)
નોકર (નો) પું૰ [फा.] ચાકર (૨) સેવક. ૦ડી સ્ત્રી૰ સ્ત્રી નોકર યા નોકરની સ્ત્રી. ૦શાહી સ્ત્રી૰ નોકરોથી ચાલતું-નોકરોની કુલ સત્તાવાળું રાજતંત્ર, 'બ્યુરોક્રસી'. -રાણી સ્ત્રી૰ નોકરડી -રિયાટ(-ત) વિ૰ નોકરી કરનાર (૨) પરાધીન -રી સ્ત્રી૰ ચાકરી, સેવા
નોકાર, ૦મંત્ર (નો) પું૰ [સં. नमस्कार, प्रा णवकार] જૈનોને જપવાનો એક મંત્ર, નવકાર, નોકાર. ૦વળી સ્ત્રી૰ [+આવલિ] નોકાર કરવાની માળા ૦શી(-સી) સ્ત્રી૰ બધા જૈનોને જમાડવા-તેમનો વરો કરવો તે
નોકું (નો) વિ૰ [જુઓ નોક] + સુંદર
નોખ, ૦દાર (નો) જુઓ 'નોક'માં
નોખું (નો) વિ૰ [દે. णोक्ख] જુદું. [-પાડવું = જુદું કરવું]
નોગરવું (નો) અ૰ ક્રિ૰ [જુઓ નાંગરવું](ચ.) બળદને હળ જોડી ખેડવા તૈયાર કરવું
નોઝણાસાંકળ સ્ત્રી૰ [જુઓ નોઝણું + સાંકળ] કમાડને બારસાખ સાથે જોડનારી સાંકળ
નોઝણું (નો?) ન૰ [સં. नद्ध પરથી ?] સર૰ હિં. नोवना = નોઝણાથી ગાયના પગ બાંધવા] દોહતી વખતે ગાયને પાછલે પગે બાંધવાનું દોરડું, સેલો
નોટ સ્ત્રી૰ [ઇં] સિક્કાને ઠેકાણે વપરાતો ચલણી કાગળ (૨) નોંધ (૩) ચિઠ્ઠી (૪) કોરા કાગળની બાંધેલી વહી, નોંધપોથી ૦બુક સ્ત્રી૰ કોરા કાગળની બાંધેલી વહી [દેવું કામળિયું
નોટિસ સ્ત્રી૰ [ઇં.] ચેતવણી, પૂર્વખબર (૨) તે
નોતર(નો'ર,) સ્ત્રી૰ નોતરેલા મહેમાનોનો સમૂહ (૨)[ચ.] મોસાળું લઈને આવતો મહેમાનવર્ગ
નોતરવું (નો') સ૰ ક્રિ૰ [સં. निमंत्र्, સર૰ હિં. न्यौतना] આમંત્રણ આપવું, બોલાવવું; આવવા કહેણ મોકલવું (સારા પ્રસંગ પર કે ભોજન ઇ૰ માટે)
નોતરિયું (નો') ન૰ નોતરમાં આવેલું માણસ
નોતરિયો (નો') પું૰ નોતરાં દેવાનું કામ કરનાર
નોતરું (નો') ન૰ [જુઓ નોતરવું, સર૰ હિં. नौ(-न्यौ)ता] આમંત્રણ (પ્રાય જમવાનું). [નોતરાં કાઢવાં = નોતરાં મોકલવાં. નોતરાં કરાવવાં, ફેરવવાં = નોતરું કરવું, આવવાનું કહેણ મોકલવું, તેડવા જવું. -આપવું, દેવું, મોકલવું = આમંત્રણ પહોંચાડવું, પધારવાનું જણાવવું.-કરવું = તેડું કરવું, પધારવાને માટે બોલાવવા જવું. -કાપવું = નોતરું મોકલવાનું બંધ કરવું, તે મેળવવાનો કોઈનો હક રદ કરવો.-ઝીલવું = નોતરું સ્વીકારવું]
નોધડિયો (નો) પું૰ ['નોંધડું' ઉપરથી] છોકરો
નોધડી (નો) સ્ત્રી૰ નાંધલી, છોકરી
નોધલિયું (નો) વિ૰ [જુઓ નાંધલું] નાનું
નોધલું (નો) ન૰ બાળક [વગરનું
નોધારું (નો) વિ૰ [ન + આધાર] આધાર

**નોબત** (નો) સ્ત્રી૦ [અ] મોટું નગારું (૨) [ફા] અમુક નક્કી વખતે વગાડાતું ડંકારખાનું [-થવી=તે વખતે નોબતનું નગારું વાગવું] ૦ખાનું ન૦ ડંકારખાનું

**નોમ** (નોમ,) સ્ત્રી૦ [સં नवमी] નવમી તિથિ

**નોર** ન૦ [સર૦ મ] બાટું, નૂર (૨) પુ૦ [?] વ્યવસ્થા

**નોરતું** (નો) ન૦[સં नवरात्र ઉપરથી] નવરાત્રિમાંનો દરેક દિવસ -તાં ન૦બ૦વ૦ નવરાત્રિના દિવસો, આસો સુ ૧ થી ૯

**નોરો** (નો) પું૦ [જુઓ નહોરા] (બ૦વ૦માં વપરાય છે) નહોરા, આજીજી. [નોરા કરવા =કાલાવાલા કરવા નોરો માનવો=સહૃદય આભાર માનવો]

**નોલકોલ** (નો) ન૦[સર૦ મ, મૂળ ડચ પરથી?] [એક શાક

**નોહાર** સ્ત્રી૦ [સર૦ મ नोहारवाणी] ગાવાની એક બાની [જુઓ નોર, નૂર

**નોળ** પુ૦[સં नकुल, પ્રા णउल] નોળિયો (૨)

**નોળવું** સ૦ક્રિ૦ ['નોળું' ઉપરથી] ગોરસાને નોળાથી-કૂચાથી ઘસીને સાફ કરવું

**નોળવેલ** સ્ત્રી૦ એક વનસ્પતિ [પ્રાણી

**નોળિયો** પુ૦[જુઓ નોળ] એક નાનું ચોપગું

**નોળીકર્મ** (નો) ન૦ [સં नौलीकर्म] પેટના નળ હલાવવાની યોગની એક ક્રિયા(૨)[?]કાવતરું

**નોળીનોમ** (નોમ,) સ્ત્રી૦ [નોળ+ઈ+નોમ] શ્રાવણ સુદ નોમ [પીવાનો કૂચો

**નોળું** ન૦ એક જાતનું સાપોલિયું (૨) ગોરસાં

**નોંજણું**(૦) ન૦ (કા) જુઓ નોઝણુ, શેલાયું

**નોંધ** (નોં૦) સ્ત્રી૦ [સર૦ મ. नोंद] ટાંચણ (૨) ટિપ્પણી (૩) આપેલો માલ જેમાં વિગત સાથે નોંધાય છે તે ચોપડી(૪)મોટા થાંભલાને કામચલાઉ ટેકો આપવા સાકટીઓ સાથે જડેલા ખીલા [-લેવી=ટાંચણ કરવું, નોંધી લેવું (૨) ધ્યાન પર લેવું] ૦ણી સ્ત્રી૦ નોંધવાની ક્રિયા. ૦ણીકામદાર પુ૦ નોંધણી કરનાર અમલદાર ૦ણીદાર પુ૦ નોંધણી કરનાર ૦પોથી, ૦વહી સ્ત્રી૦ નોંધ કરવાની ચોપડી ૦વું સ૦ક્રિ૦ [સર૦ મ नोंदणें] નોંધ કરવી. -ધાઈ સ્ત્રી૦ નોંધણી કરવાની ફી

**નોંધલું** (નોં૦) વિ૦ [જુઓ નોંધલું] નાનું

**નોંધવું, નોંધાઈ** (નો) જુઓ 'નોંધ'માં

**નૌ** સ્ત્રી૦, ન૦ [સં] નૌકા ૦ચાલન ન૦ નૌકા ચલાવવી તે ૦દંડ પુ૦ જુઓ નૌકાદંડ. ૦પતિ પુ૦ જુઓ નૌકાપતિ ૦યાન ન૦ વહાણવટું, નૌકાગમન. ૦સાધ્ય વિ૦ નૌકાથી જઈ શકાય એવું (૨) જેમાં નૌકા ચાલી શકે એવું, નાવ્ય ૦સૈન્ય ન૦ જુઓ નૌકાસૈન્ય

**નૌકા** સ્ત્રી૦ [સં] હોડી ૦ગમન ન૦ નૌકાની સફર ૦ગૃહ ન૦ નૌકારૂપી ઘર ૦દંડ પુ૦ હલેસું ૦ધિપતિ પુ૦ નૌકાનો કે નૌકાખાતાનો અધિપતિ ૦પતિ પુ૦ જહાજનો ઉપરી. ૦બળ ન૦ નૌકાસૈન્યનું બળ. ૦ફોજ સ્ત્રી૦ નૌકાસૈન્ય ૦શાસ્ત્ર ન૦ વહાણવટાનું શાસ્ત્ર. ૦સૈન્ય ન૦ દરિયાઈ લશ્કર

**નૌકાર, ૦મંત્ર, ૦વળી, ૦શી(-સી)** સ્ત્રી૦ જુઓ 'નોકાર'માં

**નૌજવાન** પુ૦ [फा] નવયુવક

**નૌતમ** વિ૦ [સં नवतम] નૂતન

**નૌલી, ૦કર્મ, ૦ક્રિયા** સ્ત્રી૦ નોળીકર્મ, એક યોગક્રિયા

**નૌશાહ** પુ૦ [फा] વરરાજા

**નૌસાધ્ય** વિ૦(સ) જુઓ 'નૌ'માં, 'નૈવિગેબલ'

**ન્યક્કાર** પુ૦ [સં] અપમાન

**ન્યગ્રોધ** પુ૦ [સં] વડ [સંખ્યા

**ન્યર્બુદ** ન૦ [સં] દશ અર્બુદ-અબજ જેવડી

**ન્યસ્ત** વિ૦ [સં] મૂકેલું (૨) ન્યાસ-થાપણ તરીકે મૂકેલું (૩) દોરેલું, ચીતરેલું

**ન્યા** (') પુ૦ (ચ) દેવતા, અગ્નિ

**ન્યાત** સ્ત્રી૦ [સં ज्ञाति] નાત, જ્ઞાતિ ૦જાત સ્ત્રી૦ ન્યાત અને જાત -તીલું વિ૦ ન્યાતનું (૨) ન૦ ન્યાતનું માણસ -તીલો પુ૦ ન્યાતનો માણસ -તું ન૦ સગપણ, નાતો

**ન્યામત** સ્ત્રી૦ [અ नअमत] ધનદોલત (૨) સુખ (૩) દુર્લભ ચીજ

**ન્યાય** પુ૦[સં]ઇનસાફ, ખરુ ખોટું તપાસીને ફેંસલો કરવો તે (૨) યોગ્યતા, વાજબીપણું (૩) ધારો, રિવાજ (૪) દૃષ્ટાંત, કહેવત ઉદા૦ કાકતાલીયન્યાય (૫) પ્રમાણ દ્વારા વસ્તુની

પરીક્ષા (૫) ન્યાયશાસ્ત્ર-દર્શન [–આપવો =ફેંસલો કરી આપવો (૨) કોઈ બાબતમાં તેને છાજતી રીતે વર્તવું, યોગ્યતાપૂર્વક અદા કરવું (અંગ્રેજી 'ગિવ જસ્ટિસ' પરથી) –કરવો=ખરું ખોટું કે યોગ્ય અયોગ્ય તપાસી આપવું –ચૂકવવો=ન્યાય કે ફેંસલો કરી આપવો –તોળવો=ખરું ખોટું કે યોગ્યાયોગ્ય બરોબર કસી જોવું—તપાસવું –મળવો=સાચો ઇન્સાફ થવો (૨) સાચા ખોટા કે યોગ્યાયોગ્યની બરોબર અને પૂરી તપાસ થવી –માગવો=ન્યાય મેળવવા માગણી કરવી (૨) દાદ સંભળાવવી.] ૦ખાતું ન૦ ઇન્સાફખાતું ૦દર્શન ન૦ ષડ્દર્શનમાંનું એક, ગૌતમ ઋષિએ પ્રવર્તાવેલું પ્રમાણશાસ્ત્ર ૦મંત્રી પું૦ ન્યાયખાતાનો મંત્રી ૦મંદિર ન૦ અદાલત, કચેરી, 'હાઈકોર્ટ'. ૦વૃત્તિ સ્ત્રી૦ ન્યાય તોળવાની દાનત (૨) ન્યાયપૂર્વક વર્તવું તે ૦શાસ્ત્ર ન૦ જુઓ ન્યાયદર્શન ૦શ્રેણિ(–ણી) સ્ત્રી૦ ન્યાયપરંપરા (૨) 'સોરાઈટીસ' (ન્યાય.) ૦સભા સ્ત્રી૦ કચેરી, અદાલત (૨) 'અપીલેટ-સુપ્રીમ કોર્ટ'. –યાધિકારી, –યાધીશ પું૦ [+અધિકારી, +અધીશ] ન્યાય આપનાર અમલદાર, જજ. –યાધીશી સ્ત્રી૦ ન્યાયમંદિર –યાસન ન૦ [+આસન] ન્યાયાધીશને બેસવાનું સ્થાન –યી,–ય્ય વિ૦ બરાબર ન્યાય આપે એવું (૨) વાજબી ન્યાય-પુરઃસર

**ન્યારું** વિ૦ [સર૦ हिं.,म न्यारा, सं न-अन्यतर પરથી?] જુદું (૨) અજાયબ

**ન્યાલ** વિ૦ [જુઓ નિહાલ] કૃતાર્થ (૨) પૈસાદાર

**ન્યાળવું** (ન્યા') સ૦ક્રિ૦ જુઓ નિહાળવું (પ)

**ન્યાસ** પું૦ [સં] મૂકવું તે (૨) ચિહ્ન (૩) વિશ્વાસ ઉપર સાચવવા આપવું તે, થાપણ (૪) ત્યાગ (૫) મંત્ર અને વિધિ સહિત શરીરનાં જુદાં જુદાં અંગોને દેવતાઓને સોંપવાં તે – એક ધર્મવિધિ ૦સ્વર પું૦ (સંગીત) ગીતની સમાપ્તિનો સ્વર

**ન્યાં** (') અ૦ (કા.) ત્યાં

**ન્યૂન** વિ૦ [સં] ઓછું, ઊણું (૨) સ્ત્રી૦(પ) ન્યૂનતા. ૦તા સ્ત્રી૦ ૦નિગમન ન૦ અવયવો કરતા ન્યૂન પ્રદેશવાળું નિગમન (ન્યા.) ૦પણું ન૦ ૦સ્વેદ પું૦ એક રોગ

**ન્યૂનાધિક** વિ૦ [સં] ઓછુંવત્તું

**ન્યૂસપેપર** ન૦ [इं.] વર્તમાનપત્ર, છાપું

**ન્યોછાવર** વિ૦ [हिं] કુરબાન કરેલું; ખેરાત (૨) ન૦ (પુષ્ટિમાર્ગમાં) ભેટ

# પ

**પ** પું૦ [સં] પહેલો ઓષ્ઠ્ય વ્યંજન (૨) સંગીતમાં પંચમ સ્વરની સંજ્ઞા (૩) ઉપપદ સમાસમાં 'પા'નો આદેશ જેમ કે મધુપ; ભૂપ (૪) સ્ત્રી૦ [सं. त्व; प्रा. प्प, प] વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવતો પ્રત્યય. ઉદા૦ મોટપ, ઊણપ ૦કાર પું૦ પ અક્ષર કે ઉચ્ચાર. ૦કારાંત વિ૦ છેડે પકારવાળું

**પઈ** સ્ત્રી૦ [જુઓ પાઈ] છાપખાનામાં નકામા થયેલાં બીબાં

**પકડ** સ્ત્રી૦ ['પકડવું' પરથી] પકડવું તે (૨) પકડવાની શક્તિ કે તેનો લાગ કે દાવ (૩) પકડવાનું એક ઓજાર [–આવવી=બરોબર પકડવા માટે લાગ ખાવો કે ફાવવું –પકડવી=છટકી ન જાય તે રીતે ઝાલવું પકડમાં લેવું=પકડ વડે ઝાલવું (૨) પકડ પકડવી] ૦દાવ પું૦ એક રમત. ૦હુકમ પું૦ જુઓ તેના ક્રમમાં

**પકડવું** સ૦ક્રિ૦ [सं. प्र+कल् પરથી? સર૦ हिं पकड़ना, म. पकडणें] ઝાલવું, ગ્રહવું (૨) ધારણ કરવું, ધરી રાખવું જેમ કે રંગ (૩) નાસતું કે છટકી જતું રોકવું (૪) ખોળી કાઢીને હાથ કરવું. જેમ કે ભૂલ પકડવી, ગુનેગારને પકડવો (૫) આકલન કરવું, મનથી પામવું. જેમ કે અર્થ પકડવો, વાત પકડવી (૬) કેદ કરવું (ગુનેગાર માનીને); 'એરેસ્ટ.' [પકડી પાડવું=આગળ હોય તેને પહોંચવું, તેની સાથે થઈ જવું (૨) શોધી કે ખોળી કાઢવું. પકડી રાખવું=પકડીને તેને ઝાલી રાખવું; છોડવું નહિ (૨) વળગી રહેવું. પકડી લેવું=ઊંચકી કે ઉપાડી લેવું

(૨) એકદમ પકડીને કબજે કરવું કે કેદ કરવું કે મનમાં ધારણ કરવું] ['વોરંટ'
**પકડહુકમ** પુ૦ પકડવાનો સરકારી હુકમ,
**પકડાપકડી** સ્ત્રી૦ ઉપરાઉપરી ધરપકડ
**પક(-કા)વવું** સ૦ ક્રિ૦ [अप० पकाव, सं पच्, पक्व – प्रा पक्क પરથી] રાંધવું (૨) માટી ઇ૦ના વાસણને પાકું કરવા ભઠ્ઠીમાં નાખી તપાવવું (૩) પાકે એમ કરવું
**પકાર, -રાન્ત** [सं] જુઓ 'પ'માં
**પકવાન** ન૦ જુઓ પકવાન્ન [-પાડવાં (-વું)= પકવાન તૈયાર કરવાં]
**પકવાસી** સ્ત્રી૦ [સર૦ म पक्काशी] મેડાનાં પાટિયાની નીચે રહેતી સાંધ પર જડાતી લાકડાની કે લોઢાની ચીપ (૨) સઘાડો, 'લેથ'
**પકવાસું** ન૦, **-સો** પુ૦[સર૦ हिं पकसाल] વાંસની કામડી (૨) છાપરાના સાકટા ઉપર જડવાની ચીપ (૩) જળોયું
**પકાવવું** સ૦ક્રિ૦ 'પાકવું'નું પ્રેરક, પકવવું
**પકોડી** સ્ત્રી૦ [પક્વ+વડી? સર૦ हिं पकौड़ी, म] તળેલી એક વાની
**પક્કું** વિ૦[दे पक्क=પહોંચેલું]માહિતગાર;છેતરાય નહિ તેવું (૨) ખરું (૩)[सं पक्व, प्रा पक्क] પૂરેપૂરું (૪) પાકું, દૃઢ (૫) ન ખોટાય એવી રીતે કરેલું — ઘીથી તળીને કે દૂધથી બાંધીને (રસોઈ ઇ૦) **-ક્કાઈ** સ્ત્રી૦ ખધાઈ, હુશ્યારી
**પક્વ** [सं] વિ૦ પાકું (૨) રંધાયેલું **૦તા** સ્ત્રી૦ **-ક્વાન્ન** ન૦ [+अन्न] તળીને બનાવેલી મીઠાઈ **-ક્વાશય** પુ૦,ન૦[+आशय] હોજરી
**પક્ષ** પુ૦ [सं] તરફેણ, બાજુ (૨) તડ, ભાગ (૩) તકરારના પક્ષની એક બાજુ(૪)પક્ષપાત (૫) પખવાડિયું (૬) સાધ્ય જેને વિષે સિદ્ધ કરવાનું હોય તે [ન્યા] (૭) સ્ત્રી૦ પાંખ [-કરવો, ખેંચવો, તાણવો = એક પક્ષની તરફેણ કરવી, પક્ષપાત કરવો -લેવો = કોઈ બાજુ કે મુદ્દાની વકીલાત - તરફેણ કરવી] **૦કાર** વિ૦ (૨) પુ૦પક્ષ કરનાર **૦ગત** વિ૦ પક્ષને લગતું **૦(-ક્ષા)ઘાત** પુ૦ અડધા અંગનું રહી જવું તે, લકવો. **૦ધર્મતા** સ્ત્રી૦ પક્ષ ઉપર સાધન-હેતુનું હોવું તે (ન્યા) **૦પદ** ન૦ નિગમનનું ઉદ્દેશપદ, 'માઇનોર ટર્મ' (ન્યા) **૦પાત** પુ૦ વગ, તરફદારી **૦પાતી** વિ૦ વગિયું, એકતરફી **૦મત** પુ૦ એક પક્ષનો અભિપ્રાય **૦મંત્ર** પુ૦ પક્ષવાદ, વકીલાત **૦મંત્રી** પુ૦ વકીલ **૦રાગ** પુ૦ એક પક્ષ તરફ રાગ - આસક્તિ **૦વાદ** પું૦ વકીલાત(૨)એકતરફી નિવેદન - કથન **૦વાદી** પુ૦ વકીલ **-ક્ષાઘાત** પુ૦[+ आघात]લકવો. **-ક્ષાપક્ષ** પુ૦, **-ક્ષાપક્ષી** સ્ત્રી૦ પક્ષ પડી જવા તે, ભેદભાવની લાગણી (૨) તરફદારી, પક્ષપાત. **-ક્ષાભિમાન** ન૦ [+अभिमान] પક્ષનું અભિમાન **-ક્ષાભિમાની** વિ૦પક્ષાભિમાનવાળું **-ક્ષાંધ** વિ૦ [+अंध] પક્ષની બહાર ન જોઈ શકનારું **-ક્ષિણી** સ્ત્રી૦ પક્ષીની માદા **-ક્ષી** ન૦પંખી **-ક્ષીય** વિ૦ અમુક પક્ષનું **-ક્ષીરાજ** પુ૦ (સં) ગરુડ **-ક્ષોત્પાત** પુ૦ [+उत्पात] એક પક્ષ તરફ ઢળી પડ્યા વગર બન્ને પક્ષનો નભાવ કરવો તે
**પક્ષ્મ** ન૦ [सं] પાંપણ
**પખ** પુ૦ [सं पक्ष, प्रा पक्ख, સર૦ हिं] પક્ષ; તરફેણ **૦પખા** સ્ત્રી૦ પક્ષાપક્ષી
**પખાણ** અ૦ (સુ) પેઠે, જેમ
**પખ(-ગ)તું** વિ૦ પહોળું, મગતું, તંગ નહિ એવું
**પખપખા** સ્ત્રી૦ [જુઓ પખ]+ પક્ષાપક્ષી
**પખરાવું** અ૦ ક્રિ૦ પથરાવું, ફેલાવું
**પખવાજ** સ્ત્રી૦ [प्रा पक्खाउज्ज(सं पक्षातोद्य); સર૦ हिं पखावज, म] પખાજ, મૃદંગ જેવું એક વાદ્ય **-જી** પુ૦ તે વગાડનારો
**પખવાડિક** વિ૦ [જુઓ પખવાડું] પંદર દિવસે થતું, પખવાડિયાનું (૨) ન૦ પંદર દિવસે પ્રસિદ્ધ થતું છાપું
**પખવાડું (-ડિયું)** ન૦ [सं पक्ष+वारक, સર૦ हिं पखवाड़ा] પંદર દિવસનો કાળ, પક્ષ [પખવાડિયાં સેવાં = રોગે એક પખવાડિયું શમવું, અને બીજે પખવાડિયે વધવું તે]
**પખવાની** સ્ત્રી૦ કાનના વેહમાં ખોસાતી ભૂંગળી
**પખાજ** સ્ત્રી૦ [સર૦ हिं पखाउज] જુઓ પખવાજ **-જી** પુ૦ પખવાજી
**પખાલ** સ્ત્રી૦ [પય+ખાલ? સર૦ हिं, म,

[સં મી] પાણી ભરી લાવવાની ચામડાની ગૂણ કે થેલી [–જેવું = ભારે ફૂલેલું મોઢું (શરીર)] ૰ચી પું૰ પખાલવાળો, પખાલ વડે પાણી ભરી લાવનાર કે છાંટનાર. ૰ણુ સ્ત્રી૰ પખાલીની સ્ત્રી કે સ્ત્રી-પખાલચી. –લી પું૰ પખાલચી

પખાલ સ્ત્રી૰ [સં प्रक्षाल्य्, प्रा. पक्खाल] ફૂલ વગેરે ઉપાડી લઈ સંધ્યાકાળે દેવસ્થાન ધોવું તે (૨) પખાળવું તે; પ્રક્ષાલન [–કરવી = ફૂલ વગેરે ઉપાડી લઈ દેવસ્થાન ધોવું તે]

પખાળવું સ૰ ક્રિ૰ [સં प्र+क्षाल्य्, प्रा पक्खाल] પાણીથી ધોવું

પખિ(–સિ)યારું ન૰ ['પખ' 'પખુ' ઉપરથી] ખીલી ઘાલવાનું નાકું (ઘરેણામાં) (૨) ચણિયારું

પખું ન૰ [જુઓ પખ] પક્ષ (૨) ઓથ; તરફેણ

પખે અ૰ [સં. पक्ष, प्रा पक्खं ઉપરથી] સિવાય, પાખે

પખોડવું સ૰ ક્રિ૰ [प्रा. पक्खोड = ફેલાવવું; ખોળવું (૨) ઝાડીને પાડવું] + પહોળું કરવું (૨) પછાડવું

પગ પું૰ [દે. पगय = પગ] પ્રાણીનો ચાલવાનો અવયવ (તે આખો કે માત્ર ચાપવું યા ઘૂંટણ નીચેનો ભાગ પણ 'પગ' કહેવાય છે) (૨) [લા.] અવરજવર (૩) મૂળ [–આગળ ધરવો = આગળ જવું–વધવું. –આવવા = પગે ચાલવાની શક્તિ આવવી (૨) સ્વાશ્રયે નભવાની શક્તિ આવવી (૩) જતું રહેવું, અદૃશ્ય થવું. –ઉઠાવવા, ઉપાડવા = ઉતાવળે ચાલવું (૨) નીકળી જવું; ખસી જવું. –ઉપર પગ ચઢાવવા = આળસુપણે કે નફકરા થઈને બેસવું. –કરવા = જતા રહેવું; અદૃશ્ય થવું –કાઢવો = અવરજવર બંધ કરવો (૨) ચલણ બંધ કરવું (૩) દૂર કરવું, ખસેડવું (૪) ખસી જવું; છૂટા થવું –ઘાલવો = દાખલ થવું, વચ્ચે ઘૂસવું –ચલાવવા = ઉતાવળે ચાલવું –ચંપાવો = પગ ગંદામાં પડવો. –ચાલવા = પગમાં બળ હોવું. –ચાંપવા = પગચંપી કરવી –ચૂંથાવા = પગે ગોટલા બાઝવા –છૂટો કરવો = હરવું ફરવું, ચાલીને પગનો અકડાટ દૂર કરવો. –છૂટો થવો = હરવા ફરવાથી પગનો અકડાટ દૂર થવો. –જોઈને પાથરણું તાણવું = ગજા પ્રમાણે કામ કરવું. –ટકવો = નિરાંતે–સ્થિર કે કાયમ થવું. –ટકાવી રાખવો = આવવા જવા વગેરેનો સંબંધ ચાલુ રાખવો–નભાવવો (૨) ધીરું પડવું, સબૂરી રાખવી. –ટાળવા = પગ કાઢવો; અવરજવર કે ચલણ બંધ કરવું –ઠરવો = જુઓ 'પગ ટકવો' –ઠોકીને ઊભા રહેવું = મક્કમતાથી સામે થવા તૈયાર રહેવું. –ઢીલા પડવા = નાહિંમત–નિરુત્સાહ થઈ જવું. –તળે ઘસી નાખવું = વારંવાર અવરજવર કે પરિચયથી તુચ્છ ગણવું. –તળે ઘાલવું = દબાવી બેસવું (૨) કાબૂમાં લેવું. –તળે ચાંપવું = એડી નીચે દબાવવું, વશ કરવું –તળેની વાટ = જાણીતો રસ્તો. –તળે મોત હોવું = મોતને આવતા વાર ન લાગવી. –તળે બળતું હોવું = પોતાનામાં જ દોષ હોવો –તળે વાટી નાખવું = સુપરિચિત કરી લેવું (૨) તુચ્છ ગણવું. –તોડવા = નકામા આંટાફેરા કરવા. –તોડાવવા = પગચંપી કરાવવી (૨) નકામા ફેરા ખવરાવવા –થવા = શક્તિ-સમજ આવવા માંડવા (૨) ઊપડી જવું, જતા રહેવું. –થવો = પગ પેસવો, અવરજવર–પરિચય કે ચલણ થવાં –થાકવા = નિરુત્સાહ થઈ પડતું મૂકવું –ધોઈ પીવા = આભારી રહેવું, ઉપકાર માનવો –ધોઈને પીવા જેવું = પવિત્ર, પૂજ્ય. –ન ઊપડવા = સંકોચ થવો. –નીકળી જવો = અવરજવર–ચલણ બંધ થવાં –પર પગ ચડાવવા = જુઓ પગ ઉપર પગ ચડાવવા. –પર માથું મૂકવું = શરણે જવું; આશરો માગવો. –પાછા પડવા = હિંમત ન ચાલવી; આંચકો ખાવો –પાણી પાણી થઈ જવા = પગમાં ખૂબ અશક્તિ લાગવી, ઊભું ન રહેવાવું –પાતાળમાં હોવા, પેટમાં હોવા = બહાર ન દેખાય પણ કપટી–પહોંચેલ હોવું. –પેસવો = પ્રવેશ મળવો; ચલણ થવું.

-બાંધીને રહેવું=એક જગાએ ટકીને રહેવું -ભાગવા=પગ અશક્ત થવા, વચ-માંથી અટકી પડવું, નિરાશ થવું (૨) લંગડું કરવું, નાઉમેદ કરવું, હરાવવું -ભારે થવો =જતા સંકોચ થવો, જવાની હિંમત જતી રહેવી -માંડવો=ઠરીને ઊભા રહેવું (૨) આગળ ચાલવું (૩) પેસારો કરવો (૪) ધંધાની શરૂઆત કરવી -મોડવા=ભાંગી પાડવું, નાઉમેદ કરવું.-વધારવો=ઘૂસણ કે લાગવગ વધારવાં. -વળવો= ની તરફ જવું; જવાની વૃત્તિ થવી -વાળવો=આરામ લેવો; નિરાંતે થાક ખાવો -વાળી બેસવું=નિરાંતે આરામ લેવો. પગ કહ્યું કરતા નથી=અતિશય થાક લાગ્યો છે, આગળ જરા પણ વધી શકાય તેમ નથી પગથી તે માથા લગી=આખે શરીરે, હાડોહાડ પગની આગ માથે જવી= સર્વાંગે ક્રોધ વ્યાપવો પગની ચળ ભાગવી =ચાલવા ખાતર ચાલવું; નકામા આંટાફેરા કરવા પગનું આખું, પગનું ભાગેલું = ચાલવાની આળસ કે કંટાળાવાળું પગનું ખરું, સબધું, સબળું, સાજું =મજબૂત પગવાળું, ખૂબ ચાલી શકે તેવું -માં માથું મૂકવું=જુઓ પગ પર માથું મૂકવું પગે કરવું =જુઓ પગે બેસાડવું પગે કમાડ ઠેલવાં=પરોક્ષ રીતે, યુક્તિથી કામ સાધવું પગે કીડીઓ ચડવી=કામ કરતાં કંટાળો કે આળસ હોવાં પગે બેસાડવું =પગના ચાપા ઉપર બાળકને બેસાડવું પગે પડવું,=પગે લાગવું (૨) શરણે જવું પગે મેંદી મૂકી છે?=ચાલતાં
૫ કંટાળનારને કટાક્ષમાં પ્રશ્ન પગે લાગવું= ચરણમાં પડી નમસ્કાર કરવા (૨) માફી માગવી, કરગરવું 'પગે લાગ્યા'=હાર્યા! થાક્યા! કંટાળ્યા!] ૦ઉપાડો પુ૦ ઝપાટા બંધ ચાલવું તે ૦ચંપી સ્ત્રી૦ પગ દબાવવા તે ૦તોડ સ્ત્રી૦ નકામા આંટાફેરા ૦દોડ સ્ત્રી૦ પગનો શ્રમ ૦થિયું ન૦ [પગ+સ્થા (સં) ઉપરથી ?] ચડવા ઊતરવા માટે કે સીડીમાં પગ માંડવા જોગી કરાતી રચના ૦થી સ્ત્રી૦ [જુઓ પગથિયું] જુઓ પગરવટ (૨) માર્ગની બાજુએ રાહદારી માટે રાખેલો રસ્તો, 'ફૂટપાથ' ૦દંડી સ્ત્રી૦ [+દે દંડય, સર૦ हिं पगडंडी] પગથી, કેડી ૦દંડો પુ૦ [પગ+દંડો] ટેકા વગર થોડું ઘણું હરવું ફરવું તે (૨) ચોડાબણો મદદગાર (૩)[જુઓ પગદંડી] જંગલમાં પડેલી પગથી પગરસ્તો ૦પાળું વિ૦ [પગ+પળવું] પગે ચાલતું ૦પેસારો પુ૦ [પગ+પેસવું] પગ માંડવો-ઘૂસવું તે (૨) [લા] અવરજવર, પરિચય, લાગવગ [-કરવો=ઘૂસવું.] ૦ભર વિ૦ [પગ+ભરવું] બીજાના આશ્રય વગર ટકી રહે તેવું [-થવું =બીજાના આશ્રય વગર ટકી રહેવાય તેવા થવું]

પગ(-ઘ)ડબંદ(-ધ) પુ૦ [પાઘડી+બાંધવી, સર૦ म] પાઘડી બાંધનાર -દી(-ધી) સ્ત્રી૦ તેનો ધંધો

પગતું વિ૦ જુઓ પખતું, ખૂલતું

પગ(-ઠ,-૨)થાર પુ૦[प्रा पत्थार(सं प्रस्तार) =વિસ્તાર અથવા જુઓ પડથાર] (સીડીનાં) થોડાં પગથિયાં પછી આવતું પહોળું પગથિયું -રિયું ન૦ મોટું પહોળું પગથિયું

પગથિયું, પગથી, પગદંડી, -ડો, પગપાળું, પગપેસારો, પગભર જુઓ 'પગ'માં

પગર પુ૦ [सं प्रकर, प्रा पगर] ઢગલો (૨) ખળું કરવા કરેલો હૂંડાનો ઢગલો કે તે પર બળદ ફેરવવા તે (૩) [?] [ક] પરસેવો

પગરખું ન૦ [પગ+રક્ષવું] ખાસડું [(-ના) પગરખામાં પગ મૂકવો=-ની સરસાઈ કરવી, -ની બરાબરી કરવી]

પગરણ ન૦ [सं प्रकरण, प्रा ] સારું ટાણું (૨) આરંભ [(-નું) પગરણ કરવું, માંડવું= -ની શરૂઆત કરવી.] -ણિયું વિ૦ પગરણ વખતનું

પગરવ,-વો પુ૦ [પગ+રવ] પગનો-ચાલ-વાનો અવાજ (૨) [લા.] અવરઅવર

પગરવટ સ્ત્રી૦ [પગર+વાટવું અથવા પગ+ વાટવું અથવા પગ+વાટ] અવરજવરથી પડેલો શેરડો (૨) પગના પસારાની નિશાની.

-ટો પું૦ અવરજવર (પરિચયને કારણે) (૨) જુઓ પગરવટ

**પગરસ્તો** પું૦[પગ + રસ્તો] પગવાટ, પગપાળા ચાલવા માટેનો રસ્તો-કેડી

**પગલાં** ન૦બ૦વ૦ [પગ' ઉપરથી] દેવ સંત ઇ૦નાં પૂજા માટેનાં પગલા-તેનું પદક

**પગલી** સ્ત્રી૦ ['પગ' પરથી] પગલાની હાર-પંક્તિ (૨) નાના નાનાં પગલાં. [-માંડવી =(બાળકે) ધીરે ધીરે ચાલતા શીખવુ]

**પગલુછ(-સ)ણિયું** ન૦ [પગ + લૂછવું] પગ લૂછવા બારણા પર મુકાતી કાથી કે તારની બનાવટ

**પગલું** ન૦ ['પગ' ઉપરથી] પગના તળિયાની છાપ-આકૃતિ (૨) ડગલુ (૩) એક ઘરેણું (૪) [લા] ચાપતો ઉપાય [-કાઢવું=પગલાંના ચિહ્ન ઉપરથી ચોર વગેરેની ભાળ કાઢવી -ભરવું=ઇલાજ કરવો (૨) કાયદેસર ફરિયાદ કરવી (૩) કોઈ કામમા આગળ વધવુ પગલાં ઓળખવાં=પગલાની પરીક્ષા હોવી, પગલાં ઉપરથી સ્વભાવ-ચારિત્ર્યની કલ્પના કરવી (૨) પાછળ રહેલા ગુપ્ત હેતુની ખબર હોવી. પગલાં કરવાં, -થવાં= પધારવું, આવવુ. પગલે પગલે=બરાબર અનુકરણ કરીને, અનુસરીને.]

**પગવાટ** સ્ત્રી૦ [પગ + વાટ] પગથી (૨) સ્થળમાર્ગ, ખુશકી

**પગાર** પુ૦ [પો] વેતન; દરમાયો [-કરવો =પગાર ગણી આપવો (૨) પગાર ઠેરવવો -કરવું=ચૂકવવુ,ચૂકતુ કરવુ -ખાવો=પગાર લેવો, -ની નોકરીમા હોવુ. -ના બધાયેલા હોવુ -ચડવો=પગાર લેણો થવો-અપાયા વગર બાકી રહેવો. -ચૂકવવો=પગારની પૂરી રકમ આપી દેવી -ઠરાવવો=કામ બદલ કેટલો પગાર આપવો-લેવો તે નક્કી કરવુ -થવું=ચૂકતે થવુ. -થવો=વેતન મળવુ (૨) હિસાબ પ્રમાણે પગારની રકમ લેણી થવી (૩) પગાર નક્કી થવો -બાંધવો =પગાર ઠરાવવો -બંધ થવો=નોકરી છૂટી જવી.] ૦દાર વિ૦ પગાર લઈ ને કામ કરનારો; પગાર ખાનાર કે મેળવનાર. ૦પત્રક ન૦ પગારની આકારણીનું પત્રક

**પગી** પુ૦ ['પગ' ઉપરથી] પગલુ પારખી ચોરની ભાળ કાઢનાર (૨) ચોકિયાત

**પગેપડણું** (ગે.) ન૦ [પગ+પડવુ] સાસુ વગેરેને પગે પડતાં વહુએ મૂકેલી ભેટ

**પગેરુ** ન૦ ['પગ' ઉપરથી] ચોરનુ પગલું. [-કાઢવું=જુઓ પગલુ કાઢવું]

**પગેલાગણું** (ગે,) ન૦ [પગ+ લાગવું] નમસ્કાર (૨) જુઓ પગેપડણુ [લાલ કપડું

**પગો** પું૦ પૂતળી ભાતનું સ્ત્રીઓને પહેરવાનું

**પગોડા** ન૦ [પો] બૌદ્ધ મંદિર

**પઘડબંદ(-ધ)** પું૦,-દી(-ધી) સ્ત્રી૦ જુઓ 'પગડબંદ'મા

**પઘડું** ન૦ [સર૦ મ. पगडा वसणें, वसविणें] (કા) સોગટાબાજીમા દાવ આવતાં બેસતી સોગટી, પો (૨) તે દાવમા એક ઘર વધારાનું ચળાય છે તે [-બેસવું, -બેસાડવું]

**પચ** અ૦ [રવ૦ સર૦ सं पिच्य्, हिं पचकना; म पचकन] પચ એવો દબાવાનો પોચાપણાનો અવાજ. [-દઈને, લઈને = પચ અવાજની સાથે]

**પચક** અ૦[રવ૦] પચ એવા અવાજ સાથે(૨) જલદી,ઓચિંતુ. ૦ડી સ્ત્રી૦[સર૦ हिं. पचकना =પચ દઈને દબાવુ] નાની પિચકારી

**પચકણુ** વિ૦ [જુઓ પચ, સર૦ પોચકણુ] પોચું, ડરપોક

**પચખાણ** ન૦[सं. प्रत्याख्यान, प्रा. पच्चक्खाण] કશુંક ત્યાગવાનું વ્રત-પ્રતિજ્ઞા (જૈન)

**પચનક** ન૦ એક પક્ષીનું નામ

**પચપચ** અ૦ [રવ૦, સર૦ हिं ; म ](દબાયાથી પ્રવાહીનો અવાજ) ૦વું અ૦ ક્રિ૦ પચપચ અવાજ થવો (૨) પચપચુ થવું -ચુ વિ૦ [સર૦ हिं पचपचा] પચપચ થાય એવું ગદગદું

**પચરકવું** અ૦ ક્રિ૦ ['પચ' ઉપરથી; સર૦ प्रा. पच्चड] ધાર છૂટવી

**પચરકી** સ્ત્રી૦ [જુઓ પચરકવું] પાણીની શેડ. [-વાગવી=પાણીની સેડ છૂટવી.] -ક્યું વિ૦ પચરકે એવું ઢીલું. -કો પુ૦ પાણીની શેડ

પચરંગ, -ગિયુ, -ગી વિ૦ [પચ + રંગ] પાંચ રંગવાળુ (૨) વિવિધ વર્ણ કે જાતનું
પચવવુ સ૦ક્રિ૦ [સં पच्] હજમ કરવું, પચાવવું
પચવુ અ૦ ક્રિ૦ [સં पच् પરથી] હજમ થવું, જરવું (૨) અંદર સમાઈ કે મરી જવુ ઉદા૦ પાણી બધુ ત્યા પચી ગયુ (૩) અંદર મગ્ન, લીન કે ફસેલું હોવું ઉદા૦ 'પ્રીતે પચેલા અમો વ્રજવાસી', પ્રાણી પ્રપંચમાં શુ પચી રહ્યો? (૪) [લા.] હરામનું મળવું, નિરાતે ભોગવવાને માટે મળી જવું — પોતાનું થવું
પચારવુ સ૦ક્રિ૦ [પ્રા पच्चार] વારે વારે કહેવું; ટોકવું (૨) ટોણારૂપે કહી બતાવવું (૩) (સુ) નજર લાગે એમ ટોકવું
પચાવવું સ૦ ક્રિ૦ 'પચવુ'નું પ્રેરક, પાચન કરવું (૨) [લા] બરોબર ગ્રહણ કરી પોતાનું કરવું (૩) હરામનું લઈ લેવું; બથાવી પાડવુ [પચાવી પાડવુ = અનુચિત લઈ લેવું; દબાવી બેસવું]
પચાવ(-વો) પુ૦ ['પચવુ' ઉપરથી] પચવું તે
પચાસ વિ૦ [સં पंचाशत्, પ્રા पचास] '૫૦'
પચીશ(-સ) વિ૦ [સં पंचविंशति; અપ पचीस] '૨૫' -શી(-સી) સ્ત્રી૦ જુઓ પચ્ચીશી(-સી) [-પચીસી ઉડાવવી = ઉપહાસ કરવો; ફજેતી કરવી]
પચુસણ ન૦ + [જુઓ પર્યુષણ] પજુસણ
પચ્ચી સ્ત્રી૦ [મ, સર૦ પ્રા पच्चुत्त (સં प्रत्युप्त) = જડેલું] વીંટીમાં નંગ બેસાડવાનું કામ; -વાળુ ખીમચુ ૦ગર પુ૦ પચ્ચી કરનાર; જડિયો
પચ્ચીશી(-સી) સ્ત્રી૦ ['પચીસ' ઉપરથી] પચીશી, પચીસનો સમૂહ (૨) ૨૫ વર્ષોનો સમૂહ (૩) ઉંમરનાં પહેલાં ૨૫ વર્ષનો કાળ (ગધાપચીસી)
પચ્છમ વિ૦ [સં पश्चिम, પ્રા पच्छिम] + પશ્ચિમ (૨) પાછળનું ૦બુદ્ધિ, ૦બૂધિયુ વિ૦ જેને પાછળથી બુદ્ધિ સૂઝે તેવુ
પછડાવુ અ૦ક્રિ૦ ['પછાડવુ' ઉપરથી] અફળાવું, કુટાવુ -ટ પુ૦ પછડાવુ તે
પછતાવ(-ળ) સ્ત્રી૦ જુઓ પસ્તાવ(ળ)
પછવાડી અ૦ [સં पश्चात्, પ્રા पच्छा, શૌ पच्छादो પરથી] પછાડી; પાછળ -ડું વિ૦ [જુઓ 'પછવાડી', સર૦ હિં पिछवाड़ा, સર૦ फा पसवारा (पस = પાછળ + वारह = વાડો)] છેવાડું (૨) ન૦ પાછળનો ભાગ, પૂઠ (૩) છેડો. -ડે અ૦ પાછળ, પૂંઠે (૨) છેડે, અંતે [(-ની) પછવાડે પડવું, -મંડવું, લાગવું = -ની અંદર એક બનીને લાગવુ (૨) ચીડવવું, સતાવવું]
પછાટ(-ડ) સ્ત્રી૦ [જુઓ પછાડવુ] પછડાવુ તે, પછાડો [-ખાવી = પછડાવુ, ઊભેથી એકદમ નીચે પડવું]
પછાડવુ સ૦ ક્રિ૦ [સર૦ હિં. पछाड़ना, મ. पछाडणें, પખોડવુ; સર૦ પ્રા पच्छाडिद = ધોયેલું (સં प्रक्षालित?)] જોરથી અફાળવું - પટકવું (૨) હરાવવુ (જેમ કે કુસ્તીમાં)
પછાડી સ્ત્રી૦ [સર૦ હિં] ઘોડાના પાછલા પગ બાંધવાનું દોરડુ (૨) પછાડ (૩) અ૦ જુઓ પછવાડી. [(-ની) પછાડી પડવું, -લાગવું = જુઓ 'પછવાડે પડવુ']
પછાડું ન૦ જુઓ પછવાડુ, પાછળનો ભાગ
પછાડો પુ૦ પછાડ [પછાડા ખાવા, મારવા = ઉપરાઉપરી ઊંચેથી નીચે પછડાવું (૨) પ્રગટ ધમપછાડ કરવી, ફાંફાં મારવા]
પછાત વિ૦ [સં पश्चात् ઉપરથી] પાછળનું પાછળ રહી ગયેલું (૨) અ૦ પાછળ ૦વર્ગ પુ૦ સંસ્કારમાં પાછળ રહી ગયેલો લોકસમૂહ
પછી, -છે + અ૦ [સં पश्चात्, પ્રા पच्छा, અપ. पच्छइ, -ए] પાછળ, પાછળથી
પછીત સ્ત્રી૦ [પછી + ત (भित्ति સં ?)] ઘરની પાછલી ભીંત -તિયુ ન૦ પાજરીવાળા ગાડાનું પાછલુ પાટિયું
પછેડી સ્ત્રી૦ [સં प्रच्छद, પ્રા पच्छय, સર૦ હિં पिछौरी, સર૦ પ્રા पक्खोडिय = ઢાંક્યુ, ઓઢેલું] પિછોડી, ઓઢવાની જાડી ચાદર [પછેડીમાં પથરો લઈને કૂટવું = ગોળ ગોળ વાત કરવી (૨) યદ્વા તદ્વા બોલવું] ૦વા વિ૦ પછેડી જેટલું (દૂર) (૨) પછેડી પલળે તેટલો (વરસાદ) -ડો પુ૦ મોટી પછેડી (૨) સંતાનના જન્મ કે લગ્ન પ્રસંગે આપવામાં આવતું કીમતી વસ્ત્ર કે અવેજ

**પજવણી** સ્ત્રી૦, -ણું ન૦ ['પજવવું' ઉપરથી] પજવવું તે; હલાકી

**પજવવું** સ૦ ક્રિ૦ [सं. प्रज्वालय् ઉપરથી ?] ત્રાસ આપવો, હેરાન કરવું; સતાવવું [થવું

**પજળવું** અ૦ક્રિ૦ [प्रा पज्ज=પાવું] લદબદ-તર

**પજાવો** પુ૦ [फा] કુંભારની ભઠ્ઠી; નિમાડો

**પજુસણ** ન૦ [प्रा. प्रज्जु (-ज्जू )तण] પર્યુંષણ; ભગવાન મહાવીરની જયંતી સમયનું જૈન પર્વ (૨) શ્રાવણ વદ બારસથી ભાદરવા સુદ ચોથ સુધીના જૈનોના તહેવાર (બ૦વ૦માં)

**પટ** ન૦ [सं] વસ્ત્ર (૨) પુ૦ ખાના ચીતરેલું પાટિયું કે કપડું (શેતરંજ વગેરે રમવા માટે) (૩) પડદો. [-ખેંચવો, તાણવો, ભરવો= વચમાં પડદો કરવો.] (૪) નદીની પહોળાઈ (૫) વિસ્તાર (૬) સાંકડો અને લાંબો પટો (જમીનનો) (૭) ચીતરવા માટેનું પાટિયું કે કપડું, ફલક

**પટ** પુ૦ [सं पुट] પાસ, પુટ (૨) પાસ, અસર (૩) [રવ૦] અ૦ ઝટ (-દઈને, લઈને). [-આપવો, દેવો=પુટ-પાસ આપવો -બેસવો, લાગવો=રંગ લાગવો; અસર થવી.]

**પટક(ક,)** સ્ત્રી૦ પટકવું તે, ઝીક. ૦વું સ૦ક્રિ૦ [સર૦ हिं. पटकना, म पटकणें, રવ૦ પટ પરથી ?] પછાડવું દે કવું

**પટકાવવું** સ૦ક્રિ૦ [सं. पट ઉપરથી. સર૦ म. पटकाविणें]શોખથી પહેરવું(૨)'પટકવું'નું પ્રેરક

**પટકૂળ** ન૦ [सं. पट्टकूल] રેશમી વસ્ત્ર ઊંચી જાતનું સુંદર વસ્ત્ર [ફાગલો (૩) કાછો

**પટકો** પુ૦ [सं पट] લૂગડાનો ટૂંકો કકડો (૨)

**પટણી** વિ૦[सं पत्तन, प्रा. पट्टण પરથી] પાટણ ગામનું (૨) પુ૦,એક અટક

**પટપટ** અ૦ [રવ૦] જલદી (૨) સ્ત્રી૦ બોલ બોલ કરવું તે. ૦વું સ૦ક્રિ૦ પટપટ કરવી -ટાટ(-રો) પુ૦ પટપટ કરવી તે (૨) પટપટાવવું તે -ટાવવું સ૦ ક્રિ૦ પટપટ હલાવવું (પૂંછડી). -ટિયું વિ૦ લવરીખોર (૨) ન૦ લાકડાનું રમકડું (૩) હળમનું ટપટપિયું

**પટરાણી** સ્ત્રી૦ [सं. पट्ट +राणी] રાજાની મુખ્ય રાણી [પડળ (૩) રોગ; જથો

**પટલ** પું૦ [सं] પડદો; ઢાંકણ (૨) આંખનું

**પટલ** પું૦ [दे. पट्टइल] (ગ્રામ્ય) જુઓ પટેલ. -લાઈ સ્ત્રી૦ પટેલનો અધિકાર કે કામ; પટેલાઈ. -લાણી સ્ત્રી૦ પટેલની સ્ત્રી

**પટવારી** પુ૦ [हिं] તલાટી (૨) એક અટક

**પટવો** પુ૦ [સર૦ हिं ,म. पटवा, सं. पट्टिका-कार ?] રેશમની દોરીઓની ગૂંથણીનું અને સોનારૂપાના દાગીનાને ગાંઠવાનું કામ કરનારો

**પટહ** પુ૦ [सं.] પડઘમ (૨) નગારી

**પટંતર** ન૦, -રો પુ૦[सं. पट+अंतर]અંતર-પટ (૨) જુદાઈ

**પટા** પું૦બ૦વ૦ [सं पत्र=તરવારનું પાનું. સર૦ हिं ; म पटा=એક જાતની તલવાર] તરવાર કે લાકડીના દાવ [-ખેલવા, રમવા] ૦બાજ વિ૦ પટા ખેલી જાણનાર. ૦બાજી સ્ત્રી૦ પટાબાજપણું (૨) દાવપેચ

**પટાઈ** ન૦ એક પક્ષી

**પટાઉ** વિ૦ ['પટાવવું' ઉપરથી] પટાવી -ફોસલાવી જાય એવું

**પટાક** પુ૦ [सं पट्टक] ઘોડાનો તંગ

**પટાક** અ૦ [રવ૦] પટ (૨) તરત. [-દઈને, લઈને =એકદમ; તરત]. ૦ડી સ્ત્રી૦[રવ૦] ચપટી(૨)પિસ્તોલ -કો પુ૦ફટાકો(૨)તમાચ

**પટાટો** પુ૦ [સર૦ इं 'पोटेटो'] બટાકો

**પટાદાર** વિ૦ [પટો+દાર] પટાપટાવાળું (૨) પુ૦ પટેથી-અમુક વર્ષની બાંધણીથી (જમીન ઇ૦) રાખનાર (૩) જમીનદાર (૪) પટાવાળો. -રી સ્ત્રી૦ પટાદારપણું

**પટા(-ટો)પટ** અ૦ [રવ૦ પટ પરથી ?] એક પછી એક, જલદી, પટોપટ

**પટાપટી** સ્ત્રી૦ [રવ૦] બોલાબોલી (૨) ['પટો' ઉપરથી] આડાઅવળા લિસોટા

**પટામણી** સ્ત્રી૦ [જુઓ પટાવવું] ફોસલામણી. -ણું વિ૦ ફોસલાવનારું (૨) ન૦ પટામણી

**પટારી** સ્ત્રી૦ [સર हिं. पटार, पिटारा, म. पेटारा (सं पेटक, पिटक) दे. पट्टि=પેટ दे. पेड्डाल = પેટી] પેટી -રો પુ૦ મોટી પેટી

પટાવત પું૦ [પટો+સં वत्] રાજસેવા બજાવવા બદલ ગામગરાસનો પટો ધરાવનાર-ભોગવનાર

પટાવવું સ૦ક્રિ૦ [સં प्रतारय् ? કે સં पटु પરથી ?] ફોસલાવવું, યુક્તિપ્રયુક્તિથી સમજાવી લેવું-મનાવવું

પટાવાળો પું૦ [પટો+વાળો] નોકર; ચપરાસી

પટાંગણ ન૦ વિશાળ ચોગાન-ક્રીડાગણ

પટિયાં ન૦બ૦વ૦ ઓળીને પાડેલા સફાઈદાર વાળના પટા [-પાડવાં=વાળને એ ઢબે ઓળવા]

પટી(-ટ્ટી) સ્ત્રી૦ [પ્રા पट्टी (સં पट्ट)] પાતળી વસ્તુનો ચીપ જેવો લાંબો કટકો (૨) ગડગૂમડ કે કાગળ પર ચોડવાનો નાનો ટુકડો (૩) કેટલીક ક્રિયાના સૂચક નામ સાથે સમાસમાં આવતાં, તે 'વારવાર' 'સતત' કે વધારેપડતી કરવી એવો અર્થ ઊભો કરે છે ગોખણપટ્ટી, રખડપટ્ટી, હળમપટ્ટી [-ચોડવી, મારવી, લગાડવી (ગૂમડા વગેરે ઉપર) -પડવી=ફાવવું, ભારે ફાયદો થવો, કામ સાધવું -પાડવી=સમજાવીને લાભમાં ઉતારવું (૨) લાભ મેળવવામાં ફાવવું. -લગાડ(-વ)વી=ખુશામત કરવી (૨) લાગ સાધવો, ફાવવું]

પટુ વિ૦ [સં]ચાલાક ૦તાઈ સ્ત્રી૦, ૦તાવેડા પું૦બ૦વ૦ પટુતાપણું ૦ડું વિ૦ મીઠું મીઠું બોલી રંજિત કરનાર, પટાઉ ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦ ચાલાકી, હોશિયારી

પટુઈ સ્ત્રી૦ (કા) ઘોડીની એક જાત

પટેલ પું૦ [દે पट्टइल] અમુક જથ્થાનો કે સંઘનો વડો (૨) ગામનો મુખી (૩) પાટીદાર (૪) (ચ) પટલ, જમાઈ (૫) એક અટક -લાઈ, -લી સ્ત્રી૦ પટલાઈ -લિયો પું૦ પટેલ ૧,૨,૩, જુઓ

પટો(-ટ્ટો) પું૦ [સં पट्ट] સનદ, દસ્તાવેજ (૨) લૂગડાનો કે ચામડાનો (કે બીજા કોઈનો) લાંબો ચીરો (૩) કમરબંધ (૪) રંગનો લાંબો પટ્ટો-લીટો (૫) ચપરાસની નિશાની તરીકે રાખવાનો પટો [પટા પાડવા=પટાનો આકાર કરવો પટો મૂકવો=દોર પર રેશમી કે કસબી પટ્ટી સીવવી કે રંગનો પટો કરવો -કરી આપવો=દસ્તાવેજ કરી આપવો; કરારપત્ર લખી આપવું પટે લેવું=અમુક મુદતનો કે અમુક ભાડાનો કરાર કરીને વાપરવા લેવું.]

પટોધર વિ૦ [પટ્ટ+ધૃ સં] સ્ત્રી૦ + પટરાણી

પટોપટ અ૦ [રવ૦] પટાપટ, ઝટ ઝટ

પટોળ ન૦ [સં पटोल] એક ઔષધિ

પટોળી સ્ત્રી૦, -ળું ન૦ [સં पटोल] એક જાતનું રેશમી કપડું [મુખ્ય

પટ્ટ ન૦ [સં] રાજગાદી, સિંહાસન (૨) વિ૦

પટ્ટણ,-ન [મ] ન૦ શહેર, પત્તન

પટ્ટાભિષેક પું૦ [સં] રાજ્યાભિષેક

પટ્ટાળું વિ૦ ['પટ્ટો' ઉપરથી] પટ્ટાવાળું

પટ્ટી સ્ત્રી૦ જુઓ પટી [-પાડવી=સમજાવીને કામ કાઢવું-લાભ સાધવો -લગાડ(-વ)વી=કામ કાઢી લેવા ખુશામત કરવી (૨) ફાવવું; લાગ સાધવો]

પટ્ટિ(-ટ્ટી)શ(-સ) ન૦[સં]એક જાતનું પ્રાચીન હથિયાર

પટ્ટુ પું૦, ન૦ [સર૦ હિં]ઊનનું એક જાતનું વસ્ત્ર

પટ્ટો પું૦ જુઓ પટો

પઠણ ન૦+[જુઓ પરઠણ] પરઠણ, કબૂલાત

પઠન ન૦[સં] ભણતર -વું સ૦ક્રિ૦ [સં पठ्] પાઠ કરવો, વાંચવું, ભણવું

પઠાણ પું૦ [પશ્તો૦ પુખ્તાન=પશ્તો બોલનાર] એ નામની મુસલમાન જાતનો આદમી. -ણી વિ૦ પઠાણને લગતું [-વ્યાજ ન૦ પઠાણો લે છે તેવું અત્યંત આકરું વ્યાજ -ચપલ પું૦, સ્ત્રી૦ ચપલની એક જાત]

પઠાણ પું૦ [સં पृष्ठ, પ્રા पट्ठ=પીઠ] વહાણની પીઠ (૨) નમતાં પીઢિયાંને ટેકો દેવા આડો નખાતો મોભ (૩) [પ્રા पट्ठ (સં प्रष्ठ)=અગ્રગામી, મુખિયો, નિપુણ] ખલાસીઓનો નાયક

પઠિત વિ૦ [સં] પઠાયેલું, પઢાયેલું

પઠે, ૦મ અ૦+જુઓ પેઠે(૫) [વાન, પરિપુષ્ટ

પઠું વિ૦ [સં पुष्ट, પ્રા पुट्ठ] અલમસ્ત, પહેલ-

પડ ન૦ [પ્રા पड (સં पट)] થર (૨) ઢાંકણ, આચ્છાદન (૩) ગડી (૪) પડિયું

પડ- [સં. પ્રતિ, પ્રા. पडि] 'પ્રતિ'ના અર્થમાં આવતો ઉપસર્ગ. ઉદા૦ પડઉત્તર

**પડઉત્તર** પું૦, ન૦ [પ્રા. पडिउत्तर, સં.प्रत्युत्तर] પ્રત્યુત્તર, જવાબનો જવાબ

**પડ(-ડિ)કમણું** ન૦ [प्रा पडिक्कमण (सं प्रतिक्रमण)] પાપની માફીની પ્રાર્થના જૈનો આચાર્ય પાસે ભણી જાય છે તે વિધિ

**પડ(-ડિ)કમવું** અ૰ક્રિ૦ [सं प्रतिक्रम्, प्रा. पडिकम] પડકમણું કરવું

**પડકાર(-રો)** પું૦[प्रा. पडिआर, सं प्रतिकार] મોટેથી સંબોધન (૨) આહ્વાન ૦વું સ૰ક્રિ૦ પડકાર કરવો, સામે આવી જવાનું કહેવું. પ્રેરવું, ઉશ્કેરવું [+ ईक्ष्)] વાટ જોવી

**પડખવું** અ૦ક્રિ૦ + [प्रा पडिक्ख (सं प्रति

**પડખુ** ન૦ [જુઓ પખું] પાસુ (૨) પક્ષ (૩) મદદ [**પડખાં ઊંચકવાં**=નિંદા કરવી. **પડખાં જોવાં**=પરીક્ષા કરવી, તપાસવું. **પડખાં સેવવાં**=હૂંફ, આશ્રય કે તાબેદારીમા રહેવું. **પડખે રહેવું**=પક્ષમાં- મદદમા રહેવું ] -ખિયું વિ૦ (૨) ન૦ પડખે રહેનાર, સોબતી

**પડગી(-ઘી)** સ્ત્રી૦ [સર૦ म ] વાસણની કે લાડુની બેસણી (૨) છોડ કે વૃક્ષના મૂળની ફરતે કરેલી પાળ કે ઓટલી [-પાડવી=ચપટ બેસણી થાય તે માટે ધબ પડે તેમ પછાડવું ]

**પડગોરવ** ન૦ [પડ+ગોરવ] ગોરવના બદલામા આપેલું સામું જમણ

**પડઘમ** સ્ત્રી૦ [સર૦ म , प्रा. पडह (सं पटह)? સં. પ્રઘણ=તાંબાનું વાસણ પરથી ?] ઢોલ જેવું વાદ્ય (૨) [सं प्रघण=તાંબાનું વાસણ] તાંબાનું મધ્યમ કદનું નળાકાર વાસણ ૦ચી પું૦ પડઘમ વગાડનાર

**પડઘી** સ્ત્રી૦ જુઓ પડગી (૨) જુઓ પડઘો

**પડઘો** [सं प्रति (प्रा पडि)+घोष કે સં.प्रतिग्रह, प्रा पडिग्गह?] -છંદ(-દો) પું૦ [सं प्रतिच्छन्द (प्रा. पडिच्छद)] સામો અવાજ; પ્રતિઘોષ, પરછંદો [**પડઘો પડવો**=સામો અવાજ થવો (૨) સામો જવાબ મળવો. -પાડવો=ડંકો વગાડવો, નામ કરવું. -વાગવો=પડઘાનો અવાજ થવો ]

**પડછાતી** સ્ત્રી૦ [પડ+છાતી] ઘોડાની છાતીના રક્ષણ માટે હાંસડીની નીચે મૂકવામા આવતી પડછીની ગાદી

**પડછાયો** પું૦ [प्रा, पडिच्छाया(सं प्रतिच्छाया)] ઓળો (૨) પ્રતિબિંબ. [-પડવો]

**પડછી** સ્ત્રી૦[सं प्रतिच्छदन, प्रा. पडिच्छयण?] એક જાતનું ઊની કાપડ; નમદો

**પડછુ** ન૦ [જુઓ પડછી] પાંદડું, શેરડીની ટોચ ઉપરનું આચ્છાદન

**પડછો** પું૦ [सं प्रतिच्छंद, प्रा प्रडिच्छद] પડછાયો (૨) સરખામણી [**પડછો ન લેવો**= પાસે ન જવું **પડછે મૂકવું**, નાખવું= મુકાબલો કરવો; સરખાવવું ]

**પડજીભ** સ્ત્રી૦ [પડ+જીભ] ગળાનો કાકડો

**પડણુ** ન૦ [सं पतन, प्रा. पडण] નમસ્કાર

**પડતર** વિ૦ ['પડવું' ઉપરથી] નફો ચડાવ્યા વિનાનું (૨) ખેડ્યા વિનાનું (૩) વેચાયા વગર પડી રહેલું (૪) ખુલ્લું, ઇમારત વિનાનું

**પડતલી** સ્ત્રી૦[સર૦ हिं परतल=ઘોડા ઉપરની ગૂણ] ગડાકુ ભરવાની ચામડાની કોથળી

**પડતાળવું** સ૰ક્રિ૦ [સર૦ म. पडताळणें (सं. प्रति+ताडन)] ખોદીને તળે ઉપર કરવું (૨) પછાડવું (૩) [સર૦ हिं पडतालना (सं परितुलना)] સરખાવવું

**પડતાળી** સ્ત્રી૦ +[જુઓ પતરાળી] પતરાળું

**પડતાળો** પું૦[सं प्र+तड्]ઉપરાઉપરી માગણી

**પડતી** સ્ત્રી૦ પતન, અવદશા; પડન (૨) વિ૦ સ્ત્રી૦ પડતું [-રાત=પાછલી રાત ]

**પડતું** વિ૦['પડવું' ઉપરથી] 'પડવું' નું વ૰કૃ૦. [**પડતો બોલ ઝીલવો**=બોલે કે તરત તેનું પાલન કરવું, હજુ બોલી પણ ન રહે ત્યાર પહેલા તે કામ કરી દેવું](૨)નબળું ,માઠું ઉદા૦ પડતા દહાડા, પડતી દશા (૩) 'તે તરફ જતું-ઝૂકતું' એ અર્થમા શબ્દની સાથે. ઉદા૦ વધારે પડતું, પીળાશ પડતું(૪)ન૦ભૂસકો [-મૂકવું =ભૂસકો મારવો. -નાખવું=જોરથી પડવું ] -તો પું૦ ભૂસકો

**પડ(-ર)થાર** પું૦ નીચી પહોળી ઓટલી (૨)

સીડી ઇ૦માં વચ્ચે વચ્ચે વિસામાને માટે રાખેલું પહોળું પગથિયું (૩) છાબ ધ ભીંયતળિયું
**પડદી** સ્ત્રી૦ [જુઓ 'પડદો'] નાનો પડદો (૨) બિલ્લાનો કે પાટિયાનો આંતરો
**પડદુ** ન૦ લૂગડે બાંધેલું ઘાસ
**પડ(-ર)દો** પુ૦ [જુઓ પરદો] આંતરો (૨) કાનનો ઢોલ (૩) ઓઝલ (૪) ગુપ્ત વાત (૫) અંગરખાનો પડદો (૬) તંતુવાદ્ય પર સ્વરોનાં સ્થાન બતાવવા બંધાતો આંતરો [-કાઢવો, કાઢી નાખવો=ઓઝલના રિવાજનો ત્યાગ કરવો -ઉઘાડવો, ખોલવો=ખુલ્લું કરવું; અંતરપટ દૂર કરી મનની વાત કરવી -પાડવો =(નાટકમાં) એક દૃશ્ય પૂરું થતાં રંગભૂમિ ઉપર પડદો ઉતારવો (૨) કોઈ વાતની ચર્ચાને ઢાંકી દેવી (૩) ઢાંકપિછોડો કરવો (૪) અમુક વખત સુધી મોકૂફ રાખવું -પાળવો = ઓઝલનો રિવાજ પાળવો -રાખવો=પડદો પાળવો (૨) અંતરની વાત ન કહેવી, ભેદભાવ રાખવો -ફૂટી જવો=ભેદ ખૂલી જવો, છૂપી વાત જાહેર થઈ જવી -દેનશીન,-દેપોશ વિ૦ પડદા - ઓઝલમાં રહેનારું
**પડધારા** સ્ત્રી૦ ['ધાર'=બાજુ ઉપરથી] (કા) ડુંગરની બાજુ [પડતી
**પડન** ન૦ [સં पतन, प्रा पडण] પડવું તે, પતન,
**પડપડ** અ૦ [રવ૦] ૦વું અ૦ક્રિ૦ પડપડ અવાજ કરવો -ાટ પુ૦ પડપડ અવાજ (૨) પપડાટ -ડિયાં ન૦બ૦વ૦ પાતળા ઝાડાથી થતો અવાજ [-બોલવાં=અતિસારથી પીડાવું (૨) [લા] ખૂબ અશક્ત થઈ જવું] -ડી સ્ત્રી૦ દોટ [-મૂકવી=દોટ મૂકવી]
**પડપુ** ન૦ ['પડ' ઉપરથી] અત્યંત શુષ્ક પદાર્થ
**પડપૂછ** સ્ત્રી૦ [સં प्रतिपृच्छा, प्रा पडिपुच्छा] પૂછપરછ
**પડભીંત** સ્ત્રી૦ [પડ + ભીંત] એક ભીંત ચણીને અંતર મૂકી ચણેલી બીજી ભીંત. -તિયું ન૦ આગળ ભીંત ચણી લઈ પાછળ રાખેલો ગુપ્ત ખંડ (૨) સચ (૩) વિ૦ ભીંત અને પડભીંતની વચ્ચેના ગાળાનું
**પડવંડું** વિ૦+ [સં प्रति+विवृत, प्रा पडि +विअड?] સ્પષ્ટ
**પડવા(-વૈ)યો** પુ૦ [સં प्रतिपाद, प्रा' पडिपाय] પાયા તળે મૂકવાનો લાકડાનો કકડો
**પડવાત** પુ૦ [સં पट+वात] ધાન ઊપણવા માટે પિછોડીની ઝાપટનો વાયુ
**પડવુ** અ૦ક્રિ૦ [સં पत्, प्रा पड] પતન થવું; નીચે ગરવું કે ગબડવું - ગતિ થવી (૨) જવું, પળવું જેમ કે, આગળ પડવું, રસ્તે પડવું (૩) થવું, બનવું, નીપજવું જેમ કે સમજ, કામ, ખપ, શ્રમ, દુઃખ, મહેનત, ચેન ઇ૦ પડવું ઘા, ચીરો, માર ઇ૦ પડવું ટાઢ, તાપ, તાણ વરસાદ ઇ૦ પડવું (૪) મુકામ કરવો, પડાવ નાખવો, ઊતરવું (૫) લાંબા થવું, સૂવું (૬) કિંમત બેસવી; મૂલ્ય હોવું, વ્યાજ કે ભાડું હોવું (૭) લાગવું, પ્રતીત થવું, અનુભવમાં આવવું. જેમ કે તંગ, ઢીલું, વાયડું, ગરમ ઇ૦ પડવું સારું નઠારું, ઓછું વત્તું, ઇ૦ પડવું (૮) કશામાં પેદા થવું, નીપજવું. જેમ કે ઇયળ, જીવાત પડવી (૯) -મા મંડવું - તલ્લીન થવું (૧૦) ભ્રષ્ટ થવું પતિત થવું (૧૧) હારવું, જિતાવું; યુદ્ધમાં મરવું, જેમ કે કિલ્લો પડ્યો (૧૨) હાજરીની ગણતરીમાંથી રહી જવું, ગેરહાજરી ગણાવી જેમ કે નિશાળ પડવી, દિવસ પડવો (૧૩) અન્ય ક્રિયાપદના સામાન્ય કૃ૦ના રૂપ જોડે લાગતાં આવશ્યકતા, લાચારી કે ફરજનો ભાવ ઉમેરે છે ઉદા૦ જવું પડશે અથવા તેના અ૦ કૃ૦ જોડે લાગતાં અણધાર્યાપણાનો ભાવ દર્શાવે છે ઉદા૦ તે જઈ પડ્યો, દુઃખ આવી પડ્યું અથવા તે ક્રિયા બરોબર થઈ જવાનો ભાવ બતાવે છે ઉદા૦ મરી પડવું, બેસી પડવું [પડતો બોલ=જુઓ 'પડવું'માં પડ્યા ઉપર પાટું=પડેલાને - મરેલાને (મારવું), દાઝ્યા ઉપર ડામ (દેવો) પડ્યું ઊઠવું =સૂતેલા - ભાગી પડેલા - ફરી જાગવું કે ટટાર થવું પડી ભાગવું'=ન ચાલવું, બંધ પડવું (ધંધા વગેરેનું) પડી મૂકવું=છાંડવું; જવા દેવું પડી રહેવું=સૂઈ રહેવું, આળસુની પેઠે નિષ્ક્રિય રહેવું (૨) ઉપયોગમાં આવ્યા વિના બાકી રહેવું, પડતર રહેવું]

પડવો પુ૦ [सं प्रतिपद्, प्रा पडिवई, –या] પખવાડિયાની પહેલી તિથિ, પ્રતિપદા

પડ(–ર)સાળ સ્ત્રી૦ [प्रा पडिसाल (सं. प्रतिशाला)] ઘરનો આગલો ખંડ

પડ(–ર)સૂદી સ્ત્રી૦ [सं. प्रतिशुद्ध, पडिशुद्ध પરથી ?] પસૂદી, ઘઉંનો ધોળો લોટ, મેંદો

પડહ પું૦ [प्रा] + પટહ

પડળ ન૦[सं पटल, प्रा. पडल] આંખને છાવરી લેતું પડ–છારી [–આવવાં, ફરી વળવાં =આંખ ઉપર છારી આવવી (૨) બરાબર ન દેખાવું–સમજાવું –ઉતરાવવાં, કઢાવવાં= આંખ ઉપરની છારી દૂર કરાવવી (૨) ભાન ઠેકાણે લાવવું; સમજાવવું.]

પડા પુ૦ બ૦વ૦ થાપા; હાથા

પડાઈ સ્ત્રી૦ [प्रा पडाइया(सं पताका)] નાની ધજા (૨) (કા) પતંગ

પડાઉ વિ૦ ['પડવું', 'પડાવવું' ઉપરથી] પડાવી લીધેલું (૨) વેચાયા વગર પડી રહેલું (૩) ન૦ નાનું વહાણ

પડાક અ૦ [રવ૦] એકદમ, પટાક. (–દઈને, [લઈને)

પડા(–ડી)દાર પુ૦ [પડો + દાર] દાંડી પીટનાર

પડાપડ(–ડી) સ્ત્રી૦ ['પડવું' ઉપરથી] સ્પર્ધાથી ધસવું તે, ઉપરાઉપરી પડવું તે [અભિમાન

પડારો પું૦['પડો' ઉપરથી?](કા) વડાઈ, શેખી,

પડાવ પું૦ [સર૦ म, हिं, 'પડવું' ઉપરથી] મુકામ, છાવણી. [–નાખવો=મુકામ કરવો, પડવું]

પડાવવું સ૦ક્રિ૦ 'પડવું' 'પાડવું'નું પ્રેરક (૨) ઝૂટવી–છીનવી લેવું, મરજી વિરુદ્ધ લેવું–મેળવવું

પડાળ ન૦ [(ળ,) સ્ત્રી૦ (ચ)] છાપરાના બે ઢોળાવમાંનો એક

પડાળી સ્ત્રી૦ [दे ण्डाली] અડાળી

પડિકમણું ન૦ જુઓ પડકમણું

પડિયાણું વિ૦ ['પડવું' ઉપરથી] પડતર

પડિયું ન૦ ['પડ' ઉપરથી] માટીનું પડ

પડિયો પુ૦ [सं. पुट प्रा पुड=પાંદડાંનું પાત્ર] પાંદડાંનો વાટકો, દડિયો

પડી સ્ત્રી૦ [જુઓ પડીકી] નાનું પડીકું (૨) જુઓ પડો–ઢોલ

પડીકી સ્ત્રી૦ [सं पुटिका, प्रा. पुडिया] પડી; નાનું પડીકું. (૨) દવાની પડી – નાનું પડીકું. [–લખી આપવી, લખાવવી=દવાની પડીકીનો નુસખો લખી આપવો કે લખાવવો.]

પડીકું ન૦ [જુઓ પડીકી] –વસ્તુને પાન કે કાગળમાં લપેટીને ઝીણી પોટકી જેવું કરેલું બાંધણ (૨) દવાની પડીકી. [–વાળવું.]

પડીદાર પું૦ [પડી + દાર] પડી–ઢોલ પીટનાર

પડીપથારી સ્ત્રી૦ [પડવું + પથારી] ધામો; પડ્યોપાથર્યો વાસ કે પડાવ

પડો પું૦ [सं. पुट, प्रा पुड, સર૦ हिं. पडा] મોટું પડીકું કે ઝૂડો (૨) [सं पटह, प्रा. पडह] ઢોલ (૩) ઢંઢેરો [–વગ(–જ)ડાવવો =ઢોલ વગાડાવી લોકોમાં જાહેર કરવું]

પડોપાંદડી સ્ત્રી૦ [સર૦ हिं पानडी] એક જાતની વનસ્પતિ

પડોશ પું૦ [જુઓ પાડોશ, સર૦ हिं, म. पडोसा] જુઓ પાડોશ. ૦ણ સ્ત્રી૦ જુઓ પાડોશણ. –શી પુ૦ જુઓ પાડોશી

પડ્યુંપાથર્યું વિ૦ [પડવું + પાથર્યું] ધામો નાખીને પડેલું, નિરાંત કરીને રહેલું

પઢ પુ૦ વડો ભેરુ, આગેવાન (રમતમાં)

પઢતમૂર્ખ વિ૦ [म; પઢત (પઢવું)] ભણેલું પણ મૂર્ખ – વ્યવહારજ્ઞાનશૂન્ય

પઢવું સ૦ક્રિ૦ [सं पठ्; प्रा पढ] ભણવું

પઢિયાર પુ૦ [सं प्रतिहार, प्रा पडिहार] પ્રતિહાર (૨) એક અટક

પણ ન૦[सं]પ્રતિજ્ઞા, ટેક, વચન, નેમ (૨)શરત, હોડ (૩) પુ૦ એક પ્રાચીન સિક્કો [–લેવું, મૂકવું=પ્રતિજ્ઞા કરવી]

પણ અ૦ [सं पुनर्, प्रा पुण, સર૦ हिं पन] પરંતુ (વિરોધવાચક ઉભયાન્વયી) (૨) વળી; ઉપરાંત, સુધ્ધાં (૩)ન૦[જુઓ પણું] સામાન્ય ક્રિ૦ કે નામ યા વિ૦ પરથી ભાવવાચક ન૦ બનાવતો પ્રત્યય ઉદા૦ ગાંડપણ, બાળપણ

પણ(–ન)ઘટ પું૦ [સર૦ हिं पनघट, પાણી + ઘાટ] પાણીનો ઘાટ, જળાશય

પણછ સ્ત્રી૦ [सं. प्रत्यंचा; प्रा पडंचा, दे पडंसुआ] ધનુષની દોરી

પણુતર ન૰ (સુ) જુઓ પરણેતર

પણુવ પુ૰ [સં] એક જાતનું વાજિંત્ર, નગારુ નાનું

પણી સ્ત્રી૰ ભાજીની ઝૂડી

પણુ ન૰ [સં ત્વ; અપ પ્પણ,-ણુ હિં પન, મ પણ,-णा] જુઓ 'પણ' અ૰ મા (૩) ઉદા૰ માણસપણુ, સારાપણુ, કહેવાપણુ

પણે (પ') અ૰ પેલે ઠેકાણે

પણો પુ૰ [દે પણય=કાદવ?] રેતી અને ધૂળવાળો દડ

પણ્ય+,-ણ્ય [સં] ન૰ વેચવાની ચીજ, વેપારી માલ – વસ્તુ

પત પુ૰ [સર૰ હિં] (પ) પતિ

પત કરવુ [સર૰ મ पतकरणें] ગણવુ, માન રાખવુ (૨) ગાઠવું, માનવુ

પત (,) સ્ત્રી૰, ન૰ ['રક્તપિત્ત' પરથી ટૂંકુ ?] ગળતો કોઢ

પત (ત,) સ્ત્રી૰ [સં प्रत्यय, प्रा पत्तिअ, સર૰ હિં, મ] આબરૂ–ટેક (૨) વિશ્વાસ [–કરવી= વિશ્વાસ કરવો –ખોવી, જવી = શાખ આબરૂ જવી –રાખવી=ટેક આબરૂ જાળવવાં]

પતકાળું ન૰ ઠાણુ

પતજડી સ્ત્રી૰ [પત (પત્ર) + જડી ('ઝાડવું' ઉપરથી) સર૰ હિં पतझड] પાનખર ઋતુ

પતન ન૰ [સં] પડવુ તે (૨) પડતી, નાશ (૩) હાર, પરાજય, (૪) ભ્રષ્ટતા, અધ:પાત. ૰કોણુ પુ૰ વસ્તુ ઉપર કિરણ પડતાં તેની સપાટી સાથે કિરણ જે ખૂણો કરે છે તે, 'ઍન્ગલ ઑફ ઇન્સિડન્સ'

પત(-ત્ત)રવેલિયુ ન૰ [પત્ર+વેલિયુ (દે वेल्लविअ=ખરડેલું)] અળવીનું પાન (૨) તેનું ભજિયુ

પતરાજ(-છ) સ્ત્રી૰ [સર૰ મ पत्राज,-स] બડાઈ [–કરવી] ૰ખોર વિ૰ બડાઈખોર

પતરાવળ(-ળી) સ્ત્રી૰ [સં. पत्र+आवली] પત્રાવળ, પતરાળાની હાર (૨) પતરાળુ

પતરાળી સ્ત્રી૰ પત્રાળી, પતરાવળ (૨) ભાણું, પિરસણ [–માંડવી=ભાણું મૂકવુ –પીરસવું (૨) પીરસવા માટે પતરાળુ મૂકવું (૩) જમવા પંગત બેસાડવી –મંગાવવી=મંદિરમાં ધરેલા પ્રસાદમાંથી વેચાતુ ભાણું મંગાવવું]

–ળું ન૰ પત્રાળુ, પાંદડાંનો કરેલો થાળી જેવો આકાર

પતરી સ્ત્રી૰ [જુઓ પતરું] ધાતુનો નાનો પાતળો કકડો

પતરું ન૰ [સં पत्रकं] ધાતુનો પાતળો મોટો સપાટ ઘાટ (૨) મોટી કથરોટ

પત(-તા)વવું સ૰ક્રિ૰ [દે पत्ताण, 'પતવું'નું પ્રેરક] પતે એમ કરવું

પતવાળ(-ળી) સ્ત્રી૰ જુઓ પતરાવળ

પતવુ અ૰ક્રિ૰ [જુઓ પતવવું] અંત આવવો, ખતમ–પૂરુ થવુ (૨) નિકાલ થવો, તોડ આવવો (૩) [સર૰ સં प्राप्त, प्रा पत्त ઉપરથી ?] ચૂકતે થવુ [પતી જવુ=મરી જવુ (૨) બરોબર ઊકલી જવુ કે ચૂકતે થઈ જવું]

પતળવુ અ૰ક્રિ૰ [દે पत्तल=પાતળુ (૨) તીક્ષ્ણ, તેજ ઉપરથી ?] પીગળવું (૨) ગુસ્સે થવુ (૩) [?] ફરી જવું

પતંગ પુ૰[સં] પતંગિયુ (૨) કનકવો [આ અર્થમાં સ્ત્રી૰ પણ છે] (૩) એક જાતનુ લાકડુ જેમાંથી ગુલાલ બને છે [–ઉડાડ(-વ)વો, ચગાવવો, ચઢાવવો=કનકવાને દોર મૂકીને ઊંચે જવા દેવો –ઉતારવો=ચડેલા પતંગને દોર ખેંચીને નીચે પાછો લાવી દેવો –ઊતરી જવો=પતંગ હવામાં અધ્ધર ન રહેતાં નીચે આવી જવો –કપાવો=ઊડેલા પતંગોની દોરીઓ વચ્ચે પેચ થતાં એકની દોરી કપાઈ જવી –છસકી જવો= પતંગની કમાન છટકી જવી –લોટવો= ચડાવેલો પતંગ સ્થિર ન રહેતાં ચક્કર ચક્કર ફરવા લાગવો] ૰ખા ન૰ એક પક્ષી –ગિયું ન૰ ફૂદું [પતંગિયાની માફક ફૂદી પડવું= આંધળું બની પોતાને જ નુકસાન થાય તેમ ઝંપલાવવું, આંધળિયાં કરવા]

પતંજલિ પુ૰ [સં] (સં) મહાભાષ્યના લેખક કે યોગદર્શનના પ્રવર્તક ઋષિ

પતાકડુ ન૰ [હિં पत्रक+ડુ] કાગળનો નાનો ટુકડો

પતાકા સ્ત્રી૰ [સં] નાની ધજા (૨) નાટકમાં આવતી આડકથા

પતાવટ સ્ત્રી૰ ['પતાવવું' ઉપરથી] પતાવવું તે, તોડ

**પતાવવું** સ૦ક્રિ૦ જુઓ પતવવું
**પતાસું** ન૦ [ સર૦ हिं. बताशा; म बत्तासा ] ખાંડની પૈસા જેવી એક બનાવટ. [–પાડવું = પતાસું બનાવવું ]
**પતિ** પુ૦ [સં.] સ્ત્રીનો ધણી, કંથ (૨) (પ્રાય· સમાસમાં) સ્વામી; માલિક. જેમ કે પૃથ્વીપતિ (૩) ઉપરી, અધ્યક્ષ, આગેવાન જેમ કે સેનાપતિ, ગૃહપતિ, રાષ્ટ્રપતિ ૦પરાયણા વિ૰ સ્ત્રી૦ પતિને પરાયણ એવી ૦વ્રત ન૦ પતિભક્તિ, શિયળ ૦વ્રતા વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ સતી, પતિવ્રત પાળનાર સ્ત્રી
**પતિત** વિ૦ [સં] પડેલું (૨) પાપી ૦પાવન વિ૦ પાપીને પાવન કરનાર ૦પાવનત્વ ન૦
**પતિયાણુ** પુ૦, ૦વું અ૰ક્રિ૦ જુઓ અનુક્રમે પતીજ, પતીજવું
**પતિયાર** પું૦[प्रा पत्तिआअ,–व (सं प्रति + आयय्) સર૦ हिं. पतिआर ] વિશ્વાસ (૨) આબરૂ [ પ્રયોગો 'પતીજ'ના જેવા ]
**પતિયલ,પતિયું** વિ૦ ['પત' ઉપરથી] પતના રોગવાળું
**પતીકું** ન૦ પૈતું, કાતળી
**પતીજ** સ્ત્રી૦ ['પતીજવું' પરથી] આબરૂ (૨) વિશ્વાસ [–કરવી = વિશ્વાસ કરવો –ખોવી, –ગુમાવવી = સાખ – આબરૂ ગુમાવવા –જવી = આબરૂ જવી –પડવી = વિશ્વાસ બેસવો – ઉત્પન્ન થવો]
**પતીજવું** અ૦ ક્રિ૦ [प्रा पत्तिज(सं प्रति+इ), સર૦ हिं पतीजना]પતીજ પડવી, ખાતરી થવી
**પતીરું** ન૦ ઘોળું બકરીનું બચ્ચું
**પતૂણું** વિ૦ (સંકેત ભાષામાં) પોણું
**પતેડિયું** ન૦ [જુઓ પત્તરવડિયું ] (સુ) પત્તરવેલિયું
**પતેતી** સ્ત્રી૦ [झेंद] પારસીઓના બેસતા વર્ષનો [તહેવાર
**પતેલી** સ્ત્રી૦ [જુઓ પાતેલી, તપેલી] તપેલી –લું ન૦ તપેલું
**પત્તન** ન૦ [સં] શહેર; પટ્ટન
**પત્તર** ન૦[प्रा. पत्तल (सं पत्र)] પતરાળું, ભાણું (૨) ભિક્ષાપાત્ર. [–પૂરવું = ભાણું પીરસી તૈયાર કરવું (રાવળિયાને આપવાનું)] ૦વડિયું [સર૦ म. पत्रवडी], ૦વેલિયું ન૦ જુઓ પતરવેલિયું
**પત્તર** સ્ત્રી૦['પત' પરથી]આબરૂ [–ઉખાડવી, ઓખણવી, ખાંડવી, ફાડવી, રગડવી = આબરૂ બગાડવી (૨) હેરાન કરવું ]
**પત્તિ** પુ૦ [સં] પગપાળો સિપાઈ
**પત્તું** ન૦ [सं पत्रक, प्रा. पत्तग] પાંદડું (૨) કાગળનું જાડું પાન(૩)ગંજીફાનું પાનું [–ઊતરવું પાનું નીચે નાખવું ] (૪) પોસ્ટકાર્ડ
**પત્તો** પું૦ [સર૦ हिं पता म पत्ता (प्रा पत्त, सं. प्राप्त?) કે सं प्रत्यय–प्रा पत्तिय?] ઠામ-ઠેકાણું; નામનિશાની (૨) બાતમી, ભાળ; ખબર. [–ખાવો, લાગવો = ભાળ મળવી, ખબર પડવી (૨) લાગ મળવો, ફાવવું ]
**પત્ની** સ્ત્રી૦ [સં.] વહુ, ધણિયાણી ૦પરાયણ વિ૦ પત્ની પ્રત્યેના ધર્મમાં–પતિત્રમાં સાચો નિષ્ઠાવાન ૦પરાયણતા સ્ત્રી૦. ૦વ્રત ન૦ પત્નીને વફાદાર રહેવાનું વ્રત
**પત્ર** પુ૦, ન૦ [સં.] ચિઠ્ઠી; કાગળ (૨) ન૦ પાંદડું (૩) છાપું ૦ક ન૦ ટીપ – યાદીના કાગળોની નોટ, રજિસ્ટર ૦કાર પુ૦ છાપાનો તંત્રી, માલિક કે તેમાં લખવાના ધંધાવાળો; 'જર્નલિસ્ટ' ૦કારત્વ ન૦ પત્રકારનું કામ; 'જર્નલિઝમ' ૦ચ્છેદ્ય ન૦ એક જાતનું સ્ત્રીઓને કપાળે ચોડવાનું તિલક ૦પદ્ધતિ સ્ત્રી૦ (જુદા જુદા કામે ને જુદા જુદા સંબંધ પ્રમાણે ઘટે તે મુજબ) પત્ર લખવાની પદ્ધતિ (૨) તે નિરૂપનાર ગ્રંથ ૦લેખક પુ૦ (છાપામાં) પત્ર લખનાર, 'કૉરસ્પૉન્ડન્ટ' ૦લેખા સ્ત્રી૦ સ્ત્રીઓએ કપાળે દોરેલાં ચિત્ર. ૦વ્યવહાર પું૦ કાગળપત્ર લખવા તે; 'કૉરસ્પૉન્ડન્સ' (૨) કાગળપત્રનો વહેવાર કે સંબંધ –ત્રાવલિ(–લી)સ્ત્રી૦[+ आवलि·(–ली)] પત્રલેખા (૨) પત્રાળી –ત્રાવળ·(–ળી)સ્ત્રી૦,(–ળું)ન૦ પતરાવળ –ત્રાળી· સ્ત્રી૦ જુઓ પતરાળી –ત્રાળું ન૦ પતરાળું. –ત્રિકા સ્ત્રી૦ [સં.] ચિઠ્ઠી, પત્ર(૨)નાનું છાપું –ત્રી સ્ત્રી૦ ખપાટી (૨) પત્રિકા (૩) વિ૦ પત્રવાળું (સમાસમાં) ઉદા૦ ખબરપત્રી

**પથ** પું૦ [સં] રસ્તો

**પથક** ન૦[સર૦ મ] સૈનિકોની કે સ્વયંસેવકોની (અમુક સંખ્યાની) ટુકડી

**પથરણું** ન૦ [सं प्रस्तरण, प्रा पत्थरण] પાથરણું (૨) કાણે આવનારને બેસવાનું પાથરણું [–ઉપાડવું = શોક કરવાનું કાઢી નાખવું **પથરણે જવું** = શોક કરવા જવું ]

**પથરાણ** સ્ત્રી૦ ['પાથરવું' ઉપરથી] માટી વગેરે પાથરીને કરેલી ઊંચી જમીન (૨) ન૦ પાથરી મૂકેલી વસ્તુઓ –ટ પું૦ પથાર, ફેલાવો –વવું સ૦ક્રિ૦, –વું અ૦ક્રિ૦ 'પાથરવું'નું પ્રેરક ને કર્મણિ [પથરાવાળુ

**પથરાળ,–ળું** વિ૦ ['પથ્થર પરથી'] પથ્થરિયું,

**પથરી** સ્ત્રી૦ [જુઓ પથ્થર] કાંકરી, નાનો પથ્થર (૨) અસ્ત્રા ઇ૦ની ધાર કાઢવાને માટેનો નાનો પથ્થર હોય છે તે (૩) પેશાબ કે મૂત્રમાર્ગનો એક રોગ કે તેમાં થતો પથ્થર જેવો પદાર્થ [–પર ચડાવવું = અસ્ત્રા ઇ૦ને પથરી ઉપર ઘસવું – ધાર કાઢવી.]

**પથરો** પું૦ જુઓ પથ્થર (૨) [લા] જડ કે લાગણીહીન માણસ (૩) વિઘ્ન, આડખીલી (૪) કાંઈ નકામું તુચ્છ કે નિરર્થક એવો ભાવ બતાવે જેમ કે તેને શું પથરા આવડે છે ! [–નાખવો, મારવો = વિઘ્ન – વાંધાવચકા ઊભા કરવા –પડવો = વાંધો આવવો, વિઘ્ન આવવું –પાકવો = સંતાન પથ્થર જેવું નકામું નીવડવું, (કૂખે) કુસંતાન જન્મવું **પથરો ને પહાણો (–ણકો)** = આ ને તે, અમુક ને તમુક (અપ્રસ્તુત ને નકામું એવો ભાવ બતાવે છે) ]

**પથાણું** ન૦ જુઓ પાથરણું

**પથાર,–રો** પું૦ [प्रा पत्थार (सं प्रस्तार)] મોટી પથારી (૨) વિસ્તાર, ફેલાવો

**પથારી** સ્ત્રી૦ [दे पत्थारी, જુઓ પથાર પણ] બિસ્તરો (૨) [લા] મુકામ (૩) માંદગી [**પથારીએ જવું** = મરનારને ત્યાં સોબત આપવા દસ દિવસ સૂવા જવું **પથારીએ પડવું** = માંદગીમાં પડવું **પથારીએ પડીને ખાવું** = નઠારા કામનાં માઠાં ફળ ભોગવવાં **પથારીએ લેવું** = મરણપથારી ઉપર સુવાડવું **–કરવી** = બિછાનું બિછાવવું (૨) મુકામ કરવો, ધામા નાખવા (૩) માંદા થવું ] **૦વશ** વિ૦ માંદગીથી ખાટલાવશ

**પથારો** પું૦ જુઓ પથાર

**પથિક** પું૦ [સં] વટેમાર્ગુ

**પથીરો** પું૦ [જુઓ પથારો] પથાર, ફેલાવો

**પથ્થર** પું૦ [प्रा पत्थर (सं प्रस्तर)] પથરો, પાષાણ (૨) રસ્તાની લંબાઈ બતાવતો કે સીમા ઇ૦ બતાવતો પથ્થર (૩) [લા] પથરો, જડ કે લાગણીહીન માણસ [**–ઉપરની જળ** = ક્ષણભંગુર **– ઉપર પાણી** = નકામી મહેનત, કાંઈ અસર ન થવી **–એટલા દેવ કરવા** = જેટલા પથ્થર એટલા દેવ કરીને પૂજવા (૨) સંતાનપ્રાપ્તિ વગેરેની કામનાથી ઘણાં વ્રત-તપ વગેરે કરવા **–તરવો** = ન બનવાનું બનવું **પથ્થરની છાતી** = લાગણી વિનાનું હૃદય (૨) હિંમતવાન હૃદય ] **૦પાટી** સ્ત્રી૦ સ્લેટ, પથ્થરની લખવાની પાટી **૦પેન** સ્ત્રી૦ સ્લેટ પર લખવાની પથ્થરની પેન **૦ફોડો** પું૦ પથ્થર ફોડનાર મજૂર **–રિયું** વિ૦ પથ્થરનું બનાવેલું (૨) પથ્થર જેવું કઠણ (૩) ન૦ પથ્થરનું વાસણ **–રિયો** પું૦ પથ્થરનો વાડકો

**પથ્ય** વિ૦ [સં] અનુકૂળ, હિતકર (૨) ન૦ પથ્ય ખોરાક (૩) કરી, પરેજી

**પદ** પું૦ [સં] પગ (૨) ન૦ દરજ્જો (૩) [વ્યા] અર્થવાળો શબ્દ (૪) કવિતાની મૂળ કડી (૫) ઉત્તરક્રિયા કે વ્રતને અંગે અપાતું વસ્તુનું દાન. (૬) [ગ] 'ટર્મ' (૭) 'રૂટ' મૂળ **૦ક** ન૦ ચાંદ (૨) સિક્કો **૦ચ્છેદ** પું૦ વાક્યના શબ્દનો વર્ગ કહેવો તે (૨) પદનું વ્યાકરણ **૦ચ્યુત** વિ૦ પદભ્રષ્ટ. **૦જ્ઞ** પું૦ પદને જાણનાર, વૈયાકરણ **૦ટિપ્પણ** ન૦, **૦ટિપ્પણી(–ની)** સ્ત્રી૦ લખાણમાં નીચે આપેલી નોંધ, 'ફૂટનોટ' **૦પાઠ** પું૦ (વેદના) પદો છૂટાં પાડીને અન્વય કરવો તે **૦પીડન** ન૦ પગચંપી **૦બંધ** પું૦, **૦બંધન** ન૦ પદોમાં સળંગ કાવ્યની રચના **૦ભ્રષ્ટ** વિ૦ પદ પરથી – અધિકારથી દૂર થયેલું **૦રજ** સ્ત્રી૦ પગની ધૂળ **૦ક્ષાલિત્ય**

ન૦ કવિતામાં પદો કે શબ્દોનું લાલિત્ય-માધુર્ય. ૦વિચાર પું૦ (વ્યા) પદનો વિચાર, 'સિન્ટેક્સ' ૦વિન્યાસ પું૦ (વ્યા) વાકયમા પદોની રચના-ગોઠવણી, 'એક્સિડન્સ'

**પદકડી** સ્ત્રી૦ એક ઘરેણું [વાટકો

**પદડી** સ્ત્રી૦ [જુઓ પડતળી] ચામડાનો નાનો

**પદમ** ન૦ [સં. पद्म, શૌર૦ पदम] એક વિશિષ્ટ ચિહ્ન (નાગની ફેણ ઉપરનું કે સામુદ્રિક). ૦કીડી સ્ત્રી૦ (ઘણી ઝીણી) કીડીની એક જાત

**પદમણી** સ્ત્રી૦+જુઓ પદ્મિની (૫.)

**પદર** પું૦ [સર૦ મ] પાલવ, લૂગડાનો છેડો (૨) સ્ત્રી૦ [લા] શરણ [પદરે પડવું=આશરે આવવું, શરણે જવું પદરે બાંધવું=પદરનું-પોતાનું કરવું, પોતાને કબજે રાખવું.] ૦નું વિ૦ પોતાનું, ગાંઠનું (ધન)

**પદરખાનું** ન૦ ભઠિયારખાનું

**પદવિ(-વી)** સ્ત્રી૦ [સં] દરજ્જો (૨) ઉપાધિ; ઇલકાબ. ૦દાન ન૦ પદવી આપવાની વિધિ કે ક્રિયા. ૦દાનસમારંભ પું૦ તેનો ઉત્સવ, 'કૉન્વોકેશન' ૦ધર,૦ધારી વિ૦ પદવી ધારણ કરનાર; પદવીવાળું

**પદાક્રાંત** વિ૦ [સં] જીતેલું, જેર કરેલું

**પદાતિ(-તી)** [સં] પગપાળો (૨) પાયદળનો સિપાઈ

**પદારથ** પું૦ [સં पदार्थ] પદાર્થ (પ)

**પદારોહણ** ન૦ [સં.] પદ પર આરૂઢ થવું તે

**પદાર્થ** પું૦ [સં] શબ્દાર્થ (૨) ચીજ; વસ્તુ (૩) તત્ત્વ. ૦પાઠ પું૦ પ્રત્યક્ષ પદાર્થ દ્વારા બોધ ૦વિજ્ઞાન ન૦ ભૌતિક પદાર્થના ગુણ-ધર્મની મીમાંસા કરતું શાસ્ત્ર, 'ફિઝિક્સ'

**પદાવલિ(-લી)** સ્ત્રી૦[સં.]પદો-કાવ્યોનો સંગ્રહ

**પદાવવું** સ૦ક્રિ૦ 'પોદવું'નું પ્રેરક (૨) [લા.] ફૂસ કાઢવી, પટેડવું (૩) [સર૦ મ पदावणें] જબરદસ્તીથી કઢાવવું - મેળવવું, લઈ લેવું

**-પદી** ન૦[સં] અનેક પદો મળીને બનતી રકમ; 'એક્સ્પ્રેશન' (ગ) [જેમ કે ગૌરપદ

**-પદું** ન૦ [સં पद] પદ, કામ (પ્રાય સમાસમા)

**પદે(-દો)ડવું** સ૦ક્રિ૦[સં प्रद्रु=દોડવું ઉપરથી ? કે પાદવું પરથી ? સર૦ હિં पदोडा] ખદેડવું; ખૂબ થાકી જાય ત્યાં સુધી દોડાવવું (૨) [સર૦ મ. पुदडणें](ગમે તેમ-બગડે ત્યાં સુધી) ખૂબ વાપરવું કે કામમાં લેવું

**પદ્ધત** સ્ત્રી૦ [સં. पद्धति, સર૦ મ.] પદ્ધતિ, રીત

**પદ્ધતિ** સ્ત્રી૦[સં.]રીત(૨)કોઈ પણ કામ કરવાની વ્યવસ્થિત કે શાસ્ત્રશુદ્ધ રીત અથવા ક્રમ કે તે નિરૂપતો ગ્રંથ ૦કાર પું૦ પદ્ધતિ રચનાર કે શોધનાર ૦સર અ૦પદ્ધતિ પ્રમાણે,બરોબર રીતસર

**પદ્મ** ન૦ [સં] કમળ, રાતું કમળ (૨) હાથીની સૂંઢ અને કુંભસ્થળ ઉપરની રંગદાર છાંટ(૩) દસ અબજ (૪) વિષ્ણુનું એક આયુધ(૫) શરીરના ષટ્ચક્રોમાંનું એક (૬) આંગળીનાં ટેરવાં કે પગના તળિયા ઉપરનું એક સામુદ્રિક ચિહ્ન-આકૃતિ(૭)નાગની ફેણ ઉપરનું ચિહ્ન (૮)કુબેરના નવ નિધિઓમાંનો એક ૦ગર્ભ, ૦જ, ૦નાભ પું૦ (સં) વિષ્ણુ ૦બંધ પું૦ કમળના આકારનું એક ચિત્રકાવ્ય ૦રાગ પું૦ માણેક. -દ્મા સ્ત્રી૦(સં)લક્ષ્મી -દ્માકાર વિ૦ [+आकार]પદ્મના આકારનું (૨)પું૦ સંગીતમાં એક અલંકાર -દ્માલય પું૦ [+आलय] (સં) બ્રહ્મા -દ્માલયા સ્ત્રી૦ (સં) લક્ષ્મી. -દ્માવતી સ્ત્રી૦ એક છંદ -દ્માસન ન૦ [+आसन]યોગના ચોરાશી આસનોમાંનું એક

**પદ્મિની** સ્ત્રી૦ [સં.] કમળનો છોડ (૨) કમળની તલાવડી (૩) કામશાસ્ત્રમાં ગણાવેલી ચારમાંની ઉત્તમ પ્રકારની સ્ત્રી

**પદ્ય** ન૦ [સં.] કવિતા (૨) છંદબદ્ધ શબ્દરચના. ૦કાર પું૦ પદ્યનો લેખક. ૦બંધ પું૦ પદ્યમાં કરેલી રચના ૦રીતિ સ્ત્રી૦ પદ્યની રીત-શૈલી. -દ્યાત્મક વિ૦ પદ્યમાં રચેલું

**પધરામણી** સ્ત્રી૦[સર૦ હિં. पधरावनी] પધારવું કે પધરાવવું તે (૨) ગુરુ કે આચાર્ય ઇ૦ ની પધરામણી કરાવાય ત્યારે તેને અપાતી ભેટ

**પધરાવવું** સ૦ક્રિ૦ ['પધારવું'નું પ્રેરક] માનથી તેડી આણવું કે પહોંચાડવું (૨) [લા.] (ન ખપતી કે ન જોઈતી વસ્તુ) બીજાને બઝાડી દેવી; તેવી રીતે અનિષ્ટ વસ્તુને ટાળવી કે દૂર કરવી

**પધારવું** અ૦ક્રિ૦ [સં पद+धृ, સર૦ હિં.

પધારના] આવવું કે જવું (માન કે કટાક્ષમાં)
પધ્ધરી પુ૰ [પ્રા पद्धडिआ, सं पद्धटिका?] એક છંદ
પનઘટ પુ૰ [हिं] જુઓ પણઘટ
પનડો પુ૰ [જુઓ પાન, પાનું] સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું
[પણઘટ] હોડી
પનાઈ સ્ત્રી૰ [પન-પણ = પાણી ઉપરથી? સર૰
પનાદાર (ના') વિ૰ જુઓ 'પનો'માં
પનારો પુ૰ ફરજિયાત સહવાસ કે સંબંધમાં આવવું પડે એવી દશા, કોઈની સાથે પાનું પડવું તે [પનારે પડવું (કોઈને)]
પનાહ સ્ત્રી૰[फा] રક્ષણ ૦ગાહ સ્ત્રી૰સુરક્ષિત મુકામ
[જુઓ પાણિયારી
પનિયા(-હા)રી (નિ') [हिं पन(-नि)हारी]
પનિયું ન૰ [સર૰ हिं पनही, सं उपानह? કે 'પાની' પરથી?] + પગરખું
પનીર ન૰ [फा] દહીંમાંથી પાણી કાઢી લઈ બનાવેલો ખાદ્ય પદાર્થ
પનું (નું') ન૰ [अप पन्नु, दे पण्हव (सं प्रस्नव) કે पानक ઉપરથી? સર૰ हिं पाना, म पन्हें] કેરી વગેરેનું કરાતું ખટમધુરું મવાણી-પીણું
પનો (નો') પું૰ [फा. पह्ना, સર૰ हिं पनहा, म पन्हा, सं परिणाह] કાપડની પહોળાઈ -નાદાર વિ૰ મોટા પનાવાળું
પનોતી (નો') શનિની દશા, પડતી દશા (૨) જુઓ 'પનોતું'માં [-ઊતરવી = શનિની દશાના -પડતીના દિવસો પૂરા થવા -બેસવી =પડતીના દિવસો શરૂ થવા]
પનોતું (નો') વિ૰ [सं पुण्याह, प्रा. पुण्णा-(ना)ह+वत् ઉપરથી? કે परिणाह+वत् ઉપરથી?] શુભ, મંગળકારી (૨) સુખી, વંશવિસ્તારવાળું (૩) છોકરાં વિનાનાને ઘણે વર્ષે થયેલું (સંતાન) -તી સ્ત્રી૰ ભાગ્યશાળી સ્ત્રી, જેનું એક છોકરું મરી નથી ગયું તેવી સ્ત્રી
પન્નગ પુ૰ [सं.] સાપ ૦રાય પુ૰ (સં) શેષ
પન્નું ન૰ [સર૰ म, हिं पन्ना] એક જાતનો હીરો, પાનું
પપડાટ પુ૰ [રવ૰] પડપડાટ, (ઘુમાખીભેર) પડપડ બોલવું તે

પપનસ ન૰ [સ્પેનિશ કે પો ? સર૰ म पपॅन्नस] એક ફળ
પપલા(-ળા)મણ સ્ત્રી૰ ['પપલાવવું' પરથી] લાડ, વહાલથી પંપાળવું તે (૨) [લા] આળ પંપાળ
પપલા(-ળા)વવું સ૰ક્રિ૰ ['પંપાળવું' ઉપરથી, दे पोप्पय=હાથ ફેરવવો, સર૰ हिं पपोल्ना, पोपल्ना (દાંત ન હોવાથી મોંમાં ફેરવવું)] પપળામણ કરવી, પંપાળવું
પપીલ સ્ત્રી૰ [सं पिपीलिका] (પ) કીડી
પપીતો પુ૰ [સર૰ म पपिता] એક વેલાનું બી (મરકી વખતે લોકો હાથે બાંધે છે)
પપૂડી સ્ત્રી૰ નાના છોકરાની પેશાબની ઇંદ્રી
પપેટી સ્ત્રી૰ જુઓ પતેતી
પપૈયું ન૰ [સ્પે પોર્ટું 'पापाया', हिं, म पपैया] એક ફળ -યો પુ૰ તેનું ઝાડ
પપૈયો પુ૰ [दे पप्पीअ] બપૈયો, ચાતક (૨) [सं] पिटक પરથી ? सं प्रप्लुत, प्रा पप्पु (-प्फु)य પરથી?] દાઝવાથી થતો પાણીથી ભરેલો ફોલ્લો(૩)['પ' સ્વર ઉપરથી?]સતારના છમાંનો છેલ્લો તાર(૪) જુઓ 'પપૈયું'માં
પપ્પો પુ૰ 'પ' અક્ષર કે ઉચ્ચાર
પબડી સ્ત્રી૰ કમળનો છોડ(૨)કમળની તળાવડી
પબેડો પુ૰ (કા) ગપ (૨) લાકડીનો છૂટો ઘા
પમરવું અ૰ક્રિ૰[सं परिमल ઉપરથી? અથવા दे. पम्हल = ફૂલનું કેસર] મઘમઘવું, સુવાસ પસરવી
પમરાટ પુ૰ મહેક, ખુશબો
પમાડ(-વ)વું સ૰ક્રિ૰ 'પામવું'નું પ્રેરક
પય ન૰ [सं] પાણી (૨) દૂધ
પયગંબર પુ૰ [फा] પેગંબર; માણસ માટે ઈશ્વરનો સંદેશો લઈ આવનાર, નબી -રી વિ૰ પયગંબરને લગતું (૨) પયગંબરે કહેલું (૩) સ્ત્રી૰ પયગંબરનું કામ
પયગામ પુ૰ [फा] પેગામ, સંદેશો (૨) ઈશ્વરી સંદેશો
[ઓવાણ (કૂવાનું)
પયુ ન૰ [सं पद, કે दे पया=ચૂલો પરથી?]
પયોદ પુ૰ [सं] વાદળ
પયોધર પુ૰ [सं] સ્તન (૨) વાદળ

પયો(૦નિ)ધિ પું૦ [સં.] દરિયો
પર અ૦ [प्रा. परि=ઉપર] ઉપર
પર [सं प्रति, परि, प्रा. पडि] 'પ્રતિ, પરિ' તરીકેના અર્થનો તદ્ભવ ઉપસર્ગ. જેમ કે પરબીડિયું, પરકમ્મા
પર વિ૦ [સં.] પારકું (૨) અન્ય; બીજું (૩) દૂર; અતીત (૪) પછીનું; ઉત્તર (૫) શ્રેષ્ઠ. ૦ત્વ ન૦ પર – અતીત હોવું તે (૨) શ્રેષ્ઠત્વ
પર ન૦[फा.]પીછું.[–આવવાં=પાંખો આવવી, ઊડતા આવડવું –મૂકવાં=પાંખો આવવી; પરાક્રમ કરવું.]
પરકમ્મા સ્ત્રી૦ [प्रा परिक्कम (सं परिक्रम)] પરિક્રમણ, પ્રદક્ષિણા. ૦વાસી વિ૦ લાંબી પ્રદક્ષિણા કરવા નીકળેલું
પરકર પું૦ + પરિકર, કમરી (૨) કંદોરો
પરકાય(–યા)પ્રવેશ પું૦[સં.]બીજાના શરીરમાં પેસવું તે–એક સિદ્ધિ [હોકાયંત્ર (?)
પરકાર પું૦ [फा.] વર્તુલ દોરવાનો કંપાસ (૨)
પરકીય વિ૦ [સં.] બીજાનું, પારકું. –યા સ્ત્રી૦ પારકાની સ્ત્રી૦ (૨) ત્રણ પ્રકારની નાયિકાઓ માંની બીજી
પરખ સ્ત્રી૦[પરખવું પરથી] પરીક્ષા [–હોવી= પરીક્ષા કરવાની આવડત હોવી] ૦ણ વિ૦ પરખનારું ૦વું સ૦ક્રિ૦[सं.परीक्ष्,प्रा परिक्ख] પારખવું; પરીક્ષા કરવી (૨)ઓળખવું (પરખી કાઢવું).–ખામણી સ્ત્રી૦પારખવાનું મહેનતાણું (૨) પારખવાની આવડત. –ખાવવું સ૦ક્રિ૦ 'પરખવું' 'પારખવું'નું પ્રેરક (૨) [લા.] આપવું (૩) ભાળવવું (૪) સમજણ પાડવી; સમજ પડે એમ કરવું –ખાવું અ૦ક્રિ૦ ઓળખાવું; 'પ(–પા)રખવું'નું કર્મણિ (૨) [લા.] યોગ્ય વર તરીકે ગણાવું – ઝડપાવું. –ખિયો પું૦ પરખ કરનાર, પારેખ પરખાણ (?)
પરખાણ ન૦ સઢ બાંધવાનું આડું લાકડું,
પરખામણી, પરખાવવું, –વવું, પરખિયો જુઓ 'પરખ'માં
પરગજુ વિ૦ [પર + ગજુ (फा. गर्ज़ = ગરજ)] પરોપકારી ૦પણું ન૦
પરગણું ન૦ [फा परगनह्] તાલુકો
પરગલ્ભ વિ૦ [सं. प्रगल्भ] (પ.) દૃઢ,હિંમતવાન
પરગામ ન૦ [પર+ગામ] બીજું ગામ. –મી વિ૦ બીજા ગામનો રહેવાસી (૨) [લા.] ત્રાહિત નવું માણસ
પરચક્ર ન૦ [સં] પરદેશી અમલ, પરાધીનતા
પરચૂટ(–ર)ણ વિ૦ [सं. प्रचूर्ण? સર૦ म. परचुरण] જુદું જુદું, પુટકળ(૨) ન૦ પુરસો. –ણિયું વિ૦ પરચૂરણ (૨) [લા.] ખાસ મહત્ત્વનું નહિ – ફાલતુ
પરચો પું૦ [સર૦ हिं परचा, सं. परिचय?] પરતો, પ્રતાપ; ચમત્કાર [–આપવો, દેખાડવો, બતાવવો = ચમત્કાર કરી પોતાનું બળ કેટલું છે તે બતાવવું]
પરછંડ વિ૦ [सं. प्रचंड] કદાવર, હૃષ્ટપુષ્ટ
પરછંદો પું૦[જુઓ પડછંદો]પડઘો [–પડવો]
પરજ પું૦[સર૦ म] તરવારની મૂઠ આગળનો ટોપલી જેવો ભાગ (૨) ઢાલની મૂઠ–પકડ
પરજ સ્ત્રી૦[सं. प्रजा ઉપરથી] પ્રજા; જાત; વર્ગ
પરજ(–જિયો) પું૦ [સર૦ म., हिं.] એક રાગ
પરજન પું૦ [સં.] પારકું – સબંધી નહિ એવું માણસ, 'સ્વજન'થી ઊલટું તે
પરજળવું અ૦ ક્રિ૦ [सं प्रज्वल्] ચેતવું,બળવું
પરજંક(–ન) પું૦ (પ) જુઓ પર્યંક
પરજાળવું સ૦ક્રિ૦[જુઓ પ્રજાળવું] પરજળવું'નું પ્રેરક, સળગાવવું, બાળવું (પ)
પરજિયો પું૦ જુઓ પરજ (રાગ) (૨)રાજિયો
પરઠ(૦ણ) સ્ત્રી૦ [પરઠવું ઉપરથી] કબૂલાત; કરાર (૨) વર કે કન્યાની પહેરામણી તરીકે ઠરાવેલી રકમ
પરઠવું સ૦ ક્રિ૦ [प्रा पट्ठ- (–रि)ट्ठव (सं प्रति, परि+ स्थापय्)] સ્થાપન કરવું, નક્કી કરવું; ઠરાવવું, કરાર કરવો (૨) [प्रा. पट्ठव (सं. प्रस्थापय्)] વિદાય થવું (૩) પકડવું (૪) જાણવું [પગ પરઠવો = પગ મૂકવો.]
પરઠો પું૦ ['પરઠવું' ઉપરથી] ઠરાવ, પરઠણ
પરડ સ્ત્રી૦[सं प्र+रट, प्रा प+रड?] માથાફોડ (૨) લપ; પીડા [–મૂકવી = માથાફોડ કરવાનું છોડવું.]
પરડકું(–ખું) ન૦ [दे. परडा] સાપોલિયું

**પરડો,-ડિયો** પુ૦ [જુઓ પરડવું] બાવળની શિંગ **-ડી** સ્ત્રી૦ કુમળો પરડો

**પરણ** ન૦ [પરણવું પરથી] પરણવું તે, લગ્ન (૨) (૨) [લા૦] પરણવાનો ઉત્સાહ – અભરખો. [**-ચડવું**=પરણવાનો ઉત્સાહ વ્યાપવો.] **૦ત** ન૦ પરણવું તે, લગ્ન ઉદા૦ ચોથું પરણત. (૨) વિ૦ પરણિયત. **૦વું** સ૦ક્રિ૦ [સં परिणी, प्रा परिण(-णी)] લગ્ન કરવું (૨) [લા.] અતૂટ સંબંધ બાંધવો [**પરણ્યે તેનાં ગીત**=જેની ચડતી કલા હોય તેનાં વખાણ કરવાં તે]

**પરણામી** પુ૦ [સં प्रणाम ઉપરથી] એક પંથ (૨) એ પંથનો અનુયાયી

**પરણા(-ણે)તું** ન૦ શકોરું, માટીનું પ્યાલું

**પરણાવવું** સ૦ક્રિ૦ 'પરણવું'નું પ્રેરક (૨) [લા.] દૂધમાં પાણી ભેળવવું જેમ કે પરણાવેલું દૂધ

**પરણિયત** વિ૦ ['પરણવું' ઉપરથી, સર૦ સં परिणीत, प्रा परिणिय] પરણેલું (૨) સ્ત્રી૦ પરણેતર, પત્ની

**પરણેત(૦ર)** ન૦ ['પરણવું' ઉપરથી] પરણવું તે, લગન (૨) સ્ત્રી, પત્ની

**પરણેતું** ન૦ જુઓ પરણાતું

**પરણ્યો** પુ૦['પરણવું' ઉપરથી]પરણનારો, ધણી

**પરત** અ૦[સં प्रति ? કે सं परिवर्त, प्रा परिमत्त પરથી ? સર૦ म] પાછું [**-કરવું**=પાછું મોકલવું, લીધેલું પાછું સોંપવું] (૨) સ્ત્રી૦ [જુઓ પરતવું] ઝીણી ભૂકી ભસ્મ

**પરતમ** વિ૦ [સં.] સૌથી પર એવું, શ્રેષ્ઠ

**પરતવું** સ૦ ક્રિ૦ [प्रा. परिमत्त (सं परिवर्तय्), સર૦ म परतणें] લસોટવું, ઘૂંટવું

**પરતંત્ર** વિ૦ [સં] પરવશ, પરાધીન **૦તા** સ્ત્રી૦, **૦પણું** ન૦

**પરતી** સ્ત્રી૦ [સર૦ म] રેશમ કે સૂતરની આંટીઓ ઉતારવાની ફાળકી (૨) પતંગનો દોર વીંટવાની ફાળકી

**પરતીત** સ્ત્રી૦ [જુઓ પ્રતીતિ] વિશ્વાસ (પ.)

**પરતો** પુ૦ જુઓ પરચો (૨) મોટી પરતી–દોરનો ફાળકો

**પરત્ર** અ૦ [સં] પરલોકમાં

**પરત્વ** ન૦[સં] જુઓ 'પર'માં (૨) અ૦ પરત્વે **-ત્વે** અ૦ વિષે, સંબંધમાં

**પરથાર** પુ૦ જુઓ પડથાર

**પરદાદો** પુ૦ દાદાનો બાપ, પ્રપિતામહ

**પરદાર(-રા)** સ્ત્રી૦[સં]પારકાની સ્ત્રી **૦ગમન** ન૦ વ્યભિચાર. **૦ગામી** વિ૦ વ્યભિચારી

**પરદુઃખ** ન૦ [સં] પારકાનું દુઃખ. **૦ભંજન (૦હાર)** વિ૦ બીજાનું દુઃખ દૂર કરનાર

**પરદેશ** પુ૦ [સં] પારકો દેશ [**-ખેડવો**=પરદેશમાં કામધંધા ઇ૦ માટે જવાનું સાહસ કરવું **-સેવવો**=પરદેશનાં કષ્ટ ઉઠાવી ત્યાં રહેવું] **-શી** વિ૦ પારકા દેશનું

**પરદો** પુ૦ [फा] જુઓ પડદો

**પરધન** ન૦ [સં] પારકું ધન

**પરધર્મ** પું૦ [સં] બીજાનો ધર્મ (૨) બીજો – જુદો ધર્મ, સ્વધર્મ નહિ તે **-ર્મી** વિ૦ જુદો ધર્મ પાળનાર, ભિન્નધર્મી

**પરધાન** ન૦[સં परिधान्=વસ્ત્ર]વિવાહ પહેલાં વરને શ્રીફળ, લગનપત્રી અને પીતાંબર આપવાનો વિધિ [કે વૈકુંઠ)

**પરધામ** ન૦ [સં] પરમ ધામ, પરલોક (સ્વર્ગ

**પરનાત** સ્ત્રી૦ [પર+નાત] બીજી નાત. **-તી, -તીલું** વિ૦ બીજી નાતનું

**પરનાર** સ્ત્રી૦ [પર+નાર] બીજાની સ્ત્રી

**પરનાળ** સ્ત્રી૦, **-ળું** ન૦ [સં प्रणाल, સર૦ हिं परनाला, -ली] નેવાંનું પાણી ઝિલાઈને બાજુએ જવા માટે રખાતી ધાતુ કે લાકડાની નીક (૨) ઘંટીનો ખીલડો રાખવાની ભૂંગળી

**પરનાળિકા** સ્ત્રી૦ જુઓ પ્રણાલિકા

**પરપારોઠ** અ૦ ગેરહાજરીમાં,બીજાની મારફતે

**પરપુરુષ** પુ૦[સં] પતિ સિવાયનો બીજો પુરુષ

**પરપેંઠ (પેં૦)** સ્ત્રી૦ [પર (સં प्रति, प्रा पड़ि, -रि) કે पर=બીજું + પેઠ,સર૦ हिं परपैठ] પેઠ ગુમ થવાથી ફરીથી (ત્રીજી વાર) લખાયેલી હૂંડી

**પરપોટો** પુ૦ હવાથી પ્રવાહીમાં થતો ફુક્કો – બુદબુદ (૨) [લા] થોડા વખતમાં ફૂટી તૂટી નાશ પામી જાય તે; ક્ષણભંગુર [**-ફૂટવો**=બહારથી જે ખોટો આડંબર કે દેખાડો કર્યો હોય,તે ઉઘાડો પડી જવો] **-ટિયું** વિ૦પરપોટા

જેવું; ક્ષણભંગુર. –ટી સ્ત્રી૦ નાનો પરપોટો
**પરપ્રકાશી** વિ૦[સં.]બીજાના પ્રકાશથી પ્રકાશનારું
**પરબ** સ્ત્રી૦ [સં પ્રપા, પ્રા॰ પવ,–વા] રસ્તામાં મુસાફરને પાણી પાવાની ધર્માદા જગા. ૦(–વ)ડી સ્ત્રી૦ પંખીઓને દાણા નાખવા એક થાંભલા પર કરેલું સાર્વજનિક મકાન
**પરબા(–મા)ણુ** ન૦ [સર૦ મ૦ परवा (–मा, –माण)] સઢ બાંધવાનું આડું લાકડું
**પરબા(–ભા)રું** અ૦[પર (સં. प्रति, प्रा. परि?) કે બીજું+બારું(प्रा बार–सं द्वार)]બારોબાર
**પરબિયો** પુ૦ ['પરબ' ઉપરથી] પરબ ઉપર બેસી પાણી પાનારો, પરબવાળો
**પરબીડિયું** ન૦ [સં परि+प्रा वीडग=બીડું] (કાગળ બીડવાની) કાગળની કોથળી; લખોટો
**પરબીડો** પુ૦ મોટું પરબીડિયું
**પરબ્રહ્મ** ન૦ [સં.] પરમતત્ત્વ, પરમાત્મા
**પરભવ** પું૦ [સં.] બીજો અવતાર
**પરભવવું** અ૰ક્રિ૦ [સં प्र+भू] વિજયી થવું; ફાવવું (૨) ઉત્પન્ન થવું (૩) સ૦ક્રિ૦ પજવવું; દૂભવવું (૪) થકવવું; કાયર કરવું
**પરભા(–વા)** સ્ત્રી૦ [જુઓ परवा] દરકાર,ગરજ
**પરભાતિયું** ન૦ જુઓ પ્રભાતિયું
**પરભારું(–રું)** વિ૦ [જુઓ પરબારું] બહારનું (૨) અ૦ પરબારું; બારોબાર
**પરભાષા** સ્ત્રી૦ [સં] બીજાની બોલી
**પરભુ** વિ૦ (૨) પુ૦ [સં. प्रभु, म] એ નામની (મહારાષ્ટ્રી) જાતનું, પ્રભુ [કોયલ
**પરભૃત** પુ૦[સં.]નરકોકિલ.–તા(–તિકા) સ્ત્રી૦
**પરભોગી** વિ૦ [પર+ભોગ] બીજા વડે ભોગવાતું. ઉદા 'ચંપો પરભોગી છે'.
**પરમ** વિ૦[સં.] ઉત્તમ (૨) ગઈ કાલ પહેલાનું કે આવતી કાલ પછીનું ૦ગતિ સ્ત્રી૦ ઉત્તમ ગતિ–મોક્ષ. ૦તત્ત્વ ન૦ અંતિમ–શાશ્વત તત્ત્વ, બ્રહ્મ ૦દહાડો, ૦દિવસ પુ૦ ગઈ કાલ પહેલાંનો કે આવતી કાલ પછીનો દિવસ. ૦ધામ ન૦ ઉત્તમ લોક, મોક્ષ. ૦પદ ન૦ મોક્ષ, મુક્તિ ૦પુરુષ પું૦ પરમાત્મા ૦હંસ પું૦ સંન્યાસીઓના ચાર પ્રકારમાંથી સૌથી શ્રેષ્ઠ પ્રકાર (કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ)
**પરમતસહિષ્ણુતા** સ્ત્રી૦ [સં.] બીજાના મતને સહન કરવાની વૃત્તિ–ઉદારતા
**પરમાટી** સ્ત્રી૦ [પર+માટી]+(પ.) માંસ
**પરમાણ** વિ૦ [સં. प्रमाण] સાર્થક; પ્રમાણ(૨) અ૦ નિશ્ચયે; નક્કી (૩) ન૦ [સર૦ મ ]જુઓ પરબાણ. ૦વું સ૦ક્રિ૦ [સં प्रमाणय्] પ્રમાણભૂત–સાચું માનવું
**પરમાણુ** પું૦; ન૦ [સં.] વધુ વિભાગ થઈ શકે નહિ તેવો ઝીણામાં ઝીણો અણુ. ૦વાદ પું૦ પરમાણુથી જગતની ઉત્પત્તિ થઈ છે તેવો ન્યાયવૈશેષિકનો સિદ્ધાંત
**પરમાણું** ન૦ [प्रा परिमाण] પરિમાણ, માપ (૨) [સં प्रमाण] પુરાવો, દાખલો
**પરમાત્મતત્ત્વ** ન૦ [સં.] પરમતત્ત્વ; પરબ્રહ્મ
**પરમાત્મા** પુ૦ [સં] પરમેશ્વર
**પરમાનંદ** પુ૦ [સં.] પરમ–શ્રેષ્ઠ આનંદ(૨) પરબ્રહ્મ [એક જાતનું
**પરમાર** વિ૦(૨)પુ૦ [સર૦ हिं] રજપૂતની
**પરમારથ** પુ૦ પરમાર્થ, પરોપકાર ૦પુરાણ ન૦ (સં.) વિક્રમરાજાના પરોપકારની વાતોનો સંગ્રહ, સિંહાસનબત્રીસી
**પરમારથી** (–થુ) વિ૦ જુઓ પરમાર્થી
**પરમાર્થ** પું૦[સં] ઉત્તમ પુરુષાર્થ–મોક્ષ (૨) પરમતત્ત્વ (૩) પરોપકાર. ૦તઃ અ૦ પરમતત્ત્વની રીતે, આધ્યાત્મિક દૃષ્ટિએ. ૦બુદ્ધિ સ્ત્રી૦ પરમાર્થ સાધવાની બુદ્ધિ ૦શાસ્ત્ર ન૦ મોક્ષપ્રાપ્તિનું શાસ્ત્ર –ર્થી(–ર્થુ) વિ૦પરોપકારી
**પરમિટ** સ્ત્રી૦ [ઇં] રજા કે પરવાનગી કે તે દેતી (સરકારી) ચિઠ્ઠી [–કઢાવવી, લેવી= પરમિટની ચિઠ્ઠી મેળવવી]
**પરમિતિ** સ્ત્રી૦ [સં.] 'પેરીમીટર' (ગ.)
**પરમિયો** પુ૦ [સં. प्रमेह, સર૦ म परमा,–मे] એક રોગ–પ્રમેહ
**પરમેશ,–શ્વર** પુ૦[સં] પરમાત્મા (૨) શિવ. [પરમેશ્વરના ચોર થવું=છૂપું પાપ કરવું; ઈશ્વરના ગુનેગાર થવું. પરમેશ્વરની ગાય= ગોકળગાય. પરમેશ્વરનું માણસ=ભલો આદમી,ઓલિયો. પરમેશ્વર માથે રાખીને =ઈશ્વરની સાક્ષીએ–સાચેસાચું] –શ્વરી

સ્ત્રી० (૨) વિ० જુઓ ઈશ્વરી
**પરમેષ્ઠી** પુ० [सं] બ્રહ્મા (૨) વિષ્ણુ (૩) શિવ (૪) અર્હન્ત (જૈન) [-ચડવી
**પરમોત્કર્ષ** પુ०[सं] મોટામાં મોટો અભ્યુદય
**પરમોદવું** સ०ક્રિ० [सं. प्र+मुद्] સમજાવીને ખુશ કરવું [અમલ
**પરરાજ્ય** ન०[सं] બીજું રાજ્ય (૨) વિદેશીનો
**પરલક્ષી** વિ० [सं] બીજાને લક્ષ કરતું, 'ઑબ્જેક્ટિવ'
**પરલી** સ્ત્રી० [सं पल्ली] ગરોળી, પરવલ્લી
**પરલોક** પુ० [सं] મૃત્યુ પછીનો સ્વર્ગ વગેરે બીજો લોક [પરલોક પામવું, -જવું, -વસવું=મૃત્યુ થવું.] ૦વાસ પુ० મૃત્યુ. ૦વાસી વિ० મરણ પામેલું, મરહૂમ
**પરવ** ન० પર્વ, તહેવાર
**પરવડવું** અ०ક્રિ० [સર० फा परवर्दन्=પોષણ કરવું, म परवडणें] પાલવવું, પોસાવું
**પરવડી** સ્ત્રી० જુઓ પરબડી
**પરવરદિગાર** પુ०[फा]પાલનહાર (૨)પરમેશ્વર
**પરવરવું** અ० ક્રિ० [સર० प्रा पव्वय, सं प्रव्रज्] જવું
**પરવરશ(-રી)** સ્ત્રી० [फा परवरिश, સર० म परवस, -रशी] પાલનપોષણ; બરદાસ
**પરવરૂ** વિ० [सं परिवृत, प्रा परिवरिअ]+ વીંટળાયેલું
**પરવલય** પુ०[सं]'પેરેબોલા'(ગ.) [ગરોળી
**પરવલ્લી** સ્ત્રી० [જુઓ પરલી] (સુ)પલવડી,
**પરવશ** વિ०[सं] પરાધીન [-પડવું=બીજાને આધારે જીવવું, પરાવલંબી થઈ રહેવું] ૦તા સ્ત્રી०, ૦પણું ન० [શાક
**પરવળ** ન० [સર० हिं परवल, म परवर]એક
**પરવા** સ્ત્રી० [फा] દરકાર (૨)ગરજ [-કરવી, -રાખવી]
**પરવાજ** સ્ત્રી० [फा] ઊડવું તે
**પરવાડ (ડ,)** સ્ત્રી० [म परि+ दे वाडी= વાડ] ગામનો છેવાડાનો ભાગ
**પરવાનગી** સ્ત્રી०[फा]રજા [-આપવી,-લેવી]
**પરવાનો** પુ० [फा] રજાનો લેખી હુકમ, લાઇસન્સ (૨) પતંગિયું (૩) [લા] છૂટ
**પરવાર** પુ०+ જુઓ પરિવાર
**પરવાર** પુ०, સ્ત્રી० [જુઓ પરવાડ (છેડો)] નવરાશ [-આવવો=કામનો છેડો આવવો, પરવારવું, નવરાશ આવવી] ૦વું અ० ક્રિ० કામ આટોપી નવરું થવું
**પરવારી** સ્ત્રી० [સર० म., પરવાડે રહેનાર પરથી?] એક ભરવાડ જેવી જાત
**પરવાળું** ન० [સર० हिं परवाल]જુઓ પ્રવાલ. -ળી વિ० પરવાળાનું
**પરવિષયક** વિ० [सं] બીજાને લગતું
**પરવીંટો** પુ० [પર=પરિ+'વીંટવું' ઉપરથી] સૂતર ઉતારવાનો ફાળકો
**પરશુ** સ્ત્રી०, ન० [सं]કુહાડી ૦રામ પુ०(સં) વિષ્ણુનો છઠ્ઠો અવતાર
**પરસ** પુ० [अप, સર० हिं]+સ્પર્શ ૦વું સ०ક્રિ० અડકવું, સ્પર્શ કરવો (પ)
**પરસન** વિ० + પ્રસન્ન (પ)
**પરસવું** સ०ક્રિ० જુઓ 'પરસ'માં
**પરસંગ** પુ० ખાટલો (૨) દોરીને ત્રાજુસેરી કરવી તે (૩)[સર० हिं] (પ) પ્રસંગ(૪)ન० [फा फरसंग] ત્રણ માઈલ
**પરસાદ** પુ० જુઓ પ્રસાદ [-આપવો, ચખાડવો=મારવું.] -દિયું વિ० પ્રસાદ ખાવાનો ગમતો હોય તેવું (૨) પ્રસાદ ખાવા પૂરતી જ દેવ ઉપર જેની આસ્થા હોય એવું •-દી સ્ત્રી० જુઓ પ્રસાદી [-આપવી, ચખાડવી=માર મારવો] [+ પરસાળ
**પરસાળ** સ્ત્રી० જુઓ પડસાળ -ળિયો પુ०
**પરસૂદી** સ્ત્રી० [જુઓ પડસૂદી] પસૂદી, મેંદો
**પરસેવવું** અ०ક્રિ०[પરસેવો પરથી] પરસેવો થવો
**પરસેવા** સ્ત્રી० [सं] બીજાની સેવા (૨) તાબેદારી, ચાકરી
**પરસેવો** પુ० [सं प्रस्वेद, प्रा पसेअ, पस्सेय] ચામડીના છિદ્રોમાંથી નીકળતું પાણી [-ઉતારવો, પાડવો, રેડવો=સખત મહેનત કરવી -ઊતરવો, પડવો=સખત મહેનત કરવાનું થવું -છૂટવો=પરસેવો થવો (૨) [લા.] ગભરામણ થવી -નીકળવો, વળવો=પરસેવવું, પરસેવો થવો.]

-પરસ્ત વિ૦ [फा.] (સમાસમાં) પૂજક; ભક્ત ઉદા. ખુદાપરસ્ત [ચાકરી કરનાર
પરસ્તાર પું૦ [फा.] સેવક, ગુલામ (૨) માંદાની
પરસ્તી સ્ત્રી૦ [फा.] પૂજા; ભક્તિ (૨) પ્રશંસા (૩) પળશી; ખુશામત
પરસ્ત્રી સ્ત્રી૦ [सं.] બીજાની સ્ત્રી
પરસ્પર અ૦ [सं.] એકબીજાને, અરસપરસ. ૦વિરોધી વિ૦ પરસ્પર વિરોધવાળું. -રાવલંબી વિ૦ [+अवलंबी] પરસ્પર અવલંબન રાખતું. -રાશ્રિત વિ૦ [+आश्रित] પરસ્પર આશરો રાખતું. -રાશ્રિતત્વ ન૦ પરસ્પર આશ્રિત હોવાપણું. -રોપમા સ્ત્રી૦ [+उपमा] ઉપમાનો એક પ્રકાર જેમાં ઉપમાન અને ઉપમેયને એકબીજાની ઉપમા આપવામાં આવે છે (કા. શા)
પરસ્પર્શી વિ૦ [सं.] બીજાને લાગુ પડતું; પરલક્ષી (૨) બીજાને અસર કરે તેવું
પરસ્મૈપદ ન૦ [सं.] સંસ્કૃતમા ધાતુઓના રૂપો કરવાના બે પ્રકારમાંનો એક -દી વિ૦ (વ્યા.) પરસ્મૈપદવાળું (ધાતુ માટે) [ક્ટિવ'
પરસ્વરૂપજન્ય વિ૦ [सं.] પરલક્ષી, 'ઑબ્જે-
પરહ સ્ત્રી૦ [જુઓ પસ(-હ)ર] પરોઢિયે ગોચરમાં ચરવું તે
પરહરવું સ૦ક્રિ૦ [सं परि + हृ] પરિહરવું, તજવું
પરહેજ (૨) વિ૦ [फा.] પ્રબંધનમા પડેલું, કેદી. [-કરવું=કેદ કરવું] (૨) કરી-પરહેજી પાળનારું (૩) પરહેજગાર (૪) સ્ત્રી૦ [फा] કરી (૫) સંયમ, નઠારા કામોથી દૂર રહેવું તે. ૦ગાર વિ૦ નઠારા કામોથી દૂર રહેનાર, સંયમી. -જી સ્ત્રી૦ કેદ (૨) ચરી
પરંતુ અ૦ [सं] પણ
પરંદું ન૦ [फा परदह्] પરિંદુ; પક્ષી
પરંપરા સ્ત્રી૦ [सं] હાર, શ્રેણી (૨) ઘણા કાળથી ચાલતો આવેલો રિવાજ. ૦ગત, -રિત,-રીણ વિ૦ પરંપરાથી ચાલતું આવેલું
પરા વિ૦ સ્ત્રી૦ [सं] શ્રેષ્ઠ, ઉત્તમ, પર (૨) સ્ત્રી૦, વાણીનાં (પરા, પશ્યંતી, મધ્યમા, વૈખરી) ચાર રૂપમાંનું પ્રથમ
પરા- [सं] સંસ્કૃત ઉપસર્ગ. નામ કે ક્રિયાને લાગતાં (૧) પાછું, ઊલટું (જેમ કે પરાગતિ, પરાજય) (૨) અતિશય, ખૂબ, છેવટનું (જેમ કે પરાક્રમ) એવા ભાવ બતાવે છે
પરાઈ સ્ત્રી૦ [दे. पाराई] ખાડણીનો દસ્તો (૨) [સુ] નરાજ (૩) વિ૦ સ્ત્રી૦ 'પરાયું' જુઓ
પરાકાષ્ઠા સ્ત્રી૦ [सं] છેવટની હદ - આખર
પરાકોટિ(-ટી) સ્ત્રી૦ [सं.] છેલ્લી હદ
પરાક્ચેતન ન૦ [सं] પર - પરોક્ષ ચેતન, બ્રહ્મ
પરાક્રમ ન૦ [सं] બહાદુરી, શૂરાતન (૨) [લા.] (વ્યંગમાં) અવિચારી કે ખોટા સાહસનું કામ. -મી વિ૦ બહાદુર; પરાક્રમ કરનારું
પરાગ પું૦ [सं] ફૂલમાની રજ ૦કોશ(-ષ) પું૦ પુંકેસરની ટોચની પરાગની થેલી
પરાગતિ સ્ત્રી૦ [सं] પાછા જવું તે (૨) મરણ. ૦ક વિ૦ પાછી ગતિ કરનારું; પ્રાગતિક નહિ એવું, 'રિઍક્શનરી' [નાસી ગયેલું
પરાગંદે વિ૦ [फा. परागंदह्] જમીન છોડી
પરાઙ્મુખ વિ૦ [सं] વિમુખ ૦તા સ્ત્રી૦
પરાજ (-ત) સ્ત્રી૦ [જુઓ પરાત] ઊભા કાનાની મોટી થાળી
પરાજય પું૦ [सं] હાર
પરાજિત વિ૦ [सं] હારેલું
પરાણુ ન૦ (કા) વીસ વીઘાં
પરાટ સ્ત્રી૦ ગધેડા ઉપર તંગ ભીડવાના કામમાં આવતી બકરાના વાળની દોરી
પરાણ પું૦ [सं. प्राण; प्रा.] (પ) પ્રાણ; જોર
પરાણી સ્ત્રી૦ [સર૦ सं. प्रवयण, म.] નાનો પરાણો
પરાણે અ૦ [જુઓ પરાણ] બળાત્કારે (૨) મહામહેનતે; માંડ માંડ
પરાણો પું૦ [જુઓ પરાણી] આરવાળી લાંબી લાકડી, પરોણો [જુઓ પરાજ
પરાત સ્ત્રી૦ [સર૦ म.; हिं., पोर्तु. प्राट? सं पात्र?]
પરાત(-શ) સ્ત્રી૦ છાશ ઉપરનું પાણી
પરાત્પર વિ૦ [सं] પરથી પણ પર; શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ
પરાધીન વિ૦ [सं] પરતંત્ર ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦
પરાન્ન ન૦ [सं] પારકું અન્ન
પરાપૂર્વ પું૦ [પર + પૂર્વ] બહુ જૂનો સમય
પરાભવ પું૦ [सं] પરાજય. ૦વું સ૦ ક્રિ૦ [प्रा. पराभव, सं. पराभू] હરાવવું

**પરાભૂત** વિ૦ [સં] હારેલું

**પરામર્શ** પુ૦ [સં] સ્પર્શ (૨) પકડવું-ખેંચવું તે (૩) બળાત્કાર (૪) વિચાર, ઊહાપોહ (૫) અનુમાન (૬) સ્મૃતિ

**પરામૃષ્ટ** વિ૦ [સં] સ્પર્શ કરાયેલું

**પરાયણ** વિ૦ [સં] એકાગ્ર, લીન (પ્રાય સમાસમાં). ૦તા સ્ત્રી૦ [મુક્તિ

**પરાયતન** ન૦ [સં] પારકું ઘર (૨) પરમપદ,

**પરાયું** વિ૦ [પ્રા परराय (સં परकीय)] પારકું (-ઈ વિ૦ સ્ત્રી૦) [ત્રીજે વર્ષ

**પરાર** અ૦ [સં, પ્રા. परारि] ગયે કે આવતે

**પરાર્થ** વિ૦[સં] બીજાને માટે હોય તેવું(૨)પું૦ પરોપકાર, સ્વાર્થથી ઊલટું તે -ર્થાનુમાન ન૦, -ર્થાનુમિતિ સ્ત્રી૦ પોતે અનુમાન કર્યા પછી બીજાને સમજાવવા અમુક રીતે વાક્યો રચી કરી બતાવેલું અનુમાન (ન્યા શા)

**પરાર્ધ** વિ૦[સં] સંખ્યાવાચનમાં છેલ્લી સંખ્યા (એકડા ઉપર સત્તર મીડાવાળો અંક)

**પરાવર** વિ૦ [સં] જુઓ પરાત્પર

**પરાવર્ત** પુ૦ [સં] વિનિમય, બદલો (૨) પરાવર્તન ૦ન ન૦ પાછું ફરવું તે ૦નકોણ પુ૦ દર્શક વસ્તુ પર પડતું કિરણ પાછું ફરતાં પતનકોણથી વિરુદ્ધ દિશામાં ખૂણો કરે છે તે, 'ઍન્ગલ ઑફ રિફ્લેક્શન'. -ર્તિત વિ૦ પાછું ફેરવેલું; પલટાવેલું -ર્તી વિ૦ પાછું ફરતું-વળતું

**પરાવલંબન** ન૦ [સં] પારકા ઉપર આધાર રાખવો તે [રાખનારું

**પરાવલંબી** વિ૦ [સં] પારકા પર આધાર

**પરાવિદ્યા** સ્ત્રી૦ [સં.] શ્રેષ્ઠ વિદ્યા, બ્રહ્મવિદ્યા

**પરાવૃત્ત** વિ૦ [સં] પાછું ફરેલું (૨) કંટાળેલું, વિમુખ -ત્તિ સ્ત્રી૦ જુઓ પરાવર્ત

**પરાશ** સ્ત્રી૦ પરાત, ક્યારા ઉપરનું પાણી

**પરાશર** પુ૦ [સં] (સં) વ્યાસના પિતા અને પરાશરસ્મૃતિના પ્રવર્તક

**પરાસ્ત** વિ૦ [સં] હારેલું

**પરાહત** વિ૦[સં] હલ્લો કરાયેલું, આક્રાંત (૨) મચાયેલું (૩) દૂર કરાયેલું, તિરસ્કૃત

**પરાળ** ન૦ [સં पलाल; પ્રા परा(-ला)ल] ડાંગર વગેરે અનાજનું પોચું ઘાસ-ખરસલું

**પરાંગના** સ્ત્રી૦ [સં] પારકી સ્ત્રી

**પરાંઠું** ન૦ [હિં पराँठा] લોઢી પર તળીને કરાતી ચોપડા જેવી એક જાતની ભાખરી [શેષ

**પરાંત** (૦) વિ૦ [જુઓ પુરાંત] બાકી રહેલું,

**પરાંતવું** (૦) અ૦ ક્રિ૦ [જુઓ પરાંત કે प्र+अंत(સં) ઉપરથી ?] કામ પૂરું કરવું, પરવાર

**પરિ-** [સં] એક ઉપસર્ગ 'ચારે તરફનું', પરિપૂર્ણ' એવા અર્થ બતાવે ઉદા૦ પરિક્રમ; પરિગણના

**પરિ** સ્ત્રી૦ [જુઓ પેર] પ્રકાર

**પરિકર** પુ૦ [સં] કમરબંધ (૨) પરિજન (૩) વૃંદ, સમૂહ (૪) સાભિપ્રાય વિશેષણો સાથેનું કથન-એક અર્થાલંકાર(કા શા)(૫)નાટકના વસ્તુમાં આગામી બનાવોનું ગર્ભિત સૂચન

**પરિકલ્પના** સ્ત્રી૦[સં] ઠરાવ-નિર્ણય કરવો તે

**પરિકેંદ્ર** ન૦ [સં] 'સર્કમ્સેન્ટર' (ગ)

**પરિક્રમ** પું૦ [સં] પરિક્રમણ (૨) અનુક્રમ ૦ણ ન૦, -મા સ્ત્રી૦ પ્રદક્ષિણા (૨) આમ તેમ ફરવું તે

**પરિક્લેશ** પુ૦ [સં.] થાક, દુઃખ

**પરિખા** સ્ત્રી૦ [સં] કિલ્લાની આસપાસ રક્ષણ માટે કરાતી પાણીની ખાઈ

**પરિગણન** ન૦, -ના સ્ત્રી૦ [સં] પૂરી ગણતરી

**પરિગ્રહ** પુ૦[સં.] સ્વીકાર, અંગીકાર (૨) ધન માલમતા વગેરેનો સંગ્રહ(૩)પત્ની(૪)પરિજન, પરિવાર -હી વિ૦ પરિગ્રહવાળું

**પરિઘ** પુ૦ [સં] વર્તુળનો ઘેરાવો (૨) આગળો; ભોગળ (૩) ભોગળ જેવું એક આયુધ

**પરિચય** પુ૦[સં] ઓળખાણ (૨) સહવાસ(૩) મહાવરો [-કરવો,-મેળવવો,-વધારવો.] ૦પદ્ધતિ સ્ત્રી૦ (સીધા પરિચયથી ભાષાજ્ઞાન આપવાની) એક શિક્ષણપદ્ધતિ, 'ડિરેક્ટ મેથડ'

**પરિચર** પુ૦ [સં] સેવક ૦ણ ન૦, -ર્યા સ્ત્રી૦ સેવા, ચાકરી [સ્ત્રી૦ દાસી

**પરિચારક** પુ૦[સં]સેવક પરિચારિકા(-ણી)

**પરિચિત** વિ૦ [સં] ઓળખીતું

**પરિચ્છિન્ન** વિ૦[સં] મર્યાદિત (૨) વિભક્ત, જુદું પાડેલું (૩) સુમેય (ગ.)

**પરિચ્છેદ** પું૦[સં] ભાગ (૨) સીમા. ૦ક વિ૦ પરિચ્છેદ કરનારુ

**પરિજન** પું૦; ન૦ [સં.] નોકર

**પરિજીર્ણ** વિ૦ [સં.] અતિ જીર્ણ-જર્જરિત

**પરિજ્ઞાન** ન૦ [સં.] પૂર્ણ કે સૂક્ષ્મ જ્ઞાન

**પરિણત** વિ૦[સં] પરિણતિ પામેલું. -તિ સ્ત્રી૦ ઝૂકવુ-નમવું તે (૨) જુઓ પરિણામ -મવું અ૦ ક્રિ૦ [સં. परिणम्] પરિણામ પામવુ; ફલિત થવું, નીપજવું (-માવવું સ૦ક્રિ૦ પ્રેરક)

**પરિણય** પુ૦, ૦ન ન૦ [સં.] લગ્ન

**પરિણામ** પું૦; ન૦ [સં] અંત, ફળ; નતીજો (૨) રૂપાંતર, વિકાર (૩) પરિપક્વતા; પુખ્તતા (૪) એક અલંકાર જેમાં ઉપમાન ઉપમેય સાથે એકરૂપ થઈને કોઈ કાર્ય કરે છે (કા શા.). [-આવવું, -આણવું, લાવવું]. ૦દર્શી પરિણામ વિચારીને કામ કરનારુ; દૂરદર્શી. ૦વાદ પું૦ જગતની ઉત્પત્તિ, નાશ વગેરેને સત્ય પરિણામરૂપ માનનાર મત, સાંખ્યમત. -મી વિ૦ પરિણમતું; ફલિત; પરિણામરૂપે નીપજતુ

**પરિણીત** વિ૦ [સં.] પરણેલું

**પરિતપ્ત** વિ૦ [સં.] પરિતાપ પામેલું

**પરિતર્પવું** સ૦ક્રિ૦ [સં. परि+तृप्] બરાબર સંતોખવુ

**પરિતાપ** પું૦ [સં] તાપ; સંતાપ. -પિત વિ૦ સંતપ્ત -પી વિ૦ પરિતાપવાળું

**પરિતુષ્ટ** વિ૦[સં] સંતોષ પામેલુ

**પરિતૃપ્ત** વિ૦ [સં] પરિતૃપ્તિ પામેલુ. -પ્તિ સ્ત્રી૦ સંતોષ

**પરિતોષ** પું૦ [સં] સંતોષ

**પરિત્યક્ત** વિ૦[સં.] છોડી દીધેલું; ત્યજેલું

**પરિત્યાગ** પું૦[સં.] છોડી દેવું તે ૦વું સ૦ક્રિ૦ પરિત્યાગ કરવો; તજવું

**પરિત્રાણ** ન૦ [સં.] સંરક્ષણ

**પરિદેવના** સ્ત્રી૦ [સં] શોક

**પરિધાન** ન૦ [સં] પહેરવું તે (૨) વસ્ત્ર

**પરિધિ** પું૦ [સં] વર્તુળનો ઘેરાવો (૨) સૂર્ય-ચંદ્રની આસપાસ દેખાતુ તેજનું કૂંડાળું (૩) ચોમેર ફરતી વાડ (૪) જુઓ નીચોચ્ચવૃત્ત

**પરિનિર્વાણ** ન૦ [સં.] મોક્ષ

**પરિન્યાસ** પું૦ [સં] કાવ્યમાં જ્યાં કોઈ વિશેષ અર્થ પૂરો થાય તે સ્થળ (૨) નાટકમાં મુખ્ય કથાની મૂળભૂત ઘટનાનું સંકેતથી સૂચન કરવું તે

**પરિપક્વ** વિ૦[સં.] પૂરેપૂરુ પાકેલુ. ૦તા સ્ત્રી૦

**પરિપત્ર** પું૦; ન૦ [સં.] લાગતાંવળગતાંની જાણ માટે ફેરવાતો પત્ર; 'સરક્યુંલર'. [-કાઢવો =કોઈ કામ અંગે લાગતા વળગતા લોકો કે સંસ્થાઓમાં તે જણાવતો પરિપત્ર મોકલવો. -ફેરવવો = લાગતાવળગતાને પરિપત્ર દેખાડી વળવુ — તે મોકલવો..]

**પરિપંથી** પુ૦[સં.] શત્રુ (૨) વાટપાડુ; લુટારો

**પરિપાક** પું૦[સં.] પરિણામ; ફળ (૨) પરિપક્વ થવુ તે

**પરિપાટ** પુ૦[સં.] પરિપાટી, પ્રથા, રિવાજ, ધારો

**પરિપાટિ(-ટી)** સ્ત્રી૦[સં.] શૈલી, રીતિ (૨) ધારો, પ્રથા, નિયમ (૩) ક્રમ; શ્રેણી. [-પડવી = ધારો કે પ્રથા થવી ]

**પરિપાણિક** પું૦ [સં] ગાયનના તાલના કાળની [પછી તાલી પડવી તે

**પરિપાલન** ન૦, -ના સ્ત્રી૦[સં.] પાલન, રક્ષણ

**પરિપુષ્ટ** વિ૦[સં] સારી રીતે પોષણ-વૃદ્ધિ પામેલું

**પરિપુષ્ટિ** સ્ત્રી૦ [સં] પરિપુષ્ટપણું

**પરિપૂત** વિ૦ [સં.] સર્વથા પવિત્ર

**પરિપૂર્ણ**, -રિત વિ૦[સં] ભરપૂર. ૦તા સ્ત્રી૦

**પરિપૂર્તિ** સ્ત્રી૦ [સં.] પરિપૂર્ણતા

**પરિપોષ** પુ૦ [સં.] પરિપુષ્ટ થવું કે કરવું તે; પરિપુષ્ટિ. ૦વું સ૦ક્રિ૦ સારી રીતે પોષવું

**પરિપ્રશ્ન** પુ૦ [સં.] ફરી ફરીને પૂછવું તે

**પરિબળ** ન૦ [સં. परि+वल] જોર

**પરિબ્રહ્મ** ન૦ (પ.) [જુઓ પરબ્રહ્મ] પરમાત્મા

**પરિભવ** પું૦ [સં.] તિરસ્કાર (૨) પરાભવ

**પરિભાષણ** ન૦ [સં] વાર્તાલાપ, સંભાષણ (૨) નિંદા, ફિટકાર

**પરિભાષા** સ્ત્રી૦[સં] કોઈ પણ શાસ્ત્રની સાંકેતિક સંજ્ઞાઓ કે શબ્દો. [-યોજવી = પરિભાષા રચવી-બનાવવી.]

**પરિભ્રમણ** ન૦[સં] ફરવું-ટહેલવું તે, ભ્રમણ (૨) ગોળ ગતિમાં ફરવું તે

**પરિમલ(–ળ)** પું૦[सं] સુગંધ ૦વું અ૦ક્રિ૦ પીમળવું –લિત વિ૦ [सं] સુગંધીદાર
**પરિમાર્જન** ન૦ [सं] ધોવું–માંજવું તે
**પરિમાણ** ન૦[सं] માપ (૨) જેને લઈને વસ્તુને માપી શકાય છે તે એનું લક્ષણ–મપાઈ શકાવું તે કે તેની રીત. ૦વાચક વિ૦ પરિમાણ બતાવનારું
**પરિમિત** વિ૦ [सं] અલ્પ, મર્યાદિત (૨) અંદાજસર, માપેલું ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦ –તિ સ્ત્રી૦ માપ, તોલ (૨) સીમા, મર્યાદા (૩) પરમિતિ, 'પેરીમીટર' (ગ)
**પરિમેય** વિ૦[सं] માપી શકાય તેવું, મર્યાદિત (૨) માપવા યોગ્ય (૩) ન૦ માન, 'મૅગ્નિટ્યુડ' (ગ.)
**પરિયટ** પું૦ [दे परिअट्ट] ધોબી
**પરિયાણ** ન૦ [सं प्रयाण અથવા સર૦ सं परियान, प्रा परियाण=જવું તે, સર૦ हिं] (પ) પ્રયાણ (૨) ઢીલ, વિલંબ (?)
**પરિયું** ન૦, –યો પું૦ [सं परि+इ (परीत), प्रा परीय=મરેલું] પૂર્વજ (૨) વંશજ
**પરિરક્ષિત** વિ૦[सं] બધી બાજુએથી રક્ષાયેલું
**પરિરંભ** પું૦, ૦ણ ન૦ [सं] આલિંગન
**પરિવર્ત(–ર્ત)** પું૦ [सं] યુગ કે કાળનો અંત (૨) ફેરફાર, ક્રાંતિ (૩) ગોળ ફરવું તે –ર્તક વિ૦(૨)પું૦ ફેરફાર–ક્રાંતિ કરનાર (૩) ગોળ ફરનાર કે ફેરવનાર –ર્તન ન૦ જુઓ પરિવર્ત (૨) 'ઇન્વર્ઝન' (ગ) [–પામવું=બદલાવું, ફેરફાર થવો] –ર્તનવાદ પું૦ પરિવર્તન–ક્રાંતિ આવશ્યક તેમ જ કાર્યસાધક છે એવો વાદ –ર્તી વિ૦ બદલાતું
**પરિ(–રી)વાદ** પું૦ [सं] જૂઠી નિંદા –દી વિ૦ પરિવાદ કરનાર
**પરિ(–રી)વાર** પું૦ [सं] કુટુંબકબીલો
**પરિ(–રી)વાહ** પું૦ [सं] છલકાઈને જવું તે (૨) વધારાનું પાણી બહાર નીકળવાનો માર્ગ
**પરિવૃઢ** પું૦ [सं] અધિપતિ, નાયક
**પરિવૃત** વિ૦ [सं] વીંટાયેલું
**પરિવૃત્ત** ન૦ [सं] આલિંગન (૨) 'સર્કમ્સ્ક્રાઈબ્ડ સર્કલ' (ગ) (૩) વિ૦ ચારે બાજુથી વીંટાયેલું
**પરિવૃત્તિ** સ્ત્રી૦ [सं] ગોળ ફરવું તે (૨) પાછા ફરવું તે (૩) વીંટળાઈ વળવું તે (૪) અદલોબદલો, વિનિમય (પ) એક અર્થાલંકાર, જેમાં એક વસ્તુનો બીજી હીન, સમાન કે ઉત્તમ વસ્તુ સાથે અદલોબદલો વર્ણવ્યો હોય છે (કા શા)
**પરિવેશ(–ષ)** પું૦ [सं] તેજનું કૂંડાળું, 'હેલો'
**પરિવેષ્ટન** ન૦ [सं.] ઢાંકણ, આચ્છાદન
**પરિવેષ્ટિત** વિ૦ [सं] વીંટળાયેલું (૨) ઢંકાયેલું
**પરિવ્રજિત** વિ૦[सं] પરિવ્રજ્યા લીધી હોય તેવું
**પરિવ્રજ્યા** સ્ત્રી૦ [सं] સંન્યાસ. [–લેવી]
**પરિવ્રાજક** પું૦ [सं] સંન્યાસી
**પરિવ્રાજિકા** સ્ત્રી૦ [सं.] સંન્યાસિની
**પરિશિષ્ટ** ન૦ [सं] પુરવણી (ગ્રંથ કે લેખની); 'એપેન્ડિક્સ' (૨) વિ૦ બાકી રહેલું
**પરિશીલક** વિ૦ [सं] પરિશીલન કરનાર
**પરિશીલન** ન૦ [सं] અનુશીલન, દીર્ઘ સેવન (૨) આલિંગન
**પરિશીલિત** વિ૦ [सं] પરિશીલન કરાયેલું
**પરિશુદ્ધ** વિ૦ [सं] પૂર્ણપણે શુદ્ધ –દ્ધિ સ્ત્રી૦ પૂર્ણ શુદ્ધિ
**પરિશેષ** વિ૦ [सं] બાકી રહેલું, અવશિષ્ટ ૦ઉપપત્તિ સ્ત્રી૦ 'પ્રૂફ બાય એક્ઝોશન' (ગ.)
**પરિશોધ** પું૦ [सं] ખૂબ શોધ
**પરિશ્રમ** પું૦ [सं] મહેનત
**પરિષદ** સ્ત્રી૦ [सं] સભા (૨) પું૦ સભાસદ, મહાસભાનો સભ્ય. [–ભરવી=સભા બોલાવવી–ભેગી કરવી]
**પરિ(–રી)ષહ** પું૦ [सं.] જુઓ પરીષહ
**પરિષ્કાર** પું૦ [सं] અલંકાર, શણગાર (૨) સંસ્કાર [–કરવો]
**પરિષ્વજવું** સ૦ક્રિ૦ [सं परिष्वज्] ભેટવું
**પરિસમાપ્ત** વિ૦ [सं] સંપૂર્ણ –પ્તિ સ્ત્રી૦ સંપૂર્ણતા
**પરિસર** પું૦ [सं] આજુબાજુનો–પડોશનો [પ્રદેશ
**પરિસરણ** ન૦ [सं] ટહેલવું તે, ભ્રમણ
**પરિસંખ્યા** સ્ત્રી૦ [सं] ગણના, ગણતરી (૨) આશરો, અડસટ્ટો (૩) સરવાળો (૪) એક અર્થાલંકાર, અન્યત્ર નિષેધપૂર્વક પ્રસ્તુતમાં

અમુક ધર્મનો કે સ્વરૂપનો નિર્દેશ (કા. શા) (૫) જેનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો હોય એ સિવાય બીજું નહિ એવું વિશિષ્ટ કથન (મીમાંસામાં વિધિ અને નિયમ બંનેથી એ વિરોધી છે)
પરિસીમા સ્ત્રી૦ [સં] હદ
પરિસ્તરણ ન૦ [સં.] આચ્છાદન, ઓઢણ (૨) હોમની જગા આસપાસ દર્ભ પાથરવાનો એક વિધિ
પરિ(-રે)સ્તાન ન૦ [फा.] પરીઓનો મુલક (૨) [લા] સુંદર સ્ત્રી-પુરુષોની જમાવટ
પરિસ્થિતિ સ્ત્રી૦ [સં] આજુબાજુની સ્થિતિ –સંજોગ
પરિસ્ફુટ વિ૦[સં]તદ્દન સ્ફુટ, સ્પષ્ટ દેખાય એવું
પરિસ્વેદ પું૦[સં.] પરસેવો [તજવું
પરિહરવું સ૦ક્રિ૦[सं परिहृ, प्रा परिहर] છોડવું;
પરિહસિત વિ૦ [સં.] પરિહાસ પામેલું
પરિહાર પું૦ [સં] ત્યાગ. –ર્ય વિ૦ ટાળી શકાય એવું કે ટાળવા જેવું
પરિહાસ પુ૦ [સં] મશ્કરી [લઈ લેવાયેલું
પરિહૃત વિ૦ [સં.] દૂર કરાયેલું, ત્યજાયેલું (૨)
પરિંદું ન૦ [જુઓ પરંદુ] પક્ષી
પરી સ્ત્રી૦ [फा] પાંખોવાળી દેવતાઈ સુંદરી. ૦કથા સ્ત્રી૦ પરીઓ જેમાં આવતી હોય એવી–અદ્ભુત કથા ૦સૂરત વિ૦ પરી જેવી સૂરતવાળું, સુંદર
પરીક્ષક પુ૦ [સં.] પરીક્ષા કરનાર. –ણ ન૦ પરીક્ષા –વું સ૦ક્રિ૦[सं परीक्ष्]પરીક્ષા કરવી
પરીક્ષા સ્ત્રી૦[સં]તપાસ, કસોટી [–આપવી, –માં બેસવું = પરીક્ષા માટે ઉમેદવાર બનવું –માં ઊડવું, ઊડી જવું = નાપાસ થવું. –લેવી = વિદ્યાર્થીની પરીક્ષા કરવી.] ૦ર્થી પુ૦ [+अर्थी] પરીક્ષામાં બેસનાર ૦પત્ર (૦ક) જુઓ પ્રશ્નપત્રક –ક્ષિત વિ૦પારખેલું, તપાસેલું(૨)પું૦(સં)અભિમન્યુનો પુત્ર અને અર્જુનનો પૌત્ર –ક્ષ્ય વિ૦ પરીક્ષા કરવા યોગ્ય કે પરીક્ષા કરવા માટેનું
પરીખ પું૦ [सं परीक्ष्, प्रा. परिक्ख] જુઓ પારેખ (૨) એક અટક
પરીઘરો પુ૦ જુઓ પરિગ્રહ
પરીવાદ પુ૦ [સં.] જુઓ પરિવાદ
પરીષ ન૦ +[જુઓ પુરીષ] વિષ્ટા (પ.)
પરીષહ [સં.], પરીસો પુ૦ [प्रा. परीसह] ટાઢ, તડકો, ભૂખ, તરસ વગેરે બાવીસ વિપત્તિઓમાંની પ્રત્યેક કે તે સહેવી તે (જૈન)
પરીસવું સ૦ ક્રિ૦ [सं. परिविष्, સર૦ हिं. परोसना] + પીરસવું
પરુ ન૦ [સર૦ सं. पूय] પાચ
પરુષ વિ૦ [સં.] કઠોર. ૦તા સ્ત્રી૦
પરું વિ૦ [सं पर] અળગું (પ.) (૨) અ૦ દૂર; અલગ (૩) ન૦ [सं. पुर? સર૦ सं. पद्र= ગામડું] શહેર બહારનો વસવાટ; ઉપનગર
પરૂ(-રો)ણો પું૦ [सं. प्राघुणक, प्रा. पाहुणग] મહેમાન, અતિથિ. –ણાગત, –ણાચાકરી સ્ત્રી૦, –ણાચાર પુ૦મહેમાનગીરી, આતિથ્ય. (–કરવી). –ણી સ્ત્રી૦ સ્ત્રી મહેમાન
પરે અ૦ [જુઓ પેરે] પેઠે, (૨) પ્રકારે (૩) [सं. पर, સર૦ પર] પણે, પેલે ઠેકાણે (૪) [सं. उपरि] (પ.) પર; ઉપર
પરે (રે') સ્ત્રી૦ પોહ; મળસકાનું અજવાળું. [–ફાટવી, ફૂટવી = સવાર થવું.]
પરેજ (રે') વિ૦ (૨) સ્ત્રી૦, ૦ગાર વિ૦, –જી સ્ત્રી૦ જુઓ 'પરહેજ'માં
પરેડ સ્ત્રી૦ [इं] કવાયત
પરેશ પું૦ [સં.] પરમેશ્વર
પરેશાન વિ૦ [फा.] હેરાન (૨) વ્યાકુલ, ઉદ્વિગ્ન (૩) ધૂર્ત, ખધું, ચતુર.–ની સ્ત્રી૦ મુસીબત; હેરાનગત (૨) વ્યાકુલતા; ઉદ્વેગ
પરેસાઉ વિ૦ વ્યભિચારી (?)
પરેસ્તાન ન૦ જુઓ પરિસ્તાન
પરોક્ષ વિ૦[સં]અપ્રત્યક્ષ, ગેરહાજર. ૦ઉપપત્તિ સ્ત્રી૦ આડકતરી રીતની સાબિતી; 'ઇંડિરેક્ટ પ્રૂફ' (ગ.)
પરોગ પુ૦ અંત, આખર
પરોઢ (રો')પુ૦; ન૦ [सं. प्ररोह, प्रा. परोह?] પ્રભાત; સવાર. –ઢિયું ન૦ મળસકું
પરોણો પું૦ [જુઓ પરૂણો] મહેમાન. [પરોણા જમવવા = પરોણાના ભોજન

ઇત્યાદિની જોગવાઈ કરવી] (૨) [ જુઓ પરાણો] આરવાળી લાંબી લાકડી -ણાગત, -ણાચાકરી,-ણાચાર જુઓ 'પરૂણા'માં. -ણી સ્ત્રી૦ જુઓ પરૂણી(૨) આરવાળી નાની લાકડી (૩) [ 'પરોવવું' ઉપરથી ] સોયમાં પરોવેલો દોરો

**પરોત** (રો') પુ૦ [જુઓ પુરોહિત] ગોર

**પરોપકાર** પુ૦ [સં] પારકાનું ભલું કરવું તે. -રિતા સ્ત્રી૦ પરોપકાર કરવાનો ગુણ -રી વિ૦ પરોપકાર કરનાર

**પરોપકૃતિ** સ્ત્રી૦ [સં] પરોપકાર

**પરોપજીવી** વિ૦[સં]બીજાને આધારે જીવનાર -વિતા સ્ત્રી૦

**પરોવવું** સ૦ક્રિ૦ [સં.પ્ર+વે,પ્રા પોઞ] પ્રોવું, વેહવાળી વસ્તુને દોરા ઉપર ચડાવવી કે તેમાં દોરો ઘાલવો, પોરવવું (૨)[લા ]જોડવું, લગાડવું

**પર્જન્ય** પુ૦ [સં] વરસાદ

**પર્ણ** ન૦ [સં] પાંદડું ૦કુટિ(-ટી) સ્ત્રી૦ ઝૂંપડી ૦શય્યા સ્ત્રી૦ પાંદડાંની પથારી ૦શાલા(-ળા) સ્ત્રી૦ ઝૂંપડી [રહેનાર

**પર્દેનશીન, પર્દેપોશ** વિ૦ [ફા] પડદામાં

**પર્યટન** ન૦ [સં] મુસાફરી

**પર્યવસાન** ન૦ [સં] અંત -યી વિ૦, -યિની વિ૦ સ્ત્રી૦ અંતિમ, અંતવાળું

**પર્યવસ્થા** સ્ત્રી૦ [સં] વિરોધ, પ્રતિકાર

**પર્યંક** પુ૦ [સં] પલંગ

**પર્યંત** પુ૦ [સં.] ચોગરદમ ફરતી હદ, ઘેર (૨) અંત, છેવટ (૩) અ૦ સુધી, લગી -તે અ૦ છેવટે, આખરે

**પર્યાકુલ(-ળ)** વિ૦ [સં] આકુળવ્યાકુળ

**પર્યાપ્ત** વિ૦ [સં] પૂરતું (૨) સંપૂર્ણ (૩) પ્રચુર, પુષ્કળ (૪) સમર્થ (૫) મર્યાદિત. ૦તા સ્ત્રી૦, -પ્તિ સ્ત્રી૦ પર્યાપ્તપણું

**પર્યાય** પુ૦ [સં] સમાનાર્થ શબ્દ (૨) રીત; રસ્તો (૩) યુક્તિ, બહાનું (૪) પ્રકાર (૫) ક્રમ, અનુક્રમ (૬) પદાર્થનો ગુણ કે ધર્મ અથવા તજ્જન્ય પરિણામ (૭) એક અર્થાલંકાર, જેમાં એક વસ્તુ ક્રમથી અનેક વસ્તુઓમાં કે અનેક વસ્તુઓ ક્રમથી એક વસ્તુમાં હોવાનું વર્ણન કરવામાં આવે છે (કા શા ) (૮) 'આઇડેન્ટિટી' (ગ ) ૦ચિહ્ન ન૦ પર્યાયની (=) આવી નિશાની -યિક વિ૦ એકાત્મિક, 'આઇડેન્ટિકલ' (૨) એકરૂપ, 'કૉન્ગ્રુઅન્ટ' (ગ ) -યોક્ત ન૦ [+ उक्त ] એક અર્થાલંકાર, જેમાં કહેવાની વાતનો ઉલ્લેખ સ્ફુટ રૂપે કરવાને બદલે આડકતરી રીતે કરેલો હોય છે (કા શા )

**પર્યાલોચન** ન૦, -ના સ્ત્રી૦ [સં] સંપૂર્ણ આલોચન, સમીક્ષા

**પર્યુપાસના** સ્ત્રી૦ [સં.] સેવા

**પર્યુષણ** ન૦ [સં] જુઓ પજુસણ

**પર્યેષક** પુ૦ [સં] પર્યેષણા કરનાર, શોધક. ૦તા સ્ત્રી૦ -ણ ન૦, -ણા સ્ત્રી૦ અન્વેષણ; આલોચના, તત્ત્વચિંતન

**પર્વ** ન૦ [સં ] ગ્રંથનો ભાગ (૨) આઠમ, ચૌદશ, પૂનમ અને અમાસ એમાંની એક તિથિ (૩) પવિત્ર દિવસ (૪) તહેવાર (૫) સાંઠાનો એક ગાંઠાથી બીજા ગાંઠા સુધીનો ભાગ ૦ણી [સં पर्वन् પરથી] પરવણી, પવિત્ર દિવસ

**પર્વત** પુ૦ [સં] પહાડ ૦રાજ પુ૦ (સં ) હિમાલય

**પર્હેજ**, ૦ગાર, -જી [ફા.] જુઓ 'પરહેજ'માં

**પલ** ન૦[સં] માસ(૨)ચાર તોલા જેટલું માપ (૩) સ્ત્રી૦ પળ, ક્ષણ વાર

**પલક** સ્ત્રી૦[સં] પળ, ક્ષણ (૨)[ફા] આંખનો પલકારો ૦દરિયાવ પુ૦ ઘડીકમાં રેલમછેલ કરી દે એવો વરસાદ (૨) પરમેશ્વર ૦દરિયો પુ૦ (ઘડીએ ઘડીએ પાણી માગતા બાળકને માટે બોલાય છે)

**પલકવું** અ૦ક્રિ૦ ['પલક' પરથી] મીંચાવું ને ઊઘડવું(૨)આંખ પલકવાની જેમ ગતિ હોવી કે થવી(૩) ઝબૂકવું, રહી રહીને પ્રકાશવું (૪) ચળવું, અસ્થિર થવું

**પલકો,-કારો** પુ૦[જુઓ પલક] આંખનું પલકવું તે (૨) ઝબકારો (૩) અણસારો, ઇશારો

**પલટણ(-ન)** સ્ત્રી૦ [ઇ પ્લૅટૂન, પો , સર૦ હિં, મ] લશ્કરની ટુકડી -ણિ(-નિ)યો પુ૦ લશ્કરનો સિપાઈ

પલટવું સ૦ક્રિ૦ [प्रा. पल्लट्ट] બદલવું
પલટાપલટી સ્ત્રી૦ ફેરફાર, ઊથલપાથલ
પલટાવું અ૦ક્રિ૦ -વવું સ૦ક્રિ૦ 'પલટવું'નું અનુક્રમે કર્મણિ અને પ્રેરક
પલટી સ્ત્રી૦, -ટો પું૦ [જુઓ પલટવું] ફેરબદલી (૨) ગાવામાં સ્વરને ઉતારવો અને ચડાવવો તે(૩) ઊથલો (૪) પટાબાજીનો એક દાવ. [-ખાવો, મારવો=પલટાવું.]
પલપલવું અ૦ક્રિ૦[अप. पल्ल (सं प्र+कट्य्)]- ચળકવું, ચમક ચમક થવું
પલપૈતૃક ન૦ [सं.] શ્રાદ્ધમાં અપાતો માસપિંડ
પલવટ સ્ત્રી૦ [सं. पल्लव] કેડ બાંધવી તે કે તેનું કપડું (જેવું ભીલો બાંધે છે)(૨)પાલવ કે નીચે લટકતો છેડો, તેને કેડે કે છાતીએ તાણી બાંધવો તે
પલવડી સ્ત્રી૦ [જુઓ પલ્લી] (સુ.) ઘરોળી
પલવલિયાં ન૦બ૦વ૦ (આંખના) ઝળઝળિયાં. (-આવવાં,-લાવવાં)
પલવવું સ૦ ક્રિ૦ [सं. पल्लव=કોંટા ઉપરથી] રાજી કરવું, રીઝવવું
પલવાડ સ્ત્રી૦ [सं. परि+वाड] વાડ
પલવાવું અ૦ક્રિ૦ 'પાલવવું'નું કર્મણિ
પલવું અ૦ક્રિ૦ [सं प्रा पल्]+ પળવું, જવું
પલળવું અ૦ક્રિ૦ [જુઓ પલાળવું] ભીનું થવું (૨) [લા.] પોચું થવું, પીગળવું (મન)
પલંગ પું૦ [सं पर्यंक, प्रा. पलिअंक, पल्लंक] મોટો ખાટલો ૦ડી સ્ત્રી૦ નાનો પલંગ,ઢોલણી. ૦પોશ ન૦ પથારી ઉપર પાથરવાનો ઓછાડ
પલાકું(-ખુ) ન૦ આંકના પાડાનો પ્રશ્ન -ખી સ્ત્રી૦ આંકના પાડામાંની દરેક હાર
પલાણ ન૦[सं पर्याण, प्रा पल्लाण, सर० फा. पालान, सं पल्ययन] ઘોડાની પીઠ ઉપર નાખવાનો સામાન (૨) સવારી [-કરવું= પલાણવું -માંડવું = સવારીનો સામાન કસવો ] ૦વું અ૦ક્રિ૦ સવારી કરવી (૨) ઘોડાની પીઠ ઉપર સામાન કસવો
પલાયો પું૦ [इं. प्लेनर] છાપતી વખતે બીબાં બરાબર બેસાડવા તેમના ઉપર મૂકી ઠોકવાનો લાકડાનો કકડો [નાસી જવું
પલાયન ન૦ [सं.] નાસી જવું તે. -માન વિ૦
પલાયિત વિ૦ [सं.] નાઠેલું, દોડી ગયેલું
પલાવ પું૦ [फा] ભાતમાં દાળ ને માંસ નાખી બનાવેલી એક વાની
પલાવટ સ્ત્રી૦ ભીલની એક જાત
પલાવન ન૦ ['પળાવવું' ઉપરથી] પળાવવું- પાલન કરાવવું તે [જુઓ પિતપાપડો
પલાશ પું૦ [सं] ખાખરો. ૦પાપડો પું૦
પલાશવેલ સ્ત્રી૦ એક વનસ્પતિ
પલાશી પું૦ [सं.] રાક્ષસ (૨) ઝાડ (૩) સ્ત્રી૦ દીપકની એક રાગણી
પલા(-ળા)વું અ૦ક્રિ૦[सं. पल्]+જવું, પલવું
પલાળવું સ૦ક્રિ૦ [सर० प्रा. पलाविअ, सं. प्लावित] ભીંજવવું (૨)[લા ] મન પર અસર પહોંચાડવી (૩) વશ કરવા દાટી પલાળવી (૪) [લા.] કોઈ કામ શરૂ કરવું
પલાળિયું ન૦ ['પલાળવું' ઉપરથી] નહાતી વખતે પલાળવા બદલાતું પંચિયું
પલાંકું(-ખું) ન૦ પલાણું
પલાંઠિયો વિ૦પું૦['પલાંઠી' ઉપરથી]પાણીમાં પલાંઠીભેર મારવાનો-(ફૂદકો)
પલાંઠી સ્ત્રી૦[प्रा. पल्हत्थिय (सं पर्यस्तिका)] પગ અમુક ઢબે વાળીને ચપટ બેસવાની એક રીત. [-મારવી, વાળવી; વાળીને બેસવું = પગ પર પગ ચઢાવીને નિરાંતે કે દૃઢ આસન લગાવીને, કે વધુ જગા રોકાય તેમ બેસવું.]
પલાંઠો પું૦ [જુઓ પલાઠી] મોટી પલાંઠી
પલાંડુ સ્ત્રી૦ [सं ] ડુંગળી; કાંદો
પલિત વિ૦ [सं ] પળિયાવાળું
પલીત પું, ન૦ [हिं , (फा पलीद)] ભૂતપ્રેત
પલીતો પું૦ [फा., प्रा पलित्त (सं. प्रदिप्त) ] જામગરી [-ચાંપવો, મૂકવો=જામગરી સળગાવવી'(૨) ઉશ્કેરવું, ઊભું કરવું ]
પલૂર ન૦ લીલી કુમળી ડુંગળી કે લસણ (૨) વિ૦ બહુ બારીક (કાપડ)
પલેટ પું૦,સ્ત્રી૦[सर० हिं , इं प्लेट] (સીવવાના સંચાથી) કપડાની પટ્ટી વાળી સાંધવી તે. [-ભરવો, -મારવો, -લેવો ]
પલેવણ ન૦ [प्रा. पलोअण(सं. प्रलोकन)] +

જીવજંતુના રક્ષણાર્થે લૂગડાં, રજોહરણ વગેરેને પહોળાં કરી તપાસવાં-ખંખેરવાં તે (જૈન)(૨) [प्रा पलीवण(सं प्रदीपन)] અગ્નિ
પલોટ સ્ત્રી૦ ['પલોટવું' પરથી] અનુભવ, કેળવણી, તાલીમ
પલો(-ળો)ટવું સ૦ક્રિ૦ [प्रा पल्लोट्ट=પ્રવૃત્તિ કરવી, ફેરવું] કામકાજમાં જોડી પાવરધું કરવું (૨) કેળવી સવારી લાયક કરવું (૩) ચંપી કરવી, દબાવવું
પલ્લવ પુ૦, ન૦ [सं] કૂંપળ (૨) પાંદડું (૩) અળતો, લાખનો રંગ (૪) પાલવ, વિસ્તાર (૫)પુ૦એક ઐતિહાસિકકાલીન લોક-પ્રજા ૦ગ્રાહી વિ૦ ઉપરચોટિયું, ઊંડું નહિ તેવું (જ્ઞાન) ૦વું અ૦ ક્રિ૦ પલ્લવિત થવું; પાંગરવું, નવાં પાન આવવાં -વાલેખન ન૦ [+आलेखन] પત્ર વેલ વગેરેનું આલેખન -વિત વિ૦ નવાં પાનના ફાલથી હેલૂર થઈ રહેલું -વી વિ૦ પલ્લવોવાળું [વૃક્ષ] (૨) સ્ત્રી૦ ચલનવલનથી કરેલા ઇશારા ઉદા૦ કરપલ્લવી, નેત્રપલ્લવી
પલ્લાઉ વિ૦ ['પલ્લું' ઉપરથી] જેને મોટું પલ્લું આપવું પડતું હોય તે
પલ્લી સ્ત્રી૦[सं]નાનું ગામડું (૨)પરલી, ગરોળી
પલ્લી સ્ત્રી૦ માંડવી, ગરબાની કોડિયાં મૂકવાની દીવી. [-કાઢવી, -મૂકવી]
પલ્લું ન૦ [फा] ત્રાજવાનું એક છાબડું
પલ્લું ન૦ વર તરફથી કન્યાને અપાતું સીધન [-આપવું,-કરવું, -ભરવું, -ચડાવવું]
પલ્લો પુ૦[सं पल्लव]પાલવ(૨)મજલ,ટપ્પો,છેટું
પલ્વલ ન૦ [सं] તળાવડું
પવઈ સ્ત્રી૦ પાવઈ, પવૈયો
પવન પુ૦ [सं] વા, વહેતો વાયુ (૨) [લા.] તોર, મિજાજ (૩) શોખનો શિરસ્તો-ફેશન [-આવવો=પવન વાવો. -કાઢી નાખવો =મિજાજ ઉતારવો -ચાલવો, વાવો=ની ફેશનશરૂ થવી -છૂટવો=પવન સરવો(૨)પવન વહેવા લાગવો -ફૂંકાવો=પવનનું જોરશોર વાવું -ભરાવો=(શરીરમાં) પવનની માઠી અસર થવી -ભરાવો=(મગજમાં) મિજાજ કે મમતમાં હોવું -લાગવો=શરીર ઉપર પવનની માઠી અસર થવી (૨) અસર થવી.] ૦કુમાર પુ૦ હનુમાન (૨) ભીમ ૦ચક્કી સ્ત્રી૦ પવનથી ચાલતું ચક્રવાળું યંત્ર ૦પાવડી સ્ત્રી૦ જેથી આકાશમાં ઊડી શકાય એવી જાદુઈ પાવડી- ૦વેગી વિ૦ પવન જેટલા-અતિવેગવાળું ૦સુત પુ૦(સં)હનુમાન (૨) ભીમ -નાશન વિ૦ [+अशन] પવન ખાઈને જીવનારું -નાસ્ત્ર ન૦ [+अस्त्र] પવનનું અસ્ત્ર
પવમાન પુ૦ [सं] પવન (૨) ગાર્હપત્ય અગ્નિ
પવાડવું સ૦ક્રિ૦ પાવું, પિવાડવું
પવાડી સ્ત્રી૦ અભરાઈ
પવાડો પુ૦[सं प्रवृद्ध, प्रा पवड्ढ? સર૦ म, हिं पवाडा] વીરનું પ્રશસ્તિ-કાવ્ય (૨) [કટાક્ષમાં] નિંદાત્મક કાવ્ય(૩)નિંદા, આક્ષેપ
પવા(૦ય)ત સ્ત્રી૦ ['પાવું' ઉપરથી] સૂતર અને કાપડને પાવામાં આવતી કાંજી (૨) ખેતર વગેરેમાં પાણી પાવું તે
પવાલી સ્ત્રી૦ [જુઓ પવાલું] નાનું પ્યાલું (૨) ઊંચું નળાકાર એક વાસણ -લું ન૦ [જુઓ પ્યાલું] પાણી પીવા માટેનું નાનું વાસણ, જામ (૨) મોટું નળાકાર એક વાસણ (૩) [જુઓ પાલી] અનાજ માપવાની નાની.પાલી
પવિ સ્ત્રી૦ [सं] ઇંદ્રનું આયુધ - વજ્ર
પવિત્ર વિ૦ [सं] શુદ્ધ, પાવન ૦પણું ન૦ ૦તા,-ત્રાઈ સ્ત્રી૦ -ત્રાસન ન૦ [+आसन] પવિત્ર (દર્ભનું) આસન
પવિત્રા પુ૦ [म] લાઠી, લેજીમ, કુસ્તી વગેરેના દાવની તૈયારીનું આગળ પગ કરીને ઊભવાનું આસન
પવિત્રા અગિયારશ(-સ) સ્ત્રી૦ [પવિત્રું + અગિયારશ] શ્રાવણ વદ અગિયારશ
પવિત્રા બારશ(-સ) સ્ત્રી૦શ્રાવણ સુદ બારસ
પવિત્રિત વિ૦[सं] પવિત્ર-શુદ્ધ કરાયેલું
પવિત્રી સ્ત્રી૦ [प्रा पवित्तय (सं पवित्रक) = વીંટી ] દર્ભની વીંટી (૨) ['પવિત્ર' ઉપરથી] પવિત્ર શબ્દો પાડેલી કે ભરેલી રેશમી પટ્ટી
પવિત્રું ન૦[सं.पवित्र ઉપરથી]ઠાકોરજીને ધરાવેલી રેશમની માળા(૨)કોટે ઘાલવાની મોતીની સેર

**પવૈયો** પુ૦ પાવૈયો, હીજડો

**પશમ** સ્ત્રી૦ [फा. पश्म] રુંવાટી, વાળ (૨) હિમાલયમાં થતા એક જાતના બકરાના વાળ (જેનું ગરમ કાપડ બને છે). **–મી** [फा.] પશમનુ, પશમવાળું. **–મીનો** પું૦ [फा.] પશમનું બનેલું કાપડ

**પશુ** ન૦ [सं.] જાનવર, ચોપગું પ્રાણી **૦જન્ય** વિ૦ પશુમાંથી નીપજતુ. **૦તા** સ્ત્રી૦, **૦ત્વ** ન૦. **૦ધર્મ** ન૦ પશુને છાજે એવો હીન–અમાનવ ધર્મ. **૦પતાકા(૦સ્ત્ર)** ન૦ (સ ) શંકરનુ એક દિવ્ય અસ્ત્ર, પાશુપત. **૦પતિ, ૦પાલ (–ળ)** પું૦ મહાદેવ (૨) ગોવાળ. **૦બલિ** પુ૦ યજ્ઞમા પશુનુ બલિદાન **૦માર** પુ૦ પશુને પડે એવો માર, ઢોરમાર. **૦યજ્ઞ, ૦યાગ** પું૦ પશુ વડે કરાતો યજ્ઞ. **૦વૃત્તિ** સ્ત્રી૦ પશુતા, પાશવતા. **૦વૈદક** ન૦ પશુઓ માટેનુ વૈદુ. **૦શાસ્ત્ર** ન૦ પશુનું–તેના પાલન વગેરેનું શાસ્ત્ર, 'ઝૂઓલોજી'. **૦સામાન્ય** વિ૦ પશુઓમા પણ મળી આવતુ

**પશુડું** ન૦ [दे. पसुअ = ફૂલ, પુષ્પ અથવા प्रा. पसूअ (सं प्रसूत) પેદા થયેલુ ઉપરથી ?] બચ્ચું, નાનું બાળક (બોલવામા 'પસુડું' વપરાય છે )

**પશેમાન** વિ૦ [फा ] પસ્તાયેલું, શરમાયેલુ. **–ની** સ્ત્રી૦ ખેદ, પશ્ચાત્તાપ

**પશ્ચાત્** અ૦[सं ] પછી. **–ત્તપ્ત** વિ૦ પશ્ચાત્તાપ કરતુ. **–ત્તાપ** પુ૦ પસ્તાવો. **–દ્ભૂમિ** સ્ત્રી૦ ચિત્રની પાછળની ભૂમિકા, જે તેને ઉઠાવ, છટા વગેરે અર્પે છે, 'બૅકગ્રાઉન્ડ'

**પશ્ચિમ** વિ૦ [सं.] આથમણુ (૨) પાછળનું, પાછલું (૩) સ્ત્રી૦ આથમણી દિશા (૪) ન૦ યુરોપ, અમેરિકા વગેરે પશ્ચિમનો પ્રદેશ. [પશ્ચિમમાં સૂર્ય ઊગવો = કદી પણ ન બને તેવું બનવું ] **૦દક્ષિણ** વિ૦ પશ્ચિમ અને દક્ષિણની વચ્ચેનુ – નૈઋત્ય **૦દ્વાર** ન૦ ગુદા. **૦બુદ્ધિ** વિ૦ પાછળથી જેને ઉકેલ સૂઝે છે તેવુ **૦હિંદી** સ્ત્રી૦ હિંદીની એક પ્રાંતિક બોલી. **–માભિમુખ** વિ૦ [+अभिमुख] પશ્ચિમ બાજુએ મોંવાળુ . **–મી** વિ૦ પશ્ચિમનુ, –ને લગતુ **–મોત્તર** વિ૦ [+उत्तर] પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનુ, વાયવ્ય

**પશ્તો** સ્ત્રી૦ એ નામની સરહદ પ્રાંતથી અફઘાનિસ્તાન સુધી ચાલતી એક ભાષા

**પશ્યંતી** સ્ત્રી૦ [सं.] વાણીની બીજી સ્થિતિ (જુઓ 'પરા')

**પસ** સ્ત્રી૦(કા )[प्रा. पसइ (सं प्रसृति) = ખોબો; અંજલિ] પસલો, પોશ, ખોબો

**પસતાગિયો** પુ૦ પસ્તાગિયો, કાછિયો

**પસ(–હ)ર** ન૦; સ્ત્રી૦ [સર૦ हिं. पसा,–सर] મળસકે ઢોરને ચરવા લઈ જવા તે, પરોઢ

**પસરવું** અ૦ ક્રિ૦ [प्रा. पसर (सं प्र + सृ)] પ્રસરવું, ફેલાવુ

**પસલી** સ્ત્રી૦ [જુઓ પસ] પોશ (૨) એક આચમનનુ જળ રહે એવો હાથના પહોંચાનો આકાર (૩) વીંટી (૪) ભાઈના બહેનને ભેટ **–લો** પું૦ ખોબો

**પસવારવું** સ૦ક્રિ૦ પંપાળવુ

**પસંદ** વિ૦ [फा.] ગમતુ (૨) ચૂંટી કાઢેલું, સ્વીકારેલું. [–આવવું, પડવુ = પસંદગી થવી; ગમવુ **–કરવું** = પસંદગી કરવી; સ્વીકારવુ ] **૦ગી** સ્ત્રી૦ પસંદ કરવું તે, રુચિ

**પસાય** પું૦ [सं प्रसाद; प्रा. पसाय] પ્રસાદ; કૃપા (૨)રાજી થઈને આપેલી બક્ષિસ

**પસાયતું** ન૦ [જુઓ પસાય]બક્ષિસ તરીકેની [જમીન

**પસાર** વિ૦ [पो.] (બહુધા વિધેય વિ૦ તરીકે વપરાય છે ) વટાવેલું; આરપાર ગયેલુ (૨) (કસોટીમા)પાર ઊતરેલું(૩)સ્ત્રી૦ આંટા મારવા તે (જમ્યા પછી કે ચોકી કરતાં)

**પસાર** પુ૦ [प्रा. पसार (सं. प्रसार)] પ્રસાર; ફેલાવો, પ્રચાર(૨)પ્રવેશ,પેસારો. **૦વું** સ૦ક્રિ૦ [सं. प्रसारय्, प्रा. पसार] ફેલાવવું(૨)લંબાવવું. **–રો** પું૦ પસાર, ફેલાવ

**પસિયારું** ન૦ જુઓ પખિયારું

**પસીનો** પુ૦ [हिं ] જુઓ પરસેવો

**પસૂંદી** સ્ત્રી૦ પરસૂદી, મેંદા

**પસોપેશ** સ્ત્રી૦ [फा.] વિચાર, મૂઝવણ

**પસ્તાગિયો** પુ૦ પસતાગિયો, કાછિયો

**પસ્તાનું** ન૦ [सं. प्रस्थान] બહારગામ જવા

ઊપડવું તે (૨) મુહૂર્ત સાચવવા પોતાને ઘેરથી નીકળી બીજાને ઘેર વાસ કરવો તે [–કરવું, –મૂકવું]

પરતાવું અ૰ક્રિ૰ ['પરતાવો' પરથી. સર૰ हिं पस्ताना, म पस्तावणें] પરતાવો કરવો –વો પુ૰ [सं पश्चात्ताप, प्रा. पच्छाताव(–य, या)व] ભૂલ કે દોષને માટે પાછળથી થતો ખેદ, પશ્ચાત્તાપ

પરતાળ સ્ત્રી૰ ઉપરાઉપરી ઠોક, વાણીના પ્રહાર [–પડવા] [પરસ્તું ૨

પરતી સ્ત્રી૰ નકામા – રદ્દી કાગળ (૨) જુઓ

પરતું ન૰ [જુઓ પિસ્તું] એક સૂકો મેવો, પિસ્તું (૨) [फा पुश्ती = મદદ] ઉપરાણું [–તાણવું = પક્ષ ખેંચવો, ઉપરાણું લેવું]

પલટાવું અ૰ ક્રિ૰ (ચ) પછડાવું

પહર ન૰ જુઓ પસર, પરહ

પહાડ પુ૰ [સર૰ हिं., म] ડુંગર, પર્વત [–જેવું = પર્વત જેવું મોટું કે દઢ, અડગ, મજબૂત] –ડી વિ૰ પહાડનું (૨) [લા] કદાવર, મજબૂત (૩) સ્ત્રી૰ નાનો પહાડ (૪) પહાડોની હાર (૫) એક રાગિણી [પથ્થર

પહાણ(–ણો) પુ૰ [प्रा पाहाण (सं पाषाण)]

પહાણવું સ૰ક્રિ૰ [સં. પ્રધાવન કે 'પહાણો' ઉપરથી ?] રગવા માટે (કોરું કપડું) વેણ

પહાણી ન૰ [म, સર૰ म. पाहणें, प्रा पेह. सं प्रेक्ष परथी] તપાસણી ૰પત્રક ન૰ [म] જેમાં ખેતર, તેમાંનાં ઝાડ અને પાકની નોંધ લેવાય છે તે તલાટીનું પત્રક

પહિરાવવું સ૰ ક્રિ૰ [प्रा पहिरावण (सं. परिधापन) = ભેટમાં અપાતું વસ્ત્રાદિ] + બક્ષવું, ભેટ આપવી

પહેરછા સ્ત્રી૰ પહેરવાની રીત

પહેરણ (પ્) ન૰ કુડતું, બદન (૨) પહેરવું તે કે તેની રીત –ણું ન૰ ઘાઘરાને બદલે કમ્મરે વીંટવાનું વસ્ત્ર (૨) પહેરવાનું વસ્ત્ર (૩) પહેરવાની રીત

પહેરવું (પ્) સ૰ક્રિ૰ [सं परिधा, प्रा पहिर] શરીર ઉપર ધારણ કરવું (૨) અંદર દાખલ કરવું (ઉદા૰ અરીસ પહેરવું)

પહેરવેશ પુ૰ [પહેરવું + વેશ] કપડાં પહેરવાની રીત (૨) પોશાક

પહેરામણી સ્ત્રી૰ [જુઓ પહિરાવવું; प्रा पहिरावण] કન્યાના બાપ તરફથી વરપક્ષ તેના સગાંને અપાતી બક્ષિસ [–કરવી = ભેટ આપવી પહેરામણીનો વર = જેને કન્યા ઉપરાંત ભેટ રોકડ આપવું પડે તેવો કુળવાન વર.]

પહેરાવવું સ૰ક્રિ૰ 'પહેરવું'નું પ્રેરક (૨) યુક્તિપૂર્વક બીજાને વળગાડવું (માલ ઇ૰), ગમે તેમ સમજાવી ફસાવવું, પધરાવી દેવું

પહેરો (પ્) પુ૰ [फा पहरह, સર૰ પહોરો, सं. प्राहरिक, प्रा. पाहरिय = પહેરેગીર, हिं पहरा, म पाहरा] તપાસ, જાપતો, ચોકી (૨) સંભાળ, હવાલો [પહેરામાં રાખવું = જાપ્તામાં રાખવું –ભરવો = ચોકી કરવી –મૂકવો, બેસાડવો = ચોકીની વ્યવસ્થા કરવી] –રેગીર પુ૰ પહેરો ભરનાર, ચોકીદાર; સંત્રી

પહેલ (પ્હે) પુ૰ [फा पहलु] પાસો. [–પાડવા = પાસા પાડવા] ૰દાર વિ૰ પાસાદાર

પહેલવાન પુ૰ [फा पहलवान] મલ્લ, કુસ્તીબાજ (૨) બહાદુર; શૂરવીર [ભાષા

પહેલવી સ્ત્રી૰ [फा पहलवी] ઈરાનની પ્રાચીન

પહેલ (પ્હેલ,) સ્ત્રી૰ [दे पहिल्ल = પહેલ –આગેવાની કરવી, अप पइल = પહેલું] પ્રારંભ, આગેવાની [–કરવી = આગેવાની કરવી, પહેલું થવું, પહેલું કામ કરીને દાખલો બેસાડવો] ૰વહેલું (વ્) વિ૰ પહેલી જ વારનું, સૌથી પ્રથમ (૨) અ૰ શરૂઆતમાં જ, સૌથી અગાઉ ૰વાડો પુ૰ (કા) પ્રારંભ; શરૂઆત. ૰વારકું વિ૰ પહેલી વારનું. ૰વેતરી વિ૰ સ્ત્રી૰ પહેલા વેતરની (ગાય ભેંસ ઇ૰) –લાં અ૰ અગાઉ, પૂર્વે –લું વિ૰ પ્રથમ (૨) પહેલાં કરનારું, મુખ્ય (૩) અ૰ સૌથી આગળ [પહેલા ખોળાનું = (સ્ત્રીનું) પ્રથમ સંતાન (૨) [લા.] ઘણું લાડ લડાવેલું – વહાલું (બાળક) પહેલા નંબરનું = શ્રેષ્ઠ પંક્તિનું પહેલેથી = શરૂઆતથી પહેલે ઘરથી = ધરમૂળથી, પ્રથમથી પહેલે પાટલે = આરંભમાં, છેક ટોચે, છેલ્લી હદે]

**પહો(-હોં)ચ** (પહોંચ,) સ્રી૦ [પહોંચવું ઉપરથી] પહોંચવુ તે (૨) પાવતી, રસીદ (૩) [લા ] સમજશક્તિ, અક્કલ (૪) શક્તિ, સામર્થ્ય [-ફાડવી=પાવતીની નોંધ રહે તેટલો ભાગ રાખી, તેની નકલ છૂટી કરીને આપવી. **પહોંચી જવું**=વખતસર જઈ પહોંચવું **પહોંચી વળવું**=ટક્કર ઝીલવી; મુશ્કેલી અથવા વિરોધનો મુકાબલો કરી પાર ઊતરવું] ૦બુક સ્રી૦ પાવતી આપવાના કાગળોની બાંધેલી વહી

**પહો(-હોં)ચવું** અ૦ક્રિ૦ [પ્રા. पहुच्च; સર૦ હિં. पहुँचना] (બારેક ઠેકાણે) જવું; પૂગવું (૨) (મોકલેલી વસ્તુનું) મળવું (૩) ટકવું, નભી રહેવું (૪) સ૦ક્રિ૦ (સરખામણીમા કે સ્પર્ધામાં) બરાબર થવું **પહોંચાડવું** સ૦ક્રિ૦ 'પહો(હોં)ચવું'નું પ્રેરક

**પહો(-હોં)ચેલું** વિ૦ ['પહોંચવું' ઉપરથી, કે સર૦ દે पच्चल=પાકું; સમર્થ] [લા ] ન છેતરાય તેવું, પકકું. [પહોંચેલ(-લી) બુટ્ટી, માયા=ઘણું પક્કું માણસ ]

**પહોતવું** (પ્હો) અ૦ ક્રિ૦ (પ) + પહોંચવું

**પહોતેલું** વિ૦ ['પહોતવું' ઉપરથી; અથવા પ્રા. पहुत्त (સં प्रभूत)=સમર્થ, પહોંચેલું] ન છેતરાય તેવું, પકકું

**પહોર** (પ્હો) પું૦ [જુઓ પ્રહર] ત્રણ કલાક. -રો પું૦ [જુઓ પહેરો] ચોકી

**પહોળાવું** અ૦ક્રિ૦ પહોળું થવું. -વવું (પ્રેરક)

**પહોળિયું** (પ્હો) ન૦ ['પહોળું' ઉપરથી] મુંબઈગરો રૂપિયો

**પહોળું** (પ્હો) વિ૦ [પ્રા. पुहुलअ (સં पृथुलक)] ચોડું, પનાદાર (૨) ખૂલતું, મોકળું (૩) બીડેલું, બંધ નહિ તેવું; ખુલ્લું. (૪) છૂટું; પથરાયેલું (જેમ કે દાણા પહોળા કરવા.) [-થવું=રાજી થવું, પોરસાવું (૨) વધારે પડતું ઉદાર કે નફકરું બનવું -થઈ જવું =પાયમાલ થઈ જવું. **પહોળે હાથે**= ઉદારતાથી, છૂટે હાથે ]-ળાઈ(-શ) સ્રી૦

**પહોંચ**, ૦બુક, ૦વું, -ચાડવું, -ચેલું જુઓ 'પહોચ', ૦બુક, ૦વું ઇ૦

**પહોંચી** (પ્હોં૦) સ્રી૦ [સર૦ હિં. पहुँची] પહોંચાનું એક ઘરેણું. -ચો પું૦ [સર૦ હિં, મ.] હાથનું કાંડુ. [-પકડવો=ગુનો કરતા પકડી પાડવું (૨) જકડમાં-પકડમાં લેવું. **પહોંચા કરડવા**=આગળ શું કરવું તે ન સમજવાથી મૂંઝાવું (૨) પાછું પડવું, પસ્તાવો કરવો ]

**પળ** સ્રી૦ [સં. पल] ઘડીનો સાઠમો ભાગ; ૨૪ સેકંડ (૨) ક્ષણ

**પળકવું** અ૦ક્રિ૦ [દે. पलक्ख=આસક્ત, લ પટ] ખાવાની લાલચથી મોમા પાણી છૂટવું (૨) ખાવાની આશાએ આવવુ - પેધવુ

**પળકો** પું૦ [જુઓ પલકવુ] પલકો, ચમકારો

**પળત** વિ૦ પળાતુ (જમીન માટે)

**પળવું** અ૦ક્રિ૦ [જુઓ પલવુ] જવું (૨) ['પાળવું' ઉપરથી] બરદાસ્ત થવી, પોષણ થવું (૩) અનુકૂળ આવવું (૪) ['પળિયું' ઉપરથી] વાળ ધોળા થઈ જવા (૫) [અપ. पल=પ્રગટ કરવુ] પ્રગટ થવું (૬) સ૦ક્રિ૦ ['પાળવું' ઉપરથી] (વચન) પાળવું (૭) ભોગવટો તાબામા હોવો (જમીનનો)

**પળશી(-સી)** સ્રી૦ [દે. पलसु=સેવા-પૂજા; ભક્તિ] ખુશામત, મન મેળવવાની મહેનત

**પળા** સ્રી૦ ['પાળવું' ઉપરથી] પાલન, સેવા-ચાકરી (૨) પાલવવુ પડે તેવું (બાળક, ઘરડું વગેરે) (૩) કંટાળો આપે એવું કામ

**પળાવવું** સ૦ક્રિ૦ 'પાળવું,' 'પળવુ'નું પ્રેરક

**પળાવું** અ૦ક્રિ૦ 'પળવું,' 'પાળવું'નું કર્મણિ (૨) + જુઓ પલાવુ

**પળિયું** ન૦ [સં. पलित, પ્રા. पलिअ] ધોળો થયેલો વાળ. [પળિયાં આવવાં=વાળ ધોળા થવા, ઘડપણ આવવું.] -ય(-યે)લ વિ૦ પળિયાંવાળું

**પળી** સ્રી૦ [સં. पल=પ્રવાહીનું એક માપ; પ્રા. पलिअ; સર૦ હિં पली, મ.] કુલ્લા કે બરણીમાથી ઘીતેલ કાઢવાનું એક લોઢાનું સાધન. -ળો પુ૦ મોટી પળી

**પળોજણ** સ્રી૦ (કા.) પરવરશી; ઊઠવેઠ (૨) ઉપાધિ, ચિંતા

પળોટવું સ૦ક્રિ૦ જુઓ પલોટવું

પંક પું૦ [સં] કાદવ. ૦જ ન૦ કમળ

પંકાવું અ૦ક્રિ૦ [સર૦ સં प्र+अंक्, અથવા पक्ति=કીર્તિ] પ્રખ્યાત થવું, વખાણવું

પંકિલ વિ૦ [સં] કાદવવાળું ૦તા સ્ત્રી૦

પંક્તિ સ્ત્રી૦ [સં] લીટી (૨) હાર, પંગત [-આપવી=સાથે એક પંગતે જમવાનો હક આપવો. પંક્તિમાં આવવું=હારમાં ગોઠવાવું (૨) ગણનામાં આવવું, લેખાવું પંક્તિમાં લેવું=નાતબહાર મૂકેલાને ફરી પંગતે બેસવા દેવું]૦ચર ન૦ એક પક્ષીનું નામ. ૦પાવન=નાતને પવિત્ર કરે તેવું, પવિત્ર આચારવાળું ૦ભેદ પું૦ જમવા એક પંગતે – અડીને ન બેસાય તેવો ભેદ (૨) [લા] પીરસવામાં વહેરોઆંતરો

પંખ સ્ત્રી૦ [प्रा पंख (सं पक्ष)] (પ.) પાખ ૦(-ખિ)ણી સ્ત્રી૦ [જુઓ પંખી] માદા પક્ષી, પક્ષિણી ૦વા પું૦ પક્ષાઘાત, લકવો. -ખા સ્ત્રી૦ [જુઓ પંખ] પાખ (૨) ન૦ કબૂતરની એક જાતનું નામ -ખાળાંય સ્ત્રી૦ [પંખો+બાંય] પંખ જેવી બાંય. -ખાળ (-ળું) વિ૦ ['પંખ'=પાખ ઉપરથી] પાખવાળું (૨) [લા] ઝડપથી દોડે એવું

પંખાળી સ્ત્રી૦['પાખું' ઉપરથી] ડાંગરની ત્રણ પાખાવાળી એક જાત

પંખી,-ખેરું ન૦[प्रा पंखि (सं पक्षिन्)] પક્ષી

પંખો પું૦ [प्रा पक्खअ (सं पक्षक)] વીંજણો (૨) સાઇકલ, મોટર ઇ૦ના પૈડા ઉપરનું ઢાંકણ [-કરવો=પંખા વડે પવન નાખવો -ખાવો=પંખા વડે જાતને પવન નાખવો. -ખેંચવો=દોરથી ખેંચીને હલાવાતો પંખો હલાવવો -ચાલવો=પંખાથી પવન નખાતો રહેવો (૨) યંત્ર-પંખો કામ દે તેવી ચાલુ દશામાં હોવો -નાખવો=પંખા વડે પવન નાખવો]

પંગત સ્ત્રી૦ [સં पंक्ति ઉપરથી] હાર, જમવા બેઠેલાની હાર, પંક્તિ (૨) એકસાથે જમવા બેઠેલ આખો સમૂહ (૩) જમણવારમાં તે સમૂહ એક પછી એક બેસે તે ક્રમ. [-ઊઠવી=જમનાર સમૂહે જમી પરવારવું, તેમ કરી આસનેથી ઊઠવું -પડવી=જમણને માટે પંક્તિમાં ગોઠવાઈને બેસવું -બેસવી=પંગત પડવી, તે જમતી હોવી]

પંગુ,૦લ વિ૦ [સં.] પાંગળું ૦પણું ન૦

પંગોયું ન૦ [સર૦ म पगोजा] (સુ) એક જાતની – ઘઉં મેથીનું વડું

પંચ વિ૦ [સં] પાંચ (૨) ન૦ કોઈ વાતનો તોડ લાવવા માટે નિમાયેલા પાંચ કે તેથી વધારે માણસો; લવાદ (૩) પું૦ તેમાંનો એક. [-નીમવું=લવાદ નીમવી, લવાદના એક તરીકે નિમણૂક કરવી -ભરાવું, મળવું, બેસવું=પંચની સભા મળવી -બોલાવવું, ભરવું, મેળવવું=પંચની સભા બોલાવવી] ૦ઈટાળી સ્ત્રી૦ ઈટાળીની જાહેર શિક્ષા ૦ક(૦કું) ન૦ પાંચનો સમુદાય (૨) ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી રેવતીના અંત લગી આવતાં પાંચ નક્ષત્રો [-બેસવું=પાંચ નક્ષત્રો કે દિવસોનો સંજોગ આવવો, અડચણ આવવી.] ૦કણકી સ્ત્રી૦ (કા) જુદી જુદી જાતના અનાજનું મિશ્રણ ૦કલ્યાણી વિ૦ ચાર પગ અને કપાળ એ પાંચ ધોળા હોય એવાં શુભ ચિહ્નવાળું (ઢોર માટે) ૦કાર વણકરનું એક ઓજાર. ૦કેશ પું૦બ૦વ૦ શરીરના પાંચ ભાગના વાળ (માથું, ઉપલો હોઠ, બે બગલ અને ગુહ્યેંદ્રિય) ૦કોણ વિ૦ પાંચ ખૂણાવાળું (૨) પું૦ પાંચ ખૂણાવાળી આકૃતિ ૦કોશ પું૦બ૦વ૦ આત્માનાં શારીરિક પાંચ [અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય] આવરણમાંનું દરેક ૦કોશી સ્ત્રી૦ મોટા તીર્થની આસપાસની પાંચ કોશની જમીન ૦ક્યાસ પું૦ પંચે પ્રત્યક્ષ જોઈ તપાસીને નોંધેલો પોતાનો ક્યાસ (૨) તે રીતે કરાતી તેની જાહેર તપાસ ૦ગવ્ય ન૦ ગાયનું દૂધ, દહીં, ઘી, મૂત્ર અને છાણ. ૦ચામર પું૦ નારાચ છંદ ૦તીર્થી સ્ત્રી૦ પંચકોશીનાં તીર્થનો સમૂહ ૦ત્વ ન૦ મૃત્યુ (શરીરના પાંચ મહાભૂત છૂટાં થઈ જવાં તે) [-પામવું=મરી જવું.] ૦નામું ન૦ પંચ

સમક્ષ કરેલી તપાસણીની નોંધ. ૦પાત્ર ન૦ (સંધ્યા વગેરેમાં વપરાતું) પ્યાલું. ૦પાપ ન૦બ૦વ૦ પાંચ મહાપાપો—બ્રહ્મહત્યા, સુરાપાન, ગુરુતલ્પગમન, ચોરી, અને આ પાપ કરનારનો સંગ ૦પ્રાણ પું૦ બ૦વ૦ પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ શરીરના પાંચ પ્રાણો. ૦બાણ પું૦ કામદેવ (અરવિંદ, અશોક, નવમાલિકા, આંબામોર અને નીલોત્પલ એ પાંચ પુષ્પ જેના બાણ છે તે). ૦ભદ્ર પું૦ કાળજું, મો, પીઠ, પડખું અને કેડ આગળ ભમરો હોય તેવો ઘોડો. ૦ભાગ પું૦ રસોઈ માટે કાઢેલા સીધામાંથી બ્રાહ્મણને આપવા કાઢેલો ભાગ (લોટ, ચોખા, દાળ, ઘી અને મીઠું). ૦ભૂત ન૦ બ૦ વ૦ આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એ પાંચ મહાભૂત. ૦મ વિ૦ પાંચમું (૨) પાંચમી—નિષાદ વગેરે જંગલી લોકોની જાતનું—વર્ણનું ગણાતું (૩)પું૦ સ્વરસપ્તકમાંનો પાંચમો ૫ સ્વર (૪) પંચમ વર્ણનો માણસ (૫) એક રાગ ૦મકાર પું૦ બ૦ વ૦ વામમાર્ગીઓની 'મ' થી શરૂ થતી પાંચ વસ્તુઓ (મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન). ૦મસંવાદી પું૦પંચમ રાગ કાઢનારો (૨) વાદી સ્વરથી પાંચમો સ્વર ૦મહાયજ્ઞ પું૦બ૦વ૦ પાંચ મુખ્ય યજ્ઞો (દેવયજ્ઞ, પિતૃયજ્ઞ ભૂતયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, નૃયજ્ઞ) ૦માસી સ્ત્રી૦, ન૦ પહેલી વારની ગર્ભવતી સ્ત્રીને પાંચમે માસે કરવામાં આવતો સંસ્કાર. [પંચમાસીની છમાસી કરવી=વિવાહની વરસી કરવી; વિપરીત કરી બેસવું] ૦મી વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ પાંચમ (૩) પાંચમી વિભક્તિ ૦મુખ પું૦(સં) મહાદેવ ૦મુખી વિ૦ પાંચ મોંવાળું. ૦રસ પું૦આદુ, ફુદીનો વગેરે પાંચ ચીજનો ઝમકારેલો રસ ૦રંગી વિ૦ પાંચ રંગવાળું, પાંચવર્ણું. ૦રાઉ વિ૦ પરચૂરણ (વેચાણ) (૨) ચાર પાંચ જાતના મિશ્રણવાળું. ૦રાશિ સ્ત્રી૦ ન૦ બેવડી ત્રિરાશિ ૦વક્ત્ર પું૦ (સં.) મહાદેવ. ૦વટી સ્ત્રી૦ (સં.) ગોદાવરીને કિનારે આવેલું એક સ્થાન (૨) પીપળો, બીલી, વડ, આંબલી અને અશોક એ પાંચ ઝાડનો સમૂહ (૩) જ્યાં પાંચ રસ્તા મળતા હોય એવું મોટું ચકલું ૦વદન પું૦ (સં.) મહાદેવ ૦વર્ણું વિ૦ પંચરંગી (૨)રંગબેરંગી. ૦વાણી સ્ત્રી૦ લોકવાયકા. ૦વર્તમાન ન૦ બ૦વ૦ નિષ્કામ, નિર્લોભ, નિઃસ્વાદ, નિર્માન અને નિર્મોહ—આ સૂક્ષ્મ પંચવર્તમાન કહેવાય છે, માંસ, મદિરા, ચોરી, વ્યભિચાર અને વટાળથી દૂર રહેવું તે—આ સ્થૂળ પંચવર્તમાન ગણાય છે. ૦વાયકા સ્ત્રી૦ લોકવાયકા. ૦વાયુ પું૦ બ૦વ૦ પંચપ્રાણ. ૦વીશ વિ૦[સર૦મ.]પચીશ. ૦શબ્દ = પાંચ વાદ્યોનો ભેગો ધ્વનિ ૦શર પું૦ કામદેવ (જુઓ પંચબાણ) ૦સત્તા સ્ત્રી૦ પંચની સત્તા ૦સ્વરી વિ૦ પાંચ સ્વરવાળું. ૦હસ્તું વિ૦ પાંચ હાથના માપનું —ચાઉ વિ૦ પંચ સંબંધી, પંચનું.—ચાગ્નિ પું૦બ૦વ૦[+અગ્નિ] ગાર્હપત્ય, આહવનીય, દક્ષિણ, સભ્ય અને આવસથ્ય એ પાંચ અગ્નિ (૨) ચાર બાજુ ચાર ધૂણીનો અને પાંચમો માથે સૂર્યનો તાપ

પંચાજીરી સ્ત્રી૦ [પંચ+જીરું ? સર૦ મ પંજરી, हिं. पजीरी] સૂંઠ, ખસખસ, અજમો, કોપરું અને સવા એના ભૂકામાં ખાંડ મેળવીને કરેલું મિશ્રણ

પંચાણું(–ણ્યું) વિ૦ [प्रा. पचाणउइ (सं. [पञ्चनवति)] '૯૫'

પંચાત સ્ત્રી૦ [સં. पंचायतन] તકરારનો નિવેડો લાવવા નીમેલી પાંચ કે વધુ માણસોની મંડળી (૨)તેણે કરેલી તપાસ (૩)તેણે આપેલો ફેંસલો—નિકાલ (૪) [લા.] ઊહાપોહ; ભાંજગડ (૫) ગૂંચવાડો, મુશ્કેલી [—કરવી = ભાંજગડ કરવી; —વહોરવી, પંચાતમાં પડવું = તકરાર કે ભાંજગડ માથે લેવી] ૦ખોર વિ૦ ભાંજગડ કર્યા કરનારું. ૦નામું ન૦ પંચાતે કરેલા ઠરાવ કે ફેંસલાનો લેખ (૨) પંચાત કરવાની સત્તા આપનારો લેખ. —તિયું વિ૦ પંચાતવાળું; ગૂંચવણવાળું (કામ કે વસ્તુ)(૨)પાંચ જણે—પંચાતે મળીને કરવા જેવું (૩) પંચાતખોર (માણસ). —તિયો પું૦ પંચાત કરનારમાંનો એક —તી સ્ત્રી૦ ભાંજગડ, ગૂંચવાડો, મુશ્કેલી

**પંચાનન** પુ૦ [સં] શિવ (૨) સિંહ
**પચાનલ** પુ૦[સં] જુઓ 'પચાગ્નિ' ૨ અર્થ
**પચામૃત** ન૦ [સં] દૂધ, દહીં, ઘી, મધ અને ખાંડનું મિશ્રણ અથવા એનો દેવનો પ્રસાદ
**પચાયત** સ્ત્રી૦ [સં પંચાયતન] પચાત કરનારી મંડળી (૨) ગામનું કારોબારી મંડળ (૩) પચાત, ભાંજગડ
**પંચાયતન** ન૦ [સં] ઉપાસ્ય પાંચ દેવની મૂર્તિઓનો સમૂહ (૨) ગણપતિ, દેવી, સૂર્ય, વિષ્ણુ અને શિવ એ પાંચ દેવનો સમૂહ
**પંચાલ(-ળ)** પુ૦ [સર૦ હિં] જુઓ પચાળ
**પંચાવન** વિ૦ [પ્રા પંચાવન્ન (સં પચપંચાશત્)] '૫૫'
**પંચાશ** વિ૦ [પ્રા પચાસ (સં પંચાશત્)] + પચાસ **-શિકા** સ્ત્રી૦ પચાસ શ્લોકોનો સમૂહ
**પચાશી(-સી)** વિ૦ [પ્રા પચાસીઇ (સં. પંચાશીતિ)] '૮૫'
**પચાળ** પુ૦ [સં પાચાલ=પાચ પ્રકારના કારીગરોનું પચ. સર૦ મ] લુહાર
**પંચાંગ** વિ૦ [સં.] પાચ અગવાળુ (૨) ન૦ ટીપણું, કૅલેન્ડર
**પચિયું** ન૦ [દે. પડિણિઅસણ=રાતે પહેરવાનું વસ્ત્ર ? કે 'પચ' (પાંચ હાથ લાંબું) ઉપરથી ?] ટૂકું ધોતિયું [-બદલવું=(ઘરમા આવતાં) ધોતિયું બદલીને પચિયું પહેરવું]
**પંચી** સ્ત્રી૦ [સર૦ મ પચ્ચી=ફજેતી,મશ્કરી] મશ્કરી, મજાક [-ઉડાવવી](૨) ન૦ ['પચ' પાંચ ઉપરથી] નાકે પહેરવાની જડ-ચૂની-કાંટો (જેમાં પાંચ રંગના રત્ન જડયા હોય)
**પંચીકરણ** ન૦ [સં.] સૃષ્ટિની ઉત્પત્તિ માટે પચમહાભૂતનું વિશિષ્ટ મિશ્રણ (૨) એ દ્વારા સૃષ્ટિની ઉત્પત્તિની હકીકત
**પચોતેર** વિ૦[પ્રા પચહત્તર(સં પંચસપ્તતિ)]'૭૫'
**પંજર** ન૦ [સં, ફા] પાંજરુ
**પંજરી** સ્ત્રી૦ [સર૦ હિં પજીરી, મ] જુઓ પચાજીરી **૦પાક** પુ૦[લા]માર[-આપવો, ખવડાવવો=માર મારવો]
**પંજાબી** વિ૦[ફા]પજાબને લગતુ કે પજાબનું (૨) [લા.] (પજાબના વતની જેવુ)કદાવર(૩) પુ૦ પજાબનો વતની (૪) સગીતમાં એક તાલ (૫) સ્ત્રી૦ પજાબી બોલી-ભાષા
**પંજેટવુ** [પજેટી પરથી] સ૦ક્રિ૦ (પજેટીથી) એકઠું કરવુ
**પજેટી** સ્ત્રી૦ [સં પચદન્તી] ખેતીનું એક ઓજાર-ખપાળી
**પજેલવું** સ૦ ક્રિ૦ ['પજેટી' ઉપરથી] (સુ) સેતલા-સરકાથી ઊંચકીને ફેંકવુ (૨) [લા] મહેનત લઈને આટોપવુ
**પંજેળો** પુ૦ ભવાડો, ફજેતી
**પજો** પુ૦ [ફા] પાચ આંગળાં અને હથેળીથી બનેલો અવયવ (૨) પશુનો નહોરવાળો અવયવ(૩) પાંચના આંકવાળુ પત્તુ કે પાસો. [પજામાં લેવુ=પકડમાં લેવું, સપડાવવું પંજો એ ચી કાઢવો,ચોઢી દેવો=તમાચો મારવો -દેખાડવો, બતાવવો=પંજો ખેચી કાઢવાની તૈયારી બતાવવી] •
**પઝેટવું** સ૦ ક્રિ૦ વેઠવુ, નિભાવવુ
**પંડ** પુ૦ [સં પિંડ] શરીર(૨)પોતાની જાત(૩) પિંડ (૪) [સં પાણ્ડુ, પ્રા પણ્ડુ] પાડુરોગ **૦રોગિયુ, ૦રોગી** વિ૦ પાંડુ રોગવાળુ. **-ડે** અ૦ જાતે, પોતે ('પંડે પોતે' એમ પણ બોલાય છે) [સમજ
**પડા** સ્ત્રી૦ [સં] વિદ્યા, જ્ઞાન (૨) ડહાપણ;
**પડાણી** સ્ત્રી૦ [જુઓ પડો] ગોરાણી
**પડિત** પુ૦ [સં] શાસ્ત્રમાં નિષ્ણાત પુરુષ (૨) વિદ્વાન, સાક્ષર **૦પણુ** ન૦ **૦માની, -તમન્ય** વિ૦ [સં] પોતાને પડિત માનનાર **-તા** સ્ત્રી૦ વિદુષી સ્ત્રી **-તાઈ** સ્ત્રી૦ વિદ્વત્તા, સાક્ષરતા. **-તાણી** સ્ત્રી૦ પડિત કે પડિતની સ્ત્રી **-તિયુ** વિ૦ પડિતના જેવું
**પડુ** પુ૦[પ્રા]પડ, પાડુરોગ(૨)(સ)પાંડુરાજા
**પંડે** અ૦ જુઓ 'પડ'માં
**પંડો** પુ૦[હિં પંડા, સર૦ પડ્યો] (તીર્થનો)ગોર
**પંડોપંડ** અ૦ ['પડ' ઉપરથી] જાતે જ
**પંડોળું** ન૦ [સં પટોલ, પ્રા પડોળ સર૦ મ પડવળ, પડોળ] એક શાક
**પંડ્યો** પુ૦ [પ્રા. પંડિઅ, સં પંડિત] ગામઠી નિશાળનો બ્રાહ્મણ મહેતાજી (૨) ગોર,

પુરોહિત -ઠયા પું૦ (માનાર્થક) પંડયો; ગોર (૨) એક અટક

પતિયાણું વિ૦ ['પાતી'=ભાગ ઉપરથી] ઘણા જણનું સહિયારું (૨) ન૦ સહિયારો વેપાર કે વહીવટ. -ણી પું૦ ભાગિયો

પંતૂજી પું૦ [સર૦ મ. पतोजी, पंत(सं पांक्त=ચાર વેદ જાણનારની પંક્તિનો)] માત્ર છોકરા ભણાવી જાણનાર; મહેતાજી (૨) [લા] વેદિયો માણસ

પંથ પું૦[જુઓ પથ] માર્ગ [-કાઢવો, પકડવો, લેવો] (૨) ધર્મનો સંપ્રદાય (-પાળવો) [-પળાવવો=મરણ પછી તેરમે દિવસે એ નામનો શ્રાદ્ધવિધિ કરવો.] ૦ક પું૦ મુસાફર (૨) દૂત, કાસદ (૩) [કા.] પ્રદેશ, દેશનો અમુક વિભાગ

પંથવર પું૦ [સર૦ મ. पथवर; सं प्रथम, प्रा. पँथम + વર ?] પહેલી વાર પરણનો વર

પંથા પું૦ [સં.] રસ્તો, પંથ

પંથી પું૦ ['પંથ' ઉપરથી] મુસાફર (૨) વિ૦ પંથનું કે તેને લગતું (પ્રાય સમાસમાં જેમ કે, નાનકપંથી) ૦દાન ન૦ મરનાર પાછળ પંથી બ્રાહ્મણને અપાતું દાન. ૦વેશ વિ૦ પંથીના વેશવાળું

પંદર વિ૦ [प्रा पन्नर, ०न्न, पण्णरस (सं. पंचदशन्)] '૧૫'. ૦મું વિ૦ ક્રમમાં ચૌદ પછીનું (૨) ન૦ મરણ પછીનો પંદરમો દિવસ -રા પું૦બ૦વ૦ ૧૫×૧ થી ×૧૦ સુધીનો ઘડિયો કે આંક. -રું ન૦બ૦વ૦ (ચ.) પંદરનું જૂથ (૨) પંદર દિવસનું જૂથ; પખવાડિયું

પંપ પું૦ [ઈં] પાણી ખેંચવાનું યંત્ર - ડંકી કે તેની ગોઠવણવાળી જગા (કૂવો ઇ૦) (૨) હવા ભરવાનું સાધન (સાઈકલ વગેરેમાં) (૩) મોટરમાં પેટ્રોલ ભરવાનું યંત્ર કે તે વડે પેટ્રોલ ભરી આપનાર જગા [-મૂકવો =કૂવા ઇ૦ માંથી પાણી ખેંચવા માટે પંપની ગોઠવણ કરવી]

પંપાળવું સ૦ક્રિ૦ [સં. पाल्] વહાલથી હાથ ફેરવવો (૨) [લા.] ખોટા લાડ લડાવવા; પોપલાવવું (૩) ખૂબ કાળજીથી સંભાળ્યા કરવું

પંપોયો પું૦ ઈંટનો કકડો

પા વિ૦ [प्रा. पाय (सं पाद)] ચોથા ભાગનું (૨) સ્ત્રી૦ [सं पार्श्व, प्रा. पास] બાજુ

પાઈ સ્ત્રી૦ ['પા' ઉપરથી] તાંબાનો એક સિક્કો; પૈસાનો ત્રીજો ભાગ (૨) જુઓ પઈ

પાઉડર પું૦; ન૦ [ઈં] ભૂકો; ચૂર્ણ (૨) દંતમંજન (૩) ચામડી પર લગાવવાનો સુગંધીદાર ભૂકો

પાઉંડ પું૦ [ઈં.] એ નામનો સોનાનો અંગ્રેજ સિક્કો (૨) ૩૮ કે૨ રૂપિયાભારનું એક અંગ્રેજી તોલ; રતલ

પાક વિ૦ + [सं. पक्व, प्रा पक्क] પાકું; ઘીમાં પકવેલું (રસોઈ માટે)

પાક વિ૦ [फा.] પવિત્ર (૨) પ્રમાણિક. ૦દામન વિ૦ પવિત્ર; શીલવાન

પાક પું૦ [सं] પરિપક્વતા (૨) નીપજ (૩) ખેતીની નીપજ (૪) દૂધ, ઘી, ચાસણી વગેરેમાં રાંધી-પકવી બનાવવામાં આવેલો ખાવાનો પદાર્થ (૫) પાકવું તે (ગૂમડું) (૬) રસોઈ; પકવવું તે (૭) [કા શા.] અર્થની પરિપક્વતા; હૃદયંગમ અર્થગાંભીર્ય. [પાકે ચડવું= પાકવા આવવું પાકે મૂકવું=પાકવા નાખવું, પાકે એમ કરવું.] ૦શાસ્ત્ર ન૦ રસોઈનું શાસ્ત્ર ૦શાળા(-ળા) સ્ત્રી૦ રસોડું

પાકચટ વિ૦ ['પાકું' ઉપરથી] થોડું પાકેલું

પાકટ વિ૦ ['પાકું' ઉપરથી] પાકું (૨) પુખ્ત

પાકણું વિ૦['પાકવું' ઉપરથી] પાકી ઊઠે એવું

પાકદામન વિ૦ જુઓ 'પાક'માં

પાકવું અ૦ક્રિ૦ [सं. पक्व, प्रा. पक्क के सं. पाक ઉપરથી, સર૦ મ. पाकणें] પરિપક્વ થવું, જેમ કે, અનાજ, ફળ ઇ૦(૨) ઉત્પન્ન થવું, નીપજવું. જેમ કે, બાજરી આણ કેટલી પાકી ? (૩) (શરીરમાં) અંદર પરુ પેદા થવું (૪) ધોળું થઈ જવું (વાળનું)(૫)[લા ]નીવડવું જેમ કે છોકરો સારો પાક્યો (૬) પાકી ગયું હોય તેમ (શરીર કે તેનું કોઈ અંગ) દુખવું. જેમ કે થાકથી (૭) ઠરાવેલો વખત આવવો; મુદત થવી (હૂંડી) (૮) [સોગઠીનું] ઘરમાં જવું (૯) લાભ થવો;

રધાવું, ફળવું, મળવું જેમ કે આજનો દિવસ પાકયો, રોજના ૧૦૦ એને પાકે છે, તેમાં તારું શું પાકયું ?
પાકશાલા(–ળા),પાકશાસ્ત્ર જુઓ 'પાક'માં
પાકાઈ સ્ત્રી૦ ['પાકુ' ઉપરથી] પક્કાઈ
પાકારિ પુ૦[સં] (સ ) પાક નામના રાક્ષસનો અરિ – ઇદ્ર
પાકી સ્ત્રી૦ કામધંધો બંધ રાખવો તે, હડતાળ [–ખૂલવી, –પડવી,–પર જવું, –પાળવી]
પાકીટ ન૦ [इं पॉकेट, સર૦ हिं पाकेट, म] પૈસા રાખવાની ખીસામાં મુકાય તેવી એક બનાવટ (૨) અનેક જાતની વસ્તુઓ મુકાય એવી થેલી જેવી એક મોટી બનાવટ જેમ કે, વિદ્યાર્થીનું પાકીટ (૩) પરબીડિયું
પાકું વિ૦[सं पक्व, प्रा पक्क] કાચું નહિ–પાકેલું (૨) પુખ્ત (૩) બિછાનવાળું (જમણ), તે બની શકે એવું(સીધું ) (૪)સ્પર્શથી ભોટાય નહિ એવું – ઘીથી પકવેલું (૫)[दे पक्क]છેતરાય નહિ તેવું, પહોંચેલ [બા] (૬) સારું જ્ઞાન ધરાવતું; હોશિયાર ઉદા૦વિજ્ઞાનશાસ્ત્રમાં પાકો છે, ગણિતમાં કાચો છે (૭) દઢ, અડગ (૮) કચાશ વગરનું, બરોબર કરાયેલું, પરિપૂર્ણ (જેમ કે, બાંધકામ, લખાણ, દસ્તાવેજ ઇ૦) ૦ઘટ વિ૦ ભારે પહોંચેલ [–પાન = ઘરડું–વયે વૃદ્ધ માણસ.–મકાન=ઈટ ચૂનાનું બનાવેલું મકાન –લખાણ=છેવટનું કાયદેસર લખાણ પાકે પાયે = ખાતરીપૂર્વક, ચોક્કસ પાકો મારવાડી = મહાકૃપણ, જબરો ઠગ. પાકો રંગ=ઊડી ન જાય તેવો કાયમી રંગ]
પાકોળી સ્ત્રી૦ [સર૦ म] એક પક્ષી
પાક્ષિક વિ૦[सं]પખવાડિયાનું–ને લગતું (૨) એક બાજુનું – પક્ષનું (૩) ન૦ પખવાડિયે નીકળતું છાપું
પાખ સ્ત્રી૦[सं पक्ष, प्रा पक्ख] પક્ષ, સહાયતા; પાખડું ૦ડું ન૦ સહાયક પક્ષ, વગવસીલો
પાખર સ્ત્રી૦ [दे पक्खर,–रा] ઘોડા કે હાથી પર નાંખવાનું બખતર (૨) ફૂલની ચાદર (૩) ઘોડા ઉપર નાખવાની સોનારૂપાના ફૂલોની બનાવેલી ઝૂલ (૪) ઘોડા ઉપર કસવાનો સામાન,ડળી [પાખર પૂજા કરવી=શરમાવી હાંકી કાઢવું] ૦વું સ૦ ક્રિ૦ [प्रा पक्खर] પાખર પહેરાવવી –રિયું વિ૦ પાખરવાળું. –રી વિ૦ પાખરિયું, પાખરવાળું (૨) પુ૦ ઘોડેસવાર –રું વિ૦ પાખરવાળું
પાખલિ અ૦ [જુઓ પાખ] + આજુબાજુ
પાખંડ ન૦ [सं] ઢોંગ, દભ. –ડી વિ૦ ઢોંગી
પાખાડો પુ૦બૂમ,બરાડો [પાખાડા પડવા= બૂમબરાડા પાડવા ]
પાખી(–ખે) અ૦ [જુઓ પખે] સિવાય
પાખો પુ૦ કંદેવાળો
પાગ પુ૦ [दे पगय] પગ [૫ ](૨)[જુઓ પાજ] પાળ (૩) [જુઓ પાઘ] + પાઘડી
પાગડું ન૦ ['પાગ' ઉપરથી] પેગડું; પાગડું (૨) જુઓ પાખડું [–મોટું હોવું = પક્ષ–આધાર સબળ હોવો ]
પાગ,૦ડી,૦ડીપનો,૦ડું +જુઓ 'પાઘ, ૦ડી માં
પાગડું ન૦ [જુઓ પાગડું ] પેગડું
પાગર સ્ત્રી૦ [સર૦म पाग] પવન પડી જવાથી હોડીને દોરડા વડે ખેંચવી તે (૨) હોડી ખેંચવાનું દોરડું (૩) તે બાંધવાનો મુકાન પાસેનો ખીલો – અ કોડો
પાગરણ ન૦ [સર૦ म पागराण, पाघरूण, पांघुरण]પથારીનો સામાન(૨) [જુઓ પગરણ] ગોભા, શણગાર (૩) પગરણ, સારું ટાણું
પાગલ વિ૦ [दे पग्गल, सं] ગાંડું ૦ખાનું ન૦ ગાંડાને રાખવાનું સ્થાન
પાગલદાણા પુ૦ બ૦ વ૦ ['પાગ' ઉપરથી] એક જાતનું સાકળું [લાગણું
પાગલાગણું ન૦ [પાગ + લાગવું] જુઓ પગે
પાગલોપા વિ૦ બહુ જ થાકી ગયેલું
પાગા સ્ત્રી૦ [જુઓ પાયગા, સર૦ म] ઘોડાર (૨) લશ્કરી ઘોડેસવારની ટુકડી
પાગિયો પુ૦ ['પાખ' ઉપરથી, સર૦ म पागार =રક્ષક] સલાહકાર, મદદગાર (૨) [सं.प्रग्रह, प्रा पग्गह ઉપરથી] ચૂડી ઉપર ચીપ બેસાડવાની કૂદડીવાળી રેખ (૩) [પાગ = પગ ઉપરથી] ખેપિયો, કાસદ
પાઘ સ્ત્રી૦ [प्रा पग्गह = ઉપાધિ (૨) મુખી (૩)

લગામ પરથી? સર૦ हिं पाग, म पागोटें; फा. पागु ] પાઘડી (પ) (૨)પું૦ મોટી પાઘડી

પાઘડી સ્રી૦ [જુઓ પાઘ; સર૦ हिं पगरी, म. पगडी ] માથાનો એક પહેરવેશ. (૨) [લા ] સારા કામ બદલ અપાતી ભેટ; સરપાવ કે ચાંલ્લો (૩) મકાન ભાડે લેવા માટે અગાઉ ખાનગી આપવી પડતી ઊચક રકમ (૪) [કટાક્ષમાં] લાંચ. [–ઉછાળવી = જાહેરમાં ફજેત કરવું –ઉતારવી = પાઘડી માથેથી કાઢવી(૨)કાલાવાલા કરવા –ઊંધી ઘાલવી = દેવાળું કાઢવું –ગુમાવવી = આબરૂ ગુમાવવી (૨) છેતરાવું. –ઘાલવી = પાઘડી પહેરવી, માથે મૂકવી –નીચી કરવી = બદનામ કરવું (૨) કાલાવાલા કરવા –ફેરવવી = બોલેલું ફેરવવું, આડું બોલવું (૨) દેવાળું કાઢવું (૩) પક્ષ બદલવો. –બગલમાં મારવી = આબરૂની દરકાર ન રાખવી –બંધાવવી = પાઘડી બાંધે એમ કરવું (૨) ઇનામ કે સરપાવ આપવો (૩) શાબાશી આપવી (૪) શોક મુકાવવો –બંધો = જુઓ પાઘડી રંગ્યો –મૂકવી = પાઘડી ઘાલવી. –મૂકીને આવવું = છેતરાઈને આવવું –રંગ્યો = વિ૦પું૦ 'મૂઓ', 'ફાટી મૂઓ' જેવી ગાળ. –લેવી = આબરૂ લેવી (૨) હરાવવું; ઠગવું, માર ખવડાવવો. –સંભાળવી = સાવધ રહેવું; આબરૂ સંભાળવી. પાઘડીનો ધણી = વહેવાર કે વેપારમાં માનવંતો પાઘડીનો પેચ સંભાળવો = આબરૂ સંભાળવી અવળી પાઘડી મૂકવી = દેવાળું કાઢવું પાઘડી બે હાથે ઝાલીને હીંડવું = સંભાળીને, સાવચાનીથી ચાલવું ] ૦બંધ વિ૦ પુરુષો પૂરતું (નોતરું). ૦પનો પું૦ પાઘડીના જેવો વિસ્તાર (લંબાઈમાં વધારે પણ પહોળાઈમાં ઓછો) –ડું ન૦ પાઘડી (તિરસ્કારમાં) –ડો પું૦ મોટું પઘડું

પાચ ન૦ [सं. पच् ઉપરથી] પરુ, ગૂમડામાંથી નીકળતી રસી

પાચક વિ૦ [सं.] પાચનક્રિયાને મદદ કરનારું [પચાવનારું

પાચન ન૦ [सं.] હજમ કરવું–પચવું–પચાવવું તે (૨) જઠરાગ્નિ. ૦ક્રિયા સ્રી૦ પચવાની ક્રિયા ૦રસ પું૦ પચવામાં મદદ કરનાર (અંદરથી ઝરતો) રસ. ૦શક્તિ સ્રી૦ ખાધેલું પચાવવાની શક્તિ; જઠરાગ્નિ

પાચવું અ૦ક્રિ૦ [सं पच् ઉપરથી] + રંધાવું

પાચ્ય વિ૦[सं ]પચી શકે કે પકાવી શકાય એવું

પાછટવું સ૦ક્રિ૦ [જુઓ પછાટ] પછાડવું

પાછ(–છો)તર વિ૦ [प्रा. पच्छ·(सं. पश्चात्) + (सं.) उत्तर] મોસમના પાછલા ભાગનું

પાછરું ન૦ [સર૦ हिं पाछ = પસરકો] પસરકો; ઘા. [પાછરાં પડવાં]

પાછલ અ૦ (પ) પાછળ

પાછલું વિ૦ ['પાછું' ઉપરથી] પાછળનું (૨) પૂર્વનું, પહેલાંનું. [પાછલી અવસ્થા = ઘડપણ. પાછલી રાત = રાતનો અંત ભાગ. પાછલે બારણેથી = ચોરી છૂપીથી ]

પાછળ અ૦[જુઓ પાછું] પછવાડે [–થવું = પીછો પકડવો (૨) ચીડવ્યા કરવું –પડવું = પઠવાડે રહેવું (૨) ખંતપૂર્વક મંડયા રહેવું (૩) પીછો પકડવો. –પડી જવું = સાથે ન રહી શકવું (૨) મોડું પડવું–થવું (૩) સ્થિતિ કે દરજ્જામાં ઊતરતું હોવું –મૂકવું = ની આગળ જવું (૨) બીજા કરતાં વધી જવું. –રહી જવું = પાછળ પડી જવું ]

પાછું વિ૦ [सं. पश्चात्, प्रा. पच्छा ઉપરથી] પાછળનું (૨) અ૦ પાછળ (૩) વળી; ફરીથી (૪) ઊલટી કે અવળી – સામેની દિશામાં જેમ કે પાછો આવ (પ) બાજુએ કે આઘું. જેમ કે તું પાછો ખસ; પાછી બેસ [ પાછી ધરતી = (સં.) કાઠિયાવાડ. પાછી પાની કરવી = પૂઠ બતાવવી, પાછું ફરવું (૨) હારીને નાસી જવું. પાછી લાગવી = મોત આવવું (૨) નુકસાન થવું પાછું કરવું = પાછું કાઢવું (૨) પાછું ખસેડવું –કાઢવું = ન લેવું, અસ્વીકાર કરવો (૨) ન પેસવા દેવું. –નાખવું = ઊલટી કરવી. –પગલું ભરવું = ખચકાવું (૨) પલાયન કરવું –પડવું = હારવું, પૂઠ બતાવવી. –ફરવું = પૂઠ ફેરવવી (૨) પાછું આવવું. –ભળવું = બગડી

જવું, ઊતરી જવું (૨) ઊલટી થવી (૩) મરણ પામવુ -વળીને(વાળીને) જોવુ = પાછળ [redacted] છે તે જોવું, વિચાર કરવો -વાળવુ = પાછુ કાઢવું] [પડવું (?)

પાછેવાવુ અ૦ક્રિ૦ ['પાછુ' પરથી] પાછુ

પાછોટિયુ ન૦ ['પાછુ' ઉપરથી] જુઓ પછીતિયુ (૨) કપડાની અંદરનું ખીસુ

પાછોતર(-રું) વિ૦ જુઓ પાછતર

પાછોયું ન૦ (કા.) ['પાછુ' ઉપરથી] પાછા વળવુ તે [છેવાડાના ભાગનું

પાછોવાડિયુ વિ૦['પછવાડુ' ઉપરથી]ગામના

પાછ્છા (છા') પું૦ [સર૦ હિં, મ पाच्छा, ०ही] જુઓ પાદશાહ, સમ્રાટ ૦ઈ સ્ત્રી૦ [સર૦ મ] પાદશાહી

પાજ (જ,) સ્ત્રી૦ [सं पद्या, प्रा पज्जा=रस्तो; કેડી दे पज्जा=સીડી] પાળ, સેતુ (૨) [?] એક જાતનું ઝીણા પોતનું રેશમી કપડુ

પાજણી સ્ત્રી૦ જુઓ પાંજણી

પાજી વિ૦ [फा] હલકુ, નીચ (૨) કંજૂસ

પાટ પુ૦ [सं पट्ट તથા पाट=વિસ્તાર, ગામનો ભાગ, કિનારો,પટ] મોટુ તામ્રપત્ર (૨) બાજઠ; મોટો પાટલો (૩) આખુ થાન, તાકો (૪) જમીનનો લાંબો પટ (૫) બેથી વધારે નંગનો સામટો વણાટ (૬) પગ દઈને ચાલવા માટે માન ખાતર વાટમા પાથરવામા આવતા કપડાં (૭) મેણને પહેરવાનો કાળ (૮) (ટ,) સ્ત્રી૦ બહુ માણસ બેસી શકે તેવી પાટિયાની એક ઊંચી બેઠક (૯) ઢોરને પાણી પાવાની નાની તળાવડી (૧૦) લાંબો લંબચોરસ કકડો, લાટો (૧૧) ન૦ રાજગાદી (૧૨) [सं पाठ] ગડિયો બોલી જવો તે [પાટે બેસવુ =ઊંચા મોભા કે અધિકારની જગાએ બેસવુ (૨) ગાદીએ બેસવુ (૩) જ્ઞાતિભોજન વખતે દેખરેખ માટે બેસવુ (૪) સ્ત્રીને અટકાવ આવવો]

પાટકવુ સ૦ક્રિ૦ [જુઓ પટકવું] પછાડવુ

પાટડી સ્ત્રી૦ [પાટ ઉપરથી] નાનો પાટડો -ડો પુ૦ વહેરેલો પાસાદાર ભારવટિયો

પાટપાચ(-ચો) પુ૦ + રાજપાટ પર કે રાજાને પા - પગે...

પાટણ ન૦ [सं, पत्तन प्रा पट्टण] જુઓ પટ્ટણ

પાટનગર ન૦ [પાટ + નગર] રાજધાની

પાટરડી સ્ત્રી૦ (કા) [જુઓ પાટ્ડુ] માટીનું નાનુ વાસણ, દોણી [ન૦ જુઓ પાટલિ

પાટલ વિ૦[सं]પાટલના ફૂલના રંગનું લાલ (૨)

પાટલાઘો સ્ત્રી૦ [પાટલો (सं पट्ट) + ઘો] એક પ્રકારની ઘો [મોટી સાળી

પાટલાસાસુ સ્ત્રી૦ [પાટલ (सं पट्ट) + સાસુ]

પાટલિ ન૦ [सं] પાટલ, એક ફૂલઝાડ

પાટલી સ્ત્રી૦ [જુઓ પાટલો]સાંકડી પાટ,ઝાંક (૨) નાનો પાટલો(૩)ધૂંટીથી આંગળાં સુધીનો ભાગ (૪) એક પ્રકારનું ઘરેણુ (૫) કપડાની ચારપાંચ આંગળ પહોળી ગેડ કે તેવી ધોતિયાની ગેડ કરી પહેરાય છે તે [-પહેરવી = ધોતિયું આગળ કે પાછળ પાટલી વાળીને પહેરવુ -વાળવી = કપડાની કે ધોતિયાની પાટલી કરવી]

પાટલૂન ન૦[इं पॅन्टेलून]યુરોપી ઘાટનો ચોરણો

પાટલો પુ૦ [सं पट्टक] ભોંયથી ત્રણ ચાર આગળ ઊંચુ લાકડાનું એક બાજઠ જેવું આસન (૨) જાડી મોટી લગડી (સે કે રૂપાની) [પાટલા ઉપર ધૂળ નાખવી=મૂળાક્ષર લખતાં શીખવુ. પાટલા ફોડવા = નવરા બેસી નખ્ખોદ વાળવું (૨) ભણવામા બેકાળજી રાખવી પાટલા ભરવા = પાટલા વડે વિદ્યાર્થીને કરાતી શિક્ષા. પાટલા માંડવા = જમવા માટે આસન ગોઠવવા પાટલા મૂકવા = નવરા બેસી નખ્ખોદ વાળવું પાટલે બેસાડવું = આદર સત્કાર કરવો પાટલે બેસાડી પૂજા કરવી = ફુલાવી ફુલાવીને નવરુ બેસાડી રાખવું (૨) (વ્યંગમાં) કાઈ કામ ન સોંપવું કે કરવા કહેવુ પાટલો કરવો = માનપૂર્વક દક્ષિણાદિ આપવા. -ગોઠવો = ગોઠવુ આવવુ, નિરાત વળવી, ગોઠવાવુ -પડવો = આદરસત્કાર થવો (૨) ભોજનનું નિમંત્રણ મળવુ (૩) જમનારની સંખ્યા બતાવવા વપરાય છે ઉદા૦ આજે કેટલા પાટલા પડ્યા (કેટલા જમનાર આવ્યા?) (૪) ફાવવું,કામ પાર પડવું.-ફરવો = કામ થવુ - પાર પડવુ (૨) સફળ હોવું.

-મૂકવો=જમણ માટે આસન ગોઠવવું.]

**પાટવ** ન૦[સં.] પટુતા, ચતુરાઈ, કુશળતા (૨) ચાલાકી; ચંચળતા

**પાટવણ** વિ૦ સ્ત્રી૦ પાટવી કે પાટવીની સ્ત્રી

**પાટવી** વિ૦ [સં., પ્રા. પટ્ટ=ગાદી; સર૦ હિં.] સૌથી મોટું (૨) પું૦ ગાદીનો વારસ

**પાટંબર** ન૦[પાટ(સં., પ્રા. પટ્ટ=રેશમ કે શણ) + અંબર] એક જાતનું રેશમી વસ્ત્ર

**પાટિયાની** સ્ત્રી૦ ['પાટિયું' ઉપરથી] ઘઉંની સેવ (પુષ્ટિમાર્ગીય) [કોટનું એક ઘરેણું

**પાટિયાં** ન૦ બ૦વ૦ [સં. પટ્ટ, પટ્ટી] સ્ત્રીઓનું

**પાટિયું** ન૦ [પાટ પરથી] લાકડાને કે પથ્થરને વહેરીને પાડેલા પાતળા પડમાંનું એક (૨) લખવા માટે કરેલું કાળું પાટિયું (નિશાળમાં) (૩) છાતીની પેટી પરના હાડકાંમાંનું એક (૪) વાસણ. [**પાટિયાં ઊંચકાવાં**=ધંધામાં ખોટ આવવી; દુકાન બંધ કરવી પડવી. **પાટિયાં ગોઠવવાં**=બંધબેસતું કરવું **પાટિયાં દેવાવાં, બિડાવાં, બેસી જવાં**=છાતી બેસી જવી; હબકી જવું (૨) બંધ થઈ જવું (૩) નાદાર થવું; દેવાળું નીકળવું. **પાટિયાં માંજવાં**=જમવાના વાસણકૂસણ સાફ કરવાં (૨) ખાઈ-પી એઠવાડ કાઢી નિરાંત ધરવી **પાટિયાં રંગાવાં**=ખૂબ માર પડવો (૨) ઘણી નુકસાનીમાં આવવું. **પાટિયાં વાળી દેવાં**=કામ બંધ કરવું; ભાગી પડવું. **પાટિયું ચોડવું, મારવું, લગાવવું, લટકાવવું**=નામવાળું પાટિયું લટકાવવું; જાહેરાત કરવી.]

**પાટિયો** પું૦[સં પાત્ર? 'પાટ' પરથી?] પહોળા મોંનું માટીનું કે ધાતુનું એક ઠામ

**પાટી** સ્ત્રી૦ ['પાટ' ઉપરથી] સ્લેટ (૨) સૂતર કે રેશમની વણેલી કે ગૂંથેલી સાંકડી પટી (૩) લોઢાની તેવી પાટી (૪) ગામમાં ગરાસદારનો હિસ્સો, નાનો વાંટો (૫) ક્યારબંધ એક માલકીનાં ખેતર (૬) [સં. પાટી=ક્રમ, વારો] પ્રસંગ, બનાવ ઉદા૦ સત્તાનાશની પાટી (૭) [સર૦ પૂરપાટ] ઘોડાને ફેરવતાં કઢાવાતી દોટ (૮) [ઇં. પાર્ટી] ટોળી; ટુકડી. [-ઉપર ધૂળ નાખવી=નિશાળે જવું.-ઉકેલવી, છોડવી =ખાટલાની પાટી છૂટી કરવી -પડવી= ટુકડીમાં વહેંચાવું; તડો પડવો.-ભરવી= ખાટલા પર પાટી ગૂંથવી. -વાળવી= પાધર કરવું; ઉજ્જડ કરવું.]

**પાટીગણિત** ન૦ [સં.] અંકગણિત

**પાટીદાર** પું૦[પાટી+દાર] જમીનદાર,વતનદાર (૨) એ નામની એક જાતિનો માણસ.-રિયું વિ૦ પાટીદારનું કે તેને લગતું

**પાટીવાળો** પું૦ [પાટી(ઇં. પાર્ટી)] રેલવેની સડક પર કામ કરનાર રેલવેના નોકરોની ટુકડીનો માણસ; 'ગેંગમૅન' (૨) [મુંબઈમાં] પાટી-ટોપલાવાળો હેલકરી

**પાટુ** સ્ત્રી૦; ન૦ [દે. પટ્ટુયા] લાત

**પાટૂડી** સ્ત્રી૦,-ડું ન૦ [સં પાત્ર?] પાટિયાના ઘાટનું નાનું માટીનું વાસણ (૨) [સં. પિષ્ટવટી; સર૦ મ. પાટવડે, હિં. પિઠૌરી] છાશમાં ચણાનો લોટ ઉકાળીને કરેલા ઢોકળાં

**પાટો** પું૦ [સં. પટ્ટ] પાટીના આકારનો લૂગડાનો ચીરો (૨) જેના ઉપર આગગાડી દોડે છે તે લોઢાનો પાટો (૩) ચીલો. [**પાટા બાંધવા**= કાન ભંભેરવા; આડુંઅવળું સમજાવી ભમાવવું (૨) ભમાઈ જવું, ન સૂઝવું **પાટો ગોઠવો**=મેળ મળવો; ફાવટ આવવી.-ચડવો =ઠેકાણું પડવું (૨) ફાવતું આવવું -ચડાવવો =ચક્ર ઉપર પાટો લઈ જવો (૨) 'પાટો ચડવો'નું પ્રેરક. -જામવો=બનાવ થવો; સ્નેહ થવો (૨) ચલણ થવું -બાઝવો = ઠીક ગોઠવાવું, પાટો ગોઠવો -બાંધવો, મારવો, લગાવવો=ઘા વગેરેને લૂગડાની પટ્ટીથી વીંટીને બાંધી દેવાં -બેસવો=પાટો ગોઠવો **પાટે ચઢવું**= રાગે પડવું, વ્યવસ્થિત ગોઠવાવું **પાટેથી ઊતરવું**=પાટા ઉપરથી સરકી પડવું (૨) આડમાર્ગે ચડી જવું (૩) ગુસ્સે થઈ જવું.]

**પાટોળિયું** ન૦ **પાટોડી** સ્ત્રી૦ જુઓ પાટૂડી

**પાટોધર** વિ૦ ['પાટ' કે 'પટ્ટ'+ધરવું] પાટવી

**પાટોપાટ** અ૦['પાટ' ઉપરથી] હારોહાર, સળંગ

**પાઠ** પું૦ [સં.] ભણી જવું-બોલી જવું તે (૨)

ધાર્મિક ગ્રંથ કે સ્તોત્ર વગેરેનું રોજનું વાચન (૩)પાઠયપુસ્તકનો એકાદ દિવસમા પઢી શકાય તેવો વિભાગ (૪) શબ્દ કે વાકયોનો ક્રમ કે યોજના(૫)બોધ,શીખ(૬)નાટકના પાત્રનું કામ [–આપવો = ભણવાનું બતાવવું,શીખવવું(૨) (સમજણ પડે તે માટે) શિક્ષા કે સજા કરવી (૩) શિખામણ આપવી –કરવું = મોઢે કરવું –કરવો = ફરી ફરી વાંચવુ(૨)કોઈ ધર્મપુસ્તક નિયમિત વાચવું –મળવો = શીખવાનું મળવુ,બો ભૂલવી(૨)સજા થવી –લેવો = બોધ ગ્રહણ કરવો,ધડો લેવો(૨)ભણવાનો પાઠ ગુરુ પાસે સમજવો –શીખવવો = જુઓ પાઠ આપવો –શીખવો = જુઓ પાઠ મળવો ] ૦ક પુ૦ વાચક(૨)અધ્યાપક(૩)ધર્મોપદેશક (૪) વેદ-શાસ્ત્ર ભણનારો (૫) બ્રાહ્મણની એક અટક ૦પૂજા સ્ત્રી૦ પાઠ, પૂજા વગેરે નિત્યકર્મ ૦શાલા(-ળા) સ્ત્રી૦ નિશાળ(૨) ઊંચા પ્રકારના શિક્ષણની શાળા, મહાવિદ્યાલય (૩) સંસ્કૃત શીખવવાની શાળા. ૦ફેર,૦ભેદ પુ૦ જુઓ પાઠાંતર ૦માલા(-ળા) સ્ત્રી૦ વસ્તુને ક્રમિક પાઠો રૂપે ગોઠવીને આપતું પુસ્તક (૨) (સ ) અંગ્રેજી ભાષા શીખવવા માટેનું એવું પુસ્તક –ઠાંતર ન૦ [+अंतर] ગ્રંથની બીજી પ્રતમાં મળી આવતું ભિન્ન લખાણ, ગ્રંથ કે લખાણનો જુદો પડતો પાઠ –ઠિકા સ્ત્રી૦ પાઠ કરનાર સ્ત્રી –ઠી પુ૦ પાઠ કરનાર [ગ્રંથનો] (૨) ભણેલો (૩) પાઠ કરતાં યાદ કરી લે એવો જેમ કે એક-પાઠી (પ્રાય સમાસમા) [મોકલવું

પાઠવવું સ૦ક્રિ૦ [सं प्रस्थापय्, प्रा पट्ठव]·

પાઠું ન૦ [सं पृष्ठ, प्रा पट्ठ, पट्ठी] પીઠ ઉપર થતું ગૂમડું (૨) [प्रा पट्ठाअ = પાઠવવું પરથી?] કૂવામાંથી માટી કાઢવાને મોકલવાની દોરડે બાંધેલી ટોપલી (૩) [सं पिष्ट, प्रा पिट्ठ] કોલુમાં પીલ્યા બાદ રહેલો શેરડીનો કૂચો (૪) [સર૦ प्रा पाढा] કુવારનું પાન

પાઠ્ય વિ૦ [सं] ભણવાનું (૨) નિશાળમા ચાલતું ૦પુસ્તક ન૦ નિશાળમા ચાલતી ચોપડી, 'ટેક્સ્ટબુક'

પાઠ પુ૦ [सं पाटक, प्रा पाडय, पाढ, સર૦ ; हिं पाढ](સુ)સોનીની કામ કરવાની જગા

પાડ પુ૦ [સર૦ दे पाडुक्कु = જમીન] ઉપકાર, આભાર [–ચડવો = ઉપકાર તળે આવવું –પૂછવો, –માનવો = આભાર માનવો. –રાખવો = ઉપકારના બોજાનું સ્મરણ રાખવું. –વાળવો = ઉપકારનો બદલો આપવો.]

પાડ પુ૦ [સર૦ म, का पाडु] સમતા, સરખા-પણું (૨) ભાવ, કિંમત (?) (સોનાના પાડનું)

પાડ પુ૦ (પ) પ્રકાર, રીત

પાડ(-ડા)પ(-પા)ડોશ પુ૦ [પાડો + પાડોશ] એક જ મહોલ્લાનો કે પાસે પાસેનો વાસ-વસતી –શી પુ૦ પાડપડોશમાં રહેનાર

પાડરુ ન૦ જુઓ પાડુ

પાડવું સ૦ક્રિ૦ [प्रा पाड (सं पातय्)] પડે એમ કરવું (૨) બનાવવું (સિક્કા, પીંક)

પાડસી સ્ત્રી૦ બડાશ

પાડળ ન૦ જુઓ પાટલ

પાડાખાર પુ૦ જુઓ 'પાડો'માં

પાડાપ(-પા)ડોશ પુ૦ જુઓ પાડપડોશ –શી પુ૦ જુઓ પાડપડોશી

પાડામૂ(-મૂ)ડિયું વિ૦ [પાડો + મૂડવું] માત્ર પાડા મૂડી જાણે તેવું, મૂડવામાં અણઘડ (૨) [લા.] અણઘડ

પાડિયું ન૦ [જુઓ પાડો = મહોલ્લો] ફળિયુ

પાડીલું વિ૦ ['પાડ' ઉપરથી] પાડની કદર કરનારું; કૃતજ્ઞ

પાડૂઘલો પુ૦ [सं पारगर्भिक ?] સ્ત્રી સગર્ભા થવાથી તેનું ધાવણું બાળક નબળું થઈ જાય તે

પાડુ ન૦ [दे पड्डुय] ભેંસનું બચ્ચું [પાડાં મૂડવાં = જુઓ પાડા મૂડવા ]

પાડી સ્ત્રી૦ [दे पड्डिया, पाडी] ભેંસનું માદા બચ્ચું

પાડો પુ૦ [दे पड्डय] ભેંસનું નરબચ્ચું કે તેનો નર [પાડા જેવું = જાડું, મજબૂત, ઓછી અક્કલનું. પાડા મૂંડવા = નવરા હોઈ નકામું કામ કર્યા કરવું પાડો મૂંડે એવું = આવડત કે અક્કલ વિનાનું.] –ડાખાર પુ૦ બે પાડા વચ્ચે હોય છે તેવું પાકું વેર

પાડો પું૦ [ 'પાડવું' ઉપરથી ? ] વાસા વગેરે હલકી ધાતુનો ભેગ (સોનામાં)

પાડો પું૦ [ સં. पाटक, प्रा. पाड,-य ] મહોલ્લો. ૦વાડિયું વિ૦ મહોલ્લા પાસેનું, નજીકનું

પાડો (પાં') પું૦ (સુ) વારો; રૂઢિ, સંપ્રદાય (૨) [સં. पाठ, प्रा पाड, સર૦ हिं. पहाडा, म पाडा,–ढा ] આંકનો ગડિયો

પાડોશ,૦ણ,–શી.[? पाडोस,–निश]·જુઓ પડોશ,૦ણ,–શી

પાડીહારૂં વિ૦ [प्रा. पाडिहारिय (सं प्रातिहारिक)] અનામત મૂકેલું

પાણ (ણ,) સ્ત્રી૦ [સં. पान्य] ચોથો ભાગ, ચોથો ભાગ દર્શાવનારી કાના જેવી ઊભી લીટી (૨) સંસ્કૃતમાં વાક્યને છેડે આવતી ઊભી લીટી. [–મૂકવી = અંત આણવો, પૂરું કરવું.]

પાણ ન૦ [સં. पान, प्रा ] ખેતરના પાકને પાણી પાવું તે (૨) કાંજી, પવાત (૩) પું૦ [सं पाणि] (પ.) પાણિ, હાથ

પાણકંદો પું૦[प्रा पाण- कंद] એક વનસ્પતિ

પાણકોરૂ ન૦ [પાણ (કાંજી) + કોરૂ] મંજિયા જેવું કપડું

પાણત ન૦ [ 'પાણ' ઉપરથી] ખેતરમાં પાણી પાવું તે, પાણ –તિયો,–તી પું૦ ખેતરમાં પાણી વાળનારો

પાણ(–ન)બાજરિયું ન૦ [ પાણ (સર૦ પાણકંદો)+બાજરિયું ] બાબાજરિયું

પાણિ પું૦ [सं] હાથ ૦ગ્રહણ ન૦ (લગ્નમાં) હાથ ઝાલવો તે (૨) લગ્ન

પાણિનિ પું૦ (સં ) પ્રસિદ્ધ સંસ્કૃત વૈયાકરણી

પાણિયારી (યા') સ્ત્રી૦ [प्रा. पाणिअहारी (सं. पानीय+हारी,) हिं पनिहारी] પાણી ભરનારી –રૂં ન૦ [સર૦ हिं पनियार] ઘરમાં પાણીનાં વાસણ રાખવાની જગા (૨) [પાણિયારી ઉપરથી] પાણી ભરવાનું કામ (૩)[કા ] નવાણ, જળાશય [પાણિયારાનો સુનસફ, મુનશી = વરફૂંકડો માણસ, ઘરમાં કે સ્ત્રીઓ આગળ જ બહાદુરી મારનારો ] –રો પું૦ પાણી ભરનારો નોકર

પાણી ન૦ [सं पानीय, प्रा पाणीअ, पाण,–णी] પીવાનું કુદરતી પ્રવાહી, જળ (૨) કોઈ પ્રવાહી (૩) [લા] [illegible] તેજ (૪) [illegible] (૫) [illegible] આબરૂ (૭) [illegible] પાણીનો [illegible] –આવવું [illegible] (૨) [મોમાં] [illegible] પડી, રસદ [illegible] (૩) [illegible] આવવો –ઉતરાવવું = [illegible] મુરકેડી પાડવી –ઉતારવું [illegible] લેવું (૨) [illegible] કરી દેવું. [illegible] દૂર કરવા –ઊતરવું = પાણી [illegible] જુસ્સો ઓસરવો (૨) [illegible] ટેવ તેની અંદર જતી રહેવી, [illegible] કમી થવા (૩) [illegible] (૪) [illegible] પડવી (૫)(પદ્યે) [illegible] –[illegible] = પાણી ઓછું થવું. –કરવું [illegible] કરવું, બગાડવું, ગુમાવવું. –ખરું કરવું = ખેતર [illegible] –જોવું, –ગુમાવવું = [illegible] –ચડવું = જુસ્સો આવવો, શૂર ચડવું (૨) પાણી વધવું, રેલ આવવી –ચડાવવું = ઉશ્કેરવું, શૂર ચડાવવું (૨) કાપડ કે ઓખડને પાણી પાવું (૩) [illegible]. –છાંટવું = ઠંડું પાડવું, શાંત પાડવું (૨) મંતરેલું પાણી છાંટી [illegible] અસર ઉતારવી. –છૂટવું = (મોમાં) પાણી આવવું, ખાવાનું મન થવું (૨) પરસેવો છૂટવો, થાકી જવું કે બી જવું (૩) શાક વગેરે બફાતાં અંદરથી પાણી નીકળવું –છોડવું = નળ કે [illegible]માંથી પાણી આવવા દેવું. –છોડાવવું = મુતરાવી દેવું, ડરાવી દેવું, ગભરાવી દેવું. –જવું = પાણી ભરવા જળાશયે જવું (૨) આબરૂ જવી, વટ જવો. –જોવું. –પારખવું = કસ કે શક્તિ તપાસી લેવા. –ઠરવું = પાણી ઠંડું થવું (૨) પાણીમાંનો કચરો નીચે બેસી જવો –થઈ જવું = વેડફાઈ જવું; ધૂળધાણી થઈ જવું (૨) ઓગળી જવું (ક્ષાર કે બરફનું). –દેખાડવું (ઢોરને) = તેને પાણી પી-ધરવું કે જળાશયે

=જુઓ પાણી મરવું -પડવું= વરસાદ થવો (૨) મહેનત પડવી. -પાણી કરવું=પાણીની તીવ્ર ઝંખના કરવી (૨) થકવીને ઢીલુંઢસ કરી દેવું (૩) ખુશખુશ કરી નાખવું -પાણી થઈ જવું=પરસેવાથી રેબઝેબ થઈ જવું (૨) ખુશખુશ થઈ જવું (૩) (ખાર વગેરેનું) ઓગળીને, પાણી થઈ જવું -પાવા જવું=મૂએલાની પાછળ મરી જવું -પાવું=ઢોળ ચડાવવો (૨) હથિયારને ધાર ચડાવવા કે કઠણ કરવા ગરમ કરી પાણીમાં બોળવું (૩) ઉશ્કેરવું (૪) વનસ્પતિના મૂળમાં પાણી પહોંચાડવું -ફરવું, -ફરી વળવું=નકામું જવું, ધૂળમાં મળવું -ફેરવવું =પાણી ફરે એમ કરવું -બદલવું=જુદાં હવાપાણીની જગાએ જવું (૨) બીજા સ્થળનું પાણી ઉપયોગમાં લેવું -બાળવું=જુલમ કરવો (૨) જીવ બાળવો -ભરવું=જળાશયેથી પાણી ભરી લાવવું (૨) લેખામાં કે હિસાબમાં ન હોવું -ભરાઈ જવું, -ભરાઈ ચૂકવું= આખર કાળ આવવો, મરતી વખતના સોજા આવવા -ભરાવું=ગૂમડામાં પાણી જેવા પરૂનો જમાવ થવો. -ભરે એવું=ઊતરતા દરજ્જાનું. -મરવું=પાણી વહી ન જતાં જમીનમાં સમાવું (૨) જુસ્સો નરમ પડવો -મૂકવું=પ્રતિજ્ઞા લેવી -લાગવું=હવાપાણીની તંદુરસ્તી ઉપર ખરાબ અસર થવી -લેવું=આબરૂ લેવી (૨) નીમ લેવો; પ્રતિજ્ઞા કરવી -વલોવવાં=ફોગટ ફાંફાં મારવાં પાણીથી પાતળું =અત્યંત મોંઘું (૨) અત્યંત કરકસરિયું પાણીના રેલાની પેઠે =વપરાટબંધ, ક્ષણ વારમાં પાણીની પેઠે રાહ જોવી=ઘણી જ આતુરતાથી રાહ જોવી પાણીનો પરપોટો=ક્ષણિક વસ્તુ પાણીમાં ઉતારવું=જોખમમાં નાખવું(૨) અહેસાન તળે દબાવવું પાણીમાં જવું= નકામું જવું પાણીમાં પારો પડવો=ફરી હાથ ન આવે તેવી રીતે જતુ રહેવું પાણીમાં બોળવું=વલૂસાડવું, ધૂળ મેળવવું પાણીમાં મૂઠીઓ ભરવી=મિથ્યા પ્રયાસ કરવો પાણી પહેલાં પાળ=અગમચેતી.]૦ચક્કી સ્ત્રી૦ પાણીથી ચાલનારી ચક્કી ૦યું વિ૦ પાણીથી ભરેલું (૨) ન૦ પાણીથી ભરેલું નાળિયેર (૩) [લા] રૂખસદ, બરતરફી. [-આપવું, -પરખાવવું=રજા આપવી, બરતરફ કરવું -મળવું=બરતરફ થવું] ૦છલ્લું વિ૦ શરમિંદું; લજ્જાગ્રસ્ત (૨) પાણીચું, પાણીથી ભરેલું (૩) ન૦ નાળિયેર [-આપવું=જુઓ પાણીચું આપવું]. ૦જૂસ સ્ત્રી૦ નાસ્તા કે ભોજન પછી પાણી પીવું તે ૦ઢાળ પું૦ નદીનું પાણી વહી જવાનો ઢાળ; 'વૉટરશેડ' ૦દાર વિ૦ પાણીવાળું, તેજ ૦પંથું વિ૦ પાણીના જેવી ગતિવાળું, ત્વરિત ૦પાટલો પું૦ ઠામપાટલો ૧ ૦પોચું વિ૦ જેમાં થોડું પાણી રહ્યું હોય તેવું, ગદગદું ૦ફેર, ૦બદલો પું૦ પાણી બદલવું-સ્થાનાંતર કરવું તે (તંદુરસ્તી સુધારવા) ૦મઠું ન૦ (કા) જેમાં પાણી થોડું એવું પલ્યું હોય એવું રાધણું. ૦શેરડો પું૦ પાણી જવા માટેની પાળ

પાત પું૦ [सं] પતન, પડવું તે ૦ક ન૦ પાપ (૨) વિ૦ પાડે એવું, પાડનારુ ૦કી વિ૦ પાપી ૦કોચ્ચારણ ન૦ [પાતક+ઉચ્ચારણ], પાદરી આગળ પાપ કબૂલવાની કૅથલિક ખ્રિસ્તી વિધિ, 'કન્ફેશન'

પાતર સ્ત્રી૦ [સર૦ हिं पातर,-ल, सं पातली પરથી ?] ગણિકા, વેશ્યા

પાતર સ્ત્રી૦ ખાટલામાં વાણની ચાર ચાર સેરની પાતી (૨)ન૦ [सं पात्र]+ભિક્ષાપાત્ર, પાતળ

પાતરવાડિયું ન૦ [સર૦ म पातरवडी] પતરવેલિયું

પાતરી સ્ત્રી૦ [જુઓ પાતરુ] મગ, મઠ ઇ૦ નાં પાંદડાંનો જૂડો (૨) પાંદડે બાંધેલું ફૂલનું પડીકું

પાતરુ ન૦ [सं पात्र=પત્ર] પાંદડું (૨) પતરવેલિયું (૩) એનું ભજિયું [(હાથે) પાતરાં પાડવાં=જાતમહેનત કરવી. પાતરે પાણી પાવું=પજવવું, રિબાવવું.]

પાતળ સ્ત્રી૦ [प्रा पत्तल(सं पत्र)] પત્રાળું (૨) પીરસેલું ભાણું (૩) ન૦ ભિક્ષાપાત્ર

પાતળું વિ० [दे. पत्तल] જાડું નહિ એવું. -ળપેટું વિ० [પાતળું+પેટ] પાતળા પેટવાળું; થોડુ ખાનાર (૨) ફંદ વગરનું -ળભાજી સ્ત્રી० [म] છૂટા પાણીવાળુ શાક. -ળાઈ સ્ત્રી० પાતળાપણું -ળિયો પું० પાતળો પણ નીરોગી, દેખાવડો પુરુષ

પાતંજલ વિ० [सं] પતંજલિએ રચેલું

પાતા પું० [सं] રક્ષણહાર

પાતાલ(-ળ) ન० [सं] પુરાણાનુસાર પૃથ્વીની નીચે આવેલા સાત લોકમાંનો છેલ્લો, નાગ લોક (૨) પૃથ્વીનું બહુ ઊંડુ તળ (૩) [લા] અતિ ઊંડુ સ્થાન-જગા.[-ફોડવું=પૃથ્વીના પેટાળમાથી પાણી કાઢવુ (૨) મહામુશ્કેલ કામ કરવું] -માંથી વાત લાવવી=છૂપામા છૂપી વાત શોધી કાઢવી -માં પગ હોવા=અંદરખાનેથી બહુ કપટી અને બાહોશ હોવું -માં પેસાડવું=શરમથી સાવ મોઢું પાડી દેવું -માં પેસી જવું=ધરતીમા સમાઈ જવું (૨) ખૂબ શરમાઈ જવુ (૩) જાહેરમાંથી ખસી જવું] -ળકૂવો પું० અથાગ પાણીવાળો કૂવો -ળજંત્રી વિ० ઊંડી મસલત-સલાહ કે યુક્તિવાળુ (૨) ગમે તેમ કરીને કામ પાર પાડી આપે એવુ (૩) છૂપી બાતમીઓ ગમે ત્યાંથી ખોળી લાવનાર -ળટેકડી સ્ત્રી० ખટપટી સ્ત્રી. -ળપાણી ન० પાતાળ ફોડીને કાઢેલું પાણી, અખૂટ પાણી ०યંત્ર ન० દવા પકવવાનું એક યંત્ર-યોજના, જેથી જમીન નીચેથી આંચ મળે. -ળિયું વિ० પાતાળ સુધીનું (૨) પાતાળનું-ને લગતુ

પાતિક ન० + પાતક (પ.)

પાતિવ્રત્ય ન०[सं]પતિવ્રતાનો ધર્મ, પતિવ્રતાપણું

પાતી સ્ત્રી० [हिं] પત્ર, ચિઠ્ઠી

પાતું ન० [सं. पत्र, प्रा पत्त] પાંદડું

પાતેલી સ્ત્રી० [सं. पात्र, म] પતેલી તપેલી -લું ન० તપેલું

પાત્ર વિ० [सं] યોગ્ય. લાયક (સમાસમા). દા. ત. દાનપાત્ર, વિશ્વાસપાત્ર (૨) ન० વાસણ (૩) નદીના બે કાંઠા વચ્ચેનો ભાગ(૪)નાટકમાં વેશ લેનાર (૫) કથા કે વાતમાં આવતી વ્યક્તિ (૬) અધિકારી, લાયક પુરુષ. ०તા સ્ત્રી० યોગ્યતા,લાયકાત(૨)કથા ઇ०ના પાત્રનો ગુણ

પાથરણું(-ણું) ન० ['પાથરવું' ઉપરથી] નીચે પાથરવા માટેનું જાડું મોટું કપડું, શેતરંજી; જાજમ (૨) ખરખરો કરવા આવેલા માટે પાથરેલું કપડું; પાથરણું. [પાથરણે જવું, બેસવું=મરનારને ત્યાં શોક દર્શાવવા બેસણે જવુ]

પાથરવું સ०ક્રિ० [सं प्रस्तृ; प्रा पत्थर] ફેલાવવું [(૨) બિછાવવું

પાથરો પું० ['પાથરવું' ઉપરથી] કાપણી કરીને આડો નાખેલો પાક

પાથેય ન० [सं.] ભાતુ

પાદ ન० ['પાદવુ' ઉપરથી] પાદવું તે; વાછૂટ. ०ણુ વિ० વાછૂટ કરનારું (૨) [લા] ડરપોક

પાદ પું० [सं] પગ (૨) ચોથો ભાગ (૩) કવિતાની કડી, ચરણ ०પ ન० વૃક્ષ ०પીઠ ન० ઊંચે આસને બેઠેલાને પગ મૂકવાની પાટલી. ०પૂરણ ન०, ०પૂર્તિ સ્ત્રી० અધૂરો શ્લોક પૂરો કરી આપવો તે

પાદર ન० [दे. पद्द, सं पद्र પરથી?] ભાગોળ આગળનું મેદાન

પાદરી પું० [पो] ખ્રિસ્તી ધર્મોપદેશક -રણ સ્ત્રી० પાદરીની કે પાદરી સ્ત્રી

પાદવું અ०ક્રિ० [सं पर्द्, સર० हिं पादना, म पादणें] વાછૂટ કરવી. [પાદી જવું,પડવું =બી જવું, ગભરાઈ જવું]

પાદશાહ પું०[फा]બાદશાહ, સમ્રાટ ०જાદી સ્ત્રી० પાદશાહની કુંવરી ०જાદો પું० પાદશાહનો કુવર.-હી વિ० પાદશાહનું (૨) સ્ત્રી० પાદશાહનું રાજ્ય

પાદાકુલક પું० [सं] એક માત્રાવૃત્ત

પાદાકુળ પું० [સર० हिं. पादाकुल,०क] પાદાકુલક, એક છંદ [જુઓ)

પાદાક્રાંત વિ० [सं.] પગ નીચે કરેલું (આક્રાંત

પાદાનુધ્યાત ન० [सं.] સાચો વારસ

પાદુકા સ્ત્રી० [सं.] પાવડી; ચાખડી

પાદોદક ન० [सं] ચરણામૃત

પાદ્ય ન० [सं.] પગ ધોવાનું પાણી

**પાધર** વિ૦[દે पद्धर] વસ્તી કે વનસ્પતિ વિનાનું, સપાટ, ઉજ્જડ (૨) ખુલ્લું, મેદાન જેવું (૩) પુ૦ + ગામ બહારનો રસ્તો, સીધો સપાટ ખુલ્લો રાજમાર્ગ (૪) ન૦ જુઓ પાદર

**પાધરું** વિ૦ [દે पद्धर] આડું અવળું નહિ પણ સીધું (૨) સીધે માર્ગે જનારું, પાંસરું (૩) અ૦ બારોબાર (૪) વગર વિલંબે, તરત ૦દોર વિ૦ પાંસરું, સીધું

**પાન** ન૦ [सं] પીવું તે

**પાન** ન૦ [सं पर्ण, प्रा पन्न] પાંદડું (૨) પૃષ્ઠ (પુસ્તકનું) (૩) નાગરવેલનું પાન, તાંબૂલ [–કરવું, બનાવવું=પાનબીડું બનાવવું –ગુલાબ=સત્કાર સમારંભમાં પાનબીડું તથા ગુલાબ–ફૂલ વગેરે આપવાં પાનમાં આવવું, –લેવું, લાવવું = હાથમાં આવવું લાવવું –સપડાવું કે સપડાવવું (–ના વિના) પાન ન હાલવું = ના વિના કાંઈ બની ન શકવું] ૦ખર સ્ત્રી૦ જેમાં પાન ખરે છે એ ઋતુ, મહાફાગણ ૦ડી સ્ત્રી૦ નાનાં કુમળાં કુમળાં પાંદડાં (૨) પાંદડાંની નાની નાની કકડીઓ (૩) સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું ૦ડું ન૦ પાંદડું ૦દાન (–નિયું) ન૦, ૦દાની સ્ત્રી૦ ખાવાનાં પાન તથા તેનો સામાન મૂકવાનું પાત્ર ૦પટી(–ટ્ટી),૦બીડી સ્ત્રી૦, ૦બીડું ન૦ પાનનું બીડું, તાંબૂલ ૦ફૂલિયું વિ૦ ફૂલની પાખડી જેવું, કોમળ કે હલકું ૦સોપારી સ્ત્રી૦, ન૦ પાન તથા સોપારી, મુખવાસ (૨) [લા] સિપાઈસપરાંને નાની બક્ષિસ (૩) કોઈના માનમાં કરાતો સમારંભ

**પાનકોવો** ન૦ એક જાતનું પક્ષી

**પાનખર** સ્ત્રી૦ [પાન+ખરવું] જુઓ 'પાન'માં

**પાન(–નો)ઠ** સ્ત્રી૦ [सं पर्ण+पुट] જુવાર બાજરી વગેરેનું લાંબું પાંદડું

**પાનડી** –ડું,–પટી(–ટ્ટી) જુઓ 'પાન'માં

**પાનબાજરિયું** ન૦ જુઓ પાણબાજરિયું

**પાનફૂલિયું**, પાનબીડી,–ડું, પાનસોપારી જુઓ 'પાન'માં

**પાનિયું** ન૦ જુઓ પાનું,પૃષ્ઠ (૨) [લા]નસીબનું [પાનિયું–ભાગ

**પાની** (ની') સ્ત્રી૦ [सं पार्ष्णि, प्रा पण्हि,०या] પગના તળિયાનો એડી તરફનો ભાગ ૦ઢંક વિ૦ પાનીને ઢાંકે એવડું

**પાનું** ન૦ [सं पर्ण, प्रा पन्न] પાંદડું (૨) ચોપડીનું પૃષ્ઠ (૩) ગંજીફાનું પત્તું (૪) ચપ્પુ છરી ઇ૦નું ફળ (૫) પન્નું, લીલા રંગનું એક રત્ન (૬) [લા] જિંદગીભરનો સંબંધ (બહુવા બ૦વ૦માં)(૭)નસીબનું પાનિયું [–ઉકેલવું = એક ને એક માણસ કે બાબત વિષે વારવાર કહ્યા કરવું –ઉઘાડવું =કોઈની નિંદા શરૂ કરવી (૨) [ચોપડીનું પાનું] વાંચવું = વાચવા ખુલ્લું કરવું –ખોળવું = બદલો લેવા સામાનો આગલો ઇતિહાસ જોવો –પડવું = સંબંધ થવો, જીવનમાં સાથે રહેવાનું થવું –શોધવું = પાનું ખોળવું (૨) મોત મોકલવું]

**પાનેતર** ન૦ કન્યાને પરણતી વખતે પહેરવાનું ઘોળું વસ્ત્ર

**પાનેરી** વિ૦ તકતીવાળું (બારીબારણું)

**પાનો** (નો') પુ૦ [सं प्रस्नव, दे पण्हव, पण्हअ, म पान्हा, फा पह्न] વાત્સલ્યથી માની છાતીમાં દૂધ ઊભરાઈ આવવું તે (૨) જુઓ પોરસો; પાહો (૩) [લા] પોરસ; જુસ્સો, વૈર્ય [–ઊતરવો = ભરાયેલું દૂધ માતાના સ્તનમાંથી ઓસરી જવું (૨) જુસ્સો નરમ પડવો –ચડવો = છાતીમાં ધાવણ ભરાવું (૨) ધવરાવવાની ઇચ્છા થવી; વહાલ આવવું (૩) જુસ્સો આવવો –ચડાવવો = ઉશ્કેરવું શૂર ચડાવવું –ચોરવો = આંચળમાંથી દૂધ ઉડાડી દેવું, પાનો ન મૂકવો. –મૂકવો = આંચળમાં દૂધ આવવા દેવું]

**પાનોઠ** સ્ત્રી૦ જુઓ પાનઠ

**પાનોળી** સ્ત્રી૦[પાન+પોળી?]એક પ્રકારની વ.ની

**પાન્થ** પુ૦ [सं] જુઓ પાથ

**પાન્ય** સ્ત્રી૦ પાણીમાં થતી એક વેલ (૨) દોરડું ભાગતાં જેમ જેમ વળ આવે તેમ તેમ ઉમેરાતા રેસા, ફેલું (૩) [લા] ફેલું, પલીતો (ઉશ્કેરણીનો)

**પાપ** ન૦[सं]ધર્મ વિરુદ્ધ કૃત્ય, દુષ્કૃત(૨)[લા] કપટ(૩) [લા]અણગમતી વ્યક્તિ [–ઉઘાડું પડવું=પાપ જણાઈ જવું.–કરવું=અધર્મ-

ચરણ કરવુ -કરતાં પાછું જોવું =પાપભીરુ બનવુ -ગયું, ટળ્યું =કાશ ગઈ, પીડા ટળી. -ધોવું =પાપ દૂર કરવું. પ્રાયશ્ચિત્ત કરવું, શુદ્ધિ કરવી (૨) નિંદા કરવી -ફરી વળવું = પાપનું ફળ આડે આવવું -ફૂટી નીકળવું = દુરાચારને લીધે ભયંકર રોગ થવો (૨) પાપ પ્રગટ થવુ પાપની દસૂંદ =પાપના દોષની ભાગીદારી પાપનું પોટલું =ઘણા પાપનો સંગ્રહ (જેનું ફળ પછી ભોગવવાનું છે) પાપનો ઘડો ફૂટવો =પાપ ઉઘાડું પડવુ. પાપનો ઘડો ભરાવો =પાપનો સંગ્રહ વધતા વધતા પ્રગટ થાય તેમ થવું. અથવા તેની સજા આવી પડે એમ થવુ ] ૦કર્મી વિ૦ પાપી ૦ગ્રહ પું૦ પીડા કરનાર ગ્રહ ૦છૂટુ વિ૦ કપટરહિત ૦ણી સ્ત્રી૦ પાપી સ્ત્રી ૦બુદ્ધિ વિ૦ પાપી બુદ્ધિવાળુ (૨) સ્ત્રી૦ પાપી બુદ્ધિ ૦ભીરુ વિ૦ પાપ કરવાથી ડરનારું, પાપકર્મથી ડરીને ચાલનારુ. ૦ભીરુતા સ્ત્રી૦. ૦યોનિ વિ૦ પાપના ફળરૂપ યોનિમા જન્મેલું, નીચ જન્મનુ. ૦લાજ સ્ત્રી૦ પાપની શરમ, પાપ કરતા ઊપજતી શરમ ૦સ્વીકાર પું૦ જુઓ પાતકોચ્ચારણ

પાપગી, -ગલી સ્ત્રી૦ બાળકને પાપા કરવું તે

પાપડ પુ૦ [सं पर्पट, प्रा पप्पड] એક ખાવાની વાની. ૦ખાર, -ડિયો ખાર પું૦ પાપડમા વપરાતો એક ખાર; સંચોરો ૦પાદુ વિ૦ નિર્બળ, કૌવત વિનાનું ૦પેડું વિ૦ પાતળુ. છીછરુ ૦પૌંઆ પુ૦બ૦વ૦ પાપડ અને પૌંઆની એક વાની.

પાપડી સ્ત્રી૦ વાલની સિંગ (૨)[सं पर्पटिका,प्रा. पप्पडिया] ચોખાના લોટની પાપડ જેવી વાની

પાપા પુ૦ સર૦[म. पापा] રોટલી, તાતા (બાળભાષામાં) (૨) અ૦ (રવ૦) બાળકનું પગલા મંડાવવાનો ઉદ્ગાર .

પાપાચરણ ન૦ [सं] પાપકર્મ; દુરાચાર

પાપાત્મા પું૦ [सं] પાપી, દુષ્ટાત્મા

પાપી વિ૦ [सं] પાપ કરનારુ. -પિયું વિ૦ પાપી. -પિષ્ઠ વિ૦ અત્યંત પાપી. -પિની (-ણી) વિ૦સ્ત્રી૦

પાપોશ ન૦ [फा] પગરખું

પાબંદ વિ૦ [फा.] બંધાયેલુ, પરવશ

પામણહાર વિ૦ ['પામવુ ઉપરથી] પામનારુ

પામતું વિ૦ ['પામવું' ઉપરથી] (દ્વિરુક્ત) પામી શકે તેવુ ગોઠવેલું (દીવા માટે) (૨) પૈસે ટકે પહોંચતુ

પામર વિ૦[सं.]કંગાલ, રાંક (૨) તુચ્છ,સાંકડા મનનું ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦

પામરી સ્ત્રી૦ [સર૦ हिं., म, प्रा. पावार, पावरअ] ઉપરણો, દુપટ્ટો (ઊન કે રેશમનો). -આપવી, ઓઢાડવી, પહેરાવવી =માન -સરપાવ આપવા ]

પામવું સ૦ક્રિ૦ [(सं प्राप), प्रा. पाम]મેળવવુ; પ્રાપ્ત કરવું (૨) સમજવું, કળી જવુ [પામી જવું =સમજી જવુ; કળી જવું.]

પામા સ્ત્રી૦ [सं.] ખસ

પાય પું૦ [प्रा.पाय(सं पाद), फा.] પગ. [પાય (-યે) પડવુ, લાગવું =વંદન-નમસ્કાર કરવા (૨) માફી માગવી ૦ક પુ૦ [फा] પગપાળો સિપાઈ ૦કાસ્ત પુ૦ [फा. पाय-कास्त] પોતાના ગામની પોતીકી કે પારકી જમીન ઉપરાંત બીજા ગામની જમીન ખેડનાર ખેડૂત ૦કિસ્ત વિ૦ [+फा किश्त] વેરાન, ખેદાનમેદાન. ૦ખાનું ન૦ જાજરૂ ૦ગા સ્ત્રી૦ [फा. पायगाह] ઘોડાર, ઘોડેસવારની ટુકડી. ૦ચો પું૦ સુરવાળની એક ટાંગ. ૦જામો પુ૦ સુરવાળ. ૦તખ્ત ન૦ રાજધાની, પાટનગર ૦દળ ન૦ [+सं दल] પગપાળું લશ્કર. ૦(-યા)દાર વિ૦પાયાવાળું,આધારવાળું. ૦પોશ સ્ત્રી૦ પાપોશ, ખાસડું. ૦બોસી સ્ત્રી૦ કદમબોસી, પગ ચૂમવા તે. ૦માલ વિ૦ [फा. मालिदन् = મસળવું] છેક દુર્દશામાં આવી પડેલુ, ખુવાર ૦માલી વિ૦ ખુવારી, ભારે દુર્દશા. ૦લાગણું ન૦, ૦વંદન ન૦ પગે લાગવું તે

પાયદસ્ત સ્ત્રી૦ (પારસીની) મરણયાત્રા

પાયરી સ્ત્રી૦ પગથિયું (૨) દરજ્જો, પદવી. [-ઊતરવી,-ચડવી,-મળવી, પાયરીએ ચડવું] (૩) [સર૦ म , पो. पायडी ઉપરથી]

પ્રપાત પું૦[સં]ધોધ(૨)ભૂસકો [ભાગ
પ્રપાઠક પું૦[સં](વેદનું)પ્રકરણ,અધ્યાય,ગ્રંથનો
પ્રપિતા પું૦ [સં] દાદો, વડવો
પ્રપિતામહ પું૦ [સં.] બાપનો દાદો, પરદાદો -હી સ્ત્રી૦ બાપની દાદી
પ્રપુત્ર પું૦ [સં] દીકરાનો દીકરો, પૌત્ર
પ્રપૌત્ર પું૦ [સં] પૌત્રનો પુત્ર -ત્રી સ્ત્રી૦ પૌત્રની પુત્રી
પ્રફુલ્લ,-લ્લિત વિ૦ [સં] ખીલેલું (૨)આનંદ પામેલું ૦વું અ૦ક્રિ૦ પ્રફુલ્લ થવું
પ્રબલ(-ળ) વિ૦ [સં] બળવાન (૨) અત્યંત (૩) ન૦ ભારે બલ
પ્રબંધ પું૦ [સં] ઇતિહાસ અને દંતકથાથી મિશ્રિત લેખ (ઉદા૦ ભોજપ્રબંધ) (૨) ચિત્ર-કાવ્ય (ઉદા૦ છત્રપ્રબંધ, સમુદ્રપ્રબંધ) (૩) ગોઠવણ, બંદોબસ્ત ૦ન ન૦ રચના, ગોઠવણ ૦સમિતિ સ્ત્રી૦ વ્યવસ્થા કરનારી સમિતિ
પ્રબુદ્ધ વિ૦ [સં] જાગેલું (૨) જ્ઞાની, સમજુ
પ્રબોધ પું૦[સં] જાગૃતિ (૨) જ્ઞાન (૩)ઉપદેશ ૦ક વિ૦ પ્રબોધ કરનારુ ૦કાલ(-ળ) પું૦ સવાર, જાગવાનો સમય. ૦ન ન૦ ઉપદેશ, પ્રવચન ૦(-ધિ)ની સ્ત્રી૦ દેવઊઠી એકાદશી ૦વું સ૦ક્રિ૦ બોલાવવું, હાંક મારવી (૨) બોધ આપવો [ઉત્પન્ન થવું
પ્રભવ પું૦ [સં] ઉત્પત્તિ, જન્મ ૦વું અ૦ક્રિ૦
પ્રભા સ્ત્રી૦[સં] તેજ, કાંતિ (૨) દમામ ૦કર પું૦ સૂર્ય ૦મંડલ(-ળ) ન૦ તેજનું કૂંડાળું
પ્રભાત ન૦ [સં] સવાર (૨) પું૦ એક રાગ ૦ફેરી સ્ત્રી૦ પ્રભાતનું નગરકીર્તન કે તે કરનારી મંડળી -તિયું ન૦ સવારમાં ગાવાનું પદ
પ્રભાવ પું૦ [સં] શક્તિ (૨) પ્રતાપ, તેજ (૩) દમામ, રુઆબ(૪)અસર,ગુણ [-પડવો= તેજની અસર સામા ઉપર થવી; રુઆબ પડવો] ૦ક, ૦શાળી વિ૦ પ્રભાવવાળુ -વિત વિ૦ પ્રભાવની અસરમાં આવેલું (૨) પ્રભાવવાળુ
પ્રભુ પું૦ [સં] પરમેશ્વર (૨) માલિક, સ્વામી [પ્રભુનું માણસ=નિષ્પાપ, નિખાલસ, ભોળું માણસ.] ૦તા સ્ત્રી૦ માલિકી (૨) ગૌરવ (૩) પરમેશ્વરપણું, દેવત્વ ૦ત્વ ન૦ માલિકી (૨) કાબૂ ૦મય વિ૦ પ્રભુથી પરિપૂર્ણ, ઓતપ્રોત, તેની ભક્તિથી તરબોળ
પ્રભૃતિ અ૦ [સં] વગેરે, ઇત્યાદિ
પ્રભેદ પું૦ [સં] ભિન્નતા, તફાવત (૨) ભેદ, પ્રકાર (૩) ભિન્ન કરવું-જુદું પાડવું તે
પ્રમત્ત વિ૦ [સં] પ્રમાદી, ગાફેલ ૦તા સ્ત્રી૦
પ્રમથ પું૦[સં] શિવનો એક ગણ ૦વું સ૦ક્રિ૦ વલોવવું(૨) પીડવું(૩)મારી નાખવું, નાશ કરવો. ૦ન ન૦ વલોવવું તે (૨) પીડવું તે (૩) વધ; નાશ
પ્રમદ પું૦ [સં] હર્ષ, આનંદ ૦વન ન૦ રણવાસનો બાગ. -દા સ્ત્રી૦ જુવાન, સુંદર સ્ત્રી
પ્રમા સ્ત્રી૦ [સં] યથાર્થ જ્ઞાન (૨) માપ
પ્રમાણ ન૦ [સં] યથાર્થ જ્ઞાનનું સાધન (૨) પુરાવો, સાબિતી(૩)માપ, ધોરણ(૪) ગુણોત્તર (ગ.)(૫)અ૦ (૫) નક્કી (૬) વિ૦ પ્રમાણભૂત, સત્ય,માન્ય કરવા યોગ્ય [-આપવું=આધાર કે પુરાવો આપવો -કરી આપવું= સાબિત કરી આપવું -લેવું=આધાર તરીકે સ્વીકારવું] ૦તા સ્ત્રી૦ ૦ગ્રંથ પું૦ પ્રમાણરૂપ મનાતો ગ્રંથ ૦પત્ર ન૦ પદવી, યોગ્યતા વગેરેનું ખાતરીપત્રક, 'સર્ટિફિકેટ' ૦બદ્ધ વિ૦ માપ, મેળ કે ધોરણ પ્રમાણેનું ૦ભૂત વિ૦ વિશ્વાસ-પાત્ર, માન્ય રાખવું પડે એવું ૦વાન વિ૦ પ્રમાણવાળું ૦વું સ૦ક્રિ૦ જાણવું(૨)પ્રમાણ-ભૂત માનવું, કબૂલ રાખવું (૩) પુરવાર કરવું ૦શાસ્ત્ર ન૦ યથાર્થ જ્ઞાનના સાધનનું શાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર ૦સર વિ૦ (૨) અ૦ માપસર -ણિક વિ૦ પ્રામાણિક, સાચું, ઈમાનદાર -ણિકતા સ્ત્રી૦, -ણિકપણું ન૦ -ણિકા સ્ત્રી૦ એક છંદ -ણે અ૦ પેઠે, અનુસાર
પ્રમાતા સ્ત્રી૦[સં] માની મા (૨) પું૦ પ્રમાણો દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરનાર (૩) જ્ઞાનનો કર્તા - આત્મા, જ્ઞાનનો દ્રષ્ટા-સાક્ષી ૦મહ પું૦ માનો દાદો ૦મહી સ્ત્રી૦ માની દાદી
પ્રમાદ પું૦[સં]ગફલત(૨)આળસ [-કરવો =આળસ કરવું] -દી વિ૦ પ્રમાદવાળું
પ્રમાર્જન ન૦[સં] વાળવું ઝૂડવું કે માંજીને સાફ કરવું તે

**પ્રમિત** વિ૰[સં.] સાબિત, સિદ્ધ (૨) પરિમિત, અલ્પ(૩)પ્રમાણો દ્વારા જેનું જ્ઞાન થયું હોય તે (૪) [સમાસને અંતે] –ના માપનું–જેટલું

**પ્રમુખ** પું૰ [સં.] સભાપતિ, અધ્યક્ષ (૨) વિ૰ મુખ્ય, આગેવાન [–બનવું=અધ્યક્ષ થવું] ૰સ્થાન, ૰પદ ન૰ પ્રમુખની જગા

**પ્રમુદિત** વિ૰ [સં] ખૂબ રાજી થયેલું–મુદિત

**પ્રમેય** વિ૰[સં] પ્રમાણનો વિષય થઈ શકે તેવું; જાણી શકાય તેવું (૨) માપી શકાય તેવું (૩) સિદ્ધ કરી શકાય તેવું (૪) ન૰ પ્રમાણ દ્વારા જેનું જ્ઞાન કરવાનું હોય તે (૫) સિદ્ધ કરવાની વસ્તુ, સિદ્ધાંત, 'થિયરમ' (ગ)

**પ્રમેહ** પું૰ [સં.] એક રોગ–પરમિયો

**પ્રમોદ** પું૰[સં.] આનંદ. ૰વું સ૰ક્રિ૰ આનંદ આપવો –દી વિ૰ આનંદી, હર્ષયુક્ત (૨) સ્ત્રી૰ (કા) બપોરના નાસ્તાની એક વાની

**પ્રમોશન** ન૰ [ઇં] શાળામાં ઉપલા વર્ગમાં ચડાવવું તે (પ્રાય નાપાસ થનારને) (૨) પગારમાં બઢતી કે વધારો. [–આપવું, મળવું]

**પ્રયત** વિ૰[સં] સંયમી (૨) શુદ્ધ, પવિત્ર (૩) પ્રયત્નવાન, ઉત્સાહી

**પ્રયત્ન** પું૰ [સં] પ્રયાસ; કોશિશ (૨) [વ્યા] વર્ણના ઉચ્ચારણનો પ્રયત્ન [–કરવો] ૰બંધ પું૰ શબ્દોના ઉચ્ચારણ પરથી કરાતી પદ્યરચના ૰વાન વિ૰ પ્રયત્ન કરનારું ૰શીલ વિ૰ પ્રયત્નમાં મચ્યું રહેનાર

**પ્રયાણ** ન૰ [સં.] જવું તે, પ્રસ્થાન

**પ્રયાસ** પું૰ [સં.] શ્રમ, મહેનત

**પ્રયુક્ત** વિ૰[સં] યોજાયેલું, કરાયેલું, પ્રયોજિત –ક્તિ સ્ત્રી૰ વિશિષ્ટ યુક્તિ

**પ્રયુત** વિ૰ [સં] દસ લાખ

**પ્રયોક્તા** પું૰ [સં.] પ્રયોગ કરનાર

**પ્રયોગ** પું૰ [સં] ઉપયોગ; વાપર (૨) જારણ, મારણ વગેરે તાંત્રિક ઉપચાર (૩) સાધના; અનુષ્ઠાન(૪) અખતરો (૫)[વ્યા] ક્રિયાનાયના અન્વયે ક્રિયાપદની યોજના ઉદા૰ કર્મણિપ્રયોગ(૬)ધારો, કાનૂન(૭) [નાટક] ભજવવું તે. [–કરવો=અખતરો કરવો.] ૰બંધ પું૰ નાટકના રૂપમાં લખાણ ૰વિદ પું૰ નાટ્યપ્રયોગ જાણનાર. ૰શાલા(–ળા) સ્ત્રી૰ વૈજ્ઞાનિક પ્રયોગો કરવાની જગા, 'લૅબોરેટરી'. ૰સિદ્ધ વિ૰ પ્રયોગથી સિદ્ધ કરેલું

**પ્રયોજક** પું૰[સં] પ્રેરક (૨) લેખક –ન ન૰ સબબ; હેતુ (૨) ઉપયોગ; જરૂર. –ના સ્ત્રી૰ ઝીણવટથી યોજના કરવી તે –વું સ૰ક્રિ૰ પ્રયોજિત કરવું

**પ્રયોજિત** વિ૰[સં.] યોજેલું, ગોઠવેલું(૨)કામમાં લીધેલું, પ્રયોગમાં આણેલું

**પ્રયોજ્ય** વિ૰[સં]કામમાં લેવા યોગ્ય, આચરવા યોગ્ય(૨) કામમાં નિયુક્ત–પ્રેરિત કરવા યોગ્ય

**પ્રરૂઢ** વિ૰ [સં.] ઉત્પન્ન થયેલું (૨) વધી ગયેલું

**પ્રરોચના** સ્ત્રી૰[સં]રુચિ કરાવવી તે, ઉત્તેજના (૨) આગળ આવનાર વસ્તુનું રુચિ ઉત્પન્ન થાય તેવી રીતે વર્ણન (નાટકમાં)

**પ્રરોહ** પું૰[સં] અંકુર; ફણગો

**પ્રલપવું** અ૰ ક્રિ૰ પ્રલાપ કરવો

**પ્રલય** પું૰ [સં] વિનાશ (૨) કલ્પને અંતે જગતનો લય

**પ્રલંબ** વિ૰ [સં] નીચે લબડતું (૨) લાંબું. –બવું અ૰ ક્રિ૰ ખૂબ લંબાવું

**પ્રલાપ** પું૰ [સં] આવેશમાં મોટેથી અસંબદ્ધ બોલવું તે (૨) વિલાપ

**પ્રલોભક** વિ૰ [સં] ભારે લોભાવનારું –ન ન૰ [ભારે લાલચ

**પ્રલે(–ળે)** પું૰ + પ્રલય. ૰કાર પું૰ ભયંકર વિનાશ

**પ્રવક્તા** પું૰[સં] પ્રવચન કરનાર. –ચન ન૰ [વ્યાખ્યાન

**પ્રવણ** વિ૰ [સં.] ઢળતું, નમેલું (૨) નમ્ર (૩) અભિમુખ, ઉન્મુખ (૪) આસક્ત, રત

**પ્રવદવું** સ૰ક્રિ૰ [સં. પ્રવદ્] વદવું, બોલવું

**પ્રવર** વિ૰[સં] શ્રેષ્ઠ, મુખ્ય (૨) ન૰ ગોત્ર (૩) ગોત્રમાં થયેલ શ્રેષ્ઠ પુરુષ (૪) અગરુ

**પ્રવર્ત(–ર્ત્ત)ક** વિ૰ [સં] પ્રેરક, પ્રવૃત્ત કરનાર (૨) પું૰ પ્રવર્તાવનાર (૩) સંસ્થાપક. –ન ન૰ પ્રચાર, પ્રસાર –ના સ્ત્રી૰ પ્રવર્તવું તે (૨)પ્રવૃત્ત થવું તે –માન વિ૰પ્રવર્તતું ફેલાતું

**પ્રવર્તવું** અ૰ ક્રિ૰ [સં પ્રવૃત્] ફેલાવું (૨) ચાલવું, પ્રચલિત હોવું

**પ્રવર્ત્તક,–ન,–ના,–માન** જુઓ 'પ્રવર્તક'માં

પ્રવર્ષણ ન૰ [सं] પ્રવર્ષવું તે -વું અ૰ ક્રિ૰ જોરથી વરસવું
પ્રવાત પુ૰ [सं] પવનનો ઝપાટો
પ્રવાદ પુ૰ [सं] પરસ્પર વાતચીત (૨) લોકોમાં ચાલેલી વાત(૩)બદનામી (૪) વાદ વગાડવું તે
પ્રવાલ(-ળ) ન૰ [सं] સમુદ્રમાં એક જાતનાં જીવડાંએ બનાવેલું ઘર, પરવાળું -લી(-ળી) વિ૰ પ્રવાલનું કે તેના જેવું (૨) ગુલાબી રંગનું
પ્રવાસ પુ૰ [सं] મુસાફરી -સી પુ૰ મુસાફર
પ્રવાહ પુ૰[सं]વહેણ ૦પતિત વિ૰ પ્રવાહમાં પડેલું -હિત વિ૰ વહેતા પ્રવાહરૂપ -હી વિ૰ રેલો ચાલે એવું (૨) ન૰ તેવી વસ્તુ -હોત્થ વિ૰ [+उत्थ] પ્રવાહમાંથી પ્રગટતું, પ્રવાહને લગતું
પ્રવાળ ન૰ પ્રવાલ -ળી વિ૰ જુઓ પ્રવાલી (૨) સ્ત્રી૰ પરવાળાંની હાંખળી
પ્રવિષ્ટ વિ૰ [सं] પેઠેલું
પ્રવીણ વિ૰[सं] કુશળ ૦તા સ્ત્રી૰,૦પણું ન૰
પ્રવૃત્ત વિ૰ [सं] ચાલુ; વર્તમાન (૨) પ્રવૃત્તિમાં મચેલું કે લાગેલું યા રોકાયેલું
પ્રવૃત્તિ સ્ત્રી૰[सं] ઉદ્યોગ,વ્યવસાય(૨)હિલચાલ (૩) સાંસારિક વિષયોમાં મચ્યા રહેવું તે ૦ધર્મ, ૦માર્ગ પુ૰ સાંસારિક પ્રવૃત્તિનો માર્ગ (૨) ઈશ્વરપ્રીત્યર્થે પ્રવૃત્તિ કરીને મોક્ષ પામવાનો માર્ગ
પ્રવૃદ્ધ વિ૰ [सं] વધેલું -દ્ધિ સ્ત્રી૰ વધારો
પ્રવેશ પુ૰ [सं] પેસવું કે દાખલ થવું તે (૨) નાટકમાં અંકનો પેટાવિભાગ ૦ક વિ૰ પ્રવેશ કરાવનારું કે કરનારું (૨) પું૰ નાટકમાં તે સ્થળ, જ્યાં વચ્ચે બની ગયેલી પણ રંગભૂમિ ઉપર ન આણેલી વાત કોઈ પાત્ર વાર્તાલાપ દ્વારા જણાવી દે છે ૦દ્વાર ન૰ દાખલ થવાનો દરવાજો કે બારણું ૦વું અ૰ ક્રિ૰ [सं प्रविश्] પ્રવેશ કરવો, દાખલ થવું ૦ન ન૰ પ્રવેશ કરવો તે. -શિકા સ્ત્રી૰ કોઈ પણ વિષયમાં પ્રવેશ કરાવનારી ચોપડી
પ્રવ્રજિત વિ૰ [सं] પ્રવ્રજ્યા લીધી હોય તેવું
પ્રવ્રજ્યા સ્ત્રી૰ [सं] સંન્યાસ [-લેવી]
પ્રશમ પુ૰[सं.] ઉપશમ, શાંતિ(૨)નિવૃત્તિ, નાશ ૦ન ન૰ શાંત કરવું-શમાવવું તે -મિત વિ૰ શાંત કરેલું કે થયેલું, શમેલું
પ્રશસ્ત વિ૰[सं] વખણાયેલું, ઉત્તમ(૨)વિહિત -સ્તિ સ્ત્રી૰ પ્રશંસા, વાહવાહ(૨)પ્રશંસાની કવિતા કે લેખ -સ્ય વિ૰ વખાણવા લાયક
પ્રશંસક વિ૰[सं.]વખાણનાર -નીય વિ૰ જુઓ પ્રશસ્ય -વું સ૰ક્રિ૰ [सं प्रशंस्] વખાણવું
પ્રશંસા સ્ત્રી૰ [सं.]વખાણ [પ્રશાખાઓવાળું
પ્રશાખા સ્ત્રી૰[सं] નાની શાખા -ખી વિ૰
પ્રશાંત વિ૰[सं]ખૂબ શાંત -તિ સ્ત્રી૰ ખૂબ શાંતિ
પ્રશ્ન પુ૰, ન૰[सं.] સવાલ (૨)બાબત, જાણવા વિચારવાની કે ચર્ચવાની વસ્તુ, 'પ્રૉબ્લેમ' [-ઊઠવો=સવાલ થવો, શંકા જાગવી -મૂકવો=કોયડો રજૂ કરવો(૨)જોશી આગળ પોતાના ભાવી વિષે પૂછવું] ૦કાર પુ૰ પ્રશ્ન પૂછનાર ૦પત્ર પુ૰, ન૰ સવાલપત્રક ૦પરંપરા સ્ત્રી૰ ઉપરાઉપરી પ્રશ્નો પૂછવા તે ૦માલા(-ળા) સ્ત્રી૰ પ્રશ્નાવલિ ૦વિરામ ન૰ લખાણમાં (?) આવું પ્રશ્નસૂચક વિરામ ચિહ્ન -શ્નાર્થ વિ૰[+अर्थ](વ્યા)પ્રશ્નવાચક (૨) પુ૰ વાક્યની પ્રશ્નસૂચક-પ્રશ્નનો અર્થ નીકળે એવી રચના (૩) સમસ્યા પૂછવાની ને તેનો ઉત્તર આપવાની એક રમત -શ્નાર્થક વિ૰ પ્રશ્નાર્થ. -શ્નાવલિ(-લી,-ળિ,-ળી) સ્ત્રી૰ [+आवलि]પ્રશ્નમાળા, પ્રશ્નોની હાર -શ્નોતરી સ્ત્રી૰ જન્મલગ્નને અભાવે પ્રશ્નના મુહૂર્ત પરથી ગણતરી કરી કરેલી જન્મોતરી -શ્નોત્તર વિ૰ સવાલજવાબના રૂપમાં લખાયેલું (૨) પુ૰બ૰વ૰ સવાલો ને જવાબો -શ્નોત્તરી સ્ત્રી૰ સવાલજવાબરૂપે થતું વિવેચન
પ્રશ્વાસ પુ૰ [सं] હાંફ
પ્રસક્ત વિ૰ [सं] વળગેલું (૨) આસક્ત (૩) પ્રસ્તુત, મુદ્દાને લગતું
પ્રસન્ન વિ૰[सं] ખુશ, આનંદી (૨) સંતુષ્ટ(૩) સરળ, અર્થ તરત સમજાય તેવું (૪) નિર્મળ, પારદર્શક ૦તા સ્ત્રી૰
પ્રસર પુ૰[सं] પ્રસાર, ફેલાવો ૦ણ ન૰ પ્રસરવું - ફેલાવું તે. ૦વું અ૰ક્રિ૰ [सं प्रसृ] ફેલાવું

**પ્રસવ** પું૰ [सं] જન્મ આપવો કે થવો તે (૨) જન્મ, ઉત્પત્તિ ૰વું સ૰ક્રિ૰ [सं प्रसू] જણવું (૨) અ૰ક્રિ૰ જન્મવું

**પ્રસવ્યા** સ્ત્રી૰ [सं.] ઊલટી પ્રદક્ષિણા (?)

**પ્રસંખ્યાન** ન૰ [सं] (યોગમાં) સારુ જ્ઞાન–વિવેક, વિવેકખ્યાતિ

**પ્રસંગ** પું૰[सं] જુઓ અવસર (૨) સહવાસ; સગ (૩) પ્રકરણ, વિષય (૪) બનાવ, ઘટના. [–આવવો=અવસર આવવો –પડવો=પરિચય થવો, મળવાનું થવું –પાડવો=પરિચય કરવો] ૰ભૂત વિ૰ પ્રસગને લગતુ, પ્રસ્તુત ૰સેવી વિ૰ લાગ સાધી લે તેવુ. ૰વશાત્ અ૰ પ્રસગને લીધે, પ્રસંગોપાત્ત –ગાવધાન ન૰ [+अवधान] સમયસૂચકતા –ગાંતરતા સ્ત્રી૰ વિષયાતર થવુ તે. –ગોચિત વિ૰ [+उचित] પ્રસગને યોગ્ય –ગોપાત્ત અ૰ પ્રસગે, પ્રસગ આવ્યેથી

**પ્રસાદ** પું૰[सं] પ્રસન્નતા (૨) મહેરબાની (૩) નિર્મળતા (૪) પરસાદ (૫) સાભળવાની સાથે જ ભાવ સ્ફુરે અને હૃદયમા ઊતરી જાય તેવો કાવ્યનો એક ગુણ (૬) સગીતમા એક અલકાર. [–આપવો=દેવ, ગુરુને અર્પણ કરેલા નૈવેદ્યમાથી વહેંચવુ (૨) માર મારવો. –આરોગવો=જમવુ –કરવો=દેવને ધરવા નૈવેદ્ય તૈયાર કરવુ અથવા ધરવુ –ચખાડવો =માર મારવો –ધરાવવો=નૈવેદ્ય અર્પવું. –લેવો=જમવુ.] ૰ક વિ૰પ્રસન્ન કરનારું (૨) પ્રસાદ કરનારુ –દાત્મક વિ૰ નિર્મળ (૨) પ્રસાદગુણવાળુ –દી સ્ત્રી૰ દેવને ધરાવેલી સામગ્રી (૨) દેવ, ગુરુએ પ્રસન્ન થઈ આપેલી ચીજ (૩) [લા] માર

**પ્રસાધન** ન૰[सं] શણગાર કે તે સજવાની સાધનસામગ્રી; 'ટોઇલેટ' (૨) સાધવુ કે ઠીક કરવુ તે

**પ્રસાર** પું૰ [सं] ફેલાવો ૰ક વિ૰ ફેલાવનાર. ૰ણ ન૰ જુઓ પ્રસરણ ૰વું સ૰ક્રિ૰ પ્રસરે એમ કરવુ. –રિત વિ૰ ફેલાવેલુ –રી પું૰ ફેલાવનાર (૨) શરીરને ફેલાવી ગાનાર

**પ્રસિદ્ધ** વિ૰[सं.] વિખ્યાત, જાહેર (૨) પ્રકાશિત, બહાર પડેલું (પુસ્તક). ૰કર્તા(–ર્તા) પું૰ પ્રસિદ્ધ કરનાર. –દ્ધિ સ્ત્રી૰ખ્યાતિ(૨)છપાવી પ્રસિદ્ધ કરવું તે, પ્રકાશન. (૩) જાહેરાત. –દ્ધિપત્ર ન૰ જાહેરખબર

**પ્રસુપ્ત** વિ૰[सं.]સુતે,સૂતેલું(૨)ઘસઘસાટ ઊઘેલુ

**પ્રસૂત** વિ૰ [सं] જણેલું, જન્મેલું (૨) ન૰ સતાન, પ્રજા –તા સ્ત્રી૰ જેને તરતમા પ્રસવ થયો હોય એવી સ્ત્રી

**પ્રસૂતિ** સ્ત્રી૰ [सं] પ્રસવ(૨)સુવાવડ(૩)સંતતિ. [–આવવી =સુવાવડ આવવી.–થવી=પ્રસવ થવો] ૰કાલ(–ળ) પું૰ સુવાવડનો સમય. ૰ગૃહ ન૰ સુવાવડ માટેનું સ્થાન – દવાખાનુ. ૰જ્વર પું૰ સુવાવડીનો તાવ ૰શાસ્ત્ર ન૰ સુવાવડનું શાસ્ત્ર

**પ્રસૂન** ન૰ [सं] કળી (૨) ફૂલ (૩) ફળ

**પ્રસ્તર** પું૰[सं] તૃણ, પર્ણ વગેરેની પથારી (૨) પથારી (૩) પથ્થર (૪) દર્ભનો કલ્લો (૫) સપાટી, સપાટ તળ

**પ્રસ્તાર** પું૰ [सं] અમુક માત્રા અથવા વર્ણના છદના શક્ય રૂપોનો કોઠો (૨) પ્રસ્તર (૩) ફેલાવ, વિસ્તાર

**પ્રસ્તાવ** પું૰ [सं.] આરંભ(૨)પ્રસંગ, બાબત (૩) દરખાસ્ત; ઠરાવ. [–આવવો=દરખાસ્ત રજૂ થવી –ઊડી જવો=ઠરાવ નાપાસ થવો –મૂકવો, રજૂ કરવો=દરખાસ્ત આણવી–દાખલ કરવી] ૰ક વિ૰ (૨) પું૰ દરખાસ્ત મૂકનાર. ૰ના સ્ત્રી૰ ઉપોદ્ઘાત; આમુખ (૨) નાટકના વાસ્તવિક આરંભની પૂર્વે તે વિષે માહિતી આપનારો સૂત્રધાર વગેરેનો પ્રવેશ –વિક વિ૰ જુઓ પ્રાસ્તાવિક

**પ્રસ્તુત** વિ૰ [सं] કહેવામા આવેલું, ચર્ચાતુ (૨) ન૰ જેને વિષે કહેવાનું કે કહેવાતુ હોય તે (૩) ટાણું [–હોવું=જેની ચર્ચા ચાલતી હોય તેને લગતુ હોવું]

**પ્રસ્થાન** ન૰ [सं] પ્રવાસે જવા ઊપડવુ તે, પ્રયાણ (૨) જુઓ પસ્તાનુ(૩) માર્ગ [–કરવું =પ્રયાણ કરવું] ૰ત્રય ન૰, ૰ત્રયી સ્ત્રી૰ વેદધર્મના પાયારૂપ ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ભગવદ્ગીતા એ ત્રણ ૰બિંદુ ન૰ ઊપડવાનું

—શરૂઆત કરવાનું સ્થળ પ્રસ્થાપિત વિ૰ [સં] સ્થાપિત કરેલું, સિદ્ધ કરેલું
પ્રસ્નવ પું૰ [સં] ધારા, પ્રવાહ (જેમકે દૂધનો)
પ્રસ્ફુરિત વિ૰ [સં] પ્રગટ જણાઈ આવતું (૨) ધ્રૂજતું, કંપતું
પ્રસ્રવ પું૰, ૰ણ નં૰, પ્રસ્રાવ પું૰ [સં] સ્રવવું તે (૨) ધારા, વહેણ (૩) સ્તન કે આંચળમાંથી સ્રવતું દૂધ [તેવું અસ્ત્ર
પ્રસ્વાપન વિ૰ [સં] નિદ્રા આણનારું (૨) નં૰
પ્રસ્વેદ પું૰ [સં] પસેવો
પ્રહર પું૰ [સં] ત્રણ કલાક, પહોર —રી પું૰ પહેરેગીર
પ્રહરણ નં૰ [સં] પ્રહાર કરવો તે (૨) શસ્ત્ર
પ્રહરવું સ૰ ક્રિ૰ [સં. प्र + हृ] ઘા કરવો, મારવું
પ્રહર્ષ પું૰ [સં] અતિ આનંદ ૰(—ર્ષિ)ણી સ્ત્રી૰ એક છંદ
પ્રહસન નં૰ [સં] દુર્ગુણની ફજેતી કરનારું એક કે બે અંકનું હાસ્યરસપ્રધાન નાટક
પ્રહસ્થ પું૰[સં](સં)રાવણનો એક સેનાપતિ (૨) આંગળીઓ ફેલાવેલા હાથનો પંજો
પ્રહાણ નં૰ [સં] નાશ, હાનિ
પ્રહાર પું૰ [સં] ઘા [પ્રસિદ્ધ વિષ્ણુભક્ત
પ્રહ્લાદ પું૰ [સં](સં)હિરણ્યકશિપુનો પુત્ર—
પ્રાક્(—ગ્) અ૰ [સં] પહેલાં, અગાઉ
પ્રાકટ્ય નં૰ [સં] પ્રગટવું તે, અવતાર (૨) પ્રસિદ્ધિ (પુસ્તકની)
પ્રાકાર પું૰[સં]કોટ,કિલ્લો. ૰બંધ પું૰એક છંદ
પ્રાકૃત વિ૰ [સં] જુઓ પ્રાકૃતિક (૨) સામાન્ય વર્ગનું, મામૂલી (૩) સામાન્ય જનસમુદાયને લગતું (૪) અશિષ્ટ, સંસ્કાર વિનાનું (૫) સ્ત્રી૰, નં૰ (સંસ્કૃત ઉપરથી ઊપજેલી) એક પ્રાચીન લોકભાષા (૬) સંસ્કૃત પરથી અપભ્રંશ થઈને આવેલી કોઈ (પ્રાચીન અર્વાચીન)ભાષા —તિક વિ૰ કુદરતને લગતું, ભૌતિક (૨) સ્વાભાવિક (૩) લૌકિક [ભાગ્ય, દૈવ
પ્રાક્તન વિ૰ [સં] પૂર્વજન્મનું (૨)નં૰ [સં]
પ્રાક્રમ નં૰ (પ) પરાક્રમ —મી વિ૰ (પ.) પરાક્રમી
પ્રાગ્ અ૰ [સં] જુઓ પ્રાક્
પ્રાગડ સ્ત્રી૰ મળસકું, પરોઢિયું [—વાસવી = સવાર થવી] ૰વાસે અ૰ (કા) સવારે
પ્રાગલ્ભ્ય નં૰ [સં] પ્રગલ્ભતા
પ્રાગટ્ય નં૰ જુઓ પ્રાકટ્ય
પ્રાગતિક વિ૰ [સં]પ્રગતિ કરનાર, પ્રગતિશીલ
પ્રાઘુણ પું૰ [સં] પરોણો, મહેમાન
પ્રાચી સ્ત્રી૰ [સં] પૂર્વ દિશા
પ્રાચીન વિ૰ [સં] જૂનું ૰તા સ્ત્રી૰ ૰પંથી વિ૰ (૨)પું૰ જૂનાનું આગ્રહી, 'ઑર્થોડૉક્સ'
પ્રાચ્ય વિ૰ [સં] પૂર્વનું
પ્રાજાપત્ય વિ૰ [સં.] પ્રજાપતિ સંબંધી (૨) પું૰ વિવાહના આઠ પ્રકારોમાંનો એક, જેમાં કન્યાનો પિતા વર પાસેથી કાંઈ પણ લીધા વિના, બંને ધર્મપૂર્વક આચરણ કરી સુખી થાય એ ઇચ્છાથી જ, કન્યા આપે છે
પ્રાજ્ય વિ૰ [સં प्राज्य]+ મોટું (૨) ઊંચું
પ્રાજે પું૰ + પરાજય [પિછાણનાર
પ્રાજ્ઞ વિ૰ [સં] બુદ્ધિશાળી, ચતુર (૨) જ્ઞાતા,
પ્રાણ પું૰ [સં] શ્વાસ,શ્વાસનો વાયુ(૨)જીવ(૩) જીવનશક્તિ, બળ [—ઊડી જવા, —નીકળી જવા = મૃત્યુ થવું —કાઢી નાખવો = ઘણું દિલગીર થવું(૨) પ્રાણ પાથરવા (૩) સતાવવું. —ખરચવા = પોતાની જિંદગીનો ભોગ આપવો —પડીકે બંધાવા = 'હવે શું થશે' એવી ઉતેજારી કે અમૂઝણથી જીવ નીકળી જાય તેમ થવું —પાથરવા = પોતાની જિંદગીને કુરબાન કરવી પ્રાણથી જવું = જીવથી જવું, મરી જવું] ૰ઘાત પું૰ વધ ૰ઘાતક વિ૰ જીવલેણ ૰ઘોષ પું૰ નાક કાન રૂંધતાં સંભળાતો શરીરમાં પ્રાણચલનનો ઘોષ. ૰જીવન વિ૰ પ્રાણને જીવનરૂપ(૨)પું૰ પ્રીતમ, પતિ. ૰ધારણ નં૰ જીવ ટકાવી રાખવો તે ૰ધારી વિ૰ પ્રાણ ધારણ કરનારું (૨) પું૰, નં૰ માણસ (૩) પ્રાણી ૰નાથ પું૰ પ્રાણનો નાથ.પતિ ૰પણ નં૰ પ્રાણ હોડમાં મૂકવા તે ૰પણે અ૰ જાનને જોખમે ૰પથારી સ્ત્રી૰ પ્રાણ પાથરવા તે, પ્રાણાપણ ૰પૂર્ણ વિ૰ પ્રાણથી ભરેલું, ચૈતન્યવાળું ૰પ્યારું વિ૰ પ્રાણસમાન પ્રિય ૰પ્રતિષ્ઠા સ્ત્રી૰ પ્રાણ ફૂંકવો

તે(૨)મૂર્તિની સ્થાપના કરતા પહેલા મંત્રો દ્વારા તેમાં પ્રાણનો આરોપ કરવો તે. ૦પ્રદ વિ૦ પ્રાણ આપનાર ૦પ્રિય વિ૦ પ્રાણપ્યારું. ૦પ્રિયા સ્ત્રી૦ પ્રાણ સમાન પ્રિય સ્ત્રી ૦મય કોશ (-ષ) જીવના પાંચ કોષોમાંનો બીજો (જુઓ આનંદમયકોશ) ૦યાત્રા સ્ત્રી૦ જીવન ૦વલ્લભ પુ૦ પ્રાણ સમાન વહાલો પુરુષ. ૦વલ્લભા સ્ત્રી૦ પ્રાણ સમાન વહાલી સ્ત્રી ૦વાન વિ૦ પ્રાણવાળુ. ૦વાયુ પું૦ 'ઓક્સિજન'. ૦વિધાન ન૦ સજીવન કરવું તે ૦વિનિમય પું૦ 'મેસ્મેરિઝમ' ૦સખા પુ૦ પ્રાણપ્રિય મિત્ર. ૦હારક,૦હારી વિ૦ જીવ લેનાર.-ણાયામ પું૦[+आयाम]યોગના આઠ અંગમાંનું એક -ણાર્પણ ન૦[+अर्पण] જીવ આપવો તે -ણાંત પું૦ [+अंत] મૃત્યુ -ણાંતક વિ૦ મૃત્યુ ઉપજાવનાર. -ણિજ વિ૦ 'ઑર્ગેનિક' (પ. વિ.). -ણિત વિ૦પ્રાણયુક્ત. -ણિયો પુ૦ પ્રાણી, જીવ (પ) -ણી ન૦ જીવ -ણીવિદ્યા સ્ત્રી૦ 'ઝૂલોજી'. -ણેશ પું૦ [+ईश] પ્રાણનાથ.-ણેશ્વરી સ્ત્રી૦ [+ईश्वरी] પ્રાણની માલિક, પ્રાણપ્રિયા

પ્રાત પુ૦, ન૦ [સં प्रातस्] પરોઢિયુ, સવાર -તઃકર્મ ન૦[સં] સ્નાન, સંધ્યા વગેરે સવારે કરવાનું કર્મ -તઃકાળ પુ૦ સવાર. -તઃસંધ્યા સ્ત્રી૦ [સં] સવારની સંધ્યા. -તઃસામગ્રી સ્ત્રી૦ [સં] પ્રાતઃકર્મ પરવારવાની સામગ્રી. -તઃસ્નાન ન૦ [સં] સવારનું સ્નાન [નામનું મૂળ સ્વરૂપ (વ્યા)

પ્રાતિપદિક ન૦ [સં] વિભક્તિ લાગ્યા પહેલાનું

પ્રાતિશાખ્ય ન૦ [સં] વેદની જુદી જુદી શાખાઓનો, ઉચ્ચારણ વગેરેના નિયમોને લગતો વ્યાકરણગ્રંથ

પ્રાથમિક વિ૦[સં.] આરંભનું(૨)આરંભ દર્શાવતું

પ્રાદિ વિ૦ [સં] (વ્યા) આદિમાં 'પ્ર' વગેરે ઉપસર્ગવાળુ ૦બહુવ્રીહિ પુ૦ બહુવ્રીહિ સમાસનો એક પ્રકાર ઉદા૦ 'વિધવા'. ૦સમાસ પું૦તત્પુરુષ સમાસનો એક પ્રકાર ઉદા૦ અતીન્દ્રિય

પ્રાદુર્ભાવ પું૦ [સં] ઉત્પત્તિ, પ્રગટ થવું તે

પ્રાદુર્ભૂત વિ૦ [સં] પ્રાદુર્ભાવ પામેલું, પ્રગટેલું

પ્રાદેશિક વિ૦ [સં] પ્રદેશનું, પ્રદેશ સંબંધી

પ્રાધાન્ય ન૦ [સં] પ્રધાનપણું, મુખ્યત્વ

પ્રાધ્યાપક પુ૦ [સં.; સર૦ મ.] અધ્યાપક; પ્રોફેસર [વહેવારને લગતું

પ્રાપંચિક વિ૦ [સં] પ્રપંચ સંબંધી, સંસાર-

પ્રાપ્ત વિ૦ [સં] મેળવાયેલું કે મળેલું (૨) ઉપસ્થિત; રજૂ ૦કામ વિ૦ જેની કામના પૂર્ણ થઈ છે એવું. ૦કાલ(-ળ) વિ૦ જેનો યોગ્ય સમય પ્રાપ્ત થયો છે તેવું ૦વ્ય વિ૦ (૨)ન૦ પ્રાપ્ત કરવા યોગ્ય -પ્તિ સ્ત્રી૦ લાભ (૨) શક્તિ

પ્રાપ્ય વિ૦ [સં] લભ્ય, મળે એવું

પ્રાબલ્ય ન૦ [સં] પ્રબળપણું, જોર

પ્રામાણિક વિ૦ [સં] પ્રમાણો દ્વારા સાબિત થયેલું(૨) પ્રમાણભૂત, વિશ્વાસપાત્ર (૩)સાચું; ઈમાનદાર,પ્રમાણિક. ૦તા સ્ત્રી૦, ૦પણું ન૦

પ્રામાણ્ય ન૦[સં] પ્રમાણભૂત - માન્ય હોવાપણું(૨)પ્રમાણ, પુરાવો. ૦બુદ્ધિ સ્ત્રી૦ (અમુક ગ્રંથ કે વચન) પ્રામાણિક છે એવી બુદ્ધિ

પ્રાય વિ૦[સં] લગભગ સરખુ (સમાસને અંતે) ઉદા૦ મૃતપ્રાય (૨) અ૦ જુઓ પ્રાયઃ

પ્રાયશઃ અ૦ [સં] મોટે ભાગે, ઘણુંખરું

પ્રાયશ્ચિત્ત ન૦ [સં] પાપના નિવારણ માટેનું તપ.[-કરવું=પાપનિવારણ માટે તપ કે વિધિ કરવાં.-લાગવું= પ્રાયશ્ચિત્ત કરવું પડે તેવું થવું.]

પ્રાયઃ અ૦[સં] બહુધા,મોટે ભાગે(૨)બધી રીતે

પ્રાયોગિક વિ૦[સં] પ્રયોગને લગતું, તે સંબંધી (૨) પ્રયોગ કરી શકાય એવું

પ્રાયોપવેશન ન૦[સં.] અન્નજળનો ત્યાગ કરી મરવા માટે તૈયાર થઈ બેસવુ તે

પ્રારબ્ધ વિ૦ [સં] શરૂ કરેલુ (૨) ન૦ નસીબ ૦વાદ પુ૦ દૈવવાદ ૦વાદી વિ૦ (૨) પુ૦ દૈવવાદી

પ્રારંભ પુ૦ [સં] શરૂઆત ૦ક વિ૦ પ્રારંભ કરનાર (૨) પું૦ નવો પ્રારંભ કરનાર, 'પાયોનિયર' ૦શૂર(-રું) વિ૦ શરૂઆતમાં જ ખૂબ ઉત્સાહ બતાવનાર -ભિક વિ૦પ્રારંભનું; પ્રાથમિક

**પ્રાર્થન** ન૦ [सं.] પ્રાર્થના કરવી તે
**પ્રાર્થના** સ્ત્રી૦ [सं] અરજ (૨) ઈશ્વરસ્તુતિ ૦**સમાજ** પુ૦, સ્ત્રી૦ એક અર્વાચીન ધર્મ-સમાજ ૦**સમાજી** વિ૦ (૨) પુ૦ પ્રાર્થના-સમાજનું કે તેનો અનુયાયી
**પ્રાર્થયિતા** પુ૦ [सं] પ્રાર્થના – માગણી કરનાર, પ્રાર્થનાર
**પ્રાર્થવું** સ૦ક્રિ૦ [सं प्रार्थ्] પ્રાર્થના કરવી, વીનવવું, માગવું
**પ્રાર્થિત** વિ૦ [सं] અરજ કરીને માગેલું
**પ્રાવરણ** ન૦ [सं.] ઢાંકણ
**પ્રાવીણ્ય** ન૦ [सं] કુશળતા [વર્ષાઋતુ
**પ્રાવૃષ** પુ૦ [सं] ચોમાસુ, અષાડ – શ્રાવણની
**પ્રાવેશિક** વિ૦ [सं] પ્રવેશ કરવામાં સાધનરૂપ
**પ્રાશ** પુ૦,૦ન ન૦ [सं] અશન,ખાવું તે. ૦વું સ૦ક્રિ૦ [सं प्राश्] ખાવું
**પ્રાશંસિક** વિ૦ [सं] પ્રશંસાને લગતું
**પ્રાસ** પુ૦ [सं अनुप्रास] કવિતાની તૂકને અંતે અક્ષર મળતા આવવા તે [–બેસવો, –મળવો = અક્ષરોનો પ્રાસ બરોબર થવો]
**પ્રાસ** પુ૦ [सं] ભાલો
**પ્રાસંગિક** વિ૦ [सं] પ્રસ્તુત,પ્રસંગને અનુકૂલ (૨) વારંવાર નહિ પણ કોઈક વખતનું
**પ્રાસાદ** પુ૦ [सं] મહેલ
**પ્રાસાદિક** વિ૦ [सं] પ્રસાદગુણવાળુ (૨) અનુગ્રહરૂપ, કલ્યાણકારી (૩) ઈશ્વરની કૃપાથી મળેલું [વિ૦ પ્રાસાનુપ્રાસવાળું
**પ્રાસાનુપ્રાસ** પુ૦ પ્રાસ અને અનુપ્રાસ –સી
**પ્રાસ્તાવિક** વિ૦ [सं] પ્રસ્તાવનાને લગતું, પ્રસ્તાવનારૂપ,પ્રાવેશિક(૨)પ્રસ્તુત [મહેમાન
**પ્રાહુણો** પુ૦ [सं प्राघुणक, प्रा पाहुणग]+
**પ્રાંગણ** ન૦ [सं] આંગણું [હોય એવું
**પ્રાંજલિ** વિ૦ [सं] અંજલિ – હાથ જોડયા
**પ્રાંત** પુ૦ [सं] છેડો(૨)દેશનો વિભાગ,જિલ્લાઓ મળી બનતો વિભાગ ૦ક પુ૦ એક નવો શોધાયેલો ગ્રહ, 'પ્લૂટો' –તિક,–તીય વિ૦ પ્રાંતને લગતું –તીયતા સ્ત્રી૦, –તીયત્વ ન૦ પોતાના પ્રાંતનો જ વિચાર કરવાની સંકુચિતતા. –ત્ય વિ૦ પ્રાંતનું, પ્રાંતિક

**પ્રિય** વિ૦ [सं] વહાલું, ગમતું (૨) પુ૦ પિયુ, કાંત (૩) ન૦ હિત, કલ્યાણ (૪) મિષ્ટ વચન- ૦કર વિ૦ હિતકર ૦જન પુ૦ પ્રેમપાત્ર માણસ. ૦તમ વિ૦ સૌથી વધારે વહાલું (૨) પુ૦ કાન્ત, પ્રીતમ (૩) પતિ ૦તમા સ્ત્રી૦ કાંતા, પ્રિયા (૨) પત્ની. ૦દર્શન વિ૦ જોતા પ્રિય લાગે એવું (૨) ન૦ પ્રિયજનનું દર્શન ૦દર્શી વિ૦ સર્વ પ્રત્યે પ્રેમથી જોનાર (૨) પુ૦ (સ ) અશોક રાજા. –ય વદા સ્ત્રી૦ પ્રિય બોલનારી (૨) પુ૦, સ્ત્રી૦ એક છંદ –યા સ્ત્રી૦ વહાલી સ્ત્રી
**પ્રિયંગુ** સ્ત્રી૦ [सं] એક વેલ
**પ્રિયવદા, પ્રિયા** જુઓ "પ્રિય'માં
**પ્રીછ** સ્ત્રી૦ [सं प्रेक्ष्, प्रा पिच्छ्] ઓળખ [–પડવી] ૦વવુ સ૦ ક્રિ૦ સમજાવવું ૦વું સ૦ ક્રિ૦ ઓળખવું (૨) સમજવું, જાણવું
**પ્રીત** સ્ત્રી૦ પ્રીતિ, પ્રેમ [–કરવી. –જોડવી, –બાંધવી = પ્રેમસંબંધ કરવો –ચોરવી = પ્રેમમાં દ્રોહ કરવો –લગાડવી = પ્રેમ ઉપજાવવો.] ૦મ પુ૦ [જુઓ પ્રિયતમ] પતિ (૨) પ્રભુ –તાળ વિ૦ પ્રેમાળ
**પ્રીતિ** સ્ત્રી૦ [सं] પ્રેમ (૨) મૃદુ શ્રુતિનો એક પ્રકાર ૦દાન ન૦ પ્રેમનું દાન કે પ્રીતિથી ભેટ કે કાંઈક આપવું તે ૦ભોજન ન૦ (વર્ણ કે નાતની સૂગ વિનાનું) સામુદાયિક ભોજન
**પ્રીમિયમ** ન૦ [इं] વીમાનો હપ્તો (૨) શેરની મૂળ આંકેલી કિંમતમાં થતો વધારો
**પ્રૂફ** ન૦[इं] ગોઠવાયેલા બીબાંની શુદ્ધિ તપાસવા લેવાતી અજમાયશની છાપ કે તેનો કાગળ. [–જોવું, –વાંચવું = ગોઠવેલાં બીબાંની શુદ્ધિ માટે તેમની છાપવાળો કાગળ વાંચી જોવો.]
**પ્રેકિટસ** સ્ત્રી૦[इं] વકીલાત કે દાક્તરીનું કામકાજ
**પ્રેક્ષક** પુ૦ [सं] જોનારો (૨) પરિષદ, સભા વગેરેમાં માત્ર જોવા સાંભળવા આવનાર
**પ્રેક્ષણીય** વિ૦ [सं] જોવા જેવું ૦ક ન૦ જોવા જેવું દશ્ય, તમાશો
**પ્રેક્ષવુ** સ૦ક્રિ૦ [सं प्रेक्ष्] જોવું ['થિયેટર'
**પ્રેક્ષાગાર, પ્રેક્ષાગૃહ** ન૦ [सं] નાટકશાળા,
**પ્રેત** ન૦ [सं] શબ (૨) સપિંડીકરણ પૂર્વ વ

મરનારને મળતુ એક કલ્પિત શરીર (૩) અવગતિયો જીવ (૪) પિશાચ જેવી એક યોનિ. ૦કર્મ, ૦કાર્ય ન૦ મરેલાના દહનથી માંડીને સપિંડીકરણ સુધી કરવામાં આવતુ કર્મ ૦દહન ન૦ શબને બાળવું તે. ૦ભૂમિ(-મી) સ્ત્રી૦ સ્મશાન. ૦ભોજન ન૦ પ્રેતને ધરાવાતુ ભોજન (૨)બારસુ. મરણ પાછળ કરાતી નાત ૦લોક પુ૦પ્રેતોને રહેવાનો લોક.-તાવાહન ન૦ [+आवाहन] પ્રેતને બોલાવવું તે

પ્રેમ પુ૦ [સં] હેત, પ્રીતિ (૨) ચાહ, રુચિ ૦દા સ્ત્રી૦ જુઓ પ્રમદા ૦ધર્મ પુ૦ પ્રેમનો ધર્મ; અહિંસાધર્મ ૦પત્ર ન૦, ૦પત્રિકા સ્ત્રી૦ પ્રેમ દર્શાવતો કે પ્રેમીનો પત્ર ૦પાશ પુ૦પ્રેમરૂપી બંધન. ૦બળ ન૦ પ્રેમનું બળ; અહિંસબળ ૦ભક્તિ સ્ત્રી૦ પ્રેમલક્ષણા ભક્તિ ૦રસ પુ૦ પ્રેમરૂપી રસ ૦લ(-ળ) વિ૦ પ્રેમવાળુ, પ્રેમાળ ૦લક્ષણાભક્તિ સ્ત્રી૦ નવધા ભક્તિનો એક પ્રકાર,શ્રેષ્ઠ ભક્તિ ૦શૌર્ય ન૦ પ્રેમ અને શૌર્ય, 'શિવલી' ૦ળતા સ્ત્રી૦ -માનંદ પું૦ પ્રેમ અને આનંદ(૨)પ્રેમનો આનંદ (૩) બ્રહ્માનંદ. (૪) (સ ) જાણીતો ગુજરાતી કવિ. -માનંદી વિ૦ પ્રેમાનંદ માણનાર -માર્દ્ર વિ૦ [+आर्द्र] પ્રેમથી ભીંજાયેલું -માસ્પદ ન૦ [+आस्पद] પ્રેમનું સ્થાન, પ્રેમપાત્ર -માળ વિ૦ હેતાળ, વહાલસોયુ -માંશી વિ૦ [+अंशी] પ્રેમના અંશવાળુ, પ્રેમી. -મી વિ૦ પ્રેમવાળુ, પ્રેમ કરનાર

પ્રેય ન૦ [સં] એહિક-પાર્થિવ સુખ

પ્રેયસી સ્ત્રી૦ [સં] પ્રિય સ્ત્રી (૨) વિ૦ સ્ત્રી૦ વધારે પ્રિય, અતિ પ્રિય

પ્રેરક વિ૦[સં ]પ્રેરણા,ગતિ કે ઉત્તેજન આપનારું (૨)[વ્યા.]બીજાના તરફની પ્રેરણા બતાવનાર (ક્રિ૦નું રૂ.) -ણા સ્ત્રી૦ પ્રેરવુ તે(૨)પ્રોત્સાહન (૩) આદેશ, આજ્ઞા (૪) ખાનગી સલાહ

પ્રેરવું સ૦ક્રિ૦ [સં प्रेर्] મોકલવુ (૨) ગતિ, પ્રોત્સાહન, આજ્ઞા કે ખાનગી સલાહ આપવી

પ્રેરિત વિ૦ [સં] પ્રેરાયેલુ

પ્રેષણા સ્ત્રી૦ [સં] મોકલવુ તે

પ્રેષિત વિ૦ [સં] મોકલેલુ

પ્રેષ્ઠ વિ૦ [સં] વહાલામાં વહાલું [દાસ

પ્રેષ્ય વિ૦[સં ] મોકલવા લાયક (૨) પું૦ નોકર;

પ્રેસ ન૦ [ઇં] દાબવાનું યંત્ર (૨) રૂ વગેરેને દાબી ગાસડીઓ બાંધવાનો સંચો (૩) છાપવાનું યંત્ર (૪) છાપખાનું (૫) [લા.] છાપા

પ્રેંખ પુ૦ [સં ] ઝૂલો; આંદોલન (૨) સંગીતનો એક અલંકાર ૦ણ ન૦ ઝૂલો, આંદોલન -ખિત વિ૦ ડોલતુ, આંદોલનયુક્ત (૨) ન૦ સંગીતનો એક અલંકાર

પ્રોક્ત વિ૦, -ક્તા વિ૦સ્ત્રી૦[સં.]ઉક્ત,બોલાયેલુ

પ્રોક્ષણ ન૦[સં ] પવિત્ર કરવા મંત્રપૂર્વક પાણી છાંટવુ તે

પ્રોગ્રામ ન૦; પું૦ [ઇં.] કાર્યક્રમ

પ્રોચ્છ્રિત વિ૦ [સં] ઊંચુ [પ્રકાશ મારવું

પ્રોજ્જ્વલ વિ૦[સં ] પૂર્ણ ઉજ્જવલ, બરોબર

પ્રોટીન ન૦ [ઇં] ખાદ્યનું માંસપોષક એક અંગ

પ્રોઢું વિ૦ + પ્રૌઢ

પ્રોત્સાહક વિ૦ [સં.] પ્રોત્સાહન આપતુ. -ન ન૦ ખૂબ ઉત્સાહ-ઉત્તેજન આપવુ તે

પ્રોત્સાહિત વિ૦ [સં] પ્રોત્સાહન પામેલુ

પ્રોવું સ૦ક્રિ૦ [સં प्रोत = પરોવેલુ ]પરોવવુ(પ)

પ્રોષિત વિ૦ [સં] વિદેશ ગયેલું. ૦પતિકા, ૦ભર્તૃકા સ્ત્રી૦ જેનો પતિ વિદેશ ગયો હોય તેવી (નાયિકા) ૦પત્નીક વિ૦ જેની પત્ની વિદેશ ગઈ હોય એવો (પુરુષ)

પ્રૌઢ વિ૦[સં ] પુખ્ત,આધેડ (૨) ગંભીર (૩) વિશાળ, ભવ્ય (૪) પ્રૌઢિવાળુ. ૦તા સ્ત્રી૦, ૦પણુ ન૦ -ઢા સ્ત્રી૦ ત્રીસથી પચાવન વરસની નાયિકા,પ્રગલ્ભા -ઢિ સ્ત્રી૦ પ્રૌઢપણું (૨) વિચાર અને ભાષાની પ્રૌઢતા (૩) ચમત્કારિક,સંક્ષેપ કે વિસ્તારવાળું અને સાભિપ્રાય લખાણ -ઢું વિ૦ પ્રૌઢ (૨) અત્યંત

પ્લવંગ પુ૦ [સં.] વાંદરો. ૦મ પું૦ વાંદરો (૨) એક છંદ

પ્લાવિત વિ૦ [સં] ડુબાડેલુ, તરબોળ

પ્લાસ્ટ(-સ્ત)ર ન૦ [ઇં] ચણતર ઉપર લગાવવાનો ચૂના વગેરેનો લેપ (૨) ઔષધનો લેપ (૩)તેવા લેપવાળી પટી [બનાવટી પદાર્થ

પ્લાસ્ટિક ન૦ [ઇં] કચકડા જેવો એક નવો

પ્લીહા સ્ત્રી૦ [સં] બરોળ
પ્લુત વિ૦[સં]દીર્ઘ સ્વરથી દોઢા લાંબા ઉચ્ચારનું (૨) ડૂબેલું, તરબોળ –તિ સ્ત્રી૦ કૂદકો (૨) પૂર (૩) ઘોડાની એક ચાલ (૪) સ્વર ત્રણ માત્રા સુધી લંબાવવો તે
પ્લેગ પુ૦ [ઇં] એક ચેપી રોગ, મરકી, મહામારી. [–ચાલવો, –ફાટી નીકળવો = એ રોગ ચારે બાજુ શરૂ થવો]
પ્લૅટફૉર્મ ન૦ [ઇં] ફલાટ; સ્ટેશન પરનો લાંબો ઓટલો, જેના પર રહીને રેલગાડીમાં ચડઊતર થાય છે (૨) વ્યાસપીઠ, સભાનો મંચ

# ફ

ફ પુ૦ [સં] ઓષ્ઠ્ય વ્યંજન ૦કાર પુ૦ ફ અક્ષર કે તેનો ઉચ્ચાર. ૦કારાંત વિ૦ છેડે ફકારવાળું [૦જી સ્ત્રી૦ ફોઈજી
ફઈ, ૦બા સ્ત્રી૦ જુઓ ફોઈ, બાપની બહેન.
ફઉડી સ્ત્રી૦ જુઓ ફાલુ, ફાઉડી
ફકત અ૦ [અ] ફક્ત, માત્ર, કેવળ
ફક(–ગ)દ ડ વિ૦ ['ફાગ,' 'ફગવું' ઉપરથી] ઉડાઉ (૨) લુચ્ચું (૩) બેફિકરું
ફકરો પુ૦ [અ फ़िक्रह] કંડિકા, પેરા
ફકાડ(–વ)વું સ૦ક્રિ૦, ફકાવું અ૦ક્રિ૦'ફાકવું'નું પ્રેરક ને કર્મણિ
ફકીર પુ૦ [અ] ત્યાગી, વૈરાગી (મુસલમાન). ૦ણ, –રાણી સ્ત્રી૦ ફકીરની કે ફકીર સ્ત્રી ૦ફકરું ન૦ માગણ, બાવા જેવું માગણ –રી સ્ત્રી૦ ફકીરપણું
ફકેડો પુ૦ જુઓ ફાકો, કોળિયો
ફક્કડ [मं फक्कड़ અથવા 'ફગવું' ઉપરથી] લોક લાજની પરવા વિનાનું, સ્વચ્છંદી (૨) વરણાગિયું, છેલ (૩) સુંદર (૪) ઉડાઉ, બેફિકરું (૫) રંગલો (ભવાઈમાં) –ડાઈ સ્ત્રી૦
ફક્કફક્કા પુ૦ બ૦ વ૦['ફાકવું' ઉપરથી] ખાઈ પી ઉડાવી દેવું તે (૨) ખાલીપણું
ફક્ત અ૦ જુઓ ફકત, માત્ર, કેવળ
ફગડણ વિ૦ જુઓ ફગદડ
ફગ(–લ)ફગ(–લ) અ૦ [રવ૦] છૂટથી, પુષ્કળ
ફગફગવું અ૦ ક્રિ૦ [રવ૦] ફરફરવું, હવામાં ઊડવું (૨) રખડવું, રઝળવું (૩) રદફેદ્વું
ફગદડ વિ૦ જુઓ ફકડડ
ફગર સ્ત્રી૦ ['ફગવું' ઉપરથી?] પરાગ(૨)[જુઓ પગર] ફાલ, ઢગ
ફગ(–આ)વવું સ૦ક્રિ૦ [જુઓ ફગવું] છેતરવું (૨) ખોટું સમજાવવું (૩) 'ફગવું'નું પ્રેરક (૪) ફેંકવું; ઉશેટવું
ફગવું અ૦ક્રિ૦ [દે. फग्गु = ફાગનો ઉત્સવ] વાંકું બોલવું, બોલીને ફરી જવું (૨) નિયંત્રણમાં ન રહેવું, છટકવું
ફગયો પુ૦ [જુઓ ફાગ] જુઓ ઘેરૈયો
ફગાવવું સ૦ક્રિ૦ જુઓ ફગવવું [ફજેતી
ફગેરો પુ૦ ['ફાગ' પરથી] પજવણી (૨) ઉઘાડી
ફગોટ(–ળ)વું સ૦ક્રિ૦ જુઓ ફગવવું, ફેંકી દેવું
ફગોડું વિ૦ ['ફગવું' ઉપરથી] ઢોંગી
ફગોળિયું વિ૦ ['ફગોળવું' ઉપરથી] ધારણા વિના ફેંકેલું [ફસકી ફાટી જવાનો રવ
ફચ, ૦ફચ અ૦ [રવ૦] ભોંકાયાનો કે એકદમ
ફજર સ્ત્રી૦ [અ फ़ज्र] મળસકું
ફજલ વિ૦ સુખી; આનંદી(૨) સ્ત્રી૦[અ] કૃપા, મહેરબાની (૩) આબાદી
ફજેટવું સ૦ક્રિ૦ ['ફગોટવું' પરથી] (ચ) ફેંકવું
ફજેત વિ૦ [અ फ़ज़ीहत] ફજેતીવાળું, બદનામ [–કરવું, –થવું] ૦ખોર વિ૦ નઠોર, નફટ, ફજેતીનું બેફિકર(૨) બીજાની ફજેતી કરવાની કુટેવવાળું. –તી સ્ત્રી૦ ભવાડો(૨) બદનામી, અપકીર્તિ [ફજેતીનો ફાળકો = ફજેતો, ભવાડો] –તો પુ૦ ફજેતી (૨) કેરીના ગોટલા, છોતરાં વગેરે ધોઈ કરાતી કઢી
ફટ અ૦ [રવ૦] તિરસ્કારનો ઉદ્ગાર (૨) કશું ફાટવાનો કે ફફડવાનો અવાજ (૩) [સં स्फुट् પ્રા फुट] ફાટેલું – ખુલ્લું એ અર્થમાં (ઉઘાડું ફટ) [–કહેવું = તિરસ્કાર કરવો, 'ધિક્કાર છે' એમ કહેવું]
ફટક અ૦ [રવ૦] [ફફડવાનો રવ] (૨) સ્ત્રી૦ બીક, ચમક (૩) અનાજ ઊપણવાની ચાદર;

ફડકિયું. ૦ફટક અ૦ [રવ૦]
ફટક સ્ત્રી૦ [જુઓ સ્ફટિક] બિલોર
ફટકડી સ્ત્રી૦ [प्र. स्फटिका] એક જાતનો ખાર
ફટક દેવાળિયા પું૦[ફટક('ફટકિયું' કે 'ફટ'-ખુલ્લું ઉપરથી) + દેવાળિયો] પાકો દેવાળિયો
ફટકવું અ૦ક્રિ૦ ['ફીટવું' (प्रा फिट्ट, सं भ्रंश्) ઉપરથી] ખસવું; ચસકવું (ડાગળી, બુદ્ધિનું) (૨) વઠી જવું (૩) છીડી જવું (રંગનું) (૪) બીજી વાત પર ઊતરી પડવું
ફટકાર(-વ)વું સ૦ ક્રિ૦ ['ફટકો' ઉપરથી] મારવું; ચાબુક-સોટીથી મારવું
ફટકારું વિ૦ ['ફટકવું' ઉપરથી] ઘેલું, ફીટવાનું, એકામ (૨) ચોકેલું (૩) ખુલ્લું
ફટકારો પું૦ ['ફટકો' ઉપરથી] ફટકો કે તેનો અવાજ (૨) ['ફટકવું ઉપરથી] ચિત્તભ્રમ(૩) ['ફટક' ઉપરથી] ધ્રાસકો
ફટકાવવું સ૦ક્રિ૦ જુઓ ફટકારવું
ફટકાસાળ સ્ત્રી૦ [ફટકો + સાળ] ફટકો મારી વાણાનો કાંઠલો ફેંકાય એવી યોજનાવાળી સાળ
ફટકિયું વિ૦ ['ફટકવું' ઉપરથી] ઝટ ફૂટી જાય તેવું (૨) માથે જોખમ ન રાખે તેવું, ફરી જાય તેવું (દલાલ) (૩) [રવ૦] અવાજ કરતું (૪) ન૦ આખું એક બારણું, ફડકિયું
ફટકી સ્ત્રી૦ ['ફટક' ઉપરથી] ફટાકડી (૨) એક પક્ષી (૩) પારધીની જાળ (૪) (સુ) ફટકડી
ફટકો પું૦ [રવ૦] ચાબુક કે સોટીનો પ્રહાર (૨)[લા] ખોટ, હાનિ, શિક્ષા લાગે એવો ઘા [-પડવો, -લાગવો = પ્રહાર થવો (૨) નુકસાનમાં ઊતરવું; પાછા પડવું]
ફટકો પું૦ [જુઓ પટકો] દુવાલ; અંગૂછો
ફટફટ અ૦ [રવ૦] ફટાકડા વગેરેનો અવાજ (૨) ધિક્ ધિક્ (૩) ઝટ ઝટ, વગર વિચારે. -ટી સ્ત્રી૦ મોટરસાઇકલ
ફટ(-ટા)વવું સ૦ક્રિ૦ જુઓ ફટાવવું
ફટાક અ૦ [રવ૦] ફટ દઈને ખૂલે એમ
ફટાકડી સ્ત્રી૦ [રવ૦] પાણી લાગવાથી 'ફટ' અવાજ કરતું એક છોડનું ડીંડવું (૨) બંદૂકડી (૩) ટચાકડી
ફટાકડો પું૦ [રવ૦] ટેટો, એક જાતનું દારૂખાનું
ફટાકિયો પું૦ [રવ૦] ફટાકડો (૨) એક છોડ
ફટાકો પું૦ ફટાકિયો; ફટાકડો
ફટાટોપ પું૦ [સં] ઊંચી કરેલી ફેણ [સાપની] (૨) ફૂફાડો; આડંબર; દમામ
ફટાડવું સ૦ક્રિ૦ ['ફાટવું' ઉપરથી] વધારેપડતી છૂટ આપીને બહેકાવવું, ફટાવવું
ફટાણું ન૦ ['ફટ' ઉપરથી] ભૂંડું-બીભત્સ ગીત કે બોલ [ઉપરાઉપરી
ફટા(-ટો)ફટ અ૦ [રવ૦] ફટફટ; ઝપાટાબંધ,
ફટાબાર વિ૦ [ફટા (ફાટેલું) + બાર (દ્વાર)] તદ્દન ખુલ્લું – ઉઘાડું; ફટાર
ફટાયો પું૦ [सं स्फट्, प्रा फट्ट] વારસાનો ભાગ લઈ ભાઈથી જુદો પડેલો ઠાકોર
ફટાર વિ૦ ['ફાટવું' ઉપરથી] તદ્દન ખુલ્લું; ફટાબાર (૨) ફાટેલું, નફ્ફટ ૦વું સ૦ ક્રિ૦ (ડોળા કે આંખ) ફાડવી -રી સ્ત્રી૦ બડાઈ -રું વિ૦ ફટાર
ફટાવવું સ૦ ક્રિ૦ ['ફાટવું' પરથી] ફટાડવું (૨) ફોડવું, સમજાવી પોતાના પક્ષમાં લેવું
ફટૈયો પું૦ જુઓ ફટાયો
ફટો વિ૦ પું૦ ['ફાટવું' ઉપરથી] વીંધાયેલા કાનવાળો (બાવાનો સંપ્રદાય)
ફટોફટ અ૦ [રવ૦] જુઓ ફટાફટ
ફટોર વિ૦['ફાટવું' ઉપરથી] (સુ) ફાટેલું, ફટકેલ
ફટોર(-ળ) વિ૦ ['ફાટવું' ઉપરથી] પોચું ને મીઠું (સોપારી)(૨)ન૦ પવનથી તૂટી પડેલી કેરી
ફડ ન૦ દારૂ ગાળવાનું સ્થાન - ભઠ્ઠી (૨) [મ] બજાર (૩) થાણું (૪) ગાનાર-નાચનારનું ટોળું (૫) એક પક્ષનું ટોળું (લાવણી ગાવામાં) (૬) અ૦ [રવ૦] (૭) ઉતાવળથી
ફડક સ્ત્રી૦ [રવ૦] ફટક; બીક (૨) પહેરેલા કપડાનો ઝૂલતો છેડો ૦વું સ૦ ક્રિ૦ ફડકથી ઝાટકવું. -કાર(-વ)વું સ૦ક્રિ૦ ફટકારવું (૨) સબડકા મારીને ખાવું -કિયું ન૦ છૂટો છેડો, ફડક (૨) દાણા ઊપણવા ચાદર પકડીને કરેલો પંખો, ફટક. -કો પું૦ કપડાની ફડકનો અવાજ(૨)ઊડવા માંડતાં થતો પાંખનો અવાજ (જેમ કે ચકલીનો) (૩) ખેતરમાં અનાજ ઓરવાનું ઓજાર (૪) સબડકો (૫) ફડક (૬)

ધ્રાસકો,ફાળ [-લેવો=સબડકો મારવો. ફડકા મારી લેવા=ઝટપટ થોડુંઘણું ખાઈ લેવું]
ફડક,-કિયુ ન૦ બારણાનું પ્રત્યેક બારણું (૨) બે મળીને આખું બને તેવું દરેક
ફડચ(-શ) સ્ત્રી૦ [दे फड्डुग] ચીરી, ફડકો
ફડચો પુ૦ [ફાડવુ + चद्द (फा)] નિકાલ, તોડ (૨) દેવાની પતાવટ [-આણવો, -લાવવો =તોડ લાવવો, પતાવટ કરવી ફડચામાં લઈ જવું=દેવાળુ જાહેર કરી, બાકી રહેલી મિલકતમાથી દેવાની પતાવટ કરવી]
ફડદુ' ન૦['ફાડવુ' ઉપરથી] ફાંસ, વાંધો [ફડદા મારવાં=નકામું ને અર્થહીન બોલ્યા કરવુ (૨) વાંધા નાખવા.]
ફડનવીસ પુ૦[સર૦મ ]સરકારી દફતરનો મુખ્ય અમલદાર, હિસાબી ખાતાનો અમલદાર
ફડનીસ પુ૦ જુઓ ફડનવીસ -સી સ્ત્રી૦ ફડનીસનું કામ-હોદ્દો (૨) સરકારી દફતરોનો ઓરડો
ફડફડ અ૦[રવ૦]ઊડવાનો,ફૂટવાનો કે ધબકવાનો અવાજ (૨) ઉપરાઉપરી (૩) ધબકારો, ઊછળવુ તે (હૃદયનું)(૪)ધાંધળ, ઉતાવળ ૦વું અ૦ક્રિ૦ફડફડ અવાજ થવો(હવાથી ઊડવાથી) (૨) [બીકથી] ધ્રૂજવુ, કંપવુ (૩) ગુસ્સામાં બોલવુ (૪) પૂઠે ગુસ્સામાં બડબડવું -ફાટ પુ૦ ફફડવુ તે (૨) [લા] પતરાજી, તોર
ફડફોજદાર પુ૦ [ફડ+ ફોજદાર] થાણદાર
ફડબખતર, ફડબખ્તર વિ૦ ઉઘાડુ, ખુલ્લું
ફડશ સ્ત્રી૦, -શિયું ન૦ જુઓ ફડચ, ચીરી
ફડાકી સ્ત્રી૦ [રવ૦] ગપ (૨) બડાઈ -કિયુ વિ૦ ગપ્પીદાસ (૨) બડાઈખોર ૦દાસ પુ૦ ફડાકિયું માણસ. -કો પુ૦ ટોટો, ફટાકડો (૨) ધ્રાસકો, બીક (૩) જુઓ ફડાકી (૪) ફડાક એવો અવાજ [ફડાકા મારવા=ગપ્પા મારવા (૨) બડાઈ હાંકવી]
ફડાફડ અ૦ [રવ૦] ઉપરાઉપરી
ફડાવવું સ૦ક્રિ૦, ફડાવું અ૦ક્રિ૦ 'ફાડવુ'નું પ્રેરક ને કર્મણિ
ફડાશિયુ ન૦ જુઓ ફડશિયુ, ચીરી
ફડાંભેર અ૦ પગના ચાપવાંને આધારે (બેસવુ)
ફડિયો પુ૦['ફડ' ઉપરથી]દાણા વેચનાર,કણિયો (૨) દારૂ ગાળનારો
ફડેતાળ સ્ત્રી૦ [સર૦ प्रा फलिह (પાટિયુ), म फडताळ]પાટિયાંની પડઘી
ફણગર પુ૦ ફણધર, સાપ; નાગ
ફણગી સ્ત્રી૦ [दे पउण] નાનો ફણગો -ગો પુ૦ અંકુર [-ફૂટવો=અંકુર નીકળવો(૨) નવી વાત કે મુદ્દો ઊભાં થવા] -ગાળુ વિ૦ ફણગાવાળુ
ફણ(-ણા)ધર પુ૦ [सं] નાગ (૨) મહાદેવ
ફણસ ન૦ [सं पनस, प्रा फणस] એક ફળ -સી સ્ત્રી૦ ફણસનું ઝાડ કે તેનું લાકડુ
ફણસવો પુ૦ [સર૦ 'ફણગો'] અંકુર
ફણસી સ્ત્રી૦ એક શાકની શિંગ (૨) જુઓ 'ફણસ'માં
ફણા સ્ત્રી૦ [सं] સાપની ફેણ [-કરવી, -માંડવી] ૦ધર પુ૦ જુઓ ફણધર
ફણી સ્ત્રી૦ [दे फणिह] કાંસકી (૨) સાળનો લાંબી કાંસકી જેવો એક ભાગ જેમાં તાણાના તાર પરોવાય છે [(૨) મોટો નાગ
ફણી પુ૦ [सं] સાપ ૦શ, ૦ન્દ્ર પુ૦ શેષનાગ
ફણો પુ૦ ['ફણા' ઉપરથી ?] ચાપવુ
ફતવાખોર વિ૦ [फा] ઢોંગી, પાખંડી
ફતવો પુ૦ [अ फत्वा] મુસલમાની ધર્મશાસ્ત્રનો હુકમ (૨) ઢોંગ (૩) હુકમ [-કરવો, -માંડવો=ઢોંગ કરવો -કાઢવો=મુસલમાન ધમશાસ્ત્ર જેવો હુકમ બહાર પાડવો (૨) જોહુકમી સરકારે વટહુકમ બહાર પાડવો]
ફતે(૦હ)મારી સ્ત્રી૦ [સર૦ हिं पातीमारी] એક જાતનું નાનું વહાણ
ફતેહ સ્ત્રી૦ [अ फतह] જીત, સફળતા [-કરવુ =સર કરવુ,જીતવું -થવી, -મળવી=જીત થવી -પામવું=જીતવુ ફતેહના ડંકા= પૂરો વિજય] ૦મંદ વિ૦ વિજયી, સફળ ૦મંદી સ્ત્રી૦ જીત,જય ૦મારી સ્ત્રી૦ જુઓ ફતેમારી [ઘોડાનો અવાજ
ફદડક ફદડક અ૦ [રવ૦] જોરથી દોડતા
ફદફદ અ૦ [રવ૦] ફદફદવાનો અવાજ (૨) પોચુ અને ગદગદી ગયેલુ ૦વુ અ૦ ક્રિ૦

કોહીને, અથાઈને કે ખટાઈને ગદગદ થવું (૨) પર ભરાઈને ફૂટવાની તૈયારીમાં આવવુ (૩) ખદખદવું -દાટ પુ૦ ફદફદવુ તે
ફદાક અ૦ [રવ૦] પડવાનો અવાજ
ફદિયું ન૦ પૈસો (૨) ચાર પાઈ (મુંબઈ) (૩) નાની ગળી ભાખરી
ફના વિ૦ [अ] નાશ પામેલુ; પાયમાલ [-કરવું,-થવું]. ૦ફાતિયા પુ૦ બ૦ વ૦ [अ. फातिह] સમૂળગો નાશ [-કરી નાખવું, -થઈ જવું]. ૦ફિલશેહ પુ૦ [+अ फिरशयूख] ગુરુના ધ્યાનમા લીન થઈ જવું તે ૦ફિલ્લા પું૦ [+अ. फिल्लाह] ઈશ્વરમા લીન થઈ જવું તે
ફનો પુ૦ લગરનાં દોરડા વગેરે રાખવાનો વહાણનો આગળનો ભાગ
ફફડવું અ૦ક્રિ૦ જુઓ ફડફડવું
ફફડાટ પુ૦ જુઓ ફડફડાટ
ફફળતું વિ૦ [રવ૦] ઊકળતુ
ફફળાવવું સ૦ક્રિ૦ [રવ૦] રેડવું
ફફેયો, ફફોલો પુ૦ જુઓ ફોલ્લો
ફફેફો પું૦ ફફાર
ફરક પુ૦ [फा फर्क] ફેર, તફાવત [-પડવો]
ફરકડી સ્ત્રી૦ ['ફરકવું'] કાંતવાની ફીરકી (૨) ફરણી (૩) ખોડીબારુ કે ત્યા મુકાતુ ચકરડુ (૪) હવાથી ચક્કર ફરે એવું કાગળનું રમકડુ -ડો પુ૦ મોટી ફરકડી (૨) કૂદડી ખાવી તે, ત્વરિત ફેરો [(૩) ખસવુ
ફરકવું અ૦ક્રિ૦ [दे फरक्किद] ધ્રૂજવુ (૨) દેખાવું
ફરકાટ,-રો પું૦ ['ફરકવું' ઉપરથી] ધ્રુજારો (૨) હાલચાલ
ફરકી સ્ત્રી૦ ફીરકી
ફરજ સ્ત્રી૦ [अ. फर्ज] કર્તવ્ય [-અદા કરવી, બજાવવી=પોતાનું કર્તવ્ય પાર પાડવું -પડવી=પરાણે કરવુ પડવુ.] -જિયાત વિ૦[अ. फर्जियत] ફરજરૂપ, ફરજ તરીકે કરવુ પડે એવુ
ફરજંદ ન૦ [फा] સંતાન [હક્કદારી
ફરજંદારી સ્ત્રી૦ [फा] પેઢી દર પેઢી ઊતરતી
ફરણી સ્ત્રી૦ ['ફરવુ' ઉપરથી] ત્રાકની ચકરડી

ફરતાફરતી વિ૦ સ્ત્રી૦ (૨) અ૦ વારાફરતી; બદલાતુ ૦છાંયડી જુઓ 'ફરતુ'મા
ફરતારામ પુ૦ [ફરતુ + રામ] ફર્યા કરતો-એક જગાએ સ્થિર ન રહેતો માણસ (૨) સહેલાણી
ફરતું વિ૦ [જુઓ ફરવુ] ચારે તરફ આવેલું (૨) ચાલતુ, ગતિવાળું (૩) બદલાતુ [-કરવું= ચારે બાજુ ફરી શકે તેવુ કરવું (૨) જતુ-આવતું કરવુ,ગતિમાન કરવુ (૩) ફેલાતુ કરવુ -ફરવું =રખડવુ (૨) ચાલુ મુસાફરી કરવી. -ફેરી વળવું=ચારે બાજુ વીંટાવુ (૨)ફરતુ કામ કરી લેવુ, મુખ્ય કામ વિનાનુ આજુબાજુનું કામ કરી લેવું -હરતું=જઈ-આવી શકે, કામ કરી શકે તેવુ ફરતાફરતી છાંયડી, ફરતી છાંયડી=સુખદુખના વારાફેરા; અવારનવાર થતી ચડતીપડતી ]
ફરતે અ૦ ચોગરદમ, ચારે તરફ
ફરદ ન૦ [अ. फर्द] જોડમાંનું એક
ફરફર સ્ત્રી૦ ['ફેરુ' ઉપરથી] વરસાદની ઝીણી છાંટ(૨) અ૦ પવનમા ઊડતુ હોય એમ. ૦વું અ૦ક્રિ૦ [सं फरफराय्] હાલવુ, ફરકવું -રાટ પુ૦ ફરફર અવાજ (૨) અ૦ જલદી ઊડતુ હોય એમ -રિયું વિ૦ ફરફરે એવું (૨) ન૦ કાગળિયું (૩)કાનનું એક ઘરેણુ (૪) હવામા ઊડી જાય એવું એક બીજ; કણજુ
ફરબે વિ૦[फा. फरबह]પુષ્ટ,તાજું(૨)ચરબીદાર
ફરમાન ન૦[फा]હુકમ(૨) સનદ [-ઉઠાવવું =હુકમ માથે ચડાવવો. -કાઢવું=હુકમ બહાર પાડવો -નીકળવું=હુકમ બહાર પડવો ]૦બરદાર વિ૦[फा] તાબેદાર. -વવું સ૦ક્રિ૦ હુકમ કરવો. -ઇશ(-સ) સ્ત્રી૦ હુકમ, ઉપરીની સૂચના (૨) ભલામણ [-થવી]. -સી(-સુ) વિ૦ ભલામણથી મળેલુ, હુકમ પ્રમાણે તૈયાર કરેલું (૨) નમૂનેદાર
ફરમો પું૦ [इं फॉर्म] બીબું-નમૂનો (૨) છાપવાને માટે પાનવાર ગોઠવીને તૈયાર કરેલ બીબાનુ ચોકઠુ [-ચડવો, -ઊતરવો]
ફરવું અ૦ક્રિ૦ [प्रा फिर (सं गम्)] આમતેમ કે ગોળ ગોળ ચાલવુ (૨) મનગમાડા માટે કે

લાકડી (૩) [दे फाली] શિંગ

ફળીભૂત વિ૦ જુઓ ફલીભૂત

ફણુ ન૦ [सं फलक] ફળ, પાનું (૨) મેલડી વગેરે દેવીઓના સ્થાનમાં રખાતું તેમનું નિશાન

ફંગોટવું સ૦ક્રિ૦ જુઓ ફગોટવું [ઘુમાવવું

ફંગોળવું સ૦ક્રિ૦ (કા) જુઓ ફગોળવું (૨)

ફંગોળિયું વિ૦ જુઓ ફગોળિયું

ફંગોળો પુ૦ મોટો હીંચકો, તેનું આંદોલન

ફંટાયું ન૦ ['ફંટાવું' ઉપરથી] બહારવટું [ફંટાયે નીકળવું = બહારવટે નીકળવું ]

ફંટાવું અ૦ક્રિ૦['ફૂટિ' ઉપરથી] દિશા બદલવી (૨) ફાંટા પડવા (૩) ['ફાંટ' પરથી](ફાંટ ભરી હોય તેથી જેમ તેમ કપડાનું) તણાવું; ટૂંકું પડવું [ફંટાઈ જવું = વંકાઈ છેટાઈ જવું ]

ફંડ ન૦ [इं] ઉઘરાણું, ફાળો, ટીપ

ફંદ(-દો) પુ૦ [फा फंद] ફાંદો, કાવતરું (૨) જાળ (૩) [લા] દુર્વ્યસન [-કરવો(-વા) = ઢોંગ - તોફાન મચાવવું -માંડવો = ફંદ રચવો (૨) ધુમરાણ ને તોફાન મચાવવું -રચવો = કાવતરું ગોઠવવું, જાળ રચવી ] -દી(૦લું) વિ૦ ફંદવાળું; કપટી (૨) ઢોંગી (૩) દુર્વ્યસની [થવી તે

ફંફેરો પુ૦ (કા) ફજેતો, ખાનગી વાત જાહેર

ફંફોસવું સ૦ક્રિ૦[प्रा फुम (सं मृज् कै स्पृश् )] બારીકાઈથી તપાસવું, ખોળવું

ફંફોળવું સ૦ ક્રિ૦ જુઓ ફંફોસવું [તપાસ

ફંફોળા પુ૦ બ૦વ૦ ફંફોળવું તે, શોધ, ખોળ,

ફાઈલ સ્ત્રી૦ [इं] કાગળો કે ચોપાનિયા એકઠાં કરી રાખવાનું સાધન કે તેમાં એકઠાં કરી રાખેલ કાગળો કે ચોપાનિયાંનો સમૂહ [-કરવું = ફાઈલમાં નાખવું - ભેરવવું (૨) તેનો આગળ કશો વિચાર કરવાની કે જવાબ આપવાની જરૂર ન માની, તેને ફાઈલમાં ભેરવી દેવું ]

ફાઉડી સ્ત્રી૦ જુઓ ફાઉ

ફાક સ્ત્રી૦ [फा खाक] રાખ (૨) ભૂકી (૩) [જુઓ ફાકો] ફાકો

ફાકડો પુ૦ [જુઓ ફાકો] ફાકો (૨) [જુઓ ફાકા] ખાવાનું ન મળવાથી થતું અનશન, ફાકા

ફાકતા ન૦ [अ. फाख्ता] એક પક્ષી

ફાકવું સ૦ક્રિ૦ [જુઓ ફાકો] ઉછાળીને મોંમાં નાખવું, ફાકો મારવો [અનશન

ફાકા પુ૦ બ૦વ૦ [अ] તંગી, હાડમારી (૨)

ફાકી સ્ત્રી૦ નાનો ફાકો (૨) [જુઓ ફાક] દવાનું ચૂર્ણ [-ખાવી, મારવી, લેવી]

ફાકો પુ૦ [दे. बुक्को = મૂઠી] ફાકવું કે ફાકેલું તે, બુક્કો. [-ભરવો, મારવો = એક વખત ફાકી શકાય તેટલું મોંમાં લેવું. -મૂઠી = થોડું ઘણું -મૂઠી આપવી = થોડો ઘણો માર મારવો ]

ફાગ પુ૦ [दे फग्गु (सं फल्गु)] વસંત (૨) હોળીનાં શૃંગારી ગીતો કે બોલાતા અપશબ્દ. [-ખેલવો = હોળી રમવી ]

ફાગણ પુ૦ [सं फाल्गुन] વિક્રમ સંવતનો પાંચમો મહિનો. -ણિયું વિ૦ ફાગણ માસને લગતું (૨) ન૦ ઝીણા પોતનું સોનું એક વસ્ત્ર

ફાચર સ્ત્રી૦ [ફાડ + ચુ (फा चह)] લાકડાની નાની ચીર, ફાંસ (૨) સુતારનું એક ઓજાર (૩) [લા.] નડતર [-મારવી = ફાંસ મારવી (૨) આડખીલી ઊભી કરવી, અડચણ નાખવી ] -રું વિ૦ પહોળું, છીછરું (૨) રાડું (૩) ન૦ ફાચર -રો પુ૦ લાકડાનો કકડો, ચીતળ

ફાજલ વિ૦ [अ फाजिल] વધેલું (૨) ફાલતુ

ફાજેલ વિ૦ [अ फाजिल] વિદ્યાવાન (૨) ડાહ્યું

ફાટ (ટ,) સ્ત્રી૦ [ફાટવું પરથી] ફાટવું તે (૨) તરડ (૩) કળતર (૪) [લા] ભેદ, ફૂટ (૫) ગર્વ, મદ [-આવે (તને !) = તું ફાટી પડે ! તારું સત્યાનાશ જાય ! -ઊપડવી = એકાએક કળતર શરૂ થવું -ચડવી = ફુંપદ આવવું, મદ ચડવો -થવી = કળતર થવું -પડવી = તરડ કે ચીરો પડવો (૨) તૂટ પડવી, જાગલા પડવા -પૂરવી, સાંધવી = સાંધાઓ વચ્ચેનું પોલાણ પૂરી દેવું -હોવી = ઘણું ફાટે એવી હિલચાલ કે પદ્ધતિ હોવી (ઉદા૦ તેને લૂગડાંની ઘણી ફાટ છે )] ૦ક પુ૦,સ્ત્રી૦ ઝાંપો, દરવાજો (૨) બાકું [-પડવી = સટ્ટો ખેલનારને કશું ન મળે તેવી ભાવતાલમાં એક ટકાની વધઘટ થવી ] ૦કવાળો પુ૦ રેલવેની ફાટક સાચવનાર. ૦ચૂસ સ્ત્રી૦ અંગનો દુઃખાવો,

કળતર ૦ફૂટ સ્ત્રી૦ [લા ] વિરોધ, કુસંપ, ભેદ [–થવી, પડવી]

ફાટવું અ૦ક્રિ૦[સં. स्फट्, પ્રા फट्ट] તૂટવું; ફાટ પડવી (૨) છકી જવુ (૩) ખૂબ દુખવુ (અગ). [ફાટી જવુ = ચિરાઈ જવુ, જીર્ણ થઈ જવુ(૨) વઠી જવુ, વહી જવું ફાટી નીકળવું = એકાએક (રોગચાળો) શરૂ થવો અને ફેલાઈ જવો(૨) જોરશેર ઊછળી આવવુ ફાટીને ચીરડિયું થવું = વઠી જવુ, બહેકી જવુ ફાટી પડવું = એકાએક મરી જવું, એકદમ નાશ પામવું (૨) એકાએક ચિરાઈ જવુ ફાટી પડયો! ફાટી મૂઓ! = દુષ્ટ, એકદમ મરવાને યોગ્ય (સ્ત્રીઓના મોઢાની એક ગાળ)]

ફાટંફાટા, ફાટાફાટ સ્ત્રી૦ ઉપરાઉપરી ફાટવું તે (૨) ફાટફૂટ

ફાટુ (–ટયું) વિ૦ ફાટેલુ (૨) અસભ્ય (૩) ઉદ્ધત [ફાટી આંખે = છકી જઈને; તોરમાં આવીને. ફાટયા ફરવું = મદમાં છકીને ફરવું ફાટયા ખાતે વાત હોવી, ફાટયામાં વાત હોવી = અસભ્ય કે ઉદ્ધત થયેલું હોવુ ફાટયામાં પગ ઘાલવો = નબળુ જોઈને પજવવું (૨) દુખમા ઉમેરો કરવો ફાટયું ફાટયું બોલવું = ઉદ્ધત જવાબ આપવા, તોરમાં બોલવુ ] ૦તૂટુ (–ટયું) વિ૦ ફાટેલુ ને તૂટેલું(૨) જૂનુ –ટેલુ(–લુ) વિ૦ ફાટુ

ફાડ સ્ત્રી૦ [ ફાડવુ' ઉપરથી] ચિરાવુ – ફાટવુ તે (૨) ચીરી, કકડો (૩) અડધો રૂપિયો ૦ચું ન૦ ચીરિયુ ૦વું સ૦ક્રિ૦ [દે. फड्ड] ચીરવુ, તોડવુ –ડિયુ ન૦ ચીરી; ફડશ

ફાણું ન૦ (સુ) બાકુ (પ્રાય ટીવાલની અદરનુ)

ફાતડો પુ૦ [સર૦ મ फात्या = ખસી કરેલો સાઢ] હીજડો (૨) ભવૈયો

ફાતિયા પુ૦બ૦વ૦ [अ फातिहह] પાયમાલી

ફાતિયો પુ૦ [अ फातिहह ] મરેલા પાછળ ભણાતો કુરાનનો અધ્યાય [–પઢવો]

ફાનસ ન૦ [अ फानूस] બત્તી, દીવો [–કરવું]

ફાની વિ૦ [अ ] નાશવત. ૦પણું ન૦

ફાફડો પુ૦ એક જાતના થોરનું પહોળુ પાન, થાપડો (૨) એક જાતની પહોળી શીંગ (૩) એક ફરસાણ – વાની –ડાશિંગ(–શીં, –સિં, –સીં)ગ સ્ત્રી૦ એક જાતની પહોળી શીંગ

ફામ સ્ત્રી૦ [अ फहम] ફેમ, સ્મરણ; યાદ

ફાયદો પુ૦ [अ. फाइदह] લાભ (૨) ગુણ; સારી અસર [–ઉઠાવવો = નો લાભ-ઉપયોગ કરી લેવો –કરવો = લાભ કરવો –થવો = લાભ થવો (૨) (દવાની) સારી અસર થવી. –પડવો = (દવાની) સારી અસર થવી –રહેવો = લાભ – બચત થવા ]–દાકારક, –દાકારી, –દેમંદ વિ૦ લાભદાયક

–ફાયો પુ૦ [हिं. फाया] અત્તરમા બોળેલુ પૂમડું

ફારક, –ગ વિ૦ [अ. फारिग] છૂટું, મુક્ત (૨) નવરુ –ગત વિ૦[अ फरागत] ફારક (૨)સ્ત્રી૦ ફારગતી –ગતી સ્ત્રી૦ છુટકારો, મુક્તિ (૨) છૂટાછેડા [–આપવી, –મળવી, –લેવી]

ફારમ ન૦ [इं फॉर्म] તપસીલ ભરવાનો આંકેલો કે ખાનાંવાળો કાગળ [–ભરવું = તપસીલ ભરવાના આંકેલા કાગળમા ભરવાની વિગતો લખવી.]

ફારસ ન૦ [इ फार्स] પ્રહસન; ગમ્મત (૨) [હસવા જેવુ કાર્ય

ફારસ પું૦ [फा.] (સ ) પારસ, ઈરાન. –સી વિ૦ ઈરાની (૨) સ્ત્રી૦ ફારસી ભાષા

ફાલ પુ૦ [सं फल કે ફાલવુ પરથી ?] પાક (૨) [લા ]અતિશયતા [–આવવો = પાક ઊતરવો ]

ફાલતુ વિ૦ [સર૦ हिं फाल्तू] પરચૂરણ (૨) વધારાનું, નકામુ

ફાલવું અ૦ક્રિ૦ [प्रा फार (सं स्फार) કે सं फाल्य् ?] પ્રફુલ્લ થવું; ખીલવુ (૨) વધવું; પુષ્ટ થવું [ઝાડ –સુ ન૦ એક ફળ

ફાલ(–ળ)સી સ્ત્રી૦ [फा फाल्सह] ફાલસાંનું

ફાલુ ન૦ [सं भल्लुक] એક જાતનું શિયાળ

ફાલૂદો પું૦ [फा.] મુસલમાનોની એક વાની; પાલૂદો [લગતુ (૨) સ્ત્રી૦ એક નક્ષત્ર

ફાલ્ગુન પું૦[सं] ફાગણ –ની વિ૦ ફાગણને

ફાવ સ્ત્રી૦ [ 'ફાવવુ' ઉપરથી ] ફાવટ

ફાવવું અ૦ક્રિ૦[प्रा फव्वीह(सं लभ्)]ગોઠવું, અનુકૂળ આવવુ (૨) સફળ થવું, લાગ ખાવો. [ફાવતું આવવું = ગોઠતુ થવું, અનુકૂળ આવવું ] –ટ સ્ત્રી૦ (સુ) ફાવવુ – ગોઠવુ તે

**ફાવો** પુ૦ જુઓ ફાવ, ફાવટ

**ફાશી(-સી)વાદ** પુ૦ [इ फेशिझम] એક રાજદ્વારી રાષ્ટ્રીય વાદ -દી વિ૦ (૨) પુ૦ તે વાદને લગતું કે તેમાં માનનાર

**ફાસફૂસ** સ્ત્રી૦ [રવ૦, સર૦ મ फूसफास] નકામો રદ્દી માલ [-ની તાપણી=કાયર માણસોની ઉપદ્રવકારક ટોળી (પહેલાં ગમે તેટલું જોર બતાવી નબળી પડી જાય છે)] -સિયું વિ૦ નકામું; નબળું

**ફાસલો** પુ૦ [અ फासिलह्] સમય, અંતર, કે વિસ્તારનો ફરક [-પડવો]

**ફાસિસ્ટ** વિ૦ (૨) પુ૦ [इं] જુઓ ફાસીવાદી

**ફાસીવાદ,-દી** જુઓ, 'ફાશીવાદ'માં

**ફાસ્ટ** પુ૦ [इं] ઉતારુઓની ઝડપી રેલવે ગાડી

**ફાળ** સ્ત્રી૦ [प्रा फाला] ફલંગ(૨)ધ્રાસકો (૩) [सं फाल, प्रा फड्ड સુતરાઉ કપડું] કપડાનો લાંબો ટુકડો,ચીરો [-પડવી=ધ્રાસકો પડવો -ભરવી=ફલંગ મારવી (૨)સાહસ કરવું]

**ફાળકી** સ્ત્રી૦ [सं स्फार, प्रा फार (ફેલાવેલું) ઉપરથી?] નાનો ફાળકો (૨) [લા] દોરાની આંટી -કુ ન૦ દોરા ઉતારવાનો ફાળકો-પરવીટો -કો પુ૦ ફાળકુ (૨) ચગડોળ

**ફાળકો** પુ૦ [જુઓ ફાળકી, અથવા फलक (सं) પરથી?]સ્ટીમરમાં ત્રીજા વર્ગના ઉતારુઓને બેસવાની એક જગા. (એનાં પાટિયાં ઉપાડી હોવાથી સ્ટીમરના છેક નીચેના ભાગ સુધીની જગા ખુલ્લી થાય છે)

**ફાળવવું** સ૦ ક્રિ૦ [सं फाल (માથાના વાળને પાંતી પાડી વહેંચી નાખવા તે), અથવા प्रा फाल (सं स्फाटय्)=ચીરવું, ભાગલા પાડવા] વહેંચવું -ણી સ્ત્રી૦ વહેંચણી

**ફાળવું** ન૦[सं फाल] (ચ)વાવણિયાના દાતાની અણીએ લગાડેલું લોઢું

**ફાળસી, ફાળસું** જુઓ ફાલસી

**ફાળિયું** ન૦ ['ફાળ' ઉપરથી] ફેંટો (૨)પંચિયું [-બાંધવું-માથે ફેંટો બાંધવો -મૂકવું=માથે તે પહેરવું] [લૂગડાનો ફાળ

**ફાળી** સ્ત્રી૦ ['ફાળ' ઉપરથી] સાડી (૨) લાંબો

**ફાળું** ન૦ જુઓ ફાળકુ

**ફાળો** પુ૦ ['ફાળવવું' ઉપરથી] હિસ્સો (૨) વહેંચણી (૩) ઉઘરાણું, ટીપ [-નાખવો =ઉઘરાવવા માટે સૌનો હિસ્સો નક્કી કરવો -પાડવો = ફાળવવું. -ભરવો = પોતાને હિસ્સે આવતું ભરણું ભરવું. ફાળે પડવું= ભાગે આવવું, ભાગે પડવું]

**ફાંક** (૦) સ્ત્રી૦ [हिं] ચીર, ફાટ [-ભરવી, મારવી=કપડાને દોરો ભરવો, સાંધવું]

**ફાંકડું** (૦) વિ૦ ['ફક્કડ' ઉપરથી] રસિક (૨) ફક્કડ -ડાઈ સ્ત્રી૦ વરણાગી, છેલબટાઉપણું

**ફાંકવું** (૦)સ૦ક્રિ૦['ફાંક'પરથી]ઓટવું,ફાંકભરવી

**ફાંકું** (૦) ન૦ ભદ્દ (૨) સીટો (૩) છિદ્ર

**ફાંકો** (૦) પુ૦ ['બાંકું' ઉપરથી] તોરુ અભિમાન. [-રાખવો=તોર કે અભિમાન હોવું]

**ફાંગ** (૦) સ્ત્રી૦ એક છોડ

**ફાંગડું(-ણું)** (૦) ન૦ પ્રપંચ, જાળ [ફાંગડામાં નાખવું=ફસાવવું]

**ફાંગું** (૦) વિ૦ આંખે ત્રાંસું જોનાર, બાડું

**ફાંજેટિયું** (૦) ન૦ લૂગડાના છેડાની કરી લેવાની કામચલાઉ ઝોળી જેવું તે (ચ) [પેય

**ફાંટ** (૦)પુ૦[सं] દવાને પલાળી રાખી બનાવેલું

**ફાંટ** (૦) સ્ત્રી૦ ['ફાંટો' (છેડો) પરથી] લૂગડાનો છેડો કે તેની કામચલાઉ કરી લેવાતી ઝોળી જેવું તે (૨) ફાક કે તે ભરી લેવી તે - ફાંટિયો (૩) ખાઈ, પરિખા. (૪) એક ભાજી (૫) ફાંટો, ઝીનો [-ભરવી=દોરા દેવા, ફાંક મારવી ફાંટમાં ફરવું=ઝીનો રાખવો.] ૦વવું સ૦ક્રિ૦ દોરવવું, કાચા દોરા ભરી લેવા (બખિયા દેવા કે ઓટવા)

**ફાંટિયો** (૦) પુ૦ [જુઓ ફાંટ] (કા) આછો દોરો ભરવો તે, ટાંકો (૨) ફાંટો (૩) તડ, પક્ષ

**ફાંટું** (૦) ન૦ [प्रा फट्ट (सं स्फट्)] ફાંટો, શાખા (૨) વિ૦ ફાટેલું

**ફાંટો** (૦) પુ૦ [જુઓ ફાંટું] શાખા, ભાગ (૨) ઝીનો (૩) તરંગ [-ઊઠવો=તરંગ ઊઠવો -રાખવો=ઝીનો હોવો]

**ફાંદ** (૦)સ્ત્રી૦[सं फाड]પેટનો ઝૂલતો ભાગ (૨) એક વેલો [-વધારી જાણવું=માત્ર ખાવાનું ભાન હોવું, બીજી કશી ફિકર ન રાખવી]

ફાંદો (૦) પુ૦ [જુઓ ફંદ] પ્રપંચ, જાળ
ફાંફરડવું (૦) સ૦ક્રિ૦ [સર૦ म फापर] કરડી ખાવું, પીંખી નાખવું (બહુધા 'ખાવું' સાથે)
ફાંફળ (૦) ન૦ (કા) ખુલ્લી જગા, ફાસલો
ફાંફાં (૦) ન૦બ૦વ૦ [રવ૦] ડાફરિયા (૨) વલખાં, મિથ્યા પ્રયત્ન
ફાંસ (૦) સ્ત્રી૦[સર૦ हिं ]લાકડાની ઝીણી કરચ, ફાચર (૨)[લા.] આડખીલી (૩) [જુઓ ફાંસો] ગાળો [-કાઢવી=અંગમાં પેઠેલી ઝીણી કરચ કે ફાચર ખેંચી કાઢવી (૨) અડચણ દૂર કરવી (૩) નડતરરૂપ હોય તેને મારી નાખવું -નાખવી, મારવી=અડચણ ઊભી કરવી ]
ફાંસલો (૦)પું૦[જુઓ ફાંસ]ડાળખું (૨)શિકાર પકડવા ગોઠવાતી એવી યુક્તિપૂર્ણ રચના,ફાંદો
ફાંસવું (૦)સ૦ક્રિ૦[જુઓ ફાંસો]ગાળો ઘાલવો (૨) ફાંસો નાખવો (૩) તોડવું, ઉતરડી નાખવું (૪) ખોદવું, ખેડવું
ફાંસિયું (૦)વિ૦['ફાંસો' ઉપરથી]કપટી, ફસાવે એવું (૨) ફાંસો દઈ મારે એવું -યો પું૦ ફાંસો દઈ મારનાર, જલ્લાદ
ફાંસી (૦) સ્ત્રી૦ [ફાંસો પરથી] ફાંસો દઈ મારી નાખવાની શિક્ષા કે યુક્તિ [-દેવી, ફાંસીએ ચડાવવું (લટકાવવું)] ૦ખો(-ગ)રો પું૦ ફાંસિયો ૦ખોલી સ્ત્રી૦ ફાંસીના કેદી માટેની જેલની ખાસ ઓરડી
ફાંસુ (૦) અ૦ અમસ્તું, ફોગટ
ફાંસું (૦) વિ૦ ['ફાંસો' પરથી] ફાંસિયું, કપટી
ફાંસો (૦) પું૦[सं पाशक] ફંદો (૨) દોરડાનો ગાળો [-ખાવો=ગળાને ગાળામાં ભેરવી આપઘાત કરવો -દેવો=ગળામાં ગાળો ભેરવી મોત નિપજાવવું ]
ફાંસોટિયું ન૦ [ફાંસો' ઉપરથી] ફાટ, ઝોળી (૨) કક્ષામાં આવે એટલો જથો
ફિકર સ્ત્રી૦[अ. फ़िक्र]ચિંતા, કાળજી [-કરવી, -થવી,-રહેવી,-રાખવી,-હોવી] ૦મંદ વિ૦ ફિકરવાળું. ૦મંદી સ્ત્રી૦ કાળજી
ફિક્કું વિ૦ [हिं फिका (सं पीतक ?)] નિસ્તેજ (૨) નીરસ, મોળું [-પડવું=ફીકું થઈ જવું (૨) સ્વાદમાં ફીકું લાગવું.] -ક્કાશ સ્ત્રી૦ ફિક્કાપણું [-મારવી=ફીકું પડેલું દેખાવું ] ૦ફચ(-સ) વિ૦ સાવ ફિક્કું
ફિટકાર પું૦ [प्रा फिट्ट(स भ्रष्ट) નષ્ટ, ધ્વસ્ત + કાર (सं कृ)] ધિક્કાર, અનાદર [-વરસાવવો]. ૦વું સ૦ક્રિ૦ ફિટકાર કરવો
ફિટફિટ અ૦ [જુઓ ફિટકાર] ફટફટ, ધિક્ ધિક્ (૨) સ્ત્રી૦ ધિક્કાર
ફિટાડ(-વ)વું સ૦ક્રિ૦ [प्रा फिट्ट(सं भ्रष्ट) નષ્ટ -ધ્વસ્ત] 'ફીટવું'નું પ્રેરક
ફિડલ સ્ત્રી૦ [इं] એક વિદેશી તતુવાદ્ય
ફિણાવવું સ૦ક્રિ૦,ફિણાવું અ૦ક્રિ૦ 'ફીણવું'નું પ્રેરક ને કર્મણિ
ફિતનો પું૦ [अ] જુઓ ફિતૂર
ફિતૂર ન૦ [अ फ़ुतूर] ફેલ, ઢોંગ (૨) બળવો, દંગો (૩) તોફાન [-જાગવું=દંગો થવો ] -રી વિ૦ ફિતૂરવાળું, તે કરનાર
ફિદવી પું૦ [अ] ચાકર, દાસ
ફિદા વિ૦ [अ] ખૂબ ખુશ (૨) અતિ આસક્ત
ફિનાઈલ ન૦ [इं] ખાળ ઇ૦ માટે જંતુનાશક એક દવા
ફિબાદ સ્ત્રી૦ [अ फ़ीलवदीह] નકામી વાતો, બડબડાટ -દી વિ૦ વાતોડિયું; બબડાટિયું
ફિયો પું૦ [सं प्लीहा] બરોળ
ફિરકો પું૦[अ] કોમ (૨) ટોળી, વર્ગ (૩) એક રાષ્ટ્રની પ્રજા
ફિરદોસ સ્ત્રી૦ [अ] સ્વર્ગ -સી પું૦ (સં) [એક ફારસી કવિ
ફિરસ્તો પું૦[फा फ़िरिश्तह]દેવદૂત(૨)પેગંબર
ફિરંગી પું૦ [फा, सं फिरंगिन्] પોર્ટુગલ દેશનો વતની (૨) ગોરો [માથાનું ફરેલું
ફિરાવન વિ૦ [अ फ़िरअवन] મિજાજી, હઠીલું;
ફિલસૂફ પું૦ [अ फ़ैलसूफ़] તત્ત્વજ્ઞાની -ફિક વિ૦ ફિલસૂફી સંબંધી -ફી સ્ત્રી૦ તત્ત્વજ્ઞાન [-ડહોળવી, હાંકવી=તત્ત્વજ્ઞાનની નિરર્થક લાંબીચોડી વાતો કહેવી ]
ફિલ્ડિંગ સ્ત્રી૦ [इं.] ક્રિકેટમાં બૅટ રમનાર પક્ષ સામેના પક્ષનું કામ
ફિશિ(-સિ)યારી સ્ત્રી૦[રવ૦,સર૦म फुशमी] બડાઈ, પતરાજી. [-મારવી=બડાઈ હાંકવી ]

૦ખોર વિ૰ બઢાઈખોર
**ફિસાદ** સ્રી૰ [अ फसाद] તોફાન (૨) હુલ્લડ, બળવો ૦ખોર,-રી વિ૰ તોફાની (૨) બળવાખોર
**ફિસ્સિયારી, ૦ખોર** જુઓ 'ફિશિયારી'માં
**ફિસોટો** પુ૰ ફીણનો લોચો [-કાઢી નાખવો =હંફાવી દેવું, દમ કાઢી નાખવો (૨) મોંમાંથી ફીણ પડે તેટલો માર મારવો]
**ફી** સ્રી૰ [इं] લવાજમ (૨) મહેનતાણું, દસ્તૂરી
**ફીક,-કાશ** સ્રી૰ [જુઓ ફિક્કુ] ફિક્કાશ (૨) મોળાશ -કુ વિ૰ જુઓ ફિક્કું -કુ ફચ(-સ) વિ૰ સાવ ફીકુ
**ફીચ** સ્રી૰ [सं स्फिच] જાંઘનો ઉપલો ભાગ
**ફીટણુ** વિ૰ [ફીટવું પરથી] નાશવંત (૨) ન૰ નાશ ૦કાળ પુ૰ પ્રલયકાળ -વવું સ૰ક્રિ૰ ફિટાડવું (૨) ફેડવું, લાંચ આપી ખસેડવું -વું અ૰ક્રિ૰ [प्रा फिट्ट(सं भ्रश्)] ટળવું, મટવું (૨) પતવું (૩) સામે થવું
**ફીણ** ન૰ [सं फेन, प्रा फेण] પ્રવાહી પર થતો ધોળો પદાર્થ [-કાઢી નાખવું=થકવી નાખવું -પડવું=(સખત માર કે શ્રમથી) મોંમાંથી ફીણ નીકળવું (૨) બહુ મહેનત પડવી] ૦વું સ૰ક્રિ૰ ખૂબ ઘૂમરડીને-ફીણ થાય તેમ- એકતાર કરવું (૨) [લા] લાભ કાઢવો
**ફીત** સ્રી૰ [पो ?] ગૂંથેલી કોર
**ફીફું** ન૰ [રવ૰] (કા) અનાજનું ફોતરું-ખોખું. [ફીફા ખાંડવાં=નકામી મહેનત કરવી]
**ફીરકી** સ્રી૰ [प्रा. फिर (सं गम्)] ચકરડી (૨) નાની ફાળકી
**ફીલ** પુ૰ [फा] હાથી
**ફીસી** સ્રી૰ [જુઓ ફિસિયારી] બઢાઈ
**ફીસું** વિ૰ [જુઓ ફસ] ફિક્કું (૨) ઢીલું, ઓછા જોરવાળું; ઝટ ફસકી જાય એવું
**ફીંચ** સ્રી૰ જુઓ ફીચ
**ફીંડલું** ન૰ જુઓ પિંડલું
**ફીંદવું** સ૰ક્રિ૰ ફેંદવું, વેરણછેરણ કરી નાખવું (૨) ઢીલું કરી નાખવું, ચૂંથવું (૩) દબાવવું, કચરવું ફીંદાવવું સ૰ક્રિ૰ [પ્રેરક] ફીંદાવું અ૰ક્રિ૰ [કર્મણિ]

**ફુઆજી** પુ૰ (માનાર્થે) ફુઓ (૨) ફુઆસસરા
**ફુઈ** સ્રી૰ [दे पुप्फी] (સુ) ફોઈ
**ફુઓ** પુ૰ [જુઓ ફોઈ] ફોઈનો વર ૦સસરો પુ૰ પત્નીનો કે પતિનો ફુઓ
**ફુક્કો** પુ૰ [જુઓ ફૂગવું] મૂત્રાશય (૨) પરપોટો (૩) ફુલકો (અર્થ ૩)
**ફુગારો** પુ૰ ['ફૂગવું' ઉપરથી] ફુક્કો (૨) ફોલ્લો
**ફુગાવવું** સ૰ક્રિ૰ ફુગાવું અ૰ક્રિ૰ 'ફૂગવું'નું પ્રેરક ને ભાવે
**ફુગાવો** પુ૰ ['ફૂગવું' ઉપરથી] નાણાંના ચિહ્નરૂપ કાગળના ચલણમાં અતિ ઘણો વધારો
**ફુજૂલ** વિ૰ [अ] વધારેનું (૨) નકામું
**ફુટકળ** વિ૰ [સર૰ म, हिं फुटकल] ફાલતુ, પરચૂરણ (૨) નકામું [મારવો
**ફુત્કાર** પુ૰ [सं] ફૂંફાડો ૦વું સ૰ક્રિ૰ ફૂંફાડો
**ફુદીનો** પુ૰ [फा पूदीनह(?), हिं पोदीना, म पुदिना, फुद(-दा,-दि)ना] એક વનસ્પતિ
**ફુદી** સ્રી૰ જુઓ ફૂદી; નાની પતંગ
**ફુદેડો** પુ૰ [अप फुडिअ (प्रा फुरिअ, सं स्फुरित) ઉપરથી] ફૂદડો, ઊડતો વંદો (૨) એક જાતનું ઘાસ
**ફુપ્ફુસ** ન૰ [सं] ફેફસું
**ફુફવાટો(-ડો)** પુ૰ [રવ૰] ફૂંફવાડો, જોસથી મારેલી ફૂંક (૨) [લા.] ગુસ્સાનો આવેશ [-મારવો=જોરથી ફૂંફૂં કરવું (૨) ગુસ્સાથી બોલવું.]
**ફુમતિયાળુ** વિ૰ ['ફૂમતું' ઉપરથી] ફૂમતાવાળું
**ફુરકત** સ્રી૰ [अ] વિયોગ, છૂટા પડવું તે
**ફુરચો** પુ૰ [फा पुर्जह] કકડો [ફુરચા, ફુરચે ફુરચા ઊડી જવા=ટુકડેટુકડા થઈ જવા; છિન્નભિન્ન થઈ જવું.]
**ફુરજો** પુ૰ [अ] બંદર પરનું જકાત લેવાનું મથક (૨) વહાણો ઠેરવવાનું મથક
**ફુરસદ** સ્રી૰ [अ फुर्सत] નવરાશ [-કાઢવી =ફુરસદનો-ખાલી સમય રાખવો]
**ફુલવણી** સ્રી૰ ફુલવવું તે
**ફુલારો** પુ૰,-શ સ્રી૰['ફૂલવું' ઉપરથી]બઢાઈ; પતરાજી [ફુલારો મારવો] -વટ સ્રી૰ ફુલાવવું તે -વવું સ૰ ક્રિ૰ 'ફૂલવું'નું પ્રેરક

–ણું અ૦ક્રિ૦ 'ફૂલવું'નું ભાવે
ફુલેકું ન૦ ['ફૂલ' ઉપરથી?] વરઘોડો
ફુલેલ ન૦ [ફૂલ+તેલ?] સુગંધીદાર તેલ
ફુલેવર વિ૦ [इं फ्लावर] ફૂલની ભાતવાળુ (૨) ન૦ તેવું કપડું (૩) જુઓ ફુલ્લી, ફ્લાવર(૪) [इं कॉली फ्लावर] એક શાક
ફુલ્લ વિ૦ [सं] ફૂલેલુ (૨) ખીલેલું (૩)ઊઘડેલું
ફુલ્લસ પુ૦ [अ फुलूस] નાણું
ફુલ્લી સ્ત્રી૦ ['ફૂલ' ઉપરથી] જુઓ ફ્લાવર
ફુવારો પું૦ [फा फव्वारह] પાણી ઊડતુ પડે એવી રચના (૨) ઝરો [–ઊડવો]
ફુંગરાવવું સ૦ક્રિ૦ ['ફૂ કાર' ઉપરથી] ગમે તેમ ભરવીને ઉશ્કેરવું; બહેકાવવું
ફૂ અ૦ [રવ૦] ફૂ ફાડાનો એવો અવાજ [–કરવું = ફૂંક મારવી (૨) ફૂફાડો મારવો (૩) ઉડાવી દેવુ, અક્ષેપ કરવુ (૪) ખરચી નાખવુ. –થઈ જવુ = હવામા ઊડી જવુ (૨) ખરચાઈ જવુ, ખલાસ થઈ જવુ (૩) અદૃશ્ય–લુપ્ત થઈ જવુ]
ફૂગ સ્ત્રી૦ ['ફૂગવુ' ઉપરથી] ઊબ. [–વળવી = ઊબ ચડવી] ૦વવું સ૦ ક્રિ૦ ફુગાવવુ. ૦વું અ૦ક્રિ૦ [सं फल्गु, અથવા दे फुग्गफुग्ग (વીખરાયેલા ફૂલેલા વાળવાળુ)] ઊબ વળવી (૨) ફૂલવુ (૩) બહેકવું
ફૂટ પુ૦ [इं] બાર ઇંચનુ માપ કે તેવડી પટી
ફૂટ સ્ત્રી૦[સર૦મ] ફૂટવુ તે(૨) ફાટ(૩) ભ ગાણ; કુસપ (૪) ન૦ સક્કરટેટી જેવુ ફળ ચીભડુ
ફૂટડું વિ૦ [सं स्फुट, प्रा फुड] સુદર, રૂપાળુ
ફૂટપાથ પુ૦ [इं] પગે જનારા માટે શહેરી રસ્તાની બાજુ પર હોતી પગથી
ફૂટબૉલ પુ૦ [इं] હવા ભરેલો મોટો દડો કે એથી રમવાની અગ્રેજી રમત
ફૂટવું અ૦ક્રિ૦[प्रा फुट]ખીલવુ,વિકસવુ,ઊગવુ; પલ્લવિત થવુ (૨) તૂટવુ, ભાગી જવુ(૩) જોરથી ફાટવુ (૪) ખુલ્લું થવુ, ઉઘાડું પડી જવું (૫) ફરી જવુ, દગો દેવો[ફૂટી બદામ ન હોવી = કશુ પણ ન હોવું ફૂટી બદામનું = તદ્દન માલ વિનાનુ, કિંમત વિનાનુ ફૂટેલા કપાળનું = કમનસીબ, દુર્ભાગી ફૂટેલા કાળજાનું = હૈયાસૂનું, ખબરદારી વિનાનું]

ફૂટાફૂટ સ્ત્રી૦ ['ફૂટવું' ઉપરથી] ઉપરાઉપરી ફૂટવુ તે (૨) કુસપ (૩) ભગાણ
ફૂણગી સ્ત્રી૦ [જુઓ ફણગી] ઝીણી ફોલ્લી (૨) નાનો પરપોટો
ફૂદડી સ્ત્રી૦ [अप फुडिअ (सं. स्फुरिअ)] ગોળ ગોળ ફરવું તે(૨)તારાના કે ફૂલના(*)જેવુ ચિહ્ન
ફૂદડો પું૦ જુઓ ફુદેડો
ફૂદુ ન૦ [જુઓ ફુદેડો] પાંખોવાળું નાનું જીવડુ (૨) પતંગિયુ
ફૂમકું(–તું) ન૦ [प्रा. फुम (सं. भ्रम्)] ઝૂમખું; કલગી –તી સ્ત્રી૦ એક ઘરેણુ (૨)નાનું ફૂમતુ
ફૂર્તિ સ્ત્રી૦ [सं स्फूर्ति] જાગૃતિ (૨) ઉત્સાહ ૦લું વિ૦ ફૂર્તિવાળું
ફૂલ ન૦ [अप. फुल; प्रा फुल्ल (सं फुल्ल)] પુષ્પ, તેના આકારની વસ્તુ (૨) આંખનો રોગ (૩) કાતરેલી સોપારી (૪)એક ઘરેણુ (૫)ફૂલકોબી (૬) [જુઓ ફુલારો] સ્ત્રી૦ પતરાજી; ગર્વ. [–આવવું = ફૂલ બેસવુ (૨) સ્ત્રીને અડકાવ આવવો (૩) આશા બધાવી –ગૂંથવાં = નવરા બેસી રહેવુ –ચડાવવાં = દેવ વગેરેને પુષ્પ અર્પણ કરવા –થવું = ફૂલ બેસવું –પડવું = આંખની કીકીમા ધોળો ડાઘ પડવો –એ જાતનો રોગ થવો –બેસવું = પુષ્પ થવુ –મારવી = બડાઈ હાંકવી ફૂલની પાંખડી = નજીવી ભેટ ફૂલને ઘોડે ચડવું = ખોટો બપકો મારવો ફૂલે વધાવવું = દેવની પેઠે માન – ભાવપૂર્વક આવકાર આપવો] ૦ક-(૦ર)ણી સ્ત્રી૦ એક જાતનું દારૂખાનુ ૦કો પુ૦ નાની ફુલાવેલી રોટલી (૨) કોઈ પણ વસ્તુનું ફૂલવુ તે (૩) ફુલાવીને રમવાની રબરની ટોટી, ફુક્કો ૦કોબી(૦જ) સ્ત્રી૦ એક શાક, ફૂલ ૦ખર, ૦ગર ન૦, ૦ખરણી સ્ત્રી૦ ફૂલકણી. ૦ખડી સ્ત્રી૦ એક જાતનુ દારૂખાનુ ૦ગજરો પુ૦ ફૂલની કલગી ૦ગૂથણિયું વિ૦ એક બીજામાં સંકળાયેલુ ૦ગૂંથણી સ્ત્રી૦ ફૂલ ગૂથવા તે (૨) [લા] વસ્તુની બધબેસતી સકલના ૦સુંગી સ્ત્રી૦ એક પક્ષી ૦છોડ પુ૦ ફૂલ માટે ઉછેરાતો છોડ. ૦ઝાડ ન૦ ફૂલને જ માટે ઉગાડાતું ઝાડ કે છોડ ૦ડું ન૦

બૂઠું વિ૦ જુઓ બુઠું
બૂડકી સ્ત્રી૦['બૂડવું' ઉપરથી] ડૂબકી [-ખાવી =ડૂબકી મારવી, પાણીમાં પેસી જવું -મારવી =પાણીમાં પેસી જવું (૨) નાસી જવું,છટકી જવું, દેખા ન દેવી ] -વું અ૦ક્રિ૦ [प्रा बुड्ड (सं ब्रुड्, बुड्), સર૦ हिं बुडना, म बुडणें] ડૂબવું (૨) ખુવાર થવું; દેવાળું કાઢવું, નુકસાનમાં ઊતરવું [ગોળ ભાગ
બૂડી સ્ત્રી૦ [સર૦ म ] (કા ) ભાલાનાં છેડાનો
બૂઢ(-ઢિયો) પુ૦ [प्रा बुड्ढ,बुढ्ढ (सं. वृद्ध) =મોટું ઉપરથી] મોટો વાદરો
બૂઢું (-ઢિયું ) વિ૦ [જુઓ બુડ્ઢું] ઘરડું
બૂધ સ્ત્રી૦ [सं बुद्धि] બુદ્ધિ, સમજ (પ.)
બૂધું નવ૦ ['ધીબવું' ઉપરથી ?] જાડો ઠગોરો (૨) [सं बुघ्न, प्रा बुध] તળિયું (વાસણને આંચથી પડે છે તે કે તેની બેઠક) (૩) (ચ ) ચહુડાનો મોર
બૂબક વિ૦ [સર૦ म बबू] બુદ્ધિ વિનાનું, જડ
બૂમ સ્ત્રી૦ [दे बुवा, સર૦ म बोंब, वोम] ઘાંટો, બરાડો, પોકાર(૨)અફવા [-ઊઠવી=બુમાટો થવો, પોકાર થવો(૨)અફવા ફેલાવી. -પડવી =પોકાર થવો (૨) ઘા નાખતો અવાજ થવો -પાડવી, મારવી=ઘાટો પાડવો, બોલાવવું (૨) ફરિયાદ કરવી ]-માબૂમ સ્ત્રી૦ ઘાંટાઘાટ, બુમરાણ -મારોાર પુ૦ બુમરાણ
બૂમલું નવ૦ સુકવેલી માછલી
બૂરવું સ૦ક્રિ૦ [सं मृ ઉપરથી] પૂરવું
બૂરી સ્ત્રી૦ (ચ.) બાવટાને છડવાથી નીકળતો છોડાનો ભૂકો
બૂરું વિ૦ [સર૦ हिं , म बुरा] ખરાબ -રાઈ (-શ) સ્ત્રી૦ દુષ્ટતા (૨) અણબનાવ
બૂરું નવ૦ [સર૦ हिं बूरा] પીપેલી ઝીણી ખાંડ
બૂલું (બૂં) નવ૦ [સર૦ हिं बुरा, स वल्व] ગુદા (૨) કૂલો, ધગડો (અશિષ્ટ પ્રયોગ) [-છટકી જવું, વછૂટી જવું= ઝાડા થઈ જવા (૨) ભારે પડી જવું, ધાસતી લાગી જવી. -તોડી,વછોડી નાખવું=સખત માર મારવો ]
બૂસકું નવ૦ [सं मूश] વરસાદનું ઝાપટું
બૂસટ સ્ત્રી૦ પેણને ગાલે દિયર તમાચો મારે તે, સીમંતને અંગેનો એક વિધિ
બૂહલું નવ૦ [જુઓ બૂહો] (ચ.) ધોકડું (૨) [प्रा पोस, फोस=ગુદા] જુઓ બૂલું
બૂહું વિ૦ [प्रा बूह (सं बृह्)=જાડું કરવું; વધારવું ઉપરથી] જડ, જાડું, અરસિક
બૂહો પુ૦[જુઓ બૂહું ] આડો જડેલો લાકડાનો કકડો (૨) મૂખ [મોઢ; બૂગણું
બૂગણું નવ૦ [જુઓ બૂગવું] ગાડામાં પાથરવાની
બૂગવું સ૦ક્રિ૦ [दे बुज्जण = ઢાંકવું] આવરણ કરવું (૨) વધરિપઢતું બોલવું
બૂઝિયો પુ૦ [રવ૦ ?] શૂરાતન ચઢાવવા વગાડવામાં આવતો ઢોલ
બૂઠ વિ૦ [જુઓ બૂઠું ] મૂર્ખ, જડ
બૂંદ નવ૦ (બાજીમાં) કૂટી પાકવાનું છેલ્લું ઘર -દિયાળ વિ૦ બેસે ત્યાંથી ઊઠે નહિ એવું, બૂદમાં પડેલ સોગઠી જેવું
બૂધી વિ૦ [सं बुघ्न=તળિયું ઉપરથી ? સર૦ म बुधेला, हिं बुध्धू] મૂર્ખ, કમ અક્કલનું
બૃહત વિ૦[सं] મોટું, વિશાળ. -દ ગુ(-ગૂ) જરાત પુ૦, સ્ત્રી૦, નવ૦ ગૂજરાત તેમ જ બહાર જ્યાં ગૂજરાતીઓ રહેતા હોય એવા વસાહતી પ્રદેશોનો એક સમૂહ
બૃહસ્પતિ પુ૦ [सं] (સ ) દેવોના ગુરુ (૨) એક ગ્રહ -ત(-તિ)વાર પુ૦ ગુરુવાર
બે (બે) વિ૦[प्रा वि(सं द्वि)] '૨' [-આંખની શરમ=રૂબરૂ હાજરીની અસર -આંગળ ચડે તેવું=ચઢિયાતું,સવાયું -આંગળ સ્વર્ગ બાકી રહેવું=ગર્વ ને મગરૂરીનો પાર ન હોવો, -કાન વચ્ચે માથું કરવું=(નાના બાળકને અપાતી) ખાલી ધમકી -ગોળીનો ચડવો =અડૂકદડૂકિયો, બે બાજુ ઢોલકી બજાવનાર -ઘોડે ચડવું=એકસાથે ન થઈ શકે એવાં બે કામ સાથે ઉપાડવા. -છાંટા નાખી લેવા =ઝટ ઝટ નાહી લેવું (૨) ઝટ ઝટ સંધ્યાપૂજા કે શ્રાદ્ધક્રિયા કરી લેવાં -છીપનું મોતી= મોટું, ગોળ અને નમૂનેદાર મોતી (૨) આદર્શ - નિષ્કલંક માણસ. -ઘડીનો પરોણો= મરવાને બે ઘડીની જ વાર હોય એવું માણસ. -તરફની (બાજુની) ઢોલકી વગાડવી=

કૂવામાં ને હોડીમાં પગ રાખવો, બન્ને બાજુનું ગાવું **–દાણા**=જરા પણ (અક્કલ ન હોવી) **–ધારની (બેધારી) તલવારે રમવું**=બે બાજુ ઢોલકી વગાડવી, બંને પક્ષ તરફ ઢળવું. **(એકનું) બે ન થવું**=પોતાની વાતને આગ્રહથી વળગી રહેવું **–પેટ કરવાં**=હદ ઉપરાંત જમવું **–પૈસા છાંટવા**=લાંચ આપવી. **–બાપનું**=છિનાળના પેટનું (સંતાન) **–બોલ**=થોડાક વચન, થોડીક પ્રસ્તાવના કે થોડુંક વ્યાખ્યાન **–ભાગ** = વધારેપડતો–બમણા જેટલો ભાગ (જેમ કે, બળિયાના બે ભાગ) **–માથાં હોવાં**=મગજનું ફાટેલું હોવું, ગર્વિષ્ઠ ને તુમાખી હોવું. **–મોઢાની ચાકળણ**=આંધળી ચાકળણ (૨) અબી બોલ્યા, અબી ફોક કરનાર માણસ **–મોઢાં હોવાં**=બે-વચની હોવું **–હાથ જોડવા**=વીનવવું. **–હાથ વચ્ચે પેટ**=સમદૃષ્ટિ ને નિષ્પક્ષ **–હાથે જમવું**=સારી પેઠે ખાવું(૨)સારી પેઠે કમાવું **–હાથે પાઘડી ઝાલીને હીંડવું**=વિચારી વિચારી–સાવધ રહી વર્તવું **–હાથે પેટ બતાવવું**=ભૂખ લાગી છે–એવી સંજ્ઞા કરવી.] **૦આની** સ્ત્રી૦ બે આનાનો સિક્કો **૦ઉ** (બે) વિ૦ બંને **૦ઉથા** અ૦ + બેઉ સાથે

**બે** (બે) અ૦ [फा] નિષેધ કે અભાવ અર્થનો ઉપસર્ગ **૦અક્કલ** વિ૦ અક્કલ વગરનું **૦અખત્યાર** વિ૦ સત્તાહીન. **૦અખત્યારી** સ્ત્રી૦ અખત્યારીનો અભાવ. **૦અદબ** વિ૦ અવિવેકી, અસભ્ય **૦અદબી** સ્ત્રી૦ અવિવેક, અસભ્યતા **૦આબરૂ, ૦ઇજ્જત** વિ૦ આબરૂ વગરનું (૨) સ્ત્રી૦ અપકીર્તિ **૦આરામ** વિ૦ માંદુ, નાદુરસ્ત. **૦ઇજ્જતી** સ્ત્રી૦ બેઆબરૂ **૦ઇન્સાફ** વિ૦ અન્યાયી, ગેરકાયદેસર **૦ઇન્સાફી** સ્ત્રી૦ **૦ઇલાજ** વિ૦ ઉપાય વગરનું, લાચાર **૦ઈમાન** વિ૦ વિશ્વાસઘાતી; અપ્રમાણિક (૨) કૃતઘ્ન, નિમકહરામ (૩) આસ્થા વગરનું **૦ઈમાની** સ્ત્રી૦ બેઈમાનપણું. **૦ઉમેદ** વિ૦ નાઉમેદ, નિરાશ. **૦ઉમેદી** સ્ત્રી૦ નિરાશા. **૦કદર** વિ૦ કદર વિનાનું **૦કરાર** વિ૦ બેચેન. **૦કરારી** સ્ત્રી૦ અસુખ, બેચેની **૦કસૂર** વિ૦ વાંક વિનાનું. **૦કાયદે** અ૦ ગેરકાયદે. **૦કાર** વિ૦ નવરું (૨) નકામું. **૦કારી** સ્ત્રી૦ કામધંધાનો અભાવ **૦કાળજી** સ્ત્રી૦ બેદરકારી. **૦કેદ** વિ૦ બંધન-રહિત, સ્વતંત્ર, નિરંકુશ, અમર્યાદ. **૦કેદી** સ્ત્રી૦ બેકેદપણું. **૦કોલ(–લી)** વિ૦ કોલ ન પાળનારું. **૦ખબર** વિ૦ અજાણ્યું **૦ખુદા** વિ૦ ઈશ્વરવિમુખ

**બેક** (બે) વિ૦ [બે + એક ?] થોડુંક, કેટલુંક(ચ)

**બેકી** સ્ત્રી૦ ['બે' ઉપરથી] બેની જોડી(૨)બેથી ભાગી શકાય એવી સંખ્યા (૩) આગળીની સંજ્ઞાથી (બતાવાતી) ટટ્ટીની હાજત.[**–કરવા જવું, –જવું**=ઝાડે ફરવા–દિશાએ જવું **–થવું, લાગવી**=ટટ્ટીની હાજત થવી.]

**બેગ** સ્ત્રી૦ [इं.] થેલી(૨) ટૂંકઘાટની પેટી (પ્રાયઃ ચામડાની) [પતરું

**બેગડ** ન૦ [म., (का॰ वेगडे)] કલાઈનું રંગેલું

**બેગણિયું** ન૦ એક જાતનું સુતરાઉ લૂગડું

**બેગમ** સ્ત્રી૦ [तुर्की] મોટા દરજ્જાની મુસલમાન સ્ત્રી [વિનાનું **–જી** સ્ત્રી૦

**બેગરજ(–જાઉ, –જુ)** (બે) વિ૦ [फा] ગરજ

**બેગાના** વિ૦ [फा] ત્રાહિત [(૨) મજૂર

**બેગાર** પુ૦; સ્ત્રી૦ [हिं] વેઠ. **–રી** પુ૦ વેઠિયો

**બેગુના(૦હ)** (બે) વિ૦ [फा] નિર્દોષ

**બેઘાઘંડુ** વિ૦[ભેગું + सं घट् ?]મિશ્ર, ભેળસેળ; ન સમજાય તેવું

**બેચાર, –રેક** (બે) વિ૦ [બે + ચાર] આશરે બેથી ચાર (૨) (સંખ્યામાં) થોડુંક

**બેચેન** (બેચે) વિ૦ [फा वे + ચેન] અસ્વસ્થ; અજંપાવાળું **–ની** સ્ત્રી૦ બેચેનપણું

**બેજરૂ** (બે) વિ૦ [फा] જુલમી નહિ એવું; રહેમવાળું

**બેજા** (બે) વિ૦ [फा] અસ્થાને એવું, અઘટિત, અયોગ્ય [કંટાળેલું

**બેઝાર(–ર)** (બે) વિ૦[फा वेज़ार] અકળાયેલું,

**બેજાન** (બે) વિ૦ [फा] જીવ વિનાનું, મૂર્છિત

**બેજાર** (બે) વિ૦[फा]જુઓ બેઝાર **–રી** સ્ત્રી૦

**બેજીવવાળી, બેજીવસોતી** (બે) (સો) વિ૦-સ્ત્રી૦ [બે + જીવ + સોતી(સહિત)] ગર્ભવતી

બેટ પુ૦ [સર૦ हिं वेठ, का ब्यट्ट, सिं वेट्ट (सं वेष्टित, प्रा वेट्ठिअ?)] ચારે બાજુએ પાણીથી વીંટળાયેલી જમીન, દ્વીપ

બેટરી સ્ત્રી૦ [ઈં] જુઓ ટૉર્ચ (૨) વીજળી રાખવાનું એક સાધન (જેમ કે મોટરની, રેડિયોની)

બેટી સ્ત્રી૦ [दे विट्टी] દીકરી ૦જી સ્ત્રી૦ (સં) ગોસાંઇજીની પુત્રી ૦વહેવાર પુ૦ કન્યા આપવા લેવાનો સંબંધ -ટો પુ૦ [दे विट्ट] દીકરો -ટમજી પુ૦ (વ્યંગમાં) બેટો

બેઠક (બે) સ્ત્રી૦ [બેસવું ઉપરથી, અપ वइट्ठ, दे विट्ठ (બેઠેલું) (सं उपविष्ट, प्रा उवइट्ठ)] બેસવું તે (૨) બેસવાની જગા, આસન (૩) બેસવા ઊઠવાનો ઓરડો (૪) ઘણા જણનું એકઠા થઈ બેસવું તે (૫) બેસણી (૬) એક કસરત (૭) વ્યવસ્થિત સભા કે મંડળનું અધિવેશન ભરાવું તે, 'સેશન' [-કરવી = ઊભા થઈ બેસવાની કસરત કરવી (શિક્ષા તરીકે પણ) (૨) બેસી પડવું (૩) રોજ બેસવા જવું -થવી = ભેગા મળી બેસવું ઉદા૦ પહેલાં તે બત્રાની ત્યાં ચાર કલાકની બેઠક થતી -ભરવી = અધિવેશન-સભા ભરવી -ભરાવી = સભા મંડળી જમવી.-હોવી = ને ત્યાં રોજ બેસવા જવું હોવું ઉદા૦ તેની ત્યાં રાજની બેઠક છે ]

બેઠમલિયું (બે) વિ૦ [બેઠ (બેસવું) + મલિયું (મલ્લ?)] (કા) બેઠાડુ રહી નાજુક થઈ ગયેલું

બેઠાખાઉ (બે) વિ૦ [બેઠું + ખાવું પરથી)] શ્રમ કર્યા વિના ખાનાર, નિરુદ્યમી, આળસુ

બેઠામરું, બેઠાડુ (બે) વિ૦ [બેઠું' ઉપરથી] ઘણું બેસી રહેનાર, બેઠાબેઠ થઈ ગયેલું

બેઠાબેઠ (બે) સ્ત્રી૦ [બેઠું' ઉપરથી] રોજગાર વિના બેસી રહેવું તે (૨) નફાખોટ વગરનું હોવું તે (૩) અ૦ બેઠેલું ને બેઠેલું હોય તેમ. -ઠી સ્ત્રી૦ જુઓ બેઠબેઠ

બેઠી (બે) સ્ત્રી૦ ['બેઠું' ઉપરથી] બેઠી મસ્કરી કે મજાક [-ચલાવવી, હાંકવી = ઠંડે પેટે અથવા સામાને ખબર ન પડે તેવી મજાક ઉડાવવી (૨) ઠંડા પહોરની ગપ-ડિંગ મારવી ] ૦રમત સ્ત્રી૦ બેઠા બેઠા રમવાની રમત -ઠું

'બેસવું'નું ભૂતકાળ (૨) વિ૦ બેઠેલું (૩) નીચું (ઘાટમાં) (૪) [લા ] ધાંધલિયા દેખાવ વિના શાંતિથી-સ્થિર ગતિથી કે ઠંડે પેટે થતું ઉદા૦ બેઠું કામ, બેઠા બળવો [બેઠા થવું = આડા પડ્યા હોઈએ તેમાંથી ટટાર થવું, બેસવું (૨) માંદગીમાંથી છૂટી જવું, સાજા થવું (૩) ફરી સતેજ થવું બેઠાની ડાળ કાપવી = પોતાનું જ આધારસ્થાન તોડવા મથવું, પોતાનો જ પગ કાપવો. બેઠી દડીનું = ઊંચું-દમામદાર નહિ, પણ મજબૂત ઘાટીલું, શાંત બેઠું કરવું = (પથારીવશ હોય ત્યાંથી) સાજું કરવું, મદદ આપી બેસાડવું બેઠું ચડવું = પાણીની કાઢઘાલ કર્યા વિના તેમ જ હલાવ્યા વગર રંધાવું (ખોરાકનું) બેઠું પાણી ચલાવવું = પાયા-આધાર વિનાની ઠક્કાસ મારવી બેઠું પાણી પડવું = ધીમે ધીમે પણ સતત પાણી પડ્યા કરવું બેઠું ખામણું હોવું = કદમાં બેઠેલું-ગઠ્ઠું હોવું બેઠેલો પોપડો ઉખાડવો = શાંત થયેલો ઝઘડો કે વાત ફરી ઉપાડવાં બેઠો બળવો = શાંત, અહિંસક બળવો બેઠો ભાત = પહેલેથી જ જોઈતું પાણી મૂકી, ઓસાવ્યા વિના રાંધેલો ભાત બેઠો ભાવ = વધઘટ ન થાય તેવો ભાવ, ટકી રહેલો ભાવ (૨) ઘેર બેઠાં મળતો-આવતો ભાવ. બેઠો હાથી = નવી કમાણી વિના ઘરમાં હોય તે જ પૂરું કરનારું માણસ ] -ઠેલ(-લું) વિ૦ બેઠાગરું (૨) બેઠું, નીચું (૩) દબાયેલું (૪) પડી રહ્યાથી બગડેલું -ઠો પગાર પુ૦ કામ કર્યા વગર મળતો પગાર (-ખાવો)

બેડ સ્ત્રી૦ [સર૦ हिं वेढन (सं वेष्टन)] જુઓ બેળ, ચૂલાનો ઉપરનો છૂટો ભાગ

બેડકું ન૦ [સર૦ म वेड़को, સર૦ બરડવું, રવ૦? કે 'વેઢો' ઉપરથી?] આંગળીનો સાંધો (૨) આંબલીનો કચૂકાવાળો ભાગ (૩) (બે'?) [જુઓ બહેડો] વરસાદથી થયેલો કીચડ

બેડલી સ્ત્રી૦ [दे वेड, वेड्डा] હોડી, નાનો બેડો

બેડશી(-સી), બેડસાઈ સ્ત્રી૦ [જુઓ બડાશ] ફુલંફાસ, ગર્વ (-મારવી, હાંકવી)

બેડાચડ(-ઢ), બેડાફેડ વિ૦ [ બેડું' ઉપરથી]

ઉપર નાનું અને નીચે મોટું એવું, બેઠાના ઘાટનું; શંકુ જેવુ (૨) કપાળમાં એવી બે ભમરીઓવાળુ (ઘોડું)

**બેડિયાત** પુ૦ ['બેડો' ઉપરથી] ખલાસી

**બેડિયું** ન૦ ['વેડવુ' ઉપરથી] આંબેથી કેરીઓ અધ્ધર વેડવાની જાળીદાર ઝોળી (૨) [બે (સં द्वि) + સં अनड्वाह ?] બે બળદનું ગાડું (૩) (બે બળદ ખેંચી શકે - બેડિયામા માય એટલુ) બત્રીસ મણનુ માપ (૪) ['બે' ઉપરથી] શેરડીના બીનો બે આંખોવાળો કકડો [બેડિયે હાંકવું = બદલ્યા સિવાય બંને બળદને પોતપોતાની બાજુએ આખો વખત હાંકવા ]

**બેડી** સ્ત્રી૦ [સર૦ हिं (हिं वेढना = વીંટળાવુ, ઘેરવુ, સં वेष्टन)] જંજીર, કેદીને બાંધવાની સાંકળ (૨) [લા.] બંધન, જંજાળ, પ્રતિબંધ (૩) પગનું રૂપાનું ઘરેણું (૪) બે આંગળીએ પહેરવાની જોડેલી વીંટી (-નાખવી, ઘાલવી, પહેરાવવી)

**બેડું** (બે') ન૦ ઘડો ને દેગડો, ઉતરડ

**બેડો** પુ૦ [दे वेड, वेडा] વહાણ (૨) [સર૦ हिं., म वेडा] ટોળી, ટુકડી (૩) [સર૦ हिं. वेडा = આડું, ટેડું] છેડો ખોસવો તે. [-પાર કરવો, થવો = વિજય મળવો, સિદ્ધિ થવી -વાળવો = છેડો ખોસવો ] [વાળુ(વહાણ)

**બેડોલી** (બે) વિ૦ [બે + ડોલ] બે ડોલ - કૂવા-

**બેડોળ** (બે) વિ૦ [બે (फा) + ડોળ] કદરૂપુ

**બેઢબ** (બે) વિ૦ [બે (फा) + ઢબ] બેડોળ (૨) બેઅદબ (૩) ધોરણ - પદ્ધતિ વિનાનું (૪) ફાયદા વગરનુ

**બેઢંગ(-ગું)** (બે) વિ૦ [બે (फा) + ઢંગ] ઢંગ વગરનું, કઢંગું [છાપરુ

**બેઢાળિયું** (બે) ન૦ [બે + ઢાળ] બે ઢાળવાળુ

**બેણું** (બે') ન૦ [સં वहन ?] નદીનો પટ

**બેત** (બે) પુ૦ [જુઓ વેત] મનસૂબો (૨) વેત, યુક્તિ, તજવીજ (૩) [સં वेतस्, प्रा वेत्त] નેતર [-ઉતારવો = તજવીજ કરવી (૨) યોજના પાર પાડવી -કરવો, ઘડવો, રચવો, લગાડવો = યુક્તિ - યોજના કે તજવીજ કરવા ]

**બેત** સ્ત્રી૦ [अ] બે ટૂકની ફારસી કવિતા

**બેતકસીર** (બે) વિ૦ [फा] નિર્દોષ

**બેતબાજી** સ્ત્રી૦ [फा] બેત - કવિતાઓ કરવી અને ગાવી તે

**બેતમા** (બે) વિ૦ [फा] બેદરકાર

**બેતમીજ** (બે) વિ૦ [फा.] અવિવેકી, અસભ્ય

**બેતરફી** (બે) વિ૦ [બે + તરફ] બે બાજુનું

**બેતલબ** (બે) વિ૦ [फा] માગી શકે નહિ એવું

**બેતાલ(-લું)** (બે) વિ૦ [બે (फा) + તાલ] તાલ વગરનું (૨) [લા ] મેળ કે ગોઠવણ વગરનું (૩) વહી ગયેલું, હાથથી ગયેલું

**બેતાળાં** (બે) ન૦બ૦વ૦ ['બેતાળીસ' ઉપરથી] બેતાળીસ વર્ષની ઉમ્મરે આંખે આવતી ઝાંખ કે ત્યારે પહેરાતા ચશ્મા [-આવવાં = તે ઉંમરની ઝાંખ કે ચશ્મા આવવા ] **-ળીસ** વિ૦ [સં द्विचत्वारिंशत्; प्रा. बायालीस] '૪૨' **-ળું** વિ૦ બેતાળીસ શેરના મણનું (તોલ)

**બેદ** સ્ત્રી૦ જુઓ બેત (अ)

**બેદરકાર** (બે) વિ૦ [फा] કાળજી વગરનું **-રી** સ્ત્રી૦ બેદરકારપણું [-દી સ્ત્રી૦

**બેદર્દ** (બે) વિ૦ [फा.] લાગણી વિનાનું, નિષ્ઠુર.

**બેદસ્તૂર** (બે) વિ૦ [फा] શિરસ્તાથી ઊલટું

**બેદાણા** (બે) પુ૦ બ૦વ૦ [हिं.] એક ઔષધિ

**બેદાદ** (બે) વિ૦ [फा ] ગેરવાજબી (૨) દાદ-ફરિયાદ ન સંભળાતી હોય તેવું **-દી** સ્ત્રી૦ અન્યાય

**બેદિલ** (બે) વિ૦ [फा ] મન ઊઠી ગયું હોય તેવુ, નાખુશ **-લી** સ્ત્રી૦ નાખુશી (૨) અણબનાવ

**બેદું** (બે) ન૦ [अ वैज़ह] ઈંડુ

**બેધડક** (બે) અ૦ [બે (फा) + ધડક] ડર વગર, હિંમતભેર

**બેધારું** (બે) વિ૦ [બે + ધાર] બે ધારવાળુ (૨) ગોળ ગોળ, દ્વિઅર્થી. [બેધારી તરવાર = સામાને તેમ જ વાપરનારને - બંનેને નુકસાન કરનારી વસ્તુ ]

**બેનમૂન** (બે) વિ૦ [फा] અજોડ, સર્વોત્તમ

**બેધ્યાન** (બે) વિ૦ ધ્યાન વગરનું, વ્યગ્ર

**બેનવા** (બે) વિ૦ [फा] નિર્ધન, ગરીબ (૨) પુ૦ ફકીરનો એક વર્ગ [સ્ત્રી૦ દુર્ભાગ્ય

**બેનસીબ** (બે) વિ૦ [फा] અભાગિયુ. **-બી**

બૅન્ક સ્ત્રી૦ [ઇં] જુઓ બેંક
બૅન્ડ વિ૦ [ઇં] સમૂહમાં અનેક વડે વગાડાતુ ઉદા૦ બૅન્ડ વાજા મગાવ્યા છે (૨) ન૦ વાજાં-વાળાનો સમૂહ ૦વાજા ન૦ બ૦ વ૦
બેપગુ,-ગાળુ (બે) વિ૦ [બે+પગ] બે પગવાળુ
બેપડિયું (બે) વિ૦ [બે+પડ] બે પડવાળુ
બેપરવા (બે) વિ૦ [फा] કોઈની પરવા ન રાખે તેવું, સ્વતંત્ર ૦ઈ સ્ત્રી૦ પરવા ન રાખવી તે (-કરવી, રાખવી)
બેફાક(-ગ,-ટ) (બે) વિ૦ ['ફાટવું' ઉપરથી] ખુલ્લું, અમર્યાદ (૨) અ૦ ઉઘાડે છોગે (૩) પુરપાટ ઉદા૦ 'ઘોડો બેફાટ મારી મૂકયો'
બેફામ (બે) વિ૦ [फा वेफह्म] ધ્યાન-લક્ષ વિનાનું(૨) ગાફેલ (-થઈ જવુ, બની જવુ)
બેફિકર(-રૂ) (બે) વિ૦ [फा.] ફિકર વગરનુ -રાઈ સ્ત્રી૦ બેફિકરાપણુ
બેબંધ (બે) વિ૦ [બે (फा)+બંધ] બંધ વિનાનું, બેફાક, નિરંકુશ ૦શાહી સ્ત્રી૦ નિરંકુશ રાજ્યવહીવટ [તેવું (૨) નીડર
બેબાક (બે) વિ૦[फा] કાંઈ બાકી ન રહ્યું હોય
બેબાકળુ (બે) વિ૦ [બે (सं भय)+બાકળુ (सं व्याकुल)] બાવરુ, ગભરુ
બેબી સ્ત્રી૦ [ઇં] નાની બાળકી (૨) નાની બાળકી માટે લાડનું નામ
બેબુનિયાદ (બે) વિ૦ [फा] કમજાત, નીચ (૨) પાયા-આધાર વિનાનું
બેબોલ (બે) પુ૦બ૦વ૦ [બે+બોલ] થોડુંક બોલવુ કે કહેવુ-નિવેદન કરવુ તે [-કહેવા= થોડુ ક કહેવુ (૨) શિખામણરૂપે કંઈક કહેવુ]
બેબોલુ (બે) વિ૦ [બે+બોલવાળુ] જૂઠું, બોલીને ફરી જાય એવુ, બેવચની
બેભત્તુ(-થ્થુ) (બે) વિ૦ [બે+ભાત] બે જાતનું (૨) સેળભેળવાળુ
બેભરસું (બે) વિ૦ [બે+ભ્રમવાળું] બેસ્વાદ
બેભાન (બે) વિ૦ [બે (फा)+ભાન] બેશુદ્ધ -ની સ્ત્રી૦ બેશુદ્ધિ
બેમનઃ (બે) સ્ત્રી૦ [બે+મન] બે બાજુની મનોદશા, સંકલ્પવિકલ્પ(૨)નારાજી; દિલગીરી
બેમરજાદ (બે) વિ૦ [બે (फा)+મરજાદા (મર્યાદા)] અમર્યાદ, લાજ વિનાનું
બેમિસલ (બે) વિ૦ [બે (फा)+अ मिस्ल] અણસરખુ, નિરાળુ, ભિન્ન
બેમાલૂમ (બે) વિ૦ [फा] ગુપ્ત, અજ્ઞાત (૨) અ૦ ગુપ્તપણે
બેમુનાસબ, બેમુનાસિબ [फा] (બે) વિ૦ જુઓ નામુનાસિબ
બેમુરવત (બે) વિ૦ [બે (फा)+अ मुरव्वत] નિમકહરામ, નિર્ગુણિયુ
બેરખ ['બે'મા હશ્રુતિ] સ્ત્રી૦ [फा वैरक़] નગારુ, વાવટો અને ડંકાવાળી ટુકડી
બેરખ (બે) અ૦[हिं वेरोक?] વાર વાર,હમેશ
બેરખી (બે') સ્ત્રી૦ [म. वाहु+रक्षा ? हिं वैराखी] સ્ત્રીઓનું કોણીનુ એક ઘરેણુ
બેરખો (બે) પુ૦ [જુઓ બેરખી] રુદ્રાક્ષના મોટા મણકાની માળા
બેરજો પુ૦ [સર૦ हिं बिरोजा, म वेरोजा] પર્વતમાં થતા એક ઝાડનો ગુંદર
બેરડુ વિ૦ [સર૦ म वेरड,का वड्डुर] હઠીલુ (૨) ખધુ -ડાઈ સ્ત્રી૦
બેરત વિ૦ [સર૦ म वेरका (का)=લુચ્ચુ, ચાલાક, તથા म वेरसा=ઠાંડ, અવિચારી] લુચ્ચુ (૨) ચડાઉ, ઉદ્ધત (૩) [બે (फा)+રત (ઋતુ)] કવખતનુ (૪) સ્ત્રી૦ કવખત
બેરહમ (બે) વિ૦ [બે (फा)+अ रह्म] રહેમ વગરનું, નિર્દય,
બેરંગ(-ગી) (બે) વિ૦ [फा] ઊડી કે બગડી ગયેલા રંગવાળુ (૨) [લા] અનિશ્ચિત મનનું
બેરાગી (બે) વિ૦ [બે+રાગ] બેરંગી, બે રાગવાળુ, અનિશ્ચિત મનનુ (૨) પુ૦ [हिं] વૈરાગી, બાવો [બારિસ્ટરી
બૅરિસ્ટર પુ૦ [ઇં] બારિસ્ટર -રી સ્ત્રી૦
બેરિયુ ન૦ એક પક્ષી
બેરી સ્ત્રી૦ (કા) ઘોડીની એક જાત
બેરીજ સ્ત્રી૦ [સર૦ म, हिं वेरिज] સરવાળો, સરવાળાની રકમ
બેરોજગાર (બે) વિ૦ [फा] રોજગાર વગરનુ -રી સ્ત્રી૦ રોજગારનો અભાવ, બેકારી
બેરોનક (બે) વિ૦ [फा] નિસ્તેજ

**બેરોનેટ** પું૦ [इं] 'સર'નો વંશપરંપરાગત ઇલકાબ ધરાવનાર [બળદગાડી
**બેલ** (બે) પું૦ [दे वइल्ल] બળદ. ૦ગાડી સ્ત્રી૦
**બેલ,** ૦ડી સ્ત્રી૦ ['બે' ઉપરથી ?] બે જણની જોડી કે તેમાંનો એક–જોડીદાર, સાથી
**બેલગામ** (બે) વિ૦ [फा.] નિરંકુશ
**બેલડી** સ્ત્રી૦ [જુઓ બેલ] જોડી
**બેલડું** વિ૦ ['લડવું' ઉપરથી ?] લડવાડિયું
**બેલતેલ** ન૦ [બેલ (इं बॉइल्ड)+તેલ] લાકડા ઉપર લગાવવાનું એક તેલ
**બેલદાર** પું૦ [फा] કડિયાને મદદ કરનાર મજૂર (૨) ચાચવાથી જમીન ખોદનારો
**બેલપ** સ્ત્રી૦ [જુઓ બેલી] બેલીપણું, સહાય
**બેલાખુ** ન૦ [સર૦ म वेला] બે પાંખિયાવાળું લાકડું (મોભ કે એવું ઊંચું કરવા–ટેકવવાનું)
**બેલાશક** (બે) અ૦ [अ विलाशक] સંકોચ રાખ્યા વિના [સિપાઈ
**બેલિફ** પું૦ [इं.] અદાલતના હુકમ બજાવનાર
**બેલિયું** ન૦ ['બેલું'–બેવડું થવું ?] આગળાંનું અકડાઈ જવું તે (૨) [म वेलिया, हिं वेला (सं मल्लिका ?)] એક ફૂલ અને તેનું અત્તર
**બેલી** પું૦ [दे वेलि=સ્તંભ કે 'વાલી' પરથી ?] ધણી, મુરબ્બી, સહાયતા કરનાર (૨) સ્ત્રી૦ [?] સોનીનું એક ઓજાર
**બેલું** ['બે' ઉપરથી ?] ન૦ પૂણીનું જોડકું (૨) જોડકું (૩) ધોળો રેતાળ પથ્થર
**બેવક(–ક્ક)ર** (બે) વિ૦ [બે (फा)+अ वक्र] ભાર–બોજ વિનાનું
**બેવકૂફ** વિ૦ [फा] મૂર્ખ –ફી સ્ત્રી૦ મૂર્ખાઈ
**બેવખત** (બે) અ૦ [બે (फा.)+વખત] અયોગ્ય વખતે, કવખતે [જનાર ૦પણું ન૦
**બેવચની** (બે) વિ૦ [બે+વચન] બોલીને ફરી
**બેવડ** વિ૦ [બે+પડ] બેવડેલું હોય તેવું (૨) સ્ત્રી૦ બેવડું પડ [–વળી જવું, –વળવું =બેવડું થઈ જાય તેમ વળી જવું.] ૦વું સ૦ક્રિ૦ બેવડું કરવું. –ડાવું અ૦ ક્રિ૦ બેવડું કે બમણું થવું. –ડિયું વિ૦બે પડવાળું (૨) બેવડા બાંધાનું –ડું વિ૦ બે પડવાળું (૨) બમણું. [બેવડિયા કોઠાનું, બેવડા કોઠાનું, બેવડી પાંસળીનું=મજબૂત બાંધાનું] [બહાર કાઢેલું
**બેવતન** (બે) વિ૦ [फा] વતન વગરનું (૨) વતન
**બેવફા** (બે) વિ૦ [फा.] નિમકહરામ, બેઈમાન. ૦ઈ સ્ત્રી૦ બેવફાપણું
**બેવારસ** (બે) વિ૦ [बे (फा)+वारिस (अ)] નવારસું, વારસ વગરનું
**બેશ** (બે) વિ૦ [फा] સારું, ખાસું, મજેનું
**બેશક** (બે) અ૦ [फा] શક વગર
**બેશરમ(–મું)** (બે) વિ૦ [फा. बेशर्म] નિર્લજ્જ. –મી સ્ત્રી૦ નિર્લજ્જતા
**બેશુદ્ધ** (બે) વિ૦ [બે (फा)+શુદ્ધ] બેભાન –દ્ધિ સ્ત્રી૦ મૂર્છા [વગરનું; બેહદ
**બેશુ(–સુ)માર** (બે) વિ૦ [फा.] સુમાર
**બેસઊઠ** (બે) સ્ત્રી૦ [બેસવું+ઊઠવું] બેસવું-ઊઠવું તે (૨) [લા] મૈત્રી; સબંધ
**બેસડા(–રા)મણ** (બે) ન૦,–ણી સ્ત્રી૦ ['બેસવું' ઉપરથી] બેસાડવાની–જડાવવાની કિંમત
**બેસણી** (બે) સ્ત્રી૦ ['બેસવું' ઉપરથી] જેના ઉપર વસ્તુ ચપટ બેસીને સ્થિર રહે છે તે ભાગ (૨) બેઠક, આસન
**બેસણું** (બે) ન૦ ['બેસવું' ઉપરથી] બેસણી; બેઠક (૨) બેસવાની રીત (૩) ઉઠમણું
**બેસતમ** (બે) વિ૦ [फा बेशतम] પુષ્કળ
**બેસતી** (બે) સ્ત્રી૦ ['બેસવું' ઉપરથી] ગાઢ મૈત્રી. –તું વિ૦ 'બેસવું'નું વ. કૃ (૨) ગોઠતું આવતું (૩) નવું શરૂ થતું (૪) બરોબર હોય એવું; માફકસરનું [–આવવું=(પહેરવામા) બરોબર આવવું (૨) કામમા–વપરાશમા આવી જવું, નકામું ન રહેવું. –ઊઠતું=હળતું મળતું, પ્રીતિને લીધે આવતું જતું. –થવું=ઉપયોગમા આવી જવું (૨) જરાય વધવું કે ઘટવું નહીં; જોઈએ તેટલું થઈ રહેવું –પડવું=(પહેરવામા) ચુસાતું—ભીડાતું રહેવું. –વર્ષ=નવું વર્ષ બેસતો પાયો=મેળ, બનતી રાશ. બેસતાં શીખવું=લપસી પડવું (મજાકમાં).]
**બેસબૂર** (બે) વિ૦ [फा. वेसब्र] અધીરું –રી સ્ત્રી૦ અધીરાઈ [વગરનું
**બેસમજ** (બે) વિ૦ [બે (फा)+સમજ] સમજ

**બેસર** (બે) વિ૦ [બે + સર] અડધી કાળી અને અડધી રેતાળ (જમીન)

**બેસરણુ** (બે) ન૦ ['બેસવુ' ઉપરથી] કઠિયા સુતારોને ભેગા થવાનુ ઠેકાણુ (૨) ખર્ચ, કિંમત બેસવી તે

**બેસરામણ,–ણી** જુઓ 'બેસઠામણ'માં

**બેસવુ** (બે) અ૦ક્રિ૦[अप. वइस, वईस, प्रा वेस] આસન માંડવું (ઊભા હોય કે સૂતા હોય તેમાંથી)(૨)નીચે આવવું;ઊતરવુ(ભાવ,કચરો) (૩) બધબેસતુ આવવું (ડગલો) (૪) શરૂ થવુ (નવુ વષ) (૫) [ફળફૂલનું] આવવુ (૬) કિંમત લાગવી; મૂલ પડવુ(૭) લાગવું; ચોટવું, (પાસ,ડાઘ, રગ, વાસ) (૮) પેસી જવું, વાગવુ, લાગવુ ઉદા૦ હાથમા ચપ્પુ બેઠો (૯) સ્થાપિત થવું, નક્કી થવુ ઉદા૦ જપતી બેઠી, કોટ બેઠી, દશા બેઠી (૧૦) અર્થ સમજાવો, રીત પ્રમાણે ગોઠવાવુ (હિસાબ, કોયડો, વાક્ય) (૧૧) વળવું, સ્થિર થવુ, ઉદા૦ ચીતરવામાં તેનો હાથ બેઠો છે (૧૨) કામકાજ વિના પડી રહેવું ઉદા૦ ભાઈ શુ કરે છે? – બેઠા છે (૧૩) જાડુ – ખોખરુ થવુ ઉદા૦ ગળુ બેસી ગયું (૧૪) રાહ જોવી, ખોટી થવું ઉદા૦ બેસીને હુ તો થાકયો (૧૫) કસ કે તીક્ષ્ણતા દૂર થવાં (કપડુ, ધાર)(૧૬) આધાર વિનાનુ – તેજ વિનાનુ થઈ જવુ, ભાગી પડવુ ઉદા૦ઘર બેઠુ=પતિ, પત્ની, કે છોકરા વિનાનું, ટેકા કે માલ વિનાનું થવુ (૧૭) વ્યાપવુ, જામવુ ઉદા૦ કરપ બેસવો (૧૮)બીજા ક્રિયાપદ સાથે આવતાં તે ક્રિયા શરૂ કરવી, વળગવુ – મડવુ એવો અર્થ બતાવે છે ઉદા૦ રડવા – ખાવા – ગાવા – ભાગવા બેઠો અથવા અચાનક કે ભૂલથી તે કરી નાખવુ એવો અર્થ બતાવે છે ઉદા૦ લખી બેઠો, બોલી બેઠો. [બેસ બેસ'=રહેવા દે! જોયુ તારુ ડહાપણ! બેસવા ઊઠવાની જગા=દીવાનખાનુ (૨) વાતચીત કરવાનું પાત્ર, મેળાપી માણસ બેસવા જવુ=નાત જમતી હોય ત્યારે પાટે બેસવા જવુ(૨)ખરખરો કરવા જવુ, ઉઠમણે જવુ (૩) મળવા જવુ બેસવાની ડાળ= આધારસ્થાન બેસી જવું=પડતી દશા આવવી (૨) ચપટ થઈ જવુ,(જેમ કે ભૂખથી પેટ કે ગાલ બેસી જાય) (૩) પડી ભાગવુ (જેમ કે ઘર, સસ્થા) (૪) (દુકાનમા) કમાણી ન થવી (૫) દેવાળુ કાઢવું (૬) નખોદ જવું (૭) કસ ઊતરી જવો (જેમ કે સૂતર, કપડુ ) (૮) થાકી કે હારી જવું (જેમકે છાતી) બેસી પડવું=ચાલવામાંથી એકદમ થાકીને બેસી જવુ (૨) ધધામાંથી કે માથે લીધેલ કામમાથી (થાકીને) અધવચ ખસી જવું. ખૂણે બેસવું. =(સ્ત્રીએ પતિના મૃત્યુને કારણે)શોક પાળવો ગાદીએ બેસવું=રાજ્યાભિષેક થવો ઘેર બેસવું = નોકરીમાંથી કાઢી મુકાવુ બેસી રહેવું=કાઈ ઉદ્યમ–પ્રવૃત્તિ ન કરવાં દૂર,વેગળું બેસવું=(સ્ત્રીએ)રજસ્વલા થવુ નિશાળે બેસવું=ભણવા નિશાળે જવુ બારણે બેસવુ = ઉઘરાણી વગેરેનો તગાદો કરવો રોજે બેસવું=રોજની મજૂરીથી કામે લાગવું

**બેસાડ(–ર)વુ** (બે) સ૦ક્રિ૦ ('બેસવુ'નું પ્રેરક) બેસે તેમ કરવું ( જુઓ બેસવુ ) (૨) બેસતુ આવે તેમ કરવુ, જડવું ઉદા૦ નગ વીટીમાં બેસાડવુ (૩) પૂરી દેવુ ઉદા૦ જેલમાં બેસાડી દીધો (૪) નાંખવું, ઠરાવવુ ઉદા૦ લાગો બેસાડી દીધો (૫) વ્યાપી–જામી જાય તેમ કરવું ઉદા૦ કરપ બેસાડવો, રોફ બેસાડવો [ ઘેર બેસાડવું=નોકરીમાંથી કાઢી મૂકવુ ઠામ બેસાડવું (બૈરીને)= નાતરુ કરાવવુ ]

**બેસામણ** (બે) ન૦['બેસવુ' ઉપરથી] બેસવાનું ભાડુ (૨) રોગને લીધે ઢોરથી ઊભુ ન થવાવુ, બેઠક બેસવું તે [–પડવુ=જુઓ બેઠક પડવુ ] –ણી સ્ત્રી૦ મૂલ બેસવુ તે –ણું ન૦ ઉઠમણુ (૨) મૂલ્ય

**બેસારવુ** સ૦ક્રિ૦ જુઓ બેસાડવુ

**બેસારુ** (બે) પુ૦ ['બેસવું' પરથી] ઉતારુ (વાહનનો), 'પેસેન્જર'

**બેસાવુ** (બે) અ૦ક્રિ૦ બેસવાની ક્રિયા થવી ('બેસવુ'નુ ભાવે), બેસી શકાવુ

**બેસરુ** (બે) વિ૦[બે (જુદા જુદા)+સૂર અથવા બે (फा)+સૂર] ખોટા કે ખરાબ સૂરનું, બસૂરું

બેસ્વાદ (બે) વિ૦ [બે (फा) + સ્વાદ; અથવા બે (મૂળ કરતા જુદા) + સ્વાદ] સ્વાદ વગરનુ કે ખરાબ યા બગડેલા સ્વાદનુ
બેહક, -ક્ક (બે) વિ૦ [फा] હક વગરનું (૨) અ૦ હક વગર, અકારણ
બેહક (બે) અ૦ ['બેસવુ' ઉપરથી] ફરી ન ઉઠાય તેમ (બેસવું, ઢોરનું) (-પડવું, બેસવું)
બેહજૂર (બે) અ૦ [બે + હજૂર(હાજર)] બંને (પક્ષ)ની હાજરીમા (૨) [બે (फा) + હજૂર] ગેરહાજરીમા
બેહદ (બે) વિ૦ [फा] હદ વગરનુ
બેહયા (બે) વિ૦ [फा] બેશરમ ૦ઈ સ્ત્રી૦ બેહયાપણુ
બેહાલ (બે) વિ૦ [फा] ભૂડી હાલતમાં આવી પડેલુ (૨) પુ૦ બ૦ વ૦ દુર્દશા. -લી સ્ત્રી૦ ખરાબ સ્થિતિ; દુર્દશા
બેહુરમત (બે) વિ૦ [फा] બેઆબરૂ. -તી સ્ત્રી૦ આબરૂ જવી તે
બેહૂદગી [फा], બેહૂદી (બે) સ્ત્રી૦ બેહૂદાપણુ
બેહૂદું (બે) વિ૦ [फा] બેવકૂફીભરેલું; નકામું, અઘટિત
બેહેસ્ત (બે) ન૦ [फा बिहिश्त] સ્વર્ગ ૦નશીન, -સ્તી વિ૦ સ્વર્ગવાસી [સ્ત્રી૦
બેહોશ (બે) વિ૦ [फा] બેભાન, બેશુદ્ધ -શી
બેળ (ળ,) સ્ત્રી૦ બેડ, ચૂલાનો ઉપરનો છૂટો ભાગ
બેળેબેળે (બેગે,) અ૦ [स बलात्?] મહા મુશ્કેલીએ, પરાણે
બે, ૦બેં (બે૦) અ૦ [રવ૦] (બકરાબેટાંનો)
બેંક સ્ત્રી૦ [इं] બૅન્ક, શરાફી કામ કરતી પેઢી કે મડળ. ૦ર પુ૦ બૅંકનુ કામકાજ કરનારો કે સભાળનારો માણસ, શરાફ (૨) એક અટક -કિંગ ન૦ [इं] બૅન્કનુ કામકાજ, શરાફી
બેગી (બે?) સ્ત્રી૦ [सं व्यग्य = ઢાકવા લાયક પરથી?] સીવેલી નાની પોટલી (ટપાલમા મોકલવાની)
બૈજિક વિ૦ [सं] બીજ સંબધી (૨) મૂળભૂત (૩) 'એલ્જિબ્રેકલ' (ગ) (૪) ન૦ મૂળ, કારણ
બૈડકબોલું વિ૦ જુઓ બટકબોલુ
બૈડૂકી સ્ત્રી૦ એક વેલો (તેનુ ફળ ઢોરને ખવરાવાય છે)
બૈયર સ્ત્રી૦ જુઓ બૈરી
બૈરક વિ૦ ['બૈરુ' ઉપરથી] બૈરા જેવું ૦બુદ્ધિ સ્ત્રી૦ બૈરાના જેવી બુદ્ધિ (૨) બૈરીની સલાહ. ૦શાસ્ત્ર ન૦ બૈરામા ચાલતા કે તેઓ સમજે કે રસ લે એવા રીતરિવાજ ને ધારાધોરણ
બૈરી સ્ત્રી૦ [दे वाइया (सं. भार्या?)] સ્ત્રી (૨) પત્ની; વહુ [-કરવી = પરણવુ કે નાતરે લાવવુ.] ૦વખો વિ૦ પું૦ વહુનો પક્ષ લેનાર, વહુઘેલો. -રું ન૦ બૈરી (-કરવું)
બો સ્ત્રી૦ [फा] બૂ, ગંધ; વાસ (૨) [લા] અભિમાન. [-આવવી = દુર્ગંધ આવવી. -રાખવી = ઘમડ રાખવું.]
બો [इं], ૦દોરી સ્ત્રી૦ બીડો ઇ૦ બાધવામાં વપરાતી એક જાતની દોરી, 'ટ્વાઇન'
બોઈ સ્ત્રી૦ એક માછલી
બૉઇલર ન૦ [इं] જેમા પાણીની વરાળ થાય છે તે (એંજિનનો) ભાગ
બોકડી સ્ત્રી૦ [दे] બકરી -ડું ન૦ બકરું. -ડો પું૦ બકરો [બોકડાને મોતે મરવું = હલકી રીતે તરત માર્યા જવુ બોકડો બનાવવો = (વધેરાવા - માર વેઠવા) આગળ કરવો (૨) મશ્કરીનો ભોગ બનાવવો.]
બોકાસુ ન૦, -સો પુ૦ [प्रा वोक्कार, दे. बुक्कार] (કા) બૂમ, ચીસ, રાડ
બોકી સ્ત્રી૦ [फा बोसी? કે સર૦ બૂકડો] બચ્ચી [-ભરવી = બોકી કરવી.] ૦લું ન૦ [प्रा. बुक्क = ભસવુ] મોઢીલું.
બોખ સ્ત્રી૦ ['બખુ', 'બખોલ ઉપરથી] પાણી કાઢવાની ચામડાની ડોલ (૨) ભગદાળું, મોટો ખાડો ઉદા૦ ઊંડો કૂવો ને ફાટી બોખ(અખો). ૦લુ વિ૦ દાંત પડી ગયા હોય તેવુ (૨) ન૦ [લા] ચાટ પડી જવુ - બનવું તે [-પડવું = ચાટ પડવું - બનવુ] -ખું વિ૦ બોખલુ
બોગદું ન૦ [म बोगदा, पोर्तु. आगोगदा] ભગદાળુ (૨) સોયરુ; 'ટનલ' (રેલવેનુ)
બોઘરણું ન૦ [સર૦ म बोघणी] પહોળા મોની વટલોઈ
બોઘરો પું૦ [दे बोहारी] મોટો સાવરણો

બોઘલું', બોઘું' વિ૦ ['બાઘું' ઉપરથી ? કે પ્રા વુગ્ગહ(સં વ્યુદ્ગ્રહ)=ભ્રાંતચિત્તતા ઉપરથી ?] બોલિયું, મૂર્ખ

બોચ વિ૦ [સર૦ મ बोचा] સાદું (૨) મૂર્ખ (૩) પું૦ [फा चोब ?] જુવારનો રસદાર સાંઠો

બોચલો પું૦ ['બોચી' ઉપરથી] વાળની કિનારીવાળી બાળકોની ટોપી (૨) પીઠ સુધી પહોંચે તેવી છોકરીઓની ટોપી (૩) અંબોડો

બોચિયું ન૦ [સર૦ બોચલો] વાંસની હલકી ટોપલી (૨) [લા] ઢીલો માણસ

બોચી સ્ત્રી૦ ગરદન [-પર કાંકરો મૂકવો = કડક નિયમન રાખવું, સતત એકધારો પરિશ્રમ કરાવવો -પર ચડી બેસવું=ઉપર હાજર રહીને ચાંપીને કામ લેવું ] -ચું ન૦ બોચી (તુચ્છકારમાં)

બોજ (બૉ) સ્ત્રી૦ ટેવ, આદત (ચ ) (-પડવી)

બોજ પું૦[दि वोज्झ (सं वह्), हिं बोझ, म बोजा] ભાર (૨) [બોજ = ભાર પરથી કે બૂજ = કદર ઉપરથી ? સર૦ म बोज] મોભો (૩) પોત, ફુમારો [-પડવો = ભાર-તકલીફ પડવા (૨) વક્કર પડવો ] ૦દાર વિ૦ બોજવાળું ૦વું અ૦ક્રિ૦ પાલવવું, પરવડવું -જો પું૦ ભાર (૨) જવાબદારી, જોખમ

બોટ સ્ત્રી૦ [इं] હોડી, મછવો (૨) સ્ટીમર (૩) ન૦ જુઓ અબોટ

બોટણું ન૦ ['બોટવું' ઉપરથી] બાળકને પહેલ વહેલું અન્ન ખવરાવવું તે

બોટણી સ્ત્રી૦ [दि वोंटण] સ્તનની ડીંટડી (૨) ડીંટડીના આકારની ચૂસણી

બોટવું સ૦ક્રિ૦ [दि वोट्ट] ખાઈને કે પીને કે સ્પર્શ વગેરેથી એઠું કરવું, હીન કરવું, અભડા વવું (૨) રોકવું, પહેલેથી કબજો કરવો [ બોટી રાખવું, લેવું (જગા) = પહેલેથી રોકી લેવું, કબજો કરી રાખવો ]

બોટિયું' ન૦ જુઓ અબોટિયું, મુગટો

બોટી સ્ત્રી૦(કા ) માંસનો નાનો ટુકડો(૨) રૂવું (?)

બોડ઼ું ન૦ બોટિયું (?)

બોડ (બૉ:,) સ્ત્રી૦ [प्रा वुड (सं पुट)= આચ્છાદન, ઢાંકણ] બખોલ, ગુફા (પશુ રહેવા કરે છે તે) (-કરવી)

બોડકું વિ૦ જુઓ બોડું -કી સ્ત્રી૦ બોડી, વિધવા (તુચ્છકારમાં કે ગાળ તરીકે)

બોડર ન૦ એક પક્ષી

બોડવું સ૦ક્રિ૦ [दि वोडिय = બોડેલું] મૂંડવું

બોડિયું' વિ૦ જુઓ બોડું [બોડિયા અક્ષર = કાનોમાત્રા વગર કે મથાળું બાંધ્યા વગર લખાતા અક્ષર ]૦તકોડિયું વિ૦ સાવ બોડું

બોડિયો કલાર પું૦ એક વનસ્પતિ, કલાર

બોડી સ્ત્રી૦ જુઓ બોડકી

બોડી અજમો પું૦ એક વનસ્પતિ

બોડી બામણી સ્ત્રી૦ જુઓ બામણી

બોડું વિ૦ [दे वोड्ड] માથે વળ વિનાનું (૨) [લા ] ઉઘાડું, ખુલ્લું, સાફ (માથું, ખેતર, મથાળા વગરનો અક્ષર, લૂંટી લીધેલો માણસ વગેરે) [બોડા અક્ષર = જુઓ બોડિયા અક્ષર બોડું કરવું =(વ.ળ, પાન વગેરે વિનાનું) ખુલ્લું-સાફ કરવું (૨) લૂંટીને સાફ કરવું બોડો ભાત = ઘી વગરનો લૂખો ભાત ] ૦તકોડું' (જુઓ ટકો), ૦રણુક= છેક જ બોડું ૦રોડું વિ૦ તદ્દન બોડું

બોણવું (બૉ) સ૦ક્રિ૦ [જુઓ બોણી] બોણી કરાવવી, કમાણી કરાવવી (૨) ગાળ દેવી

બોણાટ(-વ)વું (બૉ) સ૦ક્રિ૦ [બોણવું પરથી] ગાળો ભાંડવી

બોણી (બૉ) સ્ત્રી૦ [प्रा वोहण (सं बोधन) ઉપરથી, સર૦ हिं बोहनी, म ] પહેલો વકરો (૨) બેસતા વર્ષની બક્ષિસ (૩) [લા ] ઠપકો, ગાળ [-કરાવવી = પહેલો સોદો કરીને શુકન કરાવવા ]

બોત (બૉ) પું૦ [फा बुत=જડ મૂર્તિ ] બાઘો, મૂર્ખ [-જેવું = જડ, સ્તબ્ધ ]

બોતડો પું૦ [हिं बोता (सं पोत)] નાનું ઊંટ

બોતાન(-નું) ન૦ [જુઓ બુતાનું] પાઘડીની અંદરનો ગાભો (૨) કલંક; આળ (-મૂકવું)

બોતે(-ત્તે)ર (બૉ') વિ૦ [अप बाहत्तर, प्रा बावत्तरि, बाहत्तरि (सं द्वासप्तति)] '૭૨'

બોથડ વિ૦ [સર૦ म बोंथट]જડ, ઠોઠ (૨) સુસ્ત

બોથું ન૦[જુઓ બોતાનું] પાથડું (તિરસ્કારમાં)

બોદલી સ્ત્રી૦ (કા ) ઘોડીની એક જાત

બોદલું વિ૦ જુઓ બોદું
બોદલો પું૦ લખોટાની રમતની સમાપ્તિ
બોદારકાંકરો પું૦, બોદારશિં(શીં,-સિં, -સીં)ગ સ્ત્રી૦ એક દવા
બોદાવું અ૦ ક્રિ૦ [જુઓ બોદું] પાણી પીને તર થવું (૨) પાણીથી ફોવાઈ બગડી જવું
બોદું વિ૦ [સં. वोदक, સર૦ હિં बोदा] બોદાઈ ગયેલું (૨) બોખરું (૩) ઢીલું, કાચું (૪) ન૦ તડવાળું કે બરાબર નહિ પકવેલું માટીનું વાસણ
બોધ પું૦ [સં] ઉપદેશ (૨) જ્ઞાન (૩) [લા] ગાળો. [-થવો = જ્ઞાન થવું, સમજવું -લેવો =ધડો લેવો, શીખવું ]૦ક વિ૦ બોધ આપનારું. ૦કતા સ્ત્રી૦ ૦દાયક, ૦દાયી વિ૦ બોધ આપનાર, જેમાથી બોધ મળે એવું. ૦ન ન૦ બોધ થવો કે આપવો તે (૨) જણાવવું તે.૦ પત્ર ન૦ માહિતી આપનારી ચોપડી (વિદ્યાપીઠ કે તેવી સસ્થાઓની) ૦પરાયણ વિ૦ બોધથી ભરેલું. ૦પાઠ પું૦ પદાર્થપાઠ (૨) નમૂના તરીકેનો પાઠ (૩) શિખામણ, ધડો. ૦વચન ન૦ શિખામણનું વચન. ૦વું સ૦ક્રિ૦ ઉપદેશ આપવો; સમજાવવું
બોધલું વિ૦ [જુઓ બોદલું] બોઘલું, ભોળું, અણસમજુ ['ડિડૅક્ટિક'
બોધાત્મક વિ૦ [સં.] બોધના લક્ષણવાળું;
બોધિ સ્ત્રી૦ [સં] સપૂર્ણ જ્ઞાન (બૌદ્ધ). ૦વૃક્ષ ન૦(સ )ગયામા આવેલું પીપળાનું ઝાડ, જેની જગાએ પૂર્વે બુદ્ધદેવને જ્ઞાન થયું હતું ૦સત્ત્વ પું૦ જે પૂર્ણ જ્ઞાન મેળવવાના માર્ગ ઉપર છે અને થોડા જન્મમા એ સ્થાને પહોંચનાર છે એવો (બૌદ્ધ) સાધક
બોધિત વિ૦ [સં] બોધ પામેલું
બોપાગાળું વિ૦ પોપલું -ળા પું૦ બ૦ વ૦ જાણે બહુ દુખ પડી જતું હોય એવો ઢોંગ
બોબડી સ્ત્રી૦ ['બોબડું' પરથી] બોલતી, જીભ. [-વધવી=બહુ બોલવું; અમર્યાદ બોલવું ].
બોબડું વિ૦ [બ-બ-બ રવ૦] તોતડું
બોબાટ પું૦ [સર૦ મ बोभाट-टा (સં ब्रु)] વિરોધનો પોકાર [તારની ભૂંગળી
બોબિન ન૦ [ઇં] સાળમાં વપરાતી વાણાના

બોબું વિ૦ [જુઓ બોબડું] બોબડું (૨) ન૦ બોખું, ફોકું
બોબો પું૦ [સર૦ હિં बोवा] રતન
બોમ્બ(૦ગોળો).૦ર [ઇં] જુઓ 'બૉબ'માં
બોયકોટ પું૦ [ઇં] બહિષ્કાર
બોયું (બો') ન૦ [સર૦ મ बोरू=બરૂ (પ્રા. बरुअ)] જેમાથી ભીંડી થાય છે તે છોડનો (ભીંડી ઉતારી લીધેલો) સાંઠો
બોયું ન૦ [ઇં. 'वोई'] પાણીમાના ખરાબાની ચેતવણી આપવા માટે દરિયામાં તરતો રાખેલો લોઢાનો ગોળો
બોર ન૦ [પ્રા, (સં बदर)] બોરડીનું ફળ (૨) સ્ત્રીઓનું એક ઘરેણું. [-નું ડીંટ (ન જાણવું) = કશું નહીં.-જેવડાં (આંસુ)= મોટા મોટા.] ૦કૂટો પું૦ [+ કૂટવું] કચ્ચરઘાણ, પાયમાલી. [-કરવો, વાળવો = મારી મારીને બોખરું કરી નાખવું (૨) પાયમાલ કરવું ] ૦ડી સ્ત્રી૦ [પ્રા बोरी, बदरी] બોરનું ઝાડ. [-ખંખેરવી, ઝંઝેડવી, ઝૂડવી = સારી પેઠે માર મારવો (૨) મારીને પરાણે બધું પડાવી લેવું ] ૦માળા સ્ત્રી૦ બોર જેવા મણકાની માળા – એક ઘરેણું
બોરદુ સ્ત્રી૦ [મ बोरद(ઇં. वोर्ड)] બાજુ, કોર
બોરસલ્લી(-ળી) સ્ત્રી૦ [પ્રા. बउलसिरी (સં. बकुलश्री)] એક ફૂલઝાડ
બોરિયું ન૦ ['બોર' ઉપરથી] બટન (૨) એક છોડ; તેનું ફૂલ (૩) એક ઘરેણું
બોરી સ્ત્રી૦ જુવાર, બાજરી ઇ૦ના કણસલાંની રજ (૨) ['બોરો' ઉપરથી] ગાસડી, ગૂણ
બોરું ન૦ [સર૦ મ बोरा] જેમા એકેકો કણ રહે છે તે કણસલાનું ખોખું
બોરો પું૦ [સર૦ મ, હિં बोरा (ફા बुर्दह ? बूरिया)] ધાબળો, બન્નૂસ
બોર્ડ ન૦ [ઇં.] પાટિયું (૨) મ ડળ. ઉદા૦ સ્કૂલ બોર્ડ, લોકલ બોર્ડ
બોર્ડિંગ સ્ત્રી૦ [ઇં] છાત્રાલય
બૉલ પું૦ [ઇં] દડો ૦બૅટ ન૦ ક્રિકેટની રમત. -લિંગ સ્ત્રી૦ક્રિકેટની રમતમા બૉલ નાખવા તે
બોલ પું૦ ['બોલવું' ઉપરથી] શબ્દ, વચન (૨) કડી, ટૂક (૩) [લા.] મહેણું. [-આપવો=

કોલ આપવો, વચન આપવું (૨) મોઢે કરવા માટે (બીજાને) ચરણ કે પદ કહી સંભળાવવું –કાઢવો=હરફ કાઢવો, જરા પણ બોલવું –દે એવું=જરૂરને પ્રસંગે કામમાં આવે તેવું –દેવો=જવાબ દેવો, હોકારો પૂરવો (૨) કામમાં આવવું –બોલવા=શબ્દો કહેવા (૨) ગુસ્સાનાં વેણ કહેવાં –મારવો=ટાણો મારવો –માં બોલ ન હોવો=બોલવામાં ઢંગધડો ન હોવો (૨) બોલવામાં સચ્ચાઈ ન હોવી –લેવા=મોઢે કરવા અમુક પદ કે ચરણ બીજા પાસેથી સાંભળી લાવવું બોલે બંધ ન હોવા=એકવચની ન હોવું, વારે ઘડીએ બોલેલું ફેરવી નાખવું બોલે બોલે મોતી ખરવાં=બોલવામાં અદ્ભુત માધુર્ય અને હિતકારિતા હોવાં ]૦કણું,૦કું વિ૰ વાચાળ, વાતોડિયું (૨) લડકણું ૦ચાલ સ્ત્રી૰ બોલવું ચાલવું તે; વાતચીતનો વહેવાર, મેળાપ (૨) તકરાર(૩)સાટું, કરાર ૦છા સ્ત્રી૰ બોલવાની ઢબ ૦તી સ્ત્રી૰ જીભ [–બંધ કરાવવી=ચૂપ કરી દેવું.] ૦પટ ન૰ બોલતું ચિત્રપટ–સિનેમા ૦બંધ પુ૰ કરાર ૦બાલા સ્ત્રી૰ ચલણ કે ચડતી કળા હોવી તે; ફતેહ

બોલવું સ૰ક્રિ૰[प्रा बुल्ल, बोल्ल] વાચા કાઢવી, ઓચરવું (૨) કહેવું, વાત કરવી (૩) [લા.] વઢવું, ગુસ્સો કે અણગમો બતાવવા કહેવું (૪) કજિયો કરવો, વઢવાડ કરતાં બોલવું [બોલવું ચાલવું = જીવવું, સાજુંસમું બોલવું ચાલવું=વાતચીત કરવી; સંબંધ હોવો –થવું=બોલાબોલી–તકરાર થવી સામું બોલવું=વિરુદ્ધ બોલવું(૨)સામા થવું,ઉદ્ધતાઈ કરવી (–ને મારી વતી) બોલાવજો!=–ની મારી વતી ખબર પૂછજો, મારું સ્નેહસ્મરણ કહેજો બોલાવ્યું બોલ દે એવું=જવાબ આપે એવું, અણીને વખતે કામ દે એવું બોલી ઊઠવું=વચમાં કે ઉતાવળે બોલવા માંડવું બોલી જવું=મોઢે કરેલું સંભળાવી જવું (૨) ઉતાવળમાં કે વગર વિચાર્યે બોલી નાખવું કે બોલાઈ જવું બોલી નાખવું=સંકોચ રાખ્યા વિના કે છુપાવ્યા વિના કહી દેવું(૨) કબૂલ કરી દેવું; જણાવી દેવું બોલી બગાડવું=ન બોલવાનું બોલીને કે બોલવા-માત્રે કામ કે સંબંધ બગાડવો બોલી બતાવવું=કહી બતાવવું બોલી બેસવું=ઉતાવળમાં કે વગર વિચાર્યે બોલી નાખવું બોલી રહેવું=બોલવાનું પૂરું કરવું બોલ્યા સામું ન જોવું=અજુગતું બોલાયું હોય તેને મનમાં ન લાવવું, તેનું દુઃખ ન લગાડવું ]

બોલબોલા, બોલાબોલ સ્ત્રી૰ સામસામે બોલવું તે, તકરાર

બોલાચાલી સ્ત્રી૰ તકરાર (૨) બોલવા ચાલવાનો સંબંધ–દોસ્તી [–થવી=તકરાર થવી –હોવી=બોલવા ચાલવાનો સંબંધ હોવો ]

બોલી સ્ત્રી૰ ભાષા કે ગૌણ ભાષા જે બોલવામાં જ ચાલતી હોય (૨) મહેણું (૩) કબૂલાત [–કરવી=શરત કરવી, કરાર કરવો ] ૦ચાલી સ્ત્રી૰ બોલવા ચાલવાની રીતભાત

બોલબેટ, બોલિંગ જુઓ 'બોલ'માં

બોલ્ટ પુ૰ [इं] એક બાજુ ચાકી ચઢાવવાનો માથાદાર ખીલો (–મારવો, લગાવવો)

બોલ્શેવિક વિ૰ [इं] રશિયાના એ નામના એક સામ્યવાદી મંડળનું –ઝમ ન૰ તે મંડળની ફિલસૂફી [(૨) ગુમાવવું

બોવું સ૰ ક્રિ૰ [हिं बोना (सं वप्)] વાવવું

બોસ (બો) સ્ત્રી૰ [अ बह्स] ચર્ચા, વાદવિવાદ (૨) હઠ (૩) બળાત્કાર (૪) પતરાજી

બોસકું વિ૰ ગંધાતું; વાસ મારતું

બોસવું સ૰ક્રિ૰ [फा बासीदन] બચ્ચી કરવી

બોસો પુ૰ [फा] બચ્ચી

બોળ પુ૰ [सं बोल] એક જાતનો ગુંદર (૨) [સર૰ म] દાણાનો કચરો (૩) [?] સ્ત્રી૰ એક છોડ (જેના સાવરણા થાય છે) [–ઘાલવો =બોલી બોલીને પેટમાં દુખાડવું –ફેરવવો =બગાડી મૂકવું, નકામું કરી મૂકવું ]

બોળકેરી પુ૰ [બોળ(બોળવું?)+કેરી]મીઠામાં આગેલી આખી કેરી–એક અથાણું

બોળવું સ૰ક્રિ૰ [सं बुल्, प्रा बोल] પ્રવાહીમાં ડુબાવવું (૨) [લા] ડૂલ કરવું, ગુમાવવું, વણસાડવું [બોળી કાઢવું=ઝટપટ ગમેતેમ

ધોવું, બોળીને જ કાઢવું, બરોબર ન ધોવું ]
બોળ બોળ અ૦ ['બોળવું' ઉપરથી] છલોછલ
બોળાવાડો પુ૦ ભ્રષ્ટતા, વટાળ, અડાઅડ
બોળિયા વિ૦ ['બોળવું' ઉપરથી] મીઠાના પાણીમા રાખી મૂકેલ (કેરી લીંબુ ઇ૦)
બોળુ વિ૦ ['બોળવું' ઉપરથી] બોળનાર (સમાસને અંતે) ઉદા૦ 'મરબોળુ'
બોળો પુ૦ ['બોળવું' ઉપરથી] પલાળી રાખેલો લોટ (૨) મીઠામા આથેલા લીલા ફળ (૩) [કા] ભરડકા જેવી એક સાદી વાની
બૉંબ(૦ગોળો) પું૦ [ઇં] દારૂગોળાનુ એક હિંસક અસ્ત્ર ૦મારો પું૦ બૉંબથી મારો ચલાવવો તે, બૉંબ મારવા તે ૦ર ન૦ બૉંબ નાખવા વપરાતુ લડાયક વિમાન
બોંબક પુ૦ [દે. વુંવા+પોકાર,ચીસ] વાયુદોષથી ઊપજતો જાડો કઠોર સ્વર (સંગીત)
બૉંબગોળો, બૉંબમારો, બૉંબર જુઓ 'બૉંબ'માં
બોંશ (બો૦) સ્રી૦ જુઓ બોસ (-ચઢાવવી, બાંધવી)
બૌદ્ધ વિ૦ [સં] બુદ્ધને લગતુ (૨) બુદ્ધનું અનુયાયી ૦ધર્મ, ૦માર્ગ પુ૦ બુદ્ધે ચલાવેલો ધર્મ-માર્ગ ૦ધર્મી, ૦માર્ગી વિ૦ (૨) પુ૦ બૌદ્ધમાર્ગનું કે તેનું અનુયાયી
બ્યાન ન૦ [જુઓ બયાન] વર્ણન
બ્યૂગલ ન૦ [ઇં] એક વિલાયતી રણવાદ્ય [-ફૂંકવું, મારવું, વગાડવું]
બ્યાશી(-સી) વિ૦ [પ્રા વાસી (સં દ્વ્યશીતિ)] '૮૨'
બ્રશ ન૦ [ઇં] વાળ, તંતુ કે વાળાની, કશાને ઘસીને સાફ કરવા માટેની એક બનાવટ
બ્રહ્મ ન૦ [સં] સચ્ચિદાનંદસ્વરૂપ જગતનું મૂળતત્વ (૨) વેદ (૩) પરમાત્મા (૪) પુ૦ બ્રહ્મા (૫) બ્રાહ્મણ. ૦કુમાર પુ૦ (સ.) નારદ ૦ક્ષત્રિય પુ૦ (સ.) એ નામની નાતનો માણસ ૦ગાંઠ સ્રી૦ જનોઈમા વળાતી ગાંઠ ૦ગિરા સ્રી૦ આકાશવાણી. ૦ચર્ય ન૦ બ્રહ્મના સાક્ષાત્કારની સાધના (૨) ઇંદ્રિયનો નિગ્રહ. ૦ચર્યાશ્રમ પુ૦ ચારમાંનો પ્રથમ આશ્રમ – જેમાં બ્રહ્મચર્ય સેવીને માણસ વિદ્યાભ્યાસ કરે છે. ૦ચારિણી સ્રી૦ બ્રહ્મચર્ય પાળનાર સ્રી. ૦ચારી પું૦ બ્રહ્મચર્ય પાળનાર માણસ (૨) વિદ્યાર્થી ૦જિજ્ઞાસા સ્રી૦ બ્રહ્મજ્ઞાનની ઇચ્છા–ઉત્કંઠા (૨) બ્રહ્મવિષયક વિચારણા, તે કરતુ શાસ્ત્ર. ૦જ્ઞ વિ૦ બ્રહ્મને જાણનારું. ૦જ્ઞાન ન૦ બ્રહ્મનું જ્ઞાન ૦જ્ઞાની વિ૦ બ્રહ્મજ્ઞ. ૦ઠગ પુ૦ મોટો ઠગ. ૦ણ્ય વિ૦ બ્રહ્મ સંબંધી (૨) બ્રાહ્મણો પર આસ્થા રાખનારુ ૦તાલ પુ૦ એક જાતનો તાલ (સંગીત). ૦તેજ ન૦ બ્રહ્મચર્યનું કે બ્રહ્મજ્ઞાનનું તેજ. ૦ત્વ ન૦ બ્રહ્મપણું; બ્રહ્મ સાથે અભેદ (૨) બ્રાહ્મણપણું. ૦દંડી સ્રી૦ એક વનસ્પતિ. ૦દીક્ષા સ્રી૦ બ્રહ્મને પામવા માટે લેવાતી દીક્ષા ૦દેવ પું૦ બ્રહ્મા (૨) પૂજ્ય બ્રાહ્મણ ૦નિર્વાણ ન૦ મોક્ષપદ ૦નિષ્ઠ વિ૦ બ્રહ્મના ધ્યાનમાં લીન, બ્રહ્મજ્ઞ ૦બંધુ પુ૦ નામનો જ બ્રાહ્મણ. ૦ભટ્ટ વિ૦ (૨) પુ૦ એ નામની જાતિનું ૦ભાષી વિ૦ બ્રહ્મની વાતો જ કરનાર. ૦ભોજન ન૦ બ્રાહ્મણને જમાડવા તે. ૦યજ્ઞ પું૦ પાંચ મહાયજ્ઞોમાંનો એક – વેદનું અધ્યયન અને અધ્યાપન. ૦રંધ્ર ન૦ મનુષ્યના મસ્તકમા માનેલુ એક છિદ્ર, જ્યાંથી બ્રહ્મલોકમા જનારના પ્રાણ નીકળે છે એમ કહેવાય છે ૦રાક્ષસ પુ૦ ભૂત થયેલો બ્રાહ્મણ ૦ર્ષિ પું૦ બ્રાહ્મણ ઋષિ ૦લોક પુ૦ બ્રહ્માનો – ઊંચામા ઊંચો લોક ૦વર્ચસ ન૦ બ્રહ્મચર્યથી કે બ્રહ્મના જ્ઞાનથી પ્રગટતી તેજસ્વિતા (૨) બ્રહ્મતેજ. ૦વાદ પુ૦ વેદાંતવાદ, અદ્વૈતવાદ (૨) વેદનું પઠનપાઠન. ૦વાદિની સ્રી૦ ગાયત્રી (૨) અવિવાહિત રહી વેદાભ્યાસ કરનારી સ્રી. ૦વાદી વિ૦ બ્રહ્મવાદનું અનુયાયી (૨) વેદનું પઠનપાઠન કરનારું ૦વિદ્યા સ્રી૦ બ્રહ્મ સંબંધી વિદ્યા ૦વેદી સ્રી૦ બ્રહ્મયજ્ઞની વેદી. ૦વેત્તા પુ૦ બ્રહ્મને જાણનાર ૦સમર્પણ ન૦ એક વૈષ્ણવ વિધિ, બ્રહ્મસંબંધ ૦સંબંધ પું૦ બ્રહ્મની સાથે સંબંધ (૨) પુષ્ટિમાર્ગીઓનો એક વિધિ. ૦સૂત્ર ન૦ જનોઈ (૨) (સં) બાદરાયણે રચેલા વેદાંતના સૂત્ર. [-ની ગાંઠ = લગ્ન કે

નસીબે બાંધેલી મજબૂત ગાંઠ] ૦સ્વ ન૦ બ્રાહ્મણની માલમિલકત–ધન ૦હત્યા સ્ત્રી૦ બ્રાહ્મણની હત્યા ૦હૃદય ન૦(સં )એક તારો.

બ્રહ્મા પું૦ [સં ब्रह्मन्] સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર વેદધર્મની ત્રિમૂર્તિમાંના એક દેવ. [–ના લેખ =ટાળ્યા ન ટળે તેવા લેખ. –નો દહાડો =ઘણો લાંબો ને કંટાળાભરેલો દિવસ.] –હ્માક્ષર પું૦ [+अक्षर] ઓમકાર, પ્રણવ [–પણ ન આવડવો = કશું ન આવડવું] –હ્માણી સ્ત્રી૦ બ્રહ્માનાં પત્ની (૨) દુર્ગા –હ્માનંદ પું૦[ब्रह्म + आनन्द] બ્રહ્મ સાથે અભેદનો આનંદ –હ્માર્પણ ન૦ [ब्रह्म + अर्पण] બ્રહ્મને –ઈશ્વરને અર્પણ –હ્માસ્ત્ર ન૦ [+अस्त्र] બ્રહ્માનું અસ્ત્ર (૨) બ્રાહ્મણનો શાપ –હ્માંડ ન૦ [ब्रह्म + अंड] વિશ્વ [–ની આશા=મોટી અને કદી પાર ન પડી શકે તેવી આશા. –માં ચઢી જવું = પાણી વગેરેનું પીતાં અંતરિક્ષમાં ચડી જવું] –હ્મિષ્ઠ વિ૦ સંપૂર્ણ વેદ જાણનાર (૨) બ્રહ્મમાં તદ્દન લીન –હ્મોદકિયું વિ૦ [+उदक] બ્રાહ્મણિયા પાણીથી રંધાયેલું, ન અભડાયેલું

બ્રાહ્મ વિ૦ [સં ] બ્રહ્મનું,–ને લગતું ૦મુહૂર્ત ન૦, ૦વેળા સ્ત્રી૦ સૂર્યોદય પહેલાંની બે ઘડીનો સમય ૦(–હ્મો)સમાજ પું૦, સ્ત્રી૦ (સં )બંગાળાનો એક અર્વાચીન ધર્મસમાજ ૦(–હ્મો)સમાજી વિ૦ એ સમાજનું,–ને લગતું (૨) પું૦ એનો સભ્ય ૦(–હ્મો)ધર્મ પું૦ ૦(–હ્મો)મત પું૦, ન૦ બ્રાહ્મસમાજી ધર્મ કે પંથ ૦વિવાહ પું૦ વિવાહના આઠ પ્રકારોમાંનો એક, જેમાં કન્યાને શણગારી વરને કશું લીધા વિના આપવામાં આવે છે

બ્રાહ્મણ પું૦ [સં ] હિંદુઓની ચાર વર્ણોમાંની પહેલી વર્ણનો માણસ (૨) (સં ) મંત્રોનો જુદાં જુદાં કર્મોમાં વિનિયોગ જણાવનારો વેદનો ભાગ ૦તા સ્ત્રી૦,૦ત્વ ન૦ બ્રાહ્મણપણું, બ્રાહ્મણના સદ્ગુણ ૦ધર્મ પું૦ હિંદુ વેદધર્મ ૦શાહી સ્ત્રી૦ બ્રાહ્મણોની સત્તા કે જેમાં તે હોય તેવું સમાજતંત્ર. –ણિયું વિ૦ બ્રાહ્મણ સંબંધી (૨) બ્રાહ્મણના હાથનું કે તેને ખપે તેવું –ણી સ્ત્રી૦ બ્રાહ્મણ સ્ત્રી (૨) વિ૦ બ્રાહ્મણનું,–ને લગતું

બ્રાહ્મ મુહૂર્ત, ૦(–હ્મો)સમાજ, ૦(–હ્મો)-સમાજી, ૦(–હ્મો)ધર્મ, ૦વિવાહ જુઓ 'બ્રાહ્મ'માં

બ્રાહ્મી સ્ત્રી૦ [સં ] એક વનસ્પતિ (૨) સરસ્વતી(૩) વાણી (૪) વિ૦ બ્રહ્મને લગતું

બ્રિટન પું૦, ન૦ [ઇં ] ઇંગ્લંડ દેશ

બ્રિટિશ વિ૦[ઇં ] બ્રિટન દેશનું કે તેને લગતું

બ્રિજ સ્ત્રી૦[ઇં ]પાનાની એક રમત (૨)પું૦ પુલ

બ્રિજ +, ૦ભાષા, ૦વાસી (પ) [સર૦ હિં ] જુઓ'વ્રજ'માં ૦રાજ પું૦ (સં ) કૃષ્ણ

બ્રીફ સ્ત્રી૦ [ઇં ] અસીલની વકીલાત કરવાને અંગેનું સંક્ષિપ્ત ટાંચણ કે તેના કાગળ [–લેવી = નો વકીલ થવું (૨) બ્રીફનું ટાંચણ કરવું]

બ્રેઇલપદ્ધતિ સ્ત્રી૦આંધળા માટે બ્રેઇલ નામના માણસે શોધેલી લખવા વાંચવાની પદ્ધતિ. બ્રેઇલપાટી સ્ત્રી૦ તે પદ્ધતિ પ્રમાણે લખવા માટેની એક ખાસ પાટી

બ્રેક સ્ત્રી૦ [ઇં ] ગતિમાન ચક્રને થોભાવવાની ચાંપ (૨) રેલવેમાં ગાર્ડનો ડબો, કે જેમાં લગેજ સામાન ભરવામાં આવે છે [–મારવી, લગાવવી = ગતિમાન ચક્રને રોકવાની ચાંપ લાગુ કરવી, ચાલુ હોય તે રોકવું –વાગવી = બ્રેક લાગવી.]

બ્રેડ સ્ત્રી૦ [ઇં ] ડબલરોટી, પાઉં

બ્રૉડકાસ્ટ વિ૦ [ઇં] વાયરલેસ ધ્વનિવર્ધક યંત્ર દ્વારા પ્રસારિત કરેલું, રેડિયો પર કહેલું [–કરવું = રેડિયો સ્ટેશનેથી બોલવું–પ્રસારિત કરવું.]

બ્લાઉઝ ન૦ [ઇં ] વિલાયતી ફૅશનનો કમખો

બ્લૉક પું૦ [ઇં ] ચિત્ર કે છબી છાપવાનું તૈયાર કરેલું બીબું(૨)ચાલ જેવા એક મોટા મકાનમાં, એક કુટુંબ સ્વતંત્ર રહી શકે એવી અલગ બધી સવડવાળો તેનો ભાગ, મોટા મકાનનો સ્વતંત્ર ઘર થાય એવો નાનો ભાગ

# ભ

ભ પું૦ [સં] ઓષ્ઠય ચોથો વ્યંજન (૨) નક્ષત્ર (૩) તેજ. ૦કાર પું૦ ભ અક્ષર કે તેનો ઉચ્ચાર. ૦કારાંત વિ૦ છેડે ભકારવાળું
ભકભક અ૦ [રવ૦; સર૦ હિં भक] ભગભગ (૨) ભભકતું હોય એમ
ભક્કાબોલું વિ૦ ['ભખ' (લઈને બોલનાર) અથવા સર૦ મ भक्कम (अ मुह्‌कम)= દૃઢ + બોલવું] આખાબોલું
ભક્ત વિ૦ [સં] જુદું પડેલું કે પાડેલું (૨) ભાગેલું (૩) –ના પર આસક્ત; –ની ભક્તિવાળું (૪) ભક્તિ કરનાર, ભજનાર (૫) પું૦ તેવો આદમી; ભગત. ૦વત્સલ વિ૦ ભક્ત પર પ્રેમ રાખનાર ૦વત્સલતા સ્ત્રી૦ –ક્તા(–ગતા)-ણી સ્ત્રી૦ ભક્ત સ્ત્રી (૨) ભક્તની સ્ત્રી –ક્તાધીન વિ૦[+ अधीन] ભક્તને વશ (પ્રભુ)
ભક્તિ સ્ત્રી૦ [સં.] ભજવું તે, ભજન (૨) પ્રેમ; આદર (૩) નવની સંજ્ઞા (ભક્તિના નવ પ્રકાર પરથી: શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન). ૦કાવ્ય ન૦ ભક્તિરસનું કાવ્ય, ભજન, 'સામ'. ૦પૂર્વક અ૦ ભક્તિથી ૦ભાવ પું૦ ભક્તિનો ભાવ, આદર, પ્રેમ ૦ભીનું વિ૦ ખૂબ ભક્તિવાળું ૦માન વિ૦ ભક્તિવાળુ. ૦માર્ગ પું૦ ભક્તિ દ્વારા સાધનાનો માર્ગ. ૦માર્ગી વિ૦ ભક્તિમાર્ગને લગતું કે તે અનુસરનાર. ૦યોગ પું૦ ભક્તિ જેમાં પ્રધાન છે એવો યોગ
ભક્ષ પું૦ [સં] ભખ; ખોરાક (૨) શિકાર. ૦ક વિ૦ ભક્ષ કરનાર, ખાનાર. ૦ણ ન૦ ખાવું તે. ૦ણીય વિ૦ ખાવાને યોગ્ય
ભક્ષ(–ખ)વું સ૦ ક્રિ૦ [સં. भक्ष्] ખાવું
ભક્ષિત વિ૦ [સં] ખાધેલું
ભક્ષી વિ૦ [સં] ભક્ષનાર (સમાસને અંતે. ઉદા૦ માંસભક્ષી) [ખાવાનું
ભક્ષ્ય વિ૦ [સં] ખાવા યોગ્ય (૨) ન૦ ભક્ષ;
ભખ પું૦ ભક્ષ (૨) અ૦ [રવ૦; સર૦ હિં. भक] એવા અવાજથી (૩) તરત [–દઈને]
ભખવું સ૦ ક્રિ૦ [સં. भक्ष्, પ્રા भक्ख; હિં. भखना] ભક્ષવું; ખાવું (૨) [જુઓ ભાખવું] કહેવું (૩) બકવું
ભખળ,–ળેલ વિ૦ જુઓ ભખળેલ
ભખળવું અ૦ ક્રિ૦ [સં वि + स्खल्, પ્રા. खल ઉપરથી?] આચારભ્રષ્ટ થવું (૨) [સં भक्ष्] ખાઉં ખાઉં કરવું, ભભડવું
ભખળેલ વિ૦ [જુઓ ભખળવું] આચાર-વિચારમાં અડધુંપડધું ભ્રષ્ટ
ભખ્ખડ વિ૦ [સર૦ મ. भक्कम (अ. मुह्‌कम)= દૃઢ, મજબૂત] જાડું (૨) નીડર (૩) ગામઠિયું (૪) [જુઓ ભખળ] ભખળેલ
ભગ ન૦ [સં.] નસીબ સદ્‌ભાગ્ય (૨) ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છનો સમૂહ (૩) છિદ્ર, કાણું (૪) સ્ત્રીની ગુહ્યેંદ્રિય (૫) ક્ષત. વણ (૬) પું૦ સૂર્યના બાર રૂપોમાનું એક, સૂર્ય. ૦ભલુ વિ૦ [+ ભજવુ] વિષયી; કામી [બે ક્રૂરવ માનાવાળો ગણ
ભગણ પું૦ [સં.] પહેલી દીર્ઘ અને પછીની
ભગત વિ૦ (૨) પું૦ ['ભક્ત' પરથી] ભજન કરનાર. ૦માણસ પું૦ સીધો સાદો અને ઈશ્વરથી ડરીને ચાલનારો માણસ [(રૂપિયો) ભગત હોવો = રૂપિયો બોદલો–ખોટો હોવો] ૦ડું વિ૦ (૨) ન૦ ભગત (તિરસ્કારમાં). –તાઈ સ્ત્રી૦ ભક્તિ (૨) ભગત હોવાપણું. –તાણી સ્ત્રી૦ જુઓ ભક્તાણી –તું ન૦ પૂજાપાઠ વગેરે આચારની અતિ કાળજી
ભગદળ ન૦ [સર૦ મ, જુઓ ભગ] (કા.) ભગદાળું ન૦ [સર૦ મ भगदाड] મોટું બાકોરું
ભગદંડી પું૦ [સર૦ ભાગેડુ] ઠેકાણા વિનાનો–ભીખડેલ માણસ (સુ)
ભગભગ અ૦ [રવ૦] એવા અવાજ સાથે (૨) જોરથી –ાવવું સ૦ક્રિ૦ ભગભગ થાય એમ–મોટી ધારે કે જોરથી રેડવું
ભગભલુ વિ૦ જુઓ 'ભગ'માં
ભગરું વિ૦ [પ્રા. मग्ग, मुग्ग (સં मग्न, मुग्न); સર૦ હિં. मगरना = સડવું; મ. मगरा, मुगा] ભસરું (૨) છૂટું; ચીકાશ–વાક વગરનું

(૩) બરડ (૪) ઊડી ગયેલા રંગનું -રો પું૦ છૂટા ભૂકો, ધસિયો

ભગલ(-ળ) ન૦ [સર૦ હિં] ઢોંગ, ઠગાઈ ૦ભાવાર્થી=કપટી, બગભગત

ભગવતી વિ૦ [સં भगवत् ઉપરથી] ભગવાનનું, ભક્ત, ઓલિયું (૨) સ્ત્રી૦[સં] દેવી -ત્પરાયણ વિ૦ ઈશ્વરભક્તિમાં પરોવાયેલું -દ્ગીતા સ્ત્રી૦ (સ) હિંદુઓનું એક મુખ્ય ધર્મપુસ્તક -ગીતા -દ્ભક્તિ સ્ત્રી૦ ભગવાનની ભક્તિ

ભગ(-મા)વવું સ૦ક્રિ૦ જુઓ ભગાવવું

ભગવંત વિ૦ [સં भगवत्] શ્રીમંત, ભગવાળું (૨) પું૦ તેવો માણસ (૩) ઈશ્વર

ભગવાન વિ૦ (૨) પું૦ [સં] જુઓ ભગવંત [-કરે ને . થાય=ભગવાનની મરજીથી-એવો લેગ બેસે ને થાય. -જુઓ! પૂછે!=જેવાં કર્મ તેવી ભગવાન શિક્ષા કરે!-ના ઘરનું,-નું માણસ=ભલું ઓલિયું માણસ -મળ્યા! =જોઈતું બધું-પૂરો આશરો મળ્યો.]

ભગવું વિ૦ ['ભગવાન' ઉપરથી ? કે સર૦ હિં, મ भगवा (સં मृगु)] ગેરુવા રંગનું [ભગવાં કરવાં, પહેરવાં, લેવાં=સાધુ થવું; ભગવા વસ્ત્ર પહેરી સંન્યાસી થવું]

ભગળ ન૦ [જુઓ ભગલ] ભોપાળું ૦ભાવાર્થી વિ૦ બગભગત

ભગંદર ન૦ [સં] ગુદાની પાસે છિદ્ર-વ્રણ થવાનો એક રોગ (૨) બાકું

ભગાડવું સ૦ક્રિ૦ નસાડવું (૨) છેતરી ભોળવીને લઈ જવું કે મૂળ સ્થળ વાળવું

ભગાવવું સ૦ક્રિ૦, ભગાવું અ૦ક્રિ૦ 'ભાગવું'નું પ્રેરક ને કર્મણિ

ભગિની સ્ત્રી૦ [સં] બહેન ૦સમાજ પું૦ સ્ત્રી૦ સ્ત્રીઓનું મંડળ

ભગીરથ પું૦ [સં] (સ) આકાશમાંથી ગંગાને પૃથ્વી પર લાવનાર રાજા (૨) વિ૦ [લા.] મહામુશ્કેલ [-પ્રયત્ન=(આકાશમાથી ગંગા ઉતારવા જેવો) બાર મોટો ઉદ્યમ]

ભગુવો વિ૦ પું૦ [જુઓ ભગવું, સર૦ હિં, મ भगवा] (૫) સંન્યાસી

ભગોડું ન૦રેશમનો ઠારોગ. [ભગોટા પાડવા =વણવા માટે રેશમના તાર તૈયાર કરવા]

ભગ્ન વિ૦ [સં] ભાંગેલું, નાશ પામેલું (૨) હારેલું, હતાશ. -ગ્નાશ વિ૦ [+आशा] નિરાશ,હતાશ. -ગ્નોત્સાહ વિ૦[+उत्साह] જેનો ઉત્સાહ ઊડી ગયો હોય તેવું

ભચ, ૦ભચ અ૦ [રવ૦] ભોંકવા-ભોંકાવાનો કે અથડાવાનો રવ [-દઈને]

ભચકવું અ૦ ક્રિ૦ [રવ૦] પછડાવું

ભચકાવવું સ૦ક્રિ૦ [ભચ રવ૦] ભચ દઈને ખોસી દેવું (૨) અથડાવવું [ભચકાવી દેવું=ખોસી દેવું.]

ભચકાવું અ૦ ક્રિ૦ 'ભચકવું'નું ભાવે (૨) ભટકવું, રખડવું, અથડાવું, ટલ્લા ખાવા

ભચડ, ૦ભચડ અ૦ [રવ૦] ચાવવાના કે કચડાવાના અવાજથી [ભચડ ભચડ ચાવી જવું=એવો અવાજ કરતાં કરતાં ચાવી જવું]

૦(-ડ)વું સ૦ક્રિ૦ [રવ૦] દાબવું, કચડવું (૨) ભરડવું -ડ ભચડા, -ડાભચડી સ્ત્રી૦ ખૂબ ભચડાવું તે, સખત ભીડ

ભચાં અ૦ [પ્રા भुज्ज (સં भूयस्)=ખૂબ, પૂરતું] બસ, પૂરતું [ઉપરાઉપરી

ભચોભચ(-ચ્ચ) અ૦ [રવ૦] ભચ ભચ (૨)

ભચ્ચ અ૦ [રવ૦] જુઓ ભચ [-દઈને]

ભજન ન૦[સં] નામસ્મરણ, ભક્તિ (૨) ભક્તિનું ગીત. [-કરવું=ઈશ્વરસ્મરણ કે સ્તવન કરવું (૨) કામકાજમાથી નિવૃત્ત થવું' (૩) એક ને એક વાતનું રટણ કર્યા કરવું] ૦મંડળી સ્ત્રી૦ ભજન ગાનારાઓની મંડળી -નિક વિ૦ ભજન કરનાર કે ગાનાર. -નિયાં ન૦ બ૦ વ૦ ભજનો (૨) કરતાલ (૩) [લા] ગાળો. [-સંભળાવવાં=ગાળો દેવી] -નિયો પું૦ ભજનિક, ભજન કરનારો માણસ

ભજવવું સ૦ક્રિ૦[સં भज्] નાટક કરવું, તેનો ખેલ કરી દેખાડવો; વેશ કાઢી બતાવવો

ભજવું સ૦ક્રિ૦[સં भज्] ભજન કરવું (૨) જપવું (૩) સેવવું (૪) લાગ આપવી, ઉદા૦ તેને કંઈક ભજ્યું કે શું? (૫) પહેરવું, ધારણ કરવું (વસ્ત્રાભૂષણ), ઉદા૦ 'મણિ મુકુટ ભજે ભગવાન'(૬)અ૦ક્રિ૦[પ્રા भाज(સં भ्राज्)=

ચમકવું] શોભવું. ઉદા૦ વર્ણથી ચંપક ભજ્યું
**ભજિયું** ન૦ [પ્રા મજ્જિઅ (સં મર્જિત)] તળીને કરેલી એક વાની [છેડે કે પદમાં)
**ભજુ** વિ૦ [સં. મજ્ ઉપરથી] ભજનાર (સમાસમાં
**ભટ** પુ૦ [સં] યોદ્ધો
**ભટ** પુ૦ [જુઓ ભટ્ટ] પંડિત (૨) ભિક્ષુક બ્રાહ્મણ (૩) રસોઇયો (૪) બ્રાહ્મણની એક અટક. ૦જી પું૦ (માનાર્થે કે વ્યંગમાં) ભટ્ટ. ૦મેવાડો પું૦ એ નામની જાતનો બ્રાહ્મણ
**ભટ** અ૦ [રવ૦] તરત જ (૨) અથડાય તેમ (૩) [સર૦ ભઠ, ફટ] ધિક્કાર છે ! ઉદા૦ ભટ પડો તારા જીવતરમાં ! [ભટકનાર, રખડેલ
**ભટકણ(-ણું)** વિ૦ ['ભટકવું' ઉપરથી]
**ભટકબોલું** વિ૦ જુઓ બટકબોલું
**ભટકભવાની** સ્ત્રી૦ [ભટકવું + ભવાની] વગરકામે રખડનારી સ્ત્રી [માણસ
**ભટકભાલો** પું૦ [જુઓ બટકબોલો] વાચાળ
**ભટકવું** અ૦ક્રિ૦ [સં અટ્ ઉપરથી ? કે ભ્રષ્ટ (પ્રા. ભટ્ટ) = રખડવું, ભૂલું પડેલું ઉપરથી ? સર૦ હિં भटकना, મ भटकणें] રખડવું (૨) [જુઓ ભટકા] કંઈ તાકયા કરવું
**ભટકાટવું** સ૦ક્રિ૦ [જુઓ ભટકો, ભતકું] મારવું, ઝૂડવું (૨) [સુ] કણસલાંમાંથી દાણા કાઢવા ઝૂડવું
**ભટકારો** પુ૦ ['ભટકવું' ઉપરથી] ભટકવું—રખડવું તે [-કરવો, -થવો]
**ભટકાવું** અ૦ક્રિ૦ [ભટ (રવ૦)] અથડાવું (૨) આડે આવવું (૩) ભટકવું, રખડવું (૪) [લા.] અણધાર્યું મળવું (૫) લડાઈ કે કજિયો થવો
**ભટકાં(-કિયાં)** ન૦ બ૦ વ૦ [ભટકવું ઉપરથી] વલખાં (૨) ફેરાઆંટા [-મારવાં = વલખાંથી ફાંફાં મારવાં (૨) રખડવું]
**ભટકુ** વિ૦ ['ભટકવું' ઉપરથી] (સુ) ભટકેલ
**ભટકો** પુ૦ જુઓ ભટકારો (૨) [જુઓ ભતકું] લાકડીનો પ્રહાર [ભટકા ભાગવા = લાકડી ભાગે કે બરડો ભાગે તેટલો માર પડવો-મારવો]
**ભટાઈ** સ્ત્રી૦ જુઓ ભાટાઈ
**ભટાણી** સ્ત્રી૦ જુઓ ભટ્ટિની
**ભટિયો** પું૦ ['ભટ્ટ' ઉપરથી] ગોસાઈજીના મંદિરમાં રહેતો, તેમની નાતનો આશ્રિત
**ભટૂરિયું** ન૦. ફૂલણા ઢોરનું એક ખાણ
**ભટૂરિયું, ભટોળિયું** ન૦ [સં વટુ ?] કૂતરાનું બચ્ચું [બ્રાહ્મણની એક અટક
**ભટ્ટ** પુ૦ [સં] વિદ્વાન બ્રાહ્મણ; ભટ (૨)
**ભટ્ટાર(૦ક)** વિ૦ [સં] માનનીય; નામવર
**ભટ્ટિની** સ્ત્રી૦ [સં] રાણી (૨) શેઠાણી (૩) ભટ્ટની સ્ત્રી
**ભટ્ટો** પું૦ [હિં. भटा (દે. भड)] ગોળ દડા જેવી જાતનું વેંગણ (૨) પુ૦ [સં भट्टक] બ્રાહ્મણ (તિરસ્કારમાં)
**ભઠ(-ઠ્ઠ)** અ૦ [પ્રા भट्ठ (સં भ्रष्ट)] ધિક્ (૨) [જુઓ ભટ (રવ૦)] ઝટ
**ભઠવું** સ૦ક્રિ૦ [પ્રા भट्ठ = ભઠ્ઠી ઉપર શેકવાનું પાત્ર (તેની પેઠે તપવું)] ધમકાવવું, ઠપકો આપવો (૨) અ૦ ક્રિ૦ ચિડાવું; મનમાં ને મનમાં ધખવું
**ભઠિયારખાનું** ન૦ ['ભઠ્ઠી' ઉપરથી] રસોડું (૨) [લા] રસોડાનું કામકાજ.
**ભઠિયારી (-રણ)** [જુઓ ભઠિયારો; હિં. भठियारी, भठियारिन] ભઠિયારું કરનાર સ્ત્રી (૨) ભઠિયારાની સ્ત્રી -રું ન૦ ભઠિયારાનું - રાંધવાનું કામ (૨) [લા.] રસોડું -રો પું૦ [ભઠ્ઠી પરથી, સર૦ હિં भठियारा] ભઠ્ઠી પર શેકનારો (૨) રાંધનારો
**ભઠોરુ** ન૦ [સર૦ ભાઠું, ચાઠું. સર૦ મ. भडोळ] જમીનમાં પડતી ફાટ - ચીરો
**ભઠ્ઠી** સ્ત્રી૦ [પ્રા भट्ठ (સં. भ्राष्ट्र), સર૦ હિં. भट्ठी; મ भट्टी] નીચેથી આંચ કે પવન દઈ શકાય એવો થાપી કરી કરેલો ચૂલો (જેમ કે ભાડભૂંજાની, હલવાઈની, લુહારની, ધોબીની) (૨) ચૂનો, ઈંટ જેવું પકવવાની રચના (૩) દારૂ ગાળવાનું ફંડ (૪) [લા.] ભઠ્ઠી પર રાખેલું વાસણ ને તેમાંની વસ્તુ (જેમ કે વૈદની, ધાતુ વગેરે મારવા માટે) [-કરવી, ચડાવવી, -ઉતારવી, -માં નાખવું.] [૦ગાળવી = દારૂ ગાળવો.] -ઠ્ઠો પુ૦ મોટી ભઠ્ઠી
**ભડ** વિ૦ [પ્રા भड, સં. भट] બળવાન (૨) સમૃદ્ધિમાન (૩) પું૦ યોદ્ધો (૪) શ્રીમંત (૫)

સ્ત્રી૦ ['ભાડવું' પરથી ?] ભેડ (૬) ઢોરાની વરતની ખીલી (૭) ન૦ કૂવામાંથી પાણી ખેંચવાની સવડનું ચણતર કે લાકડું (૮) [લા] ભોપાળું (૯)[સર૦ મ. मडवळ]સુકાઈ ગયેલી જમીનની ફાટ, ભડોરુ (૧૦) અ૦ (રવ૦) [–કાઢી નાખવી=ભોપાળું બહાર પાડી દેવું –નીકળી જવી, વેરાઈ જવી =ભોપાળું બહાર પડી જવું –બાંધવું=મથાળું –મોઢું બાંધવું (કૂવાનું, વાતનું વગેરે) ]

ભડક સ્ત્રી૦ [ભડકવું ઉપરથી] ચમક, બીક, ડર [–કાઢવી=ડર દૂર કરવો –પેસવી=ડરવા લાગવું, બીવું –ભાગવી=ડર જવો કે કાઢવો ] ૦ણું(–ણું) વિ૦ બીકણ, ચમકનારુ

ભડકવું અ૦ક્રિ૦ [સર૦ મ मडकणें, हिं मडकना, ભડ રવ૦ ઉપરથી] ચમકવું, ઓચિંતું ડરવું

ભડકિયું વિ૦ ['ભડકો' ઉપરથી] ભડકે બળે તેવું (૨) ['ભડક' પરથી] ભડકે એવું, ભડકણ (૩) ન૦ [ભડકો ઉપરથી; સર૦ મ भडकी] ગંધક ને ઘીનો ચૂવો (૪) [જુઓ ભળકિયું] દર્શનિયું

ભડકી સ્ત્રી૦ [જુઓ ભરડકી] રાબડી કે કાંજી જેવી એક વાની –કું ન૦ ઘટ રાબ જેવી એક વાની, ભરડકું

ભડકું ન૦, –કો પું૦ [ભડ (રવ૦) ઉપરથી] અગ્નિનો ભભૂકો(૨)ઝાળ,લાય [ભડકે બળવું =ખૂબ જોરથી – ભડ ભડ બળવું ભડકો ઊઠવો=ભારે દુઃખ થવું, દિલમાં બળી ઊઠવું (૨), વ્યર્થ જવું –થવો=અગ્નિનો ભભૂકો થવો, મોટી ઝાળે બળવું (૨) કજિયો થવો ]

ભડત ન૦ [ભડથાવું ઉપરથી] ભડથાવીને તૈયાર કરેલું શાક (રીંગણ)

ભડથાવું અ૦ક્રિ૦ [જુઓ ભડથું] ભડસાળમાં ચડવું – બફાવું – સીઝવું

ભડથિયું, ભડથું ન૦[પ્રા भड़ित्त = શૂળ ઉપર સેકેલું માંસ] ભડથાયેલો પદાર્થ [દેશી

ભડદું ન૦ [સર૦ભડથું] બળી પડી ગયેલી કાચી

ભડભડ અ૦ [રવ૦] એવા અવાજથી (૨) જોરથી, ઝટ. ૦વું અ૦ ક્રિ૦ વગર વિચાર્યું બોલવું (૨) ભડભડ સળગવું, ઓચિંતું સળગવું (૩) ભભડવું, ખાવાનું મન થવું. [ભડભડી ઊઠવું=ધૂંધવાઈને એકદમ સળગી ઊઠવું (૨) મનમાં ભરાયેલો ગુસ્સો એકદમ કાઢવો ] –ડાટ પું૦ ભડભડવું તે (૨)ભડભડ એવો અવાજ (૩) અ૦ એવા અવાજથી –ડિયું વિ૦ મનમાં જે હોય તે કહી દેનારું; ગુપ્ત ન રાખી શકે એવું

ભડભાગણ વિ૦ [ભડ (દે वड्ड) + ભાગણ सं भागिन्] બડભાગી, ભારે ભાગ્યશાળી

ભડભાદર વિ૦ [ભડ (દે वड्ड)+ ભાદર (सं. भद्रक)] મોટું, ભર્યું ભાદર્યું (૨) આબરૂદાર

ભડલી–(ળી) સ્ત્રી૦ (સ ) ઋતુ, વરસાદ વગેરે ભાખનારી એક વ્યક્તિ ૦વાકય ન૦ ભડલીનું ભાખેલું વાકય – એવી લોકોક્તિ

ભડવાઈ જુઓ 'ભડવો'માં [બહાદુર, જબરુ

ભડવાઉ વિ૦ [જુઓ ભડવું] + ભડ, લડાયક;

ભડવીર પું૦ [(दे वड्ड ? કે सं भट) + વીર] બહાદુર યોદ્ધો [ઝૂઝવું, લડવું

ભડવું અ૦ ક્રિ૦ [જુઓ ભીડવું (લડવું)]

ભડવો પું૦[સર૦ हिं, म भडवा (सं भड, કે भद्द =ભાડે આપવું પરથી કે 'ભડ'+વા(નિંદાત્મક)] પોતાની સ્ત્રીના વ્યભિચાર ઉપર જીવનાર (૨) વેશ્યાનો સાથી (૩) સ્ત્રીવશ પતિ –વાઈ સ્ત્રી૦ ભડવાનું કામ કે કમાઈ (૨) બાયલાપણું [–કૂટવી=વેશ્યાઓ મેળવી આપવાનો ધંધો કરવો ]

ભડસાળ સ્ત્રી૦ [ભડ (दे माड=ભઠ્ઠી) + સાળ (शाला કે છાર ?), સર૦ म मडस=ભાડ માટેનું કુટકળ બળતણ] ચૂલા કે સગડીનો ઊની રાખવાળો ભાગ

ભડળી જુઓ ભડલી

ભડંગ અ૦ [રવ૦] (કાંઈ પડવાનો અવાજ)

ભડાક અ૦[રવ૦] ભડાકા સાથે (૨) તરત

ભડાકો પું૦ [જુઓ ભડાક] ધડાકો (૨) બંદૂક ફૂટવાનો અવાજ (૩) ગપગોળો. [–કરવો, થવો=બંદૂક ફૂટવાનો અવાજ કરવો – થવો, બાર કરવો – થવો (૨) ચોખ્ખી ઉઠાય તેવું કંઈ કામ કે તકરાર કરવાં–

થવા –મારવો=જુસ્સાથી કામ કરી નાખવું (૨) નિ:સંકોચ બોલવું (૩) ગપગોળો છોડવો.]

**ભડાભડ** અ૦ [રવ૦] એવા અવાજ સાથે (૨) એકદમ –ડ(–ડી) સ્ત્રી૦ ભડાભડ અવાજ (૨) ધાંધલ, ધમપછાડા

**ભડાભૂર** સ્ત્રી૦,ન૦[રવ૦] ધાંધલ(૨)વેરણછેરણ

**ભડું** ન૦ [प्रा भित्तग (सं. भित्तक)] ઘરની આગલી દીવાલ(૨)પડદા તરીકે કરાતી પાતળી દીવાલ [ભડે બેસવું=પડી ભાગવું; વણસવું (૨) દેવાળું કાઢવું (૩) નસંતાન જવું (૪) કમાણી ન ચાલવી.]

**ભડોભડ** અ૦ [રવ૦] જુઓ ભડાભડ

**ભણકાર(–રો), ભણકો** પું૦ [सं. भण् ઉપરથી? (રવ૦)]ઝીણા અવાજની આગાહી કે ગુંજારવ.[(–ના)ભણકારા થવા,વાગવા= આવવાની કે બનવાની આગાહી થવી.]

**ભણતર** ન૦['ભણવું' ઉપરથી]ભણેલું તે,શિક્ષણ

**ભણભણવું** અ૦ક્રિ૦ [રવ૦] ભણભણ એવો અવાજ થવો

**ભણવું** સ૦ક્રિ૦ [सं भण्] શીખવું(૨)બોલવું; કહેવું ઉદા૦ ભણે નરસૈંયો (૩) વાંચવું. [ભણવું ગણવું=અભ્યાસ કરવો તેમ જ તેનો ઉપયોગ–અમલ કરી જાણવો ભણીગણીને= અભ્યાસ કરીને તેમ જ પાવરધા–હોશિયાર થઈને. (અગિયારા) ભણી જવા=પોબારા ગણી જવા, (લઈને) નાસી જવું ]

**ભણામણ** ન૦, –ણી સ્ત્રી૦ ['ભણવું' ઉપરથી] ભણવાની ફી કે તેનું ખરચ

**ભણાવવું** સ૦ક્રિ૦('ભણવું'નું પ્રેરક)શીખવવું(૨) પાઠ કરાવવો, ઉચ્ચારાવવું.[ભણાવી મૂકવું =શીખવી–સમજાવી રાખવું ]

**ભણી** અ૦ [प्रा. पेहण (सं प्रेक्षण) ઉપરથી? સર૦ म. पाहणें] તરફ, બાજુએ

**ભતકું** ન૦, **ભતકો** પું૦ [સર૦ म.; (રવ૦)] (સુ) લાકડીનો સપાટો–પ્રહાર (૨) [લા ] ફાંસ; આડખીલી. [ભતકું મૂકવું, મેલવું, ભતકો મારવો =ધબ્બો મારવો,પ્રહાર કરવો (૨) [લા.] ફાંસ મારવી, આડખીલી કરવી.]

**ભતું(–થું)** ન૦[સર૦ हिं , म भत्ता (सं. भक्त, प्रा. भत्त)] ભાતું કે તે બદલ અપાતા પૈસા (૨) ખાસ કામ માટે પગાર ઉપરાંત અપાતું મહેનતાણું કે ખરચી

**ભત્રીજો** પું૦ [प्रा. भत्तिज्ज (सं भ्रातृव्य); हिं. भतीजा] ભાઈનો કે પતિપત્નીના ભાઈનો દીકરો. –જાવહુ સ્ત્રી૦ ભત્રીજાની વહુ. –જીજમાઈ પું૦ ભત્રીજીનો વર. –જી સ્ત્રી૦ ભાઈની કે પતિપત્નીના ભાઈની દીકરી

**ભથ** સ્ત્રી૦ [સર૦ ભઠોરું] (કા.) જમીનની, પાણી ભરેલી કે પાણી ભરાઈ ગયેલી ફાટ

**ભથવારું** વિ૦ ['ભાથું' ઉપરથી] (ખેતરમાં) ભાતું લઈ જનારું (માણસ). –રી સ્ત્રી૦

**ભથવું** અ૦ક્રિ૦ મોઈદાંડિયામાં બીજાની આગળ જવું

**ભથાયણું** ન૦ ['ભાથું' ઉપરથી] ભાથું લઈ જવાનું વાસણ કે કપડું

**ભદલ** ન૦ [જુઓ ભદ્દર] મુંડન, ભદ્ર

**ભદવું** ન૦ નાનો માટીનો ઘડો; દોચકું

**ભદંત** પું૦ [सं ] માનવાચક સંબોધન (બૌદ્ધ) (૨) બૌદ્ધ સાધુ

**ભદ્દર, ભદ્ર** ન૦ [सं भद्र] મોટા કોટની અંદરનો નાનો કોટ (૨) [સર૦ ભદ્રાકરણ] ભદલ. [ભદ્દર કરાવવું=ટોલું કરાવવું ]

**ભદ્ર** વિ૦[सं.] કલ્યાણકારી (૨) માંગલિક (૩) ભાગ્યશાળી (૪) ન૦ કલ્યાણ (૫) સોનું (૬) સંગીતમાં એક અલંકાર (૭) જુઓ ભદ્દર. ૦ક વિ૦ શુભ (૨) પું૦ એક છંદ (૩) ન૦ કલ્યાણ ૦કંટ પું૦ મોટો ગોખરુ. ૦કાળી (–ળી) સ્ત્રી૦ (સં.) એક દેવી

**ભદ્રા** સ્ત્રી૦ [सं.] ગાય (૨) (સં.) દુર્ગા (૩) કૃષ્ણની એક પટરાણી (૪) બીજ, સાતમ કે બારશ (૫) ગળી (૬) ગોકર્ણી

**ભદ્રાકરણ** ન૦ [सं ] હજામત, મુંડન

**ભદ્રાક્ષ** પું૦[सं ] એક ઝાડ જેના બીના માળાના મણકા બને છે

**ભપ(–ભ)કાદાર, ભપ(–ભ)કાબંધ** જુઓ 'ભપ(–ભ)કો'માં

**ભપ(–ભ)કાવવું** સ૦ક્રિ૦ જોરથી કે ખૂબ રેડવું. ઉદા૦ દૂધમાં પાણી ભપકાવી દેવું

**ભપ(–ભ)કી** સ્ત્રી૦ ['ભપ' રવ૦] (પતંગના

પેચમાં) એકદમ દોરની છૂટ મૂકવી [-દેવી, -મૂકવી] (૨) [જુઓ ભપકો] રોફ, દમ, ધમકી (સુ)

ભપ(-ભ)કો, -કાદાર, -કાબધ જુઓ ભભકો,-કાદાર,-કાબધ.[-મારવો=ઝળકવું (૨) રોફ મારવો, શેખી કરવી]

ભપૂકો પું૦ જુઓ ભપકો

ભપ્પ અ૦ [રવ૦] એવા અવાજથી (૨) ઝપાટાબંધ (૩) ઊંધું ઘાલીને

ભપ્પલ વિ૦ [રવ૦] સ્થૂલ; જાડું

ભભક સ્ત્રી૦ [જુઓ ભભકવું] ચળકાટ, ઝગક [-મારવી=ચળકાટ મારવો, ઝળકવું (૨) ભભકવું, શોભવું]

ભભકવું અ૦ક્રિ૦ ['ભપ્પ' (રવ૦) સળગવું; સર૦ हिं भभकना, म भवकणें (सं वह्?)] ભભૂકા મારવા (૨) શોભવું (૩) [લા.] ગુસ્સે થવું [ભભકી ઊઠવું=શોભી ઊઠવું (૨) ગુસ્સે થઈ જવું.]

ભભકાદાર ભભકાબંધ જુઓ 'ભભકો'માં

ભભકી સ્ત્રી૦ જુઓ ભપકી

ભભકો પું૦[જુઓ ભભકવું]ભપકો, રોફ; આડંબર (૨) ધમકી [-કરવો=ઠાઠ-આડંબર, શોભા કરવા -મારવો, લગાવવો=ભભકો કરવો (૨) રોફ મારવો, શેખી કરવી]-કાદાર વિ૦ ભભકાવાળું -કાબંધ વિ૦ ભભકાવાળું (૨) અ૦ ભભકાથી

ભભડવું અ૦ક્રિ૦ [જુઓ ભડભડવું] ખાઉં ખઉં થવું (૨) મોટો સાદ કાઢવો

ભભડાટ પું૦ ભભડવું તે

ભભડો પું૦ જુઓ ભભડાટ (૨) ઉકાળો (મરી, લોંગ, સંચળ વગેરેનો)

ભભરાવવું સ૦ક્રિ૦ [ભભરુ' પરથી]ભૂકો છૂટો છૂટો નાખવો

ભભરી દાળ સ્ત્રી૦ [જુઓ ભભરુ] ભભરી રહે તેવી રીતે રાંધેલી દાળ

ભભરુ વિ૦ [જુઓ ભગરુ; म भरभरीत] વેરાઈ જાય એવું, ભૂગરુ

ભભુકાવવું સ૦ક્રિ૦ 'ભભૂકવું'નું પ્રેરક

ભભૂકવું અ૦ક્રિ૦ [જુઓ ભભક] ભભૂકો થવો. [ભભૂકી ઊઠવું=સળગી ઊઠવું (૨) ચળકાટ મારવો, પ્રકાશી ઊઠવું]

ભભૂકો પું૦[જુઓ ભભૂકવું] ભડકો (૨) પ્રકાશ (૩) [લા.] ભારે તીખાશ

ભભૂત(-તી) સ્ત્રી૦ [सं विभूति; हिं. भभूत] ભસ્મ [-ચોળવી, લગાવવી=(રાખ ચોપડી) બાવા થવું, સંન્યાસ લેવો.]

ભભ્ભ અ૦ [રવ૦] ભપ્પ

ભભ્ભો પું૦ ભ અક્ષર, ભકાર

ભમ (રવ૦)જાડાપણાનું કે પોલાપણાનું વધારાપણું બતાવવા શબ્દની આગળ કે પાછળ વપરાતો શબ્દ. ઉદા૦ 'જાડુંભમ', 'ભમપોલ'

ભમગરો પું૦ [प्रा भम्म (सं भ्रम्)+ગરો (सं कृ)?] સરાણિયો, ખરાદી

ભમતારામ પું૦ [ભમવું+રામ] ભમતો ફરનાર-રખડેલ માણસ

ભમર સ્ત્રી૦ [प्रा भमया (सं भ्रू), म भंवई] ભૃકુટિ, ભવું (૨) [सं भ्रमि, प्रा भमि] વમળ (૩) અ૦ ગોળ ગોળ-ચક્કર ફરે તેમ (૪) પું૦ [सं भ्रमर] ભમરો. ૦ડી સ્ત્રી૦ [सं भ्रमर ઉપરથી]નાનો ભમરડો(૨)ચકરડી ૦ડો પું૦ એક રમકડું-ગરિયો (૨) એક ફળ (૩) [લા] કાંઈ નહીં! ઉદા૦ ભમરડો આવડે છે! [ભમરડા જેવું=મૂર્ખ (૨) અસ્થિર -ફેરવવો=ગમે તેમ સહી કરવી]-રાળી સ્ત્રી૦ એક માખી. -રાળું વિ૦ સુંદર ભમ્મરવાળું (૨) દુર્ભાગી; અમંગળ (૩) [જુઓ ભમર અ૦] ભમર ભમર ફરતાં ચક્રોવાળું -ભીલણ -રિયું વિ૦ ગોળ ગોળ ફરતું (૨) ભમરીનું, -ને લગતું (૩) ન૦ ભમરી ભાતનું સ્ત્રીઓનું એક વસ્ત્ર (૪) ચકરીનો રોગ

ભમરી સ્ત્રી૦ [सं भ्रमरी] ભમરાની માદા, કરડે એવી એક માખી (૨) [જુઓ 'ભમર' (૨)] ઘૂમરી, ચકરી (૩) માથાનું એક ઘરેણું [-ખાવી=ચકરી ખાવી -રો પું૦ ભમર (૨) વમળ (૩) વાળનું ફૂડાળું [-ભૂસાઈ જવો=નસીબ ફૂટી જવું (ઘણુંખરું સ્ત્રીનું રાંડવું) પૂંછડે ભમરો હોવો=એક ઠેકાણે બેઠા વિના ફર્યા કરવું]

**ભમરછાલ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**ભમ(-મ્મ)રભોળુ** વિ૦ [ભમર(ચિત્તભ્રમ ? કે સં ભ્રમર?) + ભોળુ] નિખાલસ (૨) પ્રેમાળ; સ્નેહાળ
**ભમવું** અ૦ક્રિ૦ [પ્રા ભમ (સં ભ્રમ્)]ચક્કાકારે ફરવુ(૨)રખડવું (૩) તમ્મર આવવાં. [ભમતું ભૂત=આખો વખત રખડયા કરતુ માણસ]
**ભમાડ(-વ)વું** સ૦ક્રિ૦[પ્રા. ભમાડ (સં. ભ્રમય્)] 'ભમવુ'નુ પ્રેરક(૨) ભુલાવામા નાખવુ; છેતરવુ
**ભમ્મ** અ૦ [રવ૦] એવા અવાજથી.[-**પાંચશેરી કરવી**=ગુપ્ત માર મારવો]
**ભમ્મર** સ્ત્રી૦[જુઓ ભમર] ભ્રૂ [-**ચઢાવવી** =ગુસ્સો કરવો, ગુસ્સાથી જોવું]
**ભય** પું૦; ન૦[સં]બીક [-**દેખાડવો**=બીક દેખાડવી,ડરાવવુ -**પામવું, લાગવો**=ડરવુ. -**પેસવો**=ડર લાગવો. -**પેસી જવો**= (અમુક બાબતનો ડર) મનમા સ્થિર થવો -**રાખવો**=મનમા ડર સેવવો] ૦**કારી** વિ૦ ભયકર. ૦**દર્શી** વિ૦ ભયસ્થાન જોનાર -સમજનાર ૦**ભીત** વિ૦ [સં.] બીધેલુ -**યકર** વિ૦ [સં] ભય ઉપજાવે એવુ -**યાનક** વિ૦ [સં] ભયકર (૨) પુ૦ કાવ્યના આઠ રસમાંનો એક -**યાવહ** વિ૦ [સં] ભયકર
**ભયા** પુ૦ [પ્રા ભાઇઅ (સં ભ્રાતૃ), સર૦ મ, હિં. ભય્યા)]ભાઈ,ભિયા(પુરુષ માટે સંબોધન) (૨) કેટલીક નાતોમા જમાઈ માટે સબોધન
**ભયુ** [હિં, સં ભૂત, પ્રા ભૂઅ] (પ) થયુ, બન્યુ [ભૂ૦ કા૦નું રૂપ]
**ભયો** પુ૦ [જુઓ ભયુ] માનતા પૂરી કર્યા પછી પૂજારીની આશિષ મેળવવી તે (૨)અ૦ કૃતાર્થતાનો સંતોષ થયો હોય એમ, સતુષ્ટ. [-**કરવો**=ભયો કરાવવા જેવુ મોટું બહાદુરીનું કામ કરવુ -**કરાવવો**=માનતા પૂરી કર્યા પછી પૂજારીની આશિષ મેળવવા પોતા પર કકુના થાપા મરાવવા(૨) બહાદુરી મારવી] ૦**ભયો** અ૦ સારી પેઠે ભયો [-**થવુ**= પૂરવુ થવું, સતુષ્ટ થવાય તેટલુ બધુ થવુ]
**ભર** [સં ભૃ, પ્રા ભર ઉપરથી] નામને અતે લાગતા, 'તેના જેટલુ, તે બધું-આખુ' એવો અર્થ થાય છે. ઉદા૦ ક્ષણભર,દિવસભર (૨) વિ૦ બરોબર જામેલું, ભરપૂર, પરિપૂર્ણ. ઉદા૦ ભર જુવાની, ભર ઊંઘ [-**દોરીએ કપાવું, જવું**=કનકવાનુ ધણી દોરી સાથે કપાવુ-જવુ -**દોરીએ જવુ**=ગર્ભાવસ્થાના છેલ્લા દિવસોમાં સ્થળાતર કરવુ કે બહાર જવુ (૨) આબરૂભેર મરી જવુ]
**ભરકૂચ(-શ,-સ)** સ્ત્રી૦ [ભર + સં કૂર્ચ તથા કુશ] પરચૂરણ નકામી વસ્તુઓ કે છોકરા ને માણસોનો સમૂહ
**ભરખ** પુ૦ [સં. ભક્ષ; પ્રા ભક્ખ] ભક્ષ ૦**વું** સ૦ક્રિ૦ ખાવુ (૨) કરડવુ
**ભરગચ્છી** સ્ત્રી૦ [સર૦ મ. भरगच्ची (સં. मृगकच्छ ઉપરથી?)] સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું કપડું [(૨)ભાર,વજન
**ભરગત** ન૦ [મ] ભરી કાઢેલી સ્થિતિ, પૂર્ણતા
**ભરચક(-ટ)** વિ૦ [ભર + ચક (સં. खच्, કે चक्र?); સર૦ મ भरच्चक्का] પુષ્કળ (૨) ખીચોખીચ [પાણીની પુષ્કળતા
**ભરચંદી** સ્ત્રી૦ [ભર + ચદી] ચદી-ઘાસ-
**ભરડકી** સ્ત્રી૦, -**કું** ન૦ ['ભરડવુ' ઉપરથી, સર૦ મ भरडी] જુઓ 'ભરડી'માં
**ભરડ ભરડ** અ૦[રવ૦] એ અવાજથી(૨)સતત
**ભરડવુ** સ૦ ક્રિ૦ [રવ૦; સર૦ મ भरडणें (સં. अभिम्रद्?)] અનાજને જાડુ જાડુ દળવુ; બે ફાડ પડે એમ દળવું (૨) [લા] ગમે તેમ બકવું [અનાજની એક વાની
**ભરડિયું** ન૦ ['ભરડવુ' ઉપરથી] ભરડેલા
**ભરડો** પુ૦ ['ભરડવુ' ઉપરથી] ભરડેલુ તે (૨) ભરડાઈ જાય એમ આજુબાજુ જોરથી વીટવુ -વીટાવુ તે (અજગરનુ) (૩) છાપરાની વળીઓ કબજામા લેવાનો બધ (૪) શેરડીમા થતો એક રોગ [-**દેવો**=(અજગરે) પોતાના શિકારની આસપાસ જોરથી વીટાવુ]
**ભરડો** પુ૦ [સં भरट] તપોધન (તુચ્છકારમા)
**ભરઢોળ** ન૦ [ભરવુ + ઢોળવું] નફોતોટો (૨) આવકજાવક
**ભરણુ** ન૦ [સં] ગુજરાન (૨) આંખમા

ખાપરિયું ભરવું તે (૩) જાદુગરનો ટુચકો [-ભરવું (આંખમાં)] ૦પોષણુ ન૦ ગુજરાન
**ભરણી** સ્ત્રી૦ [સં] બીજું નક્ષત્ર, ગાલ્લી
**ભરણી** સ્ત્રી૦ ['ભરવુ' ઉપરથી] ભરવુ તે (૨) ઉમેરો (૩) [શાક] રાખવાનું વાસણ -ણું ન૦ભરણી, ઉમેરો, ભરવુ તે (૨) ભરેલું નાણું (૩) સગ્રહ (૪) [સર૦ મ भरण] થાંભલા અને ભાલ વચ્ચેનું લાકડું [-કરવું, ભરવું =તિજોરીમાં નાણાં ભરવાં-આપવાં, પોતું મોકલી આપવું]
**ભરત** ન૦ ['ભરવું' ઉપરથી] માપ, પ્રમાણ (૨) લૂગડા ઉપર વેલ, બુટ્ટી વગેરે ભરવી તે (૩) બીબામા રસ રેડી ઘાટ બનાવવો તે (૪) [સર૦ મ भरीत, હિં. भरता] મસાલો ભરી કરેલુ શાક [-ભરવું] ૦કામ ન૦ ભરત ભરવુ તે ૦ગૂથણુ ન૦ ભરતકામ અને ગૂથણકામ ૦ર(-લ) વિ૦ ઢાળેલુ, ભરતનું (૨) ન૦ ભરત (૩) માપ
**ભરત** પુ૦ [સં] (સ ) રામનો ભાઈ (૨) દુષ્યતનો પુત્ર-જેના પરથી ભારતદેશ કહેવાય છે (૩) જડભરત (૪) એક મુનિ, ભારતીય નાટ્યશાસ્ત્રના કર્તા ૦ખ ડ, ૦ભૂમિ પુ૦ (સ ) હિંદુસ્તાન. ૦વાક્ય ન૦ સસ્કૃત નાટકના અંતે મુકાતો આશીર્વાદનો શ્લોક
**ભરતા(-થા)ર** પુ૦ [પ્રા भत्तार (સં भर्तृ), સર૦ હિં भरतार] પતિ, ભર્તા
**ભરતિયુ** ન૦['ભરવું' ઉપરથી, સર૦ મ भरतपत्र] માલની કિંમતની વિગતવાર યાદી, બિલ (૨) કોઈમા માય તેટલુ માપ (૩) એક વાસણ
**ભરતિયો** પુ૦ ['ભરવુ' ઉપરથી] ભરતનું કામ કરનારો (૨) નાણાં ભરે ત્યારે કન્યા મળે એવા કુળનો માણસ
**ભરતી** સ્ત્રી૦ ['ભરવુ' ઉપરથી, સર૦ હિં, મ] ભરવુ કે ભરાવુ તે, ઉમેરણ (૨) જુવાળ (૩) [લા.] પુષ્કળતા, આવરો.[-આવવી=જુવાળ ચડવો -કરવી=ભરી દેવુ (૨) [લશ્કરમા] સામેલ કરવુ, જોડવુ -થવી=પુષ્કળ આવરો થવો. -થવુ=(લશ્કરમાં) જોડાવુ]
**ભરથ** પુ૦ [સં] દેવ (૨) રાજા
**ભરથરી** [સં. भर्तृहरि] એકતારો વગાડી માગનાર જોગીની એક જાત (૨) (સ ) ભર્તૃહરિ રાજા
**ભરથાર** પુ૦ [જુઓ ભરતાર] પતિ
**ભરનીંગળ** ન૦ [ભરાવુ+નીંગળવુ (સં नि+गल)] ભરાવું ને ઠલવાવું તે (૨) ચડતીપડતી (૩) ગૂમડાનો એક રોગ [ખૂબ
**ભરપટ્ટે** અ૦[સર૦ મ भरपेट] જોઈએ તેટલું,
**ભરપાઈ** સ્ત્રી૦ [સર૦ હિં, મ (હિં भरपाना, મ भरून पावलों)] સપૂર્ણ પતાવટ (લેણુ, ખાતુ ચૂકી વગેરેની)
**ભરપૂર** વિ૦ [ભર+પૂરેલું, સર૦ હિં, મ] પુષ્કળ (૨) પૂરેપૂરુ ભરેલું (૩) અ૦ પૂરેપૂરી રીતે
**ભરભરુ** વિ૦ [જુઓ ભગરુ; સર૦ હિં. भुरभुरा, મ भरभरीत] કોરુ, ચીકટ વગરનું (૨) કરકરુ, કણદાર
**ભર(-ળ)ભાંખળુ** ન૦ [ભાળવુ+ઝાંખુ ? કે પ્રા भक्खर (સં भास्कर=સૂર્ય) ઉપરથી ? સર૦ મ भल्या=પ્રભાત] મોંસૂઝણુ, પરોઢિયુ, મળસકુ [-થવું]
**ભરમ** પુ૦ [સં भ्रम] ભ્રમ,ભ્રાંતિ, વહેમ (૨) ભેદ, રહસ્ય (૩) કાંઈક રહસ્ય હોવાનો ખ્યાલ કે માન્યતા ઉદા૦ભરમ ભારી, ખિસ્સાં ખાલી [-ખોલવો=ભેદ પ્રગટ કરવો -બગડવો=સ્વાદ બગડવો; મજા ચાલી જવી -ભાગવો=રહસ્ય ખુલ્લું થવું કે કરવું] -માવુ અ૦ક્રિ૦ છેતરાવું (૨) વહેમાવુ, ભ્રાંતિમાં પડવુ
**ભરમાર** સ્ત્રી૦ [હિં, સર૦ મ भडमार (ભડ+માર)] ખૂબ હોવુ તે, અતિશય
**ભરમાવુ** અ૦ ક્રિ૦ જુઓ 'ભરમ'માં
**ભરમી** સ્ત્રી૦ [જુઓ બ્રાહ્મી] એક વનસ્પતિ
**ભરલ** સ્ત્રી૦ ['ભરવુ' (પેટ) ઉપરથી ?] (કા) ભૂખ (૨) ભૂખનો આભાસ-ખોટી ભૂખ
**ભરવવુ** સ૦ક્રિ૦ [સર૦ ભેરવવુ] ટગાડવુ; લટકાવવુ (૨) જોડવુ, સાથે કરવુ (૩) [લા] ભભેરણી કરવી
**ભરવાડ** પુ૦ [સર૦ મ भरा(-रवा)ड (સં. भरटक)] ઢોર રાખી ગુજરાન ચલાવનારી એક જાતનો માણસ. ૦ણ(-ણી) સ્ત્રી૦

ભરવાડ જાતની કે ભરવાડની સ્ત્રી. –ડી સ્ત્રી૦ [લા.] ઘસઘસાટ ઊંઘ. [–તાણવી=નિરાંતે, ઘસઘસાટ ઊંઘવું.] –ડું ન૦ ભરવાડનો ધંધો(૨)કાને ઘાલવાનું મોતીનું એક ઘરેણું. –ડો પુ૦ ભરવાડ (૨) ભરવાડવાડો (૩)[?] એક ઝાડ

**ભરવું** સ૦ક્રિ૦[પ્રા. भर (સં. भृ)]ખાલી હોય તેમાં મૂકવું, રેડવું, લખવું વગેરે (જેમ કે વાસણમાં પાણી, પાનામાં લખાણ, બંદૂકમાં દારૂ ઇ.) (૨) સંઘરવું (અનાજ) (૩) ભરપાઈ કરવું. ઉદા૦ નુકસાની ભરવી (૪) ફળરૂપે મળવું, લણવું. ઉદા૦ કરશો તેવું ભરશો (૫) જમે કરાવવું કે માગતા પેટે આપવું (જેમ કે, ટોલ, વેરો, ભાડું, કર, નાણાં, વીમો ઇ૦)(૬) ટીપ કે ફાળામાં આપવું–લખાવવું. ઉદા૦ પાંચ રૂપિયા ભર્યા (૭) મેળવવું–એકઠું કરવું–ભેગું કરવું (સભા, મિજલસ, પ્રદર્શન, બજાર પરિષદ, ઠઠ ઇ૦) (૮) ગૂંથવું ઉદા૦ માથા ઉપર વાડી ભરવી ખાટલાની પાટી ભરવી (૯) ભરતકામ કરવું (૧૦) માપવું (માપિયા કે પટી વગેરેથી) (૧૧) પૂરવું; ચોપડવું ઉદા૦ ચિત્રમાં રંગ ભર્યા (૧૨) પૂર્ણ–સમૃદ્ધ–છતવાળું કરવું ઉદા૦ બાપનું ઘર ભરે છે. (૧૩) લાદવું, ગોઠવવું. ઉદા૦ ભાર ભરવો, સામાન ભરવો (૧૪) ખાલી પદ કે નોકરી ઉપર સ્થાપવું, નીમવું. ઉદા૦ જગાઓ ભરવી(૧૫) જુદા જુદા શબ્દો સાથે વપરાઈને જુદા જુદા અર્થ થાય છે, તે તે શબ્દોમાં જુઓ જેમ કે, આંખ ભરવી=આંસુ આણવાં, ડગલું ભરવું=પગલું માંડવું, આગળ ચાલવું. દોરો ભરવો=સાંધવું, સીવવું. પાણી ભરવું=ઘરમાં વાપરવાનું પાણી લાવવું પેટ ભરવું=આજીવિકા કરવી બચકું ભરવું=કરડવું; દાંત બેસાડવા મોં ભરવું=લાંચ આપવી દિવસ ભરવા=રોજેરોજ કામ કરવું [ભરતામાં ભરવું=જ્યાં પુષ્કળ હોય ત્યાં વધારો કરવો ભરી આપવું=નુકસાની કે કિંમત ભરપાઈ કરવા(૨)ટીપમાં લખી આપવું (૩)માપી આપવું. ભરી કાઢવું=ભરેલું કરી દેવું(૨) સ્થાપી દેવું; નીમી દેવું. ભરી પીવું=ન ગણવું, ન ગાંઠવું. ભરી મૂકવું=સંઘરી રાખવું ભરી લેવું=નુકસાનીનો પૂરો બદલો લેવો (૨) માપી લેવું]

**ભરસાડ** સ્ત્રી૦ [સર૦ હિં. भरसाई=ભાડ] જુઓ ભડસાળ

**ભરાઈ** સ્ત્રી૦ ['ભરવું' ઉપરથી] ભરામણ (૨) ભરવાની રીત –ઉ વિ૦ ભરેલું; પુષ્ટ

**ભરાડી** વિ૦ ['ભરાવવું' ઉપરથી] ઊંધાંચત્તાં કરનારું, ખેપાની (૨) ચોર, ઉઠાઉગીર

**ભરામણ** ન૦, –ણી સ્ત્રી૦ ['ભરવું' ઉપરથી] ભરવાનું મહેનતાણું

**ભરાવ,–વો** પુ૦ ['ભરાવું' ઉપરથી] ભરાવું–જમા થવું તે, જથો, જમાવ (૨) પૂર્ણતા, ભરપૂરતા. [ભરાવો થવો=(પેટમાં કચરાની) જમાવટ થવી (૨)(થાક, તાવ વગેરે ભરાવાથી શરીરની અકડાટભરી તંગ સ્થિતિ થવી.] –દાર વિ૦ ભરાવવાળું

**ભરાવવું** સ૦ક્રિ૦ 'ભરવું' 'ભરાવું'નું પ્રેરક. [ભરાવી મારવું=ભભેરવું]

**ભરાવું** અ૦ક્રિ૦ 'ભરવું'નું કર્મણિ (૨) સંતાવું (૩)તાવ દાખલ થવો,તપવું ઉદા૦ આજે શરીર ભરાયું છે (૪) થાકથી અકડાવું ઉદા૦ ચાલી ચાલીને પગ ભરાઈ ગયા (૫) પકડાવું; ઝલાવું. ઉદા૦ છેડો ક્યાં ભરાયો છે? (૬) સપડાવું; ફસાવું.(૭)વ્યાપવું ઉદા૦ મોં ફોલ્લાથી ભરાઈ ગયું(૮)પુરાવું, રૂઝ આવવી. ઉદા૦ ઘા ભરાતો જાય છે(૯)પુષ્ટ થવું ઉદા૦ ગાલ ભરાતા જાય છે (૧૦) પૂરું થવું. અંત આવવો. ઉદા૦ તેના દિવસ ભરાઈ ચૂક્યા(૧૧) જામવું, એકઠું થવું. ઉદા૦ મેળો ભરાયો, બજાર ભરાયું. [ભરાઈ આવવું=(શરીર) તાવે ભરાવું (૨) (દિલ) ગળગળું થવું(૩)(આંખ) આંસુથી છલકાવું. ભરાઈ જવું=સપડાવું(૨)સંતાવું(૩)(અંગ) થાકથી અકડાઈ જવું(૪)પુરાઈ જવું, બાકી કે ખાલી ન રહેવું (જેમ કે, નોકરી, ફાળો, ટીપ, લોન ઇ૦). ભરાઈ પડવું=ફસાવું; સપડાવું. ભરાઈ બેસવું=સંતાવું, છુપાવું]

**ભરિત** વિ૦ [સં.] –થી ભરેલું(સમાસમાં)

**ભરિયું** ન૦ ['ભરવું' કે 'ભરવવું' ઉપરથી ?] કાંડાનું કીડિયાંનું (બાળકનું) ઘરેણું

**ભરીપૂરી** અ૦ [ભરવું+પૂરવું, સર૦ हिं, म भरापूरा] પૂરેપૂરી રીતે

**ભરૂચ** ન૦ [सं मृगुकच्छ] (સ ) નર્મદા નદીના મુખ આગળ આવેલું શહેર -ચા પુ૦ એક અટક -ચી વિ૦ ભરૂચનું કે તેને લગતું (૨) ભરૂચ તરફનું (જેમ કે રૂ)

**ભરૂ (-રો,-રો)સો** પુ૦ [સર૦, हिं भरोसा, म भरवसा, भरोसा (सं विश्रम ?] વિશ્વાસ, ખાતરી [-આપવો=સધ્યારો કે આશ્વાસન આપવું (૨) વિશ્વાસ આપવો. -કરવો=વિશ્વાસ મૂકવો -થવો, પડવો=વિશ્વાસ કે આશા બંધાવી -મૂકવો=કોઈનો આધાર કે ખાતરી રાખવી] -સાદાર, -સાપાત્ર વિ૦ ભરોસાવાળું, વિશ્વાસપાત્ર

**ભરેડી** સ્ત્રી૦ ['ભરવું' 'ભરાવું' ઉપરથી] વાન, કાંતિ [-વળવી=વાન વળવાં]

**ભરોઠ** પુ૦ ['ભરાવું' ઉપરથી] સંતોષ

**ભરોળ** સ્ત્રી૦ (કા ) સોટી કે બીજાથી પડતો સોળ

**ભર્ગ** ન૦ [सं] તેજ

**ભર્તા(-ર્તા)** પુ૦ [सं] સ્વામી (૨) પોષણ કરનાર

**ભર્ત્રી** સ્ત્રી૦ [सं] મા (૨) પોષણ કરનારી (૩) રાણી (૪) શેઠાણી

**ભર્યુંપૂર્યું** વિ૦ [ભરવું+પૂરવું] ભરેલું, પૂરેપૂરું, પુષ્કળ [ભર્યાપૂર્યા પહોંચવા=માગતું પૂરેપૂરું મળવું] [સમૃદ્ધ, આબાદ

**ભર્યુંભાદર્યું** વિ૦ [ભરવું+ભદ્ર] ખૂબ ભરેલું,

**ભલકારો** પુ૦ [ભલે+કાર] (કા ) ભલે ભલે -વાહ વાહ -શાબાશ કહેવું તે

**ભલકી** સ્ત્રી૦ [सं भल्ल, भल्ली] તીર (૨) નાનો ભાલો (કા ) -કું ન૦ ભાળકું, ભાલાનું પાનું-ફળ -કો પુ૦ ભાલો [ભલકા જેવું=મોટું (૨) ભાલા જેવું મોટું અને તીક્ષ્ણ]

**ભલતું** વિ૦ [સર૦ म, લળવું ઉપરથી ? કે ભલું ઉપરથી ?] ગમે તેવું, ઠામઠેકાણા વગરનું (૨) ફાલતુ, અચોક્કસ, અપ્રસ્તુત

**ભલપણ** ન૦ ['ભલું' ઉપરથી] ભલાઈ

**ભલ(-લું)ભલું** વિ૦ [જુઓ ભલું] કંઈ કંઈ ભલાઈ કે મોટાઈવાળું કે મહત્ત્વનું, ભારે વજનવક્કરવાળું ઉદા૦ ભલભલા કુંવારા ને ખોળાને બે બાયડી

**ભલમનસાઈ** સ્ત્રી૦ [ભલું+માણસાઈ, हिं भलमनसाहत, म भलमाणसाई] ભલાઈ [-દાખવવી, બતાવવી]

**ભલા** અ૦ [જુઓ ભલું] 'ભલા ભાઈ' કે 'ભાઈલા' એવો સંબોધનનો ઉદ્ગાર

**ભલાઈ, -શ** [જુઓ ભલું] સ્ત્રી૦ સારાપણું; સુજનતા (૨) નેકી, સાલસાઈ (૩) ભલા તરીકેની પ્રશંસા [ભલાશ લેવી=ભલા તરીકેનો જશ લેવો ભાઈભલાશે, ભલી ભલાશે=ભાઈ કહીને અને ભલાશ આપીને; સારાસારી રાખીને]

**ભલાભલી** સ્ત્રી૦ સારાસારી -લું વિ૦ જુઓ ભલભલું [ભલાભલી પૃથ્વી છે=બહુરત્ના વસુંધરા, આવડી મોટી પૃથ્વીમાં સારાં માણસોય ઘણાં હોય (૨) આવડી મોટી પૃથ્વી છે (ગમે ત્યાં જઈશ !)]

**ભલામણ, -ણી** સ્ત્રી૦ [સર૦ म, જુઓ ભળામણ] સિફારસ (૨) સોંપણ, ભાળવણી. ૦પત્ર પુ૦, ન૦ ભલામણનો કાગળ

**ભલીબૂડી** સ્ત્રી૦ [ભલું+બૂરું] સારી અથવા ખરાબ વાત, ટીકા [-ઉકેલવી=સારી યા નરસી બાબતની ચર્ચા કરવી, ટીકા કરવી. -કહેવી=સારી-નરસી વાતો સંભળાવવી (૨) ગાળ ભાંડવી]

**ભલીવાર** પુ૦, સ્ત્રી૦ [સર૦ म भलीवरी] સત્ત્વ, સાર, બરકત (૨) આવડત, હોશિયારી [-આવવો=(કામકાજમાં) સાર કે સારાપણું આવવું, સફળતા થવી]

**ભલું** વિ૦ [प्रा भल्ल (सं भद्र)] સારું (૨) માયાળુ (૩) સજ્જન (૪) પ્રામાણિક [ભલા ભાઈની પ્રીત=હું સારો તું સારો, એમ ઉપરછલી સારાશ ભલી પૃથ્વી=જુઓ ભલાભલી પૃથ્વી ભલું હશે તો=સંભવત, ઘણુંખરું ભલો આવ્યો=ઠીક આવ્યો, આવશે એમ નહોતું માન્યું ભલો ધનેતર, ભૂપ=ગમે તેવો મોટો પૈસાદાર કે સત્તાધીશ

માણસ; મોટો માંધાતા ભલાની દુનિયા નથી = દુનિયા એવી છે કે ભલાને દુઃખ પડે] ૦ભલું વિ૦ જુઓ ભલભલું
**ભલે** અ૦ ['ભલું' ઉપરથી; સર૦ હિં.] ઠીક, સારું, અસ્તુ. [ભલે પધાર્યા!=ઠીક થયું, જે આવ્યા (સ્વાગત કરતા વપરાય છે)] ૦ભલે અ૦ ઠીક ઠીક, બહુ સારુ. ૦રું વિ૦ ભલુ (૫)
**ભલ્લ** પુ૦, ન૦ [સં] ભાલો (૨) રીછ
**ભલ્લુ(-લ્લૂ)ક** પુ૦, ન૦ [સં] રીછ
**ભવ** પુ૦ [સં]સંસાર(૨)જન્મ(૩) જન્મારો(૪) [સં.]મહાદેવ.[-બગડવો,બળવો = સંસાર બગડવો, જીવન ધૂળ મળવુ, જન્મ એળે જવો **ભવની ભાવટ ભાગવી**=જિંદગીભરની જંજાળ દૂર થવી **એક ભવમાં બે ભવ કરવા**=પતિ પ્રત્યે બેવફાઈ કરવી (૨) ધર્માંતરથી કે અનીતિથી કુલાચાર તોડવો (૩) બીજુ લગ્ન કરવુ (સ્ત્રીએ) **-સુધારવો** =જિંદગી સુધરવી; જીવનમા કંઈક ઉપયોગી કે મહત્ત્વનો અર્થ સરવો **-હારી છૂટવું** =જિંદગીભરની પીડા વેઠવી.] ૦ચક્ર ન૦ સંસારરૂપી ચક્ર ૦તાણુ સ્ત્રી૦ પુનર્જન્મ માટેની તૈયારી(૨)ઐહિક વસ્તુઓની વાંછના ૦તારણુ વિ૦સંસારમાંથી તારનાર. ૦તૃષ્ણા સ્ત્રી૦ સારા ભવની — સારા લોકમા જન્મવાની તૃષ્ણા (૨) સંસારની વાસના
**ભવતી** સ્ત્રી૦ [સર૦ સં., म भवति-न-भवति] વાદવિવાદ, તકરાર(૨)[સં.] ઝેર ઠીધેલુ બાણ
**ભવતી** સ્ત્રી૦ [સં.] આપ, તમે
**ભવદીય** વિ૦ [સં] આપનું
**ભવન** ન૦ [સં] રહેઠાણ; મકાન(૨) અસ્તિત્વ. [-ઠેકાણે હોવું=મગજ કે યાદદાસ્ત દુરસ્ત હોવાં.]
**ભવભૂતિ** પુ૦ [સં] (સં) એક સંસ્કૃત કવિ.
**ભવસાગર, ભવસિંધુ** પુ૦ [સં] સંસારરૂપી સમુદ્ર; સાગર જેવો આ સંસાર
**ભવાઈ** સ્ત્રી૦ [સં. भव=શંકર, भवा=પાર્વતી –ઉપરથી કે भाव=નટ ઉપરથી, સર૦ म] હલકા પ્રકારનુ એક જાતનું નાટક (૨) [લા.] ફજેતી [**ભૂંગળ વિનાની ભવાઈ**=ખાલી ભવાડો, ફજેતી.]
**ભવાટવિ(-વી)** સ્ત્રી૦ [સં.] સંસારરૂપી વન
**ભવાડો** પું૦[જુઓ ભવાઈ; સં भटवाद ?]ફજેતો. [**નાગો ભવાડો**=નકામી ફજેતી.]
**ભવાની** સ્ત્રી૦ [સં] (સં) પાર્વતી
**ભવાબ્ધિ (-ર્ણવ)** પુ૦[સં.] સંસારરૂપી સમુદ્ર
**ભવા(-વૈ)યો** પુ૦ [જુઓ ભવાઈ] ભવાઈનો નટ (૨)[લા.] નિર્લજ્જ કે ફજેતી કરે એવો માણસ
**ભવિક** વિ૦ [સં.] લાભદાયી, ઉપયોગી (૨) સુખી; આબાદ (૩) ન૦ આબાદી, કલ્યાણ
**ભવિતવ્ય** વિ૦ [સં] ભવિષ્યમાં થનારું (૨) ન૦ ભવિષ્ય ૦તા સ્ત્રી૦ નસીબ
**ભવિષ્ય** વિ૦ [સં] આવતા કાળનું (૨) ન૦ નસીબ (૩) દોલત, વારસો (૪) ભવિષ્યકાળ. [**-આપી દેવું**=ભારે મોટી રકમ કે કીમતી વસ્તુ આપી દેવી (પ્રશ્નાર્થમાં નિષેધ બતાવે છે) **-કહેવું, વર્તવું**=નસીબની વાત કહી બતાવવી. **-ખાવું**=વારસો ભોગવવો. **-થવું** =(કા) મરી જવું **-બંધાવવું**= ભવિષ્ય આપી દેવું] ૦કાલ(-ળ) પું૦ આવનાર સમય (૨)[વ્યા.] ક્રિ૦નો એક કાળ. ૦કૃદંત ન૦ [વ્યા.] ભવિષ્યકાળસૂચક કૃદંત ૦વ્ વિ૦ બનનારું; ભવિષ્યનુ. ૦વાણી સ્ત્રી૦ ભવિષ્ય ભાખતી વાણી. ૦વાદી પુ૦ભવિષ્ય કહેનાર. ૦વેત્તા પુ૦ ભવિષ્ય જાણનાર
**ભવી** સ્ત્રી૦ +ભવિષ્ય (૨) ભવાઈ
**ભવું** ન૦ [अप भउहा (सं भ्रू)] ભમ્મર. [**ભવાં ચડાવવાં**=ગુસ્સે થવું.]
**ભવૈયો** પુ૦ જુઓ ભવાયો
**ભવોભવ** અ૦ [જુઓ ભવ] ભવે ભવે; દરેક જન્મમાં
**ભવ્ય** વિ૦ [સં] પ્રૌઢ; ગૌરવશાળી, પ્રભાવશાળી (૨) મોક્ષનુ અધિકારી (જૈન) (૩) ભવિષ્ય. ૦તા સ્ત્રી૦
**ભશ(-સ)કો** પું૦ [मागधी सुरका, दे. मुक्खा (सं. बुभुक्षा), સર૦ म. भस=જમણ, हिं भष =ભોજન] ઇચ્છા; ભારે આતુરતા
**ભસ** સ્ત્રી૦ [सं भूयिष्ठ ?] લીલાલહેર (૨) ન૦ +[प्रा भस्स (सं. भस्मन्)] રાખ, ભસ્મ
**ભસકું** ન૦ [જુઓ ભસ] વરસાદનું નાનું ઝાપટું

**ભસવું** અ૦ક્રિ૦ [પ્રા भस (સં भष्)] કૂતરાનું બોલવું (૨) [લા.] નકામો બકવાટ કરવો

**ભસ્તું** ન૦,-સ્તો પુ૦[સં भस्त्रा =ધમણ, સર૦ બિસ્તી] પેટ (૨) ચામડાની થેલી (૩) [ફા વહિશ્ત, સર૦ हिं भिश्त] દખનું

**ભસ્મ** સ્ત્રી૦ [સં] રાખોડી (૨) યજ્ઞની કે મંત્રેલી રાખ (૩) ધાતુની વૈદકીય રાખ, માત્રા [-કરી દેવું, કરી નાખવું] ૦ક વિ૦ બાળીને ભસ્મ કરી દે એવું (૨) પુ૦ ખાય તેટલું બળી જાય-ગુણ ન દે એવો પેટનો એક રોગ. ૦ગ ધા સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એક જાતનું અત્તર ૦સાત્ અ૦ રાખોડીરૂપ -સ્માવશેષ વિ૦ [+ अवशेष] રાખોડીના રૂપમાં બાકી રહેલું, નાશ પામેલું -સ્માસુર, -સ્માંગદ પુ૦ (સં) [+ असुर, अगद] એક રાક્ષસ. -સ્મીભૂત વિ૦ [સં] ભસ્મ બનેલું

**ભળ** સ્ત્રી૦ ['ભળવું' ઉપરથી] ભળી જવું તે (૨) પ્રથમ મળતા થતો સંકોચ [-ભાગવી = શરમ તૂટવી.]

**ભળકડું** ન૦ [સર૦ મ मल्या = પ્રભાત] (કા.) જુઓ ભરભાંખળું -ડિયો પુ૦(સં)સવારે દેખાતો તેજસ્વી ગ્રહ, શુક્ર

**ભળકિયું** ન૦ [સં. भद्र, પ્રા भल्लय? કે 'ભાળવું' ઉપરથી?] બાળકના કાંડાનું દર્શનિયું, ભડકિયું

**ભળકુ(-ફૂ)ડું** વિ૦ ['ભળવું' ઉપરથી, સર૦ મ भल्ल] ભોળું; નિખાલસ

**ભળકું** વિ૦ ['ભળવું' ઉપરથી] મળતાવડું (૨) ન૦ [સં भल्लक; પ્રા भल्लय] ભાલો, ભલકું

**ભળફૂડું** વિ૦ જુઓ ભળકુડું

**ભળતું** વિ૦ ['ભળવું' ઉપરથી] ભળી જાય-મળતું આવે એવું (૨) જુઓ ભલતું

**ભળભળિયું** વિ૦ જુઓ ભડભડિયું

**ભળભાંખળું** ન૦ જુઓ ભરભાખળું

**ભળવું** અ૦ક્રિ૦ [જુઓ ભેળવવું (પ્રા मेल, સં मेल्य्)] ભેગું મળી જવું (૨) અમુકના જેવા હોવું, મળતું આવવું (૩) [?] ઝોળવું, ધાવણ ઓકવું (બાળકે)

**ભળામણ(-ણી)** સ્ત્રી૦ જુઓ ભલામણ (૨) ['ભળાવવું' ઉપરથી] ભળાવવું તે, સોંપણ

**ભળાવવું** સ૦ ક્રિ૦ [પ્રા मल्लाविअ (સં मल्)] ભલામણ કરવી (૨) સોંપવું (૩) ઢોરને ગોવાળમાં ભળતું કરવું

**ભંગ** પુ૦ [સં] તૂટવું કે ભાગી પડવું તે (૨) તોડવું તે (૩) નાશ (૪) વિઘ્ન (૫) વાંક, વળાંક [-પડવો = વિઘ્ન થવું, તૂટવું, બગડવું. -પાડવો = વિઘ્ન કરવું, અટકાવવું]

**ભંગ** સ્ત્રી૦ [સં] ભાંગ ૦ડ વિ૦ભાંગનો વ્યસની ૦ડખાઉ ન૦ભાંગનું પીઠું -ગી વિ૦ ભંગડ

**ભંગડો** પુ૦ જુઓ ભંગિયો (તુચ્છકારમાં) -ડી સ્ત્રી૦ ભંગિયા કે ભંગિયાની સ્ત્રી

**ભંગાણ** ન૦ [ભાંગવું, ભંગાવું ઉપરથી] ભંગ (૨) તૂટ [-પડવું]

**ભંગાર** પુ૦ ['ભંગ' પુ૦ ઉપરથી] ભાંગેલાં વાસણ કે બીજો સરસામાન -રો પુ૦ભંગાર ખરીદી લેનાર [કર્મણિ અને પ્રેરક

**ભંગાવું** અ૦ક્રિ૦, -વવું સ૦ક્રિ૦ 'ભાંગવું'નું

**ભંગિ(-ગી)** સ્ત્રી૦ [સં] વ્યંગ, વાચાની ચાતુરી (૨) રીત, ઢબ (૩) અંગોનો મરોડ (૪) પગથિયું

**ભંગિયો** પુ૦ [ભંગી પરથી] બહોરવાનું કામ કરનાર જાતનો માણસ [ભંગિયાને જા! =હલકામાં હલકા ઠેકાણે નાતરું કર! (૨) ઢીસતી રહે!] -યણ સ્ત્રી૦ ભંગડી

**ભંગી** વિ૦ [સં] ભંગડ (૨) પુ૦ [સર૦ हिं] ભંગિયો (૩)સ્ત્રી૦ જુઓ ભંગિ ૦જંગી વિ૦ ભંગડ (૨) ઢંગધડા વગરનું [અસ્થાયી

**ભંગુર** વિ૦[સં] ભાગી જાય એવું(૨)નાશવંત,

**ભંગોરું** ન૦ [સર૦ हिं भगुरा]એક જાતનું ઘાસ

**ભંજક** વિ૦ [સં] ભાગનાર; ટાળનાર -ન ન૦ ભાગવું તે (૨) નાશ (૩) વિ૦ ભંજક જેમ કે, પરદુઃખભંજન -વું સ૦ ક્રિ૦ [સં भञ्ज्] ભાંગવું (પ)

**ભંજાડ** પુ૦ [સં भञ्ज् પરથી] ભાંગફોડ, વિનાશ

**ભટ(-ઠ)** ન૦ ઘાસ પર થતું એક કાંટાળું બીજ (એ લૂગડે ચોટી જાય છે)

**ભઠિયો** પુ૦ જુઓ ભટ

**ભડક** [પ્રા मडग] ભોંયરું (૨) સ્ટીમરમાં ફાળકાની ફરતે આવેલી ત્રીજા વર્ગના

મુસાફરોની જગા. -કિયું ન૦ નાનું ભોંયરું
ભંડાર પું૦ [प्रा. (सं. भाण्डागार), સર૦ हिं., म.] ધનધાન્ય વગેરે ભરી રાખવાની જગા (૨) ખજાનો; સંગ્રહ (૩) વહાણના તૂતકની નીચેનો ભાગ (૪) દુકાન જેમ કે, ખાદી-ભંડાર, સ્વદેશી ભંડાર. ૦વું સ૦ક્રિ૦ ભંડારમાં મૂકવું (૨) છુપાવવું -રિયું ન૦ ભીંતમાં બારણાવાળો ગોખલો (૨) ગાડા નીચેની પેટી જેવી ગોઠવણ (૩) ઘરમાં ઓરડાની પાછળનો નાનો ખંડ -રી પું૦ ખજાનચી (૨) કોઠારી (૩) એક અટક (૪) [સર૦ म.] તાડી અને દારૂ ગાળવાનો ધંધો કરનારી એક જાતનો માણસ -રો પું૦ [સર૦ हिं., म. भंडारा] ગામ કે નાતના તમામ માણસોને અપાતું જમણ (૨) સાધુઓનું જમણ
ભંડોળ ન૦ [प्रा. भंड (सं. माण्डय्)=એકઠું કરવું, સર૦ म. भांडवल] ભેગી કરેલી કોઈ પણ મૂડી. -ળિયું વિ૦ ખજાનાને કે ભંડોળને લગતું (૨) સૌના વાપરવું; મિશ્ર -ળિયો પું૦ ભંડોળવાળો માણસ
ભંપાડું વિ૦ [ભમ (જાડું)+પાડું ? સર૦ म. भवाळ] પાડા જેવું જાડું
ભંપોલ(-ળ) વિ૦ [ભમ+પોલું; સર૦ પોલું-ભમ] અંદરથી પોલું, બોદું
ભંભલી સ્ત્રી૦ [दे. भंभा=ભેરી (તેના જેવો ઘાટ)] (કા) સાંકડા મોની બદામના ઘાટની બતક
ભંભારવ પું૦ [सं.] ગાય, બળદનો અવાજ (૨) મોટો પોલો લાગતો અવાજ
ભંભેરવું સ૦ક્રિ૦ ['ભેરવવું' ઉપરથી; સર૦ हिं. भभरना (हिं. भभेरि=ડર)] ભંભેરણી કરવી. -ણી સ્ત્રી૦ સાચાજૂઠા, ખોટી ઉશ્કેરણી
ભંભો પું૦ [જુઓ ભંભલી] પાણી રાખવાનું માટીનું વાસણ [ફાંફાં મારવાં
ભંભોળવું અ૦ક્રિ૦ [સર૦ ફંફોળવું] શોધવું;
ભા સ્ત્રી૦ [सं] કાંતિ; તેજ
ભા પું૦ ['ભાઈ' ઉપરથી] વડીલ માટે સંબોધન (૨) દાદા, બાપ કે મોટાભાઈ [-પાસે જવું= મરી જવું]
ભાઈ પું૦ [प्रा. भाइ (सं. भ्रातृ)] ભાઈયો; સહોદર (૨) કાકા, મામા, માસી વગેરેનો દીકરો (૩) કોઈ પણ માણસ માટે વિવેક-યુક્ત સંબોધન. ૦બાપા પું૦ બ૦વ૦ 'ભાઈ, બાપા' એવી નમ્ર વિનવણી ને આજીજી-સૂચક શબ્દો. [-કરવા=કાલાવાલા કરવા. (૨) નરમાશથી-સમજાવીને કામ લેવું.] ૦ચારો પું૦ ભાઈ જેવું વર્તન, દોસ્તી. ૦જી પું૦ જેઠ ૦દાવો પું૦ ભાઈ તરીકેનો હકકે સંબંધ ૦બીજ સ્ત્રી૦ કારતક સુદ બીજ. ૦ભાંડુ ન૦બ૦વ૦ એક માબાપનાં છોકરા. ૦બંધ પું૦ મિત્ર. ૦બંધી સ્ત્રી૦ મિત્રાચારી. ૦લો પું૦ ભાઈ (લાડમાં) (૨) નાનો છોકરો. ૦શ્રી પું૦બ૦વ૦ (લખાણમાં) વિવેકનું સંબોધન ૦સલામ સ્ત્રી૦ 'ભાઈ, સલામ' એમ કહીને નમ્ર વિનવણી અને આજીજી [-કરવી.] ૦સંગ પું૦ બ૦વ૦ [+સિંહ ?] બચ્ચાજી, બેટમજી (તુચ્છકારમાં). ૦સાહેબ પું૦ બ૦વ૦ મોટા ભાઈ ! સાહેબજી ! [-કહેવા, કહેવડાવવા =તોબા પોકારવી, પોકારાવવી; હાર્યા કહેવું કે કહેવરાવવું.]
ભાઉ પું૦ [प्रा., म (सं. भ्रातृ)] ભાઈ. ૦સાહેબ પું૦ [म] પેશ્વાઈનો એક ઇલકાબ
ભાએ(-ય,-યે)ગ ન૦ + જુઓ ભાગ્ય (૫)
ભાકઠ વિ૦ [સર૦ म; જુઓ બાખડું] વાંઝિયું (૨) દૂધ દેતું બંધ થયેલું, ઊંચી ગયેલું. ૦કથા સ્ત્રી૦ અશક્ય વાત
ભાખર(-રો) પું૦[સર૦ म भाकर, (सं भ्रस्ज्= શેકવું ઉપરથી] મોટો જાડો રોટલો -રી સ્ત્રી૦ જાડી કઠણ રોટલી [કહેવું
ભાખવું સ૦ક્રિ૦ [सं भाष्] બોલવું (૨) ભવિષ્ય
ભાખા સ્ત્રી૦ + ભાષા
ભાગ પું૦ [सं.] અંશ; હિસ્સો (૨) પુસ્તકનો હિસ્સો ઉદા૦ ભાગ પહેલો (૩) ભાગાકાર (ગ) [-કાઢી નાખવો=ભાગિયા મટવું. -ચાલવો=(ગ.) ભાગી શકાવું ઉદા૦ ૨૦ની સંખ્યાનો પાંચ વડે ભાગ ચાલશે.-પડવો= વહેંચાવું; કશાનો હિસ્સો થવો. -રાખવો= કોઈ કામધંધામાં ભાગિયા તરીકે જોડાવું, ભાગિયા બનવું] ૦ચિહ્ન ન૦ ભાગાકારનું

(+) ચિહ્ન (ગ.) ૦બટાઈ સ્ત્રી૦ [ हिं बाटना (सं वट्)] મહેસૂલ તરીકે ખેતીની ઊપજનો ભાગ આપવો તે ૦લું વિ૦ ભાગેલું, તૂટેલું (૨) ખોખરુ, ફાટવાળુ (માટીનું વાસણ) [ભાગલા પગ = નાઉમેદી, નિરાશા ભાગલાં હાડકાં=હરામ હાડકાં, આળસુપણુ હાથપગનું ભાગલુ = આળસુ, ઢીલુ ભાગલે પગે=ડરતાં ડરતાં (૨) નિરાશ થઈને.] ૦લો પુ૦ ભાગ, ટુકડો [ભાગલા પાડવા = ભાગ કરવા ] (૨) માતાના નૈવેદ્યનો થાળ

ભાગવત વિ૦ [सं ] ભગવાનને લગતુ (૨) ન૦ (સં ) અઢાર પુરાણોમાંનું એક

ભાગવું અ૦ક્રિ૦ [જુઓ ભાંગવુ] તૂટવુ, કકડા થવા, નાશ પામવુ (૨) દૂર થવુ (જેમ કે ભો ભાગવો) (૩) દેવાળુ કાઢવું (જેમ કે પેઢી ભાગી) (૪) [સર૦ हिं भागना] નાસવું (૫) સ૦ ક્રિ૦ કકડા કરવા, તોડવું (૬) લૂટીને પાયમાલ કરવું (જેમ કે ગામ) (૭) અદા ન કરવું, પાછું ન વાળવું (જેમ કે ઋણ, વ્યાજ) (૮) ભાગ કરવા, ભાગાકાર કરવો (ગ ) (૯) [सं भज्] વણવું (દોરડુ ) [ભાગી જવુ = નાસી જવુ (૨) તૂટી જવુ ભાગી રાત=પાછલી રાત, મધ્યરાત્રિ પછીનો સમય.]

ભાગળ સ્ત્રી૦ જુઓ ભાગોળ -ળિયો પુ૦ દુકાનદાર (૨) ભાગોળનો-શહેરના દરવાજાનો કારકુન [રકમ (ગ.)

ભાગાકાર પુ૦[सं ] ભાગવું તે કે તેથી આવતી

ભાગાડ પુ૦ ઢોરનો હાડકાંવાળો ભાગ(પૂઠનો?)

ભાગાનુબંધ ન૦[सं ] પૂર્ણાંક સહિત અપૂર્ણાંક આંકડો (ગ ) [નાસાનાસ

ભાગાભાગ(-ગી) સ્ત્રી૦ ['ભાગવુ' ઉપરથી]

ભાગિયુ વિ૦['ભાગ'ઉપરથી] ભાગીદાર -યણ સ્ત્રી૦ ભાગીદાર સ્ત્રી -યો પુ૦ ભાગીદાર

ભાગીદાર પુ૦ [ભાગ + फा दार] ભાગવાળો, હિસ્સેદાર (૨) ગોઠિયો, સાથી -રી સ્ત્રી૦ ભાગીદારપણુ , પતિયાળુ

ભાગીરથી સ્ત્રી૦ [सं ] (સ ) ગગા નદી

ભાગુ વિ૦ ['ભાગવુ' ઉપરથી] મહેનતથી કટાળનારુ, આળસુ (૨) મુશ્કેલ; મહેનતનું

ભાગ્યું વિ૦ ['ભાગ' ઉપરથી] -ને કારણે, લીધે ઉદા૦ દુ ખ ભાગ્યા ઠરો નહિ

ભાગેડુ પુ૦ [ભાગવુ ઉપરથી] નાસી જનાર

ભાગોવડ વિ૦['ભાગ' ઉપરથી] વચલા વાંધાનું

ભાગોળ સ્ત્રી૦ [સર૦ सं आ-भोग, म भागणी =વાવ્યા વિના રાખેલો ભાગ] શહેરના કોટનો દરવાજો (૨) ગામનું પાદર (૩) બજાર, ચકલું [ભાગોળ જેવુ = પહોળુ, વકાસેલુ (મોં) ભાગોળે જવુ = ઝાડે ફરવા જવું ભાગોળે દીવા કરવા = બધે જાહેર કરવુ ]

ભાગ્ય ન૦ [सं ] નસીબ [-ઊઘડવું, ફળવુ =ભાગ્યવાન-સુખી થવુ -ફરવું = દુર્ભાગ્યની દશા બદલાઈને સારી દશા શરૂ થવી, સુખ-પ્રાપ્તિ થવા લાગવી. -ફરી વળવુ, -ફૂટવું = અવદશા થવી ] ૦વશાત્ અ૦ નસીબજોગે. ૦વ ત, ૦વાન, ૦શાળી વિ૦ નસીબદાર ૦હીન વિ૦ કમનસીબ

ભાગ્યુતૂટ્યુ વિ૦ [ભાગવું + તૂટવુ] ભાગેલું-તૂટેલું (૨) સળગ કે અટક્યા વગર નહિ એવું, તૂટક

ભાગ્યે અ૦ [सं ] કદાચ, કવચિત્

ભાચરો પુ૦ [સર૦ म भाचर = ભઠ્ઠી] એક માટીનું વાસણ [ભાચરા જેવુ = મોટુ, પહોળુ ને બેડોળ ]

ભાજક પુ૦ [सं ] ભાગનાર સ ખ્યા (ગ )

ભાજન ન૦ [सं ] વાસણ, પાત્ર (૨) (સમાસને અંતે) આધારસ્થાન, અધિકારી, એવો અર્થ બતાવે છે ઉદા૦ દયાભાજન

ભાજવુ અ૦ક્રિ૦ (૨) સ૦ ક્રિ૦ જુઓ ભાંજવુ

ભાજી સ્ત્રી૦ [प्रा भज्जिआ, સર૦हिं , म ] શાક લાયક કુમળા છોડ કે તેનું શાક ૦ખાઉ વિ૦ ભાજી ખાનારુ (૨)[લા ]તાકાત વગરનું ૦પાલો પુ૦ ભાજી પાલો વગેરે ૦મૂળા પુ૦ બ૦વ૦ મૂળો અને તેવી ભાજી(૨)[લા ] તુચ્છ-લેખામાં ન લેવા જેવી વસ્તુ [ભાગવાની રકમ

ભાજ્ય વિ૦ [सं ] ભાગી શકાય તેવુ (૨) ન૦

ભાટ પુ૦ [सं , प्रा भट्ट, સર૦ हिं , म ] રાજાઓના ગુણગાન ગાનાર એક જ્ઞાતિનો માણસ.

(૨) [લા] ખુશામતિયો. ૦ડી સ્ત્રી૦ ભાટણ (તિરસ્કારમાં). ૦ણ સ્ત્રી૦ ભાટ કે ભાટની સ્ત્રી ૦વેડા પું૦ બ૦ વ૦ ભાટની પેઠે અતિશયોક્તિથી વખાણ કરવાં તે -ટાઈ સ્ત્રી૦ ભાટનું કામ-પદ (૨) ભાટવેડા

**ભાટિયો** પુ૦ [સં. भट्ट પરથી; હિં भाटिया, મ. भाटया] એ નામની એક જ્ઞાતિનો માણસ (૨) [સં भाट = ભાડું; અથવા ભાઠું ઉપરથી?] દૂધ વેચનાર, ઘાંચી (૩) કાછિયો (ગામડામાં). -યણ સ્ત્રી૦ભાટિયાની કે ભાટિયા જ્ઞાતિની સ્ત્રી

**ભાઠ** સ્ત્રી૦, -ઠું ન૦[પ્રા. मट्ठ (સં. मृष्ट)]ચામડી છોલાઈ પડેલું ચાંદું

**ભાઠું** ન૦ [સર૦ હિં. भाठ; હિં., મ भाट, સર૦ દે मट्ठी = ધૂળ વિનાની સપાટ જમીન] નદીકાંઠાની રેતાળ જમીન (૨) છીછરા પાણીવાળી જગા (૩) શેરડીનો મૂળવાળો કકડો(૪)જુઓ 'ભાઠ'માં (૫) કપડા પર પડેલો ચીકટો કે સહેલાઈથી ન ધોવાય તેવો ડાઘ

**ભાઠેલો** પુ૦અનાવિલ બ્રાહ્મણનો એક પેટાભાગ

**ભાડ** સ્ત્રી૦[દે] અનાજ શેકવાની ભઠ્ઠી (૨) ભાડભૂંજાનું કર્યેડું(૩)મોટો કૂવો(૪)[સં भाटि] વેશ્યાઓની દલાલી કે ભડવાઈની કમાઈ ૦ભૂંજણ સ્ત્રી૦ [+ ભૂંજવુ પરથી] ભાડભૂંજાની સ્ત્રી ૦ભૂંજો પુ૦ ભઠ્ઠીથી ધાણીચણા ઇ૦ શેકવાનો ધંધો કરનાર

**ભાડવાત** પુ૦ ['ભાડુ' ઉપરથી] જુઓ ભાડૂત

**ભાડાખત** ન૦, **ભાડાચિઠ્ઠી** સ્ત્રી૦ [ભાડુ + ખત, ચિઠ્ઠી] ભાડા સંબંધી દસ્તાવેજ

**ભાડિયો** પુ૦ ['ભાડ' ઉપરથી] અનાજ શેકવાનું કાણાવાળું હાલ્લું

**ભાડું** ન૦ [સં भाटक, પ્રા भाडय, હિં भाडा, મ भाडें] કોઈ પણ વસ્તુ વાપર્યા બદલ આપવાનું નાણું [ભાડાની વહેલ = [લા.] ગમે ત્યારે ઉલાળી મેલાય — તજી દેવાય તેવી વસ્તુ ભાડાનું ઘર=[લા] પોતાની ન હોવાથી ગમે ત્યારે પાછી સોંપવી પડે તેવી વસ્તુ ભાડું ભરવું = ભાડા તરીકે આપવુ ભાડે આપવું =ભાડાની રકમ લઈ વાપરવા આપવુ ભાડે રાખવું,લેવું = ભાડુ આપી વાપરવા રાખવુ ]

-ડૂત પુ૦ ભાડે રહેનાર. -ડૂતી વિ૦ ભાડે રાખેલું(૨)પૈસા ખાતર કામ કરતુ, 'મર્સિનરી'

**ભાણ** પુ૦ [પ્રા (સં भानु)] સૂર્ય (૨) [સં] નાટકનો એક પ્રકાર, જેમાં એક પાત્ર જ રંગભૂમિ પર આવે છે

**ભાણાવહેવાર** પુ૦ [ભાણું + વહેવાર] સાથે બેસી જમવાનો સંબંધ, રોટીવહેવાર

**ભાણાભેદ** પુ૦, **ભાણાંતર** ન૦ ભાણું પીરસવામાં ફરક-પક્ષપાત [ભાણાભેદ કરવો, રાખવો. ભાણાંતર કરવું.]

**ભાણિયો** પું૦ જુઓ ભાણેજ (૨) [લા] વીંઢાળવી પડે એવી વસ્તુ-સોગાત

**ભાણી** સ્ત્રી૦ જુઓ ભાણેજી

**ભાણું** ન૦ [પ્રા भाण, भायण (સં. भाजन); મ भाणें] પીરસેલી થાળી [ભાણાં ઉપરથી ઉઠાડવુ = જમતા જમતા ઉઠાડવુ (૨) ગુજરાનના સાધન ઝૂટી લેવાં. ભાણામાં ધૂળ નાખવી = ખાણું ખરાબ કરવુ; ચાલતા ગુજરાનને નુકસાન કરવુ ભાણાં ખડખડ = જમતી વખતે કંકાસ (૨) ઠાલાં ભાણાં ખખડવાં -ગરીબાઈને લીધે ભૂખમરો ભાણું માંડવું = ખાવાનું પીરસવુ (૨) ખાવા બેસવું.]

**ભાણેજ** પુ૦ [પ્રા भाइणेज्ज (સં भागिनेय); હિં भानजा, મ. भाचा] ભાણો, બહેનનો દીકરો. ૦વહુ સ્ત્રી૦ ભાણેજની વહુ -જાં ન૦ બ૦ વ૦ બહેનના છોકરા -જી સ્ત્રી૦ બહેનની છોકરી, ભાણી

**ભાણો** પુ૦ [જુઓ ભાણેજ] ભાણિયો

**ભાત** પુ૦[પ્રા भत्त(સં भक्त), હિં, મ.]રાંધેલા ચોખા (૨) ભાતુ (કામગીરીની જગા ઉપર લઈ જવાનું) (૩) પુ૦, ન૦ હાગર ૦ખાઉ વિ૦ વધારે પ્રમાણમાં ભાત ખાનારું(૨)[લા.] ઢીલુ, પોચુ. ૦લું ન૦ (કા) ગરમ રોટલો, દૂધ, ઘી વગેરેનું સવારનું ભોજન. -તિયું ન૦ ભાત કાઢવાનો તાવેથો કે ઝારો (૨) ભાત ઓસાવવાનો કાણાવાળો ટોપલો(૩)એક પક્ષી -તું(-થુ) ન૦ મુસાફરીમાં સાથે લીધેલું ખાવાનું (૨) ભથ્થું [બાંધવું, બંધાવવું]

**ભાત** (ત,)સ્ત્રી૦[પ્રા. भत्ति (સં. भक्ति) હિં.भांति]

વેલ બુટ્ટીવાળી છાપ(૫) રીત, પ્રકાર [–ઊઠવી, પડવી = છાપ ઊઠવી, આકૃતિ છપાવી –પાડવી = આકૃતિ પાડવી (૨) નોખુ તરી આવવુ (૩) ઠોક દઈ – નિંદા કરી હલકુ પાડવું ] ૦ભાતર્લું, –તીગર(–ળ), –તીલુ વિ૦ રંગબેરંગી, તરેહવાર

ભાથી,–થિયો પુ૦ [ 'ભાથો' પરથી ] બહાદુર લડવૈયો –થિયા દાદા પુ૦ બ૦ વ૦, ૦ખતરી પુ૦ (સ ) સાપ, વીછી વગેરેનુ ઝેર ઉતારવા જેની આણ દેવાય છે તે દેવપુરુષ

ભાથું નઃ જુઓ ભાત (૨) [જુઓ ભાથો] બાણ રાખવાની કોથળી

ભાથો પુ૦ [दे भत्थ, भत्था (सं भस्त्रा), हिं भाथा, म भाता] બાણ રાખવાની કોથળી(૨) ધમણ (૩) રાંધવાનો સામાન રાખવાની થેલી

ભાદરવો પુ૦ [सं भाद्रपद, प्रा० भाद्दवअ; हिं भादों, म भादवा, भादवड] પુ૦ વિક્રમ સવતનો અગિયારમો માસ [ભાદરવાની ભેંસ = સારી પેઠ ખાઈ પી મસ્ત થયેલી વ્યક્તિ ભાદરવાનો ભીંડો = થોડા વખતની મોટાઈથી છકી ગયેલી વ્યક્તિ ]

ભાદ્રપદ પુ૦[सं] ભાદરવો. –દા સ્ત્રી૦ પચીસમું અને છવ્વીસમું નક્ષત્ર (પૂર્વા અને ઉત્તરા)

ભાન ન૦ [सं] શુદ્ધિ, હોશ (૨) સ્મરણ (૩) સમજ; અક્કલ (૪) કલ્પના, ભાસ (૫) સાવચેતી, કાળજી [–આવવું, થવું = શુદ્ધિમાં આવવુ (૨) યાદ આવવું (૩) સમજ પડવી. –કરાવવું = ભાન થાય એમ કરવું ] ૦ભૂલુ વિ૦ ભાન ભૂલેલું

ભાબાપાપણુ ન૦ [ભા (ભાઈ) + બાપા + પણુ ] (કા ) ભાઈબાપા કરવા તે

ભાનુ પુ૦ [सं] સૂર્ય. [એક નામ ૦મતી સ્ત્રી૦ (સ )

ભાભી સ્ત્રી૦ [प्रा भाउज्जाश्या(सं भ्रातृ+जाया), સર૦ हिं., म भावी] ભાઈની સ્ત્રી ૦જી સ્ત્રી૦ ભાઈજીની પત્ની, જેઠાણી(૨)ભાભી (માનાર્થે)

ભાભુ સ્ત્રી૦ [સર૦ ભાભી] બાપની મા (૨) ભાભી (૩) મોટા કાકાની વહુ

ભાભો પુ૦ ['ભા' ઉપરથી, સર૦ म. भावडा, भाव्या] કણબી (૨)-જડસો [ભાભા પાડળી [સર૦ म ] = અશક્ત ને બાયલો પુરુષ. ભાભા ભૂત = જડસુ, મૂર્ખ ]

ભામ પુ૦ ચામડા ઉપરનો વેરો (૨) [જુઓ ભમ; સર૦ म भाव] + ભ્રમ [પ.] (૩) સ્ત્રી૦ જુઓ ભામા

ભામટો પુ૦ ['ભમવુ' ઉપરથી, સ૦ म भामटा, हिं भामतीय] રખડેલ, ઉઠાવગીર, ભમતો ચોર

ભામણાં ન૦બ૦વ૦ [प्रा भामण (सं भ्रमण)= (હાથ) ફેરવવા તે પરથી] ઓવારણાં [–લેવાં]

ભામા સ્ત્રી૦ [सं] ભામિની

ભામાં ન૦ બ૦ વ૦ ['ભમવું' ઉપરથી] ફાંફાં(૨) [प्रा भाम, भमाड (सं भ्रमय्)] પાખડ (૩) ભ્રમણા, વહેમ

ભામિની સ્ત્રી૦ [सं] સ્ત્રી (૨) રૂપાળી જુવાન સ્ત્રી (૩) કામાતુર કે ક્રોધે ભરાયેલી સ્ત્રી

ભામું ન૦ ['ભ્રમ' ઉપરથી; સર૦ म भाव] ખોટો વહેમ, ગાંડપણ –મો પુ૦ભ્રમણા, મોહ

ભાય(–યો)ગ ન૦ [प्रा भाअ (सं भाग)] + ભાએગ, ભાગ્ય (પ)

ભાયડો પુ૦ ['ભાઈ' પરથી, સર૦ हिं भाय] પુરુષ (૨) પતિ. [ઊભે, છતે ભાયડે = ભાયડો જીવતો હોવા છતા (સ્ત્રીએ નાતરે જવું )]

ભાયાત પું૦ ['ભાઈ' ઉપરથી] પિત્રાઈ (૨) રાજાનો પિત્રાઈ –તી વિ૦ ભાયાતને લગતું

ભાયો પુ૦ ['ભાઈ' ઉપરથી] ભાઈ (લાડમાં)

ભાર પુ૦ [सं] વજન (૨) ચોવીસ મણનું વજન (૩) ૨૦૨૧૭૪૦૦૦ની સખ્યા (૪) વીસ તોલાનું કે એક તોલાનું વજન(૫)અપચો, અજીર્ણ (૬) [લા ] જવાબદારી (૭) વિસ્તાર (૮) વજન; વકર, વટ (૯) આભાર, પાડ (૧૦) અમુક તોલ જેટલું તે ઉદા૦ પૈસાભાર રતિભાર (૧૧) (ઘણુ ખરુ પુ૦ બ૦વ૦) ગજુ, ગુ નાશ ઉદા૦ તારા તે બોલવાના શા ભાર? (૧૨) ગ્રહ, દશા કે મ તરજતરની અસર (૧૩) જથો, સમૂહ. [–આવવો = બોજો લાગવો (૨) તકલીફ પડવી –ઉપાડવો = બોજો કે જવાબદારી ઉઠાવવા. –કરવો = વજન – બોજ નાખવો –ખોવો, ગુમાવવો = વટ, વકર ખોવાં, હલકા પડી જવુ –ચડવો

=અસર પડવી (૨) પાડ ચડવો; અહેશાન ચડવું -છાંડવો=માન ઊતરી જવું -જવો =ભાર ખોવો,હલકા પડવું. -તાણવો=બોજો કે જવાબદારી ઉપાડવા -પડવો=જુઓ ભાર આવવો -ભરવો=જુઓ ભાર લાદવો -ભાગવો=નિ સંકોચ બોલાય એવો સંબંધ થવો (૨) પ્રતિષ્ઠા ઓછી થવી; માન ગુમાવવું -માં રહેવું=પોતાનું માન-વટ સાચવીને વર્તવું, તેને આચ ન આવે તેની પેરવીમા રહેવું. -મૂકવો=વજન કે બોજ મૂકવાં (૨) જવાબદારી નાખવી-સોંપવી (૩) ઉપકાર ચડાવવો (૪) મહત્ત્વ આપવું (૫) આગ્રહ કરવો. -રહેવો=બાહી કે અપચાથી પેટ ભારે થવુ (૨) માન-વકર સચવાવાં -રાખવો =માન સાચવવું ભારે મારવું = મોટો ભાર વહેવરાવવો (૨) નાહક ભાર વહોરાવવો; હેરાન કરવુ.] ૦ખમું વિ૦ ભાર ખમી શકે તેવું ૦ખાનું ન૦ ભાર ભરવાનું વાહન(૨) માલગાડી ૦ગોળી સ્ત્રી૦ બાળકોને પેટમા રહેતા ભાર માટે એક ઓષધિ. ૦વાહક,૦વાહી વિ૦ ભાર વહન કરનારું (૨) જવાબદારી ઉઠાવનારું

ભારજા સ્ત્રી૦ જુઓ ભાર્યા [પીઠ

ભારઝલું વિ૦ [ભાર+ઝીલવું] ભારેખમ,પુખ્ત;

ભાર(-રો)ટિયું ન૦, -યો પું૦ જુઓ ભારવટિયો, મોભ, પાટડો

ભારણ ન૦ ['ભારવુ' ઉપરથી] દબાણ, વજન (૨) ભારવું-રાખમાં દાબવું તે (૩) વશીકરણ; જાદુ

ભારત પું૦; ન૦ [સં.] હિંદુસ્તાન(૨) ન૦ (૩) વિ૦જુઓ મહાભારત. [-ચલાવવું=લબાણ કરવુ(૨) લાબું લાંબું ટાયલુ કરવું.] ૦બળિયા પું૦બ૦વ૦ ખૂબ જોરથી નીકળેલા બળિયા ૦વર્ષ પું૦; ન૦ હિંદ; ભારત દેશ

ભારતી સ્ત્રી૦ [સં.] વાણી, સરસ્વતી (૨) સંન્યાસીઓના દસ વર્ગોમાનો એક (૩)(સં.) ભારત માતા

ભારતીય વિ૦ [સં.] ભારતવર્ષનું કે તેને લગતુ

ભારથી વિ૦['ભારત' ઉપરથી, સર૦હિં. भारथी =યોદ્ધો] બહાદુર (૨) ['ભારતી' પરથી; જુઓ ભારતી (૨)] ગોસાઈની એક અટક

ભારદોરી સ્ત્રી૦ [ભાર (મ. भारणें=મંતરવું) +દોરી, સર૦મ.] ગર્ભસ્રાવ ન થાય તે માટે ગર્ભિણીની કેડે બધાતી મંતરેલી નાડાછડી

ભારદ્વાજ પું૦ [સં] (સં.) અગસ્ત્ય ઋષિ (૨) દ્રોણાચાર્ય (૩) સપ્તર્ષિમાંના એક (૪) ભરદ્વાજના વંશમાં ઉત્પન્ન થયેલો(૫)એક પક્ષી

ભારબરદારી વિ૦ [फा. बारबरदारी, म.] ભાર વહેનારું (૨) સ્ત્રી૦ ભાર વહેવો તે

ભારબોજ પું૦ [ભાર+બોજો] ભાર; વજન (૨) [લા.] જવાબદારી (૩) વકર

ભારવકર પું૦[ભાર+વકર] ભારબોજ; વજન; વકર, મોભો

ભારવટ(-ટિયો) પું૦ [सं भारवत् કે भारवह; સર૦ म. भारवट, भारोट] જુઓ ભારટિયો

ભારવું સ૦ક્રિ૦['ભાર' પરથી, સર૦ हिं. भारना] રાખમાં દાબી રાખવું (દેવતા) (૨) વશીકરણ કરવુ; મોહિત કરવું

ભારંડ ન૦ [સં] એક પક્ષી

ભારી વિ૦[સં.]ભારે(૨)સ્ત્રી૦[જુઓ ભારો, म.] મોટી ઝૂડી કે નાનો ભારો

ભારે વિ૦ [प्रा. भारिअ (सं भारिक)] વજનદાર (૨) મુશ્કેલ (૩) કીમતી (૪) પચવામા મુશ્કેલ એવું (ખોરાક પાણી ઇ૦) (૫) અ૦ અતિ; ખૂબ. [-કરી!=કમાલ કરી! -કરવું=કોઈ વાતને અતિશયોક્તિથી મોટી-મોંઘી કરવી. -છેડે=ગર્ભાવસ્થાના અંતિમ દિવસો ચાલતા હોય એવી સ્થિતિએ. -થઈ!=કમાલ થઈ! -થવું=માન માગવુ, મોટાઈ ધારણ કરવી (૨) વજનમા વધવું (૩) મુશ્કેલ થવું. -દિલે=ખિન્ન હૃદયે. -પગે હોવું=સગર્ભા હોવું. -પડવું=બોજા જેવું લાગવુ; ન સહેવાવુ (૨) મોંઘુ પડવું. -મિજાજ=ઉગ્ર મિજાજ. -લાગવું=(શરીર) સુસ્ત જણાવું; બીમારીની બેચેની લાગવી.] ૦ખમ વિ૦ [सं. भारक्षम; કે ભાર+ખંભ(સ્તંભ)]આબરૂદાર,મોભાવાળું (૨) ગંભીર (૩) મોટાઈના ડોળવાળું ૦વાઈ સ્ત્રી૦ [सं. भारवाहिका] સગર્ભા

**ભારો** પુ૦ [સં भारक, हिं, म भारा] ઘાસ લાકડાં વગેરેને એકત્રિત બાંધતાં થતો બોજ, ઝૂડો, મોટું વજન (૨) [?] ખુલ્લા સઢનો છેડો ૦ટિયું ન૦, ૦ટિયો પુ૦ જુઓ ભારટિયો. ૦ટી સ્ત્રી૦ લાકડાની ભારી ૦ભાર અ૦ ['ભાર' ઉપરથી] સરખે વજને (૨) પૂરે-પૂરું, ભરપૂર

**ભાર્ગવ** પુ૦[સં] (સં) પરશુરામ(૨)શુક્રાચાર્ય (૩) વિ૦ પુ૦ ભૃગુના વંશમાં ઉત્પન્ન થયેલો

**ભાર્યા** સ્ત્રી૦ [સં] પત્ની

**ભાલ** ન૦ [प्रा मल्ल, मल्लय (सं भद्र)? કે सं माल = લલાટ(જેવું સપાટ)?] ભાઠાની જમીન (૨) [સં] કપાળ (૩) પુ૦ [સર૦ म] પાટડો (૪) સંગીતમાં એક અલંકાર (૫) પુ૦, ન૦ (સં) ધોળકાની આજુબાજુનો પ્રદેશ –લિયા પુ૦ બ૦વ૦ (ભાલના) ઘઉંની એક જાત

**ભાલદાર** પુ૦ [સર૦ म, ભાલો + દાર (फा)] મોટા માણસની આગળ ચાલનારો ચોપદાર

**ભાલિયા** પુ૦ બ૦ વ૦ જુઓ 'ભાલ'માં

**ભાલિ(–ળિ)યો** પુ૦ સાગર

**ભાલુ** ન૦ [સં] રીંછ (૨) શિયાળ

**ભાલું, –લો** પુ૦ [સં, प्रा मल्ल, हिं, म माला] એક હથિયાર. –લોડું ન૦ [સર૦ दे मल्लोड] તીર કે તેનું પાનું

**ભાવ** પુ૦ [સં] અસ્તિત્વ, હોવાપણું (૨)પ્રકૃતિ, સ્વભાવ (૩) ઇરાદો; મતલબ(૪)વૃત્તિ; લાગણી (૫) તાત્પર્ય, અભિપ્રાય (૬) ચેષ્ટા, અભિનય (૭)હેત, પ્રીતિ, ગમો(૮) આસ્થા (૯) કિંમત, દર (૧૦)આર્ય ! પૂજ્ય ! (નાટકમાં સંબોધન) (૧૧) સ્થિતિ, સ્વરૂપ ઉદા૦ શિષ્યભાવ, પુરુષ ભાવ ) [–આવવો, ઊપજવો = સારી કિંમત મળવી (૨) હેત આવવું –ઊછળવા = ભાવ વધી–ચડી જવા –કરવો = દર ઠરાવવો, કિંમત નક્કી કરવી (૨) વેષ ભજવવો (૩) હેત બતાવવું –કરવું –ખાવો = માન માગવું (૨) નફો ખાઈને વેચવું –ચડવો = ભાવમાં– કિંમતમાં વધારો થવો –છોડવો = મરણ પામવું –થવો = ઇચ્છા થવી (૨) લાગણી થવી; હેત આવવું. –નું ભૂખ્યું = પ્રીતિ – હેત માટે આતુર. –પડવો = ભાવ – કિંમત નક્કી થવી, ભાવ આકારાવો (૨) ભાવ નીચે જવો –પડાવવો = ભાવ – કિંમત નક્કી કરાવવી (૨) બરોબર કિંમત લેવી, ભાવ ખાવો –પૂછવો = લેખવવું, પત કરવી (૨) દર વિષે પૂછપરછ કરવી –ભજવવો = પોત પ્રકાશવું, સ્વભાવ પ્રમાણે વર્તવું –માં ચોરી નાખવું = ખૂબ કિંમત લેવી –રાખવો = ચાહવું; હેત-પ્રીતિ રાખવા –લેવો = કિંમત લેવી (૨) કિંમત પૂછવી (૩) મન પારખવું ભાવે કભાવે = મનથી કે નામનથી ]૦ગંભીર વિ૦ ગંભીર ભાવોવાળું ૦ગ્રાહી વિ૦ તાત્પર્યને ગ્રહણ કરનારું ૦ગીત ન૦ ભાવ વ્યક્ત કરતું – ભાવપ્રધાન ગીત ૦જ સ્ત્રી૦ ભાવ, હેત ૦પ્રધાન વિ૦ ભાવ જેમાં પ્રધાન છે એવું. ૦ભક્તિ સ્ત્રી૦ ભક્તિભાવ; પ્રેમશ્રદ્ધા. ૦ભીનું વિ૦ ભાવથી ગળગળું, ભાવમય ૦રૂપ વિ૦ અસ્તિવાચક, 'પૉઝિટિવ' ૦વાચક (વ્યા.) ભાવ બતાવનારું (નામ) ૦શૂન્ય વિ૦ ભાવ વગરનું; શુષ્ક

**ભાવટ(–ઠ)** સ્ત્રી૦ [સં भवार्त्ति] ઉપાધિ,જંજાળ (૨)['ભાવ' પરથી] વિચાર [–જવી, ટળવી, ભાંગવી = જંજાળમાંથી છૂટવું ]

**ભાવત(–ન)બીજ** સ્ત્રી૦ + જુઓ ભાઈબીજ

**ભાવન** ન૦ ભાવના, ધ્યાન [સં](૨)મહેણું (૩) વિ૦ [સર૦ हिं ; 'ભાવવું' પરથી]ભાવતું, ગમતું [–પાડવા = મહેણાં મારવાં; ઉતારી પાડવું ]

**ભાવના** સ્ત્રી૦ [સં] કલ્પના, ધારણા(૨)આસ્થા (૩) અભિલાષા, કામના, લાગણી(૪)પટ,પુટ (૫) અનુશીલન, ધ્યાન; ચિંતન [–આપવી, દેવી = પુટ આપવો, પાસ આપવો.] ૦પ્રધાન વિ૦ સ્વભાવે વિશેષ લાગણીવાળું કે લાગણી ભરેલું ૦વાદી પુ૦ ભાવનાનું જીવનદૃષ્ટિમાં મહત્ત્વ માનનાર, 'આઇડિયલિસ્ટ'

**ભાવર** પુ૦ [સર૦ हिं भाँवर – વિવાહઅગ્નિની આસપાસ ફેરા]ગૃહસ્થાશ્રમ [(૨)પસંદ પડવું

**ભાવવું** અ૦ક્રિ૦ [સં भाव પરથી]ગમવું (જીભને)

**ભાવસાર** પુ૦ ['ભાવના'='પાસ' ઉપરથી ?] (લુગડાં છાપવાનો ધંધો કરનાર) એક જ્ઞાતિનો

માણસ ૰ણ્ણુસ્ત્રી૰ ભાવસારની કે તે જ્ઞાતિની સ્ત્રી
**ભાવાત્મક** વિ૰[સં.] સત્ય (૨) અસ્તિવાચક
**ભાવાનુવાદ** પુ૰ [સં] શબ્દશ: નહિ પરંતુ તાત્પર્યસૂચક અનુવાદ
**ભાવાભાસ** પું૰[સં.]લાગણી, વૃત્તિનો આભાસ – અસ્થાને ભાવ આરોપવો તે [ભાસ
**ભાવારોપણ** ન૰[સં.]ભાવનું આરોપણ, ભાવા-
**ભાવાવેશ** પુ૰[સં] ભાવનો આવેશ–ઉમળકો
**ભાવાર્થ** પુ૰ [સં.] મતલબ, તાત્પર્ય
**ભાવિ(–વી)** વિ૰[સં.] ભવિષ્યનું કે ભવિષ્યમા થનારુ (૨) ન૰ ભવિષ્ય, નસીબ
**ભાવિક** વિ૰[સં]આસ્થાવાળુ (૨)મર્મજ્ઞ, ભાવુક
**ભાવિત** વિ૰[સં.]ચિંતવેલું (૨) પાસ દીધેલુ(૩) ભાવિક, ભાવનાવાળુ (૪)શુદ્ધ નિર્દોષ –તાત્મા પુ૰ [+आत्मा] સ્થિર પ્રજ્ઞાવાળો, સ્થિતપ્રજ્ઞ
**ભાવી** [સં] જુઓ ભાવિ
**ભાવુક** વિ૰ [સં.] થવાની તૈયારીમા હોય તેવુ (૨) વિચારશીલ (૩) રસજ્ઞ, સહૃદય(૪) પુ૰ બનેવી (નાટકમા)
**ભાવેપ્રયોગ** પુ૰ [સં] જેમાં ક્રિયાપદનો ભાવ એ જ કર્તા હોય તેવો પ્રયોગ (વ્યા.)
**ભાષક** પુ૰ [સં] બોલનાર, વક્તા –ણ ન૰ બોલવું તે(૨)વ્યાખ્યાન. –ણિયુ વિ૰(ભાષણ-ના ગુનાથી)સત્યાગ્રહમા પકડાયેલુ (જેલશબ્દ)
**ભાષા** સ્ત્રી૰ [સં]બોલી, વાણી, જબાન (૨) વ્રજભાષા ૰કવિ પુ૰વ્રજભાષાનો કવિ ૰દોષ પુ૰ભાષાના પ્રયોગમા કે તેની અર્થવાહિતામા દોષ ૰પ્રયોગ પું૰ભાષાનો પ્રયોગ–ઉપયોગ ૰ફેર પું૰ ભાષાનો ફેરફાર (૨) વિ૰ ભાષાના ફરકવાળું ૰રૂઢિ સ્ત્રી૰ ભાષામા રૂઢ થયેલો શબ્દપ્રયોગ ૰લક્ષી વિ૰ અર્થના નહિ પણ ભાષાના લક્ષવાળુ. ૰શાસ્ત્ર ન૰ ભાષાનું શાસ્ત્ર, 'ફાઇલૉલોજી'. ૰શાસ્ત્રી પુ૰ભાષાશાસ્ત્ર જાણનાર ૰શાસ્ત્રીય વિ૰ભાષાશાસ્ત્ર સંબંધી. –ષાંતર ન૰[+अंतर] અનુવાદ, તરજુમો –ષાંતરકાર પુ૰ અનુવાદક. –ષિત વિ૰ બોલેલુ. –ષી વિ૰ બોલનાર (સમાસમાં ઉત્તરપદ તરીકે). ઉદા૰ 'પરભાષા–ભાષી'
**ભાષ્ય** ન૰ [સં.] વિસ્તૃત વિવરણ. ૰કાર પુ૰ ભાષ્ય કરનાર – રચનાર
**ભાસ** પુ૰ [સં] ખ્યાલ, છાપ (૨) આભાસ; ભ્રાંતિ (૩) સરખાપણું, –ના જેવુ દેખાવુ તે (૪) ઝાંખો પ્રકાશ (૫) [સં] એક સંસ્કૃત નાટકકાર ૰માન વિ૰ ભાસતુ
**ભાસવું** અ૰ક્રિ૰ [સં भास्] દેખાવું (૨) સમજાવું, લાગવુ (૩) પ્રકાશવુ
**ભાસુર** વિ૰ [સં] દેદીપ્યમાન (૨) ભયંકર
**ભાસુરી** સ્ત્રી૰એક જાતની માખ (જેના ડંખથી ઘોડા કૂતરા મરી જાય છે)
**ભાસ્કર** પુ૰ [સં] સૂર્ય. –રાચાર્ય પુ૰(સં.) પ્રસિદ્ધ ગણિતી અને ખગોળશાસ્ત્રી
**ભાસ્વર** વિ૰ [સં] ઝળકતુ, તેજસ્વી (૨) પું૰ સૂર્ય (૩) દિવસ
**ભાળ** સ્ત્રી૰ [જુઓ ભાળવું] પત્તો, ખબર (૨) સંભાળ. [–આપવી, દેવી = પત્તો બતાવવો. –કાઢવી = શોધ કરવી, ખોળવુ (૨) સંભાળ લેવી –દેવી = ભાળ આપવી, –પડવી, મળવી = ખબર કે પત્તો મળવો. –રાખવી, લેવી = સંભાળ લેવી] ૰વણ(–ણી) સ્ત્રી૰ સુપરત. ૰વવું સ૰ક્રિ૰ ['ભાળ' પરથી] ભાળ રાખવા સોંપવુ (૨) સિફારસ કરવી. ૰વું સ૰ક્રિ૰ [સં भल्] જોવુ; અવલોકવુ
**ભાળિયો** પું૰ જુઓ ભાલિયો, ગાગર
**ભાળું** અ૰ ભલે, ઠીક, વારુ
**ભાં** અ૰[રવ૰]ગાયનો કે મોટરના જેવો અવાજ
**ભાંખવું** (૦) સ૰ક્રિ૰ + જુઓ ભાખવુ
**ભાંખોડ**(૦) સ્ત્રી૰, –ડિયું ન૰ ઘૂંટણિયું, ઢીંચણ
**ભાંગ**(૰ગ,) સ્ત્રી૰ [સં भङ्गा] ગાંજાની કળી તથા પાંદડા (૨) તેનું બનાવેલુ પીણુ [–ચડવી = ભાગના કેફની અસર વ્યાપવી (૨) મદ, અહંકાર થવો –પીવી = ભાગનુ પીણું પીવુ (૨) વગર વિચારે–જાણે કે કેફમાં–બોલવુ –વાટવી = ભાગને લસોટી તેનું પીણું બનાવવું]
**ભાંગણું(–રું)** (૦) વિ૰ ['ભાગવુ' ઉપરથી] ખાંડતાં ભૂકો થઈ જાય તેવુ (ચોખા)
**ભાંગતોડ, ભાંગફોડ** સ્ત્રી૰(૦)[ભાગવુ + તોડવું, ફોડવું] ભાગવુ અને તોડવું ફોડવુ તે
**ભાંગરું** (૦) વિ૰ જુઓ ભાગણુ

ભાંગરો (૦) પું૦ [सं भृङ्गरज, प्रा भंगरय,हिं. भगरा] એક વનસ્પતિ (૨) [ભાંગરુ કે ભાંગ ઉપરથી] ગાંજાનાં પાકટ પાન, કળીઓ અને બિયાંનો ભૂકો [-વાટવો=છૂપી વાત ખુલ્લી કરી દેવી, વાતચીતમાં બાફવું (ભાંગરો જેમ વટાય તેમ ગંધ મારે છે તે ઉપરથી)]

ભાંગવું (૦) અ૦ક્રિ૦ [सं भञ्ज પરથી] કકડા થવા (૨) સ૦ક્રિ૦ કકડા કરવા; તોડવું(૩)[ગામને] લૂટી-બાળી પાયમાલ કરવુ (કા) [ભાંગતું તોલ=ઓછું વજન. ભાંગ્યાનો ભીરુ =અણીને વખતે મદદ કરનાર ભાંગ્યુ ભાંગ્યું તોયે ભરૂચ=પડતી અવસ્થામાં પણ પોતાની મૂળ શાન કંઈ કે કાયમ હોવી કે રાખવી ભાંગી પડવું=તૂટી જવુ] ભાંગ્યુ-તૂટ્યું વિ૦ જુઓ ભાગ્યુતૂટ્યુ

ભાંજમ(-ઘ)ડ(૦)સ્ત્રી૦ [ભાંગવું+ઘડવું] તકરાર (૨) પંચાત [-કરવી,-થવી, -ચાલવી.] -ડિયુ વિ૦ ગૂંચવણભરેલું, ગોટાળાભરેલું (૨) ભાંજગડ કરનાર

ભાંજણી(૦)સ્ત્રી૦ ['ભાંજવું' ઉપરથી] વહેંચણી (૨) ભાગ, હિસ્સો (૩) મોટામાંથી નાના અને નાનામાંથી મોટા પરિમાણમા રકમને ફેરવવાની રીત (ગ) (૪)દોરડુ ભાગવાની ક્રિયા

ભાંજવું(૦) [सं भञ्ज्] જુઓ ભાગવું ૧, ૪, ૫

ભાંડ [सं] પું૦ મસ્કરો (૨) બીભત્સ બોલ, ચાળા વગેરેથી હસાવી ખેલ કરનારી જાતનો માણસ (૩) ન૦ વાસણ (૪)(૦) વિ૦ [सं भण्ड] અસભ્ય, નિર્લજ્જ [-બોલવું=ગાળો કાઢવી, અપશબ્દ બોલવા]

ભાંડણુ(૦) ન૦ ['ભાંડવુ' ઉપરથી] ગાળાગાળ, ભાડવું તે (૨) વિ૦ ભાડણવાળુ, ભાડતુ.-ણુ ન૦ ભાંડણ

ભાંડરા (૦) ન૦બ૦વ૦[ જુઓ ભાંડુ ] ભાંડુઓ

ભાંડવું (૦) સ૦ક્રિ૦ [सं भण्ड्] ગાળ દેવી (૨) બદગોઈ કરવી (૩) ઠપકો આપવો

ભાંડભાંડા, ભાંડાભાંડ(-ડી) (૦) સ્ત્રી૦ ['ભાંડવુ' ઉપરથી] સામાસામી ભાડવું તે

ભાંડુ ન૦ [दे माइहड (सं. भ्रातृभाण्ड); સર૦ મ. भावंड,-डें] ભાઈ બહેન વગેરે સ્વજન

ભાંડુ ન૦ [सं भाण्ड; સર૦ મ. भाडी] વાસણ. -ડો પું૦ ઓઘરણું, પહોળા મોઢાની તાંબડી

ભાંભ(-ભે)ર (૦) સ્ત્રી૦ કપાળના ઉપલા બંને ખૂણાના ઝીણા વાળ [-કઢાવવી= તે વાળ ખૂંટી કઢાવવા.]

ભાંભરભોળુ વિ૦[(दे भमल=પાગલ,બેવકૂફ, म भावडा=સરળ;સીધુ) +ભોળું]સાવ ભોળુ

ભાંભરવુ (૦) અ૦ ક્રિ ગાયનું બરાડવું

ભાંભરુ (-રું)(૦) વિ૦ [दे भमल= અપ્રિય, અનિષ્ટ ?] ખારસુરુ, ખારુ (૨) સ્વાદ વગરનુ (૩) [ર૦] ભારે-ખોખરા સાદવાળુ

ભાંભેર (૦) સ્ત્રી૦ જુઓ ભાંભર

ભિક્ષા સ્ત્રી૦ [सं] ભીખ (૨) ભિક્ષામાં મળેલી વસ્તુ [-આપવી, મળવી, માગવી, લેવી] ૦ટન ન૦ [+ अटन] ભિક્ષાને માટે ફરવુ તે. ૦ન્ન ન૦ [+अन्न] ભીખી આણેલું અન્ન. ૦પાત્ર ન૦ ભીખ માગવાનુ વાસણ ૦ર્થી વિ૦ [+अर्थी] ભિક્ષા માગનાર. ૦વૃત્તિ સ્ત્રી૦ ભિક્ષાથી ચલાવેલું ગુજરાન, ભિક્ષાનો ધંધો

ભિક્ષુ, ૦ક પું૦ [सं] માગણ (૨) ભિક્ષા ઉપર નભનાર (૩) બૌદ્ધ સાધુ ૦કી, ૦ણી સ્ત્રી૦ સ્ત્રી ભિક્ષુ ૦ત્વ ન૦

ભિખાડ(-વ)વુ સ૦ક્રિ૦ 'ભીખવું'નું પ્રેરક

ભિખારચોટ વિ૦ [ જુઓ ભિખારી ] ભિખારી જેવું (૨) ભૂખડુ

ભિખારણુ સ્ત્રી૦ [જુઓ ભિખારી] માગણ સ્ત્રી. -વું વિ૦ (૨) ન૦ ભિખારી (તુચ્છકારમાં).

ભિખાર(-રી)વેડા પું૦ બ૦ વ૦ ભિખારીના જેવું વર્તન.

ભિખારી વિ૦ (૨) પું૦ [અપ૦, (सं भिक्षाकारिन्), हिं.] ભીખ માગનાર. -રુ વિ૦ (૨) ન૦ ભિખારી (તુચ્છકારમા)

ભિખાવવુ અ૦ ક્રિ૦ જુઓ ભિખાડવું

ભિખાવુ અ૦ક્રિ૦ 'ભીખવુ'નુ કર્મણિ

ભિખ્ખુ પું૦ [પાલી] બૌદ્ધ સાધુ-ભિક્ષુક

ભિજાવવું સ૦ક્રિ૦, ભિજાવુ અ૦ક્રિ૦ 'ભીંજવુ'નું અનુક્રમે પ્રેરક ને કર્મણિ

ભિડાવવુ સ૦ક્રિ૦ 'ભીડવું'નુ પ્રેરક (૨) કસવું;

બાધવું. ઉદા૦ બટન ભિડાવ્યાં નથી(૩)દબાવવું; ભેટવું (૪) ગૂંચવાડામાં નાખવું; ગભરાવવું (૫) અંટસ પડાવવો (૬) ધમકાવવું

ભિડાવું અ૰ક્રિ૰ 'ભીડવું'નું કર્મણિ(૨)ભીડમા આવવું (૩) સકડાવું; દબાવું

ભિતરિયો પુ૰['ભીતર' ઉપરથી, હિં. भीतरिया] મંદિરમા છેક મૂર્તિ પાસે રહેનારો સેવક

ભિત્તિ સ્ત્રી૰ [સં.] ભીંત. ૦ચિત્ર ન૰ ભીંત પરનું ચિત્ર, 'ફ્રેસ્કો'

ભિનાવું અ૰ ક્રિ૰ [ 'ભીનું' પરથી સર૦ મ भिनणें] (સુ) પલળવું, ભીંજાવું. -વવું સ૰ક્રિ૰ (પ્રેરક) ભીનવવું.

ભિન્ન વિ૰ [સં.]જુદું; ફેરવાળું (૨) ભાંગેલું ૦તા સ્ત્રી૰ જુદાપણું. ૦ભાવ પુ૰ જુદાઈ. ૦રુચિ વિ૰ જુદી રુચિવાળું. -ન્નાંગ ન૰ [+ अंग] 'ઍન્ટિસા' (ગ)

ભિયા પુ૰ જુઓ ભયા

ભિલામું ન૰,-મો પું૰[સં भल्लातक; સર૦ હિં. भिलावाँ, મ. भिलावा] એક બી [ભિલામો ઉરાડવો = દુશ્મનાવટ વહોરવી, ઠેર ઠેર કજિયાનાં મૂળ રોપવાં -મારવો = ભિલામાનું તેલ કાઢવું (૨) ભિલામાનું તેલ ચોપડવું.]

ભિલ્લુ પુ૰ [જુઓ ભીરુ પું૰] રમતનો સાથી

ભિષક(-ગ, -જ) પું૰[સં] વૈદ્ય

ભિસ્તી પું૰ [સર૦ હિં भिश्ती, મ. भिस्ती; फा वहिश्त = વિશ્વાસ ઉપરથી?] પખાલી

ભિંગડું ન૰ [પ્રા. भिंग = બળેલો ભાગ] છાલ કે ચામડીનું કઠણ છોડું; ભીંગડું

ભિંગારો પું૰ [સં. भृङ्ग, પ્રા भिंग] ભમરો. -રી સ્ત્રી૰ ભમરી

ભિંડ(-ડિ)માળ સ્ત્રી૰ [સં. भिंदिपाल, પ્રા. भिंडिमाल, भिंडिवाल; સર૦ હિં. भिंडिपाल, મ भिंडी, भिंडीपा (-मा) ळ], ભિંદિપાલ પુ૰ [સં] ગોફણ

ભીખ સ્ત્રી૰[પ્રા भिक्ख(સં. भैक्ष), સર૦ હિં, મ. भीक] ભીખવું તે (૨) ભીખીને મેળવેલી વસ્તુ. [-માગવી ] ૦નું છોકરું = ભીખીને મેળવેલાં કપડાં વગેરે પહેરાવીને જ ઉછેરવાની માનતાવાળું - ન જીવતાંનું જીવતું છોકરું

ભીખવું સ૰ ક્રિ૰ [સં. भिक्ष्, प्रा. भिक्ख] ખેરાત માગવી (૨) અ૰ ક્રિ૰ ભિખારી થવું

ભીછરું વિ૰ [જુઓ ભીંછાં] ભૂંડના જેવા બરડ અને ઊભા (વાળ) (૨) ન૰જુઓ ભીંછાં

ભીજવવું સ૰ક્રિ૰ [જુઓ ભીજવું] ભીંજવવું; ભીનું કરવું; પલાળવું

ભીજવું અ૰ક્રિ૰ [हिं भिजाना (સં अभ्यज्) સર૦ दे. भिंजा = અભ્યંગ, માલિશ] ભીંજવું; ભીનું થવું, પલળવું

ભીડ સ્ત્રી૰ [दे. भिड = ભીડવું, સર૦ હિં.; म. भिड] ગિરદી (૨) તંગી (૩) પું૰ ભીડો. [-ટાળવી, ભાંગવી = મુશ્કેલીમાં મદદ કરવી. -પડવી = જરૂર પડવી, તંગી જણાવી (૨) મુશ્કેલીમાં આવવું ] ૦વું સ૰ ક્રિ૰ [दे. भिड] વાસવું; બંધ કરવું (૨) કસવું; બાંધવું (૩) દબાવવું, ભેટવું (૪) અ૰ક્રિ૰ + ભડવું; ઝૂઝવું. -ડંભીડા,-ડાભીડ સ્ત્રી૰ કચડાકચડી, ખૂબ ગિરદી (૨) લડાઈ -ડો પુ૰ લાકડું ભીડવા માટેનું સુથારનું એક ઓજાર. [-ઘાલવો = ફાસ મારવી, વચ્ચે અડચણ નાખવી ]

ભીત વિ૰ [સં.] ભય પામેલું

ભીતર ન૰ [दे. भित्तर; સર૦ म. भितर, हिं] અંદરનો ભાગ (૨) દિલ, હૈયું (૩) અ૰ અંદર. [-દાઝવું = મનમાં દુઃખ થવું; કાળજું બળવું.]

ભીતરા વિ૰ ખેડાવાળ બ્રાહ્મણનો એક ભેદ

ભીતિ સ્ત્રી૰ [સં.] બીક

ભીતો પું૰ ['ભીંત' ઉપરથી] ભીંતમા કે તેને અડીને ગોઠવેલો થાંભલો

ભીનવવું સ૰ક્રિ૰['ભીનું' ઉપરથી]ભીંજવવું(સુ.)

ભીનાશ સ્ત્રી૰ ['ભીનું' ઉપરથી] ભીનાપણું. ૦ભૂમિ સ્ત્રી૰ ભીનાશવાળી ભૂમિ; 'માર્શ'

ભીનું વિ૰ [સં. भिन्न = ભીનું થયેલું,ખરડાયેલું; સર૦ મ भिनणें, भिंदणें] પલળેલું (૨) [સર૦દે. भिंग = કાળું]શ્યામ ઉદા૦ ભીનેવાન. [ભીના ભેગું દળવા = બદલાના પ્રમાણમાં સખત વેતરું કરવું ભીનું સંકેલવું = કોઈ પાસ કામ કે તપાસને આગળ વધતાં અટકાવવા અપ્રવચથી અટકાવી દેવા - ઢાંકવા ] ૦વાદ-

ઠક વિ૦ સાવ ભીનું [એવું, શ્યામ
**ભીનેવાન** વિ૦ [ભીનું + વાન] પાકે રંગે હોય
**ભીમ** વિ૦ [સં] ભયકર, વિકરાળ (૨) પુ૦ (સ ) પાંચ પાંડવોમાંનો બીજો. ૦અગિયારશ (-સ) સ્ત્રી૦ જેઠ સુદ અગિયારસ, નિર્જલા એકાદશી [ફફડાવી થૂક ઉરાડે છે તે
**ભીમડાં** ન૦ બ૦ વ૦ બાળક મોં બીડી હોઠ
**ભીમપલાસ(-સી)** પુ૦ [હિં, મ] એક રાગ
**ભીમા** સ્ત્રી૦ [સં] (સ ) દુર્ગા
**ભીરયા** સ્ત્રી૦ [સં मीरुता] બીક, ભય
**ભીરિરી** સ્ત્રી૦ એક પક્ષી
**ભીરુ** વિ૦[સં.] બીકણ ૦તા સ્ત્રી૦
**ભીરુ** પુ૦ [સર૦ મ भिडू; प्रा भिल्लिम = આખામાથી પાડેલો ટુકડો ] ભિલ્લુ, ભેરુ
**ભીલ** પુ૦[સં भिल्ल] એક રાની પ્રજાનો માણસ ૦ડી સ્ત્રી૦ ભીલ જાતિની કે ભીલની સ્ત્રી -લી વિ૦ ભીલનું કે ભીલ સબધી [+ ધૂળધાણી
**ભીલુ** ન૦[प्रा भिल्लिअ = ભાગેલું; તોડેલુ][લા ]
**ભીષણ** વિ૦ [સં] ભયકર
**ભીષ્મ** વિ૦ [સં] ભયકર (૨) પુ૦ (સ ) શાંતનુ અને ગંગાના પુત્ર
**ભીંગડુ** ન૦ ભિગડુ, છોડુ
**ભીંછા** ન૦બ૦વ૦ [સર૦ મ भीस, भींस (સં विच्छ કે वृषी, प्रा भिसिमा ?] (કા ) [કપાવવાના થયેલા] મોટા વાળ
**ભીંજ(-જા)વુ** અ૦ ક્રિ૦ [જુઓ ભીજવું] પલળવું -વવું સ૦ક્રિ૦ (પ્રેરક)
**ભીંડી** સ્ત્રી૦ [સર૦ હિં भिंडी] એક છોડ (૨) એની છાલના કઢાતા રેસા
**ભીંડો** પુ૦[સં भिण्ड,भेण्डा] એક શાક કે તેનો છોડ (૨)[ભીડો કે ભીડી પરથી] ફેલું, હરકત (૨) [ભીડી કે ભિડમાળ પરથી ?] ગપ, તોપ (લા ) [-ધાલવો, મારવો, મેલવો = મમરો મૂકવો, ગપ મારવી (૨) હરકત ઊભી કરવી.]
**ભીંત** સ્ત્રી૦[સં भित्ति. હિં भीत, મ भिंत, भित] દીવાલ. [ભીંતને કાન હોવા = ભીત પાછળ છુપાઈને સાભળનારનો સભવ હોવો -ભૂલવી = છેક જ માર્ગ ચૂકવો, તદ્દન અવળે રસ્તે ચડી જવું ભીંતે ચડવું = નામ-કામ ભીત ઉપર લખાઈ જાહેર થવુ, ચારે બાજુ ફજેત થવું ] ૦પત્ર ન૦ સમાચાર વગેરેની જાહેરાત માટે ભીત પર કરાતુ લખાણ ૦રડી સ્ત્રી૦ ભીત (પ.મા લાલિત્યવાચક) -તિયુ ન૦ નાની પાતળી ભીત
**ભીંતરારિયો** પુ૦ એક વનસ્પતિ
**ભીંભર** સ્ત્રી૦ [સર૦ ભાભર] (કા ) ચોટલાની આજુબાજુના ઝીણા કોમળ વાળ
**ભીંસ** સ્ત્રી૦ [સં पिष् ઉપરથી] ભીસાવુ તે, દબાણ,ધક્કો [ભીંસમાં આવવુ = ભીસાવુ. ભીસમાં લેવું = ભીસવુ ] ૦વુ સ૦ક્રિ૦ દાબવુ, પીલવુ (૨) ભેટવુ; ચાપવુ. -સાવવું સ૦ક્રિ૦ (પ્રેરક) -સાવુ અ૦ક્રિ૦ (કર્મણિ)
**ભુક્ત** વિ૦[સં] ખાધેલું, ભોગવેલું ૦વુ સ૦ક્રિ૦ ખાવુ; જમવુ, ભોગવવુ (પ) -ક્તાવવુ સ૦ક્રિ૦ તેનું પ્રેરક
**ભુક્તિ** સ્ત્રી૦[સં] ભોગ, સસારસુખ (૨) ભોજન
**ભુખાળવુ** વિ૦ ['ભૂખ' ઉપરથી] ખાઉધરુ
**ભુજ** પુ૦ [સં] ખભાથી કોણી સુધીનો ભાગ (૨) હાથ (૩) બાજુ (ગ ) (૪) 'ઑર્ડિનેટ' (ગ )(૫) કાટખૂણ ત્રિકોણની કર્ણ સિવાયની એક બાજુ (ગ ) (૬) બેની સજ્ઞા ૦દડ પુ૦દડ જેવો હાથ. ૦બલ(-ળ) ન૦બાહુબળ
**ભુજંગ,૦મ** પુ૦ [સં] સાપ (૨) સ્ત્રીનો યાર -ગી(૦પ્રયાત) પુ૦ એક છદ
**ભુજા** સ્ત્રી૦[સં]ભુજ,હાથ ૦ક્ષ પુ૦આલેખનો એક અક્ષ, 'એક્સિસ ઑફ વાય'-(ગ )
**ભુટ્ટો(-ટ્ટો)** પુ૦ [સં भृष्ट ઉપરથી, સર૦ હિં, મ भुट्टा] મકાઈડોડો (૨) ગોળ વતાક. -ટ્ટા(-ટ્ટા)ચોર પુ૦ હલકી ચોરીઓ કરનાર
**ભુડ(-ર)કસ** સ્ત્રી૦ [સર૦ હિં भुरकुस = ચૂરો, મ भुरकूट = જલદી સળગે તેવાં ઝાખરા-લાકડાં વગેરે] જુઓ ભરકૂચ
**ભુડકાવવુ** સ૦ક્રિ૦ 'ભૂડકવું'નું પ્રેરક
**ભુપાલી** પુ૦[સર૦ હિં भूपाली, મ भु(-भू)-पाळी] એક રાગ ભૂપાલી
**ભુયગ** પુ૦ + જુઓ ભુજગ
**ભુરકસ** સ્ત્રી૦ જુઓ ભુડકસ
**ભુરકાવવું** સ૦ ક્રિ૦ 'ભૂરકવુ'નુ પ્રેરક

ભુરત ન૦ એક પક્ષી
ભુલકણું વિ૦['ભૂલવું' પરથી,સર૦ हिं भूलक] ભૂલી જવાની ટેવવાળું
ભુલવણ(-ણી) સ્ત્રી૦ ['ભૂલવું' પરથી; સર૦ म. भुलवण] ભુલાવવું – ભૂલવું તે, ભ્રમ
ભુલભુલામણી સ્ત્રી૦ ['ભૂલવું' ઉપરથી, સર૦ हिं भूलभुलैयाँ] ભૂલા પડી જવાય તેવી અટપટી રચના [ભુલાવે તેવું
ભુલામણું વિ૦['ભૂલવું' ઉપરથી] ભુલકણું (૨)
ભુલાવવું સ૦ક્રિ૦, ભુલાવું અ૦ક્રિ૦ 'ભૂલવું'નું અનુક્રમે પ્રેરક ને કર્મણિ
ભુલાવો પુ૦ ['ભૂલવું' પરથી, સર૦ हिं भुलावा] ભુલવણી,ભ્રમ.[ભુલાવામાં પડવું,ભુલાવો ખાવો = ભૂલ ખાવી, ભ્રમમા પડવું ]
ભુવ સ્ત્રી૦ [सं] ભૂમિ (પ)
ભુવન ન૦ [सं] જગત, લોક ૦ત્રય ન૦ ત્રણ લોક (સ્વર્ગ, મૃત્યુ, પાતાળ)
ભુવર,-લોક પુ૦ [सं]ભૂલોક અને સૂર્ય વચ્ચેનો લોક
ભુશંડી સ્ત્રી૦ [सं भुशुंडी] એક અસ્ત્ર
ભુસાડવું સ૦ક્રિ૦ જુઓ ભૂસાડવું
ભુસાવું,-વવું 'ભૂસવું'નું કર્મણિ ને પ્રેરક
ભુસ્કો પું૦ [રવ૦] કૂદકો, ભૂસકો [-મારવો કૂદીને નીચે પડવું(૨)સાહસ કરવું, ઝંપલાવવું ]
ભુંગળ,-ળી,-ળું [दे. मुंगल]જુઓ'ભૂંગળ'માં
ભુંડ ન૦ [दे] જુઓ ભૂંડ
ભૂ સ્ત્રી૦ [सं]પૃથ્વી (૨) એકની સંજ્ઞા ૦કંપ પું૦ પૃથ્વીનું હાલવું તે; ધરતીકંપ
ભૂ ન૦ (બાળભાષામા) પાણી. [-કરવું=પેશાબ કરવો (બાળભાષા).–પીતું જવું = મરી જવું (૨)અર્થસિદ્ધિ થયા વિના પાછા જવું –પીતું કરવું=તરતના જન્મેલા બાળકને પાણીમા ડુબાડીને મારી નાખવું –પીતો કરવો= શક્તિહીન કરવો ]
ભૂકરી સ્ત્રી૦,-રો પુ૦['ભૂકો' ઉપરથી; સર૦ [म भुकटी णी] ભૂરો, ભૂકો
ભૂકી સ્ત્રી૦ [सं. भुग्न, प्रा. भुग्ग, સર૦ म. भुकी ] બારીક ભૂકો -કેભૂકા પુ૦ બ૦ વ૦ ચૂરેચૂરા. [–ઊડી જવા = છિન્નભિન્ન કે ખતમ થઈ જવું (૨) ખવાઈને સાફ થઈ જવું ] –કો પુ૦ ચૂરો; ચૂર્ણ [ભૂકા કાઢી નાખવા = સંપૂર્ણ નાશ કરવો (૨) ખાઈને સાફ કરી દેવું ]
ભૂખ સ્ત્રી૦ [दे. भुक्खा (सं बुभुक्षा)] ક્ષુધા (૨) [લા ] ઇચ્છા [-ઊડી જવી=ભૂખ ન રહેવી– મરી જવી –કાઢવી=ચાપીને ખાવું (૨) ઘણા દિવસની તીવ્ર ઇચ્છા પૂરી કરવી –ટળવી =માતબર થવું –ભાગવી=લાબા વખતની ઇચ્છા પૂરી પાડવી (૨) -ની તંગી કે અભાવ દૂર કરવાં –મટવી=ધરાવું –મરી જવી= (વખત પર ખાવાનું ન મળવાને કે અધુંપધું કાંઈક ખાઈ પી લેવાને કારણે) ભૂખ ન રહેવી, જતી રહેવી.–લાગવી=ખાવાની ઇચ્છા થવી (૨)તીવ્ર ઇચ્છા થવી ભૂખે મરવું=ખાવાનું ન મળવુ (૨) ભૂખમરો વેઠવો,પૂરતુ ન ખાવું.] ૦ડીબારશ(-સ) વિ૦ [ભૂખડી (જુઓ 'ભૂખડું') + બારશ(અગિયારસ પછીને દિવસે હોય તેવું)] ખાઉં ખાઉંની દાનતવાળું (૨) કંગાલ. ૦ડું વિ૦ [સર૦ म भुक्कड; हिं. भुक्खड] ભૂખ્યું(૨)કંગાલ, તંગીમા આવેલું. ૦મરો પુ૦ ભૂખથી મરો થવો તે, ભૂખથી ચીમળાવું કે મરવું પડે તે કે તેવી દશા
ભૂખર વિ૦[સર૦ઊખર ભૂખર,सं.ऊषर]ઊખર; વેરાન, ઉજ્જડ (૨)પું૦[?] ઉત્તર તરફનો વાયુ
ભૂખરું વિ૦ ['ભૂખર' ઉપરથી] રાખોડિયું; ફીકુ (૨) ભૂખરને લગતુ
ભૂખી વિ૦ સ્ત્રી૦ જુઓ ભૂખ્યું
ભૂખ્યું વિ૦ ['ભૂખ' ઉપરથી] જેને ભૂખ લાગી હોય તેવું (૨) [લા.] લાલચુ (૩) ગરીબ. [-ડાંસ, બંગાળી=અત્યંત ભૂખ્યું ] ૦પાખ્યું વિ૦ ભૂખ્યું, સાવ ભૂખ્યું
ભૂગર્ભવિદ્યા સ્ત્રી૦ [सं ] ભૂસ્તરવિદ્યા
ભૂગોળ પું૦ [सं] પૃથ્વીનો ગોળો (૨) સ્ત્રી૦ ભૂગોળવિદ્યા ૦વિદ્યા સ્ત્રી૦ પૃથ્વીના તળ, ઊપજ, પ્રાણી, લોક, કુદરતી કે રાજકીય વિભાગ, આબોહવા, વસ્તી વગેરે હકીકતનું શાસ્ત્ર ૦વેત્તા પું૦ ભૂગોળનો ખાસ વિદ્વાન
ભૂચર વિ૦ [सं] પૃથ્વી ઉપર ફરનાર (૨) ન૦

રોભડ વિ૰ [જુઓ ઘોબુ, ડોબુ] જડ, મૂર્ખ, અરસિક [ઘરેણુ
રોભડી સ્ત્રી૰ [સર૰ મ झोबर] સ્ત્રીઓનું એક
રોભ, ૦દાર, -બી જુઓ 'રોફ'માં
રોમ પુ૰, ન૰ [સં] રુવાંટું, રુવું; શરીર ઉપરના વાળ ૦કૂપ, ૦ગર્ત પુ૰ રોમવાળુ ચામડીનું છિદ્ર. ૦શત્રુ પુ૰ હલમ ૦હર્ષ પુ૰ રોમાંચ (૨) વિ૰ રોમાંચ કરે એવુ
રોમ ન૰ [ઇં] (સ ) ઇટાલીનુ જાણીતું શહેર ૦ન વિ૰ રોમનું કે તેને લગતું કે તેનું રહેવાસી
રોમંથ પુ૰ [સં] વાગોળવું તે
રોમાવલિ (-લી, -ળિ, -ળી) સ્ત્રી૰ [સં] રુવાંટીની હાર
રોમાંચ પુ૰[સં] (લાગણીથી) શરીર ઉપરનાં રુવા ઊભાં થવા તે ૦ક રોમાંચ કરે એવુ, રોમહર્ષ -ચિત વિ૰ રોમાંચ થયો હોય તેવું
રોયણુ (રો') સ્ત્રી૰ (સ ) રોહિણી
રોયણુ ન૰ [સં रुदन, પ્રા रोअण] + રુદન
રોયલ વિ૰ [ઇં] એક ખાસ કદનો (છાપવાનો કાગળ) (૨) શાહી, દરબારી
રોયલી સ્ત્રી૰[મ] નાનું લગર (મછવાનું)
રોયલ્ટી સ્ત્રી૰ [ઇં] લેખક વગેરેને તેમની કૃતિના વેચાણ ઉપર જે મહેનતાણુ ઠરાવી આપવામાં આવે તે [(સ્ત્રીઓની ગાળ)
રોયુ વિ૰ ['રોવુ' ઉપરથી] પીટયુ, રડયુ
રોલ પુ૰ [ઇં रोल] (વહાણમા બેસતાં આવતા) ચક્કર, તમ્મર (૨) એક જાતનું રેશમી કાપડ
રોલ પુ૰[ઇં]આંકણી, ૦ર પુ૰ગબડે તેવો ગોળ ઘાટ (જેમ કે, છાપખાનાનો, જમીન દાબવાનો)
રોલા (-ળા) પુ૰ [સં] એક છંદ
રોલુ (રૉ?) વિ૰ બાઘુ, મૂર્ખ, મૂઢ
રોવું અ૰ ક્રિ૰ [પ્રા रोव (સં. रुद्)] રડવું (૨) સ૰ક્રિ૰ -ને રડવુ, -નું દુઃખ કરવુ, ગાવુ (૩) ન૰ રડવું તે, રોણુ -વડાવવુ સ૰ક્રિ૰ [પ્રેરક] -વાવું અ૰ ક્રિ૰ [ભાવે]
રોશન વિ૰ [ફા] ચળકતું (૨) જાહેર [-થવું = જાણ થવી. -વાળવુ = નુકસાન કરવું, ધૂળધાણી કરવી] -નાઈ, -ની સ્ત્રી૰(ઘણા દીવાઓનો) સામટો પ્રકાશ (૨) રુશનાઈ
રોષ પુ૰ [સં] ગુસ્સો [-કરવો, રાખવો, રોષે ભરાવું = ગુસ્સે થવું] ૦વવું સ૰ ક્રિ૰ રોષ ચડાવવો, ગુસ્સે કરવુ -ષાવુ અ૰ ક્રિ૰ રોષ ચડવો; ગુસ્સે થવુ -ષિત વિ૰ રોષવાળુ
રોહ પુ૰ [સં] કળી (૨) અંકુર
રોહ ન૰ [સં रोहिष] એક ઘાસ ૦ડો પુ૰ એક ઘાસ (૨) [સં रोहितक?] એક ઝાડ ૦ણી સ્ત્રી૰ એક વનસ્પતિ
રોહિણી સ્ત્રી૰ [સં] (સ ) ચોથુ નક્ષત્ર (૨) વીજળી (૩) [સ ] બળરામની માતા (૪) [સ ] ચંદ્રની પટરાણી (૫) આયતા શ્રુતિનો એક પ્રકાર
રોહિત વિ૰[સં] રાતુ (૨) પુ૰ (સ.) હરિશ્ચંદ્ર રાજાનો પુત્ર -તાશ્વ પુ૰ અગ્નિ
રોહિલા પુ૰ [સર૰ હિં रुहेला, મ] પઠાણોની એક જાતિ -લખંડ પુ૰ (સ ) યુ પ્રાન્તનો એક પ્રદેશ જ્યાં રોહિલાની વસ્તી છે
રોળ પુ૰ [રોળવુ પરથી? પ્રા रुल (સં लुठ्) આળોટવું] અધઓક, મરકી (૨) ગજબ, દાટ; પાયમાલી (૩) [સર૰ મ रोळा] મોટો જથો (૪) [દે रोल] ગભરાટ, શોરબકોર (૫) ઝઘડો, કલહ [-ચાલવો = મરકી ફેલાવી -રળવો = ઘાણ નીકળી જવો, ખૂબ નુકસાન થવું, ખૂબ વપરાઈ જવું -વાળવો = ભય ફેલાવવો (૨) અતિશય નુકસાન કરવુ (૩) ઘાણ કાઢી નાખવો (૪) ખૂબ ખરચી નાખવું]
રોળવવુ સ૰ક્રિ૰ ['રોળવું' ઉપરથી] રોળે એમ કરવુ
રોળવાવુ અ૰ક્રિ૰ ચિડાવું, ખિજાવું
રોળવુ સ૰ક્રિ૰ [પ્રા रुल (સં लुठ्) ઉપરથી] ચોળવું, મસળવું (૨) રગદોળવું, મેલું કરવું (૩) [લા] કચરી મારી નાખવુ
રોળા પુ૰ [જુઓ રોલા] એક છંદ
રોળીકોળી (રો ક્રો?) વિ૰ સ્ત્રી૰ સાંજની (વેળા)
રોળુ (રો?) વિ૰[જુઓ રોળવું] અધારાવાળુ (૨) મેલું, રોળાયેલું (૩) જુઓ રોલું (૪) ન૰ જુઓ રોળો; કજિયો, તોફાન, ધિંગાણુ
રોળો (રો?) પુ૰ [દે रोल] ભાંજગડ (૨) ઘોંઘાટ, બૂમ (૩) ['રળવું' ઉપરથી] કમાઈ

**રેંક(-ખ)ણી** (રેં૦) સ્ત્રી૦ [મ] રોખડી, રંધો -ણું સ૦ક્રિ૦ રંધો ફેરવવો, સાફ કરવું
**રેંખણું** (રેં૦) ન૦ [સર૦ મ रोंचणी] પથ્થર લાકડા વગેરે પર આંકા પાડવાનું ઓજાર, ટાંકણું
**રેંખવું** (રેં૦) સ૦ક્રિ૦ જુઓ 'રોકણી'માં, રોકવું
**રેંચું** (રેં૦) વિ૦ [જુઓ રોચું] ગામડિયું; જંગલી, અસભ્ય -ચો પું૦ રાબો, જડસો
**રેંઢું** (રેં૦) ન૦ [જુઓ રોંઢો] ત્રીજો પહોર, સમી-સાંજનો વખત. -ઢો પું૦ [સં. रोमंथ ઉપરથી?] ત્રીજા પહોરનું જમણ (૨) વાળુ (૩) રેંઢું
**રૌદ્ર** વિ૦ [સં] રુદ્ર સંબંધી (૨) ભયંકર, ઉગ્ર (૩) પું૦ રૌદ્રપણું; રુદ્રતા (૪) કાવ્યના નવ રસમાંનો એક. -દ્રી સ્ત્રી૦ દીક્ષા શ્રુતિનો એક અવાંતર ભેદ
**રૌપ્ય** વિ૦ [સં] રૂપાનું (૨) રૂપા જેવું
**રૌરવ** ન૦ [સં] એક નરક

## લ

**લ** પું૦ [સં] ચાર અર્ધસ્વરોમાંનો ત્રીજો. ૦કાર પું૦ લ અક્ષર કે તેનો ઉચ્ચાર ૦કારાંત વિ૦ છેડે લકારવાળું
**લઈ** 'લેવું'નું કૃ૦ રૂપ જેમ કે લઈ આવવું; લઈ જવું ઇ૦ [લઈને'
**લઈને** અ૦ ['લેવું'નું અ૦ કૃ૦] ઉદા૦ 'એને
**લઉઓ** પું૦ [પ્રા लव (સં. लप्) ઉપરથી] રાજાની પાસે રહેતો મશ્કરો, લેવો
**લકડધકડ** અ૦ [લક્કડ+ધક્કો કે ધોક્રો? કે રગડવું+ધકેલવું?] લક્કડધક્કડ, ધમધોકાર, ઝપાટાબંધ
**લક(-ક્ક)ડિયું** વિ૦ [જુઓ લક્કડ] લાકડાનું (૨) કઠણ (૩) ઝાડને પણ બાળી દે એવું (હિમ) (૪) ન૦ જુઓ કઠોડું (૫) ગડાકુ બનાવવાનું લાકડાનું ખામણાવાળું ગચિયું. -યો દાન પું૦ એક રમત
**લકવો** પું૦ [અ. लक्वह] શરીરનું એકાદ અંગ રહી જવાનો રોગ, પક્ષાઘાત
**લકીર** સ્ત્રી૦ [હિં, મ] લીટી, રેખા
**લકુ(-કૂં)ઓ** [અ लुक्मह] કોળિયો, લાહવો, ફાયદો (કટાક્ષમાં) (-લેવો)
**લકુટી** સ્ત્રી૦ [સં लकुट, સર૦ હિં.] લાકડી
**લકુંદરું** વિ૦ [સર૦ મ लक्क=ઉઘાડું; નાગું અથવા लतकुटा-लतकोडगा = નિર્લજ્જ.] રડીબાજ, વંઠેલ
**લક્કડ** ન૦ [સં लकुट, પ્રા लक्कुड, સર૦ હિં, મ.] લાકડું (બહુધા સમાસમાં વપરાય છે) ૦કામ ન૦ લાકડાનું કામ; સુતારીકામ. ૦કોટ પું૦ લાકડાનો કોટ કે આતરો (૨) વહાણમાંથી જ્યાં લાકડાં ઊતરે છે તે ડક્કો ૦ખોદ પું૦ એક પક્ષી ૦ધક્કડ અ૦ જુઓ લકડધકડ. ૦ધક્કે અ૦ સખત રીતે, જોરથી. [-લેવું=સખત ઠપકો આપવો.] ૦પીઠ સ્ત્રી૦ લાટી, લાકડાનું પીઠું. ૦ફોડો પું૦ લાકડાં ફાડનારો ૦શી(-સી) વિ૦ લાકડા જેવું કઠણ (૨) પું૦ બ૦વ૦ જુઓ લક્કડશી લાડુ ૦શી લાડુ પું૦ એક મીઠાઈ -ડિયું વિ૦ (૨) ન૦ જુઓ લકડિયું
**લક્કી કબૂતર** ન૦ [અ. लक्का; સર૦ હિં. लक्का, ०कबूतर] એક જાતનું કબૂતર
**લક્ષ** પું૦ [સં] લાખની સંખ્યા (૨) ધ્યાન (૩) ઉદ્દેશ (૪) [તાકવાનું] નિશાન [-આપવું, દેવું=ધ્યાન આપવું -ખેંચવું, દોરવું=ધ્યાન પર આણવું. -પર, -માં આવવું, -માં ઊતરવું=લક્ષ જવું -પર, -માં લેવું=ધ્યાન આપવું -માં રાખવું=ધ્યાનમાં રાખવું -રાખવું=સરત રાખવી. -સાધવું=ઉદ્દેશ સિદ્ધ કરવો (૨) નિશાન બરાબર તોડવું.] ૦ક વિ૦ સૂચક; લક્ષ ખેંચે એવું. ૦ચોરાશી સ્ત્રી૦ જુઓ લખચોરાશી
**લક્ષણ** ન૦ [સં] ચિહ્‌ન, નિશાની (૨) ગુણ, બીજી વસ્તુથી જુદો પાડનારે ખાસ ધર્મ (૩) તેવા ધર્મનું કથન, વ્યાખ્યા [ન્યા.] (૪) ઢંગ, આચરણ. ૦વંતું વિ૦ સુલક્ષણું (૨) [કટાક્ષમાં] નઠારાં લક્ષણવાળું
**લક્ષણા** સ્ત્રી૦ [સં.] લક્ષ્યાર્થનો બોધ કરાવનાર શબ્દની શક્તિ (વ્યા)
**લક્ષણીય** વિ૦ [સં.] લક્ષમાં લેવા જોગ

**લક્ષધા** અ૦ [સં] લાખ રીતે

**લક્ષ વશાત્** અ૦ અવશ્ય, જરૂર

**લક્ષવું** સ૦ક્રિ૦ [સં लक्ष्] તાકવું (૨) તાકીને બેસવું (૩) અટકળ કરવી (૪) શોધી કાઢવું, જોઈ જવું

**લક્ષ(-ક્ષ્ય)વેધી** વિ૦ ધારેલું નિશાન પાડનાર

**લક્ષાધિપતિ** પુ૦ [સં.] લાખ રૂપિયાની પૂંજીવાળો, લખપતિ

**લક્ષાલક્ષ** ન૦+લક્ષ્ય

**લક્ષાવધિ** અ૦ [સં] લાખે લેખાં હોય તેમ

**લક્ષિત** વિ૦ [સં] દેખાડેલું (૨) દેખેલું (૩) લક્ષણાથી જાણેલું (વ્યા)

**લક્ષી** વિ૦ [સં] લક્ષવાળું, લક્ષતું (સામાન્ય રીતે સમાસને અંતે ઉદા૦ 'એકલક્ષી')

**લક્ષ્મણ** પુ૦ [સં] (સ) રામનો નાનો ભાઈ; સુમિત્રાનો પુત્ર [પટરાણીઓમાંની એક

**લક્ષ્મણા** સ્ત્રી૦ [સં] (સ) કૃષ્ણની આઠ

**લક્ષ્મી** સ્ત્રી૦ [સં] (સ) વિષ્ણુની પત્ની, ધનની અધિષ્ઠાત્રી દેવી; ચૌદ રત્નમાંનું એક (૨) ધન; દોલત ૦કાંત, ૦નાથ, ૦પતિ, ૦વર પુ૦ (સ) વિષ્ણુ ૦તાલ પુ૦ એક જાતનો તાલ (સંગીત) ૦ધર પુ૦ એક છંદ ૦પૂજન ન૦, ૦પૂજા સ્ત્રી૦ આસો વદ તેરસને દિવસે કરાતી લક્ષ્મીની પૂજા ૦વંત(-તું), ૦વાન વિ૦ પૈસાદાર

**લક્ષ્ય** વિ૦ [સં] લક્ષ આપવા જેવું (૨) તાકવાનું, તાકી શકાય તેવું (૩) જોઈ શકાય-જાણી શકાય તેવું, દૃશ્ય (૪) ન૦ ધ્યેય (૫) લક્ષ, હેતુ (૬) નિશાન (તાકવાનું) (૭) લક્ષ્યાર્થ (૮) જેનું લક્ષણ બાંધવાનું હોય તે (ન્યા) ૦બિંદુ ન૦ લક્ષ્ય, ધ્યેય ૦વેધ પુ૦ ધારેલા નિશાનને તોડી પાડવું તે ૦વેધિત્વ ન૦ લક્ષવેધીપણું. ૦વેધી વિ૦ જુઓ લક્ષવેધી -ક્ષ્યાર્થ પુ૦ [+અર્થ] મુખ્યાર્થનો બાધ થયે તેનો સંબંધી એવો જે બીજો અર્થ લેવો પડે છે તે (ન્યા.)

**લખ** વિ૦ [જુઓ લક્ષ] લાખ (પ) (૨) [જુઓ લક્ષ્ય] દૃશ્ય (જગત માટે) (૩) સ્ત્રી [જુઓ લખલખવું અર્થ ૫] લત, છંદ (૪) જુઓ લક્ષ્મી ૦ચોરાશી સ્ત્રી૦ ચોરાસી લાખ જન્મનું ચક્ર. ૦પતિ પુ૦ લક્ષાધિપતિ

**લખ(-ખ્ખ)ણ** ન૦ [સં लक्षण]+ લક્ષણ, ચિહ્ન

**લખણી** ન૦ ['લખવું' પરથી] ટીપ, યાદી (દાન કે ઉઘરાણાની) [-કરવી=ઉઘરાણું કરવું] -ણું ન૦ લખવાનું વતરણું, લેખણ (૨) લખણી -ત ન૦ કરાર, સહી સાથેનું લખાણ (૨) નસીબના લેખ. -ત પત્તર ન૦ કાગળિયા ઉપરનું લખાણ (૨) ગમે તેવું (કચું કે અચોક્કસ) લખાણ

**લખપતિ** જુઓ 'લખ'માં

**લખલખ** વિ૦ [સં लक्ष् ઉપરથી, અથવા રવ૦] ઝળકતું, સ્વચ્છ (૨) અ૦ [રવ૦] લખલખે એમ [-થવું=લખલખવું] ૦વું અ૦ક્રિ૦ ફાટવું, પીડા થવી (૨) ચકચકવું, ઝળકવું (૩) લખલખ એવો અવાજ થવો (પાણી ઊછળવાથી, કૂતરું પાણી પીએ ત્યારે) (૪) લવલવવું (૫) [સં लष्, સર૦મ लखलखणें] તીવ્ર ભૂખ લાગવી; તીવ્ર અભિલાષા થવી -ખાટ પુ૦ ઝગઝગાટ (૨) લવારો (૩) સણકો, પીડા (૪) ધાસ્તી, ડર (૫) ઘોંઘાટ, ધમાલ (૬) ધખણા, ભૂખ. -ખાટો પું૦ લખલખાટ, ઝગઝગાટ

**લખલૂટ** વિ૦ [લખ (લક્ષ)+લૂંટ (લૂંટવું, કે લોટવું), સર૦ મ] પુષ્કળ, બેશુમાર

**લખવું** સ૦ક્રિ૦ [સં लिख्; સર૦ હિં लिखना, મ लिहिणें] લખાણ કરવું (૨) આલેખવું (૩) [સં लक्ष्, પ્રા लक्खइ] અવલોકવું; જોવું [લખી આપવું=લખત કરી આપવું, લેખિત કબૂલાત આપવી લખી કાઢવું=જલદી લખી નાખવું (નામ) લખી જવું=ગુનો કર્યા બદલ નામ નોંધી જવું (૨) આવીને લખી લેવું લખી દેવું=લખી આપવું (૨) લખી કાઢવું લખી નાખવું=જલદી લખી કાઢવું લખી પાડવું=જલદી લખી નાખવું લખી મારવું=હોય તેનાથી જુદું (ઉતાવળમાં કે ભૂલથી) લખી નાખવું લખી મૂકવું, રાખવું=લખાણ કરી રાખવું લખી લેવું=(યાદ રહે તે માટે) ઉતારી લેવું-લખવું

લગવાડ સ્ત્રી૰ [સં લગ્ ઉપરથી] સબંધ,પ્રીતિ
લગણુ ન૰ [સં લગ્] નક્કી કરેલા ભાવે દરરોજ અમુક વસ્તુ લેવી તે (૨) સ૰ક્રિ૰ (પ) લાગવું, વળગવું (૩) પહોંચવું
લગાડવું સ૰ ક્રિ૰ ['લાગવું'નું પ્રેરક] અડકાડવું (૨) ચોપડવું (૩) વળગાડવું, લાગુ કરવું (૪) સળગાવવું [લાગલાગટ
લગાતાર અ૰ [હિં, સર૰ મ लगेतार] સતત,
લગામ સ્ત્રી૰[फा] ઘોડાના મોંનું લોઢાનું ચોકડું (૨) તેને બાંધેલી હાંકનારના હાથમાં રહેતી દોરી (૩)[લા] અંકુશ [–આપવી=લગામ ઢીલી મૂકવી (૨) છૂટ આપવી, દાબ, અંકુશ કે બંધન વિનાનું રાખવું –ખેંચવી, ઝાલવી, પકડવી=જતું અટકાવવું, કાબૂમાં લેવું –છૂટી મૂકવી=સ્વતંત્રતા આપવી (૨) બહેકી જવા દેવું –તંગ કરવી=અંકુશ મૂકવો; ખેંચી પકડવું ]
લગાર,–રેક વિ૰ [જુઓ લગીર] થોડું (૨) અ૰ થોડા વખત માટે
લગાવ પુ૰ [સં લગ્ ઉપરથી ?] મીણ
લગાવવું સ૰ ક્રિ૰ ['લાગવું'નું પ્રેરક, સર૰ હિં लगावना, મ लावणें] જુઓ લગાડવું ૧, ૨, ૩ (૨) મારવું, ઠોકવું [લગણ, સુધી
લગી અ૰ [જુઓ લગ સર૰ હિં लगी, મ लग्]
લગીર,–રેક વિ૰ [હિં लकीर=પ ટળી લીટી ઉપરથી ?] જુઓ લગાર
લગે અ૰ [સં लग्, સર૰ મ, હિં] લાગ્યા! ફાવ્યા! હ! (એક ઉત્તેજનનો ઉદ્ગાર) (૨) +લગી ૰લગે અ૰ લગે ૧ જુઓ
લગેજ ન૰ [ઇં] (રેલવે) ઉતારુનો સામાન. [–કરવું સ૰ક્રિ૰ ઉતારુનો સામાન લગેજના ખાસ ડબામાં મોકલવો (૨) સરસામાન તોળાવી રસીદ કઢાવવી ] ૰ઑફિસ સ્ત્રી૰ જ્યાં ઉતારુનો સામાન લગેજ કરવામાં આવે તે ઑફિસ ૰પાર્સલ ન૰ લગેજના ખાસ જુદા ડબામાં મોકલાતું પાર્સલ
લગોલગ અ૰ [दे लग=નજીક, સર૰ મ] છેક પાસે, અડીને (૨) લગભગ, પાસે
લગ્ગુ અ૰ જુઓ લગોલગ (૨) વિ૰ [સં लग् ઉપરથી] છિનાળવું, પરસ્ત્રી પાછળ ફર્યા કરનાર
લગ્ન વિ૰ [સં] લાગેલું, વળગેલું (૨) લીન, આસક્ત (૩) ન૰ જેટલો સમય પૃથ્વી એક રાશિમાં રહે તેટલો વખત (૪) કોઈ શુભ કાર્ય કરવાનું મુહૂર્ત (૫) પરણવાનું મુહૂર્ત (૬) લગન, પરણવું તે, વિવાહ [–કરવું=પરણવું –જોવું =લગ્નનું મુહૂર્ત જોવું –માંડવું=લગ્નની તૈયારી કરવી. –લેવું (–વાં)=લગ્નનું મુહૂર્ત ઠરાવવું (૨) લગ્નની તયારી કરવી. લગ્ને લગ્ને કુંવારા=હમેશાં અતૃપ્ત હર વખતે તૈયાર ] ૰કાર્ય ન૰ લગ્નનું કામકાજ ૰કાલ(–ળ) પુ૰ લગ્ન કે બીજા શુભ કાર્યનું મુહૂર્ત ૰કુ(–કૂ)ડળી સ્ત્રી૰[સર૰ હિં, મ लग्नकुंडली] જન્મ સમયે કયો ગ્રહ કઈ રાશિમાં હતો તે બતાવનાર કુંડળી, જન્મકુંડળી ૰તિથિ સ્ત્રી૰ લગ્નનો દિવસ ૰નક્ષત્ર ન૰ લગ્ન માટે શુભ નક્ષત્ર ૰મંડપ પુ૰ લગ્ન માટે તયાર કરેલો મંડપ. ૰મુહૂર્ત ન૰ લગ્નકાળ. ૰વેળા સ્ત્રી૰ લગ્નકાળ –ત્સવ પુ૰ [+उत्सव] લગ્નનો ઉત્સવ–ઉજવણી
લઘરવઘર વિ૰[જુઓ લઘરા] (કા) ચીંથરેહાલ
લઘરા પુ૰બ૰વ૰ ['લધીર' ઉપરથી ?]લૂગડાના ડૂચા, ચીંથરા લઘરિયું વિ૰ લઘરવઘર
લઘિમા સ્ત્રી૰[સં] લઘુપણું (૨) આઠ સિદ્ધિઓમાંની એક–અતિ લઘુ થઈ જવું તે
લઘુ વિ૰ [સં] નાનું (૨) હલકું (૩) સહેલું (૪) હ્રસ્વ, એક માત્રાનું (૫)પુ૰ હસ્ત, પુષ્પ અને આશ્વિની નક્ષત્રોનું નામ ૰કથા સ્ત્રી૰ નાની વાર્તા, સાહિત્યકૃતિનો એક પ્રકાર ૰કંસ પુ૰ ( ) આવો કૌંસ ૰કોણ પુ૰૯૦° થી નાનો કોણ, 'એક્યૂટ ઍન્ગલ'(ગ) ૰જન પુ૰ (ગુરુજનનો વિપર્યાય) નાનો કે હલકો માણસ ૰તમ વિ૰ સૌથી નાનું (૨) પુ૰ અમુક રકમોમાંની દરેકથી જેને શેષ વિના ભાગી શકાય એવી નાનામાં નાની રકમ (ગ) ૰તમ સમચ્છેદ પુ૰ અમુક અપૂર્ણાંક રકમોના દરેકના છેદથી બરાબર ભાગી શકાય એવી નાનામાં નાની સંખ્યા (ગ) ૰તમ સાધારણ અવયવી, ૰તમ સાધારણ ભાજ્ય પુ૰

[સર૦ મ.] જુઓ લઘુતમ ૦તા સ્ત્રી૦. ૦તાવાચક વિ૦ લઘુતા બતાવનાર ૦તાઈ સ્ત્રી૦+ લઘુતા. ૦ત્વ ન૦. ૦પ્રયત્ન વિ૦ થોડા પ્રયત્નથી ઉચ્ચારાય તેવો (વર્ણ) (૨) આળસુ ૦મતી સ્ત્રી૦ થોડા મત ધરાવતો પક્ષ કે એવા લોકો (૨) થોડા મત હોવા કે ધરાવવા તે ૦રેખા સ્ત્રી૦ (—) આવું એક વિરામચિહ્ન. ૦લાઘવતા, ૦લાઘવી સ્ત્રી૦ ચાલાકી; પેચ, યુક્તિ ૦લિપિ સ્ત્રી૦ બોલેલું જલદી લખી શકાય તેવી ટૂંકા સ કેતોવાળી લિપિ, 'શૉર્ટહૅન્ડ'. ૦લેખન ન૦ લઘુલિપિમાં લખવુ તે. ૦વયી વિ૦ નાની-ઓછી ઉમ્મરનું ૦વાર્તા સ્ત્રી૦ લઘુકથા. ૦શંકા સ્ત્રી૦ પેશાબની હાજત ૦શેખર પું૦ સંગીતનો એક તાલ

લઘૂકરણ ન૦ [સં] લઘુ-ઓછુ કે ટૂંકું કરવુ તે (૨) હલકુ પાડવું કે તિરસ્કાર કરવો તે

લચક સ્ત્રી૦ [જુઓ લચકવું, સર૦ હિં., મ] મચકોડ (૨) લચકાતી ચાલ. [-આવવી, -ખાવી = મચકોડાવુ.]

લચક લચક અ૦ ['લચકો' ઉપરથી] લચકે ને લચકે; મોટે મોટે કોળિયે, ઉતાવળથી(-ખાવું)

લચકવું અ૦ક્રિ૦ [રવ૦, સં લસ્જ્ ઉપરથી ? સર૦ હિં. लचकना, મ लचकणें] લચી જવું (૨) કરમોડાવું, સાંધામાથી ઊતરી જવુ (૩) મહથી ચાલતાં કમ્મરેથી જરા મરડાવું

લચકો પું૦ ['લચકવુ' ઉપરથી, સર૦ હિં, મ] લોચો (૨) લચકો દાળ ૦દાળ સ્ત્રી૦ ઢીલી દાળ (પ્રવાહી અને ભભરી વચ્ચેની)

લચડવું સ૦ક્રિ૦ ['લોચો', 'લચકો' ઉપરથી] ચોપડવુ, લપેડવું

લચપચ અ૦ [રવ૦] પ્રવાહીથી તરબોળ અને લોદા જેવુ હોય તેમ. ૦વું અ૦ક્રિ૦ લચપચ થવું

લચલચવું અ૦ક્રિ૦ જુઓ લચકવું

લચવું અ૦ક્રિ૦ [સં लस्ज् ? હિં लचना, મ. लचणें] ભારથી નમી જવુ [લચી જવું, પડવું = નમી જવું (૨) કાલાવાલા કરવા]

લચં(-ચાં)ડ વિ૦ [સર૦ મ. लचाड] માથાફોડિયું (૨) ન૦ [મ] પીડા, લપ, બલા

લચ્છ પું૦ લચ્છો ૧ જુઓ (૨) સ્ત્રી૦ [સર૦ હિં] + લાછ, લક્ષ્મી

લચ્છન ન૦ [સર૦ હિં] + લક્ષણ

લચ્છો પું૦ [સર૦ હિં. लच्छा] માલો, પાયેલા દોરની આટી (૨) પગના આગળાંનું એક ઘરેણું

લછ સ્ત્રી૦ [જુઓ લચ્છ] + લક્ષ્મી (૨) ન૦ [સર૦ હિં. लच्छ (સં लक्ष्य)] લક્ષ, ધ્યાન

લજવવું સ૦ક્રિ૦ [સં લજ્, સર૦ હિં लजाना] લાજે તેમ કરવુ; લજાવવુ

લજાડ(-વ)વું સ૦ક્રિ૦ 'લાજવું'નું પ્રેરક

લજામણી સ્ત્રી૦ ['લાજ' ઉપરથી, સર૦ દે. लज्जालुइणी, સર૦ મ लाजाळू, મ लज्जावती; હિં लजालु(-लू)] એક છોડ (અડવાથી તેના પાન સંકોચાઈ જાય છે). -ણું વિ૦ લાજ પમાડે તેવું; લાજ આવે તેવું, શરમજનક

લજાવવું સ૦ક્રિ૦ જુઓ લજાડવુ [પડવી)

લજ્જત સ્ત્રી૦ [અ] મજા, લિજ્જત (-આવવી,

લજ્જા સ્ત્રી૦ [સં] લાજ, શરમ (૨) અપકીર્તિ. [-આવવી, પામવું = શરમાવુ] ૦ન્વિત વિ૦ [+ अन्वित] શરમિંદું ૦યમાન વિ૦ લાજતું, શરમાતું ૦ળુ(-ળુ) વિ૦ લજ્જાશીલ; શરમાળ ૦વતી વિ૦ સ્ત્રી૦ શરમવાળી. ૦વાન, ૦શીલ વિ૦ શરમવાળુ ૦શૂન્ય, ૦હીન વિ૦ શરમ વિનાનું, બેશરમ -જ્જિત વિ૦ લજ્જા પામેલુ; શરમાયેલું

લટ સ્ત્રી૦[સં लट्वा, સર૦ હિં, મ ]થોડા વાળની સેર(૨) વડની મૂળી (૩) અમુક (સૂતરના) તાર કે દોરાની આટી (૪) મોતીની સેર [-ગૂંથવી, બાંધવી, સમારવી = વાળની છૂટી સેરને ગૂથી-બાધીને ઠીક કરવી. -પાડવી = આટીના અમુક તારની લટ અલગ બાધવી]

લટક સ્ત્રી૦ ['લટકવું' ઉપરથી, સર૦ મ, હિં] લચકાવું તે; મચકોડ (૨) લટકો(૩) છટા; ખૂબી; શૈલી ૦છટક સ્ત્રી૦ છટા, ખૂબી ૦ણુ(-ણિયું) વિ૦ ['લટકવું' ઉપરથી] લટકતુ, ઝૂલતુ (૨) ન૦ કાનનું એક લટકતુ રહેતુ ઘરેણુ (૩) [લા] (વગર બોલાવ્યે સાથે આવેલુ) છોકરું. ૦ણિયાળુ વિ૦ લચકાતુ; લચકવાળુ

**લટકવું** અ૰ક્રિ૰ [સર૰ हिं लटकना, म लटकणें (सं लट्, लड्)] ઝૂલવું, લબડવું; ટગાવું (૨) [લા ]આધારરહિત થવું, વચ્ચે રખડી જવું

**લટકસલામ** સ્ત્રી૰ [લટકવું + સલામ] ખરા દિલથી ન કરેલી, ખાલી સલામ

**લટકાવવું** સ૰ક્રિ૰ 'લટકવું'નું પ્રેરક

**લટકાળું** વિ૰ [સર૰ हिं लटकीला] લટકાવાળું (૨) લટકા કરનારું

**લટકિત** વિ૰ [લટકો પરથી] લટકાળું, લટકાવાળું

**લટકું** ન૰ લટકો, નખરું

**લટકો** પું૰ ['લટકવું' ઉપરથી, સર૰ દે लडह= સુંદર હાવભાવ] શરીરનો મોહક હાવભાવ– ચાળો, નખરું ૦ઝટકો પું૰ સહેજસાજ નવરાશનો સમય (૨) અ૰ દૈવયોગે; અણધાર્યું ૦મટકો પું૰ આંખ અને શરીરનો ચાળો, નખરું

**લટપટ** વિ૰ [રવ૰, સર૰ हिं लटपटा, म लटपट्या] ચંચળ; ચપળ (૨) [सं लिप्त ?] પ્રેમાસક્ત; એકબીજાને વળગેલું– ચોંટેલું (૩) સ્ત્રી૰ [સર૰ म ] ચંચળતા, ચપળતા (૪) મેળ, સંબંધ (૫) પ્રેમાસક્તિ (૬) ધાલમેલ, ખટપટ (૭) અ૰ ઝટપટ; જલદી. [–કરવી= સામાને ભોળવવા ચાલાકી, ખટપટ, ધમાલ કરવી –બનવું=પ્રેમાસક્ત થવું] ૦વું અ૰ક્રિ૰ સ્નેહમાં અડોઅડ થવું; એકબીજાને વળગવું–ચોંટવું. –ટિયું વિ૰ ચપળ, ચંચળ (૨) ન૰ હજામની અસ્રો ઘસવાની ચામડાની પટ્ટી [લટપટિયાં લેવાં=હજામનો ધંધો કરવો (૨) કામધંધા વિના રખડવું કે પડયા રહેવું.]

**લટર** સ્ત્રી૰ [જુઓ લટ] (ફૂલમાની) રેખા (૨) [જુઓ લટાર] આંટો [–મારવી]

**લટવું** અ૰ક્રિ૰ [સર૰ हिं लटना] નમી પડવું. [લટી પડવું=નમી પડવું(૨)કાલાવાલા કરવા ]

**લટાક** સ્ત્રી૰ લટક (?)

**લટાકો** પું૰ (કા ) પચાત

**લટાર** સ્ત્રી૰ [सं अट् ઉપરથી ? કે 'લટકવું' ઉપરથી ?] આંટો, ફેરો; ચક્કર [–મારવી]

**લટિયર** વિ૰ ['લટ' કે 'લટકો' ઉપરથી] (કા ) શોખીન, ભભકાદાર

**લટિયું** ન૰ [જુઓ લટ] વાળ (જરા તુચ્છકાર-દર્શક). [લટિયાં ઊઠવાં, ફરફરવાં= અવ્યવસ્થિતપણે વાળ ઊઠવાથી કદગારું દેખાવું –ગૂંચાવાં=(લા,) નિકટ સંબંધમાં આવવું –પીંખવાં=મારી નાખવું (૨) ફજેતી કરવી –ફસાવવાં=મારી નાખવું ]

**લટી** સ્ત્રી૰ [સર૰ हिं (सं लट=દોષ; लटक=દુષ્ટ, બદમાસ] વેશ્યા, રંડી (૨) ગપ, જૂઠી વાત

**લટૂરી** સ્ત્રી૰ ['લટ' ઉપરથી] વાળનું એક ઘરેણું (૨) કેશની લટ

**લટોઝટો** અ૰ ['ઝટ' દ્વિર્ભાવ] ઉતાવળે (૨) ['લટ' ઉપરથી] સહેજસાજ

**લટોરો** પું૰ [જુઓ લટ] લટર; લટ (૨) ડાળોનું ઝુંડ (૩) [સર૰ हिं लटोरा] એક પંખી

**લટ્ટુ** વિ૰ [સર૰हिं (सं लुट् ઉપરથી?)] નરમઘેંશ (૨) પરવશ (૩) સ્તબ્ધ (૪) પું૰ ભમરડો [–થઈ જવું= ખૂબ આસક્ત થઈ જવું (૨) પરવશ – નરમઘેંશ થઈ જવું ]

**લઠ(–ઠ્ઠ)** વિ૰ [प्रा लट्ठि(सं यष्टि)=લાઠી, સર૰ हिं , म ] જાડું ને મજબૂત (૨) પું૰ ઠંગોરો [–નિરંજન, ભારતી=મજબૂત બાંધાનો ને રખડેલ માણસ ] –ઠિયું વિ૰ લઠ્ઠ (૨) ન૰ ગાડાનો નીચલો ભાગ જેમાં લઠ્ઠો રહે છે. –ઠિ(–ઠ્ઠી)ગું વિ૰ [સર૰ म लठिंगा] લઠ, મજબૂત (૨) હુલ્લું –ઠ્ઠી સ્ત્રી૰ નાનો લઠ્ઠો. –ઠ્ઠું વિ૰ [સર૰ हिं लट्ठा] લઠ્ઠ –ઠ્ઠો પું૰ ગાડી કે ગાડાનાં પૈડાંની લોઢાની ધરી–લઠ્ઠ દાંડો હોય છે તે (૨) જાડો માદરપાટ (૩) લઠ્ઠ માણસ (૪) (સુ ) ઠંગોરો

**લડકણું(–ણુ)** (લ') વિ૰ ['લડવું' ઉપરથી] ટંટાખોર, લડવાના સ્વભાવનું

**લડત** (લ') સ્ત્રી૰ ['લડવું' ઉપરથી] લડાઈ

**લડથડવું** અ૰ક્રિ૰ [प्रा ल्हस(सं स्रस्)= લપસી પડવું + આથડવું, અથડાવું ?] લથડવું

**લડથડિયું** ન૰ [લડથડવું પરથી] લથડિયું, આથડિયું [–આવવું, ખાવું ]

**લડધું** વિ૰ [સર૰ हिं लठैत, म लढ्यू ] લઠ્ઠ; અલમસ્ત (૨) ન૰ [સર૰ हिं लड़ैता, 'લાડ' ઉપરથી] લાડકું તે–છોકરું

**લડબડવું** અ૰ક્રિ૰ [સર૰ हिं. लड़बड़ाना, म. लडबडणें] લડબડિયું ખાવું. **લડબડિયું** ન૰ ઠોકર ખાઈ લથડી પડવું તે [–આવવું, ખાવું]
**લડવા(–વે)ડ** (લ') સ્ત્રી૰ ['લડવું' પરથી] ઝઘડો; કજિયો, વઢવાડ [કરવાના સ્વભાવવાળું
**લડવાડિયું** (લ') વિ૰ ['લડવું' પરથી] લડયા
**લડવું** (લ') સ૰ક્રિ૰[सं लड्, સર૰ हिं लड़ना, म लढ़णें] વઢવું; ઠપકો દેવો (૨) અ૰ક્રિ૰ સામસામે વાદવિવાદ, ટંટો, બોલાબોલી, મારામારી કે યુદ્ધ–લડાઈ કરવી (૩) કોર્ટે ચઢવું (૪) [લા.] અણબનાવ થવો (૫) [?] સ૰ક્રિ૰ લસોટવું –વૈયો પું૰ યોદ્ધો
**લડસડ** અ૰ [લટક સટક (દ્વિર્ભાવ) ઉપરથી] લહેરમાં કે મદમાં અડબડિયાંવાળી ગતિએ. ૰વું અ૰ક્રિ૰ લડસડ ચાલવું.
**લડંલડા(–ડી)** (લ') સ્ત્રી૰['લડવું' પરથી]લડાલડ
**લડાઈ** (લ') સ્ત્રી૰ ['લડવું' પરથી, સર૰ हिं ,म] યુદ્ધ; જંગ (૨) ટંટો, ઝઘડો. [–વેચાતી લેવી =પારકો કજિયો વહોરી લેવો –માં ઊતરવું=લડાઈમાં સામેલ થવું] ૰ખોર, –ક(–કુ) વિ૰ લડકણું
**લડાક(–કુ)** વિ૰ [सं लड्] લડકું (૨) (લ') [સર૰ हिं. लड़ाका, लड़ाकू] જુઓ 'લડાઈ' માં. –મણી સ્ત્રી૰ [લડાવવું પરથી]લડાવવું તે
**લડાયક** (લ')વિ૰[લડવું પરથી,સર૰हिं.लड़ाका] લડી શકે તેવું(૨) લડાઈના ખપનું (૩) લડકણું
**લડાલડ(–ડી)** (લ') સ્ત્રી૰ ['લડવું' ઉપરથી] લડાઈ, ટંટો; લડંલડા
**લડાવવું** ['લાડ' ઉપરથી, સર૰ हिं. लड़ाना] લાડ કરવા (૨) (લ') સ૰ક્રિ૰ 'લડવું'નું પ્રેરક
**લડાવું** (લ') અ૰ક્રિ૰ 'લડવું'નું કર્મણિ ને ભાવે
**લડી** સ્ત્રી૰ ['લટ' ઉપરથી, સર૰ हिं.,म] એક જાતની વસ્તુઓની પંક્તિ કે માળા (૨) દોરાની લટ [ઓળંગ (૨) દોરાની આંટી
**લડું** ન૰ ['લડી' ઉપરથી] તાર વીંટવાનું સોનીનું
**લડુ** પું૰ [सं] લાડુ
**લઢણ** સ્ત્રી૰ [સર૰ म. लढण, प्रा. लढ(सं स्मृ) =યાદ કરવું] લત, ટેવ (૨) પદ્ધતિ [–પડવી]
**લણણી** સ્ત્રી૰ ['લણવું' ઉપરથી] લણવાની ક્રિયા કે તેની મોસમ
**લણવું** સ૰ક્રિ૰ [सं लू] કણસલાં કાપી લેવાં; પાક ઊતરવો (૨) [લા.] ફળ મેળવવું
**લત(ત,)** સ્ત્રી૰ [सं. रति के प्रा. लित्ता (सं लिप्) ઉપરથી? સર૰ हिं , म.] લગની (૨) ટેવ; વ્યસન [–પડવી, લાગવી]
**લતા** સ્ત્રી૰ [सं.] વેલ. ૰કુંજ વેલનો માંડવો. ૰ગૃહ ન૰, ૰મંડપ પું૰ લતાઓનો માંડવો
**લતાડ** સ્ત્રી૰; પું૰ [ લતાડવું ઉપરથી ] લાત; પાટુ (૨) [જુઓ લથડવું] ફેરવી તોળવું તે, ફરી જવું તે (૩) ગોથ, ગોથું (૪) પું૰ ઉત્સાહ કે થાકથી લોથ થવું તે – સુસ્તી. [–ખવરાવવી, મારવી =લાત મારવી; ભૂલ ખવરાવવી (૨) નુકસાન કરવું. –ખાવી= લાત ખાવી(૨)ખોટે રસ્તે દોરવાવું (૩) નુકસાન વેઠવું (૪) ગોથ ખાવી –ખાઈ જવું'= યુક્તિથી ફરી જવું (૨) ગુલાંટ ખાઈ જવી –વાગવી,લાગવી=લાત વાગવી(૨)નુકસાની આવવી(૩)માંદગી પછીની પીડાથી પીડાવું ]
**લતાડવું** અ૰ક્રિ૰ [ दे. लत्ता = લ ત પરથી, સર૰ हिं लताड़ना. म लथाडणें] ખરાબ કરવું, માઠી હાલતમાં આણવું; નુકસાન કરવું
**લતિકા** સ્ત્રી૰ [सं] લતા
**લતીફ** વિ૰ [अ] સદ્ગુણી; સાર; સરસ –ફો પું૰ [સર૰ हिं लतीफा] હસવું આવે એવી વાતચીત, ટોળટપ્પો [લાતો મારવી તે
**લત્તા** સ્ત્રી૰ [दे.] લાત. ૰પ્રહાર પું૰ લાત કે
**લત્તાં** ન૰બ૰વ૰ [सं लत्तक के फा. लत्तह] લૂગડાં[–લેવાઈ જવાં,લેવાવાં=લૂંટાવું(૨) નુકસાનમાં આવી જવું (૩) હિંમત ખોઈ બેસવું –લેવાં=ખામી કે નબળાઈ ઉઘાડી પાડવી ]
**લત્તો** પું૰[फा.] શહેરનો ભાગ, મહોલ્લો; ફળિયું
**લથડપથડ** અ૰ [રવ૰; સર૰ हिं. लथरपथर, लथपथ,लतपत] પાણીથી ભીંજાઈને તરબોળ હોય તેમ (૨) જુઓ લથરપથર
**લથડવું** અ૰ક્રિ૰ [જુઓ લડબડવું, સર૰ हिं लथाड़ना] ઠોકરથી ગોથું ખાવું (૨) બોલતાં અચકાવું (૩) દૂબળું પડી જવું (માંદગીથી)

**લથડિયુ** ન૦ [જુઓ લથડવુ] ગોથુ, અઠબડિયું [-ખાવું]

**લથબથ** અ૦ [સં શ્લિષ્ + બાધ] એકબીજાને જોરથી વળગ્યા હોય તેમ

**લથરપથર** અ૦ [જુઓ લથડપથડ] ઢીલું લબડતુ હોય એમ, અસ્તવ્યસ્ત

**લદબદ** અ૦ [રવ૦ કે સં લ્લ્ ઉપરથી, સર૦ હિં लद्लद्] પ્રવાહીથી ભરપૂર લચકા જેવું હોય તેમ (૨) ઢીલા પદાર્થમાં પડી ખરડાયેલું હોય એમ (૩) લીન, ચકચૂર

**લદાવું** અ૦ક્રિ૦, -વવુ સ૦ક્રિ૦ 'લાદવું'નું કર્મણિ ને પ્રેરક

**લપ** સ્ત્રી૦ [સં लिप् ઉપરથી] પીડા; ઉપાધિ, લફરુ (૨) અ૦ [રવ૦] જલદી, ચટ [-દઈને]

**લપક લપક** અ૦ [રવ૦] લપલપ, લપકે લપકે (૨) લપકારા મારતુ હોય એમ, લબકલબક, રહી રહીને વેદના થાય એમ (જેમ કે, ગૂમડામાં)

**લપકવું** અ૦ક્રિ૦ [રવ૦, સર૦ હિં. लपकना, म लपकणें] લપકારા થવા - મારવા

**લપ(-બ)કારો** પુ૦ ['લપકવુ' ઉપરથી] જીભને લબૂક લબૂક બહાર કાઢવી તે (૨) વેદનાથી કે ભયથી કોઈ પણ અવયવનું લબૂક લબૂક થવુ તે (૩) [સં लप्] તોછડાઈથી વધારેપડતુ બોલવું તે, લપકો

**લપ(-બ)કાવવું** સ૦ક્રિ૦ [સં लप् કે રવ૦] ભિવરાવવું (૨) લપક લપક ખાવુ, ચટ કરી જવું

**લપ(-બ)કો** પુ૦ [સં लिप्, સર૦ म लपका] ગાઢા પદાર્થનો લચકો (૨) ડામ (૩) લપકારો ૨, ૩ જુઓ [-કરવો = તોછડાઈથી વધારે પડતુ બોલવુ **લપકા કરવા** = મહેણા મારવા **લપકા ખાવા** = મહેણા ટૂણાં સહેવા **લપકા ચોંટાડવા, દેવા** = ડામ દેવા **લપકા તોડવા** = બોલચાલમાં ને કામકાજમા દોષ કાઢયા કરવા (૨) ટોણાં મારવા **લપકા લેવા** = ફાળ પડવી (૨) બહુ કળતર થવુ ]

**લપકોઝબકો** પુ૦ [લપકવુ + ઝબૂકવુ ? સર૦ हिं लपझप = ચપલ] ઝટોઝટ, સહેજસાજમાં બનવુ તે

**લપછપ** સ્ત્રી૦ [લપાવું + છુપાવું] ધાલમેલ, કાવતરુ

**લપટ** સ્ત્રી૦ [રવ૦, સર૦ हिं (सं लिप्)] ઝડપ; ઝપટ (૨) ['લપટાવું' ઉપરથી] અડફટ (૩) ['લપટાવવું' ઉપરથી] પેચ, ફાંદો (૪) [સં लिप्] ગધ, મહેક (૫) વિ૦ તલ્લીન, મશગૂલ; લપટાયેલું [-મારવી = ઝૂંટવી લેવુ] ૦ઝપટ સ્ત્રી૦ ઓચિંતી ઝૂંટ મારવી તે

**લપટવું** અ૦ક્રિ૦ [જુઓ લપસવું] સરકવું (કા.)

**લપટાવવું** સ૦ક્રિ૦ 'લપટવુ', 'લપટાવું'નુ પ્રેરક

**લપટાવું** અ૦ક્રિ૦ [સર૦ हिं लपटाना, लिपटाना, सं लिप्] ચીકટમા ખરડાવું (૨) લલચાવું, ફસાવુ

**લપડુ** વિ૦ [જુઓ લપટવું] સજ્જડ નહિ તેવું, ઢીલુ (૨) લાલચુ [-પડવુ = ઢીલુ હોવુ કે થવું ]

**લપડાક** સ્ત્રી૦ [રવ૦, જુઓ લપ્પડ, સર૦ म.] લપ્પડ, તમાચો (૨) [લા ] ઠપકો કે ખત્તા ખાવી તે [-ખાવી = તમાચો ખાવો (૨) ઠગાવું, છેતરાવુ (૩) ઠોકર ખાવી, નુકસાનમા આવવુ -ચોડવી, ઠોકવી, દેવી = તમાચો મારવો -પડવી, મળવી = લપડાક વાગવી (૨) ઠપકો મળવો; પાછુ પડવાનુ થવુ -મારવી = તમાચો મારવો (૨) ધૂતવુ, નુકસાનમાં ઉતારવુ (૩) મહેણુ મારવુ ]

**લપડ(-ડિ)ઝ** વિ૦ ખૂબ ઊંચું

**લપડાવવું** સ૦ક્રિ૦ લપડાકે લપડાકે મારવું

**લપરડવું** સ૦ક્રિ૦ [સં लिप्] લપેડવું, લપરડો કરવો **લપરડો** પુ૦ જાડો લેપ, લપેડો

**લપલપ** સ્ત્રી૦ [રવ૦, સં लप्] બકબક, લવારો (૨) અ૦ [રવ૦] ચપચપ, ઝડપથી (૩) લબૂક લબૂક -પાટ પુ૦, સ્ત્રી૦ લવારો; બકવાટ (૨) ઉતાવળ, ધાંધલ -પિયુ વિ૦ લપલપાટ કરનારુ

**લપ(-પા)વું** અ૦ક્રિ૦ [સં लिप, लुप्, સર૦ म लपणें] સતાવું

**લપસણી** સ્ત્રી૦ [લપસવુ પરથી] ઉપર ચડી નીચે લપસવાની એક બાળરમત કે તેનુ સાધન

**લપસણુ** વિ૦ [લપસવુ પરથી] લપસી પડાય એવું (૨) ન૦ લપસી પડાય એવી જગ્યા

**લપસવુ** અ૦ક્રિ૦ [પ્રા. ल्हस (सं स्रस्) પરથી ?] ખસી પડવું, સરી જવું (૨) પતન થવું

લપસિંદર ન૦ ['લપસવુ' ઉપરથી ?] નકામી લાંબી વાત

લપાટ સ્રી૦ [રવ૦, સર૦ सं चपेट] થપાટ; લપડાક -ટિયો પું૦ લપડાક મારનાર—ખુસટિયો

લપાવું અ૦ક્રિ૦ [જુઓ લપવુ] સતાવુ (૨) સોડમા ભરાવું, અડોઅડ દબીને ગોઠવાવું

લપિયું વિ૦[સં. लप्] વાતોડિયુ(૨)માથાઝીકિયું

લપુ લપુ, લપૂક લપૂક અ૦ જુઓ લબલબ

લપૂકો પું૦, લપૂકિયું ન૦ જુઓ લબૂકિયું

લપૂડું વિ૦ [સં लप्] લપલપિયુ; વાતોડિયું (૨) પેટમાં વાત ન રહે તેવુ

લપેટ સ્રી૦ [જુઓ લપેટવુ] મગદળ જોડીની એક કસરત

લપેટવું સ૦ક્રિ૦ [સં. लिप्, हिं. लपेटना, म लपेटणें अ. लफ=वींटाळेलु ?)] વીટવું (૨) [લા.] સડોવવુ

લપેટો પું૦ [લપેટવુ પરથી સર૦ हिं, म. लपेटा] ઢાંકણ, આવરણ (૨) [જુઓ લપ્પો] ખૂબ કસબવાળું રેશમી વણાટનું કપડુ

લપેડવું સ૦ક્રિ૦ જુઓ લપરડવુ

લપેડો પુ૦ [સં. लिप्] લપરડો, જાડો લેપ

લપોડશંખ વિ૦ પુ૦ [સર૦ म लपो(-वो)डशख] ખોટા વચન આપનાર, ખોટી ડફાસ મારનાર; લબાડી

લપ્પટ વિ૦[સં लिप्] બરોબર સજ્જડ ચોટેલું

લપ્પડ સ્રી૦ [રવ૦; સર૦ हिं., म] લપડાક

લપ્પનછપ્પન સ્રી૦ ન૦ [સર૦ म लपंछप, लप्पछन्न (લપવું + છપવુ)] પંચાત, છૂપી ઘાલમેલ (૨) દોઢડહાપણ, તીનપાચ [(—ની સાથે) લપ્પનછપ્પન રાખવી =—ની સાથે ખાનગી કે ઘાલમેલનો સબંધ રાખવો ] -નિયું વિ૦ લપ્પનછપ્પન કરનારું

લપ્પાદાર વિ૦[લપ્પો + દાર] લપ્પાની કોરવાળુ (૨) ખૂબ જરીવાળું

લપ્પી વિ૦ [સં लप्] જુઓ લપિયુ

લપ્પો પુ૦ [अ लफ=वींटाळेलुं: ગડી કરેલુ, સર૦ हिं. लप्पा, म. लप्फा] ભરચક કસબવાળો લપેટો (૨) [ગ્રા.] મોટું ઢંગધડા વગરનું થીગડું [-મારવો, લગાડવો]

લપ્પો(-ફ્ફો) પું૦ [જુઓ લપ, લફ] મોટો ફાકો કે ઢાળિયો [જલદીથી ]

લફ અ૦ [સર૦ લપ, લબ] [-લઈને =

લફડખંધું વિ૦ [લફડ (રવ૦) + ખંધુ ] લેધું - દાધારગું પણ સ્વભાવે ધૂર્ત

લફડ(-ર)ફફડ(-ર) અ૦ [રવ૦] લચડતુ, આમ તેમ ઊડયા કરતું તથા પગે અટવાતુ હોય તેમ, અવ્યવસ્થિત

લફડ(-ર)વું અ૦ ક્રિ૦ [રવ૦] લફડફફડ થવુ

લફરું ન૦ [રવ૦, સર૦ म. लफडा] લીંટનો લબકો (૨) [લા.] (વસ્તુ કે કામ કે માણસ વળગવાથી થતુ) નડતર, પીડા, ઉપાધિ. [-લેવું = નાકની લીંટ સાફ કરવી. -વળગવું = પીડા લાગુ થવી.]

લફંગું વિ૦ [तुर्की लप(-फं)ग, સર૦ हिं, म. लफंगा] કપટી, દગલબાજ (૨) લપટ, વ્યભિચારી (૩) નફટ, નિર્લજ્જ -ગાઈ સ્રી૦, -ગાવેડા પુ૦ બ૦વ૦ લફંગાપણું

લફાફો પું૦ [अ लिफ़ाफा] પત્રબિડીયુ, કવર

લફૂ(-ફ્)જ પું૦ [फा ] શબ્દ [ઢાળિયો

લફ્ફો પુ૦ [જુઓ લપ્પો] મોટો ફાકડો કે

લબ પુ૦ [फा ] હોઠ (૨) સ્રી૦ લાળ

લબ અ૦ [રવ૦] એવા અવાજ સાથે (મોમા મૂકવુ)(૨) લપ, જલદી ૦ક લબક અ૦[સર૦ म लवकर्णे] જુઓ લપક લપક ૦કારો પુ૦ જુઓ લપકારો ૦કાવવું સ૦ક્રિ૦જુઓ લપકાવવું ૦કો પુ૦ [સર૦ म. लवका] જુઓ લપકો

લબડધક્કે અ૦ [સર૦ લક્કડધક્કે, લપડાક + ધક્કો, हिं लदृयोंधों] દમથી, ધમકાવીને; બળાત્કારે. [-લેવું = લપડાકો અને ધક્કા મારતા લઈ જવુ (૨) દમદાટીથી કામ લેવુ, દમથી કામમા ઝપાટો કરાવવો ]

લબડવું અ૦ ક્રિ૦ [સં लम्ब्] જુઓ લટકવું. [લબડતું મૂકવું = લટકતુ મૂકવુ (૨) ધ્યાન ન આપવુ. લબડી જવું = માદા - નબળા થઈ જવુ, લેવાઈ જવુ (૨) રહી જવું; પાસ ન થવું ]

લબઢબ સ્રી૦ [રવ૦] બીક કે મૂઝવણથી લબ લબ થવું તે. [-થવી = ગભરાવુ, ગૂંચવાવું ]

લબ(-ઓ)તરું વિ૦['લબડવુ' ઉપરથી] નબળું; ક્ષીણ (૨) નરમ, પોચું

**લબદાવું** અ૦ ક્રિ૦ [જુઓ લદબદ, સર૦ મ લબદા] પ્રવાહીથી તરબોળ થવું કે ખરડાવું (૨) [લા ] સંડોવાવું, ફસાવું
**લબરકો** પું૦ [સં લર્] તોછડાઈથી વધારેપડતું બોલવું તે, લપકારો (લબરકા કરવા)
**લબલબ** અ૦ [રવ૦, સર૦ મ ] એવો અવાજ થાય તેમ (જેમ કે, કૂતરાના ચાટવાનો) (૨) ઉતાવળે (૩) લચુલચુ -બાટ પું૦ લબલબ અવાજ [ચીંથરિયું
**લબાચિયું** વિ૦ ['લબાચો' ઉપરથી] ચીંથરેહાલ,
**લબાચો** પું૦ [લબાદ (ફા )+ ચો (ચેહ ફા ), સર૦ હિં લબાદા] મેલાં ફાટેલાં લૂગડાંનો જથો (૨) ભાગ્યાતૂટયા સરસામાનનો જથો (૩) (બહુ કીમતી નહિ એવો) ઘરવખરો (તિરસ્કારમાં ને બહુધા બ૦વ૦માં) [લબાચા ઉઠાવવા = મુકામ ઉઠાવવો, બીજે ઠેકાણે જવું ]
**લબાડ(-ડી)** વિ૦ [સં લપ્, સર૦ હિં ,મ ] જૂઠું બોલવાની ટેવવાળું -ડાઈ,-ડી સ્ત્રી૦ જૂઠાણું
**લબુકલબુ, લચુલચુ, લબૂકલબૂક** અ૦ [રવ૦ ] બીકથી લપ લપ થાય તેમ [-થવું]
**લબૂકિયું** ન૦, **લબૂકો** પું૦ [રવ૦] બીકથી લબુલબુ થવું તે [લબૂકિયાં લેવાં, લબૂકા લેવા = ગભરાવું ]
**લબોચું** ન૦ [લબ (હોઠ) + ડાચું કે બોચું ] મોં, ડાચું (તુચ્છકારદર્શક) [-તોડી નાખવું, ભાંગી નાખવું (ધમકી બતાવતાં) = મોં પર સખત મારવું ] -ચો પું૦ તમાચો [-ઠોકવો, -મારવો, -લગાવવો]
**લબોતરું** વિ૦ જુઓ લબતરું
**લબ્ધ** વિ૦ [સં ] મળેલું ૦પ્રતિષ્ઠ [સં , સર૦ હિં , મ ] જેની પ્રતિષ્ઠા જામેલી છે તેવું; પ્રતિષ્ઠિત -બ્ધા સ્ત્રી૦ જુઓ વિપ્રલબ્ધા (૨) દુઃખા, પીડા, બૈરીછોકરાંની જંજાળ -બ્ધિ સ્ત્રી૦ પ્રાપ્તિ, સિદ્ધિ (૨) 'રિઝલ્ટ' (ગ.)
**લબ્બૈક** અ૦ [અ લબ્બૈક] 'સેવામાં હાજર છું', 'જી સાહેબ' એવા અર્થનો ઉદ્ગાર
**લભ્ય** વિ૦ [સં ] મળી શકે એવું
**લમણું** ન૦,-ણો પું૦ [સર૦ મ લવણા, -ણેં, હિં નૌના] ગાલના ઉપરનો કાન આગળનો માથાનો ભાગ. [લમણા ઝીકવા, લેવા = લમણાઝીક કરવી લમણા શેકાઈ જવા = બહુ તાપથી માથું -લમણા તપી જવા લમણું ફૂટી જવું = લમણાનો ભાગ તૂટી જવો (૨) તેવી વેદના થવી લમણે હાથ દેવા, લમણે હાથ દઈને બેસવું = હતાશ થઈ જવું ] -ણા(-ણાં)ઝીક સ્ત્રી૦ જુઓ માથાઝીક -ણા(-ણાં)તોડ વિ૦ (૨) સ્ત્રી૦ માથાફોડ
**લય** પું૦ [સં ] નાશ પ્રલય (૨) લીનતા, એકતાર થઈ જવું તે (૩) વિરામ; વિશ્રામ (સંગીતમાં) (૪) નૃત્ય, ગીત અને વાદ્યની સમતા (સંગીતમાં) (૫) કોઈ સ્વર કાઢવામાં લાગતો સમય (દ્રુત, મધ્ય અને વિલંબિત) (૬) ગાવાનો ઢંગ, સ્વર કાઢવાનો ઢંગ [-પામવું = લીન થઈ જવું (૨) ભળી જવું (૩) નાશ પામવું ] ૦વાદ્ય ન૦ લય પ્રકટ કરતું વાદ્ય જેમ કે, તબલું
**લયલા** સ્ત્રી૦ [અ ] (સં ) ફારસી સાહિત્યની એક પ્રસિદ્ધ માશૂક. ૦મજનૂન ન૦બ૦વ૦ લયલા અને તેનો આશક મજનૂન ફારસી સાહિત્યમાં આશકમાશૂકની એક પ્રસિદ્ધ જોડી
**લયાકત** સ્ત્રી૦ [અ લિયાકત] લાયકી; યોગ્યતા
**લયાનત** સ્ત્રી૦ [જુઓ લાનત] લ્યાનત; શરમ, નામોશી (૨) ધિક્કાર, ફિટકાર, કદુવા
**લલક** સ્ત્રી૦ [સં લલ્, સર૦ હિં ] લાલસા (૨) લાડ, લાલન ૦વું સ૦ક્રિ૦ લલસા કરવી (૨) ઝૂલવું, લટકવું (૩) + જુઓ લળકવું -કાયમાન વિ૦ લલકતું
**લલકાર** પું૦ [રવ૦, સં લલ્ + કૃ] લલકારવું તે (૨) લલકારેલું ગાન ૦વું સ૦ક્રિ૦ લાંબે સ્વરે ગાવું (૨) બૂમ પાડવી (૩) હાકવા -જલદી ચલાવવા ઉશ્કેરવું - ઉત્તેજિત કરવું (૪) [દે લલ્લક, સર૦ હિં લલકારના] લડાઈનું આહ્વાન કરવું, પડકારવું
**લલચાવું** અ૦ક્રિ૦ [જુઓ લાલચ, સર૦ હિં લલચાના] લાલચમાં ફસાવું (૨) મોહિત થવું (૩) લાલસા કરવી -વવું સ૦ક્રિ૦ (પ્રેરક)
**લલના** સ્ત્રી૦ [સં ] સુંદર સ્ત્રી
**લલંતિકા** સ્ત્રી૦ [સં ] નાભિ સુધી પહોંચે

એવી લાળી માળા–હાર
**લલાટ** ન૦[સં]કપાળ ૦રેખા સ્ત્રી૦ વિધાતાએ લલાટે લખેલા નસીબના લેખ. –ટિકા સ્ત્રી૦ કપાળનું એક ઘરેણુ
**લલામ** વિ૦ [સં] સુંદર, રમણીય (૨) ન૦ કપાળનું એક ઘરેણું
**લલિત** વિ૦ [સં] મનોહર; સુંદર (૨) પ્રિય, ગમે એવુ (૩) નાજુક, કોમળ (૪) પું૦ એક છંદ (૫) એક રાગ ૦કલા(–ળા) સ્ત્રી૦ 'ફાઈન આર્ટ', મન અને કલ્પનાના શ્રમ પર મુખ્ય આધાર રાખનાર કલા–ચિત્રકળા, સંગીત જેવી ૦તિલકા પું૦ એક છંદ ૦સ્વર પું૦ એક અલંકાર (સંગીત) –તા, –તાંગી સ્ત્રી૦ જુવાન સુંદર સ્ત્રી
**લલુતા** સ્ત્રી૦ [સં લુલ] જુઓ લોલુપતા
**લલેડું** ન૦ [રવ૦] એક પંખી
**લલોપતાં** ન૦બ૦વ૦ [સં લલ્, સર૦ દે. લલ્લિ =ખુશામત, મ લલોપતા] સવાસલાં, ખુશામત [–કરવાં]
**લલ્લો** પું૦ લકાર ૦ચપ્પો સ્ત્રી૦ [દે લલ્લિ, સં. લલ્; સર૦ મ લલ્લુપત્તુ, હિં. લલ્લોચપ્પો, લલ્લોપત્તો] ખુશામત; સવાસલાં (–કરવી)
**લવ** વિ૦[સં.] થોડું (૨) પું૦ અંશ (૩) નિમેષનો છઠ્ઠો ભાગ (૪) ચાટ તથા થાપની વચ્ચેનો તબલાનો ભાગ (૫) [સં] રામનો પુત્ર
**લવ** સ્ત્રી૦ [સં લપ્, પ્રા લવ] લવારો [નરમ
**લવચીક** વિ૦ [મ.] ભાગે નહિ પણ વળે એવું
**લવણ** ન૦[સં]મીઠું. ૦સમુદ્ર પું૦(સં)ખારા પાણીનો — પુરાણોક્ત સાત સમુદ્રમાંનો એક
**લવથવ** સ્ત્રી૦ [સં. લપ્+સં. સ્તવ્, પ્રા લવ +થવ ? સર૦ મ લવથવર્ણે=મૃદુ–નરમ થવું] (કા) મીઠાશ કે વિવેકભરી વાણી
**લવરી** સ્ત્રી૦ [જુઓ લવવુ] લવારો. [–એ ચડવું=ગમે તેમ વગર વિચાર્યે બોલ્યા કરવુ, બકવું; લવારો કર્યા કરવો ]
**લવલવ** સ્ત્રી૦ [જુઓ લવવુ] લવારો, બકબકાટ (૨) અ૦ લવલવ કરે તેમ. ૦વું અ૦ક્રિ૦ લવલવ કરવું –વાટ(–ટો) પું૦ લવારો
**લવલી** સ્ત્રી૦ [સં] એક વેલી
**લવલેશ** વિ૦ [સં] થોડું (૨) અ૦ જરા પણ; તલમાત્ર (૩) પું૦ બહુ જ થોડો અંશ
**લવવું** અ૦ક્રિ૦ [પ્રા લવ (સં. લપ્)] લવારો કરવો. [લવી જવું=બેદરકારીમાં રહસ્ય કહી દેવુ (૨) ગમે તેમ બોલી નાખવુ ]
**લવંગ** ન૦ [સં] લવિંગ, એક તેજાનો –ગિયું વિ૦ લવંગ જેવું કે જેવડું (૨) ન૦ કાનનું એક ઘરેણુ [–મરચું, –યો ટેટો=(લવંગ જેવુ નાનું, પણ તીખું–જોરદાર.)]
**લવં(–વિં)ત્રી** સ્ત્રી૦ [જુઓ લવવુ] લવરી
**લવાજણ** સ્ત્રી૦ [સર૦ મ. લવર્ણે=નમવુ]વિવેક અને મીઠાશ (વાણીમાં)
**લવાજમ** ન૦ [અ લવાજિમ, સર૦ હિં, મ. લવાજમા] અમુક મુદતે આપવાની રકમ (જેમ કે, પગારની, વર્તમાનપત્રની) [–ભરવું= છાપા માસિક ઇ૦નું લવાજમ આપવું; તેના ઘરાક થવુ ] [લુહાણો
**લવાણો** (વા') પું૦ [સર૦ મ લવ્હાણા] જુઓ
**લવાદ** પું૦ [અ. લિવાજ; સર૦ મ ] પંચ (૨) પંચાતિયો ૦નામું ન૦ જુઓ પંચાતનામુ. –દી વિ૦લવાદ સંબંધી (૨) સ્ત્રી૦લવાદનું કામ
**લવાર** (વા') પું૦ [જુઓ લુહાર; સર૦ મ. લવ્હાર] (ગ્રામ્ય) લુહાર. –રિયાં ન૦બ૦વ૦ લુહારનું કામ કરતી જિપ્સી જેવી એક જાત
**લવારું** ન૦ [સં. લવ કે 'લવવુ' પરથી ? સર૦ હિં લવારા] બકરીનું બચ્ચું (૨) ધાવણુ બાળક
**લવારો** પું૦ [જુઓ લવવુ] લવરી; બકવાટ
**લવિંગ** ન૦ જુઓ લવંગ (૨) એ આકારનો (બંદૂક, સ્ટવ વગેરેનો) નાનો ભાગ ૦લતા પું૦ એક છંદ –ગિયું વિ૦ (૨) ન૦ જુઓ લવંગિયુ. –ગી સ્ત્રી૦ લવિંગનો છોડ
**લવિંત્રી** સ્ત્રી૦ [જુઓ લવંત્રી] લવરી
**લવૂરો** (વૂ') પું૦, –રિયુ ન૦ [સર૦ પ્રા લૂર= કાપવું કે નોર કે લોહી (હિં લહુ) કે મ લવ્હા =તરવાર કે દાસ જેવુ તૃણ ઉપરથી ?] નખ કે નોરથી ભરેલો ઉઝરડો [–મારવો, ભરવો]
**લવ્જ(–ઝ)** પું૦ [જુઓ લફ્જ] શબ્દ
**લવ્વો** પું૦ [લવવુ પરથી ?] જીભનો લોળો. [–વળવો=સ્પષ્ટ ઉચ્ચારણ થવું ]

**લશ્કર** ન૦ [फा] સૈન્ય (૨) [લા] ટોળું, ધાડિયું ઉદા૦ આખું લશ્કર લઈને ના જતા [-નો વાજા=ઢગધડા કે ભલીવાર વિનાનું જે કાંઈ તે] -રી વિ૦ લશ્કરનું,-ને લગતું

**લસણ** ન૦ [સં लशुन, સર૦ हिं लसुन, म लसूण] એક કંદ -ણિયું વિ૦ લસણવાળું (૨) લસણ જેવું (જેમ કે મૂળો) (૩) [લા] માલ વિનાનું -ણિયો પુ૦ લસણની નાની કળી જેટલો તપખીરિયા રંગનો એક મણિ

**લસત** વિ૦ [સં] લસતું હોય એવું

**લસબસ** અ૦[રવ૦](રસમાં)તરબોળ હોય તેમ

**લસરક લસરક** અ૦ [રવ૦] ઝપાટાબંધ, લસરકાભેર [-ચાટવું=જીભના લસરકા કરીને ચાટવું -ચાલવું= લાંબે પગલે ને જોડાના લસરકા કરતા ઉતાવળે ચાલવું]

**લસરકો** પુ૦ [રવ૦] ઝપાટાથી ખેંચવું કે ઘસડવું તે, ઘસરકો, ઉઝરડો [-મારવો]

**લસલસ** અ૦ [સં लस्] લસલસતું હોય એમ -વું અ૦ક્રિ૦ ચળકવું, તેજ મારવું (૨) ઘી તેલથી તરબોળ હોવું(૩) આનંદમાં ખેલવું કે નાચવું -સાટ અ૦ ધસધસાટ

**લસવું** અ૦ક્રિ૦ [સં लस] ચળકવું, શોભવું (૨) રમવું, નાચવું (૩) લપસવું

**લસતી** વિ૦ સ્ત્રી૦ [સં] શોભતી; ચળકતી

**લસોટવું** સ૦ક્રિ૦ લસરકે ઘૂંટવું -વાટવું

**લસ્સી** સ્ત્રી૦ [સં लस् ઉપરથી, સર૦ हिं, म] દૂધ અને પાણીનું શરબત

**લહકવું** અ૦ક્રિ૦ જુઓ લહેકવું (૫)

**લહર(-રા)વું** અ૦ક્રિ૦ ['લહરી' ઉપરથી] લહરીઓ ઊઠવી

**લહરિ(-રી)** સ્ત્રી૦ [સં] તરંગ, મોજું

**લહાણ** (લ્) ન૦ [प्रा लह (સં. लभ्), સર૦ हिं लहनी] લાભ, નફો [-કાઢવું,નીકળવું= લાભ-નફો કરવો, ફાયદો મળવો] -ણી સ્ત્રી૦ [જુઓ લહાવું, સર૦ म लाहण= ખાદ્ય વસ્તુની ભેટ] ખુશાલીને પ્રસંગે ભેટની વહેંચણી -ણું ન૦ શુભાશુભ પ્રસંગે નાતીલા વગેરેમાં કરાતી વહેંચણી

**લહાવ(-વો)** (લ) પુ૦ [प्रा लह(સં लभ्)] જુઓ લહાવો

**લહાવું** સ૦ક્રિ૦[સર૦प्रा लद्दाविअ(સં लम्भित)] લહાણી કરવી(૨)અ૦ક્રિ૦[જુઓ લાય]દાઝવું

**લહાવો** (લ્) પુ૦ [જુઓ લહાવ] આનંદનો ઉપભોગ (૨) ઓરતો, ઓરિયો

**લહિયો** પુ૦ [प्रा लिह(સં लिख्)] લખવાનું કામ કરનારો માણસ

**લહે** (લ્હે) સ્ત્રી૦ ['લહેવું' કે 'લહેકવું'] લગની, તાન (૨) લહેજત, આનંદ

**લહેકવું** (લ્હે) અ૦ક્રિ૦ [સં लम्, સર૦ हिं लहकना] લહેકવું, ઝૂલવું (૨) લહેકાથી ચાલવું, બોલવું વગેરે જેવી ક્રિયા કરવી (૩) ફરફરવું

**લહેકો** (લ્હે) પુ૦ [જુઓ લહેકવું] શરીરનો મોહક ચાળો કે મરોડ (૨) [म लहज़ा= બોલવાનો લહેકો] વર્ણ લંબાવીને કે સંગીત તાણીને બોલવું તે (-કરવો, કાઢવો)

**લહેજત** (લ્હે) સ્ત્રી૦ [જુઓ લજ્જત] મજા (૨) રસ, સ્વાદ -દાર વિ૦ લહેજતવાળું

**લહેમો** (લ્હે) પુ૦ [अ] પળ ક્ષણ

**લહેર** (લ્હે) સ્ત્રી૦ [સં लहरि ઉપરથી] તરંગ, મોજું (પાણી, પવન કે વિચારનું) (૨) ઊંઘ કે કેફની અસર (૩) લીલાલહેર (૪) મજા, ચમન [-આવવી= મજા પડવી (૨) મોજની મ ફંક આવવું (૩) તાણ કે વાઈ આવવી (૪) કેફ કે વિષની અસરથી ઘેન આવવું -ઉડાવવી, કરવી, મારવી= મજા કરવી -પડવી = મજા લાગવી -મા હોવું=ખુશ હોવું લહેરે ચડવું = તરંગમાં ઊડવું (૨) ગમ્મતમાં ઉત્સાહથી ઊભરાવું (૩) સ્વચ્છંદે બોલવું, ચાલવું કે વિહરવું રત્નાકર સાગરની લહેર છે=બધી શુભ સંપત છે] -વું અ૦ક્રિ૦ તરંગ ઊઠવો, મોજની લહરી આવવી -રિયું ન૦ મોજની વાતનો સાલ્લો (૨) સ્ત્રીઓનું કોટનું એક ઘરેણું (૩) ઝોકું -રી વિ૦ આનંદી (૨) તરંગી (૩) ઇશ્કી (૪) ઉડાઉ (૫) સ્ત્રી૦ લહેર, મોજું

**લહેવું** (લ્હે) સ૦ક્રિ૦[प्रा लह(સં लभ्)]ધ્યાનપૂર્વક સાંભળવું (૨) ગણવું, માનવું, સમજવું, પિછાનવું (૩) ભાળવું (૪) પ્રાપ્ત કરવું, મેળવવું

લળકવું અ૦ ક્રિ૦ [સં. लल्] ચમકારા મારવા; ચળકવું (૨) ઉમંગથી ડોલતાં ડોલતાં આવવું (૩) લાલસા કરવી

લળવું અ૦ક્રિ૦ [સં लुल्; लल्; સર૦ મ लळणें] નમવું (૨) [સં. लल्] પ્રેમથી ઉમળકામાં આવવું (૩) જુઓ લળકવું. [લળી પડવું = નમી જવું લળી લળીને = નીચા નમી નમીને.]

લંક વિ૦ [સં लक् = મેળવવું, સર૦ हिं लौंक] પૈસાદાર (૨) પું૦ ઠગારો (૩) [સર૦ हिं लक = કમર, કટિ] પાતળી કમ્મરનો લાંક, મરોડ [–લાગવો = શ્રીમંત થવું (૨) સફળ થવું; પાર પડી જવું] [લંકા નગરી

લંક, ૦પુરી સ્ત્રી૦[જુઓ લંકા, સર૦ हिं ](સં.)

લંકા સ્ત્રી૦ [સં] (સં ) રાવણની નગરી (૨) સિલોન. [–કરવી = સળગાવી મૂકવું, મોટી આગ લગાડવી (૨)ટેટાના સડસૂડિયા ભાગીને ગોળાકારે ગોઠવી સળગાવવા. –જીતવી = મોટો વિજય મેળવવો. –ની લાડી = ઘણે દૂરની કન્યા. –બાળવી = ગુપ્ત વાત બહાર પાડી દેવી –લૂંટવી = વણો મોટો ખલનો હાથ કરવો.]૦લીલા સ્ત્રી૦(લંકાની પેઠે)બાળી મૂકવું તે. –કેશ પું૦ [+ઈશ] (સં.) રાવણ

લંગડ,–ડું વિ૦ [સં लग्; फा लग] લૂલું, ખોડું; પાંગળુ ૦ખાં પું૦ લંગડો માણસ (જરાક મલકમાં) –ડાવું અ૦ક્રિ૦ લંગડું ચાલવું –ડી(૦ઘોડી) સ્ત્રી૦ એક રમત

લંગડો પું૦ [સર૦ हिं. लँगडा] એ નામની જાતની કેરી કે આંબો –ડા કેરી સ્ત્રી૦ એ જાતની કેરી

લંગર ન૦[फा , दे णंगर]વહાણ થોભાવી રાખવા જમીનમાં ભરાય તેમ નાખવાનું વાંકા અંકોડા-વાળું એક સાધન (૨) સદાવ્રત; લંગરખાનું (૩) સ્ત્રીઓનુ પગનું એક ઘરેણું (૪) એક છેડે વજન બાંધેલી દોરી, લંગીસ (૫)[લા ]લાંબી હાર, લંગાર [–ઉપાડવું, ઊંચકવું = વહાણનું લંગર જમીનમાંથી ખેંચી લેવું જેથી વહાણ મુસાફરી કરી શકે –નાખવું,ફાંસવું = નાંગરવું –લડાવવાં = લંગીસ લડાવવું (૨)માહોમાંહે કજિયો કરાવવો ]૦ખાનું ન૦ લંગર(૨)જુઓ ૦વા ન૦ એક છેડે વજન બાંધેલી દોરી (૨) અ૦ લંગર જાય તેટલું ૦વાર વિ૦ લંગરેલું. [–કરવું = હારબંધ ગોઠવવું] ૦વું સ૦ક્રિ૦ લંગારવું; લંગર નાખી વહાણ થોભાવવું (૨) એકને બીજું વળગાડી સાંકળ કે હાર કરવી (૩)[લા.] ફંદામાં નાખવું –રિયું ન૦ ઝાંઝર. –રી સ્ત્રી૦ નાનું ઝાંઝર

લંગાર સ્ત્રી૦ [જુઓ લંગર] લાંબી હાર, પંક્તિ (૨) સાંકળ ૦વું સ૦ક્રિ૦ જુઓ લંગરવું

લંગાવું અ૦ક્રિ૦ [સં लग्] લંગડાવું

લંગીસ ન૦ પતંગના દિવસોમાં રમાતું લંગર (–લડાવવું)

લંગૂર ન૦ [જુઓ લંગૂલ] પૂંછડું.–ર(–રિયો) પું૦ વાંદરો. ૦વા પું૦ કેડો; પીછો

લંગૂલ ન૦ [સં.] લાંગૂલ; પૂંછડી

લંગોટ પું૦ [સં. लिंग+पट्ट, प्रा. लिंग्वट्टो? સર૦ कानडी लगुटी, हिं , म.] લંગોટી જેવી લાંબી પટ્ટીવાળું તથા લંગોટીની પેઠે પહેરાતું શરૂઆતમાં ત્રિકોણ કકડાવાળુ એક વસ્ત્ર. [–પહેરવો = કચ્છ ભીડવો –મારવો = લંગોટ પહેરવો (૨) સાધુ કે જોગી થવું (૩) પાસે હોય તે ઉડાવી દઈ કંગાલ થવું.] ૦બંધ વિ૦ લંગોટ પહેરેલું (૨) બ્રહ્મચારી. [–રહેવું = બ્રહ્મચર્ય પાળવું.] –ટિયું વિ૦ લંગોટી પહેરતું, નાની ઉંમરનું. –ટિયો પું૦ બાળપણનો મિત્ર (૨) બાવો. –ટી સ્ત્રી૦ માત્ર ઇંદ્રી ઢંકાય તેમ કમ્મરે બાંધેલી પટ્ટી કે દોરી સાથે ખેંચીને બાંધવાની લૂગડાની પટ્ટી [–મારવી, વાળવી = લંગોટીથી અંગ ઢાંકવું (૨) પાસેની માલમતા ઉડાવી દઈ ભિખારી થવું (૩) વૈરાગી થવું ] –ટો પું૦ મોટો લંગોટ (૨) જુઓ લંગોટિયો. [–મારવો = કચ્છ ભીડવો ]

લંઘન ન૦ [સં] જુઓ ઉલ્લંઘન (૨) લાંઘણ. –નીય વિ૦ ઓળંગી કે ઉથાપી શકાય એવું. –વું સ૦ક્રિ૦ જુઓ ઉલ્લંઘવું (૨) લાંઘવું

લંઘાવું અ૦ક્રિ૦ જુઓ લગાવું, લેઘાવું (૨) ઓસવાઈ જવું ઉદા૦ શાક લંઘાઈ ગયું

લંઘી સ્ત્રી૦ રાતિયા ગાઈ કુટાવનારી સ્ત્રી (૨) જુઓ વડારણ

**લંઘો** પું૦ શરણાઈ વગાડવાનો ધંધો કરનાર
**લંઘોરૂ** સ્ત્રી૦ [સર૦ રંઘોરુ] + સુંદર જાંઘવાળી -રૂપાળી સ્ત્રી
**લંઘ્ય** વિ૦ [સં] જુઓ લંઘનીય
**લંચાવું** અ૦ક્રિ૦ [સં लुच्] ઓસવાવું
**લંઠ(-ઠ)** વિ૦ [પ્રા लट्ठि (સં यष्टि)=ડાંગ, લાઠી ઉપરથી, સર૦ મ लठ] + લાંઠ, બદમાશ
**લંપ** ન૦ જુઓ લાંપડું
**લંપટ** વિ૦ [સં] લપટાઈ લઈ બની ગયેલું (૨) વ્યભિચારી વિષયી ૦તા, -ટાઈ સ્ત્રી૦
**લંબ** વિ૦ (૨) પું૦ [સં] 'પર્પેન્ડિક્યુલર' [ગ] (૩) વિ૦ લાંબું (૪) પું૦ ઓળંબો (૫) દરિયાનું પાણી માપવાની દોરી ૦ક પું૦ લંબ (ગ) (૨) પરિચ્છેદ, અધ્યાય ૦કર્ણ વિ૦ લાંબા કાનવાળું (૨) પું૦ ગધેડો ૦ગોળ વિ૦(૨) પું૦ અંડાકાર, 'ઇલિપ્સોઇડ' (ગ.) ૦ચોરસ વિ૦ (૨) પું૦ 'રેક્ટૅન્ગલ' (ગ) ૦ન ન૦ લટકવું તે (૨) આલંબન, આશ્રય. ૦રેખા સ્ત્રી૦ લંબ લીટી (ગ) (૨) ઓળંબાની લીટી ૦વર્તુલ(-ળ) ન૦ જુઓ લંબવૃત્ત ૦વું સ૦ક્રિ૦ લટકવું, વળગવું ૦વૃત્ત ન૦ 'ઇલિપ્સ' (ગ) ૦સંગમ પું૦ 'ઑર્થોસેન્ટર' (ગ) ૦સ્તની વિ૦ સ્ત્રી૦ લાંબા સ્તનવાળી -બાઈ સ્ત્રી૦ લાંબાપણું કે તેનું માપ -બાણ ન૦ લાંબાપણું, દૂરતા (૨) લંબાવવું તે -બાવવું સ૦ક્રિ૦ 'લંબાવું'નું પ્રેરક -બાવું અ૦ક્રિ૦ લાંબું થવું (૨) ઘણો વખત ચાલવું
**લંબૂશ(-સ)** વિ૦ [લંબ, લાંબું ઉપરથી] સાધારણથી વધારે લાંબું કે ઊંચું (૨) પું૦ તેવું માણસ
**લંબોચાઈ** સ્ત્રી૦ [લંબ+ઊંચાઈ] સીધી-લંબ પ્રમાણે ઊંચાઈ [ગણપતિ
**લંબોદર** વિ૦ [સં] ફૂંદાળું (૨) પું૦ (સં)
**લા** (') સ્ત્રી૦ + [જુઓ લાય] જ્વાળા
**લા** [અ] નકારદર્શક પૂર્વગ. ઉદા૦ લાઇલાજ
**લાઇલાજ** વિ૦ [અ] નિરુપાય, લાચાર -જી સ્ત્રી૦ નિરુપાયપણું, લાચારી
**લાઇલાહ ઇલ્લલ્લાહ મુહંમદર્રસૂલુલ્લાહ** શ૦પ્ર૦ [અ] 'અલ્લા સિવાય કોઈ અલ્લા નથી ને મહંમદ એના રસૂલ છે' એ કલમો-ઇસ્લામનો મુખ્ય સિદ્ધાંત
**લાઇસન્સ** ન૦[ઇં] પરવાનો [-આપવું, લેવું]
**લાઓલાદ** (ઓ) વિ૦ [અ] વાંઝિયું
**લાકડ** ન૦ [સર૦ મ] જુઓ લક્કડ ૦કામ ન૦ લક્કડકામ ૦ટુકડ ન૦ લાકડાના ટુકડા વગેરે પરચૂરણ સામાન ૦શી(-સી) વિ૦ જુઓ લક્કડશી ૦શી લાડુ પું૦ એક મીઠાઈ. -ડિયું વિ૦ લાકડાનું, -ના જેવું (૨) ઠગબાજ, લાકડીથી કામ લેતું (૩) ન૦ જુઓ લક્કડિયું -ડી સ્ત્રી૦ સોટી, લાઠી [-ઉગામવી = મારવા માટે લાકડી ઊંચી કરવી -એ પાણી સીંચવું = પોતાને કરવાનું કામ બીજાને સોંપવું (જેથી તે બરાબર થાય નહીં) લાકડીઓ ઊડવી = લાકડીઓ વડે મારા-મારી થવી -કરવી = આંગળી કરવી, છંછેરવું (૨) લાકડી વડે મારવું, દુઃખ દેવું -ઝાલવી = મારવા માટે હાથમાં લાકડી લેવી (૨) પ્રહાર કરે તે પહેલાં લાકડી પકડી લેવી (૩) દોરવું (૪) વૃદ્ધાવસ્થા આવવી લાકડીથી પૂજા કરવી = લાકડી લઈને મારવું, દુઃખ દેવું -બતાવવી = લાકડી મારવાની બીક બતાવવી -મારવી લાકડી વડે પ્રહાર કરવો. -રાખવી = લાકડી પાસે રાખવી (૨) માર મારવાની તૈયારી રાખવી -લેવી = મારવા માટે હાથમાં લાકડી લેવી (૨) ગુસ્સે થવું (૩) ઘડપણ કે અશક્તિને કારણે લાકડીનો ટેકો રાખવો એક લાકડીએ હાંકવું = બધા પર એકસરખો દોર રાખવો]
**લાકડું** ન૦ [સં लक्कुट, પ્રા लक्कुड, સર૦ મ लाकूड, હિં लकड़ी] ઝાડનાં સૂકાં થડ ડાળ વગેરે (૨)[લા] આડખીલી, નડતર, ગોદ (૩) બળતણ [લાકડાની તલવારે લડવું = પૂરતાં સાધન વિના લડવું (૨)એવી રીતે ખોટો આડંબર કરી વ્યવહાર ચલાવ્યે રાખવો લાકડાની તરવારે મહિનો ખાવો = ખોટો આડંબર કરી ચલાવ્યે રાખવું લાકડાં કાપવાં = લક્ષમાં ન લેવા જેવું કામ કરવું લાકડાં જોવાં = ઘર કે કુળ જોવું લાકડાં પહોંચવાં = ચિતા માટે લાકડાં સ્મશાનમાં જવાં (એટલા

વૃદ્ધ કે મરવાની તૈયારીમાં હોવું) (૨) 'મરી જા'
(એમ કહેવાને બદલે તારા લાકડાં પહોંચે એમ
કહેવાય છે.) લાકડાંમાંય પૈસા મળવાના
નથી = મરશે તોય મળવાના નથી. લાકડાં
**લડાવવાં** = સામાસામાં કરી ટંટો કરાવવો.
**ગાકડાં સંકોરવાં** = ખોટી ઉશ્કેરણી કરવી;
ઘાત પડેલી લડાઈને પાછી જગાવવી. લાકડું
**ઘાલવું, ઘાલી દેવું, ઘુસાડવું, ઘુસાડી**
**દેવું** = લાગો, કર કે હંમેશા નડે એવો રિવાજ
ઘુસાડી દેવો (૨) સ્વાર્થની વાત વચમાં
અડાવી દેવી (૩) આડખીલી ઊભી કરવી
(૪) (-ફેડમાં) ફેડ અક્કડ થઈ જવી. **-પેસવું,**
**પેસી જવું** = જુઓ લાકડું ઘાલવું ૧, ૩.
**લાકડે માંકડું વળગાડવું** = યોગ્યતા જોયા
વિના સંબંધ જોડી દેવો (૨) બે જણ વચ્ચે
તકરાર થાય એવું કરવું ]
**લાક્ષણિક** વિ૦ [સં ] લક્ષણા સંબંધી; લક્ષણાથી
સૂચિત થતું (૨) લક્ષણ સંબંધી (૩) ખાસ લક્ષણ
સૂચવનારું, આખા વર્ગનું સૂચક. ૦તા સ્ત્રી૦
**લાક્ષા** સ્ત્રી૦ [સં ] લાખ ૦(-ખા)ગૃહ ન૦
લાખનું બનાવેલું ઘર. ૦રસ પું૦લાખનો રસ;
અળતો
**લાખ** પું૦ [સં લક્ષ] સો હજાર (૨) સ્ત્રી૦
[સં लाक्षा] ખાખરો પીપળો બોરડી વગેરે
પર થતા કીડાઓએ બનાવેલો એક પદાર્થ.
[-ટકાનું = ભારે કીમતી કે અગત્યનું.
-નો પાલનહાર = મોટો અમીર કે
આશ્રયદાતા -રૂપિયાનું = લાખ ટકાનું (૨)
ઘણુંજ પ્રમાણિક અને ભલું (માણસ).
-વાતની એક વાત = ટૂંકમાં, સારાંશ કે
**-સે વાનાં કરવાં** = બહુ બહુ રીતે ઠાક દેવા,
શરબિંદું કરી ઘણી રીતે સમજાવવું લાખે
**લેખાં લેવાવાં** = લાખોની લેવડદેવડ કરવી (૨)
મોટી મોટી વાત થવી (કટાક્ષમાં) ] ૦**લાખેણું**
વિ૦ ખૂબ લાખેણું. ૦**પસાય** પું૦(૨)સ્ત્રી૦
[પ્રા. (સં प्रसाद)] એક ગામ, એક હાથી ને
લાખ રૂપિયા કે બીજી કોઈ લાખ વસ્તુઓનો
રાજાએ આપેલો સરપાવ (૨) [લા.] મોટામાં
મોટો સરપાવ. ૦**પંચોતરી** વિ૦ [પંચોતેર

અથવા: પચ + ઉત્તર] વધારીને વાત કહેનાર;
લબાડી (૨) સ્ત્રી૦ હિંગ (૩) ખોટો ડોળ
**લાખવું** સ૦ક્રિ૦ ['લાખ' ઉપરથી] લાખવાળું
કરવું; લાખ ચડાવવી
**લાખાગૃહ** ન૦ જુઓ લાક્ષાગૃહ
**લાખિયું** વિ૦['લાખ' ઉપરથી] લાખનું બનાવેલું
કે લાખેલું (૨) ન૦ લાખનું કંકણ
**લાખી** વિ૦ ['લાખ' ઉપરથી] લાખ જેવા રંગવાળું
(૨) લાખનું બનાવેલું (૩) ધનવાન, ઉદાર (૪)
અસંખ્ય
**લાખું** ન૦ [સં लक्ष्मन्; સર૦ મ. लाखा] શરીર
ઉપરનું જન્મથી પડેલું ચાઠું
**લાખેણું** વિ૦ [પ્રા. लक्खणिय (સં लाक्षण्य)
લક્ષણવંતું] પ્રતિષ્ઠિત; આબરૂદાર, સુલક્ષણું
(૨) ['લાખ' ઉપરથી] લાખ રૂપિયાનું; કીમતી
**લાખો** પું૦ [જુઓ લાખેણું] (૫) સુલક્ષણવંતો
લાખેણો માણસ [-ફુલાણી = પોતાની શક્તિ
વિષે મોટી ડંફાસ મારનારો માણસ.
**-વણજારો** = લાખ પોઠ રાખનારો - મોટી
વણજારનો ધણી.]
**લાખોટવું** સ૦ક્રિ૦ જુઓ લાખવું **લાખોડું**
વિ૦ લાખેલું
**લાગ** પું૦ [સં लग्न, સર૦ હિં., મ.] તાકડો;
દાવ, પ્રસંગ (૨) આધાર, ટેકણ (૩) યુક્તિ (૪)
વચાળ. [**-આવવો, ખોવો, ગુમાવવો,**
**જવો** ] [**-ખાવો** = તક મળવી (૨) બરાબર
કબજામાં આવવું. **-તાકવો** = દાવ સાધવો.
(અમુક) **લાગતું હોવું** = અમુકને યોગ્ય
હોવું, અમુક દાવનું હોવું. ]
**લાગટ** અ૦ [સં. लग्] સતત; ચાલુ; લગાતાર
**લાગડું** ન૦ [સં. लग्] ગાઢો સંબંધ (૨) પરાયાં
સ્ત્રીપુરુષનો સંબંધ
**લાગણી** સ્ત્રી૦ ['લાગવું' ઉપરથી] મનની વૃત્તિ
કે ભાવ (૨) દયા; સમભાવ. ૦પ્રધાન વિ૦
વિચાર કે તર્ક નહિ પણ લાગણી જેમાં મુખ્ય
હોય તેવું; ભાવપ્રધાન
**લાગત** સ્ત્રી૦ ['લાગવું' પરથી; સર૦ હિં., મ.]
થયેલું ખર્ચ, મૂળ કિંમત (૨) દાણ, જકાત
**લાગતું વળગતું** વિ૦ [લાગવું + વળગવું] કુટુંબી

કે કોઈ બીજી રીતે સબંધી
**લાગભાગ** પુ૦[લાગવું + ભાગ] સબંધીતરીકેનો હિસ્સો [લાગટ
**લાગલાગટ** અ૦ [જુઓ લાગટ] સતત, ચાલુ,
**લાગલુ** અ૦ [સં लग्] તરત જ
**લાગવગ** સ્ત્રી૦ લાગ અને વગ, વગવસીલો
**લાગવું** સ૦ક્રિ૦ [સં लग्, સર૦ हिं लगना, म लागणें] સબંધ કે સ્પર્શ થવો (૨) સબંધ કે સગાઈ હોવી (૩) લાગણી કે અસર થવી (૪) જણાવું, સમજાવું, અનુભવ થવો (૫) દેખાવું, ભાસવું (૬) ઇચ્છા–હાજત થવી (ભૂખ–તરસ) (૭) મંડવું, વળગવું, બાઝવું, મચ્યા રહેવું (૮) લાગુ થવું, શરૂ કરી દેવું ઉદા૦ નોકરીએ–ધંધે–કામે લાગ્યો છે (૯) લાગુ પડવું, બેસતું આવવું, અનુકૂળ નીવડવું (કૂંચી, કાયદાની કલમ, દવા) (૧૦) લાગુ પડીને નડવું ઉદા૦ ઉજાગરો લાગવો, પાણી લાગવું (૧૧) અપડાવું, ઝપટાવું, વાગવું (૧૨) મીંચાવું ઉદા૦ હમણાં જ આંખ લાગી છે (૧૩) કિંમત પડવી, ખર્ચ થવું (૧૪) શરૂ કરીને જારી રહેવું ઉદા૦ રડવા લાગ્યું (૧૫) સ્ત્રી કે પુરુષનો ખરાબ સબંધ બાંધવો (૧૬) બીજા ક્રિયાપદ સાથે આવતાં તે ક્રિયા કરવામાં હાથ કે મદદ દેવી અથવા તેમાં મંડવું એવો અર્થ બતાવે ઉદા૦ કરવા લાગ, નાખવા લાગ (૧૭) અ૦ક્રિ૦ સળગવું [કાને લાગવું=કાનમાં ગુસપુસ કરવું કામે લાગવું=નોકરીધંધે ચડી જવું (૨) ઉપયોગમાં આવવું. પૂઠે લાગવું=–ની પાછળ પડવું (હેરાન કરવા) (૨) ને વળગવું હાથ લાગવું=જડવું લાગ્યું ફોડી લેવું, ભોગવવું=માથે પડેલું ભોગવવું લાગ્યો-ભાગ્યો દિવાળી=નફો થાઓ કે નુકસાન, કામ તો કરવું જ]
**લાગુ** વિ૦ [જુઓ લાગવું] સંબંધ હોય તેવું, વળગેલું, લાગેલું (૨) બંધબેસતું, અનુકૂલ આવતું (૩) અ૦ ચાલુ, જારી [–કરવું= બંધબેસતું કરવું (૨) જોડવું –થવું, પડવું =પાછળ પાછળ જવું (૨) બંધબેસતું આવવું (૩) આડો સબંધ બાંધવો (સ્ત્રી–પુરુષ) (૪) [રોગ] વળગવો, ચોંટવો (૫) [દવાની] અસર થવી –રહેવું=વળગ્યા રહેવું (૨) પાછળ પાછળ જવું –રાખવું=પાછળ પાછળ જતું–વળગેલું રાખવું –હોવું=વળગેલું હોવું; પાછળ પાછળ જતું હોવું (૨) આડો સબંધ ધરાવવો (સ્ત્રી–પુરુષે).]
**લાગો** પુ૦ [દે लाग, સર૦ हिं लगान] દાપું, હકસાઈ (૨) કર, વેરો (૩) ['લાગવું' ઉપરથી સર૦ म लागा, लग्गा] સબંધ; સગપણ (૪) પીછો,કેડો [–ચાલવો,નાખવો=વેરો દાખલ કરવો, હકસાઈ લેવાનો રિવાજ દાખલ કરવો]
**લાઘવ** ન૦[સં] લઘુતા (૨) ચપળતા, કુશળતા (૩) નાનમ (૪) ક્ષુલ્લકપણું (૫) તર્કનો એક ગુણ–થોડાથી ઘણાનો ખુલાસો થવો તે (તેથી ઊલટો ગૌરવદોષ છે) [ન્યા]
**લાચાર** વિ૦ [फा] નિરુપાય, વિવશ (૨) ગરીબ, દીન –રી સ્ત્રી૦ લાચારપણું,વિવશતા
**લાછ** સ્ત્રી૦ + [જુઓ લક્ષ્મી] લચ્છ ૦વર પુ૦ પૈસાદાર પતિ (૨) [સ] શ્રીકૃષ્ણ. –છાકુંવર પુ૦ ધનવાનનો પુત્ર (૨) લાછવર
**લાછાં** ન૦બ૦વ૦ [જુઓ લાંછન] પગને તળિયે તેમ જ હથેળીમાં લીમડાના પાનથી છાશ છાંટી, તાવેથાથી ઝડપથી વારવાર ડામવું તે [–લેવડાવવાં=ડામ વડે ચિકિત્સા કરાવવી (૨) [લા] ત્રાસ આપવો (૩)ગરમ રેતી ઉપર ચલાવવું –લેવાવાં=ચાલતા પગ શેકાઈ જવા. –લેવાં=ડામ વડે ચિકિત્સા કરવી કે કરાવવી (૨) ત્રાસ આપવો]
**લાછો** પુ૦ [જુઓ લચ્છો] હીરની મોટી આંટી
**લાજ** સ્ત્રી૦ [જુઓ લજ્જા] શરમ (૨) મર્યાદા, મલાજો (૩) આબરૂ, પત [–આવવી= શરમાવું –કાઢવી=ઘૂમટો તાણવો, સ્ત્રીએ અદબ દાખલ મો ઢાંકવું –મૂકવી=લાજનો રિવાજ તજવો (૨) નફ્ફટ થવું –રાખવી= આબરૂ જાળવવી (મદદ કરીને)] ૦લાજમણી સ્ત્રી૦ શરમ, સંકોચ (૨) લાજમણી ૦વું અ૦ક્રિ૦ શરમાવું
**લાજમ** વિ૦ જુઓ લાજિમ

**લાજવું** અ૦ક્રિ૦[સં. लस्ज्, પ્રા. लज्ज] શરમાવું
**લાજા** સ્ત્રી૦[સં.] ડાંગરની ધાણી. ૦**હોમ** પું૦ લગ્નના વિધિ દરમ્યાન વરકન્યા વેદીમાં ડાંગર હોમે છે તે
**લાજાળી** સ્ત્રી૦ [સં लज्जालु] જુઓ લજામણી. **-ળું** વિ૦ શરમાળ
**લાજિમ** વિ૦ [अ ] લાજમ; ઘટિત, છાજે એવું
**લાજુ લાડી** વિ૦ [प्रा लज्जु + લાડી] શરમાળ (૨) સ્ત્રી૦ શરમાળ છોકરી
**લાટ** પું૦ [સં ] (સં ) ભરૂચ આસપાસના પ્રદેશનું પ્રાચીન નામ
**લાટ** પું૦ [સર૦મ.] લાટો; મોજું; તરંગ (૨) (૮,) સ્ત્રી૦ [प्रा लट्ठि (સં यष्टि), સર૦ હિં.,મ ] પાણીનું ઊભું લાકડું (૩) ધરી (જેમ કે, ગાડાની, રેંટિયા કે ચરખાની)
**લાટ** પું૦ [સર૦ હિં., મ., ઇ. लॉट] જથો (૨) [ઇં. लॉर्ड] મોટો સાહેબ - સત્તાધીશ. ૦**બંધ** અ૦ જથાબંધ ૦**સાહેબ** પું૦ મોટો સાહેબ; 'લૉર્ડ'
**લાટાનુપ્રાસ** પું૦ [સં.] ભિન્ન અન્વયવાળા સમાન અર્થના સમાન શબ્દોની આવૃત્તિ, એક શબ્દાલંકાર (કા. શા )
**લાટી** સ્ત્રી૦ [प्रा. लट्ठि (સં. यष्टि) ઉપરથી કે લાટ = જથો પરથી ? સર૦ म.] લાકડાંનું પીઠું
**લાટો** પું૦ [જુઓ લાટ = મોજું] મોજું, તરંગ (૨) [प्रा.लट्ठि(સં.यष्टि)] સાણું કે કોઈ ધાતુનો લાંબો ટુકડો. [**લાટા કાઢવા** = ફાયદો મેળવવો.]
**લાઠી** સ્ત્રી૦ [प्रा. लट्ठि (સં यष्टि) ] જાડી લાકડી; ડાંગ [**-ચલાવવી** = લાઠી વીંઝી મારવા માંડવું.] ૦**બાજ** વિ૦ લાઠી ચલાવવામાં કુશળ. ૦**બાજી** સ્ત્રી૦ ૦**રાજ્ય** ન૦ લાઠીના જોરથી રાજ્ય કરવું તે
**લાડ** ન૦ [દે. लड्डिय; સર૦ હિં., म ] હસાવી ખેલાવી રાજી રાખવું તે (૨) તેવું વર્તન કે ચેષ્ટા. (**-કરવાં, લડાવવાં** )[**-પહોંચવાં** = લાડ બહુ થયાં - હવે બસ કરો (એ અર્થમાં). **-પહોંચાડવાં, ભુલાવી દેવાં** = ખબર લઈ નાખવી, ખૂબ ધમકાવવું કે મારવું.] ૦**કણું** વિ૦ લાડકું. ૦**કવાયું** વિ૦ જુઓ લાડવાયું. ૦**કાલાડુ** પું૦બ૦વ૦ જનોઈ કે લગ્ન વખતે સગાં તરફથી જે મીઠાઈ કે નાણું ભેટ આપવામાં આવે છે તે ૦**કું** વિ૦ [સર૦ म. लाडका] જુઓ લાડવાયું. ૦**ઘેલું** વિ૦ ઘણા લાડથી વઠી ગયેલું. ૦**ણું(-લું)** વિ૦ જુઓ લાડવાયું. ૦**લાડુ** પું૦બ૦વ૦ જુઓ લાડકાલાડુ. ૦**લું** વિ૦[સર૦ હિં.,म लाडला] લાડણું; લાડકવાયું. ૦**વણુ** સ્ત્રી૦ માનીતી સ્ત્રી ૦**વાયું** વિ૦ લાડમાં ઊછરેલું; વહાલું ૦**વું** અ૦ક્રિ૦ લાડ કરવા (૨) લાડમાં રિસાવું
**લાડવો** પું૦ જુઓ લાડુ. [**-ખાવાનું કામ નથી** = સહેલું ને સુતરું કામ નથી. **-ખાવો, જમવો** = ફાયદો કાઢવો - મેળવવો. **-દાટચો હોવો** = ફાયદો મળે તેમ હોવું ]
**લાડસઘેલું** વિ૦ જુઓ લાડઘેલું
**લાડાલાડ** સ્ત્રી૦ ['લાડ' ઉપરથી?]લાડમાં રિસાવું તે
**લાડિયું** વિ૦ ['લાડ' ઉપરથી] લાડવાયું (૨) ન૦ લાડવાયું છોકરું
**લાડી** સ્ત્રી૦ ['લાડ' કે દે लड्ह =રમ્ય ઉપરથી] કોમળ કન્યા (૨) નવી પરણેલી વહુ
**લાડીલું** વિ૦ (૨) જુઓ લાડિયું
**લાડુ** પું૦ [સં. लड्डु; સર૦ હિં , म. लाडू]મોદક; એક મીઠી વાની (૨) પિંડો; ગોળો. [**-ખાવાનું કામ** = સહેલું સટ કામ. **-ભટ્ટ** = લાડુપ્રિય કે આહારપ્રિય નાલાયક કે જડો બ્રાહ્મણ **-રેજા માગે છે** = લાડુ પીરસવાનું હવે બંધ થાય છે ]
[છોકરો
**લાડો** પું૦ [જુઓ લાડી] વર (૨) લાડવાયો
**લાણી** સ્ત્રી૦ [જુઓ લણણી; સર૦ म ]કાપણી ('લહાણી' અર્થમાં આ જોડણી નહિ)
**લાત** સ્ત્રી૦ [દે. लत्ता] પગથી મારવું તે - કરેલો આઘાત; પાટુ. [**-ખાવી, વાગવી** = લાતનો પ્રહાર સહન કરવો (૨) નુકસાન થવું. **-મારવી, લગાવવી** = લાત વડે પ્રહાર કરવો (૨) નુકસાન કરવું.] **-તંલાતા** સ્ત્રી૦ સામસામી લાત મારવી તે. **-તાટવું** સ૦ક્રિ૦ લાતે લાતે મારવું
[તરફ)
**લાતરવું** અ૦ક્રિ૦ નિચોવાવું (ઈડર, પાલનપુર
**લાતી** સ્ત્રી૦ [સર૦ લાટી] બંદર ઉપરની વખાર; કોઠી

લાદ (દ,) સ્ત્રી૦ [दे. लद्दी, સર૦ हिं, म लीद] ઘોડા ગધેડાનું છાણ
લાદવું સ૦ક્રિ૦ [दे लद्द सर०हिं लादना] (ઊંટ, ગધેડા વગેરેની પીઠ પર) સામાન ભરવો, ખડકવું [શું લાદવું પલાણવું છે? = શી વાર છે?]
લાદી સ્ત્રી૦ [સર૦ म] પથ્થરની પાતળી અને નાની તખતી (૨) ફરસબંધી [-જડાવવી, -નાખવી, -બેસાડવી]
લાદે(-દો)ડો પુ૦ ['લાદવું' ઉપરથી] ધોબીના પોઠિયા પર લાદેલો ગાંસડો (૨) મોટો ભાર
લાધવું સ૦ક્રિ૦ [प्रा लध्ध (सं लब्ध), સર૦ म लाधणें, हिं लाधना] પ્રાપ્ત થવું, મળવું(૨) અ૦ક્રિ૦ જમીન સાથે વહાણનું ચોંટી જવું
લાનત સ્ત્રી૦ [अ] લયાનત, લ્યાનત, શરમ
લાપ(-પો)ટ સ્ત્રી૦ [રવ૦] તમાચો [-ખાવી, ચોડવી, મારવી, લગાવવી]. ૦ઝાપ(-પો)ટ સ્ત્રી૦જુઓ ધોલધાપટ [-કરવી] -ટિયુ ન૦ લાપોટિયું, ગાલ સૂજી આવી થતું ગૂમડું. -ટિયો પુ૦ લાપોટિયો, બુસટિયો
લાપન ન૦ [सं.] અન્વય પાડી અર્થ કહેવો તે
લાપરવા વિ૦ [फा] બેપરવા ૦ઈ સ્ત્રી૦ બેપરવાઈ [મીઠી વાની
લાપશી(-સી) સ્ત્રી૦ [दे लप्पसिया] ઘઉંની એક
લાપી(-બી) સ્ત્રી૦ [સર૦ म लाबी] સરેશ અને બેલતેલની બનાવેલી લુગદી; લાંપી
લાપોટ, ૦ઝાપોટ, -ટિયુ, -ટિયો જુઓ 'લાપટ'માં
લાફો પુ૦ [फा लाफ] તમાચો(૨) [सं लफ = કૂદકો ઉપરથી?] ઉડાઉ માણસ (૩) [સર૦ લપ્પો] બારીબારણાં બંધ કરવાનો લાકડાનો આડો કકડો; ભૂંગળ (૪) નોંધ ૪ જુઓ -ફાલાફ(-ફી) સ્ત્રી૦, -ફાવેડા પુ૦ બ૦ વ૦ ઉડાઉપણું
લાબડી સ્ત્રી૦ [જુઓ લાવરી] એક પખી
લાબરું વિ૦ [સર૦ લબતરું] સુંદામળ, નાજુક
લાબી સ્ત્રી૦ જુઓ લાપી, લાબી
લાબું ન૦ [સર૦ લાબરું] કુંવારનું પાન
લાભ પુ૦ [सं] ફાયદો [-ખાટવો = લાભ કરવો, ફાયદો લેવો લાભ તે સવાયા = 'સવાયો નફો થજો' એવા ભાવની વેપારીઓની શુભેચ્છાદર્શક ઉક્તિ] ૦કર(-ર્તા), ૦કારક, ૦કારી વિ૦ લાભ કરે તેવું ૦દાયી, ૦પ્રદ વિ૦ લાભ આપનારું ૦પાંચમ સ્ત્રી૦ કાર્તક સુદ ૫ ૦વુ સ૦ક્રિ૦ મળવું, પ્રાપ્ત થવુ, ખાટવું -ભાલાભ પુ૦[+अलाभ] નફો અને નુકસાન -ભોજી પું૦ તોલતા તોલાટ 'એક'ને બદલે બોલે છે -ભોજીલાભ પુ૦ તોલતા પ્રથમ ધારણ વખતે બોલાતો શબ્દ (૨) ઉડાઉપણું. [-ન કરવા = પહેલી ધારણની જેમ બધી ધારણો મોટે મને ભરી ઉઠાવી ન દેવું]
લામણદીવો પુ૦ [લામણ (सं अवलम्बमान) + દીવો, સર૦म लामणदिवा] જુઓ શમણદીવો
લામા પુ૦ [इं, टिबेटी ल्लाम)] તિબેટનો વડો બૌદ્ધ આચાર્ય
લાય(-હ્ય) (લા'હ્ય,) સ્ત્રી૦ [प्रा. अलाय (सं अकात) કે सं दाह? સર૦ हिं लाय, म लाही, लाहा] આગ (૨) બળતરા (૩) [?] એક જાતનું રેશમી કપડું. [-થવી, લાગવી = આગ સળગવી, પેટમાં લાય લાગવી = સખત ભૂખ લાગવી (૨) બળતરા થવી.]
લાયક વિ૦ [अ लाइक़] યોગ્ય, ઉચિત (૨) લાયકાતવાળું, પાત્ર (૩) બંધબેસતું, છાજતું, અનુકૂળ -કાત, -કી સ્ત્રી૦ યોગ્યતા, પાત્રતા
લાયરી (લા') સ્ત્રી૦ [सं लप्] બહુ બોલવું તે (૨) પતરાજી, શેખી, ડફાસ ૦ખોર વિ૦ લાયરી કરનારું [ત્રાસ [-થવી]
લાયલેપા (લા')સ્ત્રી૦ [લાય + વલેપાત?] મુશ્કેલી,
લાર (લા') સ્ત્રી૦ [સર૦ हिं (सं लहरी ?)] લાંબી હાર. [-લાગવી = લાંબી હાર થવી] -રોલાર અ૦ હારબંધ
લારણી સ્ત્રી૦ ['લાર' ઉપરથી?] (સુ) રોજ લેવાના દૂધની બાંધણી - ઠરાવ
લારી (લા') સ્ત્રી૦ [इं लॉरी] રેલના પાટા પર ઠેલીને ચલાવવાની ગાડી (૨) માલ વહી જવાની ગાડી (હાથની કે મોટર)
લારું (લા') ન૦ [જુઓ લાર] ઝાંખરું, લફરું (૨) ધાડું, ટોળું (૩) [લા.] આડો સંબંધ

**લાલ** વિ૦ [फा लाल ઉપરથી, સર૦ હિં., મ.] રાતા રંગનું (૨) પું૦ [સં लल् ઉપરથી; સર૦ હિં, મ] છેલ, રંગીલો, બાંકો (૩) છોકરો; પુત્ર (૪) + લાલસા (૫) સ્ત્રી૦ [फा.] માણેક (૬) ન૦ [હિં.] એક પક્ષી [–ઘોડીએ ચઢવું = દારૂ કે અફીણના કેફમાં હોવું –થઈ જવું =ક્રોધથી તપી જવું –મોઢાં કરવાં=પાન ખાવું (૨) યશ મળવો –સાહેબ=ઈરખી માણસ, છેલ ] ૦કસ્તૂરી સ્ત્રી૦ એક પક્ષી ૦ઘૂમ [સં घूर्ण], ૦ચટક, ૦ચબક, ૦ચોળ [સં चोल] વિ૦ ખૂબ લાલ ૦જી પું૦ (સં) કૃષ્ણના બાળસ્વરૂપની મૂર્તિ (૨) ગોસાઈજીનો પુત્ર ૦પાણી સ્ત્રી૦ [લા.] દારૂ. ૦બમ વિ૦ લાલચોળ ૦બાઈ સ્ત્રી૦ આગ. લાય [–ની ચોકી ફરવી = ચોમેર લાય લાગવી –મેલવી, લગાડવી=આગ સળગાવવી.] ૦મતિયા ન૦ એક પખી. ૦મલાલ વિ૦ ખૂબ લાલ (૨) [લા] ફાંકડુ, મનોરંજક. ૦શિર ન૦ એક પખી

**લાલચ** સ્ત્રી૦[સં लुब्, लालसा, સર૦ હિં, મ] લલચાવું તે, લાલસા, લોભ (૨) લલચાવે તે, લાલચમાં નાખે તેવી વસ્તુ, લાંચ. –ચુ વિ૦ [સર૦ હિં., મ लालची] લાલચવાળું; લોભી

**લાલન** ન૦ [સં.] લાડ લડાવવા તે ૦પાલન ન૦, –પાલ સ્ત્રી૦ લાડમાં ઊછરવુ તે

**લાલપાણી, લાલબાઈ, લાલમતિયા, લાલમલાલ, લાલશિર** જુઓ 'લાલ'માં

**લાલસા** સ્ત્રી૦ [સં] ઉત્કટ ઇચ્છા, તૃષ્ણા. –સી વિ૦ લાલચુ

**લાલા** ન૦ [फा लालह] એક ફૂલ, ગુલાલા

**લાલા** પું૦ [સં लल्, સર૦ હિં.] લહેરી; છેલ; ફક્કડ (૨) ઉત્તરમાં અમુક જાતિના લોકના નામ પૂર્વે આદરનો શબ્દ જેમ કે, લાલા લજપતરાય (૩) બાપને માટે સંબોધન શબ્દ (કોઈ ઠેકાણે). ૦ઈ સ્ત્રી૦ છેલાઈ, રંગીલાપણું ૦જી પું૦ છેલ; ફક્કડ [–કરવું =માર મારવો (૨) રડાવવુ ] ૦તાણ સ્ત્રી૦ (હે લાલા! તું તાણીને ઉપર લે તો બચાય! એવા વાર્તા પ્રસંગ ઉપરથી) નાલેશીભરી મુશ્કેલ સ્થિતિ. [–થવી=એવી સ્થિતિમાં મુકાવુ]

**લાલા** સ્ત્રી૦ [સં.] લાળ. ૦મેહ પું૦ એક પ્રકારનો પ્રમેહ. ૦યિત વિ૦ સ્વાદથી મોંમાં પાણીવાળું (૨) આતુર, ઉત્કટ

**લાલાશ** સ્ત્રી૦ [લાલ=રાતુ ઉપરથી] લાલી, રતાશ

**લાલિત્ય** ન૦ [સં.] લલિતપણું

**લાલિમા** સ્ત્રી૦ [લાલ=રાતુ ઉપરથી] લાલાશ

**લાલિયો** પું૦ [જુઓ લાલો] બબરચી–ટંડ [સુ] (૨) લાલ કૂતરો કે બળદ –યા ઇંગ્લિશ (સુ) ન૦ બબરચીનું ભાંગ્યુતૂટયુ અંગ્રેજી. –યા પટાપટ સ્ત્રી૦ (સુ.) ફડફડ બોલવુ તે

**લાલી** સ્ત્રી૦ [લાલ=રાતુ ઉપરથી] રતાશ (૨) [સં. लोला=જીભ] ઘંટની જીભ–લોલક

**લાલો** પું૦ [લાલ=છેલ ઉપરથી] લાલ, ફાંકડો (૨) પઠાણ

**લાવણી** સ્ત્રી૦ [સં लापन ઉપરથી; સર૦ મ.; હિં लावनी] એક રાગ કે ઢાળ, લલકારાય એવી કવિતા (૨) સંગીતનો એક તાલ

**લાવણીપત્રક** ન૦ [મ.] સરકારી લેણાંનું આસામીવાર પત્રક

**લાવણ્ય** ન૦ [સં] સૌંદર્ય ૦મય વિ૦, ૦મયી વિ૦ સ્ત્રી૦ સુંદર

**લાવરી** સ્ત્રી૦ [प्रा, સં] એક પંખી

**લાવરુ**(લા') ન૦[प्रा. लाविर (સં. लवितृ) કાપનાર ઉપરથી, સર૦ મ. लावा=માંસનો ટુકડો] કૂતરાનું કરડવું તે (૨) કૂતરાનું ભસવુ તે. [–નાખવું, ભરવુ =ડાકુ મારવું, કૂતરાએ કરડવું (૨) ગુસ્સામાં બોલવું–તડવું.]

**લાવલદ** વિ૦ [अ.] નિર્વંશ

**લાવલશ્કર** ન૦ [સર૦ મ] સરંજામ સાથેનું મોટું લશ્કર. [–લઈને, સાથે=(લા.) બધા પરિવાર તથા સરંજામ સાથે.]

**લાવવું** સ૦ક્રિ૦ [સં. ला, अप० लाविय= લાવેલું; સર૦ હિં लावना, लाना] લઈ આવવું, આણવુ. [લાવી નાખવું=(સામટું) આણી દેવુ લાવી મૂકવું, રાખવું=પહેલેથી લાવી રાખવું ]

**લાવા** પું૦ [इं] જ્વાળામુખીમાંથી નીકળતો ગરમ રસ

**લાવું** (લા') ન૦ [સં. ला] કૂતરાનું ડાકું; બચકું

લાશ(-સ) વિ૦ [तुर्की] બરબાદ, પાયમાલ (૨) સ્ત્રી૦ [फा] મડદું [-જવું = પાયમાલ થવું.]
લાસર સ્ત્રી૦ [सं लासक] ઢીલ, રસળાછ -રિયું વિ૦ રસળાછવાળું, કહે પણ કરે નહીં એવું -રિયાપણું ન૦, -રિયાવેડા પુ૦ બ૦ વ૦ રસળાછ
લાસાની વિ૦ [अ] અજોડ, અદ્વિતીય
લાસ્ખુ વિ૦ [प्रा. लुक्ख (सं रूक्ष)] લૂખું, ઘી કે ચીકટ વિનાનું (૨) ન૦ કઠોળ સિવાયનું અનાજ
લાસ્ય ન૦ [सं] સંગીત સાથેનું નૃત્ય
લાહ (હ.) સ્ત્રી૦ જુઓ લાય [લોટની ખેળ
લાહી સ્ત્રી૦ [सं लिह् ઉપરથી? લેહ્ય?] ઘઉંના
લાળ સ્ત્રી૦ [सं लाला; સર૦ म, हिं लार] મોઢાનો ચીકણો પ્રવાહી [-પડવી] -ળિયું વિ૦ઘણી લાળ પડતી હોય તેવું (છોકરું) (૨) લાળથી બદન પલળે નહિ તે માટે બાળકને ગળે બંધાતું કપડું (૩) કણ ભરાતું કાણસલું (૪) રાંધેલા વાસી અન્નમાં થતા લાળ જેવા જંતુ -ળિયો પુ૦ કપાસની એક જાત. -ળી સ્ત્રી૦ રજસ્રાવ. (પશુનો) [-કરવી = પશુનું ઋતુમાં આવવું]
લાળી સ્ત્રી૦ [सं लोला] કાનની નીચે લબડતી ચામડી (૨) લાલી મટની જીભ (૩) બૂમ (પશુપખી-ખાસ કરીને શિયાળની) [-કરવી =(શિયાળે) હૂકા હૂકા એવી બૂમ પાડવી]
લાળો (લા') પુ૦ [सं अलात] અંગારો [લાળા ઊઠવા (અંતરમાં) = અતિશય બળતરા-ચિંતા થવી તને શું આપે? લાળા? = તને કશુંય ન અપાય]
લાંક (૦) પુ૦[સર૦ हिं लक, लाँक = કમર, કટિ] લંક, કમરનો વાંક-મરોડ
લાંગ પુ૦ [सं लंका] વટાણા જેવું એક કઠોળ
લાંગર (૦) ન૦ જુઓ લંગર. ૦વું સ૦ક્રિ૦ જુઓ લંગારવું, લંગર નાંખી ચોભવું
લાંગુ(-ગૂ)લ ન૦ [सं] પૂછડું
લાંઘ,૦ણ (૦) ન૦,સ્ત્રી૦[प्रा लंघण (सं लंघन)] લાંઘો, ઉપવાસ. ૦ણ ન૦ હેતુ સાધવા લાંઘણ લઈ બેસવું તે (કોઈની સામે) ૦વું અ૦ક્રિ૦ [सं लंघ्] લાંઘો કરવો -ઘો પુ૦ લાંઘણ, ઉપવાસ (૨) લાંઘણું (૩) લાંબી મોટી ફાળ, મોટું ડગલું [મૂકવાની ઘોડી
લાંઘણી સ્ત્રી૦ [सं लघ्] ગાડીના ધૂંસરા નીચે
લાંચ (૦) સ્ત્રી૦[सं लचा] અમલદાર કે સત્તાધારીને છૂપી રીતે અપાતી કે લેવાતી અઘટિત રકમ (-આપવી, ખાવી, લેવી). ૦ખાઉ, ૦ખોર વિ૦ લાંચિયું
લાંચવું અ૦ક્રિ૦ [જુઓ લચવું] લચી, નમી જવું (૨) સ૦ ક્રિ૦ ['લાંચ' ઉપરથી] લાંચ આપવી [લાંચખાઉ
લાંચિયું વિ૦ ['લાંચ' ઉપરથી] લાંચ લેનારું;
લાંચું (૦) વિ૦ ['લચવું' ઉપરથી] કમી, ઓછું
લાંછન ન૦ [सं] ડાઘ, કલંક (૨) ચિહ્ન -ના સ્ત્રી૦ લાંછન લાગવું કે લગાડવું તે
લાંછિત વિ૦ [सं] લાંછનવાળું
લાંછું (૦) ન૦ જુઓ લાછન
લાંઝો (૦) પુ૦[સર૦ म] વાંધો, હરકત
લાંઠ, -ઠિયુ (૦)વિ૦['લઠ' ઉપરથી, સર૦ म] લોંઠ, ખંધુ, શઠ (૨) ગાંઠે નહિ તેવું, તોફાની -ઠાઈ સ્ત્રી૦ લુચ્ચાઈ, શઠતા ૦ડી સ્ત્રી૦ [सं लाठनी] કુલટા સ્ત્રી
લાંપ,૦ડું (૦) ન૦ [સર૦ म लापट] સૂકું કે ચિમળાયેલું નાનું ઘાસ [લાંપી
લાંપી(-બી) (૦) સ્ત્રી૦ [સર૦ म लावी] જુઓ
લાંબ(-બી) (૦)સ્ત્રી૦ ['લાંબુ' પરથી] યાદદાસ્ત (૨) સ્મૃતિ, ધ્યાન
લાંબટ(-ટાં)ગિયું (૦) વિ૦[લાંબું + ટાંગો;સર૦ म लावटाग्या]શરીરના પ્રમાણમાં વધારે લાંબા ટાંગાવાળું
લાંબડી (૦) સ્ત્રી૦ એક વનસ્પતિ
લાંબભાત (૦) પુ૦ [म लावा] (સુ) આગલા વર્ષની ડાંગરના કણ પડવાથી આપોઆપ ઊગેલા છોડ [લાંબી
લાંબી (૦)સ્ત્રી૦જુઓ લાંબ(૨)[સર૦ म]લાંપી,
લાંબીટૂંકી (૦) સ્ત્રી૦ [લાંબુ + ટૂંકું] એલફેલ (૨) તકરાર, પંચાત
લાંબુ (૦)વિ૦[सं लंब] લંબાઈ, સમય વગેરેમાં ઘણું [લાંબી ઊંઘ, નિદ્રા = મૃત્યુ લાંબી

ખેંચવી = સોડ તાણીને સૂઈ જવું, ઘસઘસાટ ઊંઘવું (૨) મરી જવું લાંબી ફાળ ભરવી = ભારે હામ ભીડવી; સાહસ કરવું (૨) ગજા ઉપરાંતનું કામ કરવું લાંબી લેખણે લખવું = મોટો વેપાર ખેડવો (૨) પરોણો લઈ બળદ હાકવો લાંબી સોડે સૂવું = મરી જવું લાંબું કરવું = લંબાવવું; પીંજણ કરવું. -કાઢવું = ઘણું જીવવું. -ખેંચવું = ઘણું જીવવું (૨) વખત વિતાવવો, ઢીલ કરવી -ચાલવું = લંબાવું, લાંબો વખત ચાલુ રહેવું (૨) ઘણા દિવસ નભવું -થવું, થઈ જવું = લંબાવું (૨) અંગો લંબાવીને સૂવું, આરામ કરવા સૂવું (૩) ઘણી ખોટ આવવી (૪) મરી જવું. -પિંગળ કરવું = વધારી વધારીને કહેવું. લાંબે પાટે સૂવું = દેવાળું કાઢવું; ઘણા નુકસાનમાં આવી પડવું (૨) મરણતોલ થવું (૩) નિરાંતે સૂવું, બેદરકારીથી પડયા રહેવું. લાંબે સાથરે સૂવું = દીર્ઘદૃષ્ટિ રાખીને કામ કરવું (૨) નિરાત ધરવી (૩) મરણ પામવું લાંબો હાથ કરવો = મદદ કરવી કે માગવી (૨) ભીખ માગવી (૩) લાચ લેવી (૪) અડચણ નાખવી] ૦છટ વિ૦ છતુંપાટ ૦લચ(૦કે), ૦લસરક વિ૦ [સર૦ મ લાંવલચક] ઘણું લાંબુ

લાંભ (૦) વિ૦ [જુઓ લાભભાત] અઢાઉ

લાંભવું(૦), લાંશુ ન૦[સં લમ્] વિભાગ, હિસ્સો (૨) ભાગિયાઓના ભાગ વહેંચવા નાખવામા આવતી ચિઠ્ઠી [-નાખવું]

લિખિત વિ૦ [સં] લખેલું (૨) ન૦ લખ્યા લેખ -તંગ વિ૦ 'લખનાર' એ અર્થમા કાગળ લખવામા વાપરે છે; લખિતંગ (સંક્ષેપ-લિ૦)

લિચ્છવી પું૦(સ.) એક બૌદ્ધકાલીન લોક પ્રજા

લિજજત, ૦દાર જુઓ 'લહેજત' માં [રીત

લિપિ(-પી) સ્ત્રી૦[સં.]ભાષાના વર્ણો લખવાની

લિપ્ત વિ૦ [સં] લીપાયેલું; ખરડાયેલું (૨) આસક્ત; ફસેલું [કામના

લિપ્સા સ્ત્રી૦[સં.] મેળવવાની ઇચ્છા(૨)લાલસા,

લિફાફો પું૦ [અ] પરબીડિયું

લિફ્ટ ન૦ [ઇં.] ઉપર ચઢવા માટેનું એક યાંત્રિક સાધન

લિબરલ વિ૦ (૨) પું૦ [ઇં.] ઉદારમતવાદી

લિબાસ પું૦ [અ] લેબાસ; પોશાક

લિમિટેડ વિ૦ [ઇં.] કાયદાથી સહિયારુ (જેમ કે, કંપની)

લિલવટ ન૦ [સં ललाटपट्ट] નિલવટ, કપાળ

લિલાઉં, -મ ન૦ [પો લેઇલોવ, निलामु; સર૦ મ लिलाम, लिलांव] હરાજી

લિસોટી સ્ત્રી૦ [સં. रेषा] નાની લીટી કે ઉઝરડો. -ટો પું૦ મોટી લિસોટી [-પડવો]

લિસ્ટ ન૦ [ઇં.] યાદી

લિહાજ પું૦[અ] વિવેક, અદબ

લિંગ ન૦ [સં.] ચિહ્ન (૨) જાતિ [વ્યા] (૩) સાધન, હેતુ (ન્યા) (૪) મહાદેવની મૂર્તિ (૫) પુરુષની ઇંદ્રી (૬) લિંગદેહ. ૦દેહ પું૦, ૦શરીર ન૦ જીવાત્માનુ સૂક્ષ્મ શરીર -ાનુશાસન ન૦ [+ अनुशासन] વ્યાકરણમાં જાતિના નિયમો -ાયત પું૦ એ નામના શૈવ સંપ્રદાયનો આદમી -ી વિ૦ લિંગવાળું

લિંબડુ સ્ત્રી૦[જુઓ લિંબુ]લિંબુનું ઝાડ,લિંબોઈ

લિંબુ ન૦ [સં निंबू; સર૦ મ लिंबू] લીંબુ; એક ખાટું ફળ. ૦ડી, -બોઈ સ્ત્રી૦ લીંબોઈ

લિંબોળી સ્ત્રી૦ [?] લીંબોળી; પહોળા મોંનું એક મોટું વાસણ (૨) [प्रा. णिम्बोलिया; દે. लिंबोहली] લીંબડાનુ ફળ

લીક સ્ત્રી૦ [हिं] લીટી (૨) હદ

લીખ સ્ત્રી૦[प्रा. लिक्खा(सं लिक्षा)] જૂ નામના જંતુના ઈંડા [-પડવી માથામા લીખ થવી.] -ખિયું ન૦ લીખ કાઢવાની ઝીણા દાંતાની કાંસકી

લીચી સ્ત્રી૦ [ચીની लिन्चू; સર૦ हिं.] પૂર્વ હિંદમાં થતુ એ નામનું એક ફળઝાડ કે તેનું ફળ

લીજે,-જીએ (પ.) 'લેવું'નું વિધ્યર્થ રૂપ

લીટી સ્ત્રી૦ [प्रा. लिहा (सं. लेखा)] પહોળાઈ વગરની રેખા (૨) હાર, ઓળ(૩) પદ, કડી (૪) લીક; હદ. [-કરવી = પંક્તિઓ રચવી (૨) પંક્તિઓ મોઢે કરવી -ખેંચવી, દોરવી, પાડવી = રેખા કરવી -દોરતાંય ન

આવડવું = તદ્દન અભણ હોવું -મારવી = લીટીદોરી છેકી કાઢવું ] -ટો પું૦ બાઠી લીટી (૨) છેદો [લીટા તાણવા = ગમે તેમ લીટીઓ એંચવી - દોરવી, લીટા કરવા (૨) ગમે તેમ ચીતરવું - લખવું. (લીટો કરવો, એંચવો, દોરવો ) -મારવો = છેકી નાંખવું ]

**લીદ** સ્ત્રી૦ [दे लद्दी] લાદ

**લીધરું** વિ૦ લબાચિયું, ચીંથરિયું

**લીધું** સ૦ ક્રિ૦ 'લેવું'નું ભૂ૦કા૦ (૨) લીધેલું -ધેલ(-લું) ભૂ૦ કૃ૦ [કારણે

**લીધે** અ૦[જુઓ લીધું] લઈને,તેથી, તેટલા માટે,

**લીન** વિ૦[सं] લય પામેલું (૨) ગરક, તલ્લીન

**લીપણ** ન૦ [લીપવું પરથી, સર૦ म लिंपण] લીપણ, જમીન ઉપર કરેલો છાણ માટીનો લેપ [-કરવું]

**લીપવું** સ૦ ક્રિ૦ [सं लिप्, સર૦ हिं लीपना] લીપવું, છાણમાટીની ગારનો લેપ કરવો

**લીમડી** સ્ત્રી૦ [अप० लिंबड, प्रा लिंब (सं निम्ब)] નાનો લીમડો (૨) લીમડાની જાતનું કોઈ પણ નાનું ઝાડ (જેમ કે મીઠી લીમડી) -ડો પું૦ એક ઝાડ. [લીમડે લટકવું = અવગતિયું થવું ]

**લીરો** પું૦ (કા ) લૂગડાનો લાંબો કકડો, ચીરો

**લીલ** સ્ત્રી૦ [જુઓ લીલું] બંધિયાર પાણીમાં કે તેવી જગામાં થતી લીલી ચીકણી વનસ્પતિ (૨) ઊલ (૩)[सं नील] આખલો (પ્રયોગમાં લીલ પરણાવવી કહેવાય છે ) [-ઉતારવી = ઊલ ઉતારવી -પરણવી = પત્ની ગુજરી ગયે વરસ દહાડો ન થયો હોય ત્યાર પહેલાં બીજી પત્ની કરવી -પરણાવવી = વરસ પૂરું થતાં પહેલા મરનારનું છેલ્લું માસિક શ્રાદ્ધ કરવું (૨) અગિયારમાને દિવસે વાછરડો ને વાછરડી પરણાવવાં. -વળવી = શેવાળ થવો (૨) બગડી જવું -વાળવી = પાયમાલ કરવું.] ૦છોયું વિ૦ લીલું (૨) લીલી ભાતનું. ૦ઝામું ન૦ [दे झाम (दाध)] વાગવાથી પડેલું લીલું ચાઠું

**લીલમ** ન૦ [જુઓ નીલમ] લીલા રંગનું એક રત્ન ૦લીલું વિ૦ એકદમ લીલું; લીલમના જેવું લીલું [લીલું શાક, લીલોતરી

**લીલપણ** ન૦, -ણી સ્ત્રી૦ ['લીલું' ઉપરથી]

**લીલવય** ન૦; સ્ત્રી૦ [લીલું + વય] બાળપણ, કાચી ઉંમર [(૨) લીંપવું

**લીલવવું** સ૦ક્રિ૦ ['લીલું' ઉપરથી] લીલું કરવું

**લીલવો** પું૦ [લીલું + વાલ ?] કઠોળનો લીલો દાણો (જેમ કે પાપડી તુવેરનો)

**લીલા** સ્ત્રી૦[सं ] ક્રીડા, ખેલ (૨) અદ્ભુત ખેલ (૩) અવતારે કરેલાં કામ (૪) તેનું નાટક. [-વિસ્તારવી = પરલોક જવું, મરી જવું (સમાનસૂચક)] ૦પુરુષોત્તમ પું૦ [सं] (સં ) શ્રીકૃષ્ણ (તેથી ઊલટું - મર્યાદાપુરુષોત્તમ = શ્રીરામ) ૦વતાર પું૦ [+ अवतार] લીલા ખાતર વિષ્ણુએ લીધેલો અવતાર ૦વિગ્રહ પું૦ લીલાથી ભક્તોની ઇચ્છા પૂરી કરવા ધરેલો દેહ (જેમ કે શ્રીકૃષ્ણનો)

**લીલામર** સ્ત્રી૦ ભાંગ [પ્રદેશ

**લીલાણ** ન૦ ['લીલું' ઉપરથી] લીલોતરીવાળો

**લીલાપુરુષોત્તમ** જુઓ 'લીલા'માં

**લીલાઝું** ન૦ જુઓ લીલઝામું

**લીલાલહેર** સ્ત્રી૦ [લીલા કે લીલું + લહેર] આનંદ, સુખ (૨) આબાદી

**લીલાવતાર** પું૦ જુઓ 'લીલા'માં

**લીલાવતી** સ્ત્રી૦ [सं ] એક છંદ (૨) એક રાગિણી (૩) [सं ] પ્રસિદ્ધ ગણિતી ભાસ્કરાચાર્યની પુત્રી કે તેનું ગણિત

**લીલાવિગ્રહ** પું૦ જુઓ 'લીલા'માં

**લીલાશ** સ્ત્રી૦ ['લીલું' ઉપરથી] લીલાપણું [-મારવી = લીલાશ દેખાવી ]

**લીલાંપાણી** ન૦ બ૦ વ૦ [લીલું + પાણી] ઘૂંટેલી ભાંગનું પેય

**લીલી ઘોડી** સ્ત્રી૦ [લીલું + ઘોડી] ભાંગ (૨) ભાંગનો કેફ [-એ ચડવું = ભાંગના કેફની અસર તળે આવવું; ભાંગ પીવી ]

**લીલી ચા** સ્ત્રી૦ [લીલું + ચા] એક ઘાસ કે તેને ઉકાળીને ચા પેઠે પિવાતું પેય

**લીલીપીઠ** સ્ત્રી૦ [લીલું + પીઠ] શાકબજાર

**લીલીપોપો** પું૦ બીજાની નાસીપાસીથી ખુશ થઈ અંગૂઠો ઊંચો કરી તેને ચીડવવું તે

**લીલીસૂકી** સ્ત્રી૦ [લીલું + સૂકું] સુખ અને દુઃખ, ચઢતીપડતી

**લીલું** વિ૦ [દે. लिछिर] કાચી કેરીના રંગનું (૨) ભીનું (૩) રસવાળું; તાજું (૪) ખૂબ પૈસાદાર. [**લીલા ઝાડ તળે ભૂખે મરવું**=અતિશય શરમાળ હોવું (૨) હરામ હાડકાનું; અતિ આળસુ **લીલા ઝાડા**=લીલા રંગનો દસ્ત વારંવાર થવો તે (બાળકોનો એક રોગ). **લીલાસૂકાનો વિચાર**=યોગ્યાયોગ્યનો વિચાર **લીલી લેખણ**=તાજું લખાણ (૨) તાજો કારભાર (૩) ધમધોકાર ચાલતો વેપાર ધંધો. **લીલી વાડી**=ખીલતી તરુણ અવસ્થા (૨) છૈયાછોકરાંનો વસ્તાર **લીલું કરવું**=ફાયદો કરવો; સંપત્તિ મેળવવી **–ઘડપણ ભોગવવું**=ઘડપણ છતાં જુવાન જેવો આનંદ કરવો–હોવો. **–વાળવું**=લીલું કરવું. **લીલે તોરણે**=કશુંય મેળવ્યા વગર (પરણવા આવ્યા હોય પણ પરણ્યા વગર પાછા જાય તેમ) **લીલો દુકાળ**=અતિવૃષ્ટિને લીધે પડેલો દુકાળ (૨) કશી વાતની ખોટ ન હોવા છતાં ઘટતું ખર્ચ ન કરાવું ] ૦કચ,૦કસ વિ૦ એકદમ લીલું ને રસથી ભરેલું. ૦છમ વિ૦ [+श्याम] ખૂબ લીલું. ૦છરક વિ૦ એકદમ લીલા રંગનું ૦પીળું વિ૦ ખૂબ ક્રોધાયમાન (–થઈ જવું) **–લેરું** વિ૦ લીલું (લાલિત્યવાચક). **–લોતરી** સ્ત્રી૦ તાજી લીલી વનસ્પતિ (૨) ભાજીપાલો; તાજું શાક

**લીવર** ન૦ [इं.] કલેજું; કાળજું

**લીશરા** ન૦ એક પક્ષી

**લીસું** વિ૦ [दे. लिसय=પાતળું–નાનું કરેલું, સર૦ म. लिसा, लिसाळ] ખરબચડું નહિ તેવું; સુંવાળું (૨) સરકણું (૩) લાસરિયું [**લીસી પાટલીનું ઘરાક**=ઠોઠ વિદ્યાર્થી ] ૦લસ વિ૦ સાવ લીસું [(૨) લઢ

**લીહ(–હી)** સ્ત્રી૦ [प्रा. लीहा (सं. लेखा)] લીટી

**લીંટ** ન૦, સ્ત્રી૦ [सं. श्लिष्ट ? સર૦ हिं. नेटा] નાકનો ચીકણો મળ [**–આવવી**=નાકમાંથી લીંટ બહાર આવવી, નીકળવી.] **–ટિયું** વિ૦ વારે વારે જેને લીંટ આવ્યા કરતું હોય તેવું

**લીંડી** સ્ત્રી૦ [सं लेंड; दे. लिंड,–डिया] ગોળીના આકારની અઘાર (ઉંદર–બકરી વગેરેની) [**–કરવી**=લીંડી જેવું અઘવું ]૦પીપર સ્ત્રી૦ લાંબી પીપર **–ડું** ન૦ ગરગોલા જેવો કઠણ મળ (ઊંટ, ગધેડા વગેરેનો) [**–મૂકવું**=લીંડા જેવું અઘવું ]

**લીંપણ**, ૦ગૂંપણ ન૦ જુઓ લીપણ. **–વું** (૦ગૂંપવું) સ૦ક્રિ૦ જુઓ લીપવું

**લીંબડી**, **–ડો** જુઓ 'લીમડી'માં

**લીંબણ** સ્ત્રી૦ જુઓ લિંબણ

**લીંબુ**, ૦ડી, **–બોઈ** જુઓ 'લિંબુ'માં

**લીંબોળી** સ્ત્રી૦ જુઓ લિંબોળી

**લુકમાન** પુ૦ [अ.] (સં.) કુરાનમાં વર્ણવેલો એક વિદ્વાન ડાહ્યો પુરુષ

**લુગ(–ગા)ત** ન૦ [अ] શબ્દકોશ

**લુગાઈ** સ્ત્રી૦ [हिं] સ્ત્રી, બૈરી

**લુગાત** સ્ત્રી૦ [अ.] જુઓ લુગત

**લુચ્ચું** વિ૦ [સર૦ म, हिं लुच्चा (सं. लुंचक કે फा. लुचा ?)] કપટી; ઠગ (૨) ખંધું, પકું; પહોંચેલું (૩) વ્યભિચારી **–ચ્ચાઈ** સ્ત્રી૦ લુચ્ચાપણું

**લુછણિયું** ન૦ [જુઓ લૂછવું] લૂછવાનું કપડું ઇત્યાદિ જે હોય તે (૨) અંગૂછો

**લુછાવવું** સ૦ક્રિ૦, **લુછાવું** અ૦ક્રિ૦ 'લૂછવું'નું પ્રેરક ને કર્મણિ [લૂંટી જાય તેવું

**લુટણિયું** વિ૦ [જુઓ લૂટવું] લૂંટ પાડનાર;

**લુટાઉ** વિ૦ [લૂટવું ઉપરથી] લૂંટનું (૨) નધણિયાતું **–રુ(–રો)** પુ૦ લૂંટનારો; ધાડપાડુ. [ને પ્રેરક

**લુટાવું** અ૦ક્રિ૦,**–વવું** સ૦ક્રિ૦ 'લૂટવું'નું કર્મણિ

**લુઠવું** અ૦ક્રિ૦ [सं लुठ्] જુઓ 'લૂઠવું'. **લુઠાવવું** સ૦ક્રિ 'લુઠવું', 'લૂઠવું'નું પ્રેરક

**લુણારી** સ્ત્રી૦ [લૂણ ઉપરથી] વરને માથે લૂણ ઉતારનારી–તેની બહેન

**લુપ્ત** વિ૦ [सं.] લોપાયેલું, નાશ પામેલું.**–પ્તોપમા** સ્ત્રી૦ [+उपमा] (ઉપમાન, ઉપમેય, સામાન્ય ધર્મ અને વાચક શબ્દ એ ચાર અંગમાંથી) ખૂટતા અંગવાળી ઉપમા

**લુબ્ધ** વિ૦ [सं.] લોભિયું, લાલચુ (૨)

લોભાયેલું, મોહિત ૦ક પુ૦ શિકારી –બ્ધા સ્ત્રી૦ લોભ, આતુરતા. –બ્ધાઈ સ્ત્રી૦ લુબ્ધતા –બ્ધાવું અ૦ક્રિ૦ લોભાવું, લલચાવું
લુભવું અ૦ક્રિ૦ [सं लुभ्]+ લોભાવું, લુબ્ધાવું
લુશ(–સ)લુશ(–સ) અ૦ [રવ, સર૦ म.] વગર ચાવ્યે; ઝટ ઝટ (ખાવું તે)
લુહાણો પુ૦ તે નામની જ્ઞાતિનો માણસ, લવાણો
લુહાર પુ૦ [प्रा लोहार (सं लोहकार)] લોઢું ઘડવાનો ધંધો કરનાર જ્ઞાતિનો આદમી –રિયાં ન૦બ૦વ૦ જુઓ લવારિયાં
લુંગી સ્ત્રી૦ [हिं] હજામત કરાવતી વખતે ખોળામાં પાથરવાનો કકડો (૨) કાછડી વાળ્યા વગર કેડે વીંટવાનું વસ્ત્ર
લુંચન ન૦ [सं] વાળ ચૂંપી નાખવા તે
લુંચિત વિ૦ [सं] લુંચન કરેલું
લુંચી સ્ત્રી૦ [सं लुच् ઉપરથી ?] દોડતાં દોડતાં એકદમ પાછું ફરવું તે
લૂ સ્ત્રી૦ [सं प्लुष् કે उल्का ? સર૦ हिं, म] ઉનાળાના ગરમ પવનનો ઝપાટો (૨) તેનાથી થતો રોગ [–લાગવી = ગરમ પવનથી થતી બીમારી થવી –વાવી = ગરમ પવન વાવો.]
લૂઈ સ્ત્રી૦ સેવાળ
લૂઓ પુ૦ [सं लव ઉપરથી] વણવા માટે લીધેલો કણકનો નાનો ગોળો [–કરવો, વાળવો]
લૂક(–ખ) સ્ત્રી૦ [સર૦ हिं लूक, म] જુઓ લૂ
લૂખરી સ્ત્રી૦ [જુઓ લૂખસ] ખૂજલી
લૂખસ સ્ત્રી૦ ['લૂખ' ઉપરથી] ચામડીનો એક રોગ, ખૂજલી [–થવી]
લૂખિયું ન૦ ['લૂખું' ઉપરથી ?] માટીની ચુંગી
લૂખું વિ૦ [प्रा लुक्ख (सं रूक्ष)] ચીકટ વિનાનું (૨) રસ વિનાનું (૩) નિર્ધન, ખાલી [–પડવું = લૂખું હોવું કે લાગવું –હસવું = કૃત્રિમ રીતે હસવું] ૦પા(–પ્)ખું વિ૦ લૂખું
લૂગડું ન૦ [प्रा दुगूल, दुगुल्ल (सं दुकूल), સર૦ हिं लुगाड; म लुगडें] કપડું, વસ્ત્ર (૨) સાલ્લો [લૂગડામાં પાંચશેરી ઘાલીને મારવું = સખત પણ ગુપ્ત માર મારવો. લૂગડાં ઉતારવાં = કોઈનું મૃત્યુ થતાં તેના સંબંધી હોવાને લીધે સ્નાન કરવા કપડાં કાઢીને દૂર મૂકવાં (૨) સંબંધ છોડી દેવો (૩) લૂટવું લૂગડાં ઉતારીને વાંચજો = અશુભ મરણના સમાચારનું સૂચન (પત્રની શરૂઆતમાં) લૂગડાં ઉતારી લેવાં = લૂગડાં સુધ્ધાં લૂંટી લેવાં લૂગડાં કરવાં = બહેનદીકરીને કપડાં લઈ આપવાં લૂગડાં ખંખેરવાં = પોતાની પાસે કાંઈ નથી કે પોતાને કાંઈ લેવાદેવા નથી એમ દર્શાવવા લૂગડાં ખંખેરવાં લૂગડાં તપાસવાં = ઝડતી લેવી લૂગડાં લેવાવાં = લૂંટાવું લૂગડાં લેવાં = લૂંટવું (૨) જુઓ લૂગડાં કરવાં લૂગડાં સસ્તાં કરવાં = લૂંટાવું (૨) આબરૂની નાસ્તિ કરવી. લૂગડું પહેરવું] –ડાંબોળ અ૦ [લૂગડાં+બોળવું] પહેરેલાં લૂગડાં સાથે – તે પણ પલાળીને (૨) ન૦ તેવું સ્નાન –ડાંલત્તાં ન૦બ૦વ૦ [ +फा लत्तह] લૂગડાં ને તેવી બીજી વસ્તુઓ
લૂગદી સ્ત્રી૦ ['રગડવું' પરથી ? સર૦ म, हिं. लुगदी] પ્રવાહી સાથે ઘૂંટીને બનાવેલો લોંદો (૨) દોર પાવાનો લોદો
લૂછણું ન૦ ['લૂછવું' ઉપરથી] લૂછણિયું
લૂછવું સ૦ક્રિ૦ [प्रा लुच्छ, लुछ (सं प्र+उञ्छ्)] લૂગડાથી ઘસી સાફ કરવું, લોહવું (૨) કોઈને ઘસવું, લગાડવું કે ચોટાડવું
લૂટ સ્ત્રી૦ [લૂટવું પરથી] લૂટવું તે (૨) લૂટેલો માલ ૦ફાટ સ્ત્રી૦ લૂટવું તે
લૂટવું સ૦ક્રિ૦ [सं लुट्, प्रा लुट्ट, लुट] બળાત્કારે હરી લેવું, ઝૂટવી લેવું
લૂટાલૂટ સ્ત્રી૦ [લૂટવું પરથી] ઉપરાઉપરી કે અનેક સ્થળે લૂટફાટ મચી રહેવી તે
લૂઠવું અ૦ક્રિ૦ [જુઓ લુઠવું] ગબડવું; આળોટવું
લૂણ ન૦ [प्रा, सं लवण, સર૦ हिं लोन, म लोण] મીઠું, નિમક [–ઉતારવું = બલા દૂર કરવા પાત્રમાં મીઠું ઘાલી માથા ઉપર ફેરવવું (૨) કાકડીને ડીંટા આગળથી જરા કાપી, તેમાં મીઠું ભરી, કાપેલો ભાગ વાસી દઈ, તેની કડવાશ કાઢવી –ખાવું = –નો રોટલો ખાવો (૨) –નો રોટલો ખાધો હોવાથી તેના ઓશિંગણ કે વફાદાર રહેવું –હરામ કરવું

'=જેનો રોટલો ખાધો હોય તેને બેવફા નીવડવું. –હલાલ કરવું=વફાદાર રહેવું ]
૦ચાં ન૦ બ૦ વ૦ [સર૦ म. लोणचें] મીઠું ચડાવેલા ચીરિયા. ૦પાણી ન૦ મીઠાવાળું પાણી (રોટલા ઘડવાનું) ૦હરામ વિ૦ નિમકહરામ. ૦હરામી સ્ત્રી૦ નિમકહરામી. ૦હલાલ વિ૦ નિમકહલાલ ૦હલાલી સ્ત્રી૦ નિમકહલાલી

**લૂણી** સ્ત્રી૦[प्रा. लूण(सं. लवण)પરથી, સર૦ हिं. लोनी, म लोण] એક ભાજી (૨) આટાપાટાની રમતમા જીતના ચિહ્નરૂપે પાટ બહાર આવતા લવાતી ધૂળની ચપટી (૩) આટાપાટામાંની આડી કરાતી પાટડી [–લાવવી] ૦પાટ પું૦ [સર૦ म. लोणपाट] જુઓ આટાપાટા

**લૂણો** પું૦ ['લૂણ' પરથી, સર૦ हिं. लोना] ભીનાશથી ઈંટ, છો વગેરે ખવાઈને ઉપર વળતી ખારી [–લાગવો]

**લૂમ** સ્ત્રી૦ [જુઓ 'લૂંબ'] ફળનું ઝૂમખું ૦ખું ન૦, ૦ખો પું૦ ઝૂમખું; મોટી લૂમ [–લેવો=મોટો ફાયદો મેળવવો.–લૂંટાવો, લૂંટાઈ જવો=લાભ જતો રહેવો, નુકસાન થવું.] ૦ઝૂમ સ્ત્રી૦ લૂમખું(૨)અ૦બપકાબંધ ૦ઝૂમવું અ૦ક્રિ૦ લૂમખાભેર લટકવું. ૦વું અ૦ ક્રિ૦ લટકવું (૨) નમી જવું (૩) ખૂબ પ્રયત્ન કરવો

**લૂલરી** સ્ત્રી૦ + દાસી

**લૂલરવું** સ૦ક્રિ૦ (કા) લૂલે એમ કરવુ

**લૂલવું** અ૦ક્રિ૦ [સર૦ લૂ] (કા.) ગરમી લાગવી; સુકાવુ

**લૂલી**,૦બાઈ સ્ત્રી૦ [सं. लुल् ઉપરથી] જીભ, લોલા [–હલાવવી, હલાવ્યા કરવી=માત્ર મોઢેથી કહેવું–બોલવું (કશું કરવું પડયા વિના) (૨) હા–હા કહ્યા કરવું.]

**લૂલું** વિ૦[सं लू, लून; સર૦ हिं. लूला, म. लुला] લંગડું; ખોડું (૨) અપંગ, અશક્ત; નિર્બળ (૩) પાયા કે આધાર વગરનું

**લૂંટ** સ્ત્રી૦ [सं. लुंट्] જુઓ લૂટ. –પાડવી= લૂટવુ ]૦ણિયું વિ૦જુઓ લુટણિયું. ૦ફાટ સ્ત્રી૦ જુઓ લૂટફાટ. ૦વું સ૦ ક્રિ૦ જુઓ લૂટવું. –ટાઉ વિ૦ જુઓ લુટાઉ –ટારુ– (–રો) પું૦ જુઓ લુટારુ. –ટાલૂંટ સ્ત્રી૦ જુઓ લૂટાલૂટ. –ટાવું, –ટાવવું જુઓ લુટાવુ,–વવુ

**લૂંઠ** વિ૦ [प्रा. लुठग (सं लुंठक)] જબરૂ. લાંઠ (૨) પું૦ લોઠો [સ૦ ક્રિ૦ (પ્રેરક)

**લૂંઠવું** અ૦ ક્રિ૦ જુઓ લૂઠવું લૂંઠાવવું

**લૂંઠાઈ** સ્ત્રી૦ [જુઓ લૂંડી] લૂઠાપણુ

**લૂંડી** સ્ત્રી૦ [સર૦ हिं. लौंडी] દાસી; ગુલામડી. –ડો પું૦ દાસ, ગુલામ

**લૂંબ** સ્ત્રી૦ [दे लुंबी; સર૦ म लुंबी, लोंबी] જુઓ લૂમ ૦વું અ૦ક્રિ૦ જુઓ લૂમવું

**લે** (લે,) 'લેવું'નું આજ્ઞાર્થ બીજો પુરુષ એક વચન (૨) [प्रा लइ] અ૦ વાહ, ઠીક એ અર્થનો ઉદ્ગાર

**લેઉવો** પું૦ એક જાતનો પાટીદાર

**લેકિન** અ૦ [फा लेकिन] પણ; પરંતુ; તથાપિ

**લેખ** પું૦ [सं.] લખેલું તે; લખાણ (જેમ કે શિલાલેખ, વિધિના લેખ) (૨) ખત; કરારનું લખાણ (૩) ટૂંકો નિબંધ. [–કરવો=લખત કરવુ. –કોતરાવવો, લખાવવો=શિલા, પતરું ઇ૦ ઉપર લખત કરાવવું –લખવો= લખાણ કરવું,નિબંધ લખવો(૨)ખતનો મુસદ્દો લખવો.] ૦ક પું૦ લહિયો (૨) ગ્રંથ કે લેખ લખનાર. ૦ણ(–ણી,–ની) સ્ત્રી૦ [सं. लेखनी] કલમ. [–ચલાવવી=લખાપટ્ટી કરવી (૨) ઉતાવળે લખવુ ] ૦ણવઢ વિ૦ કલમના કાપ જેમ વાઢતો (ઘા) ૦ન ન૦[सं] લખવું તે. ૦નકલા (–ળા) સ્ત્રી૦ લખવાની કળા. ૦નપદ્ધતિ સ્ત્રી૦ લખવાની રીત; ઇબારત. ૦નપીઠ સ્ત્રી૦ લખવાનું ટેબલ. ૦નસામગ્રી સ્ત્રી૦ લખવાનો સામાન ૦ની સ્ત્રી૦ જુઓ લેખણ ૦પત્ર પું૦, ન૦ [सं.] કરાર; દસ્તાવેજ. ૦વવું, ૦વું સ૦ક્રિ૦ [જુઓ લેખું] હિસાબમા લેવુ, ગણકારવું –ખા સ્ત્રી૦ [सं.] લીટી, રેખા.–ખાવટિયો પું૦ ['લેખું' ઉપરથી] જોશી, ગણક (૨) ['લેખ' ઉપરથી] ચોપડા લખનારો.–ખિકા સ્ત્રી૦[सं ]સ્ત્રી લેખક. –ખિત વિ૦ લખેલુ; લેખી. –ખિની સ્ત્રી૦

[સં] લેખણ -ખિતવાર,-ખી વિ૦ લેખિત,, લખાણના રૂપમાં હોય એવું (૨) અ૦ લખીને -ખુ ન૦ [પ્રા लेक्ख (સં लेख्य) = હિસાબ, સર૦ हिं , म लेखा] મોંએ ગણાય એવો ટૂંકો સહેલો હિસાબ (૨) ગણતરી, હિસાબ (૩) [લા] ગણુ -ખે અ૦ ['લેખુ' ઉપરથી] હિસાબે, પ્રમાણે (૨) પ્રીત્યર્થે, વાસ્તે, ખાતે. [-લાગવું = ઉપયોગમાં આવવું મજરે આવવુ] -ખ્ય વિ૦ [સં] લખવા યોગ્ય કે લખી શકાય એવુ

**લેજીમ** સ્ત્રી૦ [फा लेज़म, સર૦ म] કસરતનું એક સાધન કે તેની કસરત

**લેટ** વિ૦ [इ] મોડુ

**લેટવું** અ૦ક્રિ૦ [સર૦ हिं लेटना, म लेटणें (સં लुट्)] લોટવુ, આળોટવુ (૨) આડા પડવુ, સૂવુ

**લેટિન** સ્ત્રી૦ [इं] પ્રાચીન રોમની ભાષા

**લેડી** સ્ત્રી૦ [इ] બાનુ, માનવંત સ્ત્રી (૨) 'સર'ની પત્નીનો તેવો ઇલકાબ

**લેણ** (લે) વિ૦ [લેવુ પરથી, સર૦ हिं लेन] 'લેનાર' એ અર્થમાં શબ્દને છેડે (ઉદા૦ જીવલેણ (૨) (લે') ન૦ [સર૦ અપ૦ लेह= લાભવુ] લેણુ, લેવાનું તે (૩) સ્ત્રી૦ જુઓ લેડ ૦દાર પુ૦ લેણાવાળો ૦દેણુ સ્ત્રી૦ [સર૦ म , हिं लनदेन] લેવડદેવડનો સબધ (૨) લેણાદેણી -ણુદેણી સ્ત્રી૦ પૂર્વજન્મનું માગતું આપવાનું કે લેવાનું હોય તેવો સબધ; ઋણાનુબધ(૨)લેવડદેવડનો સબધ -ણિયાટ પુ૦ લેણદાર, લેણાવાળો. -ણુ (લે') ન૦ આપેલું પાછુ લેવાનું તે (૨) ઋણાનુબધ જેવો સારો સબધ . [ગભરામણ

**લેતાણુ** સ્ત્રી૦ [લેવું + તાણવું] લેમેલ, હાયવોય;

**લેથ** સ્ત્રી૦[इ] સઘાડો (લોઢાનો ઘાટ ઉતારવાનો)

**લેપ** પુ૦ [સં] ઢીલા પદાર્થનો પાતળો થર, ખરડ (૨) ખરડ કરવાનો ઢીલો પદાર્થ (૩) લેપાવુ તે, આસક્તિ [લગાડ(-વ)વો]. ૦ક પુ૦ લેપ કરનારો ૦ડી સ્ત્રી૦ દરદ ઉપર લગાડવાની કે મૂકવાની લૂગડી

**લેપડ** વિ૦ [લેવુ + પડવું] લઈ પડે એવું,ગળેપડુ

**લેપડું** ન૦ ['લેપ' પરથી ?] મોઈ ન ઊઠવાથી તેને મોય સરસો દડો મારવો તે; ખાપટ

**લેપડો** પુ૦ ['લેપ' ઉપરથી] પોપડો; થર

**લેપન** ન૦ [સં] લેપ કરવો તે (૨) જુઓ લેપ ૩

**લેપવું** સ૦ક્રિ૦ [જુઓ લેપ] ચોપડવુ; ચપેડવું (૨) વળગવું; ચોટવુ (૩) ઢાંકવુ

**લેપાવું** અ૦ક્રિ૦ 'લેપવું'નું કર્મણિ (૨) આસક્ત થવુ, રાગમા પડવુ

**લેફ્ટનન્ટ** પુ૦ [इं] મદદનીશ કર્મચારી. (ઉદા૦ લે૦ ગવર્નર, કર્નલ, જનરલ ઇ૦)

**લેફો** પુ૦ ['લેપ' ઉપરથી, સર૦ म लेफडा] વળગેલો કાદવનો લોંદો (પગ, જોડા વગેરેને)

**લેબલ** ન૦ [इं] નામઠામવાળુ પત્ર

**લેબાસ** પુ૦ [જુઓ લિબાસ] પોશાક, પહેરવેશ

**લેબોરેટરી** સ્ત્રી૦ [इ] પ્રયોગશાળા

**લેભાગુ** (લે) વિ૦ [લેવું + ભાગવુ, સર૦ म लेभागू] લઈને નાસી જનાર (૨) અહીંતહીંથી પારકુ લઈને પોતાનું બતાવનાર

**લેમન**, -નેડ પુ૦, સ્ત્રી૦, ન૦ [इं] લીંબુના શરબત જેવું એક વિલાયતી પીણુ

**લેમૂક** (લે) સ્ત્રી૦ [લેવુ + મૂકવું] લેવું ને મૂકવુ – છોડવુ તે, બાંધછોડ (૨) લેમેલ, મૂઝવણ

**લેમેલ** (લે) સ્ત્રી૦ [લેવું + મેલવું] વારવાર લેવું અને મૂકવું તે (ઉતાવળના ગભરાટમાં) (૨) મરવાની તૈયારી, ભોંયે લેવાનો વખત (૩) તેવો ગભરાટ કે મૂઝવણ

**લેમ્પ** પુ૦, ન૦ [इ] દીવો

**લેરખડ** (લે') વિ૦ ['લહેરી' ઉપરથી] આનદી (૨) ન૦ લેરખુ (લાલિત્યવાચક)

**લેરખુ** (લે') ન૦ ['લહેરવુ' પરથી] જુઓ લૂમખું

**લેલતુલકાદર** સ્ત્રી૦ [अ लैलतुल्क़द्र] એક પવિત્ર રાત્રિ, જ્યારે ભક્તિ કરવામા આવે તો તેનું પુણ્ય ૧૦૦૦ મહિનાની ભક્તિ જેટલું ગણાય છે

**લેલાર** વિ૦ [સર૦ લાર] ઘણુ ,અતિશય,લેલૂર

**લેલી** (લે) સ્ત્રી૦ [પ્રા लावग (સં. लावक)] લેલું નામક પખીની માદા (૨) [લા] બહુ બોલ બોલ કરનારી છોડી કે સ્ત્રી

**લેલીન** (લે) વિ૦ + જુઓ લવલીન

**લેલીમજનું** (લે) વિ૦ [अ लयला-मजनून]

બેહાલ; દુર્બળ (૨) જુઓ લયલામજનૂન
**લેલું** (લે) ન૦ ફોલ પાયરવાનું કડિયાનું ઓજાર (૨) [જુઓ લેલી] એક પખી
**લેલૂ(-લૂં)ટ** (લે) વિ૦ [લેવું+લૂંટવું] લેવા લૂંટવાની છૂટ હોય એવું, નધણિયાતું (૨) લખલૂટ, અતિશય [જુઓ લેલાર
**લેલૂર** (લે) વિ૦ [સર૦ ઘેધૂર] ઊઘે ઘેરાયેલું (૨)
**લેલૂશ** (લે) સ્ત્રી૦ [સર૦ લુશલુગ] ઉતાવળ
**લેલૂંટ** (લે) વિ૦ જુઓ લેલૂટ
**લેલો** (લે) પુ૦ લેલું (૨) [જુઓ લેલી] લેલીનો નર
**લેવટા(-ટી)** સ્ત્રી૦ એક જાતની નાની માછલી. -ટાં ન૦બ૦વ૦ નાના માછલા
**લેવડ** સ્ત્રી૦ [લેવું+વટ (સં વૃત્તિ)] ઉધાર લેવાનો વ્યવહાર ૦દેવડ સ્ત્રી૦ ઉછીનુ લેવાઆપવાનો સંબંધ ૦વાસું વિ૦ લેવડાવવાની-તેડાવવાની ટેવવાળુ (બાળક). -ડાવવું સ૦ક્રિ૦ 'લેવુ'નું પ્રેરક (૨) ધમકાવવુ, ઠપકારવુ
**લેવલ** ન૦ [इं] સપાટી, સમતલતા (૨) (સપાટીથી ગણતા) ઊંચાઈ ૦પટ્ટી સ્ત્રી૦ લેવલ જોવાની પટ્ટી
**લેવાણ** ન૦ ['લેવુ' ઉપરથી] લેવુ તે; લેણુ
**લેવાદેવા** પું૦; સ્ત્રી૦ [લેવુ+દેવું] આપવાલેવાનો કે બીજી કોઈ પણ જાતનો સબધ
**લેવાલ** ન૦ [સર૦ हिं] ખરીદનાર (શેર બજારમા વપરાય છે). -લી સ્ત્રી૦ ખરીદી
**લેવાવું** અ૦ક્રિ૦ 'લેવુ'નુ કર્મણિ (૨) [શરીરનું] સુકાવુ, ફિક્કુ પડવું (૩) ખસિયાણા પડવુ; શરમાવું [લેવાઈ જવું=ખસિયાણા પડી જવું (૨) સુકાઈ જવુ.]
**લેવી** સ્ત્રી૦ [इं] ફરજિયાત ઉઘરાણુ, લાગો (૨) રાજા કે ગવર્નરનો લોકને મળવાનો દરબાર
**લેવું** સ૦ક્રિ૦ [प्रा લે (સં. ला)] સ્વીકારવું (૨) પકડવુ, ઝાલવુ (૩) મેળવવુ, દાખલ કરવું ઉદા૦ એ કામમાં એને ન લેશો (૪) ખાવું અથવા પીવું. ઉદા૦ અત્યારે દૂધ લેશો કે ચા? (૫) માન્ય રાખવુ, ટેકો આપવો (પક્ષ, ઉપરાણું) (૬) ખરીદ કરવુ. ઉદા૦ ઘોડો ક્યારે લીધો? (૭) કિંમત લેવી ઉદા૦ આ શાલનું શુ લીધુ? (૮) ધારણ કરવું. ઉદા૦ વેશ લેવો (૯) દાખવવું. ઉદા૦ શોક લેવો (૧૦) દોરવુ; તેડી જવું, લઈ જવુ. ઉદા૦ છોકરાને સાથે લીધો (૧૧) ઝૂટવવુ; પડાવવું, વિનાનું કરવુ (આબરૂ, વખત, જીવ, લાચ) (૧૨) ધમકાવવુ, ઠપકો આપવો ઉદા૦ તે આવ્યો કે તેને લીધો (૧૩) ઉપાડવુ, સ્થળાંતર કરવું ઉદા૦ ટેબલ પાસે લો (૧૪) બોલવુ, ઉચ્ચારવુ ઉદા૦ તેનુ નામ ન લેશો (૧૫) વહોરવુ ઉદા૦ નિસાસા લેવા, હાય લેવી (૧૬) નોંધવુ, ઉતારી લેવુ તેમનું ઠેકાણુ લઈ લો (૧૭) કાપવુ, ઉતારવુ (નખ, વાળ) (૧૮) આપે કે કરે તેમ કરવું ઉદા૦ કામ લેવું (૧૯) તપાસ કરી સમજવુ (માપ, તાગ, શુધ, ખબર) (૨૦) માગવું, પૂછવુ (આજ્ઞા, પરવાનગી) (૨૧) ઉપાડવુ, રજૂ કરવુ ઉદા૦ વાંધો લેવો; તકરાર લેવી (૨૨) પૂર્વ શબ્દથી સૂચિત થતી ક્રિયા બતાવે. ઉદા૦ ઊંઘ લેવી, શ્વાસ લેવો (૨૩) બીજા ક્રિ૦ની સાથે આવતા તે ક્રિયા પૂરી કરવી અથવા વહેલી પતાવવી એવો અર્થ બતાવે. ઉદા૦ ખાઈ લેવુ. [**લઈ આવવું**=લાવવુ **લઈ જવું**=દોરવુ (૨) ઊંચકી જવુ; તેડી જવું (૩) ચોરી જવુ **લઈ નાખવું**=ધમકાવી કાઢવુ (૨) ઠપકો આપવો (૩) અણગમા કે જબરજસ્તીથી ગ્રહણ કરવુ. **લઈ પડવું**=માની લેવું; વહોરી લેવુ (૨) ગળે પડવું; સડોવવું **લઈ બેસવું**=આરંભ કરવુ, માંડવું (૨) વહોરી લેવું, માની લેવુ (૩) પચાવી પડવું. **લઈ મૂકવું**=આગળથી લઈ રાખવુ. **લઈ રાખવુ**=આગળથી લાવી મૂકવુ **લઈ લેવું**=પકડી લેવું (૨) ઝૂટવી લેવું (૩) બથાવી પડવુ (૪) પોતાની પાસે રાખી લેવુ, સંગ્રહ કરવો (૫) પાછુ લેવુ (૬) ઊંચકી લેવુ **અંદર, માં લેવું**=દાખલ કરવુ **ખબર લેવી**=સભાળ રાખવી (૨) વેર લેવુ **ખોળે લેવું**=દત્તક લેવું. **જીવ લેવો**=પજવીને કાયર કરવુ (૨) મારી નાખવું **નામ લેવું**=ચીડવવું; સતાવવું. **મનમાં**

લેવું=ખોટુ લગાડવુ, અસર થવા દેવી (૨) લક્ષમા લેવું માથે લેવુ=જોખમ કે જવાબદારી સ્વીકારવી હાથમાં લેવું=પકડવુ, મારવું (૨) વશમાં–તાબામાં લેવું (૩) કાબૂ–નિયંત્રણમાં લેવું લેતા પડવું=જુઓ લઈ પડવુ લેતો જા!=ખાતો જા!] ૦દેવુ ન૦ જુઓ લેણદેણ

લેશ વિ૦ [સં] જરાક (૨) પુ૦ અણુ, બહુ થોડો ભાગ (૩) એક અર્થાલંકાર, જેમાં ગુણને દોષરૂપ અને દોષને ગુણરૂપ વર્ણવ્યો હોય છે (કા શા) ૦માત્ર વિ૦ બહુ જ થોડુ (૨) અ૦ જરાક પણ

લેસ સ્ત્રી૦ [इं] જરીની કિનાર

લેસન ન૦ [इं] વિદ્યાર્થીએ ઘેરથી તૈયાર કરી લાવવાનું કામ કે ભણતર

લેહુ ન૦ એક પખી [ન૦ ચાટણ

લેહ્ય વિ૦ [સં] ચાટવા યોગ્ય, ચટાય એવુ (૨)

લેંકવુ (લેં૦,) સ૦ક્રિ૦ [જુઓ લહેકવુ] ઝૂલવુ

લેંઘાવુ (લેં૦) સ૦ક્રિ૦ [જુઓ લગાવું] જરાક ખોડાવુ

લેંઘી (લેં૦) સ્ત્રી૦ [જુઓ લેંઘો] બાળકની સૂથણી

લેંઘું (લેં૦) વિ૦ જરાક ગાંડા જેવું, ઠાધારગુ

લેંઘો (લેં૦) પુ૦ [हिं लॅंगा, लहँगा] મોટુ સૂથણું, ચોરણો [हन्नि?)] પાતળી મોટી રોટલી

લેંચી (લેં૦) સ્ત્રી૦ [સર૦ हिं लच्ची, लुचुई (सं

લેંડ (લેં૦) સ્ત્રી૦ [म (तेलुगु रोंडू = બે)] લેણ, ગિલ્લીદંડાની રમતમાં વકટ પછીનો દાવ, રેટ

લોઈ સ્ત્રી૦ + [સર૦ हिं, જુઓ લૂઓ] લૂઓ, પિંડ (?) (૨) [સં લોમ ઉપરથી, સર૦ हिं, म] કામળ, ઊનનું કાપડ

લોક પુ૦ [સં] જનતા, જનસમૂહ (૨) વર્ગ, જાતિ (૩) કર્મફળ ભોગવવાના માનેલાં જુદા જુદા સ્થાન કે જગત (ઉદા૦ સ્વર્ગલોક, બ્રહ્મલોક) ૦કથા સ્ત્રી૦ લોકોમાં પ્રચલિત વાત (૨) દંતકથા. ૦કલ્યાણ ન૦ લોકોનું ભલુ ૦કવિતા સ્ત્રી૦ લોકોમાં પ્રચલિત કવિતા ૦ચર્ચા સ્ત્રી૦ લોકોમા ચાલતી વાત. ૦જીવન ન૦ લોકનું–સમાજનું જીવન ૦જ્ઞ વિ૦ લોકને ઓળખનાર, લોક માન્ય, પ્રજાકીય (પ્રધાન–વડોદરા રાજ્યમાં). ૦ડિયાં ન૦બ૦વ૦ લોકો (પ) ૦ત્રય ન૦ ત્રિભુવન (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ) ૦ધર્મ પુ૦ લોકોમા પ્રચલિત ધાર્મિક માન્યતા અને આચાર ૦નાયક પુ૦ લોકોનો નાયક, આગેવાન ૦નિયુક્ત વિ૦ લોકોએ નીમેલું ૦પાલ(–ળ) પુ૦ જુઓ દિક્પાલ. ૦પ્રસિદ્ધ વિ૦ જગમશહૂર ૦પ્રિય વિ૦ લોકોને પ્રિય ૦પ્રિયતા સ્ત્રી૦ ૦બાહ્ય વિ૦ અસાધારણ; ચમત્કારિક (૨) લોકમાન્ય નહીં એવુ ૦ભાષા સ્ત્રી૦ સામાન્ય જનતાની બોલી ૦ભોગ્ય વિ૦ આમ લોકોને રસ પડે એવુ. ૦મત પુ૦ લોકોનો મત ૦મર્યાદા સ્ત્રી૦ લોકોમાં પ્રચલિત રૂઢિ (૨) લોકલજ્જા ૦માતા સ્ત્રી૦ સમગ્ર જનસમુદાયને પોષનારી લક્ષ્મી (૨) નદી ૦માનસ ન૦ લોકનું સમૂહમત માનસ, 'માસમાઇન્ડ' ૦માન્ય વિ૦ લોકોમા માન પામેલું, લોકોએ સ્વીકારેલુ (૨) પુ૦ (સ) તિલક મહારાજ ૦લજ્જા સ્ત્રી૦ લોકલાજ ૦લાગણી સ્ત્રી૦ લોકોની લાગણી ૦લાજ સ્ત્રી૦ લોકોમાં નઠારુ કહેવાવાનો ડર ૦વંદ્ય વિ૦ લોકોને વંદનીય ૦વાયકા સ્ત્રી૦ લોકોમાં ચાલતી વાત, અફવા ૦વાર્તા સ્ત્રી૦ જુઓ લોકકથા ૦વૃત્ત ન૦ લોકજીવન, સમગ્ર સમાજજીવન ૦શાસન ન૦, ૦શાહી સ્ત્રી૦ લોકો દ્વારા ચાલતુ રાજ્ય, 'ડેમોક્રસી'. ૦શાળા સ્ત્રી૦ સામાન્ય જનતા માટેનું શિક્ષણ આપતી અમુક જાતની એક શાળા ૦શિક્ષણ ન૦ જનસમૂહની કેળવણી ૦સત્તા સ્ત્રી૦ લોકોની સત્તા ૦સત્તાક વિ૦ લોકસત્તાવાળુ, પ્રજાસત્તાક ૦સત્તાવાદ પુ૦ લોકશાસનનો વાદ, 'ડેમોક્રસી' ૦સત્તાવાદી વિ૦ (૨) પુ૦ લોકસત્તાવાદમા માનનાર ૦સંગીત ન૦ (શાસ્ત્રથી અનિયંત્રિત એવું) આમ પ્રજાનું સંગીત ૦સંગ્રહ પુ૦ લોકહિત, લોકકલ્યાણ ૦સાક્ષર પુ૦ સામાન્ય જનસમૂહને માટે લખનારો સાક્ષર ૦સાહિત્ય ન૦ લોકોમાં પ્રચલિત કથાવાર્તા કે કવિતારૂપી સાહિત્ય ૦સુલભ વિ૦ લોકોને સુલભ.

૦સેવક પું૦ પ્રજાસેવક, લોકસેવા કરનાર. ૦સેવા સ્ત્રી૦ લોકોની, જાહેર જનતાની સેવા (૨) આમવર્ગના લોકોની સેવા. ૦હિત ન૦ લોકોનુ હિત

લોકલ સ્ત્રી૦ [ઇં] ધીમી ગતિએ દોડતી ને ઘણા સ્થાનોએ ઊભી રહેતી ટ્રેન (૨) મોટા શહેરના ભાગો ને પરામા દોડતી ટ્રેન (૩) વિ૦ સ્થાનિક; તળનુ. ૦બોર્ડ ન૦ જિલ્લા કે તાલુકામાં જ્યા સુધરાઈ નથી હોતી ત્યાની સ્થાનિક સ્વરાજ્યની સસ્થા

લોકાઈ સ્ત્રી૦ ['લોક' ઉપરથી] પરાયાપણુ; પારકા માણસ જેવો વ્યવહાર

લોકાચાર પું૦ [સં] લોકમા ચાલતો વ્યવહાર કે રૂઢિ [તે-વગોણુ

લોકાપવાદ પું૦ [સં] લોકમા નઠારુ કહેવાવુ

લોકાયત વિ૦(૨) પું૦ [સં] નાસ્તિક (૩) ન૦ ચાર્વાક દર્શન. ૦વાદ પું૦ નાસ્તિકવાદ

લોકાલોક વિ૦ ['લોક' ઉપરથી] સામાન્ય લોક જેવુ, ખાસ સંબધ વગરનુ (૨) પું૦ (સં.) એક પુરાણપ્રસિદ્ધ પર્વત [લગતુ

લોકાંતર ન૦[સં.]પરલોક -રિત વિ૦ લોકાતરને

લોકિ(-કી)ક પું૦,ન૦ [જુઓ લૌકિક] ખરખરો

લોકિટ ન૦ જુઓ લોકેટ [લોકનુ

લોકિયુ વિ૦ [લોક પરથી] પ્રાકૃત, સામાન્ય

લોકેટ ન૦ [ઇ] સ્ત્રીઓનુ ગળાનુ એક ઘરેણુ

લોકૈષણા સ્ત્રી૦ [સં] લોકોમા પ્રતિષ્ઠા કે યશની કામના (૨) સ્વર્ગ વગેરે લોકના સુખની કામના

લોકોક્તિ સ્ત્રી૦ [સં] કહેવત

લોકોત્તર વિ૦ [સં.] અલૌકિક, અસાધારણ

લોકોપકાર પું૦[સં] લોકોનુ ભલું; સાર્વજનિક કલ્યાણ

લોખંડ ન૦ [લોહ + ખંડ; સર૦ મ] લોઢુ.,-ડી વિ૦ લોખંડનું બનાવેલું (૨) ઘણુ મજબૂત (૩) દૃઢનિશ્ચયી, અણનમ

લોચ પું૦ [સં. લુંચ્] માથાના વાળ પોતાને હાથે ચૂંટી કાઢવા તે (જૈન). ૦ન ન૦ લુંચન, ચૂંટી નાખવું તે (૨) છીનવી લેવું તે

લોચ ન૦ [સં] આસુ

લોચક ન૦[સં] લોચો, ગોળો, પિંડ (૨) સુતારનું એક ઓજાર (૩) કાજળ (૪) સાપની કાચળી

લોચન ન૦ [સં.] આખ (૨) જુઓ 'લોચ'મા. -નિયુ ન૦ (પ.) લોચન

લોચના સ્ત્રી૦[જુઓ લોચવુ]લોચવુ તે; ઝંખના; તલસાટ. -વુ અ૦ ક્રિ૦ [સં लोच्(रुच्)] તલસવુ (૨) લોચવું, બેચેનીથી આમતેમ આળોટવુ

લોચવાવું અ૦ક્રિ૦['લોચો' ઉપરથી] લોચામા પડવું, ગૂચવાવું, સંડોવાવું [લોચવાઈ જવું, પડવું=ગૂચવાઈ પડવું (૨) લોચામા-નુકસાનમાં ફસાઈ જવું]

લોચાવું અ૦ક્રિ૦ ['લોચો' ઉપરથી] એકસરખું નહીં રહેતાં એક બાજુ તરફ એકઠું થઈ જવું (૨) લોચવાવું, ગૂચવાવું (૩) ગભરાવું (૪) [આખનું] ભારે થવું

લોચો પું૦[સં लोचक] લોંદો, લચકો (૨) ડૂચો, ડબૂચો (૩) [લા.] ગરબડ ગોટાળો (૪) વાધો; તકરાર [લોચા પડતી વાત=ચોખવટ વગરની વાત. લોચા વાળવા=બરાબર ન બોલવુ, બોલતા ગૂચવાવુ કે અચકાવુ (૨) ખરું કારણ ન બતાવતાં બીજાં ઓઠા ધરવા લોચો કરવો=ગોળ પિંડો કે ડૂચો કરવો (૨) બગાડવું. -કાઢવો=ગરબડ ગોટાળો દૂર કરવો (૨) દેવું પતાવી દેવું -પડવો=તકરાર કે વાંધો આવવો. -પાડવો=તકરાર કે વાધો નાખવો. -પોચો=લોંદો, લચકો (૨) ડૂચો; ડબૂચો. -દેવો, મારવો=લોચાથી પૂરવું-સીડવું -લાપશી=ગરબડગોટો (૨) ચોકું-ઘણુ -વાળવો=જુઓ લોચો કરવો]

લોટ પું૦ [દે. रोट्ट] બારીક ભૂકો, આટો. [-ઊડવો=સડી જવુ, ખવાઈ જવું (૨) ભિખારી થઈ જવું. -ચાટતું કરવું=કંગાળ કે પાયમાલ કરવું. -ફાકવો-ગાંડાની જેમ બકવું (૨) વિકળતા કે કાયરતા બતાવવી (૩) સાધન રહિત સ્થિતિ બતાવવી. -ફાકે છે=ઝખ મારે છે (૨) પાસે ખાવાનું નથી. -માગવો=ભીખ માગવી.]

લોટકું ન૦ [જુઓ લોટું] ચડવો

લોટણુ વિ૦ [લોટવુ પરથી] લોટતી - ગલાટ

કામ ઉપાડવું –લેવી=લોન તરીકે નાણાં લેવાં.]
લોપ પું૰ [સં.] લુપ્ત થવું તે, નાશ પામવું તે. દેખાતું બંધ થવું તે. [–થવું=અદૃશ્ય –અલોપ થવું] ૦ક વિ૰ લોપ કરનારું
લોપડચોપડ વિ૰ [લેપવું + ચોપડવું] ખૂબ ઘી કે તેલવાળું (૨) [લા.] અતિશયોક્તિવાળું (૩) ન૰ ચીકટ, ઘી, તેલ વગેરે (૪) [લા.] અતિશયોક્તિ (૫) ખુશામત
લોપવું સ૰ક્રિ૰ [સં. लुप्] ઉલ્લંઘવું, ન માનવું
લોપરી સ્ત્રી૰ [જુઓ લેપડી] ચપોલી
લોપા, ૦મુદ્રા સ્ત્રી૰ [સં] (સ.) અગસ્ત્ય ઋષિની પત્ની
લોફર વિ૰ પું૰ [ઇં.] ભટકેલ; બદમાશ
લોબ સ્ત્રી૰ [જુઓ લાબ, સર૰ મ. लोव=પ્રેમ, આકર્ષણ] યાદદાસ્તી (૨) આદત
લોબડી(–રી) સ્ત્રી૰ [સર૰ અપ૰ लोमडी, સં. लोमपटी] બારીક ઊનની કામળી કે ઓઢણી
લોબાન પું૰ [फा लुबान, સર૰ हिं, म.] એક વૃક્ષનો ગુંદર (ધૂપ કે ઔષધિ)
લોભ પું૰ [સં.] લાલચ; તૃષ્ણા. ૦ક વિ૰ લોભાવનારું. ૦ન વિ૰ જુઓ લોભામણું (૨) ન૰ પ્રલોભન. –ભામણું વિ૰ લલચાવે તેવું. –ભાવનહાર(–રી) વિ૰ લોભાવનારું. –ભાવવું સ૰ક્રિ૰ 'લોભાવું'નું પ્રેરક. –ભાવું અ૰ક્રિ૰ લોભમાં પડવું, લલચાવું. –ભિત વિ૰ લોભાયેલું –ભિષ્ઠ, –ભી વિ૰ લોભવાળું
લોમ પું૰; ન૰ [સં] વાળ, રૂવું, રોમ. ૦ડી સ્ત્રી૰ જુઓ લોબડી ૦વિલોમ વિ૰[સં] ઊલટુંસૂલટું (૨) અનિશ્ચિત. ૦શ વિ૰ [સં.] ખૂબ તેમ જ મોટાં લોમવાળું (૨) [સં] એક ઋષિ [ઘાયલ કરવું
લોરેવું સ૰ક્રિ૰ ['લવર' ઉપરથી] નખ મારીને
લોલ વિ૰[સં] ચચળ (૨) સુંદર (૩) આતુર (૪) ન૰ ગરબાની લીટીને છેડે આવતો શબ્દ. [તબિયત લોલ મારી જવી=તબિયત કથળવી] ૦ક ન૰ લટકતી અને ઝૂલતી વસ્તુ (જેમ કે ઘંટ કે ઘડિયાળમાં) (૨) કાનનું એક ઘરેણું. ૦ણી સ્ત્રી૰ લટકાળી ચાલવાળી સ્ત્રી [–લૂંટાવી=ફજેતી થવી]

૦વું અ૰ક્રિ૰ [સં. लुल्] લોલ થવું; હાલવું (૨) શોભવું
લોલા સ્ત્રી૰ [સં.] જીભ (૨) વીજળી. ૦ક્ષી વિ૰ સ્ત્રી૰ ચચળ આંખવાળી (સ્ત્રી)
લોલિત વિ૰ [સં.] હાલતું, ઝૂલતું
લોલીન વિ૰ [જુઓ લવલીન] + તલ્લીન
લોલુપ વિ૰[સં]લલુતાવાળું;તૃષ્ણાતુર.૦તા સ્ત્રી૰
લોલો અ૰ [સં. लुल्] હાલરડાનો એક અવાજ (૨) પું૰ (જીભનો) લોલતો સ્નાયુ; લોળો
લોવડા(–રા)વવું (લો') સ૰ક્રિ૰ 'લોહવું'નું પ્રેરક
લોવણિયું (લો') ન૰ ['લોહવું' ઉપરથી] લોહવાનું સાધન
લોવા ન૰ [સર૰ हिं] એક પખી
લોવાવું (લો') અ૰ક્રિ૰ 'લોહવું'નું કર્મણિ
લોષ્ટ ન૰ [સં] માટીનું ઢેફું
લોહ ન૰ [સં.] લોઢું. ૦કાટ પું૰ લોઢાનો કાટ. ૦ચુંબક ન૰ લોઢાને આકર્ષવાના ગુણવાળું એક દ્રવ્ય ૦ચુંબકત્વ ન૰ લોઢાને આકર્ષવાનો ગુણ, 'મૅગ્નેટિઝમ'
લોહર પું૰ જડસો; મૂર્ખ (૨) [સર૰ લોફર] રખડેલ યા તોફાની જુવાનડો –રિયું વિ૰ લોહર જેવું
લોહવું સ૰ક્રિ૰ [प्रा लुह (सं मृज्)] લૂછવું
લોહાણો પું૰ જુઓ લવાણો
લોહિત વિ૰ [સં.] લાલ; રાતું
લોહિયાળ(–ળું) વિ૰ ['લોહી' ઉપરથી] લોહીવાળું [તાવડી; કઢાઈ
લોહિયું ન૰ [લોહ પરથી; प्रा लोही] (સુ.)
લોહી ન૰ [प्रा. लोहिअ (सं लोहित)] રુધિર; ખૂન (૨) [લા] કુળ. [–આપવું=બીજાનું લોહી માંદાના શરીરમાં નાખવું (૨) તે માટે પોતાનું લોહી કોઈએ કાઢી આપવું. –આવવું=શરીરમાં લોહીનો ભરાવો થવો (૨) લોહી નીકળવું. –ઉકાળો=બળાપો; કોપ, કંકાસ –ઊકળવું=ગુસ્સો આવવો (૨) બળાપો થવો –ઊડી જવું=લોહી ન રહેવાથી ફિક્કું પડવું (૨) શરમિંદું થઈ જવું (૩) બીકથી–ખેદથી મોંનો રંગ ફિક્કો પડી જવો.–ઊતરવું=શરીર સુકાવું–નિર્બળ

થવું -કાઢવું=લોહી નીકળે એમ મારવુ, ઘા કરવો. -ખાવું=દિલગીરીનું (ખારમા જેવુ) ખાવું -ગરમ થવું=ગુસ્સે થવું -ચઢવુ=શરીરમાં લોહીનો વધારો થવો, તન્દુરસ્તી આવવી (૨) આનંદ થવો. -ચૂસવું=સતાવવું, જુલમ કરવો. -ટાઢુ પડવુ=નિરાંત વાળવી (૨) ક્રોધ શાંત થવો -તપી જવુ=ગુસ્સે થવું -ના લાડુ =પ્રેતભોજન -નું પાણી કરવું=કાળજાતૂટ મહેનત કરવી -નું પાણી થવુ=લોહી-વિકાર થવો, શરીર ફિક્કુ પડી જવું (૨) ખૂબ મહેનત પડવી -ને માંસ એક થવાં =અતિશય મહેનતથી શરીર રગદોળાઈ જવુ. -નો કોળિયો=દિલગીરીનું ખાવું -પડવું =લોહી બહાર આવવું (ઊલટી,ઝાડા ઇ૦માં), લોહી દદડવું -પીવુ=ખૂબ દુ:ખ દેવુ, જંપવા ન દેવું (૨) ચૂસી ખાવું -ફરવું લોહીનું નસોમાં વહેવું -બળવુ=લાગણી થવી (૨) ચિંતા થવી -મુતરાવવુ=ત્રાસ ગુજારવો (૨) અતિશય માર મારવો -રેડવું= (પોતાનું કે બીજાનું) લોહી નીકળે એમ કરવુ, સામાને મારવુ કે પોતાનું બલિદાન આપવુ -લેવું=શરીરમાં લોહીનો ભરાવો થવો. ટાઢા લોહીનું=નિરાંતવાળુ, ઠંડી પ્રકૃતિનું મીઠા લોહીનું=જેને ચાંચડ, માંકડ વધારે કરડે તેવું (૨) મળતાવડુ (૩) સાલસ, વહાલ આવે એવુ શેર લોહી ચડવુ=ખૂબ આનંદિત થવુ] ૦ચૂતું વિ૦ લોહી ચૂતુ હોય એવું, લોહીલુહાણ ૦તરસ્યુ વિ૦ સામાનું લોહી રેડીને તેની દાઝ શમે એવું ૦મૂઉં વિ૦ લોહી વગરનું, સુકલકડી ૦લુ(-લો)હાણુ વિ૦ લોહીના રેલાથી ખરડાઈ ગયેલું ૦વા પુ૦ એક રોગ ૦શોકણું ન૦ [+શોકવું] ભારે સંતાપ; બળાપો

લોળિયુ ન૦ [सं लोल, સર૦ म लोळणें] સ્ત્રીઓનું કાનની બૂટનું એક ઘરેણુ (૨) [લા ] ડાંગરની ડૂંડી

લોળો પુ૦ [सं लुल् ઉપરથી સર૦ म लोळा=પડછૂભ] જીભ, જીભનું ટેરવું; લોલો

લોંકડી (લો૦) સ્ત્રી૦ [प्रा लुक्क=છુપાયેલું] એક નાનું ચોપગુ પ્રાણી

લોંઠ (લો૦) વિ૦ [प्रा लुठग, सं लुठक] જુઓ લાંઠ ૦કુ વિ૦ પૈસાદાર, માતબર (૨) લાંઠ -ડાઈ સ્ત્રી૦ લાઠપણુ -ઠિયુ વિ૦ જુઓ લાંઠિયું -ઠું વિ૦ જુઓ લોંઠકુ (૨) ન૦ (સુ) છોકરુ -ઠો પુ૦ લાંઠ માણસ, (૨) ચાર, શખેલો

લોંડી સ્ત્રી૦ [हिं ;સર૦ म लौंढी] લૂંડી -ડો પુ૦ લૂંડો [પદાર્થનો લોચો

લોંદો (લો૦) પુ૦ [સર૦ हिं , म ] ચીકણા નરમ

લોંબડી(-રી) (લો૦) સ્ત્રી૦ જુઓ લોબરી

લૌકિક વિ૦ [सं] લોકોમાં ચાલતું (૨) આ લોકનું, દુન્યવી (૩) ન૦ લોકાચાર (૪) ખરખરો, લોકીક ૦તા સ્ત્રી૦ -કી વિ૦સ્ત્રી૦

લૌલ્ય ન૦ [सं] લોલુપતા [મશ્કરો

લ્પેલો પુ૦ [सं लप्] લઉઓ, વિદૂષક, રાજાનો

લ્યાનત સ્ત્રી૦ [જુઓ લાનત] લયાનત, શરમ; ફિટકાર

# વ

વ પુ૦ [सं] ચાર અર્ધસ્વરોમાંનો ચોથો ૦કાર પુ૦ વ અક્ષર કે તેનો ઉચ્ચાર ૦કારાંત વિ૦ છેડે વકારવાળુ

વ અ૦ [फा] અને

વકટ પુ૦ [સર૦ म , तेलगु वकटु=એક] ભિલ્લીદંડાની રમતમાં પહેલો દાવ

વકફ વિ૦ [अ वक्फ] સાર્વજનિક, ધર્માદા

વકરવું અ૦ક્રિ૦ [સર૦ म विकरणें (सं वि+ क्)] બગડવુ, વીફરવુ (૨) બહેકવું; ફાટવું (૩) ફરી જવું, વાંકુ બોલવુ

વકરી સ્ત્રી૦, -રો પુ૦ [સર૦ म विकरा-री (सं वि+क्री)] વેચાણ (૨) વેચાણનું નાણુ (૩) વેચાયેલો માલ

વકરુ વિ૦ [જુઓ વકરવુ] લાંઠ, તોફાની

વકરો પુ૦ જુઓ 'વકરી'માં

વકારવુ અ૦ક્રિ૦ (પ.) [જુઓ વકરવું]વીફરવું

(૨) સ૦ક્રિ૦ વકરે એમ કરવું, વિફરાવવું
**વકાલત** સ્ત્રી૦ [अ] વકીલાત; વકીલનું કામ. ૦નામું ન૦ અસીલ તરફથી વકીલાત કરવાની સત્તાનો લેખ [–આપવું=વકીલ રોકવો.]
**વકાસવું** સ૦ક્રિ૦ [सं वि+कस्] (મો) પહોળું કરવું–ફાડવું [ઉમેદ
**વકી** સ્ત્રી૦ [અ. वाकीअ] સંભવ (૨) આશા;
**વકીલ** પું૦ [अ.] સનંદી કાયદાશાસ્ત્રી (૨) એલચી; પ્રતિનિધિ (૩) કોઈના પક્ષની વાત રજૂ કરનાર—તે માટે મથનાર [–કરવો, –રોકવો=અસીલે વકીલને કામ સોંપવું] –લાત સ્ત્રી૦ –લાતનામું ન૦ જુઓ વકાલત,૦નામું
**વકુલાભરણ** પું૦ સંગીતમાં એક થાટ
**વકૂફ** સ્ત્રી૦ [अ, સર૦ हिं., म] સમજ, અક્કલ; ડહાપણ [વિશેષ કોપવું
**વકોપવું** અ૦ક્રિ૦ [सं वि+कुप्] (કા)
**વક્કર** પું૦ [अ वकर, સર૦ म.] મોભો, વજન (૨) ઢંગ, લાયકી (૩) વિ૦ [જુઓ વકરે] લાઠ; તોફાની. [–ખોવો, ગુમાવવો = હલકા પડવું, પ્રતિષ્ઠા ગુમાવવી –નો પિંડ=હરામનું બાળક (૨) તોફાની જોરાવર છોકરું.]
**વક્તવ્ય** વિ૦ [सं] બોલવા જેવું (૨) ન૦ કથન, ભાષણ
**વક્તા** પું૦ [सं] બોલનાર, ભાષણ કે કથા કરનાર. –ક્તૃતા સ્ત્રી૦, –ક્તૃત્વ ન૦ બોલવાની છટા –ક્તૃત્વશક્તિ સ્ત્રી૦ છટાદાર બોલવાની કે ભાષણ કરવાની શક્તિ
**વક્ત્ર** ન૦ [सं] મુખ (૨) એક છંદ
**વક્ત્રી** સ્ત્રી૦ [सं] 'વક્તા'નું સ્ત્રીલિંગ
**વક્ર** વિ૦ [सं] વાંકું ૦જડ પું૦ કુટીલ તેમ જ મૂર્ખ–હાલના બગડેલા સમયનો સાધુ (મહાવીર તીર્થંકરના સાધુઓના લક્ષણ તરીકે, પહેલાના તીર્થંકરના સાધુઓની સરખામણીમા કહેવાય છે) ૦તા સ્ત્રી૦. ૦તુંડ પું૦ (સં.) ગણપતિ (૨) પોપટ. ૦દૃષ્ટિ સ્ત્રી૦ આડી નજર (૨) વાંકું જ જોનારી – ક્રોધની કે દ્વેષની નજર (૩) વિ૦ તેવી નજરવાળું. ૦ભાવ પું૦ વાંકાપણું (૨) છળકપટ –ક્રી વિ૦ વાંકી ડોકે ગાનાર –ક્રીભવન ન૦ (કિરણોનું) વાંકા થવું તે. –ક્રીભાવ પું૦ વાંક (૨) અપ્રમાણિકતા, આડાપણું –ક્રીય વિ૦ 'કર્વિલીનિયર' (ગ) –ક્રોક્તિ સ્ત્રી૦ કટાક્ષનું વચન (૨) વાંકો બોલ (૩) એક કાવ્યાલંકાર, જેમા કાકુ કે શ્લેષથી વાક્યનો જુદો જ અર્થ કરવામા આવે છે (કા. શા.)
**વક્ષ**,૦સ્થલ(–ળ), –ક્ષઃસ્થલ(–ળ) ન૦[सं] છાતી [આવનારું
**વક્ષ્યમાણ** વિ૦ [सं] કહેવાતું; તરત જ કહેવામાં
**વખ** ન૦ + જુઓ વિષ. –ખિયું વિ૦ ઝેરવાળું
**વખત** પું૦ [अ वक़्त, સર૦ म, हिं. वक्त] કાળ, સમય (૨) તક (૩) માઠી હાલત (૪) નવરાશ (૫) સ્ત્રી૦ (ચ) વાર, ફેરો જેમ કે, એને કેટલી વખત કહું ? [–કાઢવો, ગાળવો, ગુજારવો = સમય વિતાવવો –જોવો = કેટલા વાગ્યા છે એવી ખબર કાઢવી (૨) સમય કે સંજોગો જોવા. –તપાસવો = સંજોગો જોવા. –થવો = કોઈ કામને માટેનો નિયત સમય આવવો કે થવો. –ની છાંયડી = સુખ-દુઃખના વારાફેરા –સાચવવો = વખતસર કામ કરવું] ૦બેવખત અ૦ [+ फा. बेवक़्त] ગમે ત્યારે, અવારનવાર. ૦સર અ૦ યોગ્ય વખતે –તે અ૦ કદાચ, સંભવતઃ –તોવખત અ૦ વારંવાર
**વખદલો** પું૦ વાણાના દોષથી થતો કપડાનો નુકસાનીવાળો ભાગ
**વખવખ** સ્ત્રી૦ [જુઓ વખો; સર૦ म] વખવખવું તે. ૦વું અ૦ક્રિ૦ [સર૦ म वखवखणें] વલખાં મારવા (૨) ખાઉં ખાઉં કરવું, તલપવું –ખાટ, –ખો પું૦ વખવખ [ટંટો, કજિયો
**વખવાદ** પું૦ [જુઓ વિખવાદ] + દ્વેષ, ઝેર (૨)
**વખાણ** ન૦ [प्रा वक्खाण (सं व्याख्यान), अप; સર૦ हिं. बखान] પ્રશંસા ૦વું સ૦ક્રિ૦ પ્રશંસા કરવી (૨) + વિગતથી કહેવું, વર્ણવવું
**વખાર** (૨,) સ્ત્રી૦ [दे वक्खार, સર૦ म, हिं. वखार] કોઠાર. [–કરવી = જથાબંધ માલ ભરવા-વેચવાની દુકાન કાઢવી વખારે નાખવું = તરત લક્ષ ન આપવું, ફરી ઝટ લક્ષ ઉપર ન

થવું -કાઢવું = લોહી નીકળે એમ મારવું, ઘા કરવો. -ખાવું = દિલગીરીનું (બારમા જેવું) ખાવું -ગરમ થવું = ગુસ્સે થવું -ચઢવું = શરીરમાં લોહીનો વધારો થવો, તન્દુરસ્તી આવવી (૨) આનંદ થવો. -ચૂસવું = સતાવવું, જુલમ કરવો. -ટાઢું પડવું = નિરાંત વાળવી (૨) ક્રોધ શાંત થવો -તપી જવું = ગુસ્સે થવું -ના લાડુ = પ્રેતભોજન -નું પાણી કરવું = કાળજાતૂટ મહેનત કરવી -નું પાણી થવું = લોહી-વિકાર થવો; શરીર ફિક્કું પડી જવું (૨) ખૂબ મહેનત પડવી -ને માંસ એક થવાં = અતિશય મહેનતથી શરીર રગદોળાઈ જવું. -નો કોળિયો = દિલગીરીનું ખાવું -પડવું = લોહી બહાર આવવું (ઊલટી,ઝાડા ઇ૰માં), લોહી દદડવું -પીવું = ખૂબ દુખ દેવું; જંપવા ન દેવું (૨) ચૂસી ખાવું -ફરવું લોહીનું નસોમાં વહેવું -બળવું = લાગણી થવી (૨) ચિંતા થવી. -મુતરાવવું = ત્રાસ ગુજારવો (૨) અતિશય માર મારવો -રેડવું = (પોતાનું કે બીજાનું) લોહી નીકળે એમ કરવું; સામાને મારવું કે પોતાનું બલિદાન આપવું -લેવું = શરીરમાં લોહીનો ભરાવો થવો. ટાઢા લોહીનું = નિરાંતવાળું, ઠંડી પ્રકૃતિનું મીઠા લોહીનું = જેને થાંચડ, માંકડ વધારે કરડે તેવું (૨) મળતાવડું (૩) સાલસ, વહાલ આવે એવું શેર લોહી ચઢવું = ખૂબ આનંદિત થવું] ૦ચૂતું વિ૰ લોહી ચૂતું હોય એવું, લોહીલુહાણ ૦તરસ્યું વિ૰ સામાનું લોહી રેડીને તેની દાઝ શમે એવું ૦મૂઉં વિ૰ લોહી વગરનું, સુકલકડી ૦લુ(-લો)હાણ વિ૰ લોહીના રેલાથી ખરડાઈ ગયેલું ૦વા પું૰ એક રોગ ૦શોકણું ન૰ [+શોકવું] ભારે સંતાપ; બળાપો

લોળિયું ન૰ [સં लोल, સર૰ મ लोळणें] સ્ત્રીઓનું કાનની બૂટનું એક ઘરેણું (૨) [લા] હાંગરની ડૂંડી

લોળો પું૰ [સં लुल् ઉપરથી, સર૰ મ लोळा = પડજીભ] જીભ, જીભનું ટેરવું; લોલો

લોંકડી (લૉ૰) સ્ત્રી૰ [પ્રા लुक्क = છુપાયેલું] એક નાનું ચોપગું પ્રાણી

લોંઠ (લૉ૰) વિ૰ [પ્રા लुठग, સં लुठक] જુઓ લાંઠ ૦કું વિ૰ પૈસાદાર, માતબર (૨) લાંઠ -ઠાઈ સ્ત્રી૰ લાંઠપણું -ઠિયું વિ૰ જુઓ લાંઠિયું -ઠું વિ૰ જુઓ લોઠકું (૨) ન૰ (સુ) છોકરું -ઠો પું૰ લાઠ માણસ, (૨) યાર; રાખેલો

લોંડી સ્ત્રી૰ [હિં, સર૰ મ लौंडी] લૂંડી -ડો પું૰ લૂંડો [પદાર્થનો લોચો

લોંદો (લૉ૰) પું૰ [સર૰ હિં, મ] ચીકણા નરમ

લોંબડી(-રી) (લૉ૰) સ્ત્રી૰ જુઓ લોબરી

લૌકિક વિ૰ [સં] લોકોમાં ચાલતું (૨) આ લોકનું, દુન્યવી (૩) ન૰ લોકાચાર (૪) ખરખરો, લોકીક ૦તા સ્ત્રી૰ -કી વિ૰સ્ત્રી૰

લૌલ્ય ન૰ [સં.] લોલુપતા [મસ્કરો

લ્હાવો પું૰ [સં लप्] લઉઓ, વિદૂષક, રાજાનો

લ્યાનત સ્ત્રી૰ [જુઓ લાનત] લયાનત, શરમ, ફિટકાર

# વ

વ પું૰ [સં] ચાર અર્ધસ્વરોમાંનો ચોથો ૦કાર પું૰ વ અક્ષર કે તેનો ઉચ્ચાર ૦કારાંત વિ૰ છેડે વકારવાળું

વ અ૰ [ફા] અને

વકટ પું૰ [સર૰ મ, તેલુગુ वकट्ट = એક] ભિલ્લીદંડાની રમતમાં પહેલો દાવ

વકફ વિ૰ [અ वक्फ] સાર્વજનિક, ધર્માદા

વકરવું અ૰ક્રિ૰ [સર૰ મ विकरणें (સં वि + कृ)] બગડવું; વીફરવું (૨) બહેકવું, ફાટવું (૩) ફરી જવું, વાંકું બોલવું

વકરી સ્ત્રી૰, -રો પું૰ [સર૰ મ विक्रा-री (સં वि + क्री)] વેચાણ (૨) વેચાણનું નાણું (૩) વેચાયેલો માલ

વકરું વિ૰ [જુઓ વકરવું] લાંઠ, તોફાની

વકરો પું૰ જુઓ 'વકરી'માં

વકારવું અ૰ક્રિ૰ (પ.) [જુઓ વકરવું] વીફરવું

(૨) સ૦ક્રિ૦ વકરે એમ કરવું, વિફરાવવું
**વકાલત** સ્ત્રી૦ [અ] વકીલાત, વકીલનું કામ. ૦નામું ન૦ અસીલ તરફથી વકીલાત કરવાની સત્તાનો લેખ [-આપવું=વકીલ રોકવો.]
**વકાસવું** સ૦ક્રિ૦ [સં વિ+કસ્] (મોં) પહોળું કરવું–ફાડવું [ઉમેદ
**વકી** સ્ત્રી૦ [અ. વાકીઅ] સંભવ (૨) આશા;
**વકીલ** પું૦ [અ.] સનંદી કાયદાશાસ્ત્રી (૨) એલચી, પ્રતિનિધિ (૩) કોઈના પક્ષની વાત રજૂ કરનાર — તે માટે મથનાર. [-કરવો, -રોકવો=અસીલે વકીલને કામ સોંપવું] -લાત સ્ત્રી૦ -લાતનામું ન૦ જુઓ વકાલત,૦નામું
**વકુલાભરણ** પું૦ સંગીતમાં એક થાટ
**વક્કર** સ્ત્રી૦ [અ, સર૦ હિં., મ] સમજ; અક્કલ, ડહાપણ [વિશેષ કોપવું
**વકોપવું** અ૦ક્રિ૦ [સં વિ+કુપ્] (કા)
**વક્કર** પું૦ [અ વકર, સર૦ મ.] મોભો, વજન (૨) ઢંગ, લાયકી (૩) વિ૦ [જુઓ વકરે] લાઠ; તોફાની [-ખોવો, ગુમાવવો = હલકા પડવું, પ્રતિષ્ઠા ગુમાવવી. -નો પિંડ=હરામનું બાળક (૨) તોફાની જોરાવર છોકરું]
**વક્તવ્ય** વિ૦ [સં] બોલવા જેવું (૨) ન૦ કથન; ભાષણ
**વક્તા** પું૦ [સં] બોલનાર, ભાષણ કે કથા કરનાર -ક્તૃતા સ્ત્રી૦,-ક્તૃત્વ ન૦ બોલવાની છટા -ક્તૃત્વશક્તિ સ્ત્રી૦ છટાદાર બોલવાની કે ભાષણ કરવાની શક્તિ
**વક્ત્ર** ન૦ [સં] મુખ (૨) એક છંદ
**વક્ત્રી** સ્ત્રી૦[સં] 'વક્તા'નું સ્ત્રીલિંગ
**વક્ર** વિ૦ [સં] વાંકું ૦જડ પું૦ કુટીલ તેમ જ મૂર્ખ–હાલના બગડેલા સમયનો સાધુ (મહાવીર તીર્થંકરના સાધુઓના લક્ષણ તરીકે, પહેલાંના તીર્થંકરના સાધુઓની સરખામણીમાં કહેવાય છે.) ૦તા સ્ત્રી૦. ૦તુંડ પું૦ (સં) ગણપતિ (૨) પોપટ. ૦દૃષ્ટિ સ્ત્રી૦ બાડી નજર (૨) વાંકું જ જોનારી – ક્રોધની કે દ્વેષની નજર (૩) વિ૦ તેવી નજરવાળું ૦ભાવ પું૦ વાંકાપણું (૨) છળકપટ -ક્રી વિ૦ વાંકી ડોકે ગાનાર -ક્રીભવન ન૦ (ફિરણોનું) વાંકા થવું તે. -ક્રીભાવ પું૦ વાંક (૨) અપ્રમાણિકતા, આડાપણું -ક્રીય વિ૦ 'કર્વિલીનિયર' (ગ). -ક્રોક્તિ સ્ત્રી૦ કટાક્ષનું વચન (૨) વાંકો બોલ (૩) એક કાવ્યાલંકાર, જેમાં કાકુ કે શ્લેષથી વાક્યનો જુદો જ અર્થ કરવામાં આવે છે (કા. શા.)
**વક્ષ,**૦સ્થલ(-ળ), -ક્ષઃસ્થલ(-ળ) ન૦[સં.] છાતી [આવનારું
**વક્ષ્યમાણ** વિ૦ [સં] કહેવાતું, તરત જ કહેવામાં
**વખ** ન૦ + જુઓ વિષ. -ખિયું વિ૦ ઝેરવાળું
**વખત** પું૦ [અ. વક્ત, સર૦ મ., હિં. વક્ત] કાળ, સમય (૨) તક (૩) માઠી હાલત (૪) નવરાશ (૫) સ્ત્રી૦ (ચ) વાર; ફેરો જેમ કે, એને કેટલી વખત કહ્યું ? [-કાઢવો, ગાળવો, ગુજારવો = સમય વિતાવવો -જોવો = કેટલા વાગ્યા છે એવી ખબર કાઢવી (૨) સમય કે સંજોગો જોવા. -તપાસવો = સંજોગો જોવા. -થવો = કોઈ કામને માટેનો નિયત સમય આવવો કે થવો. -ની છાંયડી = સુખ-દુઃખના વારાફેરા -સાચવવો = વખતસર કામ કરવું] ૦બેવખત અ૦ [+ફા. વેવક્ત] ગમે ત્યારે, અવારનવાર. ૦સર અ૦ યોગ્ય વખતે -તે અ૦કદાચ, સંભવતઃ -તોવખત અ૦ વારંવાર
**વખદલો** પું૦ વાણાના દોષથી થતો કપડાનો નુકસાનીવાળો ભાગ
**વખવખ** સ્ત્રી૦[જુઓ વખો, સર૦ મ.] વખવખવું તે. ૦વું અ૦ક્રિ૦ [સર૦ મ વખવખણેં] વલખાં મારવાં (૨) ખાઉં ખાઉં કરવું, તલપવું -ખાટ, -ખો પું૦ વખવખ [ટંટો, કજિયો
**વખવાદ** પું૦ [જુઓ વિખવાદ]+ દ્વેષ; ઝેર (૨)
**વખાણ** ન૦[પ્રા વક્ખાણ (સં વ્યાખ્યાન), અપ; સર૦ હિં. વખાન] પ્રશંસા ૦વું સ૦ક્રિ૦ પ્રશંસા કરવી (૨) + વિગતથી કહેવું, વર્ણવવું
**વખાર** (૨,) સ્ત્રી૦ [દે વક્ખાર, સર૦ મ વખાર] કોઠાર. [-કરવી = જથાબંધ માલ ભરવા-વેચવાની દુકાન કાઢવી વખારે નાખવું =તરત લક્ષ ન આપવું, ફરી જ ધ્યાન ઉપર ન

આવે તેમ દૂર ધકેલી કાઢવું (લા) ] –રિયો, –રી પુ૦ વખારવાળો (૨) વખારનો નોકર

વખુ ન૦ [प्रा वक्ख (सं पक्ष)] પક્ષ (૨) ઓથ (૩) વગ (૪) વિ૦ નામને લાગતાં–'ના વલણ, લગની કે પક્ષનું' ઉદા૦ બાપવખુ

વખુભર અ૦ (કા.) બહુ જોરથી (વાવુ–ફૂંકાવુ)

વખૂટું વિ૦ ['ખૂટો' (ખૂંટેથી છૂટું થયેલું) કે વિ + છૂટું ?] જુઓ વછૂટું, વિખૂટું

વખો પુ૦ [अ वाकिअह] ભૂખમરાનું સંકટ (૨) સંકટ [વખાનું માર્યું=ભૂખમરો કે સંકટથી હણાયેલું–ધકેલાયેલું, દુખી થયેલું વખો પડવો=ખાવાનું ખૂટવું ખાવાના વખા પડવા, હોવા=ખાવાનું ન હોવુ.]

વખોડણ ન૦ [વખોડવું પરથી] ખોડ, દોષ (૨) વખોડવું તે; નિંદા

વખોડવુ સ૦ક્રિ૦ [दे विक्खोड, સર૦ हिं वखोरना] વગોવવુ; ખોડ કાઢવી, નિંદા કરવી

વખોરો પુ૦ [સર૦ વખાર] ટેબલ કે કબાટનું ખાનું (૨) પાનપેટી

વગ પુ૦; સ્ત્રી૦ [प्रा वग्ग (सं वर्ग); સર૦ म (अ वकअ ?)] જુઓ વગવસીલો (૨) પક્ષ, તરફેણ (૩) જગા, સવડ (૪) તક, અવસર [–કરવો(–વી)=તરફેણ કરવી, પક્ષ કરવો (૨) સગવડ–ગોઠવણ કરવી –ચાલવી, પહોંચવી, લાગવી=વગની અસર થવી. વગે કરવુ, પાડવુ=ઠેકાણે પાડવું; યોગ્ય ઠેકાણે ગોઠવવું વગે પડવું=અનુકૂળતા પ્રમાણે (૨) યુક્તિસર ગોઠવેલું વગે લગાડવુ=કોઈ પણ કામમા લેવુ, કામમાં લગાડવું ]

વગડવુ અ૦ક્રિ૦ [ જુઓ વાગવું ] અવાજ કરવો

વગડાઉ વિ૦ ['વગડો' ઉપરથી] જંગલી

વગડો પુ૦ [प्रा विगड (सं विकट), સર૦ म वगळ] જંગલ, વેરાન કે ઉજ્જડ પ્રદેશ; રાન

વગદાપણું ન૦ વગદાં વીણવાં તે

વગદાં ન૦બ૦વ૦ ફાંફાં [–કરવાં, વીણવાં = ફાંફાં મારવાં, નકામું મથવું ]

વગર અ૦ [अ विगैर, સર૦ म, हिं वगैर] વિના [–આદાની કોટડી=કેદખાનું; જેલની કોટડી ] ૦મફતનું, ૦ફાંસુ અ૦ ફાંસુ, નકામું; મફતનું

વગવસીલો પુ૦[વગ + વસીલો] વગ ને વસીલો મોટાની સાથેનો સંબંધ, તેની ઓથ ને કુમક

વગલુ અ૦ક્રિ૦[प्रा वग्ग (सं वल्ग्)]ગતિ કરવી (૨) કૂદવું (૩) બહુ બોલવુ, બકવું

વગસગ સ્ત્રી૦[વગ દ્વિર્ભાવ ?] વગવસીલો (૨) સમાવેશ થાય તેવી જગા, સગવડ

વગળ પુ૦; ન૦ [प्रा विगल (सं विकल); સર૦ म वगळ] ભેગ (૨) ભ્રષ્ટતા, વર્ણસંકરતા (૩) કપટ ૦વંશી વિ૦ વર્ણસંકર

વગડાવુ અ૦ ક્રિ૦ 'વગાડવું'નું કર્મણિ. –વવું સ૦ક્રિ૦ 'વગાડવું' 'વગડવું'નું પ્રેરક

વગાડવુ સ૦ક્રિ૦ [જુઓ વાગવું] વગડે એમ કરવું, બજાવવું (૨) વાગે – લાગે એમ કરવુ

વગિયુ ,વગીલુ વિ૦['વગ' ઉપરથી]ઓળખીતુ; વગવાળુ (૨) પક્ષપાત કરનાર (૩) ન૦ તરફદારી, પક્ષપાત

વગુ અ૦ [જુઓ વગ] જયે, બાજુ

વગૂતવુ અ૦ક્રિ૦ [सं वि + प्रा गुत्थ (सं. ग्रथित), સર૦ म विगुतणें] ભરાવું; ગૂંચાવું વગુતાવવુ સ૦ક્રિ૦ (પ્રેરક)

વગૂતું વિ૦ [वि + प्रा गुत्त (सं गोत्र)] રખડેલ

વગેરે અ૦ [अ वग़ैरह; સર૦ म वगैरे–रा, हिं वग़ैरह] અને બીજા; ઇત્યાદિ

વગો પુ૦ [જુઓ વગ] લત્તો, ભાગ

વગોણુ,–વણુ ન૦, –વણી સ્ત્રી૦ ['વગોવવુ' ઉપરથી] નિંદા, ફજેતી

વગોવવુ સ૦ક્રિ૦ [प्रा विगोव (सं विगोपय्) =ફજેત કરવું; કે सं वि + गा, સર૦ हिं विगोना] નિંદા કરવી, ફજેતી કરવી

વઘરકુ ન૦ [સર૦ म वगड,–र] રાતી સાઠી જેવી ડાંગર (૨) [સર૦ म वगळ (सं विगल) કે વઘળ] ચળામણ, બગરો

વઘરણુ ન૦ [જુઓ વઘરો] હરકત, વિઘ્ન

વઘરો પુ૦ [सं विग्रह] ટંટો, અણબનાવ (૨) વિઘ્ન (૩) બગડવુ કે સળવા માંડવું તે [–ઘાલવો=કજિયો કરાવવો –નાખવો= વિઘ્ન કરવું ]

હોતા પુ૦ [सं] યજ્ઞમાં મંત્ર ભણી આહુતિ હોમનાર
હોતું (હો) 'હોવું'નું ભૂ૦ કા૦, 'હમેશ હોયા કરવું' એવો અર્થ બતાવવા માટે વપરાય છે
હોત્ર ન૦ [सं] હવનનો કુંડ
હોદ્દો પુ૦[अ हौदज, સર૦ हिं हौदा]અંબાડી
હોદ્દો પુ૦ [अ उह्‌दह] ઓધ્ધો; પદવી, અધિકાર –દ્દેદાર વિ૦ હોદ્દો ધરાવનાર, અમલદાર. –દ્દેદારી સ્ત્રી૦ હોદ્દાવાળા હોવું તે; અમલદારી
હોન પુ૦[कानडी होन=સોનાનાણુ;સર૦म] શિવાજીના વખતનો એક સોનાનો સિક્કો
હોનાર (હો) વિ૦થનાર;બનનાર('હોવું'નું ભ૦કૃ૦)
હોનારત સ્ત્રી૦ [હોવું–હોનાર] બનનાર બનાવ; ભવિષ્ય (૨) અકસ્માત
હોબાળો પુ૦ [જુઓ ઉબાળો=હોહા] લોકોમાં જાહેરાત, ચર્ચા કે ફજેતી (૨) [જુઓ ઓબાળો] ઊંધિયા પર મૂકેલું તાપનું ભઠ્ઠું
હોમ પુ૦ [सं.] હવન; યજ્ઞ ૦કુંડ પુ૦ યજ્ઞનો કુંડ ૦વું સ૦ક્રિ૦ યજ્ઞમાં આહુતિ આપવી ૦શાલા(–ળા) સ્ત્રી૦ હોમ કરવાનો ઓરડો
હોમરૂલ ન૦ [इं] સ્વરાજ
હોમાગ્નિ પું૦ [सं] હોમ–હવનનો અગ્નિ
હોમિયોપથી સ્ત્રી૦ [इं.] રોગોપચારની એક પદ્ધતિ [ખેર!
હોય (હો) 'હોવું'નું વિધ્યર્થ (૨) અ૦ હશે!
હોરવું (હો) સ૦ક્રિ૦ (ચ.) જુઓ વહોરવું
હોરા સ્ત્રી૦ [सं] અઢી ઘડી, કલાક (૨) એક રાશિ કે લગ્નનો અર્ધો ભાગ (૩) જન્મકુંડળી કે તે પરથી ભવિષ્ય ભાખવાની વિદ્યા
હોરી સ્ત્રી૦[સર૦ हिं]એક તાલ (૨) હોળીના દિવસોમાં ગવાતું એક ગાયન [વહોરો
હોરી (ઓ') સ્ત્રી૦(ચ.) વહોરી. –રો પુ૦ જુઓ
હોર્ન ન૦ [इं] ભૂંગળું, મોટરનું ભૂંગળું [–મારવું=હોર્ન વગાડવું.]
હોલ પુ૦ [इं] મોટો ઓરડો, ખંડ
હોલવવું સ૦ક્રિ૦ જુઓ ઓલવવું –ણ ન૦ હોલાઈ જવું તે [ઓલાણ (ફૂવાનું)
હોલાણ ન૦ જુઓ હોલવણ (૨) (ઓ') જુઓ
હોલાવું અ૦ક્રિ૦ જુઓ ઓલાવું
હોલિકા, હોલી સ્ત્રી૦ [सं] હોળી
•હોલી સ્ત્રી૦ [જુઓ હોલો] હોલાની માદા
હોલેદિલ વિ૦[अ]અસ્થિર કે ચસકેલા ચિત્તવાળું (૨) ભોળું –લી સ્ત્રી૦ હોલેદિલપણું
હોલો પુ૦ [दे होल] એક પખી [કલમ
હોલ્ડર ન૦ [इं] વિલાયતી ટાંકની ટાંકવાળી
હોલ્ડૉલ ન૦ [इं] મુસાફરીમાં બિસ્તરો ઇ૦ લપેટી લઈ જવાની એક ખોળ જેવી બનાવટ
હોવાટ પુ૦ [જુઓ હોવાવું] ગભરાટની રોકકોક (ચ)
હોવાપણું (હો) ન૦[હોવું ઉપરથી] અસ્તિત્વ
હોવાવું અ૦ક્રિ૦ ['હો'. હો' રવ૦ ?] (કશા માટે) ગભરાટમાં આમ તેમ દોડવું, સોવાવું
હોવું (હો) અ૦ક્રિ૦[प्रा हु, हव (सं भू)] થવું, બનવું; હયાતીમાં આવવું
હોવે અ૦ [રવ૦] હા
હોશ પુ૦ [फा] ભાન, શુદ્ધિ (૨) શક્તિ, રામ. [–ઊડી જવા=સાનસૂધ જતી રહેવી (બીક કે આફતથી). –માં આવવું=મૂર્છામાંથી જાગ્રત થવું; ભાન આવવું] ૦કોશ પુ૦ બ૦વ૦ ભાન, હિંમત; ચેતના
હોશિયાર વિ૦ [फा] ચાલાક, કુશળ, નિપુણ (૨) સાવધ, સાવચેત, ખબરદાર (૩) સમજુ, બુદ્ધિશાળી [–રહેવું=સાવધ રહેવું] –રી સ્ત્રી૦ હોશિયારપણું [–કરવી, દાખવવી, બતાવવી, મારવી = ડહાપણ મારવી –રાખવી=સાવધ કે ખબરદાર રહેવું]
હૉસ્પિટલ સ્ત્રી૦ [इं] ઇસ્પિતાલ
હોહા, –હો સ્ત્રી૦ [રવ૦] ગડબડ, ઘોંઘાટ, ધમાલ (૨) જાહેરાત કે ચર્ચા (૩) ગભરાટ, ખળભળાટ (૪) અ૦ એવો અવાજ ૦કાર વિ૦ હોહા, ગભરાટ ત્રાસ
હોળવું સ૦ક્રિ૦[જુઓ ઓળવું (ઓળ=પંક્તિ); અથવા प्रा फुल=સાફ કરવું, કે प्रा होल्ल=ભીનું કરવું ?] કાંસકીથી વાળ ઠીક કરવા
હોળી સ્ત્રી૦[प्रा होलिया (सं होलिका)]ફાગણ પૂર્ણિમાનો તહેવાર, તે દિવસે લાકડાં વગેરેનો ઢગલો સળગાવવામાં આવે છે તે (૨) તેમ